3556

# DUKHA NIVĀRAṆA,

BEING

## A COMPENDIUM OF THE PRACTICE OF MEDICINE,

CONTAINING

## A GENERAL DESCRIPTION OF DISEASES,

(INCLUDING DISORDERS OF WOMEN AND CHILDREN,)

THEIR MOST RECENT AND APPROVED TREATMENTS

AND

SEVERAL PRESCRIPTIONS OF INDIAN DRUGS

EXPRESSLY ADAPTED FOR FAMILY USE,

BY

PESTONJI NAOROJI,

GRADUATE, GRANT MEDICAL COLLEGE; LATE SUB-ASSISTANT SURGEON,
J. J. HOSPITAL; AND PHYSICIAN TO
THE KHOJA SAJANBHAI MERALLY'S CHARITABLE DISPENSARY.

SECOND EDITION.

Bombay:

PRINTED AT THE DUFTUR ASHKARA PRESS.

1889.

# દુઃખ નિવારણ,

એટલે

## સર્વેથી છેલ્લી શોધો, અને સુધરેલી રીતિપ્રમાણેનું દરેક જાતનાં દરદોનાં ઈલાજો તથા દવાઓનું કુટુંબોમાં રાખવાજોગ પુસ્તક,

જેમાં અંગ્રેજી તથા ગામઠી, આ બંધે જાતની દવાઓનો સંગ્રહ કરવામાં આવ્યોછે.

બનાવનાર,

પેશાતનજી નવરોજજી,

ગ્રાડ્યુએટ, ગ્રાન્ટ મેડીકલ કૉલેજ; જ૦ જી૦ હાસ્પીટાલનાં માજી સબ-આસીસ્ટંટ સરજ્યન; તથા મરહુમ ઓજન સાજનભાઈ મીરઅલીનાં ધર્મનાં દવાખાનાનાં ડાક્ટર.

બીજી આવૃત્તિ.

મુંબઈ,

દફતર આશકારા છાપાખાનામધે છાપ્યું છે.

સને ૧૮૮૯ ઈસવી.

# PREFACE

## TO THE SECOND EDITION.



The demand for a second edition of a work soon after its publication may be deemed a satisfactory proof, showing not only that it is warmly appreciated but that it supplies the long-felt want of a help or guide to suffering humanity.

The "Dukha Nivárana" was first issued in November 1880. Owing to the rapid advance in Medical science since that time, it has become an absolute necessity to make this edition as complete as possible by embodying in it all such valuable remedies as the scientific researches of the past nine years have established their proved value and efficacy. Full explanations as to their use and action are given with the respective remedies.

Many of the prescriptions and remedies suggested in this volume have been personally tested, and it is hoped that they will not only be of great advantage to heads of families and others who are not within easy reach of medical advice, but to those medical practitioners also, who may find it difficult, owing to pressure of other duties, to keep pace with the rapid progress of the healing art.

Notwithstanding its great simplicity, the work is thoroughly exhaustive in its character, and in addition to its use as a family guide, it may with advantage be introduced as a text or class book in those medical schools wherein instruction is given through the medium of the vernaculars.

I am deeply indebted to the several medical authors from whose works I have drawn my materials. My particular thanks are due to my friend, Mr. Fukeerji Ruttonji, L.M. & S., for his assistance in carefully revising and correcting final proof-sheets and for suggesting important improvements.

Lastly, I have to thank my beloved partner in life for her assiduous care, pains-taking industry and vigilant zeal in assisting me during all the stages of preparation through which this work had to pass. Whatever credit may be attached to the work, it is mainly due to my wife's labour of love in its compilation, and I cannot conclude these remarks without giving a faint expression to my sense of gratitude to her by way of an affectionate tribute of my acknowledgments for her large share in this work.

PESTONJI NAOROJI, G.G.M.C.

*Bombay,*
*September* 1889.

# પ્રસ્તાવના.

## આવૃત્તિ બીજી.

કોઇ પણ પુસ્તકની પેહેલી આવૃત્તિની સંખ્યાબંધ નકલો ખપી ગયા પછી તેની બીજી આવૃત્તિ કાહાડવાની જરૂર પડે, એ બાબદજ એમ બતાવેછે, કે એવાં એક પુસ્તકની કેટલી ખુટ છે, અને જો આ દુઃખનિવારણ પુસ્તક માટે એમ કહું કે તેણે એક ઘણીજ અગત્યની ખુટ પુરી પાડીછે, અને દેશી કુટુંબમાં બીમારીની વેળા તે એક અવસ્યનું સાધણ તથા આશીરવાદ થઇ પડયુંછે, તો તેમ કેહેવામાં જરા પણ સહરાગાત જેવું કંઇ નથી. આ પુસ્તકની ખરી કદર એટલા ઉપરથી જણાશે કે જગેજગથી તેની પુશ્કળ માગણી ચાલુ રહીછે, અને તેની પેહેલી આવૃત્તિની સઘળી નકલો ખલાસ થવાને લીધે, એ માગણી દલગીરી સાથ પાછી ફેરવવામાં આવીછે. એટલા ઉપરથી, સઉથી છેલામાં છેલી સોધો પ્રમાણે, મોટો વધારો કરીને, આ બીજી આવૃત્તિ કાહાડવાની અગત્ય પડીછે.

આ પુસ્તકની પેહેલી આવૃત્તિ ઇ૦ સ૦ ૧૮૮૦ ના નવેમબર માસમાં નીકલી હતી, જેને આજ નવ વરસ થયાંછે. પણ આટલા ટુક વખતમાં વૈદક ગ્નાનની બાબદમાં નવી અને નવી સોધો ચાલુજ રહીછે. એ નવી સોધો તથા નવા એલાજોને આ બીજી આવૃત્તિમાં દાખલ કરી, તેને સંપુર્ણ હાલતમાં પ્રજા હજુર રજુ કરવામાં મેં કંઇ પણ બાકી રાખ્યું નથી.

આ ચોપડીમાં આવેલા ઘણાએક નુસકાઓ તથા ઇલાજો હમોએ પોતે અજમાવેલા છે, અને હમો એમ માનીએ છીએ કે આ પુસ્તક કુટુંબના વડાઓને તથા તબીબી મદદથી દુર રેહેનારાઓનેજ ઉપયોગી થઇ પડશે એટલુંજ નહી, પણ તબીબોને પોતાને પણ ઉપયોગી થશે.

આ પુસ્તક જોકે સાદું તથા ગુચવાડા વગરનું છે, તે છતાં ગભરાતની વેલાએ, તથા સાધારણ દરદોમાં અગત્યની વેલાએ સર્વે પ્રકારની ખુટ પુરી પાડેછે, જેથી કુટુંબમાં, બિમારીની વખતે, એ એક ઘણું અગત્યનું હથીઆર છે. વળી ગુજરાતી ભાષામાં ઇંગ્રેજી વૈદું સીખવવા માટે જે શાલાઓ હાલમાં ઉઘાડવામાં

આવીછે, ત્યાં પણ આ પુસ્તક દાખલ કરવામાં આવશે તો વિદ્યાર્થીઓને એક ઘણુંજ ઉપયોગી સાધન થઇ પડશે.

આ પુસ્તક રચવામાં ઘણાક ગ્રંથકારોની મદદ લેવી પડીછે તેઓનો આ પ્રસંગે ઉપકાર માનુંછું તેમજ હમારા મીત્ર ડાકટર ફકીરજી રતનજી એલ. એમ. ઍન્ડ એસ. જેવણે આ ગ્રંથ છપાતી વેળા ભુલ ચુક તપાસવાની જે તસદી લીધીછે તેવણનો પણ આ પ્રસંગે ઉપકાર માનુંછું.

સેવટે મારે મારી પ્રીય મોહરદારનો મોટો પાડ માનવાનોછે કે જેઓએ આ પુસ્તક બાહાર પાડવાના દરએક તબક્કામાં ખંતવાલી સંભાળ, અથાગ ઉદ્યોગ અને ચાલાકી ભરેલી કાલજી સાથે મને મદદ આપીછે. આ ન્હાનાં પુસ્તકને કાંઇ પણ ફતેહ મળી હોય તો તેનું ઘણું માન મારી વહાલી ધણીયાણીની ઉલટ અને મદદને ઘટેછે અને એ પુસ્તક રચવામાં તેવણે લીધેલા મોટા ભાગને માટે મારૂં હેશાન કબુલ રાખ્યા વીના આ દીબાચો હું ખતમ કરી શકતો નથી.

મુંબાઈ,
અપ્રેમબર ૧૮૮૯.

ડાકટર પેશતનજી નવરોજજી.

# પેહેલી આવૃત્તિનો પ્રસ્તાવના.

વૈદકજ્ઞાન ઉપર આપણી ગુજરાતી ભાષામાં આજસુધીમાં ઘણાંજ થોડાં પુસ્તકો પ્રગટ થયાંછે, પણ તેટલાંથીજ આ માહાભારત વિદ્યા સંપુર્ણ થતી નથી. એ ઉપર જેટલાં પણ પુસ્તકો લખાય તેટલાં થોડાં ગણાશે. વળી જે પુસ્તકો અત્યારસુધીમાં ગુજરાતી ભાષામાં પ્રગટ થઇ ચુક્યાંછે, તેઓને બાહાર પડયાને લાંબો વખત થઇ ગયોછે, ત્યારપછી હમણાંસુધીમાં આ વિદ્યામાં ઘણો ફેરફાર અને સુધારો થયોછે, માંટે હાલની શોધો અને હાલના ઇલાજોનું એક પુસ્તક બનાવવાને મહને માહરા મિત્રો અને ઘરાકો તરફથી વારંવાર સૂચનાઓ થયા-ઉપરથી છેલ્લામાંછેલ્લી શોધો પ્રમાણેનાં દરેક દરદનાં ઇલાજો, માવજતો, દવાઓ, ઇત્યાદિનું આ એક પુસ્તક બનાવી પ્રજાનીઆગળ ધરવાને મેં હિંમત કીધીછે. હજુ પણ એ વિષયઉપર બીજા વધારે સારા અને મોટા ગ્રંથો લખાય એવું હું ઇચ્છુંછું, કે જેથી માહરા દેશી ભાઇઓને ગુણ થાય. આરીતે જો અવારનવાર પુસ્તકો બાહાર પડયા કરે, તો હું ધારૂંછું, કે નિશ્ચય થોડા વખતમાં આ વિદ્યા આપણાં લોકોમાં વધારે પ્રસરશે. વૈદકશાસ્ત્ર ઘાણું બોહોળું અને બિકટછે, તે સમજાવવું અને સમજવું એ કાંઇ સેહેલ નથી, તોયેપણ સાધારણરીતે વૈદક-શાસ્ત્રનાં જો બે ભાગો કર્યે, તો એક ભાગમાં બિમારી થતી અટકાવવાની, તથા બીજા ભાગમાં થયેલી બિમારીનું નિવારણ કરવાની બાબદો વેહેંચાઇ જાયછે. પ્રથમ અગત્યનું તો એછે, કે બિમારી થતીજ અટકાવવી જોઇયેછે, એટલેકે તંદરોસ્તી જાળવવા, વધારવા, તથા સુધારવાનાં સાધારણ ઉપાયોથી જાણીતા થવું જોઇએછે, અને તંદરોસ્તીમાં સુધારો તથા બિગાડો કેમ થાયછે, તેવિષે પુરતી સમજણ રાખવી જોઇએછે. જો તેમ થાય, તો એવા જ્ઞાનથી તંદરોસ્તી વધે, બિમારી નાશ પામે, અને દુનીયાની સપાટી ઉપરથી રોગોનો મોટો ભાગ નિકળી જાય, એમાં કશો સંદેહ નથી.

આ પુસ્તકમાં ઉપર જણાવ્યા પ્રમાણે પ્રથમ તંદરોસ્તી જાળવવાની વિદ્યાઉપર લખવાને મારેથી બન્યું નથી, કેમકે તેમ કરતાં આ પુસ્તક હમણાંનાંકરતાં બમણું મોટું થઇ જાત, અને તરતવેળાની બિમારીનો ઇલાજ કરનારને મોટો ગુચવાડો થાત, માંટે તે ભાગઉપર લખવાનું છોડી દીધુંછે. તેમજ વળી આ પુસ્તકમાં દરદની નીશાનીઓ તથા સબબો ઘણાં લંબાણથી દરસાવ્યા નથી, કારણકે સાધારણ

વાંચનારને તે પારખવું ઘણું અઘરૂંછે, એ કામ સાધારણ વાંચનારનું નહીં, પણ વૈદકનેલગતાં માણસનુંછે. દરદોની નીશાનીઓ તથા સબબો માત્ર વાંચ્યાથી એક દરદ પારખવાની આશા રાખી શકાતી નથી, માંટે તે સઘળું અતરે લંબાણથી સમજાવવાનો પ્રયત્ન કીધો નથી. માહરો મુખ્ય હેતુ અગત્યનીવેળા દરેક દરદને અનુસરતી દવાઓ અને ઇલાજો આપવાનોછે, માંટે આ પુસ્તકમાં હાલનાં ચાલુ ઇલાજો ઉપરાંત યુરોપ અને અમેરિકાનાં હાલનાં વખણાયલા ડાકટરોએ જુદાજુદા અકસીર ઇલાજો, અને નવીનવી દવાઓની જે શોધો કીધીછે અને કર્યા જાયછે, તે જુદેજુદે ઠેકાણેથી ઉતારી લેઇ આ પુસ્તકમાં દાખલ કીધીછે. અંગ્રેજી ભાષામાં વૈદકશાસ્ત્રનેલગતાં પુષ્કળ પુસ્તકોછે, તેની સાહ્યતાથી આ ચોપડીનો ઘણોખરો ભાગ રચ્યોછે. યુનાની તથા દેશી ગ્રંથો ઉપરથી કેટલીક દવાઓનું ગ્નાન લોકોમાં પ્રસરેલુંછે, તેમાંની અજમાવેલી અને ગુણકારક દવાઓનો પણ સંગ્રહ કરીને આ પુસ્તકમાં દાખલ કરવાની મેં અગત્ય જોઇછે. દેશી દવાઓમાંની કેટલીક "શરીર સાંતી," "વૈદકગ્નાન," તથા "ડાઇજેસ્ટ આવ મેડીસીન"નામની ચોપડીઓમાંથી ઉતારવાને ઘટતું જોયુંછે, તેમાંટે હું તે ચોપડીઓનાં બનાવનારાઓનો ઉપકારીછું. આપ્રમાણે એકજ બિમારીનાં અનેક અને તરેહવાર ઇલાજો આ પુસ્તકમાં સમાવેલાછે, કે જો તેઓમાંનાં એકથી ગુણ નહીં જણાય, તો બીજો કામ આવે, અથવા એકની ગેરહાજરીએ બીજું આપવાને બની શકે. વળી ઇલાજો સઘળા સારી સત્તાથી, કેટલાક હમારા પોતાના અજમાવેલા, યુરોપ તથા અમેરિકામાં સત્તાવાર જાહેર થયેલા તથા ઘણાં ગુણકારકછે, તેવિષે આ પુસ્તકમાં વાંચીને અજમાવ્યાથી ખાતરી થશે.

માહરી એટલીજ ઇચ્છાછે, કે માહરા વાંચનારાઓ આ ચોપડીનો સંભાળથી ઉપયોગ કરશે, અને બિમારીનીવેળા ડાકટરની ગેરહાજરીમાં ઘટતા ઇલાજો વગર વખત ખોવે અજમાવશે, અને તેજપ્રમાણે બીજા અગ્નાનીઓને અગત્યનીવેળા સાહ્ય થશે, કે જેથી માહરો મૂળ હેતુ પાર પડેલો હું સમજીશ.

એક બિમારની દવા કીધી એટલે થયું, એવો જે વિચાર આપણાં લોકોમાંછે, તે ઘણો ભુલભરેલોછે. દવા ખુદરતને પોતાનું કામ સારીરીતે બજાવવામાં સાહ્ય કરેછે, એ ખરી વાતછે, પણ તેથી કાંઇ સઘળા બિમારની તદન સાજું થવાની આશા રાખી શકાતી નથી. બિમારને જેટલી દવાની, તેટલીજ તેને દવા, ખોરાક, ઇત્યાદિ આપવા વિષેની માવજત અગત્યનીછે, પણ તે માવજત શિખવવાનું કામ આ ચોપડીનું નથી, પણ તે કામ કેળવણીનુંછે. અનુભવ ઉપરથી જણાયુંછે,

કે ખુદ દવાના કરતાં પણ જો બિમારની બીજી જોઇતી માવજત કીધી હોય, તો તેની તંદરોસ્તી ઉતાવળી પાછી આવેછે.

આ પુસ્તકમાં સ્ત્રી, પુરૂષ, અને બાળકોનાં સઘળી જાતનાં દરદો અને રોગોનાં ઇલાજો, દવા, અને માવજત વિષે લંબાણથી જણાવ્યા ઉપરાંત પુસ્તકને છેડે દવાનાં કોષ્ટકો, માપ તથા ભરત, અને દવાઓનો કોશ, સરકારી ઉપરીપણાં હેઠલ રચાયલા દવાઓનાં કોશ (British Pharmacopia)ની રચનાઉપરથી આપ્યામાં આવ્યોછે. જેમાં દવાઓનાં અંગ્રેજી, લાટીન, તથા ગુજરાતી નામો સહિત, માણસની ઉંમરપ્રમાણે દવાનો વજન (Dose) બરાબર રીતે સમજણ-સાથે આપ્યોછે. વળી દવાનાં વજનનો કોઠો, તથા બિમારની માવજતને લગતી સૂચનાઓ, ઇત્યાદિ આપ્યામાં આવ્યુંછે. આ સૂચના એકવાર સઘળી વંચીને તે ધ્યાંનમાં રાખવાની વાંચનારને અગત્યછે.

આ ચોપડી રચવામાં જેજે બીજાં પુસ્તકોની મદદ લીધીછે, તેનાં બનાવ-નારાઓનો, તથા જેજે ગ્રહસ્થોએ આ કામમાં મને છુટીછવાઇ મદદ આપીછે તેઓનો, તથા આ ગ્રંથ છપાતીવેળા મારા મિત્રો ડાકટર પી. જે. એલ. ડી સોઝા, અને સરજીયન હીરાજી જાંહાંગીરજી, એઓએ .એમાંની ભુલચુક તપાસી જોવાની તસદી લીધીછે, માંટે તેઓનો આ જગ્યાએ આભાર માનુંછું.

ટુંકમાં, એટલુંજ જણાવવાની રજા લઉંછું, કે આ પુસ્તકની ખાંમીઓ તથા ગુણો દરસાવવાનું કામ હમારૂં નથી, એ કામ પ્રજાનું પોતાનુંછે, માંટે તેઓને આ ચોપડીની અગત્યનું તોલ કરવાનું સોંપ્યે છિયે.

અગરજો આ ચોપડીની ભાષામાં કાંઇ ભુલભરેલું જણાય, અથવા બીજી હરકાંઇ ખાંમી જણાય, તો તે સમજુ વાંચનાર ગુજરાતી ભાષાની કેટલીક નહીં મટે એવી અડચણો ધ્યાંનમાં લેઇને ક્ષમા કરશે એવી આશા રાખુંછું.

મુંબઈ,
નવેમબર ૧૮૮૦.

પેશતનજી નવરોજજી.

# સૂચના.



આ પુસ્તકમાં દરેક દરદનાં એકથી વધુ ઈલાજો બતાવેલાછે, તેવિષે સૂચના કરવાની અગત્ય જાણ્યે છૈયે, કે એમાહેલો દરેક ઈલાજ થોડો વખત અથવા એકુ દિવસ અજમાવ્યાછતાં કાંઈ ગુણ નહીં જણાય, તો તે છોડી તરત બીજો અજમાવવો નહીં, પણ બિમારીમાં જણાવેલા ઈલાજો માંહેલો ગમેતે એક, એકથી વધુ દીવશ સુધી અજમાવવો, કે જેથી ગુણ જણાશે. અગરજો તેથી ગુણ નહીંજ જણાય, અથવા તે ઈલાજમાંહેલી દવા તરત મળી નહીં શકે, તો બીજો ગમેતે ઈલાજ વાંચીને તે અજમાવવો જોઈએ.

# રોજીન્દો, આંતરીયો, અથવા ચોથીયો તાવ.

INTERMITTENT FEVER OR AGUE.

**(ઈનટરમીટંટ ફીવર અથવા એગ્યુ.)**

**નીશાની**—આ જાતનાં તાવનાં ત્રણ તબક્કા હોયછે, પેહેલાં થંડી વાગી આવી, થોડા કલાકપછી શરીર ગરમ થાયછે, અને ત્યારપછી થોડા કલાકમાં પરશેવો છુટી તાવ ઉતરી જાયછે.

**ઈલાજો**—થંડી વાગે તે વખતે કાંઇ ગરમ ચીજ, જેવી કે જવનું પાણી, ચા, "વાઇન," "બ્રાંડી" અને ગરમ પાણી, વગેરે પાવું. આજારીને સારીપઠે ગરમ બનુસ ઓરાઢવો. ગરમ પાણી બાટલીમાં ભરીને તેનો, અથવા ભેભટનો, અથવા સેકેલાં મીઠાંનો સેક કરવો. ગરમ પાણીમાં રાઇ નાખીને તેમાં પગ બોળવા. એવી અવસ્થામાં અફીણ ઘણીવાર ગુણકારક થઇ પડેછે, માંટે ૧૫ થી ૨૦ ટીપાં "લાડનમ" નાં લઇ, તેમાં તેટલોજ ભાગ "સલફ્યુરીક ઇઠર" નાખી, તેમાં એક ગ્લાસ પાણી ઉમેરવું, અને તે બિમારને પાવું. ઘણી વખતે થંડી લાગ્યાની એક કલાક અગાઉ આજારીને ઉલટીની દવા આપવાથી વધારે ગુણ થાયછે, અને તેથી થંડી વાગવી બંધ થાયછે, એટલા માટે "ઇપીકાકયુઆના પાઉડર" ગ્રેન ૨૦ થી ૪૦ અથવા સલફેટ આવ ઝીંક ગ્રેન ૩૦ સુધી ગરમ પાણીમાં ડોહવીને બિમારને પાવું.

અગરજો ઝાડો કબજ હોય, માથું જોરમાં દુખે અને ગરમ હોય તો નીચે જણાવેલી દવાઓની એક ગોળી બનાવી ને પાણીમાં ગળવી.

| | | | |
|---|---|---|---|
| કેલોમેલ............... | ગ્રેન ૪ | એક્સટ્રેક્ટ આવ ડેન્ડાલીયન.. | ગ્રેન ૨૦ |

જ્યારે તાવ આવે, અને ચામડી ગરમ થાય, ત્યારે પરશેવો છુટે એવી દવાઓ આપવી, જેવી કે

| | | | |
|---|---|---|---|
| લાઇકર એમોની એસીટેટીસ.. | આઉંસ ૧ાા | સ્પીરીટ ઈથર નાઈટ્રીક.... | ડ્રામ ૨ |
| એપસમ સૉલ્ટ ........ | આઉંસ ૧ાા | કપુરનું પાણી .. ..... | આઉંસ ૬ |

આ મેળવણીમાંથી પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું, અને હુંફાં અથવા થંડાં પાણીમાં વાદળું બોળી, તે શરીર ઉપર ફેરવી તરત લુછી નાખવું. જ્યારે પરશેવો છુટી તાવ તદન ઉતરી જાય, ત્યારે ૨૦ ગ્રેન "કુઇનાઇન ડી સલફસ" લઇ તેના ચાર પડીકાં બનાવી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે આપવું, એમ કર્યાથી બીજે દહાડે તાવ ફરીથી આવશે નહીં. તાવ ગયાપછી પણ એ પડીકાં થોડા દહાડા ચાલુ રાખવાં, અથવા ગમે તો નીચે જણાવેલી દવા પાવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આઇયોડાઇન .............. | મીનીમ | ૪૦ |
| સાકરનો શીરો ..................... | ડ્રામ | ૮ |
| પાણી ........................... | આઉંસ | ૫ાા |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, બિમારને દર ત્રણ કલાકે પાવું.

અગરજો જીભ ઉપર થરો બંધાયે, તો ૩ ગ્રેન "કેલોમેલ", અને ૩ ગ્રેન "એકસટ્રેકટ કોલોસીન્ઠ કમપાઉંડ" સાથે મેળવીને પાણીમાં ફકાડવું, અને ત્રણ કલાક ગયાપછી "એપસમ સૉલ્ટ" અને સુનામખીનો જુલાબ આપવો. અગરજો ઉપલા ઇલાજોથી તાવ ન જાય, તો

| | |
|---|---|
| કુઇનાઇન ડી સલફસ .................. | ગ્રેન ૩૦ |
| આસીડ ટારટરીક .................. | ગ્રેન ૧૫ |
| પાણી .......................... | ડ્રામ ૨ |

એ સઘળાંને મેળવીને તેમાંથી ૧૦ થી ૨૦ મીનીમ જેટલું લઇ "હાઇપોડરમીક સીરીન્જ" (ચામડીમાં મારવાની પિચકારી)વડે ખભાની ચામડીમાં મારવામાં આવેછે, અથવા તો ન્યુત્રલ એમૉરફસ કુઇનાઇન ગ્રેન ૨ થી ૩, તથા પાણી મીનીમ ૨૦, એ બેઉ મેળવીને "હાઇપોડરમીક સીરીન્જ"થી ખભાની ચાંમડીમાં મારવી. ઘણી વખતે નીચલી દવાથી પણ ગુણ થાયછે.

કુઇનાઇડાઇન ગ્રેન ૧૨, એના ત્રણ પડીકાં કરી. અકેકું પડીકું દર ત્રણ કલાકે મોટી ઉંમર વાળાએ પાણીમાં ફાકવું.

| | | | |
|---|---|---|---|
| પોટાશ બ્રોમાઇડ ...... | ડ્રામ ૨ | લાઇકર આરસેનીક.... | મીનીમ ૨૦ |
| કુઇનાઇન ડી સલફસ .... | ગ્રેન ૧૦ | સીન્કોના બાર્કના ચુંટાણો. | આઉંસ ૮ |

આ મેળવણીમાંથી એક વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું. તાવ જો હજી પણ નહીં જાય, તો આજારીને તે જગ્યાએથી ખસેડી બીજી સારી જગ્યામાં લઇજવું.

૩ ડ્રામ નિમક, તથા ૧૬ ગ્રેન "કારબોનેટ આવ આયરન", આ બંધેને મેળવીને, તેના ત્રણ પડીકાં કરી, અકેકું પડીકું, દહાડામાં ત્રણવાર, જયારે તાવ નહીં હોય, ત્યારે પાવું. આ દવા સોંઘી, એટલુંજ નહીં, પણ "કુઇનાઇન ડી સલફસ" કરતાં કેટલીકવાર વધારે અસરકારક છે.

ઘણી વેળા જયારે "કુઇનાઇન ડી સલફસ" થી તાવ જતો નથી, ત્યારે નીચે જણાવેલી દવાઓ મેળવીને, જયારે તાવ નહીં હોય, ત્યારે ૫ ટીપાં, એક ગ્લાસ પાણીમાં ભેળીને, બિમારને દર બે કલાકે પાવાથી ગુણ થાયછે.

| | |
|---|---|
| આઇયોડાઇન .................... | ગ્રેન ૧૫ |
| પોટાશ આઇયોડાઇડ................ | ગ્રેન ૩૦ |
| પાણી ........................ | ડ્રામ ૨॥ |

અગરજો તાવ સાથે નબળાઇ થઇ હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | |
|---|---|
| સાઇટ્રેટ આવ આયરન એન્ડ કુઇનીયા.... | ગ્રેન ૨૦ |
| કમપાઉંડ ઇનિફ્યુઝન આવ જેનશીયન ...... | આઉંસ ૮ |

અથવા તો નીચે લખેલી દવાઓ મેળવીને તેની ૧૬ ગોળીઓ બનાવીને અકેકી ગોળી દહાડામાં ત્રણવાર મોટી ઉમરવાળા બિમારે પાણીમાં ગળવી.

| | |
|---|---|
| રીડયુસ્ડ આયરન ...... ડ્રામ ૦ાા | આરસેનીઅસ આસીડ .. ગ્રેન ૦ાા |
| કુઈનાઈન ડી સલફસ .... ડ્રામ ૦ાા | એક્સટ્રેક્ટ આવ જેનશીયન. ગ્રેન ૪૮ |

આ ગોળીઓથી ગમે એટલા દહાડાની તાવ હશે તે મટી જશે, અને શક્તિ પણ આવશે.

એ જાતનાં તાવઉપર ગામઠી વૈદો નીચે જણાવેલી દવાઓ વાપરેછે.

અતવીશ ડ્રામ ૧—કરિયાતું ડ્રામ ૧—મોંથ ડ્રામ ૧.

આ સઘળાંનો ઝીંણો ભુકો કરીને સાથે મેળવી દેવો, અને તેમાંથી ૨૦ થી ૪૦ ગ્રેન, બિમારને દર ત્રણ કલાકે, જે વેળા તાવ નહીં હોય, તે વેળા દહાડામાં ત્રણવાર પાણીસાથે ફકાડવો. એથી તાવ ફરી આવશે નહીં.

કરિયાતું ડ્રામ ૨—ગુલવેલ આઉંસ ૨—આંમળા ડ્રામ ૧—જદવાર ડ્રામ ૧.

આ સઘળાંનો ઝીંણો ભુકો કરીને સાથે મેળવવો, અને તેમાંથી ૨૦ થી ૪૦ ગ્રેન, જે વેળા તાવ નહીં હોય, તે વેળા દહાડામાં ત્રણવાર પાણીસાથે ફકાડવો.

નીચે જણાવેલી દવાઓ, "કુઈનાઈન ડી સલફસ"ને બદલે જ્યારે તાવ નહીં હોય, ત્યારે ખાધામાં આપેછે, કે જેથી તાવ ફરી આવે નહીં.

અતવીશ ડ્રામ ૧—સાગરગોટા ડ્રામ ૨.

આ બંધેનો ઝીંણો ભુકો કરીને મેળવવો, અને તેમાંથી ૧૦ થી ૨૦ ગ્રેન, જે વેળા તાવ નહીં હોય, તે વેળા દર ત્રણ કલાકે પાણીસાથે ફકાડવો. આ દવાથી તાવ ફરી આવશે નહીં, તથા બિમારને તેથી શક્તિ પણ આવશે.

અતવીશ ડ્રામ ૧—મોંથ ડ્રામ ૧—ગુલવેલ ડ્રામ ૧—સુંઠ ડ્રામ ૦ાા.

આ સઘળાંનો ઝીંણો ભુકો કરીને મેળવવો, અને તેમાંથી ૧૦ થી ૩૦ ગ્રેન, જ્યારે તાવ નહીં હોય, ત્યારે બિમારને, દર ત્રણ કલાકે પાણીસાથે ફકાડવો.

અતવીશ ડ્રામ ૧—કાકડાસિંગ ડ્રામ ૧—મોંથ ડ્રામ ૧.

આ સઘળાંને મેળવીને, ૧૫ થી ૩૦ ગ્રેન જ્યારે તાવ નહીં હોય, ત્યારે દહાડામાં ત્રણવાર ફકાડવું.

તાવની વેળા તેનું જોર નરમ પાડવા માટે કેટલાકો ઉન્નાબનું શરબત પાયેછે, અને તે નીચે જણાવ્યાપ્રમાણે બનાવવામાં આવેછે.

ઉન્નાબ (સુકાં) રતલ ૧—સાકર રતલ ૧—પાણી રતલ ૩.

આ સઘળાંને એક બંધ વાસણમાં ઉકાળવું, અને આસરે ૨ રતલ જેટલું રેહે, કે થંડું પાડીને તેમાંથી ૦ાા થી ૧ આઉંસ થોડાં પાણીમાં ભેળીને બિમારને પાવું.

અગરજો તાવને લીધે શરીર ઘણું ગરમ હોય, ચામડી ગરમ લાગે, બિમારને તરસ ઘણી લાગે, તો તેને થંડક પડવામાટે તથા તાવનો જોર નરમ પાડવા માટે, નીલોફર, અથવા કમળફુલનું શરબત પાવું, જે નીચે જણાવ્યા પ્રમાણે બનાવ્યામાં આવેછે.

તાજાં નીલોફર રતલ ૧ાા અથવા સુકાં નીલોફર રતલ ૦ાા—સાકર રતલ ૧—પાણી રતલ ૩.

આ સઘળાંને એક બંધ વાસણમાં સાથે નાખીને ઉકાળવું, અને આસરે ૧ રતલ જેટલું રેહે, કે થંડું પાડીને તેમાંથી ૦ાા થી ૧ આઉંસ જેટલું, પાણીમાં મેળવીને બિમારને પાવું.

કાસની આઉંસ ૦ાા—તોખમે કુલફા ડ્રામ ૧ાા—ખખલતું પાણી આઉંસ ૧૨.

આ બંધે દવાઓને ખખલતાં પાણીમાં અર્ધો કલાકસુધી ભિંજવી રાખીને, થંડું પડે કે ગાળી કાહાડવું, અને તેમાંથી ૨ થી ૩ આઉંસ, સાકરના થોડા શીરામાં મેળવી, દર ત્રણ કલાકે, જ્યાંસુધી પરશેવો છુટીને તાવ નરમ પડે, ત્યાંસુધી પાવું.

લીમડાની છાલનો ભુકો ડ્રામ ૧—પિપળનો ભુકો ડ્રામ ૧—પાણી આઉંસ ૧૬.

આ સઘળાંને ઉકાળીને. ૧ થી ૩ આઉંસ, દહાડામાં ત્રણવાર પાવું.

---

# જોરાવર જારી તાવ.

## (રીમીટેન્ટ ફીવર=Remittent Fever.)

**નીશાની**—"રોજીન્દા તાવ"ની પડેજ આ તાવની પણ નીશાનીઓ હોયછે, ફેર માત્ર એટલોજ કે "રોજીન્દા તાવ"ની વેળા જેમ દિવસમાં હરેક વખતે તાવ બિલકુલ ઉતરી જાયછે, તેમ આ જાતનાં તાવમાં તે કદી પણ ઉતરી જતો નથી, પણ માત્ર જરા ઓછો થાયછે, તથા શરીરની ગરમી જરા નરમ પડેછે. આ જાતના તાવમાં પ્રથમ ટાહાડ વાગેછે, અને ત્યારપછી જોરમાં તાવ આવેછે, કોઇ વેળા ઉલટી થાયછે, તથા કેટલીક વેળા કબજો પણ જણાયછે. તાવ શરીરમાં ૧૦ થી ૧૬ કલાક સુધી ઘણો જોરમાં રેહેછે, અને ત્યારપછી ચામડીની ગરમી થોડી ઓછી થાયછે ખરી, તોપણ તાવ બિલકુલ શરીરમાંથી જતો નથી. તાવનો જોર ઘણુંકરીને સાંઝે વધારે, અને સહવારનાં શેજ નરમ રેહેછે. આ તાવ ૧૪ થી ૧૫ દિવસસુધી રેહેછે, અને તેથી બિમાર રીબાયા કરેછે. આ વખત વિત્યાકેડે પુશ્કળ પરશેવો પડીને તાવ ઉતરી જાયછે, અને જો બિમાર એટલા વખતમાં સાજો થતો નથી, તો તેને અતિશય નબળાઇ થાયછે, અને તેનો જીવ ધાસ્તીમાં આવી પડેછે.

આ તાવનાં ઘણાંખરા ઈલાજો "રોજીન્દા તાવ" નાં જેવાજ હોયછે, માટે તે અજમાવવા. બીજા વધારે નીચે આપ્યાછે.

**ઈલાજ ૧ લો**—શુરૂઆતમાં, એટલે કે થંડી વાગીને તાવ આવે, કે પ્રથમ તાવનો જોસ નરમ પાડવા માંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| લાઇકર એમોની એસીટેટીસ. | આઉંસ | ૧॥ | સીરપ લેમન ........ | આઉંસ | ૧ |
| ટીંક્ચર એકોનાઇટ...... | માનીમ | ૩૦ | સ્પીરીટ એમોની એરોમેટીક | ડ્રામ | ૨ |
| સ્પીરીટ ઇથર નાઇટ્રીક .. | ડ્રામ | ૨ | પાણી ............ | આઉંસ | ૩॥ |

**ઈલાજ ૨ જો**—

| | | |
|---|---|---|
| સેલાસીન.......................... | ડ્રામ | ૧॥ |
| સાકરનો શીરો ...................... | આઉંસ | ૧ |
| પાણી.............................. | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજ ૩ જો**—

| | | |
|---|---|---|
| લાઇકર એમોની એસીટેટીસ ............ | ડ્રામ | ૬ |
| વાઇન એન્ટીમની પોટાશ ટારટ્રસ.......... | ડ્રામ | ૨ |
| કપુરનું પાણી ...................... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજ ૪ થો**—અગરજો ચાંમડી સુકી રેહતી હોય તો ૩ ગ્રેન "જેમસીસ પાઉડર" દર ત્રણ કલાકે પાણી સાથ ફકાડવું.

**ઈલાજ ૫ મો**—અગરજો તરસ ઘણી લાગતી હોય, તો "લેમોનેડ", બરફ, થંડી ચા, ઇત્યાદિ પાવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તે થંડી પડવાપછી થોડી થોડી પાણીદાખલ પાવી. એ દવાથી ઝાડો પણ સાફ આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પોટાશ ટારટ્રસ ...... | આઉંસ | ૧ | સાકરનો શીરો ...... | આઉંસ | ૨ |
| લેમન ઓઇલ ...... | માનીમ | ૧૫ | ખમખતું પાણી...... | આઉંસ | ૪૦ |

**ઈલાજ ૬ ઠો**—અગરજો ઝાડો ઘણો કબજ રેહેતો હોય, તો પ્રથમ ૪ ગ્રેન "કેલોમેલ" નું એક પડીકું ફકાડીને પછી ત્રણ કલાક વિત્યાકેડે નીચે જણાવેલી દવાઓ મેળવીને, સઘળી એકદમ પાઇ દેવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| એપસમ સૉલ્ટ...... | ડ્રામ | ૨ થી ૪ | માંઉ ........... | આઉંસ | ૦॥ |
| સુનામખીના અર્ક..... | ડ્રામ | ૧ થી ૨ | સુનામખીનો ઉકાળો .. | આઉંસ | ૧॥ |

**ઈલાજ ૭ મો**—અગરજો ઉછાળો ઘણો થતો હોય, પણ ઉલટી આવતી નહીં હોય, તો ૧ આઉંસ "વાઇન ઇપીકાકયુઆના", તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને બિમારને પાવું.

**ઈલાજ ૮ મો**—અગરજો ઉલટી ઘણી જોરમાં આવતી હોય, તો પીપરી ઉપર રાઇ મુકવી, તથા **"ઊછાળો તથા ઊલટી"** નાં મથાળાં હેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઘટતા ઇલાજો કરવા.

**ઈલાજ ૯ મો**—અગરજો ઉપર જણાવેલા ઇલાજો કરવાછતાં તાવનો જોર જરા પણ ઓછો નહીં થાય, અને શરીરની ચામડી ઘણી ગરમ તથા સુક્કી રેહે, તો તેની ગરમી ઓછી કરવામાટે થંડાં પાણીમાં થોડો સેરડીનો સરકો ભેળીને તે વાદળાંવડે આખાં શરીરઉપર લગાડવો, અને તરત જાડા "ટુવાલ"વડે નુછીને શરીર કોરડું કરી નાખવું, અથવા બિમારનાં લુગડાં ઉતારી નાખીને તેને ખુરશી ઉપર બેસાડવો, અને તેનાં માથાંની બે ફીટ ઉંચાઇએથી થંડું પાણી તેનાં આખાં શરીરઉપર નામવું. અને પછી જાડા "ટુવાલ"વડે શરીર નુછીને તે તદન કોરડું કરવું, અથવા થંડાં પાણીમાં ચાદર બોળીને, તે થોડી નિચોવી બિમારનાં શરીરની આસપાસ લપેટવી, અને થોડો વખત એપ્રમાણે રાખ્યાપછી ગરમ ધાબળી તેનાં શરીર ઉપર અર્ધો કલાકસુધી વિંટાળી રાખવી, અને ત્યારપછી તે કાહાડી નાખીને જો પરશેવો પડયો હોય, તો તે નુછીને તેને સુવા દેવો.

**ઈલાજ ૧૦ મો**—એટલા ઇલાજો કર્યાપછી, જો શરીરની ચામડીની ગરમી ઓછી થાય (જે ઘણુંકરીને સવારનાં થાયછે), તો તરત ૧૦ થી ૧૫ ગ્રેન "કુઇનાઇન ડી સલફસ" સવારનાં મળસકામાં પાણીસાથે ફકાડવું, અને ત્રણ કલાક વિત્યાકેડે ફરીથી ફકાડવું. આપ્રમાણે બેથી ત્રણ દહાડાસુધી "કુઇનાઇન ડી સલફસ" આપ્યાછતાં જો તાવ નરમ નહીં પડે, તો ૪ દ્રામ "વારબર્ગસ ટીંકચર", તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, જે વેળા તાવ જરા ઓછો હોય, તે વેળા પાવું, અને જો અગત્ય જણાય, તો બેવાર ફરી પાવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ બેબિરીન ............. | ગ્રેન | ૨૪ |
| ગુલાબનું શરબત ................. | આઉંસ | ૧ |
| પાણી...................... | આઉંસ | ૬ |

**ઈલાજ ૧૧ મો**—અગરજો બિમાર બેશુધ થતો જાય. અને તેને ઘણી સુસ્તી જણાય, તો બોચીઉપર "બ્લીસ્ટર" અથવા રાઇ મુકવી.

**ઈલાજ ૧૨ મો**—અગરજો બિમારને કમળો થયો હોય, તો જમણી બાજુ ઉપર પાંસરાંની નિચ્ચે રાઇ મુકવી, અથવા "ટરપીનટાઇન" ચોપડીને તેઉપર ગરમ સેક કરવો.

**ઈલાજ ૧૩ મો**—અગરજો નબળાઇ ઘણી થઇ હોય, તો દુધ, સેરવો, ઇંડાં, "વાઇન", "બ્રાંડી", ઇત્યાદિ આપવું.

**ઈલાજ ૧૪ મો**—આ તાવમાં પરશેવો પડવા માંટે નીચે જણાવેલી ગામઠી દવાઓ મેળવીને પાવી.

કાકડીનાં બીજ આઉંસ ૧—ખડબુચનાં બીજ આઉંસ ૧—તડબુચનાં બીજ આઉંસ ૧—કાસનીનાં બીજ આઉંસ ૨—દરાખનો સરકો આઉંસ ૧૦—સાકર આઉંસ ૧૦—પાણી રતલ ૧.

પ્રથમ સઘળાં બીજોને પાણીમાં ઉકાળવાં, અને ગાળી કાહાડી, તેમાં સાકર તથા સરકો મેળવીને સઘળું મળી ૩૦ આઉંસજેટલું કરવું. આ મેળવણીમાંથી ૦ાા થી ૧ આઉંસજેટલું પાણીમાં મેળવીને, દહાડામાં ત્રણવાર પાવું.

**ઈલાજ ૧૫ મો**—કાસની આઉંસ ૧ાા—કુલફા બીજ આઉંસ ૧ાા—આલુ નંગ ૧૦—પાણી આઉંસ ૧૨.

આ સઘળાંનો કાવો બનાવી, તેમાંથી ૨ થી ૩ આઉંસ પાવો. આ દવાથી પરશેવો છુટીને તાવ નરમ પડશે.

**ઈલાજ ૧૬ મો**—અગરજો ઘણાં દિવસોસુધી તાવ ચાલુ આવ્યા કરે, તો ૩ ચમચા સુકા આંમળાનો ભુકો, તથા ૧ ચમચો "સીન્કોના બાર્ક"નો ભુકો, આ બંધેને મેળવીને તેનાં ૨ પડીકાં કરવાં, અને એક પડીકું સવારનાં, તથા એક પડીકું સાંઝનાં પાણી સાથે ફકાડવું.

ખોરાકમાં જે વેળા તાવ હોય, તે વેળા માત્ર કાંજી, દુધની ચા, ઇત્યાદિ આપવું, એવી વેળા કોઇ પણ જાતનો દારૂ પાવો નહીં.

**ચેતવણી—આ તાવમાં મોહોડું આવે એવી રીતે પારાની દવા પાવી નહીં, સંગરા અથવા ઘણી જળો કદી પણ મુકવી નહીં.**

---

## ઝીણો તાવ.

(**હેકટીક ફીવર**=Hectic Fever.)

**નીશાની તથા સબબ**—આ તાવને "ઝીણો તાવ", "હાડજવર", અથવા "તપેદીક" કરી પણ કેહેછે. જ્યારે શરીરનાં કોઇ અગત્યનાં ભાગમાં વરમ થઇને તે પાક ઉપર ચઢેછે, તથા તેમાં રસી ઉત્પન્ન થાયછે, ત્યારે બિમારને સાંઝની વેળા ટાહાડ વાગીને ઝીણો તાવ ચઢી આવેછે, મોહોડું રાતું થાયછે, તથા થોડા કલાકમાં તાવ ઉતરીજઇને અતિશય પરશેવો પડેછે. નાડી ઘણી ઉતાવળી ચાલેછે, તથા તે નબળી હોયછે. શરીર ગળાતું જાયછે, તથા દરરોજ નબળાઇ વધતી જાયછે. ખઇ, મરડો, પાહુ, હાડકાંનો સળો, કલેજાનું પાકવું, ઇત્યાદિ બિમારી તથા દરદો વેળા આ જાતનો "ઝીણો તાવ" ઘણો સાધારણ હોયછે.

**ઈલાજો**—કયાં કારણથી આ તાવ આવેછે, તે પ્રથમ શોધી કાહાડી, તેનો ઇલાજ પેહેલાં કરવો, અને શક્તિ આવે એવી દવા આપવી. જેવી કે મગરનું તેલ, "ટીંકચર સ્ટીલ", "કેમીકલ ફુડ", ઇત્યાદિ. ખોરાક સાદો તથા સારો આપવો.

અગરજો પરશેવો અતિશય પડતો હોય, અને બિમાર ગળાતુંજ જાય, તો નીચે જણાવેલા **૮ ઈલાજો** માંહેથી ગમે તે અજમાવવા.

**ઈલાજ ૧ લો**—ટીંકચર બેલેડોના................ મીનીમ ૪૦
ટીંકચર ઓપાઇ................ મીનીમ ૪૦
પાણી................ આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે બિમારને પાવું.

**ઈલાજ ૨ જો**—ક્વીનાઇન સાઇટ્રેટ ............ ગ્રેન ૧૬ થી ૨૦
એક્સટ્રેક્ટ હાઇયોસાઇમસ...... ગ્રેન ૧૨

આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે પાણીસાથે ગળાવવી.

**ઈલાજ ૩ જો**—આસીડ સલફ્યુરીક ડાઇલ્યુટ....... ડ્રામ ૧॥
સાકરનો શીરો ................ આઉંસ ૧
પાણી.................... આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજ ૪ થો**—મારફીયા મ્યુરસ ................ ગ્રેન ૦॥
કેપસીકમ ફ્રુટ ................. ગ્રેન ૧૮
એટ્રોપીયા સલફસ .. ............. ગ્રેન ૦।
પીલ્યુલા એલોઝ એટ મર............ ગ્રેન ૫૪

આ સઘળાંને મેળવીને, તેની અઢાર ગોળીઓ બનાવી, અક્કકી ગોળી, દર રાત્રે જ્યાંસુધી પરશેવો બંધ થાય, ત્યાંસુધી પાણીસાથે બિમારને ગળાવવી.

**ચેતવણી—આ ગોળી જોકે અતિશય ગુણકારક છે, તોયે તેમાંની "એટ્રોપીયા સલફસ" નામની દવા ઘણી ઝેરી છે, માટે તે ડાકટરની સલાહ પુછવા વિના કોઈ સાધારણ માણસે કદી પણ વાપરવી નહીં**

**ઈલાજ ૫ મો**—મારફ્યુ.. ગ્રેન ૦॥ | અફીણ .............. ગ્રેન ૧

આ બંધેને મેળવીને, તેની એક ગોળી બનાવી, રાત્રે ગળાવવી.

**ઈલાજ ૬ ઠો**—૫ થી ૧૦ ગ્રેન "ગેલીક આસીડ," દર ત્રણ કલાકે પાણીસાથે ફકાડવું.

**ઈલાજ ૭ મો**—સુંઠ તથા કપૂરેલ, આ બંધેને મેળવીને તે, અથવા ૨ થી ૪ ડ્રામ "ટીંક્ચર બેલેડોના," ચામડીઉપર ચોપડવું, અથવા ગરમ પાણીમાં સરકો ભેળીને, તે વાદળાંવડે લગાડવું.

**ઈલાજ ૮ મો**—એર્ગોટીસીન..................... ગ્રેન ૩॥
કમપાઉંડ પાઉડર આવ ઈપીકાકયુઆના .. ડ્રામ ૧॥।
કનફેકશન આવ રોઝીઝ........... ડ્રામ ૩

આ સઘળાંને મેળવીને, તેની ૧૦૦ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત જ્યાંસુધી પરશેવો બંધ થાય, ત્યાંસુધી મોટી ઉમરવાળાએ પાણીમાં ગળવી.

**ચેતવણી—ઉપર જણાવેલી "એગેરીસીન" નામની દવા ઘણી ઝેરી છે, માટે તે ડાકટરની સલાહ પુછવા વિના કોઈ સાધારણ માણસે કદી વાપરવી નહીં.**

---

# ઉટીયું ટુટીયું.

(ડેનગ્યુ ફીવર=Dengue Fever.)

**નીશાની**—આ એક જાતનો તાવછે, જે એકાએક આવેછે, અને ચોકસ વખતેજ નરમ પડેછે. માથાંમાં, અને આંખના ડોળામાં જોરમાં ઠોંસો મારેછે, શરીરનું માંસ, તથા સાંધાઓ સુજી આવેછે, અને તેઓમાં ઘણો જોરમાં દુખાવો થાયેછે. તાવ આવ્યાપછી ત્રીજે દહાડે ચામડીઉપર લાલ છાંટ પડેલી જણાયછે, જે ૨૪ અથવા ૪૮ કલાકસુધી દેખાવાપછી જણાતી નથી. નાડી ૧૨૦ થી ૧૪૦સુધી ચાલેછે.

**ઈલાજો ૧ લા**—અગરજો તાવ જોરમાં હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| લાયકર એમોની એસીટેટીસ. | આઉંસ | ૧ | ટીંક્ચર એકોનાઈટ.... | માનીમ | ૨૦ |
| સ્પીરીટ ઈથર નાઈટ્રીક.... | ડ્રામ | ૨ | કપુરનું પાણી ...... | આઉંસ | ૬ |

અગરજો ઝાડો કબજ હોય, તો અવારનવાર ૪ ગ્રેન "કેલોમેલ," અને ૨૦ થી ૪૦ ગ્રેન "રૂહબાર્બ," આ બંનેને મેળવીને, તેનું પડીકું કરીને ફકાડવું, પણ ઝાડાની સખત દવા આપવી નહીં. અગરજો એથી તાવ નહીં મટે, તો થંડાં પાણીમાં સરકો નાખીને તેમાં વાદળું બોળી, દર ત્રણ કલાકે શરીરઉપર ફેરવવું.

**ઈલાજ ૨ જો**—૨ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ બેલેડોના," તથા ૨૦ ગ્રેન "એક્સટ્રેક્ટ જેનશીયન." આ બંનેને મેળવીને, તેની ૪ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે પાણીસાથે ગળાવવી.

**ઈલાજો ૩ જા**—અગરજો પારાની શિશી મુકી જોવાથી શરીરની ગરમી ૧૦૫ "ડીગરી" (ફારેનાઇટ)જેટલી જણાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી લીકરગ્લાસ ભરી દર બે કલાકે પાવી, તથા **ઈલાજો ૧ લા**માં જણાવ્યા પ્રમાણે શરીર ઉપર વાદળું ફેરવવું.

| | | |
|---|---|---|
| સેલીસીલીક આસીડ................. | ગ્રેન | ૬૦ |
| લાયકર એમોની એસીટેટીસ .......... | આઉંસ | ૨ |
| કપુરનું પાણી .................... | આઉંસ | ૪ |

આ દવાથી પુષ્કળ પરશેવો પડશે. અને તેથી તાવ તથા સાંધાનો દુખાવો મટી જશે. બે અથવા ત્રણ દહાડાપછી આ દવા આપવી નહીં, અને જો પરશેવો પડયાપછી નબળાઇ ઘણી જણાય, તો "બ્રાંડી" પાણીમાં ભેળીને પાવો. સાંધામાં દુખાવો ઘણો જોરમાં થતો હોય, અને તે નહીં ખમાય, તો ૧૨ ગ્રેન "ડોવર્સ પાઉડર," અથવા ૦॥ ગ્રેન "મોરફીયા એસીટેટીસ," રાત્રે પાણીસાથે ફકાડવું, અને સાંધાઓઉપર "લીનીમેન્ટ બેલેડોના," "લીનીમેન્ટ ઓપાઇ," તથા "કલોરોફોર્મ," આ ત્રણે સરખે ભાગે મેળવીને ચોપડવું.

**ઈલાજો ૪ થા**—અગરજો તાવનો જોર નરમ પડયાપછી નબળાઈ જણાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી, અને "કલેરેટ" પાવો.

| | |
|---|---|
| લાઈકર સ્ટ્રીકનીયા...... મીનીમ ૨૦ | આસીડ ફોસફોરીક ડાઇલ્યુટ. મીનીમ ૨૦ |
| ટીંક્ચર જેનશીયન કમપાઉંડ. ડ્રામ ૨ | પાણી.............. આઉંસ ૬ |

અગરજો બચ્ચાંને આ તાવથી ઉપલીયું થતું હોય, તો ૩ થી ૫ ગ્રેન "બ્રોમાઇડ આવ પોટાશીયમ," ૧ ચમચી પાણીમાં ડોહવીને, દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજ ૫ મો**—સોજું "કેરોસીન" તેલ, ગુંદરનાં પાણીમાં ભેળીને ૧ થી ૨ ચમચી ભરી, દર ત્રણ કલાકે બિમારને પાવું, તથા એજ તેલ શરીરઉપર પણ ચોપડવું.

---

## ચૌદ દહાડાનો તાવ.

(**ટાઈફસ ફીવર**—Typhus Fever.)

**નીશાની**—આ તાવ "જારી તાવ" ની પડે ચૌદ દિવસસુધી રાત અને દહાડો ચાલુ રેહેછે, અને ઘણી વેળા તે એકવીસ દિવસસુધી પણ ચાલુ રેહે. આ તાવ એકવાર આવ્યાપછી ત્રણથી આઠ દિવસમાં બિમારની ચામડી ઉપર જેમ ગોવરામાં પડેછે, તેમ શેંહતૂરને રંગની છાંટો દેખાયછે, જે પેહેલે દિવસે દાબવાથી નિકળી જાયછે, પણ બીજે દિવસે આંગળાંવડે દાબવાથી નિકળી જવા નેબદલે વધારે દેખાયછે. આ છાંટો ૧૧ થી ૧૨ દિવસસુધી રેહેછે. તાવની શુરૂઆતમાંજ બિમારને ઘણી નબળાઇ તથા થાક લાગેછે, અને જેમજેમ દહાડા જતા જાયછે, તેમતેમ જો તાવનો જોર હોયછે, તો તે બકબક કરેછે, અને તદન બેશુધ થઇ જાયછે. આ જાતનો તાવ યુરોપખંડમાં ઘણો સાધારણછે, અને તે ઘણો ઉતાવળે એક ઉપરથી બીજા, એમ સેંકડો માણસોને ઉડેછે. હમણા કેટલુક થયું આ જાતનો તાવ આપણા દેશોમાં પણ ઘણો પંથરાયેલો જણાયછે. અગરજો આ તાવથી મરણ નિપજેછે, તો તે ૧૨ થી ૧૩ દિવસનીઅંદર નિપજેછે. પણ જો ૧૩ દિવસ વિત્યા હોયછે, તો ઘણુંકરીને બિમારની જીવવાની આશા રેહેછે. ૨૧ મે દિવસે આ તાવ બિલકુલ ઉતરી જાયછે. આ તાવ ઘણાં નામોથી ઓળખાયછે, જેવાંકે ભેજાંનો તાવ (Brain Fever), પિત્તનો તાવ (Bilious Fever), છાવણીનો તાવ (Camp Fever), વાહાણનો તાવ "જેલ-ફીવર" (Jail Fever), હાસ્પીટાલનો તાવ (Hospital Fever), ડાઘવાળો તાવ (Spotted Fever), ઇત્યાદિ. પણ ખરૂં જોતાં આ સઘળાં નામોવાળો તાવ તેજ "ચૌદ દહાડાનો તાવ" છે. આ તાવ અતિશય ઝેરીછે, અને જ્યારે તે એકવાર ફાટી નિકળેછે, ત્યારે સેંકડો બલકે હજારો માણસોનો ઘાણ વાળેછે.

તાવ આવ્યાની ૨ થી ૧૨ દિવસઅગાઉથી બિમારની ભુખ ઓછી થાયછે' ઉંઘ બરાબર આવતી નથી, થાક લાગેછે, જરાજરા થંડી લાગ્યા કરેછે, ઉછાળો થાયછે, બરડામાં દુખાવો થાયછે, તરસ લાગ્યા કરેછે, અને માથું દુખેછે. આ પ્રમાણે ઓછામાંઓછા ૨ અને ઘણામાંઘણા ૧૨ દિવસ સુધી ચાલ્યા કરેછે અને પછી બિમારને એકદમ ટાહાડ વાગીને તાવ ચઢી આવેછે, ચામડી ગરમ તથા સુક્કી હોયછે, ઝાડો કબજ રેહેછે. પિસાબ થોડી તથા રાતા રંગની થાયછે, જીભ ઉપર પેહેલાં ઉજળો થરો હોયછે, પણ પાછળથી તે સુકી થઈને તેઉપર પિળા રંગનો થરો બંધાયછે, નાડી નરમ તથા ઉતાવળી, અને મીનીટમાં ૧૦૦ થી ૧૫૦ સુધી ચાલેછે, પણ જો બિમાર સાજો થવાનો હોયછે, તો તે ઓછી થઈને ૯૬ સુધી ચાલેછે, સુસ્તી તથા નબળાઈ અતિશય હોયછે, આખા શરીરનાં માસમાં કળતર થાયછે, તથા ઉંઘ બિલકુલ આવતી નથી, મોહોડાંનો દેખાવ ભારી તથા જાણે ઘણા દહાડાનો ઉજાગરો કીધો હોય એવો લાગેછે, ભાન રેહેતું નથી, ભેજાંમાંથી વિચારશક્તિ ઓછી થાયછે, અને બિમાર જાણે જાગતો હોય એવી રીતે આંખો ઉંઘાડી રાખીને પડી રેહેછે, પણ તેનીઆસપાસ શું બનેછે, તેનું તેને મુદ્દલ ધ્યાન હોતું નથી. આ છેલ્લી નીશાની ઘણીજ નઠારીછે, અને જો એવીજ અવસ્થામાં બિમાર ૧ થી ૪ દિવસસુધી પડી રેહેછે, તો તેની જીવવવાની આશા રેહેતી નથી. પારાની શિશી બગલમાં મુકીને તપાસવાથી, તેમાં પારો ૧૦૫ "ડીગરી" (ફારેનાઈટ) સુધી ચઢેછે, કાનમાં ઘોંગાટ થાયછે, અને ધીમેધીમે બેહેરાપણું આવેછે, આંખો રાતી થાયછે, અને ૧૦ થી ૧૧ દિવસસુધી તાવ ચાલુ રેહેવાપછી બિમાર બકબક કરેછે, તથા સનેપાત થાયછે, પણ તે વેળા માથું દુખ્વું ઓછું થાયછે, અને આંખની કીકીઓ કંતાઈ જાયછે. પેહેલે અઠવાડીયેથીજ નબળાઈ એટલી હોયછે, કે બિમાર બીજાં માણસની સાહ્યતાવિના બિછાણાંમાં ઉઠી બેસી શકતો નથી, અને જો બેસાડવામાં આવેછે, તો હાથ પગ ધુજેછે. આગળ જણાવ્યાપ્રમાણે આ તાવમાં જે શેંહતૂરને રંગની છાંટો જણાયછે, તે છાંટો પ્રથમમાં હાથનાં પોંહોંચાનીપાછળ તથા પેટઉપર દેખાયછે, અને ત્યારપછી હાથ, પગ, અને છાતીઉપર દેખાયછે. આ છાંટો તાવ આવ્યાપછી ૫ થી ૭ દિવસમાં દેખાયછે, અને ૧૪ થી ૨૧ દિવસમાં તાવ ઓછો થાયછે. સહીઅડમાં જેમ શરીરઉપર પોપડા નિકળેછે, તેમ એ તાવમાં છાંટો નરમ પડતી વેળા પોપડા નિકળતા નથી. નબળાઈને લીધે ઝાડો તથા પિસાબ બિછાણાંમાંજ થયા કરેછે.

અગરજો આ તાવ મરણ નિપજે એટલી હદ્દસુધી હોયછે, તો તેની નીશાનીઓ આગળથીજ આપણને જણાયછે, અને તેવી નીશાનીઓ જો ૧૩ થી ૧૪ દિવસસુધી જણાયછે, તો બીમાર ઘણું કરીને મરણ પામેછે. આ નિશાનીઓ ઘણી હોયછે, જેવીકે નાડી જે મીનીટમાં ૧૨૦સુધી ચાલતી હોયછે, તે ૧૩ દિવસ વિત્યાકેડે ૧૬૦સુધી ચાલેછે, અને દોરાજેવી પાતળી હોયછે, પારાની શિશી બગલમાં મુકી જોવાથી પારો જે ૧૦૩ થી ૧૦૫ "ડીગરી" હોયછે, તે હવે ૧૦૭ "ડીગરી"

સુધી ઉપર ચઢેછે, અથવા ઘટીને છેક ૯૮ "ડીગરી" થી પણ ઓછો થાયછે. શ્વાસ ઘણો ઉતાવળો ચાલેછે, પિસાબ પ્રથમમાં ઘણી થતી હોયછે, તે હવે બિલકુલ બંધ થઇ જાયછે, બેભાનીમાં ઝાડો તથા પિસાબ બિછાણાંમાં થયા કરેછે, પરશેવો પુષ્કળ પડેછે, હાથ પગ ખેંચાયછે, તે તદન બેશુધ થઇ જાયછે. ઉપલીયું થાયછે. દાંત, દાંતનાં પારાઓ. તથા હોઠોઉપર એક જાતનો ભુરા રંગનો, દાણાવાળો થરો બંધાયછે. નઠારી જાતની ખાંસી થાયછે, શરીર થંડું થઇ જાયછે, અને બિછાણાંમાં પડી રેહેતાં બરડામાં ચાઠાં પડી આવેછે.

અગરજો બિમાર સાજો થવાનો હોયછે, તો તાવ આવ્યાપછી જેમજેમ દહાડા જતા જાયછે, તેમતેમ તે બિછાણાંમાં પોતાનીમેળે કોર વાળી શકેછે, સારીપઠે ઉંઘ આવેછે, શરીરની ગરમી ઓછી થઇને ૧૦૦ "ડીગરી" સુધી થાયછે, છાંટો દેખાતી બંધ થાયછે, બકબક કરવું મુકી દેછે, જીભ ભિની રેહેછે, અને બેશુધીની અવસ્થામાંથી તે ધીમેધીમે શુધીમાં આવેછે.

આ તાવ એટલો તો ઝેરીછે, કે દર પાંચ બિમારે એક જણ મરણ પામેછે. આ તાવનીવેળા શ્વાસ ચાલતીવેળા બિમારનાં શ્વાસવાટે, જે હવા બાહાર નિકળે છે, તે કોહેલાં ઘાસનાંજેવી વાસ મારેછે, કારણકે તેમાં "કારબોનીક આસીડ" નામની હવાસાથે "એમોનીયા" નામની હવાનો મોટો ભાગ ભળાયલો હોયછે, યુરોપખંડની કેળવાયલી સોયાણીઓ દમનાં માત્ર આ જાતનાં નઠારા વાસઉપરથીજ આ જાતનો તાવ તરત પારખી શકેછે.

**સબબ**—ઘણી ગિચ્ચ અને વસ્તીવાલી જગ્યામાં રેહેવાથી, તથા ઘરો ઘણાં પાસેપાસે બાંધેલાં હોવાથી હવાનો માર્ગ પુરતો નહીં હોવાનેલીધે, શરીર સ્વચ્છ નહીં રાખવાથી, ગલીચ લુગડાં પેહેરવાની ટેવ રાખવાથી, પુરતો તથા સોજો ખોરાક નહીં મલવાથી, ઇત્યાદિ કારણોને લીધે આ તાવ આવેછે. તેજ પ્રમાણે કોઇ પણ કારણથી શરીર નબળું થવાથી, જેવુંકે લાંબા દહાડાનો ઝાડો આવ્યા કરવાથી, અથવા "સ્કર્વી"નાં દરદથી, તથા ઘણો દારૂ પીનારને આ જાતનો તાવ ઘણો ઉતાવળો ઉડેછે. આ તાવ જુવાન તેમજ બુઢા, પુરૂષ, સ્ત્રી, અથવા બાળક, સઘળાંને એકસરખી રીતે આવેછે.

**ઈલાજો**—આ જાતનાં તાવનો કોઇ પણ ચોકસ ઇલાજ નથી, તથા તેનો વખત પુરો થવાવિના તે નરમ પણ પડતો નથી, તોયપણ જ્યાંસુધી તે શરીરમાં રેહેછે, ત્યાંસુધી દવા, ખોરાક, તથા માવજતથી આપણે મરવાની ધાસ્તીમાંથી બિમારનો બચાવ કરી શકયેછેયે.

અગરજો તાવ થોડાજ દિવસનો આવતો હોય, અને તેને ૬ થી વધારે દહાડા નહીં થયા હોય, તો સર્વેથી પેહેલાં ઉલટી અથવા ઝાડો આવે, એવી કોઇ દવા આપવી, જેવીકે

| | | |
|---|---|---|
| ઇપીકાકયુઆના પાઉડર .............. | ગ્રેન | ૨૦ |
| એમોનીયા બાઇકારબોન.............. | ગ્રેન | ૧૦ |
| માળી આ..................... | આઉંસ | ૪ |

આ ત્રણેને મેળવીને, બિમારને સઘળું પાઇ દેવું. ઉલટી થવાપછી. જો ઝાડો કબજ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને સઘળી પાવી.

કેલોમેલ ........................ ગ્રેન ૩
રૂહબાર્બ પાઉડર .................. ગ્રેન ૩૦
પેપરમીન્ટનું પાણી ................ આઉંસ ૨

અથવા ઉપલી દવાને બદલે ૧॥ આઉંસ એરંડીઉં તેલ, અને ૨૦ આઉંસ કાંજીનું પાણી, આ બંનેને મેળવીને પિચકારીવડે સફરામાં દાખલ કરવું, અથવા ૧૦ ગ્રેન "કમપાઉંડ રૂહબાર્બ પીલ" ની એક ગોળી બનાવીને તે ગળાવવી, પણ બીજો કોઇ જલદ, અથવા ભારે જુલાબ આપવો નહીં.

ઉપર જણાવ્યાપ્રમાણે ઉલટી કરાવી, તથા ઝાડો સાફ લાવીને, ધાતુનાં તેજાબો, જેવાકે "ફોસફોરીક આસીડ ડાઇલ્યુટ," "સલફ્યુરીક આસીડ ડાઇલ્યુટ," અથવા "હાઇડ્રોકલોરીક આસીડ ડાઇલ્યુટ," આ ત્રણમાંથી ગમે તે એક તેજાબનાં ૧૦ ટીપાં પાણીમાં મેળવીને, દહાડામાં ચારવાર પાવાં, અથવા ૧ થી ૨ ટીપાં "આસીડ નાઇટ્રોમ્યુરીએટીક," અથવા ૨૦ ટીપાં "ટીંકચર સ્ટીલ," પાણીમાં મેળવીને. દર ત્રણ કલાકે પાવાં, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી. દર ત્રણ કલાકે રાતદિવસ પાવી.

| | |
|---|---|
| કુઇનાઇનિ ડી સલફસ .... ગ્રેન ૬ | સીરપ જીન્જીબર ...... ડ્રામ ૮ |
| આસીડ સલફ્યુરીક ડાઇલ્યુટ. મીનીમ ૧૬૦ | જવનો ઉકાળો ........ આઉંસ ૮ |
| મેગ્નેશીઆ સલફ્યુરીક ...... ડ્રામ ૨ | |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને. પોણું વાઇનગ્લાસ ભરી. દર ત્રણ કલાકે પાવી.

આસીડ હાઇડ્રોક્લોરીક ડાઇલ્યુટ .... મીનીમ ૧૬૦
આસીડ નાઇટ્રીક ડાઇલ્યુટ ........ મીનીમ ૮૦
સ્પીરીટ ઇથર નાઇટ્રીક .......... ડ્રામ ૪
સીન્કોનાંબાર્કના ઉકાળો ........ આઉંસ ૧૨

"સેંટ ટોમસ હાસપીટાલ" ના જાણીતા ડાકટર ગુલડન આ જાતનાં તાવમાં ઉપર જણાવ્યાપ્રમાણે "કુઇનાઇન ડી સલફસ" થોડા વજનમાં નહી. પણ મોટા વજનમાં, એટલે કે તાવનો જોસ એકદમ ઓછો થાય. અને કાનમાં કસારાં બોલે ત્યાંસુધી ૧૦ ગ્રેન જેટલું, દર બે કલાકે ફકાડવાની ભલામણ કરેછે.

અગરજો ઝાડો ઘણો થતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને. લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | |
|---|---|
| લાઇકર મોરફીયા મ્યુરસ.. મીનીમ ૮૦ | સીરપ ઑરેન્જ ...... ડ્રામ ૮ |
| આસીડસલફ્યુરીક ડાઇલ્યુટ મીનીમ ૪૦ | સુવાનું પાણી ........ આઉંસ ૮ |

આ તાવમાં શરીરની ચામડી અતિશય સુકી તથા ગરમ રેહેછે. એટલા માંટે લોહીની ગરમી ઓછી કરવાસારૂ ૨૦ આઉંસ થંડું પાણી, તથા ૧ ડ્રામ

"કોનડીસ ફ્લુઇડ," આ બંધેને મેળવીને, તેમાં વાદળું બોલી બિમારનાં શરીર ઉપર ફેરવવું, અને જાડા "ટુવાલ"વડે તરત પાછું નુછી નાખવું. આ પ્રમાણે જ્યાંસુધી તાવનો જોસ ઓછો થાય, ત્યાંસુધી દર ત્રણ કલાકે કર્યાકરવું, અથવા ૦।। ગ્લાસ "ટૉઇલેટ વીનીગર," ૨ પ્યાલાં સુમરેટાં પાણીમાં નામીને ઉપર જણાવ્યા પ્રમાણે તે વાદળાંવડે લગાડીને નુછી નાખવું.

અગરજો બિમાર ઘણી બકબક કરતો હોય, અને સનેપાત થવાની ધાસ્તી હોય, અને તેવી અવસ્થામાં બિમાર બેશુધ થઇને મરણ પામે એમ લાગે, તો માથાંઉપર ઝારીવડે પુષ્કળ થંડું પાણી નામવું, જેથી ઘણો ગુણ થશે. વળી આ જાતનાં તાવવાળા બિમારને થંડાં પાણીનાં વાસણમાં પાંચ મીનીટસુધી બેસાડીને પછી તરત બાહાર કાહાડી, તેનું શરીર તદન નુંછી નાખી તેનીઆસપાસ ગરમ ધાબળી લપેટીને બિછાણાંમાં સુવાડવાથી અતિઘણો ગુણ થાયછે. પણ સંભાળ રાખવી, કે પાણીમાં બેસાડતી વેળા, અથવા શરીર નુછતી વેળા બિમારનાં શરીર ઉપર થંડો વા વાગે નહીં. પાણી થંડુ કરવામાંટે માંહે કેટલાક ડાકટરો બરફ નાખેછે. આ પ્રમાણે પાણીમાં બેસાડવાથી બિમાર કોઇવાર થાકી જાયછે, અને જાણે બેશુધ થઇ જતો હોય એવો નબળો પડી જાયછે, પણ તેની કશી ચિંતા કરવી નહીં, પણ તે વેળા તરત "બ્રાંડી" પાવો.

અગરજો બિમારને પિસાબ થોડી થતી હોય, તો તે વધારે લાવવાની અગત્યછે, કારણ કે તેમ થવાથી તાવનું ઝેર પિસાબનેરસ્તે બાહાર નિકળેછે. એટલા માંટે સાદું પાણી, ઉકાળેલું અને ત્યારપછી થંડું કીધેલું જવનું પાણી. "લેમોનેડ," "રાસ્પબેરી વીનીગર" થોડાં પાણીમાં મેળવીને તે, બરફ, અથવા ૨૦ આઉંસ દુધમાં ૨ ડ્રામ સુરોખાર ઉકાળીને થંડું પાડીને તે, આ છમાંથી ગમે તે થોડુંથોડું પાવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, દર ત્રણ કલાકે સઘળી પાવી.

| | | |
|---|---|---|
| સુરોખાર ...................... | ગ્રેન | ૫ |
| નાઇટ્રો મ્યુરીએટીક આસીડ .............. | મીનીમ | ૨ |
| જવનું પાણી...................... | આઉંસ | ૧।। |

અગરજો નબળાઇ ઘણી થઇ હોય, તો ઉપલી દવામાં સુરોખારનેબદલે ૧૫ મીનીમ "સ્પીરીટ ઇથર નાઇટ્રીક" નાખીને તે પાવી.

એક અથવા બે સાફ ઝાડા આવે એમ કરવું જોઇએ, કારણકે એ માર્ગે પણ શરીરમાં ફરતું ઝેર બાહાર નિકળેછે. એટલામાંટે જો ઝાડો સારીપઠે નહીં આવતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ચાર કલાકે, એકથી બે વાર પાવાથી ઝાડો સાફ આવશે.

| | | |
|---|---|---|
| ક્રીમ આવ ટારટર .................. | ડ્રામ | ૨ |
| સીરપ ઑરેન્જ.................... | ડ્રામ | ૮ |
| પાતળું કાંજીનું પાણી ............... | આઉંસ | ૬ |

ખોરાકમાં માત્ર દુધ, અથવા જરા વધારે નિમક નાખીને સેરવો આપવો, તથા ચા, કાંજી પણ આપવી, કારણકે તેથી માથું દુખતું ઓછું થાયછે, અને નાડી વધારે સારીપઠે ચાલેછે.

અગરજો શરીરની શક્તિ અતિઘણી ઓછી થઇ ગઇ હોય, તો ઈંડાં, દુધ, કાંજી, ભુજેલું પાંઉ, ચા, કાફી અને જો અગત્ય જણાય, તો ૧ ચમચી "લીબીગસ એકસટ્રેકટ આવ ચીકન," અને ૨ આઉંસ ખખલતું પાણી, આ બંધે મેળવીને તે, અથવા પિલાંનો સેરવો પાવો.

આ જાતનાં તાવમાં દારૂ આપવાથી ઘણો ગુણ થાયછે. અગરજો બિમારની શકિત ઘણી ઓછી થતી જાય, અને ખોરાક, દવા ઇત્યાદિ પાતી વેળા અથવા પાણીમાં બેસાડતી વેળા અથવા ઉંચકવાથી તેનો જીવ ફરી આવે, પરશેવો અતિશય પડે, ચામડી થંડી થઇ ગઇ હોય, તેનું મોહોડું ચિંતાતુર, જીભ સુકી, તથા નાડી ઝીણી દોરાજેવી અને ઉતાવળી હોય, બેભાનીમાં તે ઉઠીને નાહાસી જવાનો યત્ન કરે, ચામડી ઉપરની છાંટો પેહેલે કાળી, પુષ્કળ, તથા જોરમાં હોય, ઝાડો તથા પિસાબ બિછાણાંમાંજ થઇ જાય, અને સનેપાતનેલીધે તે બિલકુલ બેભાન થવાની અવસ્થામાં હોય, પણ હજી બેભાન થયો હોય નહીં, હાથ પગ ખેંચાય, અને નઠારી જાતની ખાંસી થઇ હોય, તો એવી વેળા ૧ ચમચો "બ્રાંડી," તથા ૨ ચમચા પાણી, આ બંધે ભેળીને, દર અર્ધે કલાકે, અથવા દર બે કલાકે પાવું, જેથી ઘણો ગુણ થશે. પણ અગરજો બિમારની અવસ્થા ઉપર જણાવ્યાજેટલી માઠી નહીં હોય, તો "બ્રાંડી"નેબદલે "વાઇન," અથવા "વીહીસ્કી" પાવો, પણ નીચે જણાવેલી બાબદો ધ્યાનમાં રાખવી, કે જોઇએ તે કરતાં વધારે દારૂ આપવો નહીં, કારણકે ઘણો દારૂ પેટમાં જવાથી ગુણનેબદલે ઉલટો અવગુણ થાયછે, અને તે એકે બિમાર વધારે ઉતાવળો બેશુધ થઇ જાયછે. પ્રથમ ૧ ચમચી "શેરીવાઇન"થી શુરૂ કરવું, અને જેમજેમ અગત્ય જણાય, તેમતેમ વધારતા જવું, તથા જો તાવ જોરમાં હોય, પિસાબ થોડી થતી હોય, તથા તેમાં *ઇંડાંની સફેદીજેવો પદાર્થ જતો હોય, બિમાર દિવાના માણસનીપઠે આડુંઅવળું ઘણું જોરમાં બકે, તો દારૂ બિલકુલ પાવો નહીં. એવી વેળા, એટલે જયારે ઘણી નબળાઇ થઇ ગઇ હોય, ત્યારે બિમારને બનતાંસુધી સુવાડેલોજ રાખવો, અને બિલકુલ ઉઠાડવો, અથવા ઉઠવા દેવો નહીં.

અગરજો બિમાર તદન બેશુધ થઇ ગયો હોય, અને તેથી કાંઇ પણ વસ્તુ મોંહવાટે પેટમાં ઉતરી શકતી નહીં હોય, તો નીચે જણાવેલી વસ્તુઓ મેળવીને પિચકારીવડે સફરામાં દાખલ કરવી, અને તે દર બે કલાકે ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| બ્રાંડી........................ | આઉંસ | ૧ |
| ખાંડી ........................ | ચમચી | ૨ |
| સેરવો........................ | પ્યાલું | ૧ |

* "એલબ્યુમેન."

અગરજો માથું અતિશય દુખતું હોય, ઉંઘ મુદ્દલ આવતી નહીં હોય, અને બિમાર બકબક ઘણી કરતો હોય, ચામડી સુકી અને ગરમ હોય, આંખો રાતી લોહીજેવી હોય, નાડીનો ઠણકો જોરમાં ચાલે, અને દિલનો ધબકારો પણ જોરમાં ચાલે, તો જાણવું કે ભેજામાં લોહીનો જોસ ઘણો થવાથી ભેજાનો વરમ થયોછે. એવી વેળા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર બેથી ત્રણ કલાકે ગળાવવી.

| | |
|---|---|
| એક્સટ્રેક્ટ આવ ઓપીયમ.. ગ્રેન ૨ | ઇપીકાકવુઆના પાઉડર .... ગ્રેન ૮ |
| એન્ટીમની પોટાશ ટારટ્રસ .. ગ્રેન ૧ | એક્સટ્રેક્ટ હાયોસાએમાઇ... ગ્રેન ૮ |

પણ જો એથી ઉલટું ચામડી નરમ તથા ભિની હોય. પરશેવો ઘણો પડે, આંખો રાતીનેબદલે ઉજળી ફિક્કી દેખાય, નાડી જોરમાં ચાલવાનેબદલે ઘણી ઝીણી દોરાજેવી અથવા હાથને મુદ્દલ લાગે નહીં એવી હોય, દિલનો ધબકારો પણ ઘણો ધીમેથી સંભળાય. હાથપગ થંડા હોય, આંકરાં આવે, અને તાણતોડ થાય, તો જાણવું કે અતિશય નબળાઇને લીધે, ભેજામાં પુરતું લોહી નહીં ફરવાથી માથું દુખેછે. અને તેથી બિમારને ઉંઘ પણ આવતી નથી. એવી વેળા "એન્ટીમની પોટાશ ટારટ્રસ" અથવા "ઇપીકાકવુઆના પાઉડર" ની દવાઓ કદી આપવી નહીં, પણ તેનેબદલે શક્તિ આવે એવી દવાઓ આપવી. જેવીકે નીચે જણાવ્યાપ્રમાણે દવાઓ મેળવીને લીકરગ્લાસ ભરી, દર એકથી બે કલાકે પાવી, તથા "વાઇન" પાવો.

| | |
|---|---|
| સ્પીરિટ એમોનિયા એરોમેટીક.... મીનીમ ૪૦ | અથવા ટીંક્ચર ડીજીટેલીસ... ડ્રામ ૧ |
| સ્પીરીટ ક્લોરોફૉર્મ ...... મીનીમ ૪૦ | સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ. ડ્રામ ૧ |
| ટીંક્ચર લેવેન્ડર કમપાઉંડ .. ડ્રામ ૧ | પાણી .......... આઉંસ ૪ |
| કપુરનું પાણી ........ આઉંસ ૪ | |

એ દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી દર બે કલાકે પાવી.

અગરજો આંખની કીકીઓ ખેંચાયલી હોય, મોહોડું તથા શરીર જરા નીલા રંગનું થયેલું જણાય, બિમારને શ્વાસ લેવો ભારી પડતો હોય એમ દેખાય, અને એટલીતો બકબક કરે, કે તે તદન બેશુધ અવસ્થામાં આવશે એવી આપણને ધાસ્તી રેહે, તો અફીણની દવાઓ કદી આપવી નહીં, પણ તેનેબદલે "ક્લોરલ હાઇદ્રસ," અને "બેલેડોના"ની દવાઓ પાવી, જેવીકે ૨ ડ્રામ "સીરપ ક્લોરલ હાઇદ્રસ," તથા ૧ આઉંસ પાણી, આ બંનેને મેળવીને બિમારને પાવું, અને તે દર ત્રણ કલાકે પાવું ચાલુ રાખવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ૭ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે ગળાવવી.

| | |
|---|---|
| એક્સટ્રેક્ટ આવ બેલેડોના................ | ગ્રેન ૧ |
| પાલ્વુસી હાઇડ્રારજીરાઇ ................ | ગ્રેન ૩૦ |
| એક્સટ્રેક્ટ આવ હાયોસાએમસ .......... | ગ્રેન ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને દર બે કલાકે, દહાડામાં બેથી ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| એન્ટીમોનીયલ વાઇન .............. | મીનીમ | ૧૫ |
| ટીંકચર આવ કેસ્ટર .............. | દ્રામ | ૦॥ |
| કેમફર વૉટર.... .............. | આઉંસ | ૧ |

અગરજો બિમાર બુઢું હોય, તો માથું દુખતું નરમ પાડવામાટે તેની બોચી ઉપર સુક્કાં વેહતુર મુકવાં, અથવા માથાંઉપર ગરમ સેક કરવો, પણ જો બિમાર જુવાન હોય, તો કોથલીમાં બરફ ભરીને તે માથાંઉપર સારીપડે ફેરવ્યા કરવું. તથા રાતદિવસ "કોલોનવૉટર," તથા પાણીમાં બરફ નાખીને તે માથાંઉપર મુકયા કરવું.

અગરજો એટલા ઇલાજોથી માથું દુખતું નરમ નહીંજ પડે તો માથાંઉપરનાં બાલ કહડાવી નાખીને, તે ઉપર પેહેલાં રાઇની આગળી મુકી જોવી, અને તેથી જો ગુણ નહીં જણાય, તો માથાંઉપર "બ્લીસ્ટર" મુકવુ, તથા કાનપટ્ટીની પછવાડે એકથી બે જળો મુકવી.

અગરજો બિમારીનીવેળા બરડાઉપર ચત્તું પડી રેહેવાથી ઘસારો થઇને ચાંડાં પડે, તો હવાનાં અથવા પાણીનાં બિછાણાંઉપર બિમારને સુવાડવું.

અગરજો ફુક્કામાં પિસાબ એકઠી થઇ હોય, પણ બિમાર તે બાહાર કાહાડી શકતો નહીં હોય, તો ડાકટરને બોલાવીને સળીવડે તે બાહાર કહડાવવાને કદી ચુકવું નહીં. પણ જો પિસાબ ફુક્કામાં હોવાનેબદલે તેની ઝેરી વસ્તુઓ લોહીમાં ફરતી રેહે, અને પિસાબ બિલકુલ થાયજ નહીં, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર બે કલાકે પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| નાઇટ્રેટ આવ પૉટાસ .. | ગ્રેન | ૮૦ | સ્પીરીટ આવ કલોરોફૉર્મ. | મીનીમ | ૮૦ |
| સ્પીરીટ આવ નાઇટ્રીક ઇથર | મીનીમ | ૮૦ | પાણી.............. | આઉંસ | ૮ |

તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવી.

| | | |
|---|---|---|
| એરંડાનું તેલ .................... | આઉંસ | ૧ |
| ટરપીનટાઇન .................... | દ્રામ | ૮ |
| કાંજી.......................... | આઉંસ | ૧૫ |

અથવા ૪ ગ્રેન "કેલોમેલ," તથા ૨૦ ગ્રેન "જેલેપ પાઉડર." આ બંધેને મેળવીને, તેનું એક પડીકું કરીને પાણીસાથે ફકાડવું.

આ સઘળા ઇલાજો કરવાસાથે બિમારનું બિછાણું ઘણું સ્વચ્છ રાખવું. અગરજો દવા અથવા હરકોઇ પાતાં, ખોરાક ખવડાવતાં, સેકપોત કરતાં, પાણીમાં બેસાડતાં, ઇત્યાદિ માવજત કરતાં બિમારનાં લુગડાં ભિનાયાં, બગડયાં, અને મેલાં થયાં હોય, તો તે ઝટ બદલી નાખવાં, જે ઓરડામાં બિમારને સુવાડયું હોય, ત્યાં માણસોની ગરદી થવા દેવી નહીં, અને એક અથવા બે માવજત કરી શકેએવાં માણસોશિવાય કોઇ બીજાંને માંહે આવવા દેવાં નહીં, ઓરડાની હવા સ્વચ્છ

અને ચોખ્ખી રાખવામાંટે સંડાસ, મોરી, ઇત્યાદિ જગ્યાઓમાં "કારબૉલીક આસીડ" સારીપઠે છાંટવું, અથવા "કૉન્ડીસ એન્ટીસેપટીક ફ્લુઇડ" નાખવું. બિમારનાં બિછાણાંઉપર પણ "કારબૉલીક આસીડ"નો ભુકો ભભરાવવો, ઓરડામાં સઘળે ચુનો લગડાવવો, અને હવાનો માર્ગ ખુલ્લો રાખવામાંટે સઘળાં બારીબારણાં ઉઘાડાં રાખવાં, પણ સંભાળ રાખવી, કે વા બિમારનાં શરીરઉપર પાધરો ફુંકે નહીં.

અગરજો બિમારને વાનાં, અથવા પાણીનાં બિછાણાંમાં સુવાડવાથી પણ બરડાઉપરનાં ચાઠાં નરમ નહીં પડે, અને ઉલટાં વધતાં જાય, તો તેનાં બરડાની નિચ્ચે અલસીની મોટી "પોલ્ટીસ" ગરમ પાણીમાં બનાવીને મુકવી, અને તે રસી લાગવાથી વારંવાર ખરાબ થાય, તો તરત બદલ્યા કરવી. ચાઠાં રૂઝાવવા માંટે ૧ થી ૬ ડ્રામ "પરમેનગેનેટ આવ પોટાશ," તથા ૨૦ આઉંસ પાણી, આ બંવેને મેળવીને તેથી ચાઠાં ધોવાં, જેથી તેમાંથી નિકળતો નઠારો વાસ ઓછો થશે, અને ત્યારપછી તેઉપર રાજમનાં મલમની આગળી બનાવીને મુકવી.

બિમાર જરા સાજું થવા માંડે, કે તેને શક્તિ આવેએવી દવા પીધામાં આપવી, જેવીકે ૧ થી ૨ ચમચી "સીરપ આવ લેક્ટો ફૉસફેટ આવ લાઇમ," તથા ૧ લીકરગ્લાસ ભરી પાણી, આ બંવેને મેળવીને, દર ત્રણ કલાકે પાવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ડાઇલ્યુટેડ નાઇટ્રો મ્યુરીએટીક આસીડ .... | ડ્રામ | ૧ |
| ફ્યુઝનાઇન ડી મલફ્સ................ | ગ્રેન | ૮ |
| ટીંક્ચર આવ સ્ટીલ................ | મીનીમ | ૮૦ |
| ઇનફ્યુઝન આવ સીન્કોના બાર્ક.......... | આઉંસ | ૬ |

બિમારીનીવેળા પેહેરાવેલાં લુગડાંના બનેતો સમૂળગો નાશ કરવો, અથવા ૧ ભાગ "કારબૉલીક આસીડ," અથવા "કૉનડીસ ફ્લુઇડ," અને ૧૦૦ ભાગ પાણી, આ બંવેને મેળવીને તેમાં બોળી રાખીનેપછી બીજાં સોજાં પાણીએ ધોઇને સ્વચ્છ કરીનેપછી તેઓને પાછાં પેહેરવામાં લેવાં, પણ એમનાંએમ ધોબીને ત્યાં ધોવા મોકલવાં નહીં, કારણકે તેમ કરવાથી આખા શેહેરમાં એ તાવ લુગડાંની મારફતે ફેલાયછે. ઓરડામાંહેની હવાને ચોખ્ખી કરવામાંટે "ક્લોરીન ગાસ" પણ વાપરવામાં આવેછે, જે ઘણી સેહેલાઇથી નીચે જણાવ્યાપ્રમાણે બનાવી શકાયછે.

ક્લોરેટ આવ પોટાશ...... ડ્રામ ૨ | આસીડ હાઇડ્રોક્લોરીક .... ડ્રામ ૬

આ સઘળાંને મેળવીને કાચની જુદીજુદી રકાબીઓમાં નાખવાં, તે રકાબીઓ ઓરડાનાં જુદાજુદા ભાગોમાં છુટીછુટી મુકી રાખવી, જેઓમાંથી "ક્લોરીન ગાસ" નિકળીને ઓરડાની ગલીચ હવાને ચોખ્ખી કરશે. આ પ્રમાણે ઓરડાની હવાને ચોખ્ખી કરવાપછીજ તે ઓરડો પાછો વપરાસમાં લેવો.

આ તાવ બીજાં માણસોને ઉડે નહીં, એટલામાંટે બિમારનો ઝાડો, પિસાબ, ઇત્યાદિ ગલીચ વસ્તુઓ સંડાસ, મોરી, અથવા "ગટર"માં નાખવો નહીં, પણ

"કૉનડીસ ડીસઇનફેક્ટીંગ ફ્લુઇડ," "ક્લોરાઇડ આવ ઝીંક," હિરાકસીનું પાણી, "નાઇટ્રેટ આવ લેડ," અથવા "કારબૉલીક આસીડ," આ પાંચમાંહેલી ગમેતે એક વસ્તુ થોડાં પાણીમાં નાખીને તે એક વાસણમાં રાખી મુકવી, અને ઝાડો, પિસાબ, ઇત્યાદિ ગલીચી તેમાં સઘળી એકઠીકરીને પછી દુર એકાંત જગ્યાએ લઇ જઇને નાખવી, અથવા દાટવી. અગરજો ઉપલી વસ્તુઓ તરત મળી શકતી નહીં હોય, તો કોલસો, અથવા ચુનો ગલીચી એકઠી કરવાનાં વાસણમાં નાખવો. આ સંભાળ લેવાની અગત્ય એટલામાંટેછે, કે જો ઝાડો, પિસાબ, ઇત્યાદિ ગલીચીવાળી વસ્તુઓ એમનીએમ સંડાસ, મોરી, અથવા "ગટર"માં નાખવામાં આવી હોયછે, તો આ વસ્તુઓમાંહેલું તાવનું ઝેર આખા ઘેરમાં તથા મોહોલ્લામાં ફેલાયછે. વળી આખા ઘેરને ચુનો લગડાવવો, સંડાસ, મોરી, તથા "ગટર"આગળ ચુનાનો ઢગ મુકી રાખવો, કે જે ઝેરી હવાને ચુસી લેશે. ઘેરમાં રાતદિવસ ગંધક બાળવી, બિમારનાં ઓરડામાં બને તેમ થોડો માત્ર અગત્યજોગ સામાન રાખવો. મુખ્યકરીને શેત્રંજી, સાદડી, ઇત્યાદિ ભોંયઉપર પાંથરવું નહીં, અને જો હોયતો તે કાહાડી નાખવું, કારણકે એ વસ્તુઓ તાવનું ઝેર ઘણું સેહેલથી ચુસી લેછે. અગરજો બિમારનાં લુગડાં પરશેવાથી ભિંજાયાં હોય, તો તે બદલી નાખવાને ભુલવું નહીં, બિમારને ઘેરનાં સર્વેથી ઉપરનાં માળઉપર રાખવો ઘણો સારોછે. તેનું બિછાણું સ્વચ્છ રાખવું, ઓરડાનાં બારીબારણાં એવીરીતે ઉંઘાડાં રાખવાં, કે ખુલ્લો વા ઓરડામાં આવે પણ બિમારનાં શરીરઉપર ફુંકે નહીં.

જે જગ્યાએ ડાકટર મળી શકતો નહીં હોય, ત્યાં આ જાતનાં તાવનો તરત ઉપાય નીચેપ્રમાણે કરવાને એક કાબેલ ડાકટર ભલામણ કરેછે.

*સાકરવાળું ચુનાનું પાણી... ચમચા ૮ | દુધ .................. શેર ૨

આ બંધેને મેળવીને, તેનાં આઠ ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો. આ ઇલાજ જોકે ઘણો સાધારણછે, તોય તે ઘણો ગુણકારકછે, અને જો પ્રથમથીજ કર્યામાં આવેછે, તો તેથી ઘણો ગુણ થાયછે. મુખ્યકરીને જ્યારે જીભનો રંગ કાળો હોય, તથા તે સુકી હોય, નબળાઇનેલીધે દાંતો અને હોઠોઉપર કાળો થરો બંધાયો હોય, તો એ ઉપાયથી અતિશય ગુણ થયાવિના રેહેતો નથી. વળી ડુક્કરની ચરબી, તથા બકરાંની ચરબી, બંવે સરખે ભાગે મેળવીને તે પિગળાવવી, અને બિમારનાં શરીરની ચામડીઉપર દરરોજ સવારનાં તથા રાત્રે એક કલાકસુધી મસળવી.

---

* "સેકેરેટેડ સૉલ્યુશન આવ લાઇમ."

# એકવીસ દહાડાનો તાવ.

(ટાઈફૉઈડ ઑર એન્ટેરીક ફીવર=Typhoid or Enteric Fever.)

આ જાતનો તાવ "ચૌદ દહાડાનાં તાવ" (ટાઇફસ ફીવર)નાંકરતાં તદન જુદીજ જાતનો હોયછે, અને તેથી જુદાંજ કારણોથી એ તાવ આવેછે. "ચૌદ દહાડાનાં તાવ"નીપઠે આ તાવથી પણ હજારો માણસો મરણ પામેછે. આગળ હિંદુસ્તાન દેશમાં એ હમણાનાંજેટલો સાધારણ ન હતો, પણ હવે તેને ઘણે ઠેકાણે પોતાનો દેખાવ દીધોછે. આ તાવ એકવીસ દિવસસુધી ચાલુ આવેછે, અને તેવેળા શરીરમાંથી જરા પણ ખસતો નથી.

**નીશાનો.**—આ તાવમાં ગુલાબી રંગનાં દાણાઓ ઝુમખાનાં આકારમાં દેખાયછે. તેઓ મુખ્યકરી પેટઉપર, અને આઠથી બાર દિવસમાં દેખાયછે. ઝાડા પાણીજેવા, તથા પિળા રંગનાં આવેછે, અને આંતરડાંમાં ચાઠાં પડવાથી તેમાંનું લોહી કેટલીકવેળાં ઝાડાસાથે જાયછે. નબળાઇ અતિશય થાયછે, પેટમાં વા પકડેછે, અને તેથી પેટ ઢોલજેવું મોટું થઇને ચઢી આવેછે. આરીતે ઝાડો થવાથી, એને કોઇવાર "આંતરડાંનો તાવ" પણ કેહેછે.

તાવ આવવાની ૮થી ૧૪ દિવસઅગાઉથી બિમારને સુસ્તી લાગેછે, હાથ-પગમાં કળતર થાયછે, માથું દુખેછે, ચક્કર આવેછે, કેટલીકવાર નાકમાંથી લોહી વેહેછે, ભુખ લાગતી નથી, તથા સારીપઠે ઉંઘ આવતી નથી. આપ્રમાણે ૮ થી ૧૦ દિવસ વિત્યાકેડે તેને ટાહાડ વાગીને પાતળો ઝાડો થઇ આવેછે, તથા ઉલટી થાયછે, અને તાવ આવેછે. પેટ ઢોલજેવું મોટું થાયછે, અને જરાપણ દાબ-વાથી તે દુખેછે, અજવાળું જોવાઇ શકાતું નથી, ભુખ બિલકુલ જતી રેહેછે, પણ તરસ અતિશય લાગેછે, તાવ આખો દિવસ અને રાત શરીરમાં રેહેછે, અને મુખ્યકરીને રાત્રે શરીર વધારે ગરમ રેહેછે, શરીરની ચામડીની ગરમી ૧૦૪ "ડિગ્રી" (ફારેનાઇટ) હોયછે, તથા નાડી ૯૦ થી ૧૨૦સુધી એક મીનીટમાં ચાલેછે, જીભ અણીઆગળથી રાતી હોયછે, તથા તેનીવચ્ચે અને બાજુઓઉપર ચિકણો થરો બંધાયલો હોયછે, જેમજેમ દહાડા જાયછે, તેમતેમ જીભ સુક્કી, રાતી, અને ચળકતી જણાયછે, બકબક કરવાનું ચાલુ થાયછે, બિમાર આડું-અવળું બકેછે, અને ધીમેધીમે તે બેશુધ થાયછે. તાવ આવ્યાપછી ૭ થી ૧૪ દિવસનીવચ્ચે છાતી તથા પેટઉપર ગુલાબી રંગનાં દાણાઓ ફોલ્લીઓનીપઠે ફુટી નિકળેછે, જે ૧ થી ૨ દિવસસુધી દેખાવ દઇ પાછા અણદીઠ થઇ જાયછે, અને તેઓની જગ્યાએ નવા ફુટેછે, આપ્રમાણે ૨૧ દિવસસુધી ચાલેછે. જયારે આ દાણાઓ બિલકુલ જતા રેહેછે, ત્યારે તેઓની જગ્યાઉપર કશા પણ ડાઘો, ચીરાઓ, અથવા ખાડાઓ પડી રેહેતા નથી.

આ તાવની મુખ્ય નીશાનીઓ બે હોયછે. એક ગુલાબી રંગનાં દાણાઓનું ફુટવું, તથા બીજી ઝાડાઓનું આવવું. તાવની શુરૂઆતમાંજ ૫ થી ૬ પાતળા

પાણીજેવા ઝાડાઓ આવ્યા કરેછે, અને ૧૦ થી ૧૪ મે દિવસથી ઝાડો વધારે વાર તથા જોરમાં આવેછે, અધકચરા બાફેલા વટાણાનાંજેવો તેઓનો રંગ હોયછે, તથા તેઓ પાતળા છુંછાવાળા થાયછે. કોઇ વેળા આંતરડાંમાં ચાઠાં પડવાથી ઝાડાવાટે પુષ્કળ લોહી બાહાર પડેછે, અને તે અતિશય વાસ મારેછે. તાવનેલીધે શક્તિ ઘટેછે, અને તેથી ઝાડો તથા પિસાબ બિછાણાંમાં થઇ જાયછે, નઠારી જાતની ખાંસી થઇ આવેછે, અને શ્વાસ સારીપઠે ચાલતો નથી. આ જાતનાં તાવનેલીધે શરીરની માંહેનાં અવયવો, જેવાકે ફેફસું, ગુરદો, કલેજું, તલી, ઇત્યાદિ સઘળાંનો અવારનવાર વરમ થાયછે. અગરજો ગુરદાનો વરમ થાયછે, તો પિસાબ પોતાની હંમેશની રીતપ્રમાણે બનતી નથી, અને તેથી કરીને પિસાબનેલગતી ઝેરી વસ્તુઓ લોહીમાં ફરતી રેહેછે, જેથી બિમારને પાછળા દિવસોઉપર સનેપાત થાયછે, અને તેથી તે તદન બેશુધ થાયછે, તાણુતોડ કરેછે, અને છેલ્લે મરણ પામેછે. મરણ પામવાની થોડી વેળાઅગાઉ, તેને કોઇ વખતે મોટો લોહીસાથનો ઝાડો, અથવા લોહીસાથની ઉલટી થાયછે.

આ તાવ "ચૌદ દહાડાનાં તાવ" નીપઠે જુવાન અથવા બુઢા, પુરૂષ, સ્ત્રી, અને બાળક, સઘળાંને એકસરખી રીતે લાગુ પડેછે.

**સબબ**—નઠારી બાંધણીની મોટી ગટરો, જેમાં દરીઆનું અથવા નદીનું પાણી પુરતા જોસથી આવી નહીં શકવાથી ગલીચી સારીપઠે ધોવાઇ જતી નહીં હોય, તેવી ગટરોમાં ઝીણી ફાટો પડવાથી તેમાંથી એક જાતની ઝેરી હવા શેહેરમાં ફેલાઇને તેમાંથી આ જાતનો તાવ ઉત્પન્ન થાયછે. ઘણીવેળા આ જાતની ગટરોમાં ગલીચ વસ્તુઓનો જથો ઘણાં મહિનાઓસુધી પડીને કોહેછે, અને તેથી પણ બાહારની હવા બગડીને આ તાવ લાગુ પડેછે. કેટલીકવેળા આ ગલીચી ગટરોમાંથી થઇને તેનીઆસપાસનાં કુવા, તળાવો, નદીઓ, ઇત્યાદિનાં પીવાનાં પાણીમાં દાખલ થાયછે, અને તે પાણી પીધામાં અથવા નાહાવામાં લીધાથી આ તાવ આવેછે.

ઘણુંકરીને આ તાવ એક વેળા એક માણસને થવાંપછી તેજ માણસને પાછો આવતો નથી. એક વેળા એનું ઝેર હવામાં દાખલ થવાપછી ઘણી ગિચ્ચ વસ્તીવાળી જગ્યાઓ, જેવીકે લશ્કરનાં સેપાહોની છાવણીઓ, નિશાળો, કારખાનાઓ, તુરંગો, ઇત્યાદિમાં ફેલાયછે. શરીરમાં જેવું આ નઠારી હવાનું ઝેર પેસેછે, કે તરત તાવ આવતો નથી, પણ ૮ થી ૧૪ દિવસો વિત્યાકેડે તે પોતાનો ખરો દેખાવ દેછે, અને એટલા દિવસોસુધી બિમાર બેચેન અને સુસ્ત જેવો ફર્યા કરેછે.

**ઈલાજો**—તાવની શરૂઆતમાં બિમારનાં શરીરની ગરમી ઘટે એટલામાંટે ઉલટી કરાવવાની ઘણી અગત્યછે, માંટે જો તે ઉલટી પોતાનીમેળે નહીં કરે, તો ૦૧ થી ૧ આઉંસ "વાઇન ઇપીકાકયુઆના"ને પોણાં વાઇનગ્લાસ પાણીમાં મેળવીને, દર ૧૮ થી ૨૪ કલાકે પાવું. આપ્રમાને ૨ થી ૩ દહાડાસુધી પાવાથી ઉલટી થશે, અને તેથી શરીરમાંહેલાં લોહીની ગરમી, જે આ તાવમાં પેહેલે

૧૦૩ થી ૧૦૫ સુધી રેહેછે, તેમાં ઘટાડો થશે. જુલાબની કોઈપણ દવા કદી આપવી નહીં, પણ જો ઝાડો ઘણો કબ્જ હોય, તો પેહેલાં ૪ ગ્રેન "કેલોમેલ"નું એક પડીકું ફકાડીને, ત્રણ કલાક વિત્યાકેડે ૧ ચમચો એરંડીઉં તેલ, અથવા ૨૦ ગ્રેન "રૂહબાર્બ," તથા ૩૦ ગ્રેન "મેગનીસ કેલસાઇડ," આ બધે મેળવીને પાણી સાથે ફકાડવું, અથવા માત્ર કાંજીનું પાણી બનાવીને તે એકલું, અથવા માંહે ૧ ચમચો એરંડીઉં તેલ ભેળીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું, અને ઝાડો સાફ આવ્યાપછી, જો બિમાર મજબુત બાંધાનો હોય, તો ૦॥ આઉંસ "ઇનફયુઝન ડીજીટેલીસ," દર આઠ કલાકે બિમારને પાવું, અને તે પાંચથી છ દહાડાસુધી ચાલુ રાખવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને. તેમાંથી ૩ મીનીમજેટલી લેઇ પાણીમાં ભેળીને, દર બેથી ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| આઇયોડાઇન | ડ્રામ | ૧ |
| પૉટાસ આઇયોડાઇડ | ડ્રામ | ૨ |
| પાણી | ડ્રામ | ૧૦ |
| અથવા ટીંક્ચર આવ આઇયોડાઇન | ડ્રામ | ૨ |
| કારબૉલીક આસીડ | ડ્રામ | ૧ |

આ બંધેને મેળવીને, તેમાંથી ૧ થી ૩ ટીપાં. લીકરગ્લાસ ભરી પાણીમાં મેળવીને મોટી ઉંમરના બિમારને દહાડામાં ત્રણ વખત પાવું.
અથવા ૨ ડ્રામ "લાઇકર હાઇડ્રારજીરાઇ બાઇકલોરાઇડ," તથા ૬ આઉંસ પાણી. આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી. દર ત્રણ કલાકે પાવું. અથવા ૨ ડ્રામ "સલફો કારબોલેટ આવ સોડીઅમ." તથા ૬ આઉંસ પાણી. આ બંધેને મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ચાર કલાકે પાવું. તથા તે બેથી ત્રણ દહાડા સુધી ચાલુ રાખવું.

અગરજો બિમારને ઝાડો આવતો હોય, તો ઉપલી દવા મોટી ઉંમરનાં બિમારને આપતી વખતે, તેમાં દર વેળા ૫ ટીપાં "ટીંકચર આવ ઓપીયમ" મેળવીને પાવી. પણ જો ઝાડો કબજ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાંથી ૪ ડ્રામથી ૧ આઉંસ જેટલી મોટી ઉંમરના બિમારને દરએક કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ગ્લીસરાઇન | આઉંસ | ૧ |
| ટારટ્રીક આસીડ | ડ્રામ | ૧ |
| પાણી | આઉંસ | ૬ |

જો બિમાર પેહેલાં મજબુત બાંધાનો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને એકદમ પાઇ દેવી, અને તે દર ચાર કલાકે, દહાડામાં ચારથી પાંચ વાર પાવી, તથા આસરે પંદર દહાડા સુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર બેલેડોના | મીનીમ | ૨૦ |
| સીરપ ઑરેન્જ | ડ્રામ | ૨ |
| પેપરમીન્ટનું પાણી | આઉંસ | ૧॥ |

અથવા ૩ ટીપાં "સલફ્યુરસ આસીડ," નાહાની ઉંમરનાં બચ્ચાંને, તથા ૨૦ ટીપાં મોટી ઉંમરનાં બિમારને, પાણીમાં અથવા સાકરનાં શીરામાં ભેળીને, દર ચાર કલાકે પાવાં, અને બિમારને જો ગંધકનાંજેવો સ્વાદ મોંહુમાં લાગે, અથવા સોડમ આવે, તો તે બંધ કરવાં, અને જો સાથે ઝાડો પણ આવતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગ કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો.

| | | | | |
|---|---|---|---|---|
| સલફ્યુરસ આસીડ .... | મીનીમ ૬૦ | | સાકરનો શીરો ...... | આઉંસ ૧ |
| ટીંક્ચર આવ ઓપાયમ... | મીનીમ ૨૦ | | પાણી ............ | આઉંસ ૬ |
| આસીડ સલફ્યુરીક ડાઇલ્યુટ | મીનીમ ૮૦, | | | |

ઉપલી દવા ઘણી ગુણકારકછે, અને મુખ્યકરીને જો તાવની શુરૂઆતમાંજ આપી હોયછે, તો તેથી ઘણી વેળા બિમાર સાજો થઈ જાયછે. એનો મુખ્ય ગુણ આ જાતની તાવમાં લોહીનીમાંહે ફરતી ઝેરી વસ્તુઓનો તદન નાશ કરવાનોછે.

તંદરોસ્ત હાલતમાં શરીરની ગરમી ૯૮ા° ડિગ્રીથી ૯૯° સુધી રેહેછે. પણ આ જાતની તાવમાં બીજી જાતની તાવ કરતાંને, તે વિશેષ વધીને ૧૦૫° થી ૧૧૦° સુધી થાયછે; તેથી એ જાતની તાવમાં પરસેવો થઈને શરીરની ગરમી ઓછી થવાની ઘણી અગત્યછે. એટલામાટે "ક્લીનીકલ ઠરમૉમીટર" (તાવ જોવાની પારાની સીસી) બિમારની બગલમાં પાંચ મિનીટ સુધી મુકીને શરીરની ગરમી કેટલી ડિગ્રી છે તે પેહેલાં તપાસવી. અગરજો પારાની સીસીથી શરીરની ગરમી ૧૦૧° થી વધારે રેહેતી માલમ પડે, તો નીચે લખેલી દવાઓમાંથી જે તે એક દવા દર અક્કેક કલાકે મોટી ઉમરના બિમારને તેના વજન પ્રમાણે પાણીમાં ફકાડવી.

એન્તીપાઇરીન ગ્રેન ૧૫ થી ૨૦—અથવા થૅલીન ગ્રેન ૩ થી ૪—અથવા કેરીન ગ્રેન ૧૦—અથવા રીસોરસીન ગ્રેન ૧૦—અથવા એનતીફેબ્રીન ગ્રેન ૪.

**ચેતવણી**—ઉપર લખેલી પાંચ દવાઓમાંની કોઈપણ એક દવા આપતી વેળા સંભાળ રાખવાની ઘણી અગત્યછે; અને તે એ કે, એ દવાઓમાં પરસેવો લાવવાનો અને ગરમીનો જોસ ઘટાડવાનો ગુણ છે, માટે પેહેલું પડીકું આપવા પછી એક કલાક વિત્યાકેડે પારાની સીસી બિમારની બગલમાં પાંચ મિનીટ સુધી રાખીને, તે જોવી. અગરજો શરીરની ગરમી ૧૦૧° કે તેથી ઓછી માલમ પડે તો, ઉપલી દવામાંનું બીજું પડીકું ફરીથી આપવું નહીં, કારણ કે તેથી એકદમ ઘણોજ પરસેવો પડવાથી કોઈ વખત બિમાર સુસ્ત થઈ જાયછે. પણ જો તાવની ગરમી તેટલીજ અથવા તેથી વધારે હોય, તો, એજ દવા દર અકેક કલાકે ચાલુ રાખવી, પણ એક વાત ધ્યાનમાં રાખવી, અને તે એ કે, ૨૪ કલાકમાં એ દવાના ફકત ત્રણજ પડીકાં આપવાં. અગરજો એ પડીકાંથી તાવની ગરમી ૧૦૧ ડિગ્રીથી ઓછી થએલી માલમ પડે તો, તાવ ઉતરવાનો લાભ લઈને, તરતજ "કુઈનાઈન ડી સલફસ" ગ્રેન ૧૫ થી ૨૦ પાણીમાં ફકાડવું, અને તાવની ગરમી જો એટલીજ ડિગ્રી ઉતરેલી ચાલુ રેહે તો, દર ત્રણ કલાકે કુઈનાઈનના બીજાં બે પડીકાં પાણીમાં ફકાડવાં.

અગરજો તાવ ૨૧ દહાડાનોજ હશે, તો તે પોતાની હદ પુરી થવા વિના જવાનો નથી. તોપણ ઉપર જણાવેલા ઈલાજો કરવાથી તાવનો જોર વધતો અટકે છે, એટલુંજ નહી, પણ બિમારના શરીરના એકસ અવયવો ઉપર માઠી અસર થતી નથી. તાવની ગરમી ઘટાડવા માટે ઉપલી જે પાંચ દવાઓના નામો આપ્યાંછે, તે દવાઓમાંથી એન્તીપાઈરીન નામની દવા વધારે પસંદ કરવા જોગ છે, કારણ તે બીજી દવાઓના જેટલી દરદીને સુસ્ત કરતી નથી.

શરીરની ગરમી ઘટાડવામાંટે નીચે જણાવેલી દવા પણ ઘણી ઉપયોગીછે, માંટે તે મેળવીને તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, મોટી ઉંમરનાં બિમારને, દર બે કલાકે, દહાડામાં ચાર વાર પાવો, તથા બચ્ચાંને ૧ થી ૨ ચમચી ભરી પાવી, અને જો પરશેવો નહીં પડે, તો એ દવા ચાલુ રાખવી. અગરજો ચામડી સુકી અને ગરમ હોયછે, તો આ દવાથી પરશેવો પડીને તે ભિની અને નરમ થાયછે.

| | | |
|---|---|---|
| સેલીસીન ............ | ગ્રેન | ૪૦ |
| લાઇકર એમોની એસીટેટીસ. | આઉંસ | ૧ |
| ટીંક્ચર ઑરેન્જ ...... | ડ્રામ | ૧ |
| સાકરના શીરા ........ | આઉંસ | ૧ |
| પાણી .............. | આઉંસ | ૪ |

અગરજો ઉપલી દવા પાવાપછી, પેહેલે દિવસે પરશેવો નહીં પડે, તો ચારથી પાંચ દહાડાસુધી એજ દવા પાઇ જોવી.

કેટલાક અનુભવી ડાકટરો આ તાવની શરૂઆતમાં ચામડીની વિશેષ ગરમી ઘટાડવામાંટે ૨૦ થી ૩૦ ગ્રેન "કુઇનાઇન ડી સલફ્સ" તથા ૦૧ ગ્રેન અફીણનો ભુકો, આ બંધેને મેળવીને, દર ત્રણ કલાકે, દહાડામાં બેથી ત્રણ વાર આપેછે, જેથી ઘણી વેળા તાવનો જોસ નરમ પડેછે. તેજપ્રમાણે વળી કેટલાક ડાકટરો આ તાવની શુરૂઆતમાં નીચે જણાવેલી દવાઓ મેળવીને એકદમ પાયછે, તથા તે દર ત્રણ કલાકે ચાલુ રાખેછે. આ ઉપાયો સારાછે, માંટે અજમાવવાની ભલામણ કર્યે છીયે.

| | | |
|---|---|---|
| પૉટાશ કલોરસ...................... | ગ્રેન | ૧૦ |
| આસીડ હાઇડ્રોકલોરીક ડાઈલ્યુટ ........ | માનીમ | ૧૫ |
| પાણી .......................... | આઉંસ | ૧॥ |

આ તાવમાં પીવાની દવાસાથે બાહારનાં ઉપાયો કરવાની ઘણી અગત્યછે. ઘણી વેળા આ તાવની શુરૂઆતમાં બિમારને શરીરે ચરબી અથવા દુધની મલાહી મસળવાથી ઘણો ગુણ થાયછે. બિમારને તાવ આવવા માંડે, કે ૧ પ્યાલાં થંડાં પાણીમાં, ૧ ગ્લાસ "ટૉઇલેટ વીનીગર," અથવા થોડો સોજો સેરડીનો સરકો ભેળીને, તેમાં વાદળું બોળી તે બિમારનાં આખાં શરીર ઉપર સારીપડે ફેરવવું, અને પછી તરત જાડા "ટુવાલ" વડે લુછી નાખવું. આપ્રમાણે દર ત્રણથી ચાર કલાકે કર્યા કરવું, અથવા બિમારને ઘણાં થંડાં, ગમેતો બરફનાં પાણીનાં વાસણમાં આસરે વીસ મીનીટસુધી બેસાડવો, તથા બચ્ચાંને પાંચ મીનીટસુધી બેસાડવું, અને ત્યારપછી બાહાર કાહાડીને શરીર તદન લુછી નાખવું. અને બિમારની ઉમર-

પ્રમાણે થોડો "બ્રાંડી" તથા પાણી ભેળીને પાવો, અને પછી શરીરની આસપાસ ધાબળી લપેટીને સુવાડવો, પણ સંભાળ રાખવી, કે પાણીમાં બેસાડતી વેળા, અથવા બેસાડી રેહેવાપછી થંડો વા શરીરઉપર ફુંકે નહીં, તેમાંટે બારીબારણાં બંધ રાખવાં. અગરજો એ ઉપાય કરતી વેળા બિમારને ટાહાડ વાગી આવે, તથા તેનો જીવ ફરી આવે, તો પાણીમાંથી તરત બાહાર કાહાડી લેવો, અને ફરીથી એમ કરવું નહીં, પણ ઉપર જણાવ્યાપ્રમાણે માત્ર વાદળું શરીર ઉપર ફેરવવું. આ ઉપાયો ઘણાં ગુણકારકછે, માંટે તે જરૂર કરવા. ડાકટરની ગેરહાજરીમાં પણ ઉપલા ઉપાયો ઘણાં કામ લાગેછે. વળી સંભાળ લેવી, કે જો બિમારને ખાંસી થઇ હોય, તો ઉપર જણાવ્યાપ્રમાણે વાદળું શરીરઉપર ફેરવવામાં કશી અડચણ નથી, પણ જો ઝાડાસાથે લોહી પડતું હોય, અને બિમારનું પેટ દાબવાથી તેમાં ઘણો દુખાવો થતો જણાય, તો વાદળું ફેરવ્યાથી અવગુણ થાયછે.

આ તાવમાં પ્રથમથીજ ઝાડો થોડોથોડો અને પાતળો આવ્યા કરેછે, જેથી એકરીતે જોતાં ગુણ થાયછે, કારણકે તેમ થવાથી શરીરમાં ફરતું ઝેર ઝાડાને રસ્તે બાહાર નિકળેછે, પણ જો ઝાડો વારંવાર થતો હોય, અને વધારે થાય, તો તે અટકાવવો જરૂરછે, એટલામાંટે જો જીભઉપર ઉજળો થરો થયો હોય, તો

| | | |
|---|---|---|
| બ્લુ પીલ ........................ | ગ્રેન | ૧૨ |
| ઇપીકાકયુંઆના પાઉડર ................ | ગ્રેન | ૨ |
| અફીણ ........................ | ગ્રેન | ૨ |

આ સઘળાંને મેળવીને, તેની બાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર એકથી બે કલાકે બિમારને ગળાવવી, અને દાંતનાં પારાઓ સુજી આવે, કે તે બંધ કરવી. આ ગોળીઓ ઘણી ગુણકારકછે, અને તેઓ ઝાડાનો રંગ બદલીને તેઓને ધીમેધીમે બંધ કરેછે. અગરજો એ ઉપાયથી ઝાડા બંધ નહીં થાય, તો નીચે જણાવેલા **૭ ઈલાજો**માંહેલો ગમેતે એક અજમાવવો.

**ઈલાજ ૧ લો**—

| | | |
|---|---|---|
| એરંડાઉં તેલ ................ | મીનીમ | ૨૫ |
| ગુંદરનો ભુકો ................ | ડ્રામ | ૩ |
| સ્પીરીટ ક્લોરોફૉર્મ............ | મીનીમ | ૪૦ |
| બીસમથ સબ નાઈટ્રસ.......... | ગ્રેન | ૬૦ |
| લાઇકર મૉરફીયા મ્યુરસ ........ | ડ્રામ | ૧ |
| પાણી.................... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, લીકરગ્લાસ ભરી, દર એકથી બે કલાકે, જયાંસુધી ઝાડો બંધ થાય, ત્યાંસુધી મોટી ઉંમરનાં બિમારને પાવું. બચ્ચાંને એકથી બે ચમચી ભરી પાવું. ઘણીવેળા જયારે કોઇપણ બીજી દવાથી ઝાડો બંધ થતો નથી, ત્યારે એ ઉપલી દવાથી થાયછે.

**ઈલાજ ૨ જો.**—હાઇડ્રોક્લોરીક આસીડ ડાઇલ્યુટ, અથવા આસીડ સલફ્યુરીક ડાઇલ્યુટ... } ડ્રામ ૨
લાઇકર ઓપાઇસેડેટીવ...... મીનીમ ૩૦
સાકરનો શીરો .......... આઉંસ ૨
પાણી ............... આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજ ૩ જો.**—ક્લોરોડાઇન.......... મીનીમ ૬૦
ઇનફ્યુઝન હીમેટૉક્સીલાન, અથવા ઇનફ્યુઝન લૉગવુડ .... } આઉંસ ૬
ટીંક્ચર ઓપાઇ........ મીનીમ ૨૫
ઇનફ્યુઝન આવ મેટીકો .. આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે બિમારને પાવું.

**ઈલાજ ૪ થો.**—ગેલીક આસીડ ............ ગ્રેન ૨૦
પલવીસ કાઇનો કમપાઉંડ ...... ગ્રેન ૨૦ થી ૪૦
બીસમથ ટેનેટ.............. ગ્રેન ૩૦

આ સઘળાંને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અકેકું પડીકું, દર ત્રણ કલાકે ફકાડવું. આ પડીકાં ઘણાં ગુણકારકછે.

**ઈલાજ ૫ મો.**—ટીંક્ચર કાઇનો............ ડ્રામ ૨
ટીંક્ચર ક્રેમારીઆ.......... ડ્રામ ૨
સીરપ પેપેવર ............ આઉંસ ૦॥
ઇનફ્યુઝન લૉગવુડ.......... આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજ ૬ ઠો.**—કારબૉલીક આસીડ સોજી...... ગ્રેન ૩
અફીણ ................ ગ્રેન ૧
બીસમથ સબ નાઇટ્રસ ........ ગ્રેન ૧૮
એક્સટ્રેક્ટ જેનશીયન ........ ગ્રેન ૫

આ સઘળાંને મેળવીને, તેની છ ગોળીઓ બનાવી, અકેકી ગોળી, દર ત્રણ કલાકે, બિમારને પાણીસાથે ગળાવવી.

**ઈલાજ ૭ મો.**—ચૉક મીક્સચર .......... આઉંસ ૬
એક્સટ્રેક્ટ બેલ લીક્વીડમ .... આઉંસ ૦॥
ટીંક્ચર કીનુ ............. ડ્રામ ૨
ટીંક્ચર ઓપાઇ .......... ડ્રામ ૦॥
સબ નાઇટ્રેટ આવ બીસમથ.... ગ્રેન ૬૦
પલવીસ ક્રીટા કમપાઉંડ ...... ગ્રેન ૬૦

આ સઘળાંને મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અકેકો ભાગ દર ત્રણ કલાકે બિમારને પાવો.

**અગરજો ઝાડાસાથે લોહી જતું હોય, તો નીચે જણાવેલા ૫ ઈલાજો માંહેલો ગમેતે એક ઈલાજ કરવો. અલબતાં એક ઈલાજથી જો ગુણ નહીં જણાય, તો બીજો ઈલાજ અજમાવવો જોઈએ.**

**ઈલાજ ૧ લો.**—પ્લમબાઈ એસીટસ .......... ગ્રેન ૨૮
ડાઈલ્યુટેડ એસેટીક આસીડ .... ડ્રામ ૧
ડીસ્ટીલ્ડ વૉટર ............ આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, અર્ધું લીકરગ્લાસ ભરી, દર અર્ધે કલાકે જ્યાં-સુધી લોહી પડતું બંધ થાય, ત્યાંસુધી બિમારને પાવું.

**ઈલાજ ૨ જો.**—ગેલીક આસીડ................. ગ્રેન ૧૨
અફીણનો ભુકો .............. ગ્રેન ૧

આ બંધેને મેળવીને, તેનું એક પડીકું કરી, દર ત્રણ કલાકે પાણીસાથે બિમારને ફકાડવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટરપીનટાઈન .......... | ડ્રામ | ૧ | ટીંક્ચર કાઈનો ...... | ડ્રામ | ૩ |
| ગુંદરનો ભુકો.......... | ડ્રામ | ૧ | ટીંક્ચર ઓપાઈ...... | મીનીમ | ૮૦ |
| સ્પીરીટ ઈથિર નાઈટ્રીક .... | ડ્રામ | ૧ | પાણી............. | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો.

**ઈલાજ ૩ જો.**—લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ .. ડ્રામ ૧
પાણી .................... આઉંસ ૧

આ બંધેને મેળવીને, સઘળું એકદમ પાવું, તથા તે દર બેથી ત્રણ કલાકે, જેમ અગત્ય જણાય, તેમ પાવાનું ચાલુ રાખવું. આ દવાથી ઘણો ગુણ થાયછે, અને લોહી તરત બંધ થશે.

**ઈલાજ ૪ થો.**—મોરથુથુ ગ્રેન ૨—અફીણ ગ્રેન ૨.

આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે ગળાવવી.

**ઈલાજ ૫ મો.**—નાઈટ્રેટ આવ સીલવર ...... ગ્રેન ૧ થી ૩
ચોખાનો આટો .......... જોઈએ એટલો.
એક્સટ્રેક્ટ આવ બેલેડોના .... ગ્રેન ૨
એક્સટ્રેક્ટ આવ ઓપીયમ .... ગ્રેન ૧

આ સઘળાંને મેળવીને, તેની છ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર છ કલાકે બિમારને ગળાવવી.

**ચેતવણી.—આ ગોળીઓ ઝેરીછે, માટે ડાકટરની સલાહવિના કોઈ બીજા પુરૂષે તે વાપરવી નહીં.**

અગરજો ઝાડાસાથે લોહી અતિશય જતું હોય, તો ઉપર જણાવેલા ઈલાજો માંહેલો એકપણ અજમાવવાનેબદલે ડાકટરને બોલાવીને ૨ થી ૩ ગ્રેન "અરગોટીન"ને ૫ ટીપાં પાણીમાં ડોહવીને તે પિચકારીવડે ખભાંની ચામડીમાં દાખલ કરવું, તથા બરફનું પાણી બનાવીને તે પિચકારીવડે સફરામાં મારવું, અને જો પેટઉપર અકડસાત નહીં હોય, તો તેઉપર બરફ ફેરવવું, તથા બરફ ખાધામાં આપવું.

આ તાવમાં ઝાડાસાથે પેટમાં વા પકડીને પેટ ફુલી આવેછે. અગરજો આપ્રમાણે થાય. તો નીચે જણાવેલા **૨ ઈલાજોમાંહેથી** ગમે તે એક અજમાવવો.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૧ લો.**— | ટરપીનટાઈન............ | ડ્રામ | ૦॥ |
| | ટીંક્ચર ઓપાઈ ........ | મીનીમ | ૧૦ |
| | ટીંક્ચર કાઈનો ........ | ડ્રામ | ૨ |
| | કાંજીનું પાણી .......... | આઉંસ | ૨ |

આ સઘળાંને મેળવીને, પિચકારીવડે સફરામાં દાખલ કરવું, જેથી વા પુષ્કળ છુટશે, અને બિમારને ઘણો ગુણ થશે.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૨ જો.**— | ટરપીનટાઈન .......... | મીનીમ | ૨૦ |
| | સ્પીરીટ લૅવન્ડર ........ | મીનીમ | ૨૦ |
| | પાણી................ | આઉંસ | ૧॥ |

આ સઘળાંને મેળવીને, દર ચાર કલાકે એકદમ પાવું.

અગરજો ઝાડો પાતળો પાણીજેવો થતો હોય. તો તે વેલા પેટઉપર અલસીની "પોલ્ટીશ"નો ગરમ સેક કરવો.

અગરજો ખાંસી થઈ હોય તો ૧૦ થી ૨૦ મીનીમ કમપાઉંડ ટીંક્ચર આવ બેનઝોઈન, ખાંડમાં મેળવીને દર ત્રણ કલાકે ચટાડવું, અથવા નીચે જણાવેલી દવા બનાવી તેમાંથી લીકરગ્લાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | |
|---|---|
| ગ્યુએકમ રેઝીન. ગ્રેન ૮૦ થી ડ્રામ ૧ | ગમ એકેશીયા.. ....... ડ્રામ ૧ |
| સીરપ...... આઉંસ ૧ | સીનેમન વૉટર ........ આઉંસ ૩ |

અગરજો જીભ ઘણી સુકી લાગે તથા મ્હોડામાં ઘણો ખરાબ સ્વાદ લાગે તો "ગ્લીસરાઈન" તથા "રોઝવૉટર" સરખે ભાગે મેળવીને કોગળો કરાવવો.

અગરજો જોરમાં ઉલટી થતી હોય, તો

| | |
|---|---|
| ક્રીઓસોટ .......... મીનીમ ૮ | ઑરેન્જ ફ્લાવર વૉટર.. આઉંસ ૧ |
| એસેન્સ લેમન........ મીનીમ ૨ | પાણી ............ આઉંસ ૩ |

આ સઘળાંને મેળવીને, એક ચમચો ભરી, દર બે કલાકે પાવું.

તાવ ઘણો હોય, તથા ઝાડો થતો હોય, તો માત્ર દુધની કાંજી, દુધ અને પાણી, કુમળી ચા. કાફી. ઈત્યાદિ ખોરાક આપવો. આશિવાય બીજું કશું આપવું નહીં. ગમેતો ૧ લીકરગ્લાસ ચુનાનું પાણી. તથા ૧ ગ્લાસ દુધ, આ

બંધે ભેળીને, દર ત્રણ કલાકે બિમારને પાવું, અથવા ૧ ડ્રામ કટકી, તથા ૨૦ આઉંસ પાણી, આ બંધેને સાથે ઉકાળીને, તેમાંથી ૨ આઉંસ, દર ત્રણ કલાકે પાવું.

અગરજો ઝાડો થતી વેળા બિમારનું પેટ જરાપણ દાબવાથી અતિશય દુખે, તથા તેમાં અકડસાત થાય, તો માત્ર ૨ ગ્રેન અફીણ બિમારને આપવું, અને તેનીસાથે બીજી કોઇપણ દવા આપવી નહીં.

અગરજો નાકમાંથી પુષ્કળ લોહી જતું હોય, તો થંડાં પાણીમાં સરકો ભેળીને, તેની પિચકારી નાકમાં મારવી, અથવા "**નાકમાંથી લોહીનું વેહેવું**"નાં મથાળાં હેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

અગરજો બિમાર બકબક કરતો હોય, માથું ઘણું ગરમ હોય, અને તે દુખે, તો માથાંઉપરનાં બાલ બોડાવી નાખીને ગાયનાં ફુકામાં, અથવા "રબર"ની કોથલીમાં બરફ ભરીને તે માથાંઉપર મુકવી, તથા "કોલોનવૉટર" અને પાણીમાં કપડાંનો કટકો બોળીને તે માથાંઉપર મુકવો, અને તે રાતદિવસ ભિનોનેભિનો રાખવો. અગરજો એમ કરવાછતાં પણ બકબકારો ચાલુ રેહે, અને બિમાર તદન બેશુધ અવસ્થામાં આવે, તો માથાંઉપર "બ્લીસ્ટર" મુકવું.

અગરજો ઉંઘ નહીં આવતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, રાત્રે સુતી વેળા બિમારને એકદમ પાવી.

| | | |
|---|---|---|
| હાઇડ્રેટ આવ ક્લોરલ .......... | ગ્રેન | ૧૦ |
| સીરપ .................... | ચમચો | ૧ |
| પાણી .................... | આઉંસ | ૧॥ |

અગરજો છેલ્લા દિવસોઉપર બિમાર ઘણીજ માઠી અવસ્થામાં હોય, નાડી દોરાજેવી ઝીણી ચાલે, તો "વાઇન" અથવા "બ્રાંડી," ૧ ચમચા પાણીમાં નાખીને પાવો, તથા દુધ, સેરવો, "બિફટી," ઇત્યાદિ આપવાને ભુલવું નહીં.

| | | | |
|---|---|---|---|
| અથવા તો, | લીક્વીડ એક્સટ્રેક્ટ આવ સીનકોના .. | ડ્રામ | ૧ |
| | ટીંક્ચર આવ સીનિમૉન .......... | ડ્રામ | ૨ |
| | સીરપ આવ ઑરેન્જ પીલ ........ | ડ્રામ | ૪ |
| | રેડ બોરડો વાઇન .............. | આઉંસ | ૪ |
| | બ્રાંડી.................... | આઉંસ | ૧ |

એ સઘળાંને મેળવીને તેમાંથી ૪ ભાગ કરી, અકેકો ભાગ દર ત્રણ કલાકે પાણીમાં પાવો.

પણ જો બેશુધ થઇ જવાનેલીધે બિમારથી ખોરાક અથવા દવા ગળી શકાતી નહીં હોય, તો નીચે જણાવેલી વસ્તુઓ મેળવીને, પિચકારીવડે સફરામાં દાખલ કરવી.

| | | | |
|---|---|---|---|
| સેરવો............ | પ્યાલું ૦॥ | બ્રાંડી ............ | ચમચો ૧॥ |
| દુધ............. | પ્યાલું ૦॥ | લાઇકર એમોની કૉરશીયર. | મીનીમ ૫ |

આ જાતનો તાવ જ્યારે રાતદિવસ ચાલુ શરીરમાં રેહેછે, અને જરા પણ ઉતરતો નથી, તથા નબળાઇ પણ વધારે થાયછે, ત્યારે પરશેવો પડવા, અને હુશીઆરી લાવવામાંરે નીચે જણાવેલી ગામઠી દવાઓ પાવામાં આવેછે.

વચ્છનાગ ડ્રામ ૨—અતવીશ ડ્રામ ૧—હરડે ડ્રામ ૨.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને મેળવવો, અને તેમાંથી ૨૦ થી ૩૦ ગ્રેન, દહાડામાં બેથી ત્રણ વાર બિમારને ફકાડવો.

(બીજી સઘળી માવજત, તથા સંભાળનેમાંરે "ચૌદ દહાડાનો તાવ"નાં મથાળાં હેઠલ જણાવેલી બાબદનાં છેક પાછલા ભાગઉપર જોવું.)

---

# રાતો તાવ.

## (સ્કારલેટ ફીવર=Scarlet Fever.)

**નીશાની**.—પેહેલે દિવસે તાવ આવેછે, તથા ગળું બેસી જાયછે. બીજે દિવસે મોહોડું, ગરદન, તથા છાતીઉપર રાતી છાંટો, પુષ્કળ ઝીણાંઝીણાં ડાઘોની-પઠે દેખાયછે, જેઉપરથી આ જાતનાં તાવને "રાતો તાવ" કરી કેહેવામાં આવેછે. આ રાતી છાંટો ચોવીસ કલાકમાં આખા શરીરઉપર ફેલાઇ જાયછે. ત્રીજે દિવસે આ ડાઘોથી મોહોડું, ગરદન, તથા છાતી વધારે રાતી થયેલી જણાયછે. ચોથે દિવસે તેનું જોર અતિશય વધીને, પાંચમે દિવસથી તે ઓછું થવા માંડેછે. અને રાતી છાંટો ધીમેધીમે અણદીઠ થઇને, નવમે દિવસે તે જગ્યાઓઉપરની ચામડી માછલીનાં ભિંગડાંનીપઠે થઇને ખરી પડેછે.

આ તાવ ઘણી નઠારી જાતનોછે, અને તે આપણાં દેશકરતાં યુરોપખંડમાં, તથા આસટ્રેલીયામાં વધારે સાધારણછે. વળી આ તાવ ઘણો ઝેરીછે, અને તે સહીઅડ તથા "એકવીસ દહાડાના તાવ"નીપઠે એકબીજાંને ઉડેછે.

**ઈલાજો ૧ લા**.—બિમારને થંડા હવાવાળા ઓરડામાં રાખવો, તથા ૧ બાટલી પાણીમાં, ૧ થી ૨ ગ્લાસ સરકો નાખીને તે વાદળાંવડે આખાં શરીરની ચામડીઉપર, દહાડામાં ત્રણથી ચાર વાર ફેરવવું. પેહેલે દિવસે ૨૦ ગ્રેન "રૂહબાર્બ," તથા ૪ ડ્રામ "ક્રીમ આવ ટારટર," આ બંધેને મેળવીને, પાણી-સાથે ફકાડવું, તથા બીજે દિવસે એરંડીયાં તેલનો જુલાબ આપવો, અને ૧ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ બેલેડોના," તથા ૧૦ ગ્રેન "એક્સટ્રેક્ટ જેનશીયન," આ બંધેને મેળવીને, તેની દશ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં છવાર, દર ચાર કલાકે ગળાવવી.

અગરજો માથું ઘણું ગરમ હોય, તો તેઉપર બરફ ફેરવ્યા કરવું, અથવા સરકો તથા પાણી, આ બંધેને મેળવીને, તેમાં ઝીણું કપડું બોળી તે માથાંઉપર મુકવું, અને તે ભિનુંનેભિનું રાખવું.

ખોરાકમાં દુધ અને પાઉં, બાફેલો પાણીજેવો પાતળો સેરવો, અથવા દુધની કાંજી આપવી. અગરજો તરસ ઘણી લાગતી હોય, તો ૧ ચમચી "રાસ્પબેરીનો સીરપ" ઉપલામાં નાખીને, તે થોડું થોડું પાવું.

**ઈલાજો ૨ જા.**—અગરજો તાવ ઘણો જોરમાં હોય, નાડી જોરમાં ચાલતી જણાય, ચામડી ઘણીજ સુકી અને ખડબચડી હોય, તથા બિમાર મજબુત બાંધાનો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૧ આઉંસજેટલી, દર ચાર કલાકે પાવી, અને એકથી બે દહાડાસુધી તે પાવાપછી, જો પરશેવો ઘણો છુટે, તો તે બંધ કરવી.

| | | |
|---|---|---|
| સેલીસીક આસીડ ............ અથવા સેલીસીન .................... | ડ્રામ | ૧ |
| લાઇકર એમોની એસટેટીસ ...... | આઉંઝ | ૨ |
| ટીંકચર આવ ઑરિન્જ .......... | ડ્રામ | ૨ |
| પાણી .................... | આઉંસ | ૮ |

નાડી તપાસ્યા કરવી, અને તે જો ઘણી નબળી જણાય, તો ૫ ગ્રેન "કારબૉનેટ આવ એમોનીયા," પાણીમાં મેળવીને, દર ત્રણથી ચાર કલાકે પાવું. આ દવા તાવ ઉતરી જાય, ત્યાંસુધી ચાલુ રાખવી.

**ઈલાજો ૩ જા.**—કાચી ચરબી તાવીને આખા શરીરની ચામડીઉપર, દહાડામાં બેથી ચાર વાર મસળવી, તથા ૧૦ થી ૧૫ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ," પાણીમાં નાખીને, દર ત્રણ કલાકે પાવાં, તથા જવ છુંદીને ૧ બાટલી પાણીમાં ઉકાળવા, અને ત્યારપછી તેમાં ૧ ડ્રામ "કલોરેટ આવ પૉટાશ" નાખીને, જ્યારે તરસ લાગે, ત્યારે તેમાંથી થોડું થોડું પાવું.

**ઈલાજ ૪ થો.**—એક હલકો જુલાબ આપવો, અને ત્યારપછી ૪ ગ્રેન "જેમસીસ પાઉડર," તથા ૨ ડ્રામ "ક્રીમ આવ ટારટર," આ બંધેને મેળવીને, તેનું પડીકું કરી, દર પાંચથી છ કલાકે પાણીસાથે ફકાડવું.

**ઈલાજ ૫ મો.**—

| | | |
|---|---|---|
| નાઇટ્રેટ આવ પૉટાશ ............ | ડ્રામ | ૧ |
| સ્પીરીટ નાઇટ્રીક ઇથર ............ | ડ્રામ | ૩ |
| સાકર .................... | ડ્રામ | ૩ |
| પાણી ....... ............ | ડ્રામ | ૧ |

આ સઘળાંને મેળવીને, અક્કેકી ચમચી ભરી, દર ચાર કલાકે પાવું.

**ઈલાજ ૬ ઠો.**—કેટલાક ડાકટરો ૧ લીકરગ્લાસ પાણી, ૨ ચમચી સરકો, તથા થોડી સાકર, આ ત્રણે મેળવીને, દર ત્રણ કલાકે પાવાની, તથા સરકો અને પાણી મેળવીને આખાં શરીરઉપર લગાડવાની ભલામણ કરેછે.

**ઈલાજો ૭ માં.**—આ તાવમાં કોઇવેળા ગળું પણ સુજી આવેછે, માંટે જો તેમ થાય, તો ૨ ડ્રામ ટંકણખાર, તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી, અથવા સરકો, મધ, અને પાણી, આ ત્રણે મેળવીને તેથી, કોગલા કરવા.

બચ્ચાંને ૧ ડ્રામ ટંકણખાર, તથા ૧ આઉંસ મધ, આ બંધે મેળવીને, તે પિચ્છવડે મોહમાં લગાડવું.

**ઈલાજ ૮ મો.**—ઘણીવેળા ૦॥ આઉંસ "ક્લોરીનેટેડ સોડા સોલ્યુશન, તથા ૮ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી, અથવા ૦॥ બાટલી પાણીમાં ૫ થી ૧૦ સુકાં મરચાં નાખીને તે એક દહાડોસુધી રાખી મુકવું, અને બીજે દિવસે ગાળી કાહાડીને તેથી, કોગલા કર્યાથી ગુણ થાયછે.

આ તાવ ઉતરી ગયાપછી, ઘણી વેળા નબળાઇ, જલંદર, ઇત્યાદિ દરદો થાયછે, તથા હાથ, પગ, અથવા પેટઉપર સોજો આવેછે.

**ઈલાજ ૯ મો.**—અગરજો તાવ ઉતરી ગયાપછી નબળાઇ થઇ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચાર વાર, ઘણાં દહાડાસુધી પાવી

| | | | |
|---|---|---|---|
| ટીંક્ચર આવ સ્ટીન .... | મીનીમ ૪૦ | ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ. | મીનીમ [illegible] |
| ક્યુનાઇન ડી સલફસ .... | ગ્રેન ૬ | પાણી .............. | આઉંસ ૬ |

**ઈલાજ ૧૦ મો.**—અગરજો ચક્કરી આવતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચાર વાર, જયાંસુધી ચક્કરી નરમ પડે, ત્યાંસુધી પાવી.

| | | |
|---|---|---|
| કારબોનેટ આવ એમોનીયા ........ | ગ્રેન | ૨૦ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા .. | ડ્રામ | ૨ |
| ટીંક્ચર આવ લેવન્ડર .......... | ડ્રામ | ૨ |
| કમપાઉંડ ટીંક્ચર આવ સીન્કોના .... | ડ્રામ | ૨ |
| સીન્કોના બાર્કનો ઉકાળો .......... | આઉંસ | ૬ |

**ઈલાજ ૧૧ મો.**—અગરજો આ તાવમાં જલંદર થયા હોય, તો "**જલંદર**"નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવેલી "ક્રીમ આવ ટારટર," "સ્પીરીટ આવ ઇથર," "બુકુ," "કુઇનાઇન ડી સલફસ," તથા લોઢાંનાં અર્કની દવાઓ આપવી, તથા બીજી ઘટતી દવાઓ કરવી.

**ઈલાજ ૧૨ મો.**—૫ થી ૧૦ ગ્રેન "સોડી સલફો કારબોલેટ," દર ચાર કલાકે બિમારને આપવું.

**ચેતવણી.—આ તાવ ઘણો ઝેરીછે, તથા તે બિમારનાં લુગડાંની તથા તેનાં બિછાણાંનીમારફતે બીજાં માણસને ઉડેછે, એટલામાટે બિમારનાં લુગડાં તથા બિછાણું અતિશય સ્વચ્છ રાખવું, ઓરડામાં ઘણી ભીડ થવા દેવી નહીં, પણ તે ખુલ્લો રાખવો, તથા ત્યાં સઘળે ઠેકાણે "કારબોલીક આસીડ પાઉડર" છાંટવો.**

જ્યારે તાવ ગામમાં જોરમાં ફેલાયલો હોય, ત્યારે નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચોવીસ પડીકાં કરી, ત્રણથી ચાર પડીકાં, દહાડામાં ચાર વાર "જેલી"સાથે ખવાડવાં.

| | | |
|---|---|---|
| કેલોમેલ .................... | ગ્રેન | ૪ |
| સાકર ...................... | ડ્રામ | ૨ |
| (સોનેરી રંગનું)સલફ્યુરેટ આવ એન્ટીમની.. | ગ્રેન | ૪ |

અગરજો ઉપલાં પડીકાં દસથી બાર દહાડાસુધી ખવાડયાં હોય, તો "રાતો તાવ" કદી આવતો નથી.

## લુ.

(કુપ ડી સૉલીલ, ઑર સન-સ્ટ્રોક=Coup de Solil, or Sun-Stroke.)

**નીશાની.**—લુ ઘણી જોરમાં લાગવાથી માણસ બેશુધ થઇ ભોંયઉપર ઢુટી પડેછે, જો કાંઇ પુછવામાં આવેછે, તો તેનો ઉત્તર મુદ્દલ આપી શકતું નથી, તેનાં શરીરની ચામડી અતિશય ગરમ અને ખડબચડી હોયછે, તેને ઉલટી થાયછે, તેનાં દિલની જગ્યાઉપર હાથ મુકવાથી તેમાં ઘણો ધબકારો થતો જણાયછે, જાણે મરવાની છેલ્લી ઘડી હોય એવીરીતે તે શ્વાસ લેછે, આંખો રાતી થાયછે, નાડી ભરેલી ચાલેછે, અને કોઇ વેળા તેને ઉપલિયાંનીપઠે તાણતોડ થઇ આવેછે.

અગરજો લુ ઘણી જોરમાં નહીં, પણ થોડીજ લાગી હોયછે, તો તેને ચક્કરી આવેછે, થોડો તાવ આવેછે, તરસ ઘણી લાગેછે, છાતીઉપર ભાર લાગેછે, તે તોતડું બોલેછે, અને ઘણું મોટેથી કાંઇ પુછયું હોયછે, તો કદાચ ઉત્તર દેછે, અને તદન બેશુધ થવાનેબદલે જાણે ભરઉંઘમાં હોય, એમ પડી રેહેછે.

**સબબ.**—ઘણો સખ્ત તડકો લાગ્યાથી, અથવા જંગલોમાં તડકે ખુલ્લા ફર્યાથી ગરમી ભેજાંને લાગીને, તેમાં લોહીનો જોસો થઇ આવેછે, અને તેમાંથી કેટલીકવાર "પોલાત" થઇ આવેછે, અથવા માંથે લોહી ચઢેછે.

જે લોકોને ઘણો દારૂ પીવાની ટેવ હોયછે, તથા જેઓ સખ્ત તડકામાં ફરવાછતાં શરીરઉપર, તેમાં મુખ્યકરીને માથાંઉપર ઉજળા રંગનું પુરતું ઢાંકણ રાખતા નથી, તેઓને માથે લોહીનો જોસ ચઢીને તાવ આવેછે, જેને સાધારણરીતે "લુ" કેહેછે.

**ઈલાજો ૧ લા.**—બિમારને સુવાડેલો રાખવો, તેનાં લુગડાં જયાંથી તંગ હોય, ત્યાંથી તે ઢીલાં કરવાં, તેનાં માથાંઉપર ઉંચેથી થંડું પાણી ઘણોવારસુધી નામવું, પગો ગરમ પાણીમાં બોળવા, મોહોડાંઉપર પંખાવડે થંડો વા નાખવો, તથા નવસાગર અને ચુનો, આ બંધે મેળવીને સુંઘાડવું.

**ઈલાજો ૨ જા.**—થંડાં પાણીમાં થોડો સરકો નામીને, તેમાં કપડાંનો કટકો ભિંજવીને, બિમારનાં શરીરઉપર ફેરવવો, માથાંઉપર એકથી બે કલાકસુધી બરફ ફેરવવું, અથવા માથાંઉપરનાં બાલ કહડાવી નાખીને "કોલોનવૉટર" અને પાણી, આ બંધેમાં કપડાંનો કટકો ભિંજવીને માથાંઉપર મુકવો, અને તે ભિનોનેભિનો રાખવો. અગરજો બિમારથી ગળી શકાતું હોય, તો ૧૦ થી ૧૫ ગ્રેન "કુઇનાઇન ડી સલફસ" પાણીમાં ડોહવીને પાવું, કે જેથી અતિશય ગુણ થશે, અને ત્યારપછી તેઉપર થંડો "સોડા" અથવા "લેમૉનેડ" પાવો.

**ઈલાજો ૩ જા.**—અગરજો બિમારથી તદન બેશુધ હોવાનેલીધે કાંઇ ગળી શકાતું નહીં હોય, તો ૨ થી ૮ ગ્રેન "કુઇનાઇન ડી સલફસ," તથા ૫ થી ૧૦ ટીપાં પાણી, આ બંધેને મેળવીને, પિચકારીવડે ગમેતે એક ખભાંની ચામડીમાં દાખલ કરવું, અને તેથી જો બિમાર બે કલાકમાં શુધીમાં નહીં આવે, તો એજ

ઈલાજ ફરી કર્યા કરવો. ગરદન ઉપર રાઇ મુકવી, અને જો વધારે અગત્ય જણાય, તો "બ્લીસ્ટર" મુકવું.

**ઈલાજો ૪ થા.**—અગરજો બિમાર શુધીમાં આવે, પણ નબળાઇ ઘણી થઇ હોય, નાડી ઘણી નબળી દોરાજેવી ઝીણી હોય, અને શરીર થંડું થઇ ગયું હોય, તો ૧ થી ૨ ચમચા "બ્રાંડી," પાણીમાં ભેળીને વારંવાર પાવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, દર એકથી બે કલાકે પાવી, અને હાથપગઉપર, તથા બગલમાં રાઇ મુકવી, ખોરાકમાં સેરવો, દુધ, ઇત્યાદિ આપવું.

| | | |
|---|---|---|
| કારબોનેટ આવ એમોનીયા........ | ગ્રેન | ૫ |
| ઈથિર સલફ્યુરીક .............. | મીનીમ | ૩૦ |
| પાણી .................... | આઉંસ | ૧ |

લુ લાગે નહીં તેવિષે ઘટતી સંભાળ રાખવી ઘણી અગત્યનીછે, જેવીકે તડકામાં ખુલ્લું ઘણું ફરવું નહીં, પણ જો કાંઇ અગત્યનાં કારણસારૂં ફરવું પડે, તો છત્રી સાથે રાખીને ફરવું, બનતાંસુધી છત્રીને ઉજળું પડ રાખવું, માથાં ઉપર ઉજળી પિછોડીજેવું કાંઇ લુગડું વિંટાળીને તેનો છેડો છેક બોચીઉપર પડે એમ રાખવો, અથવા માથાંઉપરની ટોપીની માંહે કોબીનું અથવા શલગમનું તાજું પાંદડું મુકી રાખવું.

અગરજો ઘણો સખત તાપ પડતો હોય, તો માથાંઉપરની ટોપીને થંડાં પાણીમાં ભિંજવીને તે પેહેરવી.

અગરજો તડકામાં ફર્યાથી માથાંમાં ઠોંસો મારે, અને માથું ઘણું જોરમાં દુખવા માંડે, તો તરત છાયામાં જઇને બેસવું, થંડાં પાણીનાં ફટકા મોહોડાંઉપર મારવા, માથાંઉપર થંડું પાણી નામવું, થંડી ચા પીવી, તડકામાં ઘણું કામ કરવું નહીં, સવારનાં પોહોરમાં દરરોજ થંડાં પાણીએ અંગોળવું, ગરમીનાં દિવસોમાં જલ્લદ અથવા હરકોઇ જાતનો દારૂ પીવો નહીં, પણ તેને બદલે પાણી, ચા, "સોડા," "લેમોનેડ," બરફ ઇત્યાદિ પીવું. ખોરાક સોજો તથા સારીપઠે રાંધેલો ખાવો.

"રોજીન્દો, આંતરીયો, અથવા ચોથીયો તાવ"નાં મથાળાંહેઠલ જણાવેલી બાબદમાં (જુઓ પાને ૪ થે) "નીલોફર"નું જે શરબત પાવાની ભલામણ કરીછે, તેજ શરબત લુ લાગેલાં માણસને પાવાથી ઘણો ગુણ થાયછે.

---

## તાપતલ્લી અથવા બલોહાર.

**(એનલાર્જમેન્ટ આવ ધ સ્પ્લીન**=Enlargement of the Spleen.)

**નીશાની.**—પેટમાં ડાબી બાજુએ પાંસળીઓનીનિચ્ચે એક મોટી ગાંઠ દેખાયછે, જે દાબી જોવાથી તેની કોર હાથને લાગેછે, દરદી તવાતો જાયછે, તેનું મોંહ ફિક્કું થતું જાયછે, શક્તિ દરરોજ ઘટતી જાયછે, ભુખ લાગતી નથી, હોઠો તથા દાંતનાં પારાઓ ઉજળા દેખાયછે, અને પેટ મોટું થયેલું લાગેછે.

**સબબ.**—અગરજો "રોજીન્દો, આંતરીયો, અથવા ચોથીયો તાવ" ઘણાં દિવસોસુધી શરીરમાં રેહેછે, તો તેથી પેટની ડાબી બાજુએ પાંસળીઓનીનિચ્ચે જે ગાંઠ આવેછે, જેને "તલ્લી" કરી કેહેછે, તે સુજીને મોટી થાયછે.

**ઈલાજો.**—દરદીને ચોખ્ખી હવામાં રાખવો, સારો ખોરાક, જેવો કે દુધ, ઈંડાં, સેરવો, ઇત્યાદિ આપવો. અગરજો નબળાઇ ઘણી થઇ હોય, તો "વાઇન" પાવો.

અગરજો આ બિમારીની વેળા તાવ પણ આવતો હોય, તો સર્વેથી પેહેલાં "રોજીન્દો, આંતરીયો, અથવા ચોથીયો તાવ"નાં મથાળાંહેઠલ જણાવ્યાપ્રમાણે તેનાં *ઇલાજો કરવા, તથા દરદીની ઉંમરપ્રમાણે "કુઇનાઇન ડી સલફસ" ફકાડવું, અથવા પિચકારીવડે ખભાંની ચામડીમાં દાખલ કરવું, જેથી તાવ જશે, એટલુંજ નહીં પણ બલોહોર ઘણે દરજજે નાહાની થશે. પણ જો તાવ જવાછતાં આ ગાંઠ અગાઉનાંજેવડીજ રેહે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, મોટી ઉંમરનાં દરદીને, પોણું વાઇનગ્લાસ ભરી, તથા બચ્ચાંને તેની ઉંમરપ્રમાણે, ૧ થી ૪ ચમચી, દર ત્રણ કલાકે, દહાડામાં ચાર વાર પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કુઇનાઇન ડી સલફસ.. | ગ્રેન | ૬ | પોટાશ આઇયોડાઇડ.. | ગ્રેન | ૧૨ થી ૨૦ |
| સીરપ ફેરી આઇયોડાઇડ. | ડ્રામ | ૧॥ | પાણી......... | આઉંસ | ૬ |
| અથવા સીરપ ફેરી બ્રોમાઇડ.. | ડ્રામ | | | | |

અથવા ૧૦ થી ૧૫ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ," ૧ ગ્લાસ પાણીમાં ભેળીને, દહાડામાં ચાર વાર પાવાં, તથા ગાંઠની જગ્યાઆગળ "ટીંકચર આવ આઇયોડાઇન" પિચ્છવડે દરરોજ સવારસાંઝ લગાડવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ત્રીસ ગોળીઓ કરી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર પાણીસાથે દરદીને ગળાવવી.

| | | |
|---|---|---|
| સીન્કોનાઇડા સલફેટીસ ............ | ડ્રામ | ૦॥ |
| પીલ્યુલા ફેરી કારબૉનેટીસ .......... | ડ્રામ | ૧॥ |
| સ્ટ્રીકનીયા સલફેટીસ ............... | ગ્રેન | ૧ |

ઉપર જણાવેલી દવાઓથી ગુણ નહી જણાએ તો નીચે જણાવેલા ૩ ઇલાજો માહેલો ગમે તે એક અજમાવવો.

**ઈલાજ ૧ લો.**—

| | | |
|---|---|---|
| આઇયોડાઇડ આવ એમોનીયમ .. | ડ્રામ | ૧ |
| આરસેનીકલ સૉલ્યુશન........ | ડ્રામ | ૦॥ |
| ટીંકચર આવ કેલમબા........ | આઉંસ | ૦॥ |
| પાણી .................. | આઉંસ | ૧૬ |

આ સઘળાંને મેળવીને, લીકરગ્લાસ ભરી ખાનું ખાધા અગાઉ, મોટી ઉંમરના બિમારને, દહાડામાં ત્રણ વખત પાવું.

**ઈલાજ ૨ જો.**—

| | | |
|---|---|---|
| ટીંકચર આવ પરક્લોરાઇડ આવ આયરન. | ડ્રામ | ૦॥ |
| ટીંકચર આવ નક્સ વામીકા ........ | ડ્રામ | ૦॥ થી ૧ |
| કુઇનાઇન ડી સલફસ ............. | ગ્રેન | ૯ |
| પાણી..................... | આઉંસ | ૪॥ |

* જુઓ પાને ૧ લે.

આ સઘળાંને મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી મોટી ઉંમરના બિમારને દહાડામાં ત્રણ વખત પાવું.

**ઈલાજ ૩ જો.**—હાઇપો સલફાઇટ આવ સોડીયમ.. ડ્રામ ૧
એરોમેટીક સલફ્યુરીક આસીડ .. મીનીમ ૨૦
પાણી .................. આઉંસ ૪

આ સઘળાંને મેળવીને લીકરગ્લાસ ભરી મોટી ઉંમરના બિમારને, તથા ૧ થી ૪ ચમચી ભરી બચ્ચાંને તેની ઉંમર પ્રમાણે, દર ત્રણ કલાકે દહાડામાં ચાર વાર પાવું.

**ચેતવણી.—ઉપર જણાવેલી હાઈપો સલફાઈટ આવ સોડીયમ નામની દવા ઝેરીછે, માંટે સંભાળીને બરાબર વજનમાં, તથા વખતસર પાવી.**

કોઇ વખત ઉપર લખવા પ્રમાણે તરેહવાર ઇલાજો કરવા છતાં, બલોહોરની ગાંઠ જરા પણ નહાની થતી નથી, પણ મહીનાને મહીના સુધી એક મોટી કઠણ ગાંઠની માફક રહેછે એવી વખતે નીચે જણાવ્યા પ્રમાણે દવા બનાવીને, તેમાંથી મોટી ઉમરવાળાએ ૫ થી ૨૦ મીનીમ દર વખત ખાણું ખાધા પછી પાણીમાં પીવી.

એમોની ફ્લ્યુઓરીડમ ગ્રેન ૪, તથા પાણી આઉંસ ૧.

બલોહોરવાળા દરદીને ગામઠી વૈદ્યો નીચે જણાવ્યાપ્રમાણે દવા પીવામાં આપેછે, અને તેથી ઘણીવેળા ગુણ થાયછે.

હમિજી હરડે તોલો ૦ાા—સાતરા તોલો ૦ાા—કરફસનાં બીજ તોલો ૦ાા—બેબે ક્રેબર તોલો ૦ાા—વરીઆળી તોલો ૧—અનીસુન તોલો ૧—અજમ્બર તોલો ૦ા.

આ સઘળાંને છુંદીને ૧૦ આઉંસ પાણીમાં એક દહાડો ભિંજવી રાખવું, અને ત્યારપછી સારીપડે ઉકાળીને ગાળી કાહાડી, અર્ધું સવારનાં, તથા અર્ધું સાંજનાં તેમાં સાકર નાખીને દરદીને પાવું. આ દવા થોડા દિવસસુધી ચાલુ રાખવી.

બલોહોરને પિગળાવવામાંટે ગામઠી વૈદ્યો નીચે જણાવેલી દવાઓ છુંદીને "વાઇન"માં અથવા સરકામાં મેળવી, દહાડામાં બે વાર બાહારથી લગાડવાની ભલામણ કરેછે.

ઉસક તોલો ૧—ગુગલ તોલો ૧—માયાફલ તોલો ૧—અથવા તો વરખડીનો પાળો બારીને બાંધેછે.

**ચેતવણી.—બલોહોરની ગાંઠ નાહાની કરવામાંટે સખત જુલાબો, પારાની દવા, ઈત્યાદિ આપવું નહીં, કારણકે તેમ કર્યાથી નબળાઈ વધશે, અને તેથી ગાંઠ નાહાની થવાનેબદલે ઉલટી વધશે. તેજપ્રમાણે જળો, અથવા સંગરા મુકાવીને લોહી કહડાવવું નહીં.**

**ખોરાક.**—તાવ એક ઘણી સાધારણ બિમારીછે, અને તે ઘણુંકરી દર વર્ષને ચોકસ વખતે, અને ઘણુંકરી દરેક જગ્યાએ ઘણોખરો પોતાનો દેખાવ દેછે. આ બિમારીમાં શું શું ઇલાજો કરવા, તે આગળ જણાવી ગયા છૈયે, તોયપણ તેવી વેળા શું ખોરાક બિમારને આપવો, તે અત્રે જણાવવાની અગત્યછે. તાવ

જે વેળા શરીરમાં હોયછે, તે વેળા બિમારને ખાવા ગમતું નથી, અને તેવી વેળા તેને આગ્રહ કરી ખવાડવાની કશી અગત્ય પણ નથી. તાવની વેળા "આરારૂટ," "ટાપીયોકા," સાગુચોખા, અથવા સાધારણ ચોખાની કાંજી બનાવીને તે પાવી, મોળા બતાસા, સાદી "બીસ્કીટ," અથવા મમરા આપવાને કશી અડચણ નથી. ગમેતો એ વસ્તુઓની કાંજી બનાવીને પાવી. એવો ખોરાક જે બિમાર માંદો પડવાની અગાઉ મજબુત બાંધાનો હોય, તેને વધારે અનુસરતોછે, પણ જે અગાઉથીજ નબળા બાંધાનો હોય અને તાવની વેળા વધારે નબળો થઇ ગયો હોય, તો માત્ર કાંજીકરતાં દુધજેવો વધારે શક્તિવાળો ખોરાક આપવો જોઇએછે. એવા બિમારને જયારે તાવ નહીં હોય, ત્યારે સારાં ગોસ્તનો, અથવા પિલાંનો બાફેલો સેરવો અને પાઉં આપવું. ગમેતો સેરવામાં ૦।। થી ૨ લીકરગ્લાસ "પોર્ટવાઇન," અથવા "શેરીવાઇન" નાખવો.

તાવ ગયાકેડે પાછી શક્તિ લાવવામાંટે સારો ખોરાક, જેવોકે દુધ, સેરવો, ભુંજેલું ગોશ્ત, બાફેલાં ઇંડાં, બાફેલા પટેટા, બાફેલું ભાત, ઇત્યાદિ આપવું. ભાજીપાલો, દાળ, કઠોર, મિઠાં સ્વાદિષ્ટ ભોજનો, ઘી, માખણ, તેલ, ઇત્યાદિ ચીકાસ વાળી વસ્તુઓ, જે જરવાને ભારી પડે, તે બિમારને કદીપણ ખવડાવવી નહીં.

**માવજત.**—તાવની વેળા જે માવજત કરવી પડેછે, તેટલીજ બલકે વધારે તાવ ગયાપછી પણ કરવી જોઇએછે. તાવની વેળા બિમારને બનતાંસુધી ઉજાસ, અને હવાવાળા ઉંચા માળઉપર રાખવું, ઓરડાઆગળ ઘણી ગડબડ, ભીડ અથવા હાલચાલ કરવી નહીં, એટલુંજ નહીં પણ મોટે સાદે વાત પણ કરવી નહીં, કેમકે તેથી બિમારને અવગુણ થાયછે. બિમારને એવી વેળા તે સાંભળવા પણ ગમતી નથી, અને તેથી તે ઉલટું કંટાળેછે. તેનાં સાજા થવામાંટે શાંતપણું વધારે અગત્યનુંછે. ચાલવાની જગ્યાએજ માત્ર એક સાંકડી શેત્રંજી, વણેલો કાથો, અથવા જો બની શકે, તો ગાલીચો પાંથરવો, કે જેથી ચાલતી વેળા પગ ભોંયઉપર અફડાઇને ગડબડ થાય નહીં.

અગરજો તાવ એકવાર ગયાપછી માવજત સારીરીતે નહીં કર્યે, તો તે પાછો આવેછે, માંટે તે એકવાર ગયાપછી તરત મન અથવા શરીરનેલગતી મેહેનત બિમારને કરવા દેવી નહીં જોઇએ. ભિનાસવાળી જગ્યાઓ, કે જયાં પાણી ભરાઇ રેહેતું હોય, ત્યાં બિમારને રાખવું નહીં, પગને થંડાં પાણીમાં ભિનાવા નહીં દેતાં, સુક્કા અને ગરમ રાખવા, રાત્રે થંડો વા શરીરઉપર ફુંકવા દેવો નહી, ઘણો ઉજાગરો કરવા દેવો નહીં, ખોરાક સાદો અને થોડોજ આપવો.

બિમારને દવા, ખોરાક, ઇત્યાદિ ઘણાં નાહાના વજનમાં આપવો, કારણકે નહીંતો તે ગળી શકશે નહીં, અને પાછું બાહાર કાહાડી નાખશે, અને જેથી તેની માવજતકરનારાંઓ તેથી કંટાળશે. પણ ઘણી વેળા આપ્રમાણે થવાનું કારણ બિમારને થયેલી અતિશય નબળાઇ, અથવા બેભાની હોયછે, અથવા નહીંતો માવજતકરનારાંઓની ઉતાવળ અને બેદરકારી હોયછે.

---

# નજળો.

**(ગાઉટ=Gout.)**

**નીશાની.**—પગનાં મોટા અંગોઠા, પગની પાટલી, પગનાં તથા હાથનાં આંગળાંઓ એકાએક રાતાં થઇને સુજી આવેછે, તથા તેઓમાં પુષ્કળ કળતર થાયછે, તાવ આવેછે, આમડી સુકી તથા ગરમ રેહેછે, પિસાબ થોડી થાયછે, ઝાડો કબજ હોયછે, અથવા દરદીને પેહેલે અજીર્ણ થાયછે, અને તેમાં ઉનળો ઝાડો થાયછે.

**સબબ.**—શરીરમાંનું લોહી બગડવાથી, અને "યુરીક આસીડ" નામની એક જાતની ઝેરી પ્રવાહી વસ્તુ એકઠી થઇને લોહીમાં ફરવાથી આ દરદ થાયછે. આ દરદ ઘણુંકરીને ઓધે ઉતરતુંછે. તોયપણ જે માણસ ઘણો ઉંચો ખોરાક, તથા ભારે ચિકણાં ભોજનો ઘણાં ખાય, તથા મેહેનત નહીં કરે, પણ અતિ આનંદમાં દહાડા કાહાડે, તેને આ દરદ લાગુ પડેછે. કોઇવેળા એથીઉલટું, જે માણસ ઘણો હલકી જાતનો ખોરાક લે, તેને પણ આ દરદ થાયછે.

નજળો જુનો થાયછે, ત્યારે હાથપગનાં સાંધાઓમાં "યુરેટ આવ સોડા"-નામની વસ્તુ, જે લોહીમાં પુષ્કળ હોયછે, તે ફરતીફરતી આવીને બંધાઇ જાયછે, અને ત્યાં એકઠી થાયછે, જેથી સાંધાઓ જડ થઇ જાયછે, અને તેઓમાં હાલચાલ બિલકુલ થતી નથી, જેથી તેઓ નકામાં પડી જાયછે.

**ઈલાજો.**—અગરજો દરદી લોહીયાર, તથા મજબુત બાંધાનું હોય, તો શુરૂઆતમાં ૫ ગ્રેન "કેલોમેલ," અથવા ૧ ગ્રેન "પૉડોફીલીન," તથા ૧૦ ગ્રેન "કમપાઉંડ કૉલોસીન્ડ પીલ," આ મેળવીને, તેની બે ગોળીઓ બનાવીને ગળાવવી, અને ત્રણ કલાક વિત્યાપછી "એપસમ સૉલટ"નો તથા સુનામખીનો એક જુલાબ આપવો, અને બીજે દહાડેથી નીચલી દવા પાવી શુરૂ કરવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વાઇન આવ કૉલચીકમ .. | ડ્રામ | ૧ | ટીંક્ચર આવ હેનબેન...... | ડ્રામ | ૨ |
| એપસમ સૉલ્ટ ........ | આઉંસ | ૧ | ડીલ વાટર............ | આઉંસ | ૬ |
| કારબૉનેટ આવ મેગનીશીયા. | ગ્રેન | ૩૦ | | | |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવું, અને ત્રણથી ચાર દહાડાસુધી ચાલુ રાખવું. અથવા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટીંક્ચર આવ એકોનાઇટ.. | ડ્રામ | ૧ | સીરપ આવ જીન્જર .. | ડ્રામ | ૮ |
| સલફેટ આવ મૉરફીન .. | ગ્રેન | ૨ | પાણી............ | આઉંસ | ૧ાા |
| ટારટરેટેડ એન્ટીમની .. | ગ્રેન | ૧ | | | |

આ સઘળાંને મેળવીને, એક ચમચી ભરી, દહાડામાં ત્રણ વખત મોટી ઉંમરના બિમારને, પાણીમાં મેળવીને પાવું.

પણ જો કાંઇ ગુણ જણાય નહીં, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મેના.............. | આઉંસ | ૧ાા | બાઇ કારબૉનેટ આવ પૉટાશ. | ડ્રામ | ૨ |
| વાઇન આવ કૉલચીકમ... | ડ્રામ | ૧ | ટીંક્ચર આવ કેસ્કેરીલા.... | ડ્રામ | ૨ |
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ. | ડ્રામ | ૨ | કોલમનો ઉકાળો ........ | આઉંસ | ૬ |

**નાડી દરરોજ તપાસ્યા કરવી, અને જો નબળી થએલી જણાય, તો ઉપલી દવાઓમાંથી ૧ ડ્રામ "વાઇન આવ કૉલચીકમ" તરત કાહાડી નાખીને, બાકીની દવાઓ મેળવીને, થોડા દહાડાસુધી પાવી ચાલુ રાખવી, અથવા**

| | |
|---|---|
| કુઇનાઇન ડી સલફસ .. ગ્રેન ૮ થી ૧૬ | એક્સટ્રેક્ટ આવ ડીજીટેલીસ.. ગ્રેન ૧॥ |
| એક્સટ્રેક્ટ આવ કૉલચીકમ ગ્રેન ૨ થી ૪ | એક્સટ્રેક્ટ આવ ઓપીયમ .. ગ્રેન ૨ |

આ સઘળાંને મેળવીને, તેની ૪ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ચારથી છ કલાકે, દહાડામાં ત્રણવાર ગળાવવી.

**ચેતવણી.—ઉપર જણાવેલી દવા ઝેરીછે, માંટે સંભાળીને બરાબર વજનમાં, તથા વખતસર ગળાવવી.**

| | |
|---|---|
| સાઇટ્રેટ આવ લીઠીયા.. ગ્રેન ૨૦ | ટીંક્ચર આવ સ્ટીલ .... મીનીમ ૮૦ |
| અથવા કારબૉનેટ આવ લીઠીયા.. ગ્રેન ૧૬ | પાણી .............. આઉંસ ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું, અથવા

| | |
|---|---|
| કુઇનાઇન ડી સલફસ .... ગ્રેન ૧૮ | બાઇ કારબૉનેટ આવ સોડા.. ગ્રેન ७૨ |

આ સઘળાંને મેળવીને, તેના છ પડીકાં બનાવી, અક્કેકુ પડીકું દર બે કલાકે પાણીમાં ફકાડવું, અથવા

| | | |
|---|---|---|
| બાઇ કારબૉનેટ આવ પૉટાશ............ | ડ્રામ | ૧ |
| બાઇ કારબૉનેટ આવ સોડા ............ | ડ્રામ | ૨ |
| પાણી........................ | આઉંસ | ૯ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી દર છ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| સેલીસીન, અથવા સેલીસીલેટ આવ સોડા, અથવા સેલીસીલીક આસીડ.. | ડ્રામ ૧॥ | લાઇકર એમોની એસટેટીસ. આઉંસ ૨<br>ટીંકચર આવ ઑરેન્જ .. ડ્રામ ૧<br>*એકવા ફ્લોરી ઑરેનસી.. આઉંસ ૬ |

આ સઘળાંને મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું, અને તે બે દહાડાસુધી ચાલુ રાખવું. આ દવાથી અડતાળીસ કલાકમાં પુષ્કળ પરશેવો છુટીને સાંધાઓનું દરદ તદન નરમ પડી જશે. આ દવા સર્વેથી સરસ છે, અને તે સર્વેથી પેહેલાં અજમાવવાની ભલામણ કર્યામાં આવેછે. જેમજેમ ફેર પડતો જાય, તેમતેમ આ દવા દિવસનાં છ વાર આપવાનેબદલે ત્રણજ વાર આપવી, અને પછી તદન બંધ કરવી, અથવા ૧૫ ગ્રેનથી ૩૦ ગ્રેન સૅલૉલ, દહાડામાં ત્રણ વખત પાણીમાં મોટી ઉમરવાળાએ ફાકવું, અથવા

| | | |
|---|---|---|
| બ્રોમાઇડ આવ એમોનીયા ............ | ડ્રામ | ૧ |
| એસટેટ આવ પૉટાશ............... | ડ્રામ | ૧ |
| પાણી......................... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પાવું. નજળો તદન સારો કરવામાંટે આ દવા ઓછામાંઓછી પાંચ દહાડાસુધી પાવી

* નારંગીનાં ફુલનું ગાળેલું પાણી.

જોઇએ. આ દવા મુખ્યકરીને નબળા બાંધાનાં, તથા ઓછી શકિતવાળા દરદીઓનેમાટે ઘણી ગુણકારકછે.

દરદવાળા ભાગઉપર ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, અને "લીનીમેન્ટ કેમફર કમપાઉંડ," તથા "લૉડેનમ," આ બંનેને સરખે ભાગે મેળવીને, તેમાં "ફલાનેલ"નો કટકો બોળીને તે મુકવો, અથવા દરદવાળા ભાગઉપર માત્ર બરફનો ટુકડો મુકવો, અને જયારે દરદી જણાવે, કે દુખાવો નરમ પડયો, ત્યારેજ તે કાહાડી નાખવો.

| | |
|---|---|
| બાઇ કારબૉનેટ આવ સોડા. આઉંસ ૦ાા | બાઇ કારબૉનેટ આવ પૉટાશ. આઉંસ ૦ાા |
| એકસટ્રેકટ આવ ઓપીયમ.. આઉંસ ૧ | ખપખલનું પાણી........ આઉંસ ૨ |

આ સઘળાંને ખળમાં સારીપઠે ઘુંટીને, તેમાં "ફલાનેલ"નો કટકો બોળીને દરદવાળા ભાગઉપર વિટાળવો. અથવા,

| | |
|---|---|
| આઇયોડાઇડ આવ પૉટાશીયન. ડ્રામ ૧ | ટીંકચર આવ ઓપીયમ .. ડ્રામ ૨ |
| બાઇ કારબૉનેટ આવ પૉટાશ. આઉંસ ૧ | ગરમ પાણી.......... આઉંસ ૨૦ |

આ સઘળાંને મેળવીને, તેમાં "ફલાનેલ"નો કટકો બોળીને દરદવાળા ભાગ ઉપર મુકવો, અને તેની ઉપર "ઑઇલ સીલ્ક" મુકીને પાટો બાંધવો, અને સુકાએ કે ફરીથી એ પ્રમાણે પાછું બાંધવું. અથવા,

| | |
|---|---|
| કારબૉનેટ આવ લીઠીયા .... ગ્રેન ૧૦ | રોઝ વૉટર.......... આઉંસ ૧ |

એ બેઉ ગરમ કરીને, તેમાં "ફલાનેલ"નો કટકો બોળીને દરદવાળા ભાગ ઉપર મુકવો, અને ઉપર જણાવવા પ્રમાણે પાટો બાંધવો.

અથવા "સ્પંનજીઓ પાઇલાઇન" નામનું કપડું ગરમ પાણીમાં બોળીને તે ઉપર થોડું ફૉસફેટ આવ સોડા છાંટીને, તે દરદવાળા ભાગ ઉપર બાંધવું. અથવા

| | | |
|---|---|---|
| આઇયોડાઇન ................... | ગ્રેન | ૪૦ |
| આલકોહોલ.................... | આઉંસ | ૧ |
| પાણી........................ | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને, દરદવાળા ભાગ ઉપર પિંછ વડે લગાડવું. અથવા

| | | |
|---|---|---|
| લીનીમેંન્ટ આવ એકોનાઇટ............ | ડ્રામ | ૨ |
| એકસટ્રેકટ આવ બેલેડોના ............ | ગ્રેન | ૧૦ |
| ગ્લીસરાઇન...................... | ડ્રામ | ૪ |

આ સઘળાંને મેળવીને, દરદવાળા ભાગ ઉપર ચોપડવું.

અગરજો દરદી એટલો નબળો હોય, કે તેને "કૉલચીકમ," તથા "સેલીસીન"ની દવાઓ આપી શકાય નહીં, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, બે ચમચા ભરી, સવારસાંઝ પાવી.

| | |
|---|---|
| રેહબાર્બ .......... આઉંસ ૧ | ગંધકનાં ફુલ. ...... આઉંસ ૧ |
| ગમ ગુએકમ ........ આઉંસ ૧ | ગોલ .......... રતલ ૧ |
| નાઇટ્રેટ આવ પૉટાશ .. આઉંસ ૧ | |

અથવા, ડાઈલ્યુટેડ હાઇડ્રોક્લોરીક આસીડ ...... ડ્રામ ૧॥.
સ્પીરીટ આવ ક્લોરોફોર્મ............ ડ્રામ ૧
ટીંક્ચર આવ ડીજીટેલીસ............ ડ્રામ ૦॥
ઇનફ્યુઝન આવ કેસકેરીલા .......... આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, લીકરગ્લાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

અગરજો દરદ ઘણાં દહાડાનું જુનું હોય, તો મગરનું તેલ સવારસાંઝ પાવું, તથા દિવસે ૪ થી ૬ ગ્રેન "આઈયોડાઇડ આવ પૉટાશીયમ," કરિયાતાનાં ઉકાળામાં ભેળીને પાવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તે દરદવાળા ભાગ ઉપર ચોપડવી.

ટીંક્ચર આવ આરનાઇકા...... }
ટીંક્ચર આવ બેલેડાના ...... } સરખે ભાગે.
લૉડેનમ ................ }

આ દરદવાળા બિમારે "લીઠીયા વૉટર" અથવા "પૉટાશ વૉટર," "વીચી વૉટરસ," અથવા "ફ્રેડેરીકશાલ વૉટરસ" દરરોજ પીવું, ખાણું હલકું લેવું, અંગ્રેજી અથવા ગામઠી મિઠાઇ, સાકર, પનીર, મીંઠાંમાં ભરેલું ગોસ્ત, સુક્કો મેવો, પટેટા, દહીં, છાસ, મરચાં, ખટાસવાળી વસ્તુઓ, દારૂ, ઇત્યાદિ ખાધામાં લેવું નહીં, પણ તાજું ગોસ્ત, પિલાંનો હલકો સેરવો, માછલી, ચાવલ, કોબી, "કૉલીફ્લાવર," ઇત્યાદિ ખાવું. દરરોજ ગરમ પાણીએ નાહાવું, અઠવાડિયાંમાં એકથી બેવાર ગરમ પાણીનો બાફ લેવો, શરીરઉપર "ફ્લાનેલ"નાં ગરમ, તથા તંગ લુગડાં રાતદહાડો પેહેરી રાખવાં, ઝાડો કબજ હોય, તો અવારનવાર જુલાબ લેવા, અગરજો બની શકતું હોય, તો ગંધક તથા બીજા ખારોની મેળવણીવાળા ગરમ પાણીના ખુદરતી ઝરાઓ લાગેલા હોય, જેવાકે ઉનાઇ, વજરાબાઇ, વગેરે જગ્યામાં જઇને રેહેવું, તથા ત્યાંનાં એવા ઝરાનાં પાણીથી નાહાવું. એથી ઘણી વેળા પુષ્કળ ગુણ થાયછે, અને એવા દરદીને વારંવાર નજળો થતો નથી.

ઉપર સબબમાં જણાવ્યુંછે તેમ નજળો જુનો થાય, તો તેનો સર્વેથી સરસ ઇલાજ નીચે પ્રમાણેછે.

થોડો "બાઇ કારબૉનેટ આવ સોડા" પાણીમાં નાખીને, તેને ગરમ કરવું, ત્યારપછી તેમાં "ફ્લાનેલ"નો કટકો બોળીને તે નજળાવાળા ભાગઉપર બાંધીને, તેઉપર "ઑઇલ સીલ્ક" બાંધવું.

ગામઠી વૈદો નજળાથી પીડાતા બિમારને નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૩૦ થી ૪૦ ગ્રેન, દહાડામાં ત્રણવાર પાણીસાથે ફાકવાની ભલામણ કરેછે.

અફતીમુન ડ્રામ ૧—બીસફાએજ ડ્રામ ૧—ગારેકુન ડ્રામ ૨॥—નિમક ડ્રામ ૧.

અથવા નીચે જણાવેલી દવાઓને પાણીમાં ઉકાળી, આસરે ૧૩ આઉંસજેટલું રેહે, કે થંડું પાડી ગાળી કાહાડવું, અને તેમાં સાકર નાખી, ૨ થી ૪ આઉંસ, દહાડામાં ત્રણવાર દરદીને પાવું.

ઉસ્તે ખુદુસ ડ્રામ ૩—ગુલે બાબુના ડ્રામ ૩—બીસફાએજ ડ્રામ ૪—ઉનાબ નંગ ૧૦—સુરીજાન ડ્રામ ૨—પાણી આઉંસ ૪૦.

અગરજો નજળો જુનો થયો હોય, તો નીચે જણાવેલા ગામઠી ઇલાજો કરવા.

સુરીંજન દ્રામ ૫—સુનામખી દ્રામ ૩—હરડે દ્રામ ૧॥—સુંઠ ગ્રેન ૨૦—સાકર આઉંસ ૧.

આ સઘળાંનો ઝીણો ભુકો કરી મેળવવું, અને તેમાંથી સવાર, બપોર તથા સાંઝમળી ત્રણવાર, દર વખતે ૨ થી ૩ દ્રામજેટલું પાણીસાથે ફાકવું, અથવા

નવસાગરનો ભુકો ગ્રેન ૪૦ થી ૬૦—અન્તામલનો ભુકો આઉંસ ૧—ખખલતું પાણી આઉંસ ૧૦.

પ્રથમ અન્તામલનાં ભુકાને ખખલતાં પાણીમાં નાખીને એક વાસણમાં ઢાંકી રાખવો, અને તે થંડું પડે, કે તેમાં નવસાગરનો ભુકો ઉમેરવો. આ મેળવણીમાંથી સવાર, બપોર, તથા સાંઝમળી ત્રણવાર, દરવેળા ૨ આઉંસ-જેટલું દરદીને પાવું.

---

# સંધિવા.

**(રયુમેટીઝમ=Rheumatism.)**

સંધિવા બે પ્રકારના હોયછે.

૧ લો.—તીક્ષ્ણ સંધિવા.=Acute Rheumatism.

૨ જો.—જુનો સંધિવા.=Chronic Rheumatism.

---

## ૧ લો.—તીક્ષ્ણ સંધિવા.

**નીશાની.**—આ જાતનાં સંધિવામાં હાથપગનાં મોટા સાંધાઓ, જેવાકે ખભાં, હાથની કોણી તથા પોહોંચા, પગની પાટલીઓ, ઘુંટણ, વગેરેમાં ઘણો દુખાવો થાયછે, તેઓ સુજી આવેછે, તથા રાતા થાયછે, તાવ ઘણો જોરમાં હોયછે, ઘણુંકરીને રાતની વેળા, અથવા ગરમ સેક કરવાથી દુખાવો વધેછે. સાંધાનાં વાથી ઘણીવેળા કંમર અકડી જાયછે, અને તેમાં પુષ્કળ દુખાવો થાયછે. જુઓ **"સંધિવાથી અથવા બીજાં હરકોઈ કારણથી કંમરમાં થતો સખત દુખાવો."** કોઈવેળા છાતીનાં, તથા હાથપગનાં માંસનાં લોચાઓમાં આ દરદથી રાતદહાડો ફાડફાડ થયા કરેછે, તથા માથું દુખેછે.

**સબબ.**—થંડી લાગ્યાથી, ભિનાસવાળી જગ્યામાં ફર્યાથી, તાવ આવ્યાથી, રાંડનો આજાર થયાથી, વાગ્યાથી, ઇત્યાદિ કારણોથી આ દરદ થાયછે.

**ઈલાજો ૧ લા**—ખોરાક ઘણો સાદો લેવો. બનતાંસુધી કાંજી, ચા, પાંઉ, દુધ, એશિવાય બીજું કાંઇ લેવું નહીં. ૧ દ્રામ "એન્તીપાઇરીન" એ દવાના ત્રણ પડીકાં કરીને અક્કેકું પડીકું, મોટી ઉંમરના બિમારને, દહાડામાં ત્રણ વખત પાંણીમાં ફકાડવું. ૧॥ દ્રામ "સેલીસીલીક આસીડ," અથવા ૭૨ ગ્રેન "સેલીસીન," આ બેમાંથી ગમેતે એક દવા પાણીમાં ભેળીને, દહાડામાં

વારવાર પીવી, અથવા નીચે જણાવ્યાપ્રમાણે દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, મોટી ઉંમરનાં બિમારને, તથા બચ્ચાંને તેની ઉંમરપ્રમાણે ૧ થી ૪ ડ્રામ-જેટલી, દર ત્રણ કલાકે રાતદહાડો પાવી.

| | | | |
|---|---|---|---|
| | સેલીસીલેટ આવ લીથીયમ ............ | ગ્રેન | ૪૨ |
| અથવા | સેલીસીલેટ આવ સોડા .............. | ડ્રામ | ૨ |
| | લાઈકર એમોની એસિટિટીસ .......... | આઉંસ | ૧॥ |
| | ગુલાબનું શરબત .................. | આઉંસ | ૧ |
| | પાણી .......................... | આઉંસ | ૬॥ |

ઉપલી દવા સંધિવાઉપર ઘણી ગુણકારીછે, અને તે જો બેથી ત્રણ દહાડા-સુધી લાગટ પીધી હોય, તો તેથી પુષ્કળ પરશેવો છુટીને, સંધિવાનેલગતું ઝેર, જેને "લેકટીક આસીડ" કરી કહેછે, તે શરીરમાંથી પરશેવાનેરસ્તે નિકળી જાયછે. અગરજો ઝાડો કબજ હોય, તો જુલાબ લેવો.

ઉપલી દવા જોકે બિલકુલ ઝેરી નથી, તોય કોઈવેળા પરશેવો પુષ્કળ પડ-વાથી નબળાઇ થયેલી જણાયછે, અને નાડી અટકીઅટકીને ચાલેછે. આપ્રમાણે જો થાય, તો "બ્રાંડી મીક્સચર," ઈંડાં, દુધ, સેરવો, વગેરે લેવું. હાથેપગે રૂ લપેટીને તેઉપર "ફલાનેલ"નું કપડું બાંધી લેવું. અગરજો બેથી ત્રણ દહાડામાં કશો ગુણ નહીં જણાય, તો ઉપલી દવાઓનો વજન થોડો ઓછો કરીને, તે પાછી પીવી શુરૂ કરવી.

**ઈલાજો ૨ જો.**—૧ ડ્રામ "બ્રોમાઇડ આવ એમોનીયમ," તથા ૬ આઉંસ "સારસાપેરીલા"નો ઉકાળો, આ બંધેને મેળવીને, અને જો પિસાબ સાફ નહીં થતી હોય, તો એમાંજ ૧ ડ્રામ "એસીટેટ આવ પૉટાશ" મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું. આ દવાઓમાં મુખ્ય ગુણ "બ્રોમાઇડ આવ એમોનીયમ"નોછે, માંટે તે પાંચથી સાત દહાડા લેવી, તથા જે સાંધો દુખતો હોય, તથા રાતો થયો હોય, તેનીઆસપાસ એક ઈંચ દુરથી "બ્લીસ્ટર" મુકવું, અથવા ૧ ભાગ "ટારટર એમેટીક," અને ૪ ભાગ ચરબી, આ બંધેને મેળવીને, સાંધાનીઉપર લગાડવું, જેથી દુખાવો ઘણો ઓછો થશે, અથવા જયાંસુધી દુખાવો બિલકુલ નરમ પડી જાય, ત્યાંસુધી સાંધાઉપર બરફ મુકી રાખવું. અથવા નીચે જણાવેલી દવાઓનો મલમ બનાવી, તે દરદવાળા ભાગ ઉપર ચોપડવો.

| | | |
|---|---|---|
| સેલીસીલીક આસીડ ................ | ગ્રેન | ૨૦ |
| સબ્લાઇમ્ડ સલફર ................ | ડ્રામ | ૧ |
| લાનોલીન ..................... | આઉંસ | ૧ |

**ઈલાજ ૩ જો.**—

| | | |
|---|---|---|
| ટારટર એમેટીક .......... | ગ્રેન | ૧ થી ૨ |
| ટીંકચર આવ હેનબેન ...... | ડ્રામ | ૩ |
| પાણી ................. | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, ૧ થી ૨ ચમચા ભરી, દર ત્રણ કલાકે બિમારે પીવું, અને એ દવાથી જો ઘણી ઉલટી થાય, તો તે બંધ કરવી.

**ચેતવણી.—આ દવા લેતી વેળા સંભાળથી નાડી તપાસતા રહેવું, કારણકે તે કોઈવેળા બેસી જાયછે.**

**ઈલાજ ૪ થો.**—કેલોમેલ ................ ગ્રેન ૪
અફીણ.................. ગ્રેન ૨

આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અકેકી ગોળી દહાડામાં ચારવાર ગળવી. આપ્રમાણે બે દહાડાસુધી એજ ગોળીઓ ગળવાપછી ત્રીજે દિવસે સવારનાં એરંડીયાં તેલનો જુલાબ લેવો.

**ઈલાજ ૫ મો.**—અગરજો દરદી નબળો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અકેકું પડીકું, દહાડામાં ચારવાર ફાકવું, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવાં.

ડોવર્સ પાઉડર ................ ગ્રેન ૨૪
નાઈટ્રેટ આવ પૉટાશ............ ડ્રામ ૧
ગંધકનાંફુલ................... ડ્રામ ૨

**ચેતવણી.—આ દરદમાં સાંધાઉપર કેટલાકજણ જળો મુકેછે, પણ તેમ કરવું નહીં જોઈએ, કારણકે તેથી દરદી ઘણો નબળો થઈ જવાથી દરદનું જોર ઉલટું વધેછે.**

**ઈલાજ ૬ ઠો.**—અગરજો નબળાઈ ઘણી હોય, અને પરશેવો ઘણો જવાથી બિમાર સુસ્ત થાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઈન-ગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| ક્વિનાઈન ડી સલ્ફસ .......... | ગ્રેન | ૮ |
| એમોનીએટેડ ટીંક્ચર આવ ગ્વેઆકમ. | ડ્રામ | ૨ |
| કારબૉનેટ આવ એમોનીયા...... | ગ્રેન | ૨૦ |
| પાણી .................. | આઉંસ | ૬ |

**ઈલાજો ૭ માં.**—

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ પૉટાશ .... | ડ્રામ | ૧ |
| બાઈ કારબૉનેટ આવ પૉટાશ .. | ડ્રામ | ૨ |
| વાઈન આવ કૉલચીકમ .... | ડ્રામ | ૧ |
| ટીંક્ચર આવ હેનબેન ...... | ડ્રામ | ૩ |
| એપસમ સૉલ્ટ .......... | આઉંસ | ૧ |
| કારબૉનેટ આવ મેગનેસીયા.. | ગ્રેન | ૨૦ |
| કેમફર વૉટર........... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, તેના ચાર ભાગો કરી, થોડા દહાડા ચાલુ પીવું, તથા ઉંઘ આવવામાટે ૦ાા ગ્રેન "મ્યુરેટ આવ મૉરફીયા," અથવા ૧ાા ગ્રેન અફીણ, પાણીસાથે રાત્ર ગળવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાં કપડાંનો કટકો ભિંજવીને તે સાંધાઉપર ગરમગરમ મુકવો.

| | | |
|---|---|---|
| બાઈ કારબૉનેટ આવ સોડા...... | આઉંસ | ૨ |
| લૉડેનમ................... | આઉંસ | ૧ |
| ગરમ પાણી ................ | આઉંસ | ૩ |

**ઈલાજો ૮ માં.**—અગરજો રાંડનાં આજારો, એટલે પરમો અથવા ટાંકી થવાથી સંધિવા થયો હોય, તો ૧૦ થી ૧૫ ગ્રેન "આઈયોડાઈડ આવ પૉટાશ," તથા ૧॥ આઉંસ "સારસાપેરીલા"નો ઉકાળો, આ બંધે મેળવીને, દહાડામાં ચારવાર પીવું, તથા તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું, તથા જો દુખાવો ઘણો થતો હોય, તો અફીણની દવા, દર ત્રણ કલાકે લેવી.

**ઈલાજ ૯ મો.**—અગરજો તીક્ષ્ણ સંધિવામાં જ્યારે ઉંઘ બિલકુલ આવતી નથી, તથા દુખાવો ઘણો થાયછે, ત્યારે ગામઠી વૈદ્યો નીચે જણાવેલી દવા પીવાને આપેછે.

ભાંગ દ્રામ ૧—જાએફળ દ્રામ ૦॥—એલચીદાણા દ્રામ ૦॥—મસતકી દ્રામ ૦॥—તજ દ્રામ ૦॥—સાકરનો ભુકો દ્રામ ૩.

આ સઘળાંને મેળવીને, ૨૦ થી ૬૦ ગ્રેનજેટલું, દહાડામાં ત્રણવાર પાણીસાથે ફાકવું.

**ઈલાજ ૧૦ મો.**—૦॥ દ્રામ ધતુરાનાં બીયાં, તથા ૦॥ દ્રામ પીપર, આ બંધેને મેળવીને, ૪ ગ્રેનનું પડીકું કરી, સવાર, બપોર, તથા સાંઝમળી, દહાડામાં ત્રણવાર ફાકવું.

**ઈલાજ ૧૧ મો.**—થોડાં સુક્કાં મરચાંનો ભુકો લેઇ એક બાટલી ભરી પાણીમાં એક આખી રાત ભિંજવી રાખવો, અને તે સવારનાં ગાળી કાહાડીને, તેમાં કપડાંનો કટકો બોળી સંધિવાવાળા ભાગઉપર મુકવો.

**ઈલાજો ૧૨ માં.**—અગરજો તાવ પણ આવતો હોય, તો ૬ આઉંસ ખાટાં લીંબુનાં રસને થોડી સાકરસાથે મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર પીવો. અગરજો માત્ર એકજ ભાગ દુખતો હોય, અને તે સુજી આવ્યો હોય, તો તેઉપર બરફ મુકવું, અથવા થોડી જળો વળગાડવી, પણ જો ઘણાં ભાગો સાથે દુખતા હોય, તથા સુજી આવ્યા હોય, તો થંડાં પાણીમાં કપડું બોળીને તે આખે શરીરે વિટાળવું, અને દુખાવો નરમ પાડવામાટે ૧ ગ્રેન અફીણ, અથવા ૦ થી ૦॥ ગ્રેન "મ્યુરેટ આવ મૉરફીયા" ફાકવો.

**ઈલાજો ૧૩ માં.**—સીમલો અથવા સાબરના રૂનું ઝાડ, બાવળ, **ઝીંઝીં**, જાંબુર, વરખડી, બોરડી, પીલવો, એઓની અંતર છાલ અથવા ગાભ લાવી પાણીમાં ઉકાળી તે પાણીથી દરદીને નવાડવું, અને એ છાલો ઘસીને લેપ કરી દુખતા સાંધા ઉપર લગાડવો.

---

## ૨ જો.—જુનો સંધિવા.

**નીશાની,**—આ જાતનાં સંધિવામાં સાંધાઓ દુખેછે, પણ તાવ આવતો નથી.

**ઈલાજો ૧ લા.**—સાંધાઉપર, અથવા હરકોઇ જગ્યાઉપર, કે જ્યાં દુખાવો થતો હોય, ત્યાં નીચે જણાવેલી દવાઓ મેળવીને ચોપડવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| લૉડેનમ .......... | ડ્રામ | ૨ | ટીંક્ચર આવ એકોનાઇટ.. | ડ્રામ | ૪ |
| ક્લોરોફૉર્મ ........ | ડ્રામ | ૨ | સોપ લીનીમેન્ટ...... | આઉંસ | ૧॥ |

અથવા,

| | | | | | |
|---|---|---|---|---|---|
| રેક્ટીફાઇડ સ્પીરીટ આવ વાઇન. | આઉંસ | ૧ | સૉલ્યુશન આવ એમોનીયા.. | ડ્રામ | ૨ |
| ઑઇલ આવ ટરપીનટાઇન .. | ડ્રામ | ૨ | લેમન ગ્રાસ ઑઇલ ...... | ડ્રામ | ૨ |
| કેમ્ફર .............. | ડ્રામ | ૨ | ટીંક્ચર આવ ઓપીયમ .... | ડ્રામ | ૨ |
| ઑઇલ આવ સીનેમૉન .... | ડ્રામ | ૨ | | | |

ઉપર જણાવેલી દવાઓ મેળવીને દુખાવો થતો હોય, ત્યાં ચોપડવી.

વળી નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પીવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી, તથા શક્તિ આવવામાટે મગરનું તેલ સવારસાંઝ પીવું.

| | | |
|---|---|---|
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ...... | ગ્રેન | ૨૦ થી ૪૦ |
| કુઇનાઇન ડી સલફસ............ | ગ્રેન | ૬ |
| ટીંક્ચર આવ હેનબેન............ | ડ્રામ | ૨ |
| સીરપ આવ આઇયોડાઇડ આવ આયરન. | ડ્રામ | ૧॥ |
| પાણી .................... | આઉંસ | ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ત્રણ ગોળીઓ કરીને, અકેક ગોળી મોટી ઉંમરના બિમારને દહાડામાં ત્રણ વખત પાણીમાં ગળાવવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ. | ગ્રેન | ૬ | આઇયોડાઇન ........ | ગ્રેન | ૦॥ |
| આઇયોડાઇડ આવ આયરન... | ગ્રેન | ૩ | એક્સટ્રેક્ટ આવ હેમલૉક.. | ગ્રેન | ૬ |

**ઈલાજ ૨ જો.**—૧ ગ્યાલન ગરમ પાણીમાં, ૧ આઉંસ "કારબૉનેટ આવ સોડા," તથા ૪ ડ્રામ ગંધકનાં ફુલ નાખવાં, અને એ પ્રમાણમાં થોડા ગ્યાલન ગરમ પાણી એક વાસણમાં બનાવી તેમાં ડુંટીસુધી બેસવું.

**ઈલાજ ૩ જો.**—ધાતુનાં નરમ તેજાબોમાંહેલા એક તેજાબનાં થોડાં ટીપાં, તથા "કુઇનાઇન ડી સલફસ," આ બંધે મેળવીને, દહાડામાં ત્રણથી ચારવાર પીવું, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવું.

**ઈલાજ ૪ થો.**—૧ ચમચી "કેરોસીન તેલ," તથા ૧ ચમચો "ઑલીવ ઑઇલ," આ બંધેને મેળવીને, દહાડામાં ચાર વાર, થોડા દહાડાસુધી ચાલુ પીવું, તથા એજ તેલ દુખતા ભાગઉપર થોડા દહાડાસુધી ચોપડવું. આ ઇલાજથી ઘણો ઉતાવળો ગુણ થાયછે. અથવા દરદવાળા ભાગ ઉપર "બ્લીસટર" મુકવું.

**ઈલાજ ૫ મો.**—૨૦ ગ્રેન ગંધકનાં ફુલ, તથા ૨૦ ગ્રેન "ક્રીમ આવ ટારટર," આ બંધેને મેળવીને, દહાડામાં ત્રણવાર, ઘણાં દહાડાસુધી ચાલુ ફાકવું.

**ઈલાજો ૬ ઠા.**—

| | | |
|---|---|---|
| ગુએકમ પાઉડર .............. | ડ્રામ | ૧ |
| સાબુ .................... | ડ્રામ | ૧ |
| ઑઇલ આવ જુનીપર.......... | મીનીમ | ૪.. |

આ સઘળાંને મેળવીને, તેની ચોવીસ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દહાડામાં ચારવાર ગળવી. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, ચોથું વાઇન-ગ્લાસ ભરી, મોટી ઉંમરના બિમારને દર ત્રણ કલાકે દહાડામાં ચાર વખત પાવું.

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ લીઠીયા.............. | ગ્રેન | ૧૨ |
| ટીંકચર આવ નકસ વૉમીકા............. | ડ્રામ | ૦ાા |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા...... | ડ્રામ | ૨ |
| ટીંકચર આવ જેનશીયન.............. | ડ્રામ | ૨ |
| સેલીસીલેટ આવ સોડા .............. | ગ્રેન | ૪૦ |
| પાણી ........................ | આઉંસ | ૬ |

**ઈલાજો ૭ માં.**—ઘણીવેળા પીવાની દવા બિલકુલ વાપરવામાં આવતી નથી, પણ જે ભાગઉપર દુખાવો થતો હોય, તે ભાગઉપર "ટીંકચર આવ આઇયોડાઇન" દરરોજ લગાડવાથી ઘણો ગુણ થાયછે, અને સંધિવા સાજો થાયછે. વળી નીચે જણાવેલી દવાઓ મેળવીને, જે ભાગઉપર દુખાવો થતો હોય, ત્યાં દરરાત્રે લગાડવાથી પણ ઘણો ગુણ થાયછે.

એકોનાઈટીઆ ........ ગ્રેન ૧ | સ્પરમેસીટીનો મલમ.... આઉંસ ૧

**ઈલાજ ૮ મો.**—અગરજો ઉપર જણાવેલા ઇલાજોથી કશો ગુણ નહી જણાય, તો ½ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," તથા ૪ મીનીમ પાણી, આ બંધેને મેળવીને, જે ભાગઉપર દુખાવો થતો હોય, ત્યાં પિચકારીવડે ચામડીમાં દાખલ કરવું.

**ઈલાજ ૯ મો.**—અગરજો સાંધામાં ઝાઝો દુખાવો થતો નહીં હોય, પણ તેઓ અકડીને સુજી આવી તે ભાગો ભારી થયલા જણાય, તો ભાદરવેળનાં રોપાની જડી પાણીમાં ઘસીને ચોપડવાથી અતિશય ગુણ થશે. અગરજો આ દવા લગાડવા પછી ઝીણીંઝીણીં પાણીથીભરેલી અરાઇઓ ફુટી નિકળે, તો તે લગાડવું ઓછું કરવું.

**ઈલાજ ૧૦ મો.**—૧૦ ગ્રેન અજમાનાં ફુલને, ૧ લીકરગ્લાસ "કોલોનવૉટર" માં મેળવીને દરદવાળા ભાગઉપર ચોપડવું.

**ઈલાજ ૧૧ મો.**—રોસાનું તેલ આઉંસ ૧—મિઠું તેલ આઉંસ ૧.

આ બંધેને મેળવીને, દરદવાળા ભાગઉપર ચોપડવું.

**ઈલાજ ૧૨ મો.**—સુરીંજન ડ્રામ ૦ાા—મોથ ડ્રામ ૧—ઓઝાંદાન ડ્રામ ૦ાા.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને, ૦ાા થી ૧ ડ્રામજેટલો, દહાડામાં ત્રણવાર પાણીસાથે ફાકવો.

**ઈલાજ ૧૩ મો.**—માલકંગણી ડ્રામ ૧—તેજબળ ડ્રામ ૨—મુસળી ડ્રામ ૨—રતનજોત ડ્રામ ૨—પિપળ ડ્રામ ૨.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને, ૧૦ થી ૩૦ ગ્રેનજેટલો, દહાડામાં ત્રણવાર પાણીસાથે ફાકવો.

**ઈલાજ ૧૪ મો.**—રાસ્ના ડ્રામ ૪—ગુગલ ડ્રામ ૫.

આ બંધેનો ઝીણો ભુકો કરીને મેળવવો, અને ત્યારપછી તેમાં થોડું મધ મેળવીને તેનો પાક બનાવી, ૦ાા થી ૧ ડ્રામજેટલો, દહાડામાં ત્રણવાર ખાવો.

**ઈલાજ ૧૫ મો.**—સના દ્રામ ૧—ગુલવેળ દ્રામ ૨—[illegible] દ્રામ ૨—સુંઠ દ્રામ ૧—એરંડીયાંનાં મૂળીયાં દ્રામ ૧—ખખળતું પાણી આઉંસ ૧૦.

**આ સઘળાંને મેળવીને આસરે દશ મીનીટસુધી ઉકાળવું, અને થંડું પડે કે ગાળી કાહાડીને તેમાંથી અર્ધું સવારનાં તથા અર્ધું સાંઝનાં પીવું.**

**ઈલાજ ૧૬ મો.**—અસાગંડ દ્રામ ૬—ગુલવેળ દ્રામ ૬—અફીણ દ્રામ ૦॥.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને, ૧૦ થી ૨૪ ગ્રેનજેટલો, દહાડામાં ત્રણ વાર પાણીસાથે ફાકવો.

**ઈલાજ ૧૭ મો.**—ઉસ્તે ખુદુસ દ્રામ ૩—ગુલે બાબુના દ્રામ ૩—બીસફાએજ દ્રામ ૪—સુરીજન દ્રામ ૨—ઉન્નાબ નંગ ૧૦—પાણી આઉંસ ૪૦.

આ સઘળાંને પાણીમાં ઉકાળીને, આસરે ૧૪ આઉંસજેટલું રેહે, કે સવાર, બપોર, અને સાંઝમળી ત્રણવાર, દર વેળા ૨ થી ૪ આઉંસ તેમાં સાકર નાખીને પીવું.

**ઈલાજ ૧૮ મો.**—વચ્છનાગ દ્રામ ૦।—પિપળ દ્રામ ૨—ગંધકનાં ફુલ દ્રામ ૨—કાળાં મરી દ્રામ ૨.

આ સઘળાંને મેળવીને, તેની ચાર ગોળાઓ બનાવી, અક્કેકી ગોળી, સવારસાંઝ પાણીસાથે ગળવી.

**ચેતવણી.—આ ગોળીઓ ઝેરીછે, માંટે જો બેથી ચાર દિવસમાં એથી કશો ગુણ નહીં જણાય, તો તે બંધ કરવી. આ ગોળી નાહાની ઉંમરનાં બિમારને આપવી નહીં.**

**ઈલાજ ૧૯ મો.**—ગાવજુબાન અથવા ગુલે ગાવજુબાન દ્રામ ૧—અહેજબાયા આઉંસ ૧॥—ખખળતું પાણી આઉંસ ૨૦.

આ સઘળાંને મેળવીને એક બંધ વાસણમાં ઢાંકી રાખવું, અને થંડું પડે કે ગાળી કાહાડી, ૨ થી ૪ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૨૦ મો.**—અન્તામલના ભુકો દ્રામ ૫ થી ૮—જેઠીમધનો ભુકો દ્રામ ૪—ખખળતું પાણી આઉંસ ૧૫.

આ સઘળાંને મેળવીને થંડું પડે કે, ૧ થી ૧॥ વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૨૧ મો.**—ચીત્રાચાલ ગ્રેન ૧૨—બોરાસાંની અજમો ગ્રેન ૮—હરડે ગ્રેન ૨૦—પિપળ ગ્રેન ૩૦.

આ સઘળાંને, મેળવીને ૧૦ થી ૨૦ ગ્રેનજેટલું, દહાડામાં ત્રણવાર ફાકવું.

જુદાજુદા વિચારવાળા ડાકટરો જુદાજુદા ઇલાજો સંધિવાઉપર પોતાના અનુભવપ્રમાણે કરેછે. તે દવાઓ "ટરપીનટાઇન," લીંબુનો રસ, "પૉટાશ" તથા "સોડા"નાં ખારો, તથા કેફી દવાઓ, જેવીકે અફીણ, "મૉરફીયા," "કૉનાએમ," વગેરેછે.

---

# સંધિવાથી, અથવા બીજાં હરકોઈ કારણથી કંમરમાં થતા સખત દુખાવો.

(લમબેગો=Lumbago.)

**નીશાની.**—જરાપણ વાકું વળતાં, ઉભું થતાં, બેસતાં, અથવા ભારી બોજો ઉચકવા જતાં, કોઇ વેળા એકદમ કંમરમાં સખત દુખાવો થઇ આવેછે.

**સબબ.**—આ દરદ પણ સંધીવાનીપઠે થંડીમાં સુતાથી, કંમરમાં જોરથી આંચકા આવ્યાથી, તથા ઘણીવાર બેસીને લખવાથી થાયછે.

**ઈલાજો ૧ લા.**—કંમરઉપર રાઇ મુકવી, અને ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, તથા "ક્લોરોફાર્મ," "કમપાઉંડ લીનીમેન્ટ આવ કેમ્ફર," તથા "લૉડેનમ," આ ત્રણે દવાઓ સરખે ભાગે મેળવીને, તે કંમરઉપર ચોપડવી, તથા એજ મેળવણીમાં "ગૉજ ફલાનેલ"નો કટકો બોળીને તે કંમરઉપર મુકી તેઉપર "ઑઇલ સીલ્ક" બાંધવું, અથવા સુકાં વેહેંતુર મુકવાં.

**ઈલાજો ૨ જા.**—"ટીંકચર આવ આરનીકા," અથવા "ટીંકચર આવ સીમીસીફયુગા રેસીમોસા" કંમરઉપર ચોપડવું. "કેરોસીન" તેલ, અથવા "ટરપીનટાઇન," આ બેમાંથી ગમેતે એક લઇ, તેમાં તેટલુંજ "સોપ લીનીમેન્ટ" ભેળીને, તે બંધેને ગરમ કરી કંમરઉપર લગાડવું, તથા ૧૦ ગ્રેન "ડોવર્સ પાઉડર," અને ૨ ગ્રેન "કેલોમેલ," આ બંધેને મેળવીને રાત્રે સુતી વેળા લેવું, અને બીજે દિવસે સવારનાં એરંડીયાં તેલનો, અથવા "એપસમ સૉલ્ટ" અને સુનામખી, આ બંધેને મેળવીને તેનો જુલાબ લેવો, અને ઝાડો સાફ આવ્યાપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કારબૉનેટ આવ પૉટાશ .. | ડ્રામ | ૧॥ | ટીંક્ચર આવ હેનબેન .. | ડ્રામ | ૩ |
| સ્પીરીટ ઈથર નાઈટ્રીક.... | ડ્રામ | ૨ | પાણી .......... | આઉંસ | ૬ |

**ઈલાજો ૩ જા.**—બિમારે ગરમ પાણીનો બાફ લેવો, કંમરઉપર સુકાં વેહેંતુર મુકવાં, તથા કંમરનો જે ભાગ જરાપણ આંગળી લગાડવાથી અતિશય દુખે, ત્યાં પાંચથી સાત જળો મુકાવવી, તથા $\frac{1}{3}$ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," અને ૫ મીનીમ પાણી, આ બંધેને મેળવીને, તે ભાગની ચામડીમાં પિચકારીવડે દાખલ કરવું.

**ઈલાજો ૪ થા.**—૩ ડ્રામ "કમપાઉંડ ટીંકચર આવ ગુએકમ," તથા ૪॥ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પીવું, અને ૧૦ ગ્રેન "ડોવર્સ પાઉડર"નું પડીકું કરી, રાત્રે સુતી વેળા ફાકવું, તથા "લીનીમેન્ટ આવ ઓપીયમ," અને "લીનીમેન્ટ આવ એકોનાઇટ," આ બંધેને સરખે ભાગે મેળવીને કંમરઉપર સારીપઠે મસળવું,

તથા ઝાડો સાફ લાવવામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની એક ગોળી બનાવી તે દિવસે ગળવી.

| | | |
|---|---|---|
| કમપાઉંડ એક્સટ્રેક્ટ આવ કૉલૉસીન્ડ........ | ગ્રેન | ૪ |
| ઇપીકાકયુઆના પાઉડર ................ | ગ્રેન | ૦।। |
| એક્સટ્રેક્ટ આવ કૉલચીકમ ............. | ગ્રેન | ૧ |

**ઈલાજો ૫ માં.**—અગરજો બિમારથી બેસી શકાતું હોય, તો ઉંચી ખુરશીઉપર પોતાનાં આખાં શરીરનીઆસપાસ ગરમ જાડી ધાબળી વિંટાળીને બેસવું, તથા નીચેથી ગરમ પાણીનો બાફ અર્ધો કલાક અથવા કલાકસુધી દરરોજ લેવો. એથી ઘણી વેળા અતિશય ગુણ થાયછે. પણ જો કાંઇ ગુણ નહીં જણાય, તો ૩૦ ગ્રેન "ડોવર્સ પાઉડર," તથા ૨૪ ગ્રેન કપુર, આ બંધેને મેળવીને, તેની ૭ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર કલાકે પાણીસાથે ગળવી.

ટરપીનટાઇન ડ્રામ ૨—ગુંદરનો ભુકો ડ્રામ ૪—પાણી આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજો ૬ ઠા.**—અગરજો પરમો થવાથી કંમર દુખતી હોય, તો ૦।। થી ૧ ડ્રામ "બાલસમ આવ કૉપેબા" બતાસાઉપર નાખીને તે ખાવો, તથા નળીયાંનો કટકો, અથવા લોઢાંનો સળીઓ પુષ્કળ ગરમ કરીને તેવડે ધીમેથી દરદવાળા ભાગઉપર ઓબા મારવા.

**ઈલાજો ૭ માં.**—૫૦ ટીપાં "એમૉનીએટેડ ટીંક્ચર આવ ગુએકમ" દુધમાં મેળવીને દહાડામાં ત્રણવાર પીવું, અથવા ૧ આઉંસ "સ્પીરીટ આવ હાર્ટશૉર્હોર્ન," તથા ૨ આઉંસ "ઑલીવ ઑઇલ," આ બંધેને મેળવીને, સવાર, બપોર, તથા સાંઝમળી, ત્રણવાર કંમરઉપર લગાડવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચોવીસ ગોળીઓ બનાવી, તેમાંથી એકથી બે ગોળીઓ, જુલાબ દાખલ આંતરેઆંતરે રાત્રે ગળવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સૉકૉટ્રાન એલોઝ ...... | ગ્રેન | ૩૬ | કમપાઉંડ ગાલ્બેનમ પીલ.. | ગ્રેન | ૨૪ |
| ગમ મેસ્ટીક.......... | ગ્રેન | ૧૮ | ઑઇલ આવ એનીસ.... | ટીપાં | ૨૪ |
| એક્સટ્રેક્ટ આવ જેનશીયન. | ગ્રેન | ૨૪ | | | |

અથવા નીચે જણાવેલી, દવાઓ મેળવીને, તેમાંથી અક્કેકો ચમચો ભરીને સવાર, સાંજ ખાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગુએકમ રેઝીન ...... | આઉંસ | ૧ | સબ્લાઇમિડ સલફર...... | ડ્રામ | ૨ |
| પાઉડર આવ રુહબાર્બ .. | ડ્રામ | ૨ | હની .............. | પાઉંડ | ૧ |
| ક્રીમ આવ ટારટર .... | ડ્રામ | ૨ | | | |

**ઈલાજો ૮ માં.**—૨ થી ૪ ગ્રેન લોબાનનાં ફુલ, દહાડામાં ત્રણવાર પાણી સાથે ફાકવાં, તથા ૧ ચમચી "કેરોસીન" તેલ, દુધમાં ભેળીને, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૯ મો.**—૨ ગ્રેન "કુઇનાઇન ડી સલફસ," દર ચાર કલાકે પાણીસાથે ફાકવું.

**ઈલાજ ૧૦ મો.**—આસરે ૨૦ નંગ સુક્કાં રાતાં મરચાંને ચીરીને, ૧ બાટલી પાણીમાં એક દહાડોસુધી ભિંજવી રાખવાં, અને ત્યારપછી ગાળી કાહાડીને તેમાં લુગડાંનો કટકો ભિંજવી તે દરદવાળા ભાગઉપર મુકવો, અને તેઉપર "ઑઈલ સીલ્ક" મુકી પાટો બાંધી લેવો. પણ જો ઘણી અગ્ન બળે, તો તે કાહાડી નાખવું. આ ઈલાજ ઘણો સારો છે.

આ દરદવાળા બિમારે આ દરદ ફરીથી થાય નહીં, એટલામાંટે સરદીમાં બાહાર ફરવું નહીં, તથા હંમેશાં કંમરઉપર "ફ્લાનેલ" બાંધેલી રાખવી.

---

# શરીરનાં સાંધાઓનું જડ થઈ જવું.

**(સ્ટીફ્નેસ આવ જૉઈન્ટસ=**Stiffness of Joints.)

**નીશાની તથા સબબ.**—શરીરનાં સાંધાઓ, જેવાકે ઘુટણ, ખભાં, હાથની કોણી, જાંગનાં થાપા, અથવા પગની પાટલીઓમાં વાળો નિકળ્યાથી, અથવા પડી જવાથી, તેઓમાં વાગ્યાથી, પેહેલાં વરમ થાયછે, અને તેઓ સુજી આવીને રાતા થાયછે, અને ઘણાં દહાડા વિત્યાપછી, જોકે વાળો સારો થાયછે, અથવા વરમ નરમ પડેછે, તોયપણ તે સાંધાઓનાં હાડકાંઓનીવચ્ચે રેતીજેવી એક વસ્તુ બંધાવાથી તેઓ જડ થઇ જાયછે, અને તેઓમાં હાલચાલ બિલકુલ થતી નથી.

**ઈલાજો ૧ લા.**—"ટીંકચર આવ આઈયોડાઈન" પિચ્છવડે લગાડવું, અથવા "આઈયોડાઈન"નો મલમ તેઓઉપર સવારસાંઝ ચોપડવો.

**ઈલાજ ૨ જો.**—મહુડાં તથા ખજુર, આ બંધેને ગરમ કરીને, તેઓ-ઉપર દરરોજ બાંધવાં.

**ઈલાજો ૩ જા.**—

| | | |
|---|---|---|
| સ્પીરીટ આવ હાર્ટશૉર્હોર્ન.... | આઉંસ | ૨॥ |
| આલકૌહૉલ ............ | ડ્રામ | ૩ |
| કપુર ................ | ગ્રેન | ૩૦ |
| નિમક ................ | આઉંસ | ૧। |
| પાણી ........... .... | બાટલી | ૧ |

આ સઘળાંને મેળવીને, તેમાં લુગડાંનાં કટકાઓ બોળી તે જડ થઇ ગયલા સાંધાઓઉપર અર્ધો કલાકસુધી મુકી રાખવા, અને તે કટકાઓનીઉપર "ઑઈલ સીલ્ક" બાંધવું. ઘણી આગ બળે, અને તે જગ્યા રાતી થાય, કે એ સઘળું કાહાડી નાખીને તે ભાગઉપર "સોપ પ્લાસ્ટર," અને પારાનો જલ્લદ મલમ, અથવા "સ્ટ્રોંગ મરક્યુરીઅલ ઑઈન્ટમેન્ટ," તથા થોડો કપુર, આ બંધેને મેળવીને તે ચામડાંનાં કટકાઉપર છરીવડે પાંથરી, તેની આગળી બનાવીને મુકવી, અથવા "લેડ પ્લાસ્ટર" ની આગળી બનાવીને મુકવી, અથવા નીચે જણાવેલી વસ્તુઓ મેળવીને તેને ગરમ કરવી, અને થંડી પડે કે તેની આગળી બનાવીને સાંધાઓઉપર મુકવી. ચરબી આઉંસ ૧૦—પિળું મીણ આઉંસ ૩—કપુર આઉંસ ૩—પાણી આઉંસ ૧.

**ઈલાજ ૪ થો.**—પાણીમાં નિમક ડોહવીને, તેનો "ફ્લાનેલ"થી સવાર-સાંઝ સાંધાઉપર ગરમ સેક કરવો, તથા બદામનું તેલ દહાડામાં બેથી ત્રણ વાર ઉપર મસળવું, અને તે સાંધાને છુટો પાડવામાંટે ધીમેથી થોડોથોડો હલાવવો.

# ઘુટણનું સુજી આવવું, તથા તેમાં થતા દુખાવો.

**(ઈનફ્‌લેમેશન આવ ધ નીજૉઈન્ટ=Inflammation of the Knee-Joint.)**

**સબબ.**—થંડી ભોંયઉપર બેસવાથી, વારંવાર ઘુટણભડીએ બેસવાની ટેવ રાખવાથી, અથવા ઘણું ચાલવાથી ઘુટણનીઉપરનો ભાગ સુજી આવીને તેમાં દુખાવો થાયછે.

**ઈલાજો.**—આસાએશ લેવી, હાલચાલ કરવી નહીં, થોડી જળો તેઉપર મુકીને પછી ગરમ સેક કરવો, જુલાબ લેવો, ઘુટણઉપર "ટીંકચર આવ આઇ-યોડાઇન" પિચ્છવડે લગાડવું, તથા નીચે જણાવેલી વસ્તુઓ મેળવીને તે ગરમ કરવી, અને છરીથી ચામડાંઉપર પાંથરીને તે ઘુટણઉપર મુકવું.

| | |
|---|---|
| સાબુ.................... | સરખે ભાગે. |
| લેડ પ્લાસ્ટર .............. | |
| નવસાગર .............. | |
| મિઠું તેલ .............. | |

અથવા થોડું "કલોરલ કમ કેમફોરા," "રેકટીફાઇડ સ્પીરીટ"માં મેળવી, તેમાં પીચ્છ બોળીને, તે, દરદવાળા ભાગ ઉપર સવારસાંજ, લગાડવું.

---

# જાંગનાં થાપાઓમાં, મુખ્યકરીને તેનાં માંસનાં લોચાઓમાં સંધિવાથી થતા તીક્ષ્ણ દુખાવો, તથા સંધિવાનું પગસુધી છેક નિચ્ચે ઉતરવું.

**(સાએટીકા=Sciatica.)**

**ઈલાજો ૧ લો.**—આ દરદની વેળા **"સંધિવાથી, અથવા બીજા હરકોઈ કારણથી કંમરમાં થતો સખત દુખાવો"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણેજ ઈલાજો કરવા. પેહેલે કંમરનાં છેક નિચ્ચેનાં ભાગઉપર રાઈ મુકવી, "બ્લીસ્ટર" મુકવું, સુકાં વેહેંતુર મુકવાં, જાંગ તથા પગોઉપર "ટરપીનટાઇન" લગાડીને તેઉપર ગરમ સેક કરવો, અથવા "લૉડેનમ" અને "ટરપીનટાઇન," આ બંધે સરખે ભાગે મેળવીને તે, અથવા "કેરોસીન" તેલ ચોપડી, તેઉપર થુલાંનો ગરમ સેક કરવો.

**ઈલાજો ૨ જો.**—અગરજો ઉપલા **ઈલાજો ૧ લા**થી દુખાવો થતો **નહીં** મટે, તો જાંગનાં થાપાઓઉપર જ્યાં ઘણો દુખાવો થતો હોય, ત્યાં **બીજું** "બ્લીસ્ટર" મુકવું, અને છાગલા પડયા હોય, તે કાપી કાહાડવા, **અને** "બ્લીસ્ટર"ની જગ્યાઉપર ૦ાા ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," તથા થોડા ગ્રેન "આરારૂટ," આ બંધેને મેળવીને તે ભભરાવવું.

**ઈલાજ ૩ જો.**—અગરજો તાવ નહીં હોય, તો પેહેલાં એક જુલાબ આપવો, અને પછી ૫ ગ્રેન "કારબૉનેટ આવ આયરન," દહાડામાં ચાર વાર, થોડા દહાડાસુધી ચાલુ ફકાડવું.

**ઈલાજો ૪ થા.**—અગરજો તાવ ઘણો જોરમાં આવતો હોય, તો જે ભાગઉપર દુખાવો થતો હોય, તે ભાગઉપર થોડી જળો મુકવી, ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, જુલાબ આપવો, તથા ગરમ પાણીનાં વાસણમાં બિમારને બેસાડવો.

**ઈલાજો ૫ માં.**—

| | | |
|---|---|---|
| એમોનીએટેડ ટીંક્ચર આવ ગ્વૈએકમ. | ડ્રામ | ૨ |
| વાઈન આવ કૉલચીકમ........ | મીનીમ | ૪૦ |
| બાઈ કારબૉનેટ આવ પૉટાશ .... | ડ્રામ | ૧ |
| આઈયોડાઈડ આવ પૉટાશીયમ.... | ગ્રેન | ૧૨ |
| સીરપ આવ ઑરેન્જ પીલ...... | ડ્રામ | ૪ |
| પાણી .................. | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઈનગ્લાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

અથવા નીચે જણાવેલી, દવાઓ મેળવીને, પોણું વાઈનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ એકટી રેસીમોસા.... | ડ્રામ | ૧ થી ૨ |
| સલ્ફેટ આવ ક્વીનીવા.......... | ગ્રેન | ૬ |
| બ્રોમાઈડ આવ પૉટાશીયમ ...... | ડ્રામ | ૧ |
| પાણી..................... | આઉંસ | ૬ |

અગરજો ઉપલી દવાઓથી દરદીને ગુણ ન જણાય તથા નબળાઈ માલમ પડે તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઈનગ્લાસ ભરી દહાડામાં ત્રણ વખત પાવું.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ પરક્લોરાઈડ આવ આયરન .. | મીનીમ | ૩૦ |
| લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ...... | મીનીમ | ૪૦ |
| સીનેમૉન વૉટર .................. | આઉંસ | ૪॥ |

**ઈલાજો ૬ ઠા.**—ગમ ગ્વૈએકમનો ભુકો ડ્રામ ૨—ગંધકનાં ફુલ ડ્રામ ૪—સુંઠનો ભુકો ડ્રામ ૧.

આ સઘળાંને મેળવીને, તેનાં બાર પડીકાં કરી, અકેકું પડીકું દહાડામાં ત્રણવાર પાણીસાથે ફકાડવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે ચોપડવી.

| | |
|---|---|
| ક્લોરોફૉર્મ ............ | સરખે ભાગે. |
| ટીંક્ચર આવ એકોનાઈટ.... | |
| લૉડેનમ .... ......... | |
| સોપ લીનીમેન્ટ.......... | |

**ઈલાજો ૭ માં.**—૧/૩ ગ્રેન "મ્યુરેટ આવ મૉરફીયા," તથા ૧૦ મીનીમ પાણી, આ બંધેને મેળવીને જાંગનાં થાપાનાં જે ભાગમાં દુખાવો થતો હોય, ત્યાંની ચામડીમાં પિચકારીવડે દાખલ કરવું. આ ઈલાજ ઘણો સારોછે. અથવા જો ૨૦ મીનીમ ફકત થંડા પાણીની પિચકારી દરદવાળા ભાગની ચામડીમાં મારી હોય તો તેથીબી ઘણો ગુણ થાયછે.

---

## થંડીથી ગરદન અકડી જવા વિષે.

(રાઈ નેક=Wry Neck.)

**ઈલાજો ૧ લા.**—ગરદનઉપર રાઇ મુકવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે ચોપડવી, અને તેઉપર ગરમ સેક કરવો.

| | | |
|---|---|---|
| ટરપીનટાઇન................... | | ડ્રામ ૨ |
| અથવા સ્પીરીટ આવ હાર્ટશૉર્ન............ | | |
| મિઠું તેલ ................... | | ડ્રામ ૬ |

**ઈલાજો ૨ જો.**—"ટીંકચર આવ આરનીકા," "પેનકીલર," "સોપ લીનીમેન્ટ," તથા "લૉડેનમ," અથવા "કેરોસીન" તેલ, આ ચારમાંથી ગમેતે એક દવા ગરદનઉપર મસળવી.

અગરજો ઉપર જણાવેલા **ઈલાજો ૨ જા**થી ગરદન નરમ નહીં પડે, તો **"સંધિવા"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

---

## હાંસડીનાં હાડકાંમાં થતું દરદ.

(પેન ઈન ધ કૉલર-બોન=Pain in the Collar-bone.)

**નીશાની.**—છાતીનાં હાડકામાં, એટલે ખભાંનીનજદીકનું હાડકું, જેને "હાંસડી" કેહેછે, તેમાં દરદ થાયછે, ત્યારે તે નહીં ખમી શકાય એવું સખત હોયછે.

**સબબ.**—આ દરદ ઘણીવાર થંડી હવામાં ભોંયઉપર, અથવા ઠારમાં ખુલ્લું સુવાથી એકાએક રાતની વખતે ઘણું જોરમાં થઇ આવેછે, અને હાંસડીનાં હાડકાંથી તે છેક આખા હાથસુધી થઇ આવેછે.

**ઈલાજો.**—રાઇની "પોલટીસ" તે ભાગઉપર મુકવી, અથવા "ટીંકચર આવ આરનાઇકા" લગાડવું, અથવા "ટીંકચર આવ બેલેડોના," "ટીંકચર આવ ઓપીયમ," અને "કમપાઉંડ લીનીમેન્ટ આવ કેમફર," આ ત્રણે દવાઓ સરખે ભાગે મેળવીને લગાડવી. એથી પણ જો દરદ નહીં મટે, તો ૨૦ ગ્રેન "ક્લોરલ હાઇડ્રસ," ૩૦ ગ્રેન "બ્રોમાઇડ આવ પૉટાશીયમ," તથા ૧ આઉંસ પાણી, આ સઘળાંને મેળવીને બિમારને પાવું, અથવા તો ૦॥ ગ્રેન "મ્યુરેટ આવ મૉરફીયા" પાણીસાથે ફકાડવું, અથવા નીચે જણાવેલી દવાઓ પાણીમાં મેળવીને પાવી, અને અગત્ય જણાય તો બે કલાકે ફરી પાવી.

| | |
|---|---|
| સલફ્યુરીક ઇઠર .................. | મીનીમ ૨૦ |
| એરૉમેટીક સ્પીરીટ આવ એમોનીયા ...... | મીનીમ ૨૦ |
| ટીંકચર આવ ઓપીયમ ............. | મીનીમ ૨૦ |

---

# સોજો અથવા વરમ.

**( ઈનફ્લેમેશન=Inflammation.)**

**નીશાની.**—કોઇપણ દરદથી અથવા કારણથી શરીરનો કોઇપણ ભાગ જ્યારે સુજી આવે, રાતો થાય, તેમાં દુખાવો થાય, અને તે ભાગ હાથને ગરમ લાગે, ત્યારે તેવા ભાગની આ અવસ્થાને "સોજો" અથવા "વરમ" કેહેછે. તે ભાગમાં જે લોહી ફરેછે, તેમાં તે વેળા અગત્યનો ફેરફાર થાયછે. લોહી કોઇ વેળા ધીમે, તો કોઇ વેળા જોરમાં દોડેછે, એટલે લોહીનો "ફાઇબ્રીન"નામનો ભાગ, તથા પાણીનો ભાગ વધેછે, અને રાતા દાણાઓજેવો ભાગ ઓછો થાયછે.

**સબબ.**—સોજો અથવા વરમ થવાનાં કારણો ઘણાંછે. મુખ્ય કારણો તે ભાગને થંડી હવા લાગ્યાથી, હવામાં અમુક જાતનો ફેરફાર થયાથી, સરદીવાળી જગ્યા ઉપર સુતાથી, પડી જવાથી, કાંટો, સોય, છરી, વગેરે અણીવાળું હથીઆર ભોકાવાથી, અથવા કોઇપણ જાતનો જલદ પદાર્થ, જેવોકે "કૉસ્ટીક" નો તેજાબ, વગેરે શરીરને લાગ્યાથી, ઇત્યાદિ કારણોથી શરીરમાંનું લોહી બગડીને તેમાં ઝેરી પદાર્થો એકઠા થાયછે, અને તેથી સોજો અથવા વરમ થાયછે.

સોજાનો છેડો નીચે જણાવ્યા પ્રમાણે ચાર રીતે આવેછે.

૧ લી.—સોજો બેસી જાય, અને તે ભાગ પોતાની આગલી અવસ્થામાં પાછો આવે.

૨ જી.—સોજો એક ભાગ ઉપરથી નરમ પડી, તેથી છેક વેગળેનાં ભાગઉપર આવે, અથવા શરીરનીમાંહનાં કોઇ બીજા અવયવોમાં ઉતરે.

૩ જી.—સોજાવાળો ભાગ પાકીને તેમાં પરૂ બંધાય, અને તે પોતાનીમેળે સુકાઇ જાય, અથવા બાહાર નિકળે.

૪ થી.—સોજાવાળો ભાગ પાકવાપછી તે ભાગમાં ચાઠું પડે, અથવાતો તેમાં સળો લાગીને તે કોહે.

સોજા અથવા વરમની ત્રણ જાતો નીચે જણાવ્યાપ્રમાણે હોયછે.

૧ લી.—તીક્ષ્ણ સોજો.
૨ જી.—જુનો સોજો.
૩ જી.—નબળો સોજો.

લોહીઆર, તથા મજબુત બાંધાવાળા માણસને જે સોજો થાયછે, તે ઘણો સખ્ત જાતનો હોયછે. તેમાં દુખાવો, રતાસ, સોજો, અને ગરમી, એ ચારે ઘણું જોરમાં હોયછે, અને તેનેલીધે તાવ પણ ઘણો જોરમાં હોયછે. અગરજો એવા માણસનાં શરીરનાં કેટલાક અવયવો, જેવાકે ભેજું, દિલ, વગેરેઉપર સોજો આવેછે, તો ઘણુંકરીને તેવા બિમારને "સકતો," અથવા "પોલાત" થઇ આવેછે, અને દિલમાં ભારે દુખાવો તથા ધબકારો થાયછે.

અગરજો નબળા બાંધાવાળા માણસને શરીરનાં કોઇપણ ભાગઉપર સોજો આવેછે, તો તે ભાગમાં દુખાવો, રતાસ, સોજો, ગરમી, અને તાવ એટલો જોરમાં હોતો નથી.

જ્યારે સોજો અથવા વરમ ઘણાં લાંબા દહાડા અથવા મહિનાસુધી રેહેછે, ત્યારે તેને "જુનો સોજો" કરી કેહેછે.

**ઈલાજો.**—અગરજો સોજો મજબુત બાંધાવાળા માણસને થયો હોય, અને નાડી ભરેલી, જાડી, સખત, અને ઉતાવળી હોય, તો તેવા બિમારે સંગરા મુકાવીને, તેમાંનું ફરતું લોહી ઓછું કરવું, કે જેથી સોજો પણ નરમ પડશે.

અગરજો બિમાર ગરમ દેશનો રેહેવાસી હોય, તો ઘણુંકરીને સંગરા મુકવી નહીં, કારણકે તેમ કર્યાથી ઘણીવેળા ગુણનેબદલે અવગુણ થાયછે, અને તેથી બિમાર વધારે માઠી અવસ્થામાં આવી પડેછે. એવી વેળા સંગરાનેબદલે થોડીક જળો તેઉપર વળગાડવાથી વધારે ગુણ થાયછે. સોજાવાળા ભાગને જરા પણ હાલવવો નહીં. પેહેલે દિવસે ૫ ગ્રેન "કેલોમેલ," તથા ૫ ગ્રેન "કમપાઉંડ એક્સટ્રેક્ટ આવ કૉલૉસીન્ડ," આ બંધેને મેળવીને લેવું, અને ત્રણ કલાક વિત્યાપછી "એપસમ સૉલ્ટ," તથા સુનામખીનો જુલાબ લેવો, અને બીજે દિવસે પરશેવો છુટે એટલામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, દર ત્રણથી ચાર કલાકે પીવી, અને તે થોડુંસુધી ચાલુ રાખવી.

| | | | |
|---|---|---|---|
| વાઇનિ આવ ઍન્ટીમની.... | ડ્રામ ૦॥ | સીનેમન વૉટર ........ | આઉંસ ૦॥ |
| કારબૉનેટ આવ મેગનીસીયા. | ગ્રેન ૧૦ | પાણી............... | આઉંસ ૧ |
| એપસમ સૉલ્ટ ........ | ડ્રામ ૧ | | |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેના ચાર ભાગ કરી, અકેકો ભાગ પીવો.

| | |
|---|---|
| વાઇન આવ ઍન્ટીમની .............. | ડ્રામ ૨ |
| લાઇકર એમોની એસીટેટીસ ............ | આઉંસ ૨ |
| કેમફર વૉટર.................... | આઉંસ ૪ |

ખોરાકમાં માત્ર દુધની કાંજી, ચા, અથવા પાંઉ ખાવું. અગરજો તરસ ઘણી લાગતી હોય, તો "સોડૉવાટર" અને બરફ પીવું.

અગરજો સોજાનીઉપર રતાસ ઘણો હોય, તો "શુગરલેડ" અને પાણી, "કોલોનવૉટર" અને પાણી, સરકો અને પાણી, અથવા ૧ ડ્રામ "સલફેટ આવ ઝીંક" ૨ ડ્રામ નવસાગર, તથા ૮ આઉંસ પાણી, આ ત્રણે મેળવીને તે, આ ચારમાંથી ગમે તેમાં કપડાંનો કટકો ભિંજવીને રાતદહાડો સોજાવાળા ભાગઉપર મુકવો, પણ જો રતાસ ઘણો નહીં હોય, તો ખસખસનાં પોસ અને ગરમ પાણીનો સેક કરવો.

**ચેતવણી.—આ પ્રમાણે દવા કરતી વેળા એક સંભાલ રાખવાની ઘણી અગત્યછે, તે એકે કોઈ વેળા થોડા દહાડા વિત્યાકેડે બિમાર ઘણો સુસ્ત અને નબળો થઈ જાયછે, તેની નાડી ઝીણી દોરાજેવી ચાલેછે, નબળાઈને લીધે જીભ તથા દાંતઉપર એક જાતનો નઠારો મેલ અથવા થરો બંધાયછે, તાવ ઉતરી જઈને શરીર થંડું થઈ જાયછે, અને બિમાર લવારો કરેછે. એવી સ્થિતિમાં ઉપર જણાવેલી પીવાની દવાઓ તરત બંધ કરવી, અને તેનેબદલે શકિત આવવામાંટે "વાઈન," "બ્રાંડી મીકશચર," ઈંડાં, સેરવો, ગોશ્ત, ઈત્યાદિ આપવું.**

વળી નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | |
|---|---|
| બાઇ કારબૉનેટ આવ એમોનીયા. ગ્રેન ૩૦ | સીન્કોના બાર્કનો ઉકાળો.... આઉંસ ૯ |
| કમપાઉંડ ટીંક્ચર આંવ લેવેન્ડર.. ડ્રામ ૨ | કમપાઉંડ ટીંક્ચર આવ સીન્કોના. ડ્રામ ૩ |

અગરજો નબળા બાંધાવાળા માણસને સોજો આવ્યો હોય, તો પ્રથમથીજ શક્તિની દવા આપવી, અને જળો મુકવી નહીં.

અગરજો કાંટો, અથવા હરકોઇ એવીજ ઝીણી અણીવાળી વસ્તુ ભોકાવાથી સોજો આવ્યો હોય, તો પ્રથમ તે વસ્તુને ચિમટાવડે ખેંચી કાહાડવી, અને ત્યારપછી તે જો નરમ નહીંજ પડે, તો ઉપર જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

*** શરીરનાં ઘણાંખરા ભાગોનાં સોજા અથવા વરમવિષે જુદેજુદે ઠેકાણે જુદા-જુદા બાબદોમાં આવી ગયું છે, એટલે તે ફરીને અહીં લખવાની અગત્ય નથી.

---

# અજીર્ણ.

## (ઈનડીજેસચન=Indigestion.)

**સબબ.**—અજીર્ણ, અથવા બદહજમી થવાનાં ઘણાં સબબો હોયછે, જેવાંકે "બ્રાંડી," "વાઇન," "બીર" ઇત્યાદિ દારૂ પુષ્કળ પીવાથી, ઘણો ખોરાક ખાધાથી, ઘણી ગરમ અને જલદ ચા અથવા કાફી દરરોજ પીવાની ટેવ રાખ્યાથી, બરાબર વેળાસર ખોરાક નહીં લેવાથી, ખોરાક બરાબર ચાવવાવગર ગળી જવાથી, રાતદહાડો કાંઇ પણ ચિંતા રાખ્યાથી, વારંવાર અપવાસ કર્યાથી, નઠારી વસ્તુ ખાધાથી, ખાવાપછી હાલચાલ નહીં કરવાથી, નઠારી ગલીચ હવામાં રહ્યાથી, ઇત્યાદિ બીજાં પુષ્કળ કારણોથી અજીર્ણ થાયછે, માટે તેનું કારણ શોધી કાહાડીને તેનો ઇલાજ કરવાથી તે નરમ પડશે.

ઘણીવેળા અજીર્ણ વર્ષોનાંવર્ષોસુધી ચાલુ રેહેછે, અને તેનું કારણ હોજરી નબળી પડી જવાથી, અથવા તેની માંહેનાં પડમાં લાંબા દહાડાનો વરમ થવાથી હોયછે.

હોજરીમાં એક જાતનો જઠરસંબંધી *રસ હોયછે, જે ખોરાક પચાવવાનાં કામમાં ઘણો અગત્યનો છે, તે રસ હોજરીનાં માંહેનાં પડનાં વરમનેલીધે ઓછો થઇ જાયછે, અને તેથી ખોરાક સારીપઠે પચી શકતો નથી, તથા ખટાસવાળી વસ્તુઓ હોજરીમાં ઉત્પન્ન થાયછે. આ કારણોથી બિમારની છાતીમાં રાતદહાડો ઘણી દાહ બળેછે, પેટમાં વા થઇને, અથવા કોઇકોઇ વેળા હોજરીમાં આંકરાં આવીને સખત દુખાવો થાયછે, કોઇ વેળા ભુખ ઓછી તો કોઇ વેળા ઘણી લાગેછે, ખાધાપછી પેટઉપર ભાર પડેલો હોય એમ જણાયછે, અને પેટ પાલીઆનીપઠે થઇ જાયછે, જીભ ઉપર ઉજળો થરો રેહેછે, મોંહમાં નઠારા સ્વાદો લાગ્યા કરેછે, મોંહ વાસ મારેછે, અવારનવાર ઉલટી તથા ઉછાળો થયા કરેછે, અને માથું થોડું અથવા ઘણું દુખ્યા કરેછે.

* Gastric Juice.

**ઈલાજો ૧ લો.**—આ બિમારીવાળાએ પોતાનો ખોરાક બદલી નાખવો, ગાગઠી અથવા અંગ્રેજી મિઠાઈ, ઘણી તરકારી, કોઈપણ જાતનો સુકો મેવો, કાચાં ફલ, વેલાતી પનીર, ઘણાં ઘીનાં ઉંચાં પકવાનો, વગેરે ખાવું નહીં. ઘણી ગરમ તથા જલ્લદ ચા અથવા કાફી પીવી નહીં. "બ્રાંડી" તથા "વાઇન"શિવાય બીજા તરેહવાર જાતના જલ્લદ દારૂઓ, જાતજાતનાં શરબતો, વગેરે પીવું નહીં. તંબાકુ અથવા અફીણનું વ્યસન તથા તપકીર સુંઘવાની ટેવ રાખવી નહીં. ખોરાકતરીકે પિલું, બકરાંનું હલકું ગોસ્ત, ઈંડાં, વાસી પાંઉ, છમણાની અથવા બોઇની તાજી માછલી, "કૉલી ફલાવર," ભિંડા, બાફેલી ભાજી, વગેરે લેવું. અગરજો મેવાનો ઘણો શોખ હોય, તો લીલી દરાખ, નારંગી, "સ્ટ્રાબેરી' શિવાય બીજો કશો પણ મેવો, જેવો કે પેર, દાડમ, પૉનાસ, સીતાફળ, સફરજન, ઇત્યાદિ ખાવો નહીં, કારણકે તે જરવો ઘણો કઠણ પડેછે. ચુનાનું પાણી દુધસાથે ભેળીને, "સોડાવૉટર," "શેરીવાઇન" પાણીસાથે ભેળીને, અને જો ભુખ નહીં લાગતી હોય, તો "સોડાવાટર"સાથે ૧ ચમચા "બ્રાંડી" ભેળીને તે પીવું. ખોરાક સારીપઠે ચાવીને ખાવો, અને વેળાસર લેવો. અગરજો સવારનાં ચા પીવાની ટેવ હોય, તો તેનેબદલે સાગુ-ચોખાની કાંજી પીવી. ખાણું ખાધાપછી તદન સુસ્ત પડી રેહેવું નહીં, તેમજ ઘણી કસરત પણ કરવી નહીં, પણ મધ્યમસર ઘરમાં હાલચાલ કરવી, ખુલ્લી હવામાં ફરવા જવાની ટેવ રાખવી, કશી વાતની ભારી ચિંતા રાખવી નહી. અગરજો ખમી શકાય, તો દરરોજ થંડાં પાણીથી નાહાવું, ગરમ પાણીથી કદી નાહાવું નહીં, રાત્રે ઉજાગરો કરવો નહીં, પેટ ઘણું ઠસ થઇ જાય એટલું ખાવું નહીં, પણ લગાર ભુખ્યા રહીએ એટલુંજ ખાવું. અગરજો પાચનશક્તિ બિલકુલ બગડી ગઇ હોય તો, થોડા દહાડાસુધી લાગટ માત્ર કાંજી, દુધ અને ચુનાનું પાણી, અથવા સેરવો પીવો. અને ત્યારપછી ધીમેધીમે બીજો ખોરાક ઉપર જણાવ્યાપ્રમાણે લેવા માંડવો.

અગરજો એટલીજ સંભાળ લીધી હોય, તો અજીર્ણ કદી થાય નહીં, અને ખોરાક સારીપઠે જરે પણ જો તેમ કરવાછતાં પણ ખોરાક પચે નહીં, તો નીચે જણાવેલા બીજા ઇલાજો અજમાવવા, પણ **ઈલાજો ૧ લા**તો ચાલુજ રાખવા, અને તેઉપર વધારે ધ્યાન આપવું.

**ઈલાજ ૨ જો.**—

| | | |
|---|---|---|
| પપસીન ................................ | ગ્રેન | ૬ |
| અથવા લેક્ટો પેપટીન................ | ગ્રેન | ૧૦ |
| અળોઆ ................................ | ગ્રેન | ૧ |

આ બંનેને મેળવીને, બપોરનાં તથા રાત્રે ખાણું ખાધાપછી લેવું.

**ઈલાજો ૩ જો.**—અગરજો ઝાડો કબજ રેહેતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, અડવાડીયાંમાં બેવાર, જ્યાંસુધી ઝાડો સાફ આવે, ત્યાંસુધી પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| રહબાર્બ ............ | ગ્રેન | ૧૫ | ટીંક્ચર આવ સેના.... | ડ્રામ | ૦॥ |
| ટારટ્રેટ આવ પૉટાશ .... | ગ્રેન | ૩૦ | પેપરમીન્ટ વૉટર...... | આઉંસ | ૧॥ |

અથવા "લીકવીડ એકસટ્રેકટ આવ હાઇડ્રાશટીસ" ૫ થી ૩૦ મીનીમ, પાણીમાં મેળવીને. મોટી ઉમરના બિમારે દહાડામાં બેથી ત્રણ વખત પીવું.

**ઈલાજ ૪ થો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને એકવાર સવારનાં, તથા એકવાર સાંઝનાં પીવી.

| | | | |
|---|---|---|---|
| કોલમની કાતરીનો ભુકો .. | ગ્રેન ૮ | બાયીકારબુનાના પાઉડર.. | ગ્રેન ૩ |
| રૂહબાર્બ ............ | ગ્રેન ૧૦ | કૉરબાનેટ આવ પૉટાશ.. | ગ્રેન ૫ |
| સુંઠ .............. | ગ્રેન ૨ | સુવાનું પાણી........ | આઉંસ ૧॥ |

**ઈલાજ ૫ મો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, સવાર, બપોર, તથા સાંઝમળી ત્રણવાર પીવો.

| | | | |
|---|---|---|---|
| જેનશીયન રૂટનો ઉકાળો.. | આઉંસ ૩ | ટીંકચર આવ ઑરેન્જ .. | ડ્રામ ૧॥ |
| ટીંકચર આવ કેસ્કેરીલા. | ડ્રામ ૧॥ | ટીંકચર આવ કારડેમમ.... | ડ્રામ ૧॥ |

**ઈલાજ ૬ ઠો.**—૦॥ આઉંસ કળીચુનાને થોડાં પાણીમાં પિગળાવી, તેમાં બીજું ૩૦ આઉંસ પાણી, તથા ૧ આઉંસ "સીન્કોના બાર્ક"નો ભુકો નાખી ત્રણ કલાકસુધી બાટલીમાંભરીને રાખી મુકવું, અને પછી એકરસ કરી ગાળી કાહાડી નીચે જણાવેલી દવાઓ સાથે મેળવી, કાચનાં બુચની બાટલીમાં ભરી રાખવું, અને તેમાંથી એક વાઇનગ્લાસ ભરી, સવારસાંઝ પીવું.

| | | |
|---|---|---|
| કમપાઉંડ ટીંકચર આવ સીન્કોના.......... | આઉંસ | ૨ |
| સ્પીરીટ આવ નાઇટ્રીક ઇથર ............ | ડ્રામ | ૩ |
| સીરપ આવ ઑરેન્જ ................ | આઉંસ | ૧ |

**ઈલાજ ૭ મો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| ડાઇલ્યુટેડ હાઇડ્રોક્લોરીક આસીડ ...... | મીનીમ | ૧૫ |
| ટીંકચર આવ નક્સ વૉમીકા .......... | મીનીમ | ૮૦ |
| ટીંકચર આવ કેલમબા.............. | ડ્રામ | ૨ |
| જ્યુસ આવ ડેનડીલીયન............. | આઉંસ | ૧ |
| પાણી ...................... | આઉંસ | ૬ |

**ઈલાજો ૮ માં.**—અગરજો પેટમાં દુખતું હોય, આંકરાં આવતાં હોય એમ દુખાય, ઉલટી આવે, તથા ઉછાળો થાય, તો બેથી ત્રણ *"બીસમડ લૉઝેનજીસ" ચુસવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇન ગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| લાઇકર બીસમડ એટ એમૉની સાઇટ્રેટીસ .. | ડ્રામ | ૨ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ ...... | મીનીમ | ૧૦ |
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ............ | ગ્રેન | ૬૦ |
| ટીંકચર આવ કોનાયમ.............. | ડ્રામ | ૧ થી ૨ |
| પાણી ...................... | આઉંસ | ૬ |

બરફ અને "સોડાવૉટર," અથવા "લીઠીયા વૉટર" પીવો. રાત્રે સુતી વેળા ૦॥ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," પાણીસાથે ફાકવું, અને જો તેથી પેટમાં વા પકડે, અને દાહ બળે, તો પેટની પીપડીઉપર રાઇ મુકવી.

* "બીસમીડ"ની આ ટીકડીઓ મોટાં જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતી મળેછે.

**ઈલાજ ૯ મો.**—અગરજો હોજરી નબળી પડી ગઇ હોય, તો તેને શક્તિ આવવામાંટે, નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, એક્કેકી ગોળી, દર ત્રણ કલાકે થંડાં પાણીસાથે ગળવી.

| | | | |
|---|---|---|---|
| કુઇનાઇન ડી સલફસ...... | ગ્રેન ૬ | એકસટ્રેકટ આવ જેનશીયન.. | ગ્રેન ૧૦ |
| ઇપીકાકયુઆના પાઉડર .... | ગ્રેન ૨ | રીડયુસ્ડ આયરન ...... | ગ્રેન ૬ |
| એકસટ્રેકટ આવ નક્સ વૉમીકા. | ગ્રેન ૨ | | |

**ઈલાજો ૧૦ માં.**—૧ ચમચી "પેનક્રીએટીક ઇમલઝન," સવારનાં તથા સાંઝનાં દુધમાં પીવું, કોઇવેળા "કુઇનાઇન ડી સલફસ"થી ઉછાળો થાયછે, માંટે ૨ થી ૪ ગ્રેન "સેલીસીન," અથવા "ડાઇજેસ્ટીન પાઉડર," ખાણું ખાધા પછી પાણીસાથે ફાકવું.

**ઈલાજ ૧૧ મો.**—અગરજો ભારી ખાણું ખાધાપછી અજીર્ણ થઇ આવીને પેટમાં કપાઇને દુખે, તો તરત ઉલટીની દવા, જેવી કે ૨૦ ગ્રેન "ઇપીકાકયુઆના પાઉડર," અથવા ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," અથવા ૧ ચમચો રાઇ, અથવા ૨ ચમચા નિમક, ગરમ પાણીમાં ડોહવીને પીવું, અને ઉલટી થવા પછી "સોડાવૉટર" પીવો.

**ઈલાજ ૧૨ મો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને ખાણું ખાધા-પછી પીવી.

| | | |
|---|---|---|
| ઇનફયુઝન આવ રૂહબાર્બ.............. | આઉંસ | ૦॥ |
| કમપાઉંડ ટીંકચર આવ જેનશીયન........ | ડ્રામ | ૦॥ |
| બાઇ કારબૉનેટ આવ સોડા .......... | ગ્રેન | ૧૦ |
| સ્પીરીટ આવ કલોરોફૉર્મ.............. | મીનીમ | ૧૦ |
| પેપરમીન્ટ વૉટર .................. | આઉંસ | ૧ |

જેઓને હંમેશાં અજીર્ણ થવાની ટેવ હોય, અને તેથી મોંહ વાસ મારતું હોય, તો તેવા માણસે ખાણું ખાધાપછી *"ચારકોલ લૉઝેનજીસ" અથવા *"ચારકોલ બીસ્કીટ" ખાવી, જેથી અજીર્ણ થશે નહીં, અને મોંહપણ વાસ મારતું બંધ પડશે.

**ઈલાજ ૧૩ મો.**—અગરજો અજીર્ણ થઇને પેટ ચઢી આવે, અને અડકાર આવે તો નીચે જણાવેલી, દવાઓ મેળવીને, તેમાંથી એક ચમચો ભરીને અગત્ય દીશે તેમ દહાડામાં બે ત્રણ વખત પીવી.

| | | |
|---|---|---|
| કમપાઉંડ ટીંકચર આવ કારડેમમસ........ | ડ્રામ | ૪ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ ...... | મીનીમ | ૬૦ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા...... | ડ્રામ | ૨ |
| ટીંકચર આવ જીન્જર .............. | ડ્રામ | ૩ |
| સ્પીરીટ આવ કલોરોફૉર્મ ............ | ડ્રામ | ૨ |
| કેરેવે વૉટર.................... | આઉંસ | ૪॥ |

* આ "લૉઝેનજીસ," તથા "બીસ્કીટ" બાળેલા હાડકાંનાં કોયલામાંથી બનાવવામાં આવેછે, અને તે હરકોઇ મોટાં જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતી મળેછે.

**ઈલાજ ૧૪ મો.**—અગરજો અજીર્ણ થવાથી ઝાડો ઘણો થયા કરતો હોય, તો ૧ આઉંસ પતંગનાં લાકડાનાં ભુકાને, અને ૨ ડ્રામ તજનાં ભુકાને, ૨૦ આઉંસ પાણીમાં એક કલાક સુધી ઉકાળવો, અને થંડું પડવા દઈને તે ગાળી કાહાડવું. આ મેળવણીમાંથી ૧ થી ૨ આઉંસજેટલું, મોટી ઉંમરનાં બિમારે, દહાડામાં ચારવાર પીવું, તથા બચ્ચાંને ૧ થી ૨ ચમચીભરી, દહાડામાં ચારવાર પાવું.

**ઈલાજ ૧૫ મો.**—કાથો ડ્રામ ૨—હિરાદખણ ડ્રામ ૧—તજ ડ્રામ ના—તમાલ પત્ર ડ્રામ ાા.

આ સઘળાંને મેળવીને, ૧૫ થી ૩૦ ગ્રેનજેટલું, દહાડામાં ત્રણવાર ફાકવું.

**ઈલાજ ૧૬ મો.**—અગરજો ઝાડો ઘણાં લાંબા દહાડાનો હોય, તો

અકાકીઆ ......... ડ્રામ ૨ | હબુલઆસ ......... ડ્રામ ૨

આ બંધેનો ભુકો કરીને તે મેળવવો, અને તેમાંથી ૧૦ થી ૩૦ ગ્રેનજેટલો, દહાડામાં ત્રણવાર ફાકવો.

**ઈલાજ ૧૭ મો.**—આમળા ડ્રામ ૧—મોચરસ ડ્રામ ૧—હરડે ડ્રામ ૧—તબાશીર ડ્રામ ૧.

આ સઘળાંને મેળવીને, ાા થી ૧ ડ્રામજેટલું, દહાડામાં ત્રણવાર લેવું.

**ઈલાજ ૧૮ મો.**—ગુલેવેળ ડ્રામ ૩—કરિયાતું ડ્રામ ૨—મોથ ડ્રામ ૧—ખખલતું પાણી આઉંસ ૧૨.

આ સઘળાંને છુંદીને ખખલતાં પાણીમાં નાખવું, અને થંડું પડેકે ગાળી કાહાડી, ૧ થી ૨ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૧૯ મો.**—લાંબા દહાડાનાં અજીર્ણમાંટે નીચે જણાવેલી દવાઓનો ઝીંણો ભુકો કરીને, ૧૦ થી ૩૦ ગ્રેનજેટલો, દહાડામાં ત્રણવાર પાણીસાથે ફાકવો.

કોલમની કાતરીનો ભુકો ડ્રામ ૧ાા—રેહબાર્બ ગ્રેન ૯—સુંઠ ડ્રામ ાા—ઉજળાં મરી ડ્રામ ાા.

બિમારને અન્ન પચે નહીં, ભુખ ઓછી લાગે, અને તેથી અવારનવાર માથું દુખે, અને નબળાઇ થઇ હોય, ઝાડો કબજ રેહે અને પેટમાં વા પકડે, તો **ઈલાજો ૨૦ અને ૨૧ માં**નથે જણાવ્યાપ્રમાણે અજમાવવું.

**ઈલાજ ૨૦ મો.**—હરડે ડ્રામ ૧—હીમજ ડ્રામ ૨—હિંગ ગ્રેન ૧૫—સુંઠ ગ્રેન ૮—પિપળ ગ્રેન ૩૦.

આ સઘળાંનો ઝીંણો ભુકો કરીને સારીપઠે મેળવવો, અને તેમાંથી ૧૦ થી ૨૦ ગ્રેનજેટલો, દહાડામાં ત્રણવાર પાણીસાથે ફાકવો.

**ઈલાજ ૨૧ મો.**—અજમો ડ્રામ ૨—બાદિયાન ડ્રામ ૧ાા—સુકો ફુદનો ડ્રામ ૨.

આ સઘળાંને થોડાં મધમાં મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે પાણીસાથે ગળવી.

# ચુંકો.

## (કૉલીક=Colic.)

**સબબ.**—આંતરડાંનાં માંસનાં સાકાઓ બીકાયદે જોરમાં ખેંચાવાનેલીધે ચુંકો મારેછે, અને જાણે પેટમાં ડુંટીઆગળ કપાતું હોય તેમ દુખેછે, ઝાડો બંધ રેહેછે, ઉલટી આવેછે, અને પેટ વાથી ફુલી આવેછે.

**ઈલાજો.**—પેટઉપર રાઇ મુકવી, ખસખસનો અથવા "કેમોમાઇલ"નાં ફુલને પાણીમાં ઉકાળીને તેથી "ફલાનેલ"નો ગરમ સેક કરવો. ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," અથવા ૨૦ ગ્રેન "ઇપીકાકયુઆના પાઉડર," પાણીમાં મેળવીને પીવો, કે જેથી જે કાંઇ જરી નહીં શકે એવી વસ્તુ હશે, તે નિકળી પડશે. આ દવા પીધાપછી ચાર કલાક વિત્યાકેડે એરંડીયું તેલ પીવું.

અગરજો ઉપલા ઇલાજોથી ચુંકો તદન નરમ નહી પડે તો, નીચે જણાવેલી દવાઓમાંની જે તે એક દવા પીધામાં આપવી.

૫ મીનીમ "ઑઇલ આવ પેપરમીન્ટ," અથવા "ઑઇલ આવ એનીસ," અથવા "ઑઇલ આવ કેજુપટ" ખાંડમાં મેળવીને ફકાડવું. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને લીકરગ્લાસ ભરી દહાડામાં ત્રણ વખત પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સલફ્યુરીક ઈથર........ | મીનીમ | ૩૦ | ઑઇલ આવ પેપરમીન્ટ .. | મીનીમ | ૧૦ |
| ટીંક્ચર આવ એસેફાટીડા... | ડ્રામ | ૧॥ | પાણી.............. | આઉંસ | ૩ |

જેઓ રંગ લગાડવાનું, તથા જેઓ છાપાખાનામાં ડીબાં ગોઠવવાનું કામ કરેછે, અને આખો દહાડો સિસાનાં ડીબાંઓસાથે વેહેવાર રાખેછે, તેઓને ઘણું-કરીને સખત ચુંકો થઇ આવેછે, અને ઝાડો તદન બંધ રહીને માત્ર પિત્તની પુષ્કળ ઉલટી થયા કરેછે, અગરજો એમ થાય, તો ૩૦ થી ૪૦ ટીપાં "ટીંક્ચર આવ ઓપીયમ," પાણીમાં નામીને પીવું, અને ગરમ પાણીમાં બેસવું. ચુંકો નરમ પડવાપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને તેનાં ચાર ભાગો કરી, અકેકો ભાગ, દર ત્રણ કલાકે પીવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| એપસમ સૉલ્ટ...... | આઉંસ | ૧ | ટીંક્ચર આવ ઓપીયમ .. | ડ્રામ | ૦॥ |
| ગ્લેલમ પાઉડર...... | ડ્રામ | ૧ થી ૨ | પાણી.............. | આઉંસ | ૬ |

અગરજો ચુંકો થતો હોય, પેટમાં વા પકડતો હોય, અને અટકડી પણ થતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૦॥ થી ૧ ડ્રામજેટલી ખાવી.

અક્રસનતીન ડ્રામ ૨—અનીસું ડ્રામ ૩—કરફસ ડ્રામ ૩—ગારીકુન ડ્રામ ૩—જુંદ બેદસતર ડ્રામ ૦॥.

અગરજો ચુંકાસાથે પેટમાં વા પકડતો હોય, તથા પિત્તનો ઉછાળો થતો હોય, તો

અજમો ડ્રામ ૧—અજમોદ ડ્રામ ૧—વરીઆળી ડ્રામ ૨—સુંઠ ડ્રામ ૧—કાળાં મરી ડ્રામ ૧—રાની તુલસી ડ્રામ ૧॥—ગુલાબની સુકી કળી ડ્રામ ૧—જાવંત્રી ડ્રામ ૧॥

આ સઘળાંનો ભુકો કરીને તેમાં મધ ભેળી ચાટણ કરવું, અને ૦।। થી ૧ ચમચી, દર ત્રણ કલાકે ખાણું ખાધાપછી ચાટવું, અથવા ૧ થી ૨ ગ્રેન અજમાનાં ફુલને પાનસાથે મેળવીને તે ખાવાં.

અગરજો ચુંકાસાથે અટકડી પણ થતી હોય, પેટમાં વા પકડતો હોય, અને પેટ ચઢી આવીને ઢોલજેવું થાય, તો નીચે જણાવેલી દવાઓનો ઝીણો ભુકો કરી તેને મધમાં મેળવી પાક બનાવવો, અને તેમાંથી અર્ધી ચમચી ભરી, દહાડામાં ત્રણવાર ખાવો.

સુવા દ્રામ ૪—અનીસું દ્રામ ૧—કેશર દ્રામ ૧—સુકો ફુદનો દ્રામ ૦।।—કરફસ દ્રામ ૧—અગ્રારન દ્રામ ૦।।—સિહાજીરૂં દ્રામ ૩—કાળાં મરી દ્રામ ૧.

ઘણી વેળા આગળ જણાવ્યાપ્રમાણે *સિસાંની ધાતુ કોઈરીતે શરીરમાં દાખલ થવાથી સખત ચુંકો થાયછે, જેની નીશાની તથા સબબ નીચે જણાવ્યા-પ્રમાણે હોયછે.

**નીશાની.**—ઝાડો કબજ હોય, અને પેટમાં જાણે કોઈ વળ દેતું હોય એમ કપાઈકપાઈને ચુંકો થાયછે, જે થોડો વખત નરમ પડીને પાછો વધારે જોરમાં થાયછે. કોઈ વેળા પેટમાં વા પકડવાથી તે ઢોલનીપઠે ચઢી આવેછે, દાંતનાં પારાઓનીઆસપાસ એક જાતની નીલા અથવા જાંબુરા રંગની રેષા જણાયછે, તથા ઉછાળો અને કોઈવેળા અટકડી પણ થાયછે.

**સબબ.**—સિસાંની ધાતુ કોઈપણ પ્રકારે શરીરમાં દાખલ થવાથી, આ પ્રમાણે ચુંકો થાયછે, અને એટલાજમાંટે છાપાખાનામાં ટીબાં ગોઠવનારાઓ, રંગારીઓ, રંગ કુટનારાઓ, તથા સિસાંની ખાણમાં કામકરનારાઓ વગેરેને આ બિમારી થાયછે.

**ઈલાજો ૧ લો.**—અગરજો ચુંકો ઘણો જોરમાં થતો હોય, તો પેટઉપર "લૉડેનમ" ચોપડવું, અને પછી તેઉપર ગરમ સેક કરવો, અથવા રાઈ મુકવી તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને સઘળી પીવી.

| | | | |
|---|---|---|---|
| લૉડેનમ ........ | મીનીમ ૨૦ થી ૩૦ | પેપરમીન્ટ વૉટર ...... | આઉંસ ૧।। |
| ટીંક્ચર આવ જીન્જર... | દ્રામ ૧ | સલફયુરીક ઈથર........ | દ્રામ ૦।। |

ઉપલી દવા પીધાપછી ચુંકો થોડો નરમ પડે કે બીજે દિવસે ઝાડો સાફ આવવામાંટે ૧।। આઉંસ "એપસમ સૉલ્ટ," સુવાનાં પાણીમાં ડોહવીને પીવું, અથવા જો તેથી ઝાડો સાફ નહીંજ આવે, તો ત્રણ કલાક વિત્યાકેડે એરંડીયાં તેલનો જુલાબ લેવો.

**ઈલાજ ૨ જો.**—

| | | |
|---|---|---|
| એપસમ સૉલ્ટ ........ | આઉંસ | ૧।। થી ૨ |
| લૉડેનમ ............ | મીનીમ | ૪૦ |
| ડાઈલ્યુટેડ સલફયુરીક આસીડ. | દ્રામ | ૧ |
| સીરપ .............. | આઉંસ | ૧।। |
| પેપરમીન્ટ વૉટર ........ | આઉંસ | ૬ |

* આ જાતનાં ચુંકાને "લેડ કૉલીક" (Lead Colic) કરી કેહેછે.

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૩ જો.**—અગરજો ઉપર જણાવેલા **૨ ઈલાજો** કર્યાછતાં થોડો પણ ચુંકો ચાલુજ રેહે, તો ૨ ગ્રેન અફીણ, તથા ૨ ગ્રેન "એકસટ્રેકટ આવ બેલેડોના," આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ચારવાર ગળવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી, અને ઝાડો સાફ લાવવામાંટે બીજે દિવસે સવારનાં "એપસમ સૉલ્ટ"નો એક હલકો જુલાબ લેવો.

**ઈલાજ ૪ થો.**—૫ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ," તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, દહાડામાં ચારવાર પીવું, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવું, તથા ગરમ પાણીમાં ગંધક નાખીને તેમાં બિમારે બેસવું.

---

# પિત્તવિકાર.

**(બીલીયસનેસ**=Biliousness.)

**સબબ.**—કલેજું બગડયાથી, ખાવાપીવામાં ઘટતો અંદાજો નહીં રાખ્યાથી, ઘણો દારૂ પીવાની ટેવ રાખ્યાથી, અથવા જરી નહીં શકેએવો ખોરાક ખાધાથી પિત્તનો ઉછાળો થાયછે. ચરબદાર, ઉંચાં, અથવા ઘણાં ઘીમાં ડુબતાં પકવાનો, ડુક્કરનું ગોશ્ત, અને ઘણી મિઠાઇ ખાધાથી પિત્તનો વધારો થાયછે. બીજાં ઘણાં કારણોથી પણ પિત્તનો જોસ થઇ આવેછે, જેવાંકે સારીપઠે ફરહર નહીં કર્યાથી, નઠારી હવા દમમાં લેવાથી, અને ચામડી સાફ નહીં રાખ્યાથી પિત્ત થાયછે, એટલામાંટે દરએક માણસે દરરોજ ખુલ્લી અને ચોખ્ખી હવામાં બે ત્રણ કલાક પણ ફરવું અગત્યનું છે. દરરોજ ગરમ અથવા થંડાં પાણીએ નાહાવું. એટલુંછતાં પણ પીવાની દવાની ઘણી વેળા અગત્ય જણાયછે, માંટે નીચે જણાવેલા ઇલાજો કરવા.

**ઈલાજ ૧ લો.**—૩ ગ્રેન "કેલોમેલ," અથવા ૫ ગ્રેન "બ્લુ પીલ," અને ૪ ગ્રેન "કમપાઉંડ એકસટ્રેકટ આવ કૉલૉસીન્ઠ," આ બંધેને મેળવીને પેહેલે લેવું, અને ચાર કલાક વિત્યાકેડે સુનામખી અને "એપસમ સૉલ્ટ"નો જુલાબ લેવો.

**ઈલાજ ૨ જો.**—અગરજો ઉછાળો ઘણો થતો હોય, તો પેહેલે ઉલટી લાવવામાંટે ૨૦ ગ્રેન "ઇપીકાકયુઆના પાઉડર" ગરમ પાણીમાં ડોહવીને પીવું, અને ત્યારપછી ૧ ડ્રામ "કારબૉનેટ આવ સોડા," અને ૬ આઉંસ "કમપાઉંડ ઇનફયુઝન આવ જેનશીયન" આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૩ જો.**—કમપાઉંડ એકસટ્રેકટ આવ કૉલૉસીન્ઠ.. ડ્રામ ૧
કમપાઉંડ રૂહબાર્બ પીલ ........ ગ્રેન ૨૦
કનફેકશન આવ રોઝીઝ ........ ચમચી ૦॥

આ સઘળાંને મેળવીને, તેની ચોવીસ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દર રાત્રે અગત્ય જણાય તેમ ગળવી.

**ઈલાજ ૪ થો.**—કમપાઉંડ એક્સ્ટ્રૅક્ટ આવ કૉલૉસીન્ડ.. ગ્રેન ૮૦
સ્કૅમની .................... ગ્રેન ૨૦
એક્સ્ટ્રૅક્ટ આવ રૂહબાર્બ ........ ગ્રેન ૧૨
કેસ્ટીલ સોપ .................. ગ્રેન ૬
ઑઇલ આવ સીનેમન .......... ટીપાં ૬

આ સઘળાંને મેળવીને, તેની ચોવીસ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દર રાત્રે ગળવી.

**ઈલાજ ૫ મો.**—કમપાઉંડ રૂહબાર્બ પીલ.......... ડ્રામ ૦॥
ઈપીકાક્યુઆના પાઉડર .......... ગ્રેન ૬
કમપાઉંડ એક્સ્ટ્રૅક્ટ આવ કૉલૉસીન્ડ.. ગ્રેન ૨૦

આ સઘળાંને મેળવીને, તેની બાર ગોળીઓ બનાવી, એકથી બે ગોળીઓ, દર રાત્રે ગળવી.

---

## એશીઆટીક કોલેરા.

(**એશીઆટીક કૉલેરા**=Asiatic Cholera.)

આ બિમારીનાં નીચે જણાવ્યાપ્રમાણે ત્રણ તબક્કા હોયછે.

**તબક્કો ૧ લો.**—ઝાડો તદન નિતરો પાણીજેવો, અથવા ચોખા ધોયા-પછીથી જે ગદલું પાણી રેહેછે, તેનાંજેવા રંગનો તથા વારંવાર આવેછે, અને તે જરાપણ પિળો હોતો નથી, કારણકે તેમાં પિત્ત જરાપણ પડતું નથી, વળી ઉલટી પણ ઘણી થાયછે, અને તેનો રંગ પણ ઝાડાનાંજેવોજ હોયછે, ઘણીવેળા આ તબક્કામાં પિસાબ તદન બંધ થઇ જાયછે.

**તબક્કો ૨ જો.**—અગરજો ઝાડો તરત બંધ નથી થતો, તો તે વધારે બિમાર થઇ જાયછે, તેની નાડી ઘણી નબળી ચાલેછે, શરીર થંડું થઇ જાયછે, ઉલટી અને ઝાડો વારંવાર પુષ્કળ આવ્યા કરેછે, શરીરમાં જોરથી આંકરાં આવેછે, તાણુતોડ થાયછે, બેચેની ઘણી થાયછે, મોહોડું તદન ફિક્કું ઉજળું થઇ જાયછે, અને જાણે કેટલાંક વર્ષની બિમારીથી તે પીડાતું હોય, એવી અવસ્થા થોડા કલાકમાં થઇ મોહોડું અને આખું શરીર તદન ગળી જાયછે, અને આંખોમાં ખાડા પડેછે.

**તબક્કો ૩ જો.**—બિમાર તદન નબળું પડી જાયછે, નાડી દોરાજેવી ઝીણી, અને મીનીટની ૧૫૦સુધી ચાલેછે, કોઇ વેળા તે હાથને બિલકુલ લાગતી નથી, તાણુતોડ, ઉઠબેસ, આંકરાં, ઝાડો, ઉલટી, વગેરે પુષ્કળ વધેછે, અને બિમાર નબળાઇથી, અથવાતો એકદમ બેશુધ થઇ મરણ પામેછે.

"કૉલેરા"માં કોઇ વેળા બિમાર ઘણાં દહાડાસુધી રીબાઈ કરીને તેમાંથી અતિસાર થઇ આવી તેથી મરણ પામેછે.

**ઈલાજો ૧ લા.**—આ નઠારી બિમારીનાં પેહેલા તબક્કાનો ઈલાજ હજી-સુધી પુરેપુરો શોધી કાહાડયામાં આવ્યો નથી. તોયપણ જો કેટલાક ઈલાજો ઘટતે વખતે કર્યામાં આવેછે, તો તેથી બિમારની જીવવાની આશા રેહેછે. સર્વેથી સરસ ઈલાજો, જે અજમાવ્યામાં આવ્યાછે, અને જેથી ઘણો ગુણ થયેલો જણાયોછે, તે પેહેલે જણાવ્યાછે. આ બિમારીમાં ઝાડો તરત બંધ કરવો નહીં, કારણકે ઝાડો આવ્યાથી શરીરનું ઝેર ઝાડાનેરસ્તે બાહાર નિકળેછે. પણ પેહેલાં ઝાડાનો રંગ બદલવાને દવા આપવી, અને તે માંટે ૨ ગ્રેન *"પ્યુરીફાઈડ ઑક્સ બાઈલ," તથા ૦॥ ગ્રેન "કેલોમેલ," આ બંધેને ૧ ચમચી પાણીમાં મેળવીને, દર અર્ધે કલાકે પાવું, અથવા ૧૦ ગ્રેન "કેલોમેલ," દર એકથી બે કલાકે, ૧ ચમચા પાણીમાં ડોહવીને, દહાડામાં એકથી બે વાર ચટાડવું. ઝાડાનો રંગ બદલાય કે તે પાવું બંધ કરવું, અને ત્યારપછી એક ઘણોજ હલકો જુલાબ, જેવોકે ૨ ચમચી એરંડીયાં તેલમાં, ૧ ટીપું "ઑઈલ આવ પેપરમીન્ટ" નાખીને તે પાવું. ઝાડાનો રંગ બદલાયા પછી પણ જો ઝાડો આવ્યા કરે તો, નીચે જણાવેલી, દવાઓ મેળવીને તે એકદમ પાઈ દેવી, જેથી દરદીને ઘણોજ ગુણ થશે, પણ જો ઝાડો બંધ નહી પડયો તો બે કલાક વિત્યા કેડે બીજો ભાગ બનાવીને આપવો, અને ત્યારપછી એ દવા ફરીથી આપવી નહી.

| | | |
|---|---|---|
| એસેટીક આસીડ................... | મીનીમ | ૩૦ |
| સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથિર .......... | મીનીમ | ૧૦ |
| પાણી ...................... | આઉંસ | ૧ |

**ઈલાજ ૨ જો.**—૧ ચમચા સોજો †"એનીમલ આરકોલ," ૧ ચમચા "બ્રાંડી"માં ડોહવીને પાવો, અને જો અગત્ય દિસે, તો દર એકથી બે કલાકે પાવું ચાલુ રાખવું.

**ઈલાજો ૩ જા.**—૫ ગ્રેન "કુઇનાઇન ડી સલફસ"નું એક પડીકું બનાવીને, દર બે કલાકે ફકાડવું. અગરજો ઉલટી થયા કરતી હોય, અને ઉપલી દવાઓ પેટમાં ટકી રેહેતી નહીં હોય, તો પેટઉપર રાઈ મુકવી, અથવા ‡બલદનાં ફુક્કામાં બરફ ભરીને પીપડીઉપર બાંધવું, અથવા "કલોરોફૉર્મ"માં થોડું "ટીંકચર આવ ઓપીયમ" નાખીને તેમાં કપડું બોળી તે પીપડીઉપર મુકવું, અને તે ભિનુંનેભિનું રાખવું, બરફ ચુસાડવો, અને જો ઘણી તરસ લાગે, તો ચુનાનાં પાણીમાં બરફનું પાણી નાખીને પાવું, ઘણું પીવાનું આપવું નહીં, અથવા જો બિમાર મોટી ઉંમરનો હોય, તો ઉલટી બંધ કરવામાંટે ૫ ગ્રેન "હાઈડ્રેટ આવ કલોરલ" અથવા ૨ ગ્રેન "ક્રોટૉન કલોરલ," ૧ ચમચી બરફનાં

* બળદનાં કલેજાંમાંનું પિત્ત.

† જાનવરનાં હાડકાંનો બાળેલો કોયલો.

‡ "આઇસ બેગ" (Ice bag) આ જાતની કોથલી મોટાં જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતી મળેછે.

પાણીમાં ડોહવીને પાવું, અને જ્યાંસુધી ઉલટી બંધ થાય, ત્યાંસુધી દર વીસ મીનીટે તે પાયા કરવું, અથવા ૧ દ્રામ "હાઇડ્રેટ આવ કલોરલ," તથા ૨ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું, અથવા ૩ થી ૫ ગ્રેન "હાઇડ્રેટ આવ કલોરલ" અને ૨૦ મીનીમ પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે ખભાંઆગળની ચામડીમાં દાખલ કરવું, અને જો બે કલાકમાં ઉલટી નરમ નહીં પડે, તો એજપ્રમાણે ફરીથી પિચકારી મારવી, અથવા ૫ થી ૧૦ મીનીમ "કલોરોફૉર્મ," થોડા સાકરનાં શીરામાં ભેળીને પાવું, અથવા ૦॥ દ્રામ "ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ", અથવા ૦॥ દ્રામ "ડાઇલ્યુટેડ ફૉસફૉરીક આસીડ," અથવા ૦॥ દ્રામ "સલફ્યુરસ આસીડ," પાણીમાં ભેળીને, જ્યાંસુધી ઉલટી બંધ થાય, ત્યાંસુધી દર કલાકે પાવું, અથવા ૨ ચમચા થંડી કાફીમાં, ૨૦ મીનીમ "એસેટીક ઇઠર" મેળવીને, દર કલાકે પાવું, અને ઉલટી બંધ થાય ત્યાંસુધી તે ચાલુ રાખવું. કોઇ વેળા પાણીમાં ૫ મીનીમ "લાઇકર સ્ટ્રીકનીઆ," દર બે કલાકે પાવાથી પણ ઉલટી બંધ થાયછે, ગંધક અથવા "આઇયોડાઇન" આખો દહાડો બિમારનાં ઓરડામાં તેનાં બિછાણાંની ઘણી પાસે ઠેઠ તેનાં મોહડાંઆગળ બાળવું. બનતાંસુધી બિમારને સાદું પાણી પાવું નહીં, પણ તેનેબદલે ૧ બાટલી પાણીમાં આસરે ૧ થી ૨ ચમચી નિમક ડોહવીને તે થોડું થોડું પાવું. અથવા નીચે જણાવેલી દવાઓનું પાણી બનાવીને, તેમાંથી લીકરગ્લાસ ભરી દર અર્ધા કલાકે પાવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કલોરાઇડ આવ સોડીયમ .. | દ્રામ | ૨ | કલોરેટ આવ પૉટાશ .. | ગ્રેન | ૪૦ |
| કારબૉનેટ આવ સોડા .... | દ્રામ | ૨ | પાણી............ | આઉંસ | ૧ |

આ સઘળા ઇલાજો હાલની રીત તથા શોધપ્રમાણે સર્વેથી સરસછે.

**ઈલાજ ૪ થો.**—

| | | |
|---|---|---|
| એકસટ્રેકટ આવ ઇન્ડીયન હેમ્પ.. | ગ્રેન | ૮ |
| કેમફર ................ | ગ્રેન | ૧૫ |
| કલોરોફૉર્મ .............. | દ્રામ | ૧॥ |
| ઑઇલ આવ ટરપીનટાઇન .... | દ્રામ | ૧ |
| ગમ એકેશીયા............ | દ્રામ | ૨ |
| સીરપ ................ | દ્રામ | ૨ |
| સીનેમૉન વૉટર............ | આઉંસ | ૪ |

આ સઘળાંને મેળવીને, તેમાંથી ૧ દ્રામ, મોટી ઉમરના બિમારને, દર કલાકે, અગત્ય દીસે તેમ પાવું.

**ઈલાજ ૫ મો.**—

| | | |
|---|---|---|
| કુઇનાઇન વાઇન .......... | આઉંસ | ૪ |
| સાઇટ્રેટ આવ આયરન...... | ગ્રેન | ૩૦ |

આ બંધેને મેળવીને, તેમાંથી ૪ દ્રામજેટલું, દર અર્ધે કલાકે પાવું.

**ઈલાજ ૬ ઠો.**—અગરજો જોરમાં આંકરાં આવે, તો "ટીંકચર આવ બેલેડોના, અને "ટીંકચર આવ ઓપીયમ" આ બંધેને મેળવીને જે ભાગમાં આંકરાં આવતાં હોય, ત્યાં લગાડવું.

"કૉલેરા"નાં બીજા ઘણાં ઈલાજોછે, જે એ બિમારીનાં પેહેલા તબક્કામાં, એટલે જયારે માત્ર ઝાડો અને ઉલટી આવતી હોય, અને નાડી બેસી ગઈ નહીં હોય, ત્યારે ઘણાં અગત્યનાંછે, અને તેથી ઘણી વેળા બિમાર સાજું થાયછે.

**ચેતવણી.—આ તબકકામાં, અથવા "કૉલેરા"નાં કોઈપણ બીજા તબકકામાં અફીણની કોઈપણ દવા બિલકુલ આપવી નહીં, કારણકે તેથી બિમાર બેશુધ થઈ મરણ પામેછે.**

જયાંસુધી જો **તબક્કા ૧ લા**માં જણાવ્યાપ્રમાણે "કૉલેરા" થવાનીઅગાઉ પિળા રંગનો ઝાડો બંધ નહીં થાય, ત્યાંસુધી જો નીચે જણાવેલા ડાકટર "લીઠ"ના "કૉલેરા મીકસચર" (**ઈલાજ ૭ મો**), અથવા **ઈલાજો ૮ થી ૧૩ માં** મધે જણાવ્યાપ્રમાણે દવા કીધી હોય, તો તેથી ઝાડો બંધ થઈને ઘણો ગુણ જણાયછે, પણ ધ્યાન રાખવું, કે **ઉજળા રંગનો ઝાડો થવા માંડે, તો આ "મીકસચર" અથવા અફીણની કોઈપણ દવા કદી આપવી નહીં.**

**ઈલાજ ૭ મો.**—ડાકટર લીઠનો "કૉલેરા મીકસચર." કે જેમાં નીચે જણાવેલી દવાઓ આવેછે, તે બનાવીને લીકરગ્લાસ ભરી, દર બે કલાકે પાવી, **પણ તપાસ રાખવી, કે અફીણની કેફ઼ ઘણી લાગે નહીં, અને જો બિમારને વધારે કેફ઼ ચઢેલી જણાય, તો આ દવા ફરીથી પાવી નહીં.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| લાઈકર એમોની ફૉરસીયર. | મીનીમ | ૨૦ | ટીંકચર આવ કેપસીકમ.. | ડ્રામ | ૨ |
| ટીંકચર આવ ઓપીયમ.. | ડ્રામ | ૨ | પેપરમાન્ટ વૉટર...... | આઉંસ | ૮ |
| બ્રાંડી............ | આઉંસ | ૮ | | | |

**ઈલાજ ૮ મો.**—

| | | |
|---|---|---|
| પ્રીપેર્ડ ચૉક.................... | ડ્રામ | ૨ |
| ટીંકચર આવ ઓપીયમ .......... | ડ્રામ | ૦॥ |
| ટીંકચર આવ કેટેફ઼ ............ | આઉંસ | ૧ |
| આસીડ ગેલીક.............. | ગ્રેન | ૧૫ |
| સીનેમન વૉટર.............. | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, એક આઉંસજેટલું, દર અર્ધો કલાકે પાવું.

**ઈલાજ ૯ મો.**—

| | | |
|---|---|---|
| કલોરોડાઈન ................ | ડ્રામ | ૧ |
| ટીંકચર આવ કાઈનો .......... | ડ્રામ | ૨ |
| લાઈકર બીસમઠ એટ એમોની સાઈટ્રેટીસ. | ડ્રામ | ૨ |
| એક્સટ્રેકટ આવ લૉગવુડ ........ | ગ્રેન | ૨૦ |
| પાણી .................... | આઉંસ | ૮ |

આ સઘળાંને મેળવીને, એક આઉંસ જેટલું, દર એકથી બે કલાકે પાવું.

**ઈલાજ ૧૦ મો.**—

| | | |
|---|---|---|
| ટેનીક આસીડ ............ | ગ્રેન | ૬૦ |
| શુગરલેડ ....... .......... | ગ્રેન | ૧૫ |
| એકસટ્રેકટ આવ ઓપીયમ ...... | ગ્રેન | ૨ |

આ સઘળાંને મેળવીને, તેની બાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર કલાકે ગળાવવી.

**ઈલાજ ૧૧ મો.**—

| | | |
|---|---|---|
| ટરપીનટાઇન | ડ્રામ | ૧ |
| સ્પીરીટ આવ નાઈટ્રીક ઈથર | ડ્રામ | ૧ |
| ગુંદર | ડ્રામ | ૨ |
| લાઈકર મૉરફીયા મ્યુરસ | ડ્રામ | ૧ |
| પાણી | આઉંસ | ૮ |

આ સઘળાંને મેળવીને, લીકરગ્લાસ ભરી, દર કલાકે પાવું.

**ઈલાજ ૧૨ મો.**—

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ ઓપીયમ | આઉંસ | ૧ |
| સ્પીરીટ આવ કેમફર | આઉંસ | ૧ |
| ટીંક્ચર આવ કેપસીકમ | આઉંસ | ૧ |
| ક્લોરોફૉર્મ | ડ્રામ | ૩ |
| આલકોહોલ | આઉંસ | ૧ાા |

આ સઘળાંને મેળવીને, તેમાંથી ૧ ડ્રામ મોટી ઉમરના બિમારને દર ત્રણ કલાકે દહાડામાં ત્રણ વખત એક ચમચી પાણીમાં પાવું. બચ્ચાંને તેની ઉંમર પ્રમાણે ૩ મીનીમથી ૧૦ મીનીમ સુધી પાંણીમાં મેળવીને પાવું.

**ઈલાજો ૧૩ મો.**—અફીણ ગ્રેન ૧—કાળાં મરી ગ્રેન ૨—કપુર ગ્રેન ૨—હિંગ ગ્રેન ૩.

આ સઘળાંને મેળવીને, તેની એક ગોળી બનાવીને ગળાવવી, તથા દર બે કલાકે તેવીજ ગોલીઓ ગળાવવી ચાલુ રાખવી, આ ગોલીઓ ઘણીજ ફાયદા કારકછે, અને અગરજો શરૂઆતમાં આપવામાં આવેછે, તો ઘણી વખત એકજ ગોળીથી બિમાર સારો થાયછે. અથવા સુક્કાં મરચાં, તથા નિમકને પાણીમાં ઉકાળીને, વાઇન ગ્લાસ ભરી, દર અર્ધે કલાકે પાવું.

**ઈલાજ ૧૪ મો.**—અગરજો ઉલટી થયાજ કરતી હોય, તો ૫ ટીપાં "લાઇકર આરસેનીકેલીસ," દર અર્ધે કલાકે પાવાથી ઉલટી બંધ થશે. પાંચ વાર એપ્રમાણે પાવાથી બિમારને ઘણો ગુણ થાયછે. **આ દવા સોમલનીછે, અને તે પેહેલાજ તબકકામાં આપી સકાયછે.**

**ઈલાજ ૧૫ મો.**—કલકતામાં ૫ થી ૧૦ ગ્રેનસુધી કાળાં ધતુરાનાં સુક્કાં ફુલનો ભુકો, કાળાં મરી, તથા મધ, આ સઘળાંને મેળવીને, કલાકમાં ત્રણથી ચાર વાર જ્યાંસુધી પેટ બંધ થાય, ત્યાંસુધી આપ્યામાં આવેછે, તથા જરમની દેશમાં "સલફ્યુરીક આસીડ," અથવા "નાઇટ્રીક આસીડ," આ બેમાંથી ગમે તે એક દવાનાં ૩ ટીપાં, પાણીમાં ભેળીને, એક ઝાડો થવાપછી પાવામાં આવેછે.

**ઈલાજ ૧૬ મો.**—અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસનો એક ડાકટર ઈ. હેલસી ઉડ, એમ. ડી., નીચે જણાવ્યાપ્રમાણે ઈલાજ કરવાને જણાવેછે.

બ્રોમાઈડ આવ એમોનીયમ. આઉંસ ૧ | પાણી ........... આઉંસ ૪

ઉપલી દવાને પાણીમાં પિગળાવીને, તેમાંથી ૧ ડ્રામજેટલું લઇને બીજાં પાણીમાં ભેળી આ બિમારીનાં કોઇ પણ તબક્કામાં, દર અર્ધાથી એક કલાકે પાવું.

**પરચુટણ ઈલાજો**—"કૉલેરા"માં બિમારને પાણીની પુષ્કળ તરશ લાગે છે, પણ વારંવાર ઘણું પાણી પાવું નહી. તે વેળા બરફનો કટકો મોહોડામાં

રખાવવો, અને ૧૦ થી ૧૫ આઉંસ પાણી પિચકારીવડે સફરામાં દર ત્રણ કલાકે દાખલ કરવું, અને પિચકારી માર્યાપછી સફરાઆગળ કપડાંનો ડુચો ધરવો કે જેથી પાણી પાછું નિકળી પડે નહી, અથવા, ૧ આઉંસ "સોડાવાટર" અને ૧ ચમચી "સેકેરેટેડ સૉલ્યુશન આવ લાઇમ," આ બંધેને મેળવીને તેમાં બરફ નાખી, દર બે કલાકે પાવું. એથી બિમારની તરસ ઘણે દરજ્જે મટશે.

આ બિમારીનાં બીજા ઘણાં ધ્યાંન રાખવાજોગ ઇલાજો છે, જેવાકે બિછાણાં આગળ પુષ્કળ કપુર બાળવો, કપુરની બીડીઓ બનાવીને તંબાકુની બીડીનીપઠે બિમારને પાવી, સાકરમાં અથવા બરફનાં પાણીમાં ૩ થી ૪ ટીપાં "સ્પીરીટ આવ કેમ્ફર" નાખીને, દર અર્ધાથી એક કલાકે વારંવાર પાવું, અગરજો તે ઉલટી કરી પાછું કાહાડે, અને જો કાંઇપણ ટકી નહી શકે, તો ૦ll દ્રામ કપુરને, થોટા ટીપાં "સ્પીરીટ આવ વાઇન"માં પિગળાવીને, તથા નહીંતો તે ૨ આઉંસ પાણીમાં મેળવીને પિચકારીવડે સફરામાં દાખલ કરવું. અગરજો આંકરાં આવે, તો "સ્પીરીટ આવ કેમ્ફર" હાથેપગે મસળવું, થોડેથોડે વખતે "ચમપીન" બરફમાં થંડો કરીને થોડોથોડો પાવો, અને અગત્ય જણાય, તો બરફનું પાણી પણ પાવું, "બ્રાંડી"માં પાણી નાખીને પાવો, હાથેપગે ગરમ સેક કરવો, બિમારને સુવાડી રાખવો, અને કદીપણ બેસવા અથવા ઉઠવા દેવો નહી.

અગરજો કપુરની દવાથી ગુણ નહીંજ થાય, તો ૧ થી ૨ ટીપાં "સ્પીરીટ આવ કેમ્ફર" પિચકારીવડે ખભાંની ચામડીમાં દાખલ કરી જોવું, કારણકે ઘણી વાર તેથી પણ ગુણ થાયછે.

"કૉલેરા"નાં બીજા તબક્કામાં અથવા જ્યારે શરીર થંડું થઇ જાય, ત્યારે ગરમી આવે એવા ઇલાજો કરવા, જેવાકે બગલમાં તથા પગનાં પેટાંઉપર રાઇની "પોલ્ટીસ" મુકવી, તથા બાટલીમાં ગરમ પાણી ભરીને તેનો સેક કરવો, અથવા ગરમ પાણીમાં થોડી રાઇ નાખીને તેમાં કપડું બોળીને તે બિમારનાં શરીરની આસપાસ, છેક ગરદનથી તે પગનાં તળીઆંસુધી લપેટવું, અને તેઉપર આસપાસ ધાબળી લપેટવી, અને બિમારને અર્ધો કલાકસુધી આપ્રમાણે લપેટીને સુવાડી રાખવો, ગરમી આવ્યાકેડે ધાબળી કાહાડી નાખવી, "ચમપીન," "બ્રાંડી," અથવા "વાઇન" પાવો, અને સુંઠનો લુકો હાથેપગે મસળવો, તથા "એમોનીયા," "ઇઠર," કપુર, જાવંત્રી, "પેપરમીન્ટ," વગેરે દવાઓ આપવી.

અગરજો ત્રીજા તબક્કામાં બિમાર બેશુધ થાય, તો ફુક્કામાં બરફ ભરીને તે માથાંઉપર મુકવું, અથવા માથાંઉપરથી બાલ કાંહાડી નાખી તેઉપર "બ્લીસ્ટર" મુકવું, અને "બ્રાંડી" અથવા "વાઇન" પાવો, કે જેથી શરીરમાં પાછી ગરમી આવે. પિસાબ જલદી થાય, માટે પીડુઉપર ગરમ સેક કરવો, અને ૧૦ થી ૧૫ ગ્રેન "કલોરેટ આવ પૉટાશ" પાણીમાં ડોહવીને, દર બે કલાકે પાવું, અથવા

| | | | | | |
|---|---|---|---|---|---|
| લાઇમ જ્યુસ........ | ચમચો | ૧ | સ્પીરીટ આવ નાઇટ્રીક ઇઠર. | દ્રામ | ૨ |
| ટીંક્ચર આવ ડીજીટેલીસ. | મીનીમ | ૪૦ | પાણી ............ | આઉંશ | ૪ |
| નાઇટ્રેટ આવ પૉટાશ .. | દ્રામ | ૧ | | | |

આ સઘળાંને મેળવીને, લીકરગ્લાસ ભરી, દર બે કલાકે પાવું.

અલસીની "પોલ્ટીસ" બનાવીને તેઉપર ૦ાા આઉંસ "ટીંક્ચર આવ ડીજીટેલીસ" છાંટીને તેથી ગુરદાઓની જગ્યાઆગળ ગરમ સેક કરવો, તથા તેજ "પોલ્ટીસ" ત્યાં બાંધી રાખવી, અને તેઉપર "ઑઇલ સીલ્ક" બાંધવું, અથવા ગમેતો "ઑઇલ આવ જુનીપર" લગાડીનેપછી તેઉપર ગરમ સેક કરવો, અથવા ગુરદાઆગળ રાઇ મુકવી, અથવા સુક્કાં વેહેંતુર મુકવાં.

"કૉલેરા"નો અટકાવ કરવો, અને તે થાય નહીં, અથવા જો થયો હોય, તો શુંશું સાવચેતી રાખવી, એ જાણવું ઘણું અગત્યનુંછે, "કૉલેરા" જોરમાં ફેલાયલો હોય, તે વેળા કેટલીક સંભાળ લેવી, જેથી એ રોગ ઉડતો અટકશે. ઘરમાં અથવા ઘરનીબાહાર ગટર અથવા મોરીનો પાણી જવાનો નળ, જો પાણીથી ભરાઇ ગયો હોય, તો તે સાફ કરાવવો, ઘરમાં સઘળે ઠેકાણે ચુનો લગડાવવો, સંડાસ સાફ રાખવી, અને ત્યાં ચુનાનો ઢગલો કરી મુકી રાખવો, કે જેથી નઠારી હવા તે ચુસી લેશે, મોરીમાં, સંડાસમાં, તથા ઘરનીપાસેની ગટરનાં મોહોડાંમાં સરકો, હિરાંકસીનું પાણી, "કારબૉલીક આસીડ," વગેરે ગંધ દુર કરનારી વસ્તુઓ પુષ્કળ નાખવી. શરીરની સુઘડાઇ રાખવી, અને શરીર દરરોજ ધોઇને સાફ રાખવું, પેટઉપર "ફ્લાનેલ" નો પાટો બાંધેલો રાખવો, તાજો, સોજો અને હલકો ખોરાક લેવો, સુક્કો તથા લીલો મેવો ખાવાથી દુર રેહેવું, અને કોહેલો મેવો બિલકુલ ખાધામાં નહી આવે તેની અતિશય સંભાલ રાખવી. વાસી તરકારી, વાસી ગોશ્ત, સુક્કી માછલી, વગેરે ખાવું નહીં, પાણીને *ગાળવાનાં વાસણમાં ગાળીને પીવું, દર વખતે ખાણાંનીસાથે નિમક ખાવું, ઉજાગરો કરવો નહીં, રાત્રે સકારે સુવું, અને સકારે ઉઠવું, રખે આ રોગ ઉડે એવી ધાસ્તી દિલમાં રાખવી નહીં, જ્યાં એ નઠારો રોગ લાગુ પડયો હોય, તે જગ્યા બનતાંસુધી બદલી બીજી વધારે સારી જગ્યાએ જવું. સવારસાંઝ "આઇયોડાઇન," ગંધક, અથવા કપુર બાળીને તેનો ધુંઓ દમમાં લેવો, આ રીતે ધુંઓ દમમાં ગયાથી સખત "કૉલેરા" પણ સાજો થાયછે. બને તો આપણાં પેહેરવાનાં લુગડાંને ૧ ભાગ "કારબૉલીક આસીડ," અને ૧૦૦ ભાગ પાણીમાં બોળવાં, અને સુકાયા પછી પેહેરવાં.

જે વખતે "કૉલેરા" જોરમાં ફેલાયલો હોય તે વેળા એ દરદ બીજા તંદરોસ્ત માણસને ઉડે નહીં, માંટે કેટલાક ડાકટરો નીચે જણાવેલી દવા પીવાની ભલામણ કરેછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ. | મીનીમ | ૩૦ | સીરપ.............. | ડ્રામ | ૮ |
| કારબૉલીક આસીડ...... | ગ્રેન | ૨ | પાણી.............. | આઉંસ | ૧ાા |

ઉપલી દવાઓ મેળવીને, લીકર ગ્લાસ ભરી, સવારના તથા સાંજના, અગત્ય દીશે તેમ તંદરોસ્ત માણસે થોડા દાહાડા પીવી, જેથી એ દરદ ઉડતું અટકશે.

* "ફીલ્ટર."

# ઈંગ્લીશ કોલેરા, કોલેરા મોરબસ, અથવા સ્પોરેડીક કોલેરા.

(ઈંગ્લીશ કૉલેરા, કૉલેરા મૉરબસ, ઑર સ્પોરૅડીક કૉલેરા=English Cholera, Cholera Morbus, or Sporadic Cholera.)

**નીશાની.**—આ બિમારીમાં પિત્તસાથે પુષ્કળ લીલા રંગનો ઝાડો થાયછે, તથા વળી પિત્તસાથની ઘણી લીલી ઉલટી થાયછે, પેટમાં જાણે કપાતું હોય એવી-રીતે જોરમાં દુખેછે, હાથપગ થંડાગાર થઇ જાયછે, અને તેઓમાં આંકરાં આવેછે.

**સબબ.**—નઠારી વસ્તુ ખાધામાં આવ્યાથી, હવામાં એકાએક ફેરફાર થયાથી, ઘણો સુકો મેવો ખાધાથી આ રીતે ઝાડો છુટી જાયછે.

**ઈલાજ ૧ લો.**—ટીંક્ચર આવ ઓપીયમ ...... ડ્રામ ૩
કમપાઉંડ ટીંક્ચર આવ કેમફર .. ડ્રામ ૩
સ્પીરીટ આવ ટરપીનટાઇન .... ડ્રામ ૩
ઑઇલ આવ પેપરમીન્ટ...... ટીપાં ૩૦

આ સઘળાંને મેળવીને, ૧ ચમચી ભરી, "બ્રાંડી" તથા પાણીમાં ભેળીને પાવું. અગરજો ઝાડો ઘણો જોરમાં આવતો હોય, તો ઉપલી દવા ૦॥ ચમચો ભરી તેમાં "બ્રાંડી" તથા પાણી નાખીને પાવો, આ ઇલાજ ઘણો સારોછે.

**ઈલાજ ૨ જો.**—પ્રીપેર્ડ ચૉક........... ડ્રામ ૨
એરોમેટીક પાઉડર આવ ચૉક. ડ્રામ ૧
ટીંક્ચર આવ ઓપીયમ .... મીનીમ ૪૦
ઑઇલ આવ સીનેમન .... મીનીમ ૪
પાણી ............... આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, મોટી ઉંમરનાં બિમારને, દર ત્રણ કલાકે પાવું, તથા બચ્ચાંને બે ચમચી ભરી, દર ત્રણ કલાકે પાવી.

**ઈલાજ ૩ જો.**—બાઇ કારબૉનેટ આવ સોડા... ગ્રેન ૬૦
જીન્જરનો ભુકો ......... ગ્રેન ૩૨
સીનેમન વૉટર.......... આઉંસ ૮॥

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજ ૪ થો.**—અગરજો ઝાડા સાથે, હાથે પગે આંકડાં આવતા હોય તો, નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૨ ડ્રામ, દર બે કલાકે મોટી ઉમરના બિમારને પાંણીમાં પાવી.

| | |
|---|---|
| કેમફર ............... ગ્રેન ૮ | ટીંક્ચર આવ ઓપીયમ.... મીનીમ ૪૦ |
| રેકટીફાઇડ સ્પીરીટ આવ વાઇન.. ડ્રામ ૦॥ | ઑઇલ આવ ક્લોવ્ઝ.... મીનીમ ૧૦ |
| ટીંક્ચર આવ કેપસીકમ .... ડ્રામ ૦॥ | પાંણી ............, આઉંસ ૧ |

**ઈલાજો ૫ મો.**—શુગરલેડ ગ્રેન ૧૨—અફીણ ગ્રેન ૪.

આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ કરી, અક્કેકી ગોળી, દર એકથી બે કલાકે પાણીસાથે ગળાવવી.

અગરજો શરીર થંડું થઇ ગયું હોય, તો "બ્રાંડી" તથા પાણી, અથવા ૫ ટીપાં "સ્ટ્રૉંગ સૉલ્યુશન આવ એમોનીયા," પાણીમાં મેળવીને જેમ અગત્ય જણાય, તેમ દર કલાકે પાયા કરવું. હાથેપગે ભેભટનો, અથવા બાટલીમાં ગરમ પાણી નાખીને તેનો સેક કરવો. પેટાંઉપર, પગઉપર, અને બગલમાં રાઇની "પોલ્ટીસ" મુકવી. શરીરમાં ગરમી પાછી આવવા માંડે, અને શરીર પાછું ગરમ થાય, કે "બ્રાંડી" અથવા "એમોનીયા" પાવું બંધ કરવું. આ બિમારીમાં "કેલોમેલ" કદી આપવું નહીં. અગરજો ઝાડો કબજ થયો હોય, અથવા તદન બંધ થઇ ગયો હોય, તો તે લાવવામાંટે ઘણોજ હલકો જુલાબ આપવો. "રૂહબાર્બ"નો, અથવા ૧ ચમચી એરંડીયાં તેલનો જુલાબ બસ થશે. અગરજો આંકરાં ઘણાંજ જોરમાં આવતાં હોય, તો તે ભાગઉપર "ટીંક્ચર આવ બેલેડોના" ચોપડવું, અથવા તે ભાગની આસપાસ મજબુત પાટો બાંધવો, અથવા તે ભાગને હાથોવડે મજબુત પકડી રાખવો.

---

## મ ર ડો.

(ડીસેનટેરી=Dysentery.)

મરડો બે પ્રકારનો હોયછે.

૧ લો—તીક્ષ્ણ મરડો=Acute Dysentery.

૨ જો—જુનો મરડો=Chronic Dysentery.

**નીશાની.**—મોટાં આંતરડાંમાં પેહેલે તીક્ષ્ણ વરમ થાયછે, અને તેથી જાણે કપાતું હોય તેમ દુખીને થોડાંથોડાં સીમટનો, અથવા સીમટસાથે લોહીનો ઝાડો દહાડામાં ઘણીવાર થયા કરેછે. આપ્રમાણે થતો ઝાડો જો બંધ નહીં કીધો હોય, તો ઘણાં દહાડાસુધી ચાલુ રહીને આંતરડાંમાં ચાઠાં પડેછે, અને ઝાડાસાથે લોહી તથા છીછડાં પડેછે, અને તેથી બિમાર રીબીરીબીને મરણ પામેછે.

**સબબ.**—મરડો ઘણા કારણોથી થાયછે. મુખ્ય કરીને ઝાડો ઘણા દહાડા કબજ રહેવાથી, નઠારી જાતનો તાવ આવવાથી, કરમ થવાથી, ભિનાશવાળી જગ્યામાં રહેવાથી, નઠારી તથા ગરમ વસ્તુઓ ખાધા પીધાથી, કૉલેરા થવાથી, ઇત્યાદી કારણોથી મરડો થાયછે.

**ઈલાજો.**—અગરજો ઝાડો ઘણા દહાડા કબજ રહેવાથી મરડો થયો હોય, તો સઉથી પેહેલાં ૪ દ્રામ એરંડીયાં તેલ, અથવા "સલફેટ આવ મેગનીશીયા," નો હલકો જુલાબ આપવો. જેથી ઝાડો સાફ આવવાથી મરડો સારો થશે. અગરજો ઉપર જણાવેલાં બીજા કારણોથી મરડો થયો હોયતો, તેઓને લગતી બાબદ વાંચીને તે પ્રમાણે ઘટતા ઇલાજો કરવા. અગરજો આંતરડાંનો તીક્ષ્ણ વરમ થયો હોય (એટલે મરડો થયાની શુરૂઆતમાં), તો પેહેલે ૩૦ થી ૬૦ ગ્રેન

"ઇપીકાકયુઆના પાઉડર" પાણીસાથે ફાકવો, અને જો તેથી ઉલટી થાય, તે પીપડીઉપર રાઇ મુકવી, અને પછી નીચે જણાવેલી દવાઓ મેળવીને સઘળી પીવી, કે જેથી ઉલટી થશે નહીં, અને "ઇપીકાકયુઆના પાઉડર" પેટમાં ટકી રેહેશે.

| | | |
|---|---|---|
| ઇપીકાકયુઆના પાઉડર...... | ગ્રેન | ૩૦ થી ૬૦ |
| સીરપ આવ ઓરેંન્જ, અથવા સીરપ આવ લેમન્સ ...... | ડ્રામ | ૪ |
| લાઇકર ઓપાઇ સેડેટીવ...... | મીનીમ | ૧૫ |
| બરફનું પાણી .......... | આઉંસ | ૧ |

૭ કલાક વિત્યાકેડે ઉપલી દવા ફરીથી પીવી, અને તેને બીજે દિવસે નીચે જણાવ્યાપ્રમાણે એક હલકો જુલાબ પીવો.

| | | |
|---|---|---|
| કેસ્ટર ઑઇલ............ | ચમચો | ૧ |
| ટીંક્ચર આવ ઓપીયમ...... | મીનીમ | ૫ |
| પેપરમીન્ટ વૉટર .......... | આઉંસ | ।। |

અગરજો સફરામાં અતિશય અગન બળતી હોય, તો સફરાઉપર ભાંગનો સેક કરવો, અથવા

| | | |
|---|---|---|
| ઓપીયમ .................. | ગ્રેન | ૪ |
| કેસ્ટીલ સોપ ................ | ગ્રેન | ૬ |
| ગમ એકેશીયા ................ | ગ્રેન | ૬૦ |

આ સઘળાંને મેળવીને, તેની બે ગોળીઓ બનાવી, તેમાંથી એક ગોળી સવારનાં, તથા એક ગોળી સાંઝનાં સફરામાં મુકવી, અથવા ૩૦ થી ૪૦ મીનીમ "લૉડેનમ," ૧ આઉંસ પાણીમાં ભેળીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું.

અગરજો તીક્ષ્ણ મરડો થયો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, દહાડામાં ત્રણવાર પીવી. આ દવા એકથી બે દહાડાસુધી પીવાથી મરડો સાજો થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સેલીસીલીક આસીડ.. | ગ્રેન | ૩૦ થી ૬૦ | સીરપ આવ ઓરેંન્જ...... | આઉંસ | ૧ |
| લાઇકર એમોની એસીટેટીસ | આઉંસ | ૦।। | પાણી .............. | આઉંસ | ૧ |

અગરજો મરડો તીક્ષ્ણ હોય, પણ ઘણો જોરમાં નહીં હોય, તો નીચે જણાવેલી દવાએ મેળવીને, તેના ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે ફાકવું.

| | | |
|---|---|---|
| ઇપીકાકયુઆના પાઉડર........ | ગ્રેન | ૧૨ |
| ડોવર્સ પાઉડર ............ | ગ્રેન | ૨૪ |
| સબ નાઇટ્રેટ આવ બીસ્મથ .... | ગ્રેન | ૬૦ થી ૯૦ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે દહાડામાં ચારવાર ગળવી.

| | | |
|---|---|---|
| ઇપીકાકયુઆના પાઉડર .......... | ગ્રેન | ૮ |
| એક્સટ્રેકટ આવ ઓપીયમ........ | ગ્રેન | ૩ |
| એક્સટ્રેકટ આવ જેનશીઆન........ | ગ્રેન | ૮ |

અગરજો બચ્ચાંને મરડો થયો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે સાકરનાં શીરામાં મેળવીને ચટાડવું.

| | |
|---|---|
| સબ નાઇટ્રેટ આવ બીસમથ. ગ્રેન ૨૦ થી ૩૦ | કમપાઉંડ ચૉક પાઉડર ...... ગ્રેન ૨૦ |
| ડોવર્સ પાઉડર........ ગ્રેન ૪ થી ૮ | હાઇડ્રારજીરમ કમ ક્રીટા .... ગ્રેન ૩ |

ગામઠી વૈદ્યો નીચે જણાવેલી દવાઓ મેળવીને ચુલાઉપર ગરમ કરેછે, અને આસરે અર્ધી બાટલીજેટલું બાકી રેહે ને ઉતારીપાડી થંડું પડે કે તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ પાયછે.

આબરસિંગાનો ભુકો તોલા ૨॥—ગુંદર તોલો ૧॥—સાકર તોલા ૨—અબલનું પાણી બાટલી ૦॥.

અથવા ૨૦ થી ૩૦ ગ્રેન સંખજીરૂં, ખાંડમાં મેળવીને, દર ત્રણ કલાકે ફાકવાથી, અથવા કાચાં પેરને લુંછીને તેનો ભુકો કરી તે થોડોથોડો સાકરસાથે મેળવીને ફાકવાથી પણ મરડો ઘણો જલદી સાજો થાયછે.

મરડો થયો હોય, તે વેળા પેટઉપર ગરમ સેક કરવો, રાઇ મુકવી, અથવા આંતરડું દાબવાથી જે જગ્યા ઘણી દુખે, ત્યાં થોડી જળો મુકવી, પણ જો બિમાર નબળો હોય, તો જળોનેબદલે એક હલકું "બ્લીસ્ટર" મુકવું, અથવા "ટીંકચર આવ આઇયોડાઇન" લગાડવું. અથવા "લીનીમેન્ટ આવ કલોરોફૉર્મ" લગાડવું. એવા બિમારે ઉપર જણાવ્યુંછે, તેમ ઘણો "ઇપીકાક્યુઆના પાઉડર" દવાતરીકે લેવાથી અવગુણ થાયછે, માંટે ઘણાં નબળા બિમારે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| બાઈ કારબૉનેટ આવ સોડા .................... | ડ્રામ | ૧ |
| ટીંકચર આવ ઓપીયમ .................... | મીનીમ | ૪૦ |
| સૉલ્યુશન આવ સાઇટ્રેટ આવ બીસમથ એન્ડ એમોનીયા .. | ડ્રામ | ૨ |
| પાણી .............................. | આઉંસ | ૬ |

ખોરાકમાં માત્ર કાંજીશિવાય બીજું કાંઇ પણ ખાવું નહીં અથવા તો ૪ ઇડાંની સફેદી, ૨૦ આંઉસ ઉકળતાં પાણીમાં મેળવીને, થોડું થોડું પીધું હોય તો, તેથી ઘણી વખત મરડો જલદી સારો થાયછે. અગરજો મરડો જુનો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે ફાકવું, અને તે બે દહાડાસુધી ચાલુ રાખવાં.

| | |
|---|---|
| ટેનેટ આવ બીસમથ .... ડ્રામ ૦॥ | કમપાઉંડ પાઉડર આવ કાનો ડ્રામ ૦॥ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | |
|---|---|
| લૉડેનમ ................ ડ્રામ ૧ | એક્સટ્રેક્ટ આવ લૉગવુડ .... ડ્રામ ૧ |
| ટીંકચર આવ કેટેકુ ........ ડ્રામ ૨ | પાણી .............. આઉંસ ૬ |
| કમપાઉંડ ટીંકચર આવ બેનઝોઇન. ડ્રામ ૨ | |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૧ ડ્રામ, દહાડામાં ચાર વખત, મોટી ઉમરના બિમારને પાણીમાં પાવી.

| | | |
|---|---|---|
| ડાઇલ્યુટેડ હાઇડ્રોકલોરીક આસીડ .... | ડ્રામ | ૨ |
| સલફેટ આવ મૉરફીન............ | ગ્રેન | ૨ |
| પાણી.................... | આઉંસ | ૩ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ચાર કલાકે ગળવી, અને તે બેથી ત્રણ દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| નાઇટ્રેટ આવ સીલવર ................ | ગ્રેન | ૨ |
| ઘઉંનો આટો, અથવા એક્સટ્રેક્ટ આવ લેટયુસ .............. | ગ્રેન | ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટરપીનટાઇન .......... | ડ્રામ | ૧ | ટીંક્ચર આવ કાઇનો.... | ડ્રામ | ૨ |
| ગમ એકેશીયા.......... | ડ્રામ | ૨ | ગેલીક આસીડ ...... | ગ્રેન | ૨૦ |
| સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથર.. | ડ્રામ | ૨ | પાણી ............ | આઉંસ | ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની છ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર ગળવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| શુગર આવ લેડ........ | ગ્રેન | ૧૨ | ગેલીક આસીડ ........ | ગ્રેન | ૧૨ |
| ઓપીયમ............ | ગ્રેન | ૬ | એક્સટ્રેક્ટ આવ જેનશીયન.. | ગ્રેન | ૧૦ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| કમપાઉંડ ટીંક્ચર આવ બેનઝોઇન........ | ડ્રામ | ૨ |
| ટીંક્ચર આવ કેટેકુ ............... | ડ્રામ | ૨ |
| ટીંક્ચર આવ ઓપીયમ .............. | મીનીમ | ૪૦ |
| એક્સટ્રેક્ટ આવ લૉગવુડ ............ | ગ્રેન | ૪૦ |
| પાણી ...................... | આઉંસ | પાા |

અગરજો ઉપર જણાવેલી "નાઇટ્રેટ આવ સીલવર," અથવા અફીણની દવાઓથી ફાયદો નહી થાએ, અને દરદી નબળો થતો જાએ, અને પેટ ચઢી આવે તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી દર ત્રણ કલાકે દહાડામાં ચાર વખત પાવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ ઇંડીયન હેમ્પ............ | ડ્રામ | ૧ |
| સબ નાઇટ્રેટ આવ બીસમથ............ | ડ્રામ | ૧ |
| ગમ એકેશીયા................... | ડ્રામ | ૦ાા |
| ટીંક્ચર આવ જીન્જર ............. | ડ્રામ | ૧ાા |
| કમપાઉંડ ટીંક્ચર આવ કારડેમમ્સ........ | ડ્રામ | ૧ાા |
| સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ.............. | ડ્રામ | ૧ાા |
| સીનેમોન વૉટર ................ | આઉંસ | ૪ |

અથવા ૫ થી ૧૫ મીનીમ "ટેરીબીન," સાકરના સીરામાં મેળવીને દહાડામાં ત્રણથી ૪ વખત પીવું.

અથવા ૨ ગ્રેન મોરથુથુ, અને ૧૦ ગ્રેન ગુંદરનો ભુકો, આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ કરી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે ગળવી.

"બેલફ્રુટ"નો મુરબ્બો ભુંજેલાં પાંઉસાથે ખાવો, અથવા ૧ થી ૧ાા ડ્રામ "બેલફ્રુટ"નો અર્ક, દહાડામાં ત્રણવાર, પાણીસાથે પીવો.

ગામઠી દવાતરીકે કેટલાએક લોકો નીચે જણાવેલાં પાંચ વસ્તુઓ ઘસીને પીએછે.

ખસખસ—માંગોસ્તાનની છાળ—સાકર—દાડમની કળી—ગુલાબ.

અથવા નહીંતો નીચે જણાવેલી છ દવાઓ પણ પીએછે.

ખસખસ—ખાંડ—વરીઆળી—એલચી—ધાણા—દાડમની છાલ.

અગરજો ઝાડાવાટે પુષ્કળ લોહી પડે, તો ૧ ડ્રામ "લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ," પાણીમાં મેળીને, દર ત્રણ કલાકે પીવું, તથા સફરામાં થંડાં પાણીની પિચકારી મારવી.

જુના મરડામાં કાંજી, દુધ, સેરવો, "આઇસીંગ ગ્લાસ"ની જેલી, જવનું ઉકાળેલું પાણી, વગેરે ખોરાક લેવો.

અગરજો ઘણાં દહાડાનો જુનો મરડો થયો હોયછે, અને લોહી પડયા કરે, તો ગામઠી વૈદ્યો ૧ થી ૨ ડ્રામ ઇસબગોળનાં બિયાંને પાણીમાં ભિંજવી નરમ કરીને, તેમાં થોડો ગુલાબ નાખી, દહાડામાં ત્રણવાર પાયછે. અથવા આમલીના પાદડાં પીસીને તેનો રસ કાઢીને તેમાંથી એક ચમચી સવાર સાંજ મોટી ઉમરના બિમારને પાણીમાં પીધામાં આપેછે. આ ઇલાજ ઘણો અકસીરછે.

જુનો મરડો સાજો થવાપછી શક્તિ આવવામાંટે ૬ આઉંસ "ઇન ફ્યુઝન આવ કેસકેરીલા," તથા ૨૦ મીનીમ "ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ," આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પીવું, અને થોડા દહાડાસુધી તે ચાલુ રાખવું.

અગરજો જુનો મરડો સારો નહીં થતાં, ઘણાં દહાડાસુધી ચાલુજ રેહે, તો સફરામાં *તપાસવાનું હથીઆર મુકીને જોવું, અને જો આંતરડાંનાં સર્વેથી-નિચ્ચેનાં છેલ્લા ભાગમાંહેની સપાટીઉપરનું નરમ અને અતિશય ઝીણું રૂવાંવાળું પડ ખવાઇ ગયલું જણાય, તો "નાઇટ્રીક આસીડ"માં વાદળું બોળીને તે ભાગ-ઉપર એકવાર લગાડવું, જેથી મરડો સાજો થશે.

**ચેતવણી.—આ ઉપર જણાવેલો ઈલાજ ડાકટરશિવાય કોઈ સાધારણ માણસે અજમાવવો નહીં.**

અગરજો મરડો જુનો થયો હોય, અને ઝાડો ઘણાં લાંબા દિવસોસુધી ચાલુ રેહે, તો નીચે જણાવેલા **ઈલાજો**માંહેથી ગમે તે અજમાવવો.

**ઈલાજ ૧ લો.**—માજુફલ, અથવા માયા ડ્રામ ૧ાા—દાડમની છાલનો ભુકો ડ્રામ ૩—સાકર ડ્રામ ૧.

* સ્પેકયુલમ=Speculum.

આ સઘળાંનો બીણો ભુકો કરીને, ૧ થી ૨ ડ્રામજેટલો, સવારસાંઝ પાણીસાથે ફાકવો.

**ઈલાજ ૨ જો.**—સોંફ ડ્રામ ૨—બીલાં ડ્રામ ૨—વાલો ડ્રામ ૨—ધાણા ડ્રામ ૨—મોથ ડ્રામ ૨—સુંઠ ડ્રામ ૨.

આ સઘળું ખોખરૂં કરી, તેને ૧૦ આઉંસ પાણીમાં થોડોવારસુધી ઉકાળવું, અને આસરે ૬ આઉંસજેટલું રેહે કે થંડું પાડી, ગાળી કાહાડીને તેમાંથી ૨ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૩ જો.**—બીજા ડ્રામ ૮—ગાજર પીમપાલી ડ્રામ ૧—વાલો ડ્રામ ૧—લોધર ડ્રામ ૧.

આ સઘળાંને મેળવીને, ૨૦ થી ૩૦ ગ્રેનજેટલું, દહાડામાં ત્રણવાર પાણી-સાથે ફાકવું.

**ઈલાજ ૪ થો.**—ઈસબગોળ ડ્રામ ૧—તુખમે રેહાન ડ્રામ ૧—તુખમે મરો ડ્રામ ૧—તુખમે બારતંગ ડ્રામ ૧.

આ સઘળાંને મેળવીને, તેમાંથી ૧ થી ૨ ડ્રામજેટલું, સાકરસાથે મેળવીને, દહાડામાં ત્રણવાર ફાકવું.

**ઈલાજ ૫ મો.**—હરડાં ડ્રામ ૨—બેહેડાં ડ્રામ ૨—સોંફ ડ્રામ ૨—આમળા ડ્રામ ૧—ધાણા ડ્રામ ૨—હરડે ડ્રામ ૨—માંગીસ્તાન આઉંસ ૧.

આ સઘળાંને છુંદીને ૧૨ આઉંસ પાણીમાં ઉકાળવું, અને થંડું પડેકે ગાળી કાહાડી બાટલીમાં ભરી, તેનાં આઠ ભાગો કરી, અકેકો ભાગ, દહાડામાં ચારવાર પીવો. આ દવા બેથી ત્રણ દહાડાસુધી ચાલુ રાખવી.

**ઈલાજ ૬ ઠો.**—અગરજો મરડો જુનો થયો હોય, અને ઝાડામાં લોહી વધારે જાય, તથા ઝાડો થતી વેળા પેટમાં કપાઈને દુખે, તો ૧॥ ડ્રામ હીમજ હરડેને એરંડીયાં તેલમાં તળીને સુકવવી, અને તેનો ભુકો કરી તેમાં ૧ ચમચી સાકર ભેળી, તેમાંથી ०॥ થી ૧ ચમચીજેટલું, મોટી ઉંમરનાં બિમારે, દહાડામાં ત્રણવાર પાણીસાથે ફાકવું, તથા બચ્ચાંને ૫ થી ૧૦ ગ્રેનજેટલું, મધમાં મેળવીને, દહાડામાં ત્રણવાર ચટાડવું.

**ઈલાજ ૭ મો.**—બીજા ડ્રામ ૨—તજ ડ્રામ ०॥—નાગકેશર ડ્રામ ०॥—ધાણા ડ્રામ ૧—સાકર ડ્રામ ૨.

આ સઘળાંને મેળવીને, ૨૦ થી ૩૦ ગ્રેનજેટલું, દહાડામાં ત્રણવાર ફાકવું.

સાધારણ મરડાઉપર નીચે જણાવેલી દવાથી ગુણ આપછે.

કુડની છાળ ડ્રામ ૧—વાલાનાં મૂળીયાં ડ્રામ ૧—મોથ ડ્રામ ૧॥—લોધર ડ્રામ ૧—દાડમની છાળ ડ્રામ ૨.

આ સઘળાંને છુંદીને ૮ આઉંસ પાણીમાં ઉકાળવું, અને તે ૬ આઉંસ-જેટલું રેહે કે થંડું પાડીને તેમાંથી ૨ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું.

---

# પેટમાં કપાઈને, ઉલટીસાથે, વારંવાર ઘણો ઝાડો આવે, તે વિષે.

**ઝાડો બે પ્રકારના હોયછે.**

૧ લો—તીક્ષણ ઝાડો=Acute Diarrhœa.

૨ જો—જુનો ઝાડો=Chronic Diarrhœa.

**સબબ.**—ઘણું ખાધાથી, નઠારી વસ્તુ જેવી કે કોહેલી માછલી, અથવા કાચું ફળ ખાધાથી, અથવા કરમ થવાથી, ઇત્યાદી કારણોથી જો ઝાડો છુટી જાય, તો તેને એકદમ બંધ કરવો નહીં જોઇએ, કેમકે જલ્લદ દવાઓ આપીને ઝાડો એકદમ બંધ કર્યાથી બિમારને ઘણો અવગુણ થાયછે. ખુદરત જે માણસનાં સારાંનેમાંટે ઝાડો લાવેછે, તેનીવચ્ચે પડવું નહીં.

અગરજો એકબે ઝાડા આવે, તો તે આવવા દેવા, અને નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પીવી.

**ઈલાજ ૧ લો.**—રૂહબાર્બ પાઉડર ........ ગ્રેન ૫
કારબોનેટ આવ મેગનીશીયા.. ગ્રેન ૧૦
સીનેમન વોટર .......... આઉંસ ૧॥

આ જાતનો હલકો જુલાબ આપ્યાથી એકાદ ઝાડો આવશે, અને જે નઠારી વસ્તુ પેટમાં હશે, તે બાહાર નિકળી જશે, તથા ઝાડો પણ પોતાનીમેળે બંધ થશે.

**ઈલાજો ૨ જા.**—અગરજો કોહેલી માછલી ખાધાથી, ચુંકો થઇને ઝાડો આવે તો, ૨૦ મીનીમ "ટીંકચર આવ કેપસીકમ," તથા ૩ આઉંસ પાંણી, આ બંધેને મેળવીને, તેના બે ભાગ કરી, અક્કેકો ભાગ દર ત્રણ કલાકે મોટી ઉંમરના બિમારને પાવો. અગરજો કાચું ફળ ખાધાથી પેટમાં કપાઇને ઝાડો આવે તો, ૨ ગ્રેન "કારબોલીક આસીડ," તથા ૬ આઉંસ પાંણી, આ બંધેને મેળવીને, પોણુ વાઇનગ્લાસ દર ત્રણ કલાકે પાવું. અથવા ૧ થી ૫ ગ્રેન "સેલીસીલેટ આવ કેમફર" ની એક ગોળી કરીને, અગત્ય દીશે તેમ ત્રણ કલાકે મોટી ઉમરના બિમારને પાણીમાં ગળાવવી.

**ઈલાજ ૩ જો.**—અગરજો ઉપલા ઇલાજથી ઝાડો બંધ નહીં થાય, અને વધારે આવે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | |
|---|---|---|---|
| પ્રીપેર્ડ ચૉક ............ | ડ્રામ ૨ | લૉડનમ ............... | મીનીમ ૪૦ |
| ગમ એકેશીયા .... ...... | ડ્રામ ૨ | ટીંકચર આવ કેટેકુ ...... | ડ્રામ ૨ |
| એરોમેટીક પાઉડર આવ ચૉક... | ડ્રામ ૧ | | |
| ટીંકચર આવ સીનેમન ...... | ડ્રામ ૨ | પાણી .............. | આઉંસ ૬ |

**ઈલાજ ૪ થો.**—ટીંકચર આવ રૂહબાર્બ .... આઉંસ ૧
ઑઇલ આવ પેપરમીન્ટ .... ટીપાં ૨૪
ઑઇલ આવ કલોવઝ ...... ટીપાં ૨૪
લૉડનમ .............. ટીપાં ૮૦

આ સઘળાંને મેળવીને, અક્કેકી ચમચી ભરી, ૧ ગ્લાસ "બ્રાંડી," તથા થોડાં પાણીસાથે ભેળીને, દર બે કલાકે, જ્યાંસુધી ઝાડો બંધ થાય, ત્યાંસુધી પીવું.

**ઈલાજ ૫ મો**—અગરજો ઉપલા કોઇપણ ઇલાજોથી ઝાડો બંધ નહીંજ થાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે ગળવી.

| | | | |
|---|---|---|---|
| ગેલીક આસીડ .......... | ગ્રેન ૧૫ | ઓપીયમ .............. | ગ્રેન ૪ |
| શુગર આવ લેડ.......... | ગ્રેન ૧૨ | મ્યુસીલેજ આવ ગમ એકેશીયા.. | થોડું. |

**ઈલાજ ૬ ઠો**—ટીંક્ચર આવ કાઇનો.......... ડ્રામ ૩
કલોરોડાઇન ............... ડ્રામ ૧
લીક્વીડ એક્સટ્રેક્ટ આવ બેલ.... ડ્રામ ૪ થી ૮
ડીકૉક્શન આવ લૉગઉડ ........ આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું. ૧ થી ૫ વર્ષનાં બચ્ચાંને આ દવા આપવાઅગાઉ, પેહેલાં "રૂહબાર્બ" અથવા એરંડીયાં તેલનો જુલાબ આપવો.

**ઈલાજ ૭ મો**.—અગરજો ઉલટી પણ સાથે થતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, જ્યાંસુધી ઝાડો બંધ થાય, ત્યાંસુધી તેમાં બરફ નાખીને પીવી, તથા પેટઉપર રાઇ મુકવી, અને જો અગત્ય જણાય, તો દર ત્રણ કલાકે ફરીથી પીવી ચાલુ રાખવી.

| | | | |
|---|---|---|---|
| | બાઇ કારબૉનેટ આવ પૉટાશ ................ | ગ્રેન | ૨૦ |
| | સાઇટ્રીક આસીડ ..................... | ગ્રેન | ૧૫ |
| | બ્રોમાઇડ આવ પૉટાશીયમ ................ | ગ્રેન | ૮ થી ૧૨ |
| | કલોરોડાઇન ......................... | મીનીમ | ૫ થી ૧૦ |
| અથવા | ટીંક્ચર આવ ઓપીયમ .................. | મીનીમ | ૫ |
| | સૉલ્યુશન આવ સાઇટ્રેટ આવ બીસમથ એન્ડ એમોનીયા. | મીનીમ | ૪૦ |
| | પેપરમીન્ટ વૉટર ...................... | આઉંસ | ૧ |

**ઈલાજ ૮ મો**.—૨૦ થી ૩૦ ગ્રેન "ઑકસાઇડ આવ ઝીંક" નાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દર બે કલાકે સાકરનાં શીરામાં બરફ નાખીને તેમાં ભેળીને પીવું, અને ઝાડો બંધ થાય, કે તે પીવું બંધ કરવું.

**ઈલાજ ૯ મો**.—૦ાા ચમચી "સેકેરેટેડ સૉલ્યુશન આવ લાઇમ," દુધમાં ભેળીને પીવું. અગરજો કરમનેલીધે ઝાડો થતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે ફાકવું, કે જેથી કરમ પડશે, અને ઝાડો પણ બંધ થશે.

| | | | |
|---|---|---|---|
| સેનટોનાઇન ............ | ગ્રેન ૧૨ | ડોવર્સ પાઉડર .......... | ગ્રેન ૨૦ |
| બાઇ કારબૉનેટ આવ સોડા .. | ગ્રેન ૪૦ | કેલોમેલ .............. | ગ્રેન ૬ |

**ઈલાજ ૧૦ મો**.—ટરપીનટાઇન ..................... મીનીમ ૪૦
સૉલ્યુશન આવ સાઇટ્રેટ આવ બીસમથ એન્ડ એમોનીયા. મીનીમ ૪૦
પાણી ............................ આઉંસ ૨

આ દવાઓને મેળવીને, તેમાંથી અક્કેકો ચમચો ભરી, દર ત્રણ કલાકે પીવું, કે જેથી કરમ હશે, તો તે પડશે, અને ઝાડો પણ બંધ થશે.

**ઈલાજ ૧૧ મો.**—કેસ્ટર ઑઇલ ...................... મીનીમ ૨૦
સોલ્યુશન આવ હાઇડ્રોક્લોરેટ આવ મૉરફીયા...... મીનીમ ૨૦
ગમ એકેશીયા ..................... ડ્રામ ૧
સીરપ.......................... ડ્રામ ૨
સૉલ્યુશન આવ નાઇટ્રેટ આવ બીસમઠ એન્ડ એમોનીયા. મીનીમ ૩૦
ડીલ વૉટર ........................ આઉંસ ૧
સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ................ મીનીમ ૧૦

આ સઘળાંને મેળવીને, અક્કેકી ચમચી ભરી, દર ત્રણ કલાકે બચ્ચાંને પાવું, તથા મોટી ઉંમરનાં બિમારે, બે ચમચી ભરી, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૧૨ મો.**—અગરજો ઉપલા ઈલાજોથી ઝાડો બંધ નહીં થાય, તો ૫ થી ૧૫ મીનીમ "સૉલ્યુશન આવ નાઇટ્રેટ આવ આયરન," લીકરગ્લાસ પાણીમાં મેળવીને, દહાડામાં ત્રણવાર પીવું. આ ઈલાજ ઘણો સારોછે, વળી એથી ઝાડો પણ બંધ થશે.

**ઈલાજો ૧૩ માં.**—ઘણાં લાંબા દહાડાંનો ઝાડો થતો હોય, તો ૧ ચમચી "ટીંકચર આવ ગૉલ," પાણીસાથે ભેળીને, દહાડામાં ત્રણવાર પીવું, અથવા ૧૨ ગ્રેન "સેલીસીલેટ આવ બીસમઠ," નું અક્કેકું પડીકું દર ત્રણ કલાકે પાણીમાં ફાકવું, અથવા ૫ ગ્રેન "સેલીસીન," તથા ૧ ગ્રેન "ઇપીકાકયુઆના પાઉડર," આ બંધેને મેળવીને, દહાડામાં ચાર વાર પાણીસાથે ફાકવું, અથવા ૩ મીનીમ "વાઇન આવ ઓપીયમ," તથા ૧ થી ૨ મીનીમ "ક્લોરોફૉર્મ," આ બંધેને પાણીમાં મેળવીને, દહાડામાં ચાર વાર પીવું. આ દવા ઘણાં દહાડાસુધી ચાલુ રાખવી જોઇએ.

**ઈલાજ ૧૪ મો.**—૨ મીનીમ "ફાઉલર્સ સૉલ્યુશન," પાણીમાં ભેળીને, દહાડામાં ત્રણથી ચાર વાર પીવું.

**ઈલાજો ૧૫ માં.**—અગરજો લાંબા દહાડાનાં ઝાડાસાથે બિમારને નઠારી જાતની ખાંસી અથવા ખઇ પણ થયા હોય, તો ૧૨ થી ૩૦ ગ્રેન "ઑક્સાઇડ આવ ઝીંક," તથા ૧ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, મોટી ઉંમરનાં બિમારે, દહાડામાં ચાર વાર ગળવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી. બચ્ચાંને ૦ાા થી ૧ ગ્રેન "ઑક્સાઇડ આવ ઝીંક," સાકરનાં શીરામાં મેળવીને, દહાડામાં ચાર વાર ચટાડવું. અગરજો ખઇને લીધે ઝાડો આવ્યા કરે તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી દર બે અથવા ત્રણ કલાકે, બિમારને પાવી.

| | | | |
|---|---|---|---|
| ક્રેઓઝોટ ......... | ગ્રેન ૨ | સીરપ ........... | આઉંસ ૧ |
| આલકોહૉલ ........ | મીનીમ ૧૦ | પાણી ........... | આઉંસ ૩ |

અથવા "ટીંકચર આવ કોટો," મીનીમ ૪૦ તથા સાકરનો સીરો આઉંસ ૧, એ બંધેને મેળવીને તેમાંથી મોટી ઉમરના બિમારને ૨ ડ્રામ, પાણીમાં મેળવીને દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજ ૧૬ મો.**—૧૦ આઉંસ થંડાં પાણીની પિચકારી મોટી ઉમરનાં બિમારે સફરામાં માર્યાથી અતિશય ગુણ થાયછે, અને ગમેએવો લાંબા દહાડાનો ઝાડો હરકોઇ જાતની દવા પીધાવિના બંધ થાયછે. બચ્ચાંને ૧ આઉંસજેટલું થંડું પાણી પિચકારીવડે સફરામાં દાખલ કરવું.

**ઈલાજો ૧૭ માં.**—ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ ........ મીનીમ ૨૦
ટીંકચર આવ ઓપીયમ .......... મીનીમ ૮૦
કમપાઉંડ ઈનફ્યુઝન આવ જેનશીયન .. આઉંસ ૪॥

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે મોટી ઉમરના બિમારને પાવું.

અથવા એક ચમચો ભરી આખા "સાઇડર વીનીગર," અથવા સેરડીના સરકો, પાણીમાં ભેળીને દહાડામાં બે વખત પીવો. ખોરાકમાં દુધ, "બ્રાનડી," "બીફટી," કાચાં ઇડાંને એક ચમચી "બ્રાનડી"માં મેળવીને લેવું. પેટ ઉપર "ફલાનેલ" બાંધવી, સરદીમાં ફરવું નહી.

---

## ઉછાળો તથા ઉલટી.

**(નાશીયા એન્ડ વામીટીંગ**=Nausea and Vomiting.)

**નીશાની તથા સબબ.**—ઉલટી થવાનાં તરેહવાર કારણો હોયછે. મુખ્ય કરીને અજીર્ણ થવાથી, પેટમાં ખટાસ થવાથી, હોજરી નબળી પડવાથી, સ્ત્રી ગર્ભવંતી થવાથી, ચમક થવાથી, ઝોળીમાં આંતરડું ઉતરવાથી, નઠારી જાતનો તાવ આવવાથી, ભેજાનો તથા ભેજાનાં ચિકટ પડોનો વરમ થવાથી, હોજરીમાં ચાઠું પડવાથી, તથા બીજાં અનેક કારણોથી ઉલટી થાયછે. ઉલટી થવાથી કોઇવેળા ખાધેલું અથવા કોઇવેળા માત્ર પિત્ત બાહાર પડેછે, અથવા દળેલી કાફીનાં રંગનું બંધાયલું લોહી કટકાનાં આકારમાં પડેછે.

ઉછાળો તથા ઉલટી ઘણુંકરીને હોજરીની બિમારીથી થાયછે, પણ ઘણી વેળા શરીરનાં બીજા ભાગોની બિમારીથી પણ થાયછે.

**ઈલાજ ૧ લો.**—ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ. મીનીમ ૧૦ થી ૧૫
બાઈ કારબોનેટ આવ સોડા .... ગ્રેન ૬૦
ટારટરીક આસીડ .......... ગ્રેન ૮૦
ટીંકચર આવ ઓરેન્જ ...... ડ્રામ ૨
ક્લોરોફોર્મ .............. મીનીમ ૧૨
સીરપ .................. આઉંસ ૧
પાણી .................. આઉંસ ૫

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, મોટી ઉંમરનાં બિમારે, દર ત્રણ કલાકે પીવું. બચ્ચાંને બે ચમચી ભરી, દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજો ૨ જા.**—"સોડાવૉટર"માં બરફ નાખીને પીવો, પીપડીઉપર રાઇ મુકવી, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, એકેકું પડીકું દર ચાર કલાકે બરફનાં પાણીસાથે પીવું.

| | |
|---|---|
| કેલોમેલ.................... | ગ્રેન ૪ |
| કારબૉનેટ આવ મેગનીશીયા ........ | ગ્રેન ૨૦ |
| સબનાઇટ્રેટ આવ બીસમથ ......... | ગ્રેન ૪૦ થી ૬૦ |

અથવા "વાઇન આવ ઇપીકાકયુઆના" ૧ મીનીમ અરધી ચમચી પાણીમાં લેઇને દહાડામાં ત્રણ વખત પાવું.

જયાંસુધી ઉલટી થવાની નીશાની જણાય, ત્યાંસુધી ખોરાક પણ ઘણોજ હલકો તથા થોડો લેવો, જેવોકે ૧ ચમચો કાંજી અથવા દુધ, દર એકથી બે કલાકે લેવું.

**ઈલાજ ૩ જો.**—અગરજો ઝાડો પણ થતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, મોટી ઉંમરનાં બિમારે, દર ત્રણ કલાકે પીવી. બચ્ચાંને ૧ થી ૨ ચમચી ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સૉલ્યુશન આવ નાઇટ્રેટ આવ બીસમથ એન્ડ એમોનીયા... | ડ્રામ | ૨ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ ............. | મીનીમ | ૧૦ |
| બાઇ કારબૉનેટ આવ સોડા ................ | ગ્રેન | ૪૦ |
| લૉડેનમ............................. | મીનીમ | ૪૦ |
| સીનેમાન વૉટર ......................... | આઉંસ | ૪ |

**ઈલાજ ૪ થો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, મોટી ઉંમરનાં બિમારે, દર ચાર કલાકે પીવી. બચ્ચાંને એક ચમચી ભરી, દર ચાર કલાકે પાવી.

| | |
|---|---|
| ઑક્ઝેલેટ આવ સીરીયમ ........... | ગ્રેન ૧૨ |
| સીરપ આવ ગેઝાઝ............... | આઉંસ ૧ |
| પાણી .................... | આઉંસ ૪ |

**ચેતવણી.—આ દવા ઝેરીછે, માંટે બેથી ત્રણ દહાડાસુધી તપાસી જોવી, અને જો કાંઈ ગુણ નહી જણાય, તો તે બંધ કરવી.**

**ઈલાજ ૫ મો.**—૧ ગ્લાસ "શેરીવાઇન," તથા ૧ ચમચી "કેલસાઇન્ડ મેગનીશીયા," આ બંધેને મેળવીને તે પીવું, તથા થોડું લીંબુનું શરબત, દહાડામાં બેથી ત્રણ વાર પીવું. અથવા ાા ડ્રામ "સેકેરેટેડ સૉલ્યુશન આવ લાઇમ," લીકરગ્લાસ પાંણીમાં પીવું, અને તે દહાડામાં ત્રણ વખત ચાલુ રાખવું.

**ઈલાજો ૬ ઠા.**—અગરજો અજીર્ણ થવાથી અથવા નઠારી વસ્તુ ખાધાથી ઉલટી થાય, તો તે બંધ કરવી નહીં, કારણકે એવાં કારણોનેલીધે ઉલટી થવાથી બિમારને ગુણ થાયછે. માંટે ગરમ પાણી, ૨૦ ગ્રેન "ઇપીકાક્યુઆના પાઉડર," ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," ૧ થી ૨ ચમચી રાઇ, અથવા ૧ ચમચો નિમક, આ પાંચમાંથી ગમેતે એક દવા ખાધામાં અથવા પીધામાં લઇને વધારે ઉલટી આવે એમ કરવું.

**ઈલાજો ૭ માં.**—અગરજો હોજરીમાં ખટાસ થવાથી ઉલટી થાય, અને તેથી બિમારની છાતીમાં દાહ તથા અગન બળે, અને છાતીમાં ઉછાળો થાય, તો લીકરગ્લાસ ભરી ચુનાનું પાણી, "સોડાવૉટર"સાથે ભેળીને, દહાડામાં ત્રણ વાર, થોડા દહાડાસુધી ચાલુ પીવું તથા ખોરાકમાં માત્ર દુધ લેવું, તથા "સીડલીટઝ પાઉડર"નો જુલાબ અઠવાડીયાંમાં એકથી બે વાર લેવો, અથવા "બીસમઠ"ની ટાંકણીઓ ચુસવી, અને ૨૦ ગ્રેન "કેલસાઈન્ડ મેગનીશીયા"ને, કોલમની કાતરીનાં ઉકાળાસાથે મેળવીને, દહાડામાં ત્રણ વાર પીવું.

**ઈલાજ ૮ મો.**—અગરજો કોઇ વેળા ઉલટીસાથે મોંહ પણ વાસ મારતું હોય, તો ૧ ચમચી હાડકાંનાં કોયલાનો ભુકો ખાણું ખાધાપછી પાણી સાથે ફાકવો.

**ઈલાજો ૯ માં.**—અગરજો કોઇપણ કારણથી નબળાઇ થઇ હોય, અને તેથી હોજરી નબળી પડી જઇ વારંવાર ઉલટી થયા કરે, તો હોજરીને શકિત આવવામાંટે ૧ ચમચો "બ્રાંડી," પાણીસાથે ભેળીને ખાણું ખાતી વેળા પીવો, અથવા "પેપસીન વાઇન" પીવો, અને દવા તરીકે ૬ આઉંસ "ડીકૉકશન આવ સીન્કોના" અથવા "ઇનફ્યુઝન આવ કેલમબા," તથા ૪૦ મીનીમ "ડાઇલ્યુટેડ સલફયુરીક આસીડ," અથવા ૪૦ મીનીમ "ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ." આ બંધેને મેળવીને, દહાડામાં ચાર વાર થોડા દહાડાસુધી ચાલુ પીવું.

**ઈલાજો ૧૦ માં.**—ગર્ભવંતી સ્ત્રીને કોઇ વેળા ઘણી સખત રીતે ઉલટી થયા કરેછે, અને ખાધેલી કશી પણ વસ્તુ પેટમાં ટકી શકતી નથી. એવી વેળા પીપડીઉપર રાઇ મુકવી, બરફ ચુસવું, તથા દુધમાં ચુનાનું પાણી મેળવીને પીવું, અને નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે તેમાં બરફ નાખીને પીવી.

| | | |
|---|---|---|
| બાઇ કારબૉનેટ આવ સોડા........ | ગ્રેન | ૬૦ |
| ટારટરેટેડ સોડા................ | ડ્રામ | ૪ |
| ટારટરીક આસીડ .............. | ગ્રેન | ૫૦ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાયેનીક આસીડ.... | મીનીમ | ૧૦ થી ૨૦ |
| સીરપ આવ રોઝીઝ............. | આઉંસ | ૧ |
| પાણી .................... | આઉંસ | ૪ |

**ઈલાજો ૧૧ માં.**—અગરજો ઉપર જણાવેલા **ઈલાજો ૧૦ માં**થી ઉલટી નરમ નહીંજ પડે, તો ૧ ભાગ "કલોરોફૉર્મ," તથા ૩ ભાગ "લૉડેનમ," આ બંધેને મેળવીને તેમાં કપડાંનો કટકો બોળી તે પીપડીઉપર મુકવો, અને તેઉપર "ઑઇલ સીલ્ક" બાંધવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચાર વાર પીવી. અને તે બેથી ત્રણ દહાડા-સુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| ઑક્ઝેલેટ આવ સીરીયમ ....... | ગ્રેન | ૧૨ થી ૨૦ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાયેનીક આસીડ .. | મીનીમ | ૧૦ |
| સીરપ આવ રોઝીઝ........... | આઉંસ | ૧ |
| પાણી .................... | આઉંસ | ૩ |

ગર્ભવંતી સ્ત્રીને આ ઈલાજથી ઘણી વેળા અતિશય ગુણ થાયછે, અને ઉલટી બિલકુલ બંધ થઈ જાયછે, પણ કદાપી જો તેથી બંધ નહીંજ થાય, તો ૦ાા થી ૧ ડ્રામ "હાઈડ્રેટ આવ કલોરલ," ૨ આઉન્સ પાણીમાં ડોહવીને, પિચકારીવડે સવારસાંઝ સફરામાં દાખલ કરવું.

**ઈલાજો ૧૨ માં.**—અગરજો ચમક થવાથી, અથવા ગોળીમાં આંતરડું ઉતરી પડવાથી રાતદહાડો ઘણી ઉલટી થતી હોય, તો **ઈલાજો ૧૧ માં**બે જણાવેલી પિચકારીવાળી દવાથી ઘણો ગુણ થાયછે, અને આંતરડું પણ પાછું ઉપર ચઢેછે, અથવા જે બિમારની ગોળીમાં આંતરડું ઉતરી પડયું હોય, તેને વીસ મીનીટ સુધી ગરમ પાણીનાં વાસણમાં બેસાડવું, અને ત્યારપછી ૨ ગ્રેન "મ્યુરેટ આવ મૉરફીયા," તથા ૧ ડ્રામ પાણી, આ બંનેને મેળવીને. તેમાંથી ૫ મીનીમજેટલું લેઈ પિચકારીવડે પીડુનાં જે પોકળ ભાગમાંથી આંતરડું ઉતર્યું હોય તેનીપાસેની ચામડીમાં દાખલ કરવું, અને ત્યારપછી ગોળો ઉપર ચઢાવવાનો યત્ન કરવો, કે જેથી આંતરડું તરત પાછું ચઢશે, અને ઉલટી પણ નરમ પડશે.

**ચેતવણી.—આ ઈલાજ ડાકટરની મદદથી કરવો સારોછે.**

**ઈલાજો ૧૩ માં.**—અગરજો નઠારી જાતનો તાવ આવવાથી ઉલટી થતી હોય, અને માથાંમાં રાતદહાડો જોરમાં ઠોસો મારતો હોય. તો પેટઉપર રાઈ મુકવી, અથવા "કલોરોફૉર્મ" અને "લૉડેનમ," આ બંધને મેળવીને તે મુકવું, અથવા "બેલેડોના પ્લાસ્ટર" પીપડીઉપર મુકવું, તથા *"ગટાપરચા"ની કોથલીમાં બરફ ભરીને તે માથાંઉપર, અથવા બરડાનાં કાંઠાઉપર ફેરવવી. તથા ગરમ પાણીમાં રાઈ નાખીને તેમાં પગો બોળવા.

**ઈલાજો ૧૪ માં.**—અગરજો શરીરમાં તાવ ઘણો હોય, તથા ચામડી સુક્કી અને ખડબચડી રેહે, અને ઉલટી થાય. તો જ્યાંસુધી એમ થાય ત્યાંસુધી થોડું દુધ તથા બરફશિવાય બીજું કશું પણ ખાધાપીધામાં લેવું નહીં. વળી તે પણ થોડુંથોડું વારંવાર લેવું. પીવાની દવાતરીકે નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી. દર ચાર કલાકે. દહાડામાં ચાર વાર પીવી.

| | | |
|---|---|---|
| બ્રોમાઈડ આવ પૉટાશીયમ .......... | ડ્રામ | ૨ |
| બાઈ કારબૉનેટ આવ પૉટાશ .......... | ડ્રામ | ૧ાા |
| સાઈટ્રીક આસીડ.................. | ડ્રામ | ૧ |
| ડાઈલ્યુટેડ હાઈડ્રોસાએનીક આસીડ ...... | મીનીમ | ૩૦ |
| સીરપ આવ રોઝીઝ................ | આઉંસ | ૨ |
| પાણી ...................... | આઉંસ | ૪ |

અથવા ૩ મીનીમ "કલોરોફૉર્મ." પાણીમાં મેળવીને, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજો ૧૫ માં.**—અગરજો માથાંમાં ઠોસો ઘણો જોરમાં મારતો હોય, તો માથાંઉપરથી બાલ કહડાવીને તેઉપર "બ્લીસ્ટર" મુકવું, અથવા "કલોરોફૉર્મ"

* "આઈસ બેગ" (Ice bag).

માં કપડાંનો કટકો ભિંજવીને તે મુકવો, અને રાત્રે સુતી વેળા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પીવી.

| | |
|---|---|
| બ્રોમાઈડ આવ પૉટાશીયમ. ગ્રેન ૨૦ થી ૩૦ | સીરપ.............. ચમચો ૧ |
| હાઈડ્રેટ આવ ક્લોરલ .. ગ્રેન ૧૫ | પાણી.............. આઉંસ ૧॥ |

તાવ નરમ પડે, ચામડી પોચી અને ભિની લાગે, તથા ઉલટી બંધ થાય, કે "સલફેટ આવ કુઇનીયા" પીવાને ભુલવું નહીં. "સલફેટ આવ કુઇનીયા"ને-માટે નીચે જણાવેલી મેળવણી સારી છે, કારણકે તે બનાવીને પીધાથી "સલફેટ આવ કુઇનીયા"નો પુરતો વજન પેટમાં જાયછે, માટે તે બનાવીને જયારે તાવ નહીં હોય, ત્યારે ૫ ડ્રામજેટલું દર ત્રણ કલાકે પીવું.

| | |
|---|---|
| સલફેટ આવ કુઇનીયા.... ગ્રેન ૧૫ | સાઈટ્રીક આસીડ...... ડ્રામ ૧ |
| બ્રોમાઈડ આવ પૉટાશીયમ.. ડ્રામ ૧ | સીરપ આવ જેઝીઝ.... આઉંસ ૨ |

અગરજો માથાંનો હોસો થોડોઘણો ચાલુજ રેહે, તો ૪ થી ૮ ડ્રામ "સલફ્યુરીક ઇઠર," તથા ૧ આઉંસ "કેમફર વૉટર," આ બંધેને મેળવીને તેમાં કપડાંનો કટકો બોળીને તે માથાંઉપર મુકવો.

**ઈલાજ ૧૬ મો.**—અગરજો જીભઉપર ઉજળો થરો બંધાયો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની બે ગોળીઓ બનાવીને તે ગળવી, અને ખોરાકમાં માત્ર સેરવો લેવો, અને જો અગત્ય પડે, તો "બ્રાંડી" અથવા "વાઇન" પીવો.

| | |
|---|---|
| બ્લુ પીલ........................ | ગ્રેન ૫ |
| એક્સટ્રેક્ટ આવ ડેનડીલીયન.......... | ગ્રેન ૫ |
| બાઈ કારબૉનેટ આવ સોડા .......... | ગ્રેન ૫ |

**ઈલાજો ૧૭ માં.**—અગરજો ઉલટી થતી હોય, અને તેજ વેળા હોજરીમાં આંકરાં આવતાં હોય એવીરીતે અતિશય દુખાવો થતો હોય, તો તજ, સુંઠ, ઉજળાં મરી, તથા ફુદનો, આ ચારે વસાણાંનો ઉકાળો કરીને પીવો, તથા પ્રથમ પીપડીઉપર ૧૦ મીનીટસુધી બરફ મુકી રાખીને, તે કાહાડી લેઇ, તે જગ્યાઉપર રાઇની મોટી આગળી બનાવીને મુકવી, પણ જો હોજરીનાં એવા દુખાવાસાથે છાતીનું કાંઇ દરદ હોય, અને ખાંસી આવતી હોય, તો ઉપર જણાવ્યાપ્રમાણે પીપડીઉપર બરફ મુકવું નહી, પણ તેનેબદલે "ઇઠર," "બ્રાંડી," અથવા "કોલોનવૉટર" પીપડીઉપર ચોપડવું.

અગરજો હોજરીમાં ચાઠું પડવાથી ઉલટી થતી હોય, તો તેની નીશાની નીચે જણાવ્યાપ્રમાણે હોયછે.

**નીશાની.**—બિમારને પીપડીની હાડકીઆગળ અકળવિકલ, અથવા ધીમો દુખાવો રાતદહાડો થયા કરેછે, અને કાંઇપણ ખોરાક ખાધાથી તેમાં વધારો થાયછે, બરડાનાં કાંઠાની અધવચમાં, તથા પીપડીનીનિચ્ચે પેટમાં ચાલુ અગન બળ્યા કરેછે, કોઇ વેળા ખાટા ઓડકાર આવેછે, અને ઉછાળો થઇને ઉલટી આવેછે,

ઉલટીનીસાથે કાળું લોહી પડેછે, બિમાર દહાડેદહાડે ગળાતો જાયછે, કોઇ કોઇ વેળા તેનો જીવ ફરી આવેછે, અને શરીર થંડું થઇ જાયછે. અગરજો ચાઠાંઉપર રૂઝ નહીં આવતાં હોજરીમાં આરપાર છિદ્ર પડેછે, તો લોહી ઓકીને અથવા ખાધેલો ખોરાક ઉલટી કરીને બિમાર તત્કાળ મરણ પામેછે. તોયપણ હોજરીમાંનું ચાઠું ઘણી વેળા સાજું થઇ શકેછે. એવી વેળા નીચે જણાવેલા ઈલાજો કરવા.

**ઈલાજ ૧૮ મો.**—અગરજો હોજરીમાં ચાઠું પડવાથી ઉલટી થતી હોય, તો પ્રથમ ચાઠું રૂઝાય એમ કરવું, અને પીપડીઉપર રાઇ મુકવી, તથા "ઑઇલ આવ ટરપીનટાઇન" લગાડીને તેઉપર ગરમ સેક કરવો.

**ઈલાજો ૧૯ માં.**—અગરજો ઉલટી જોરમાં થતી હોય, અને બિમાર લોહી ઓકતો હોય, તો બરફસાથે નિમક ભેળીને તે પીપડીઉપર મુકવું, અને નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સબનાઇટ્રેટ આવ બીસ્મથ. | ગ્રેન | ૬૦ | ગમ એકેશીયા........ | ગ્રેન | ૬૦ |
| ટીંક્ચર આવ કાઇનો .. | ડ્રામ | ૨ | પાણી ............ | આઉંસ | ૬ |
| લૉડેનમ .......... | મીનીમ | ૪૦ | | | |

અથવા ૦।। ડ્રામ "લીકવીડ એકસટ્રેકટ આવ અરગટ," તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૨૦ મો.**—અગરજો ઉલટીસાથે ઉછાળો ઘણો થતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ચાર વાર પીવો. આ દવા થોડા દહાડાસુધી ચાલુ પીવી, અને થોડા દહાડા વિત્યાકેડે તેમાંથી "ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ"નામની દવા કાહાડી નાખીને, તે પાછી પીવી ચાલુ કરવી.

| | | |
|---|---|---|
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ ...... | ગ્રેન | ૮ |
| બાઇ કારબૉનેટ આવ પૉટાશ ...... | ગ્રેન | ૬૦ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ .. | મીનીમ | ૮ |
| ઈનિફ્યુઝન આવ કેલમબા.......... | આઉંસ | ૬ |

**ઈલાજો ૨૧ માં.**—અગરજો પીપડીઆગળ હોજરીમાં થોડોઘણો દુખાવો પણ થતો હોય, તો ૧૦ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ," તથા ૧ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા," આ બંધેને મેળવીને, દહાડામાં ત્રણ વાર પીવું, અથવા ૧ ચમચી "કેમીકલ ફુડ," પાણીમાં ભેળીને સવારસાંઝ પીવું.

અગરજો ઝાડો કબજ રેહેતો હોય, તો સાબુનાં પાણીની પિચકારી સફરામાં મારવી, અથવા ૧ ચમચો એરંડીઉં તેલ પીવું.

અગરજો ખોરાક લેવામાં ઘણી સંભાળ રાખી નહીં હોય, તો ઉપલી દવાઓથી કશો ગુણ થતો નથી, એટલામાંટે બિમારે પ્રથમથીજ ખોરાકતરીકે માત્ર કાંજી અને દુધ લેવું, અને તે પણ થોડુંથોડું અને વારંવાર લેવું, અથવા દુધમાં ચુનાનું પાણી ભેળીને પીવું. પણ જો આ કશું પેટમાં ટકી શકતું નહીં હોય, તો થોડા દહાડાસુધી દુધ, કાંજી, સેરવો, ઇત્યાદિજેવો ખોરાક પીવાનેબદલે પિચકારીવડે

આડાનેમાર્ગે શરીરમાં દાખલ કરવો, અને જરાપણ ખોરાક મોંહવાટે લેઈને હોજરીને અડચણ કરવી નહીં, અને ત્યારપછી જેમજેમ ઉલટી ઓછી થતી જાય, તેમતેમ પચી શકેએવો ખોરાક લેવો. જેવોકે સેરવો, દુધ, "પુડીંગ," માછલી, ઇત્યાદિ. એવા બિમારે ચા, કાફી, દારૂ, મિઠાઇ, તરકારી, સાકર, મેવો, ઇત્યાદિ લાંબો વખતસુધી લેવું નહીં, ઘણી થાક ચઢેએવી મેહેનત, અથવા ધંધો કરવો નહીં, પેટઉપર હંમેશાં "ફલાનેલ"નું કપડું બાંધેલું રાખવું.

ઉલટી બંધ કરવામાંટે બિમારે એક બાબદ ધ્યાંનમાં રાખવી, તે એકે તેણે કોઇપણ કારણથી ઉલટી આવતી હોય, તે વેળા ઉડઐસ કરવી નહીં, પણ સુઇ રેહેવું, અને જો ડાકટરની અગત્ય જણાય, તો તે આવેતેટલાં નીચે જણાવેલી દવાઓ મેળવીને તે જેવી ઉભરાવા માંડે, કે તરત પી જવી. અને જો અગત્ય જણાય, તો દર બેથી ત્રણ કલાકે, એકથી બે વાર ફરીથી પીવી.

| | |
|---|---|
| બાઇ કારબૉનેટ આવ સોડા. ડ્રામ ૧ | તાજાં લીંબુનો રસ .... ચમચો ૧ |
| પેપરમીન્ટ વૉટર .... . આઉંસ ૧ | સાકર ............ થોડી. |

---

# પેટમાં વા પકડીને તેનું ચઢી આવવું.

**સબબ.**—હોજરી નબળી પડી જવાથી ખોરાક સારીપઠે પચી શકતો નથી, અને તેથી પેટમાંહેલી ગરમીથી ખટાસ થઇને વા પકડેછે. એથી ખટાસવાળી વસ્તુઓ હોજરીમાંથી ઉપર ચઢેછે, જેથી ઘણી વેળા છાતીમાં સખત દાહ બળેછે, અને જીવ અતિશય બેચેન રેહેછે.

**ઈલાજો.**—જે માણસને આપ્રમાણે હંમેશાં થયા કરતું હોય, તેને પોતાનો ખોરાક એકદમ બદલી નાખવો. મુખ્યકરીને ગોસનો ખોરાક, ભુંજેલી માછલી, દુધ, વગેરે ખોરાકમાં લેવું, કારણકે તે બીજા ખોરાકકરતાં વધારે સેહેલથી પચી શકેછે. ગરમ ચા અથવા કાફી પીવી નહીં. પેટ ઠસ થાયએટલું ખાવું નહીં, પણ થોડુંજ ખાવું. તરકારી, મિઠાઇ, સાકર, વગેરે બિલકુલ ખાવું નહીં. અગરજો ચા અથવા કાફી પીવાનો ઘણો શોખ હોય, તો તે મિઠાસવગરની દહાડામાં માત્ર એક વખત થંડી પાડીને પીવી. ફરવાહરવાની ટેવ રાખવી. "બીર," "પોરટર," "વાઇન," "ચમપીન," "જીન," મોવરૂં, વગેરે પીવું નહીં, પણ ૧ ચમચો ઉંચો "બ્રાંડી" ખાણું ખાતી વેળા પીવો. ગમેતો થોડી સુંઠ, પિપળ, તજ, ઉજળાં મરી, કોલમ, અને જાવંત્રી, આ સઘળાંને ખોખરૂં કરીને ખખલતાં પાણીમાં નાખવું, અને તે થંડું પડે કે તે ખાણું ખાતી વેળા પીવું.

અગરજો દાહ ઘણી બળતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | |
|---|---|
| કારબૉનેટ આવ સોડા ...... ડ્રામ ૧ | એકસટ્રેકટ આવ કેમોમાઇલ. ગ્રેન ૨૪ |
| ટીંક્ચર આવ જીન્જર ...... ડ્રામ ૩ | પાણી ............... આઉંસ ૬ |

ગમેતો ૧ લીકરગ્લાસ ભરી ચુનાનું પાણી પીવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની સાઠ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દહાડામાં ત્રણ વાર, ખાણું ખાધાપછી પાણીસાથે ગળવી. આ ગોળીઓથી ખાણું હજમ થશે, તથા ઝાડો પણ દરરોજ એકેકો અને સાફ આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| હિંગ.............. | ડ્રામ | ૨ | સુંઠનો ભુકો.......... | ડ્રામ | ૧ |
| એળીઆનો ભુકો ...... | ડ્રામ | ૧ | એક્સટ્રેક્ટ આવ કેમોમાઇલ. | ગ્રેન | ૯૦ |
| કાળાં મરીનો ભુકો...... | ગ્રેન | ૩૦ | | | |

અગરજો ઝાડો ઉજળા રંગનો તથા ઘણો આવતો હોય, તો થોડા દહાડાસુધી દરરાત્રે ૩ ગ્રેન "બ્લુ પીલ," તથા ૫ ગ્રેન "એરોમેટીક પાઉડર આવ ચૉક," આ બંધેને મેળવીને, તેની બે ગોળીઓ બનાવી તે પાણીસાથે ગળવી, અને દર બે દહાડે સવારનાં "સીડલીટઝ પાઉડર,"નો હલકો જુલાબ લેવો, અને થોડા દહાડાપછી જો ઝાડાનો રંગ પિળો થાય, તો તે બંધ કરવું. ગમેતો ૩ થી ૬ ગ્રેન "પેપસીન," ખાણું ખાધાપછી પાણીમાં મેળવીને પીવું, અથવા ૧ ચમચી "પેનક્રીએટીક ઇમલઝન"ને, ૨ આઉંસ "ઇનફ્યુઝન આવ કેમોમાઇલ"માં અથવા ૧॥ આઉંસ "ઇનફ્યુઝન આવ કેલમબા"માં ભેળીને પીવું.

અગરજો મોહોડું વાસ મારતું હોય, તો કોયલાની ટાંકણીઓ ખાણું ખાધાપછી મોહોડાંમાં રાખી મુકવી, અથવા ૨૦ થી ૪૦ ગ્રેન જાનવરનાં બાળેલાં હાડકાંનાં કોયલાનો ભુકો ફાકવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| ઇનફ્યુઝન આવ કુએશીઆ........ | આઉંસ | ૩ |
| કમપાઉંડ ટીંકચર આવ કારડેમમ્સ .. | ડ્રામ | ૨ |
| ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ, અથવા એરોમેટીક સલફ્યુરીક આસીડ.... | મીનીમ | ૪૦ |
| કમપાઉંડ ઇનફ્યુઝન આવ જેનશીયન.. | આઉંસ | ૩ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવાથી પેટમાંનો વા છુટો પડશે, અને દુખતું હશે, તો તે પણ બંધ થશે.

| | | |
|---|---|---|
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા .. | ડ્રામ | ૨ |
| ટીંકચર આવ હેનબેન............ | ડ્રામ | ૨ |
| અથવા ટીંકચર આવ બેલેડોના............ | ડ્રામ | ૧ |
| ટીંકચર આવ એસેફીટીડા.......... | ડ્રામ | ૨ |
| ડીલ વૉટર .................. | આઉંસ | ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની બાર ગોળીઓ બનાવી, એકેકી ગોળી, દહાડામાં ત્રણ વાર ગળવી.

| | | |
|---|---|---|
| ઑકસાઇડ આવ સીલવર .......... | ગ્રેન | ૯ |
| ઇપીકાક્યુઆના પાઉડર ............ | ગ્રેન | ૬ |
| એક્સટ્રેક્ટ આવ હેનબેન .......... | ગ્રેન | ૩૦ |

અગરજો ઉછાળો ઘણો થતો હોય, તથા માથું પણ દુખતું હોય, તો ૧૦ ગ્રેન "કારબૉનેટ આવ એમોનીયા"ને, ૧ ચમચા લીંબુનાં રસમાં ભેળીને તે પાણીમાં નાખીને પીવું, અથવા ૧૫ થી ૨૦ ટીપાં "સલફ્યુરસ આસીડ"ને, "ઇનફ્યુઝન આવ ઑરેન્જ પીલ"માં ભેળીને, દહાડામાં ત્રણ વાર પીવું.

અગરજો બચ્ચાંને પેટમાં વા પકડે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૨ ચમચી ભરી પાવી.

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ મેગનીશીયા ...... | ગ્રેન | ૧૦ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા .. | મીનીમ | ૧૦ થી ૨૦ |
| ડીલ વૉટર .................. | આઉંસ | ૧ |

અગરજો પેટમાં દુખે, ઉલટી આવે, ગોસ મુદલ ખાવા ગમે નહીં, ખાણું ખાધાપછી પેટમાં દુખ્યા કરે, માથું દુખે, દાહ બળે, તો ૧ ટીપું "ફાઉલર્સ સૉલ્યુશન," તથા ૧।। આઉંસ "ઇનફ્યુઝન આવ કેલમબા," આ બંધેને મેળવીને, દહાડામાં ત્રણ વાર પીવું. ઘણીવાર જ્યારે બીજી કોઇપણ દવાથી ગુણ થતો નથી, ત્યારે આ દવાથી અતિઘણો થાયછે.

---

# જલંદર.

(ડ્રૉપસી=Dropsy.)

**સબબ.**—ચામડીનીનિચ્ચે, અથવા શરીરમાંહેનાં અગત્યનાં અવયવો, જે ચિકટ પડોથી ઢંકાયલાં હોયછે. તેઓમાં દરદ પેદા થવાથી અથવા તેઓમાં ઘણું પાણી એકઠું થવાથી હાથ, પગ, છાતી, પેટ, ઇત્યાદિ સુજી આવેછે.

**નીશાની.**—અગરજો છાતીમાં પાણી એકઠું થાયછે, તો છાતીમાં દુખાવો થાયછે, અને છાતીનાં જે ભાગઉપર પાણી એકઠું થાયછે, તે ભાગ પાંસરી-આગળથી સુજેલો જણાયછે, શ્વાસ ઘણી કષ્ટીથી ચાલેછે, પિસાબ થોડી થાયછે, તરસ ઘણી લાગેછે, અને ચામડી સુક્કી રેહેછે.

અગરજો ગુરદાનાં દરદથી પાણી પેટમાં એકઠું થાયછે, તો પિસાબ ઘણી થોડી થાયછે, અને તેમાં "એલબ્યુમેન"નામની વસ્તુ જાયછે, જે આપ્રમાણે તપાસ્યાથી જણાયછે. અગરજો થોડી પિસાબને એક કાચની નળીમાં ભરીને ગરમી લગાડી હોય, અને પછી તેમાં થોડાં ટીપાં "નાઇટ્રીક આસીડ"નાં નાખ્યાં હોય, તો "એલબ્યુમેન" ઇંડાંની સફેદીનીપઠે બંધાઇ જઇને કાચની નળીમાં નિચ્ચે થરી ગયેલું જણાશે. ગુરદાની જગ્યાઆગળ જરા દાબવાથી ત્યાં દુખાયછે. કેટલાક નઠારી જાતનાં તાવો લાગુ પડવાથી, ફેફસાનાં, દિલનાં, અથવા ગુરદાનાં દરદોથી, તથા કોઇવેળા માત્ર નબળાઇ થવાથી પણ એવીરીતે રોગિષ્ટ પાણી એકઠું થાયછે.

**ઈલાજો.**—અગરજો કોઈ નઠારી જાતનાં તાવથી નબળાઈ થઈ હોય, અને તેનેલીધે હાથેપગે સોજા આવ્યા હોય, તો શક્તિની દવા ઘણાં દહાડાસુધી ચાલુ રાખવી, જેવીકે

| | | | |
|---|---|---|---|
| ટીંક્ચર આવ સ્ટીલ ........ | ડ્રામ ૧ | ડાઈલ્યુટેડ સલફ્યુરીક આસીડ. | મીનીમ ૨૦ |
| સલફેટ આવ ક્વીનીઆ...... | ગ્રેન ૬ | પાણી .............. | આઉંસ ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

અગરજો દિલનાં, ગુરદાનાં, કલેજાનાં, અથવા તલ્લીનાં દરદથી છાતી અથવા પેટમાં પાણી એકઠું થયું હોય, તો નીચે જણાવેલી ત્રણ બાબદનેલગતા ઈલાજો કર્યાથી એવી જાતનું પાણી ઘણીવેળા ઓછું થાયછે, એટલુંજ નહીં પણ જો શુરૂઆતમાંથીજ તે ઈલાજો કીધા હોયછે, તો ઘણીવેળા પાણી બિલકુલ જતું રહેછે, અને ત્યારે પેટ, છાતી, હાથ, અને પગો ઉપરનાં સોજા તદન ઓસરી જાયછે. આ ત્રણ બાબદો નીચે જણાવ્યાપ્રમાણેછે.—

૧ લું. ઝાડો આવવામાટે જુલાબ લેવો.
૨ જું. પિસાબ છુટેએવી દવાઓ પીવી.
૩ જું. પુશ્કળ પરશેવો છુટેએવી દવાઓ પીવી.

અગરજો પેટમાં અથવા છાતીમાં પાણી ઘણું એકઠું થયું નહીં હોય, પણ મધ્યમસર હોય, તો ૦॥ થી ૧ ડ્રામ "જેલેપ," અને ૨ થી ૪ ડ્રામ "ક્રીમ આવ ટારટર," આ બંધેને મેળવીને, દરરોજ પાણીસાથે ફાકવું, અને તે ત્રણથી ચાર દહાડાસુધી ચાલુ રાખવું, અથવા ૦॥ ડ્રામ "કેલસાઇન્ડ મેગનીશાયા," ૦॥ ડ્રામ "રૂહબાર્બ," તથા ૨ થી ૪ ડ્રામ "ક્રીમ આવ ટારટર," આ સઘળાંને મેળવીને, દરરોજ પાણીસાથે ફાકવું, અને ત્રણથી ચાર દહાડાસુધી ચાલુ રાખવું, અથવા ૧ ગ્રેન રેવનચીનાં શીરાને, થોડા ગુલકંદમાં મેળવીને, તેની એક ગોળી બનાવી તે એકથી બે દહાડાસુધી ગળવી.

અગરજો ઉપર જણાવેલી દવાઓથી ઝાડો સાફ નહીં આવે, અને પાણી ઘણું એકઠું થયાથી દરદીને શ્વાસ લેવાને ઘણી કષ્ટી પડે, તો $\frac{1}{12}$ ગ્રેન "ઇલેટીરીયમ" ની એક ઝીણી ગોળી બનાવીને તે ગળવી. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ૧૨ ગોળીઓ બનાવીને, અક્કેકી ગોળી અક્કેકા દહાડાને અંતરે, રાત્રે સુતી વેળા ગળવી, અને ઝાડા સાફ આવે કે બંધ કરવી.

| | | | |
|---|---|---|---|
| ઇલેટીરીયમ.............. | ગ્રેન ૧ | સ્કુઇલ .............. | ગ્રેન ૧૨ |
| ડીજીટેલીસ લીફનો ભુકો...... | ગ્રેન ૯ | એક્સટ્રેક્ટ આવ હાઇયોસાએમસ. | ગ્રેન ૧૫ |

**ચેતવણી.—ઉપર જણાવેલી બંધે જાતની ગોળીઓ ડાકટરની સલાહ પુછીને લેવી, કારણકે કોઈ વેળા તેથી ઝાડો એકદમ છુટી જાયછે.**

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ૧૦૦ ગોળીઓ બનાવીને, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણ વખત ગળવી.

| | | | |
|---|---|---|---|
| સ્કુઇલ .............. | ગ્રેન ૮૦ | સ્કમોની ............ | ગ્રેન ૮૦ |
| ડીજીટેલીસ લીફનો ભુકો .... | ગ્રેન ૮૦ | એક્સટ્રેક્ટ આવ જેનશીયન.. | ડ્રામ ૧॥ |

ગમેતો એજપ્રમાણે પિસાબ પુષ્કળ છુટે એવી દવા પીવી. પિસાબ લાવવામાંટે અનેક જાતની દવાઓ આપવામાં આવેછે, જેવીકે "સ્કુઇલ," "ડીજીટેલીસ," "ટરપીનટાઇન," "કેનથેરીડીસ," "જુનીપર," "ઇથર," "એસીટેટ આવ પૉટાશ," "કારબૉનેટ આવ પૉટાશ," "કૉલચીકમ," "નાઇટ્રેટ આવ પૉટાશ," ઇત્યાદિ. એજ કારણમાંટે થોડાક ઇલાજો નીચે આપ્યાછે.

**ઇલાજો.**—અગરજો દિલનાં દરદથી જલંદર થયું હોય, તો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટીંક્ચર આવ ડીજીટેલીસ.. | મીનીમ | ૪૦ | ટીંક્ચર આવ સ્કુઇલ .... | ડ્રામ | ૧ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથિર. | ડ્રામ | ૨ | ડીકૉકશન આવ બ્રુમ .... | આઉંસ | ૬ |
| નાઇટ્રેટ આવ પૉટાશ.... | ડ્રામ | ૧॥ | | | |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું, અથવા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટીંક્ચર આવ કેનથેરીડીસ .. | મીનીમ | ૪૦ | સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ .. | ડ્રામ | ૧ |
| ગમ એકેશીયા ........ | ડ્રામ | ૨ | ક્રીમ આવ ટારટર ...... | ડ્રામ | ૨ |
| ટીંક્ચર આવ હાયૉસાએમસ. | ડ્રામ | ૨ | પાણી ............. | આઉંસ | ૬ |
| સ્પીરીટ આવ જુનીપર.... | ડ્રામ | ૨ | | | |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

રાત્રે સુતી વેળા ૫ ગ્રેન "બ્લુ પીલ," અને ૧ ગ્રેન "સ્કુઇલ," આ બંધેને મેળવીને, તેની એક ગોળી બનાવી તે ગળવી.

આ દવાઓ થોડા દહાડાસુધી ચાલુ રાખ્યાથી પુષ્કળ પિસાબ છુટશે. ઘણી વેળા પારાનો મલમ ગુરદાની જગ્યાઆગળ લગાડયાથી, ખસખસનાં પોસનો "ફલાનેલ"થી ગરમ સેક કર્યાથી, "ઑઇલ આવ ટરપીનટાઇન," અથવા "ટીંક્ચર આવ સ્કુઇલ" ચોપડયાથી ઘણો ગુણ થાયછે.

અગરજો પેટમાં અથવા છાતીમાં પાંણી ઘણું એકઠું થયું હોય, જેથી દરદીનો શ્વાસ ઘણી કષ્ટીથી ચાલે, અને નબળાઇ ઘણી થઇ હોય તો, પુષ્કળ પિસાબ છુટે, તથા શક્તિ આવે, એવી દવાઓ આપવી. એ માટે નીચે જણાવેલી દવાઓ પાવી.

| | | |
|---|---|---|
| સાઇટ્રેટ આવ આયરન એન્ડ એમોનીયા.. | ગ્રેન | ૨૦ |
| ઇનફ્યુઝન આવ ડીજીટેલીસ ........ | આઉંસ | ૧ |
| ટીંક્ચર આવ નક્સ વૉમીકા ........ | મીનીમ | ૨૦ |
| પાણી.................... | આઉંસ | ૫ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી દર ત્રણ કલાકે પાવું, અથવા

| | | |
|---|---|---|
| સ્કુઇલ .................... | ગ્રેન | ૯ |
| ડીજીટેલીસ લીફનો ભુકો ............ | ગ્રેન | ૩ |
| મરક્યુરીઅલ પીલ ............... | ગ્રેન | ૧૨ |

આ સઘળાંને મેળવીને, તેની છ ગોળીઓ બનાવીને, તેમાંથી અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત ગળાવવી. અને એ ગોળી સાથે, દર વખત નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાંથી, પોણું વાઇનગ્લાસ ભરી પાવું.

| | | |
|---|---|---|
| એસીટેટ આવ પૉટાશ ............ | ડ્રામ | ૨ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથિર ........ | ડ્રામ | ૩ |
| ડીકૉકશન આવ બ્રુમ ............ | આઉંસ | ૯ |

છાતીમાં જે જગ્યાએ શ્વાસ નહીં લેવાય, અને ચસક મારે, ત્યાં "બ્લીસટર" મુકવું, અથવા સુકાં વહેતુંર મુકવાં.

અગરજો ગુરદાનાં દરદથી જલંદર થયું હોય, તો ઝાડો તથા પિસાબ લાવવાની દવાઓકરતાં પરશેવો લાવવાની દવાઓ પીવાથી વધારે ગુણ થાયછે. વળી પરશેવો લાવવાની દવાઓ, ઝાડો તથા પિસાબ લાવવાની દવાઓજેટલી અવગુણકારક નથી. પરશેવો લાવવામાંટે પણ ઘણી જાતની દવાઓ આપવામાં આવેછે, જેવીકે "સેલીસીલીક આસીડ," "ઇપીકાકયુઆના પાઉડર" અને અફીણ, "એન્ટીમની," ગરમ પાણીનો બાફ, ઇત્યાદિ. એજ કારણનેમાંટે બીજા થોડાક ઇલાજો નીચે જણાવ્યાપ્રમાણેછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સેલીસીલીક આસીડ .... | ગ્રેન | ૯૦ | સીરપ ............ | આઉંસ | ૧ |
| ટીંક્ચર આવ ઑરેન્જ .. | ડ્રામ | ૨ | પાણી ............ | આઉંસ | ૯ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, રાતદહાડો છ વાર પીવું. આ દવા પરશેવો લાવવામાંટે ઘણી અકસીરછે, અને તેટલામાંટે ત્રણથી ચાર દહાડાસુધી લાગટ પીવી જોઇએ.

પરશેવો ઘણો પડે, અને નબળાઇ થયેલી જણાય, તો તે દવા તરત બંધ કરીને, "બ્રાંડી," કાચાં ઇંડાંની દાળ, અને સાકર, આ ત્રણેને મેળવીને, દર ત્રણ કલાકે પીવું, અને એ પીધાપછી ૪ ગ્રેન "કેલોમેલ," તથા ૨ ગ્રેન અફીણ, આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી દહાડામાં ચાર વાર ગળવી, અને એજપ્રમાણે ત્રણથી ચાર દહાડાસુધી ચાલુ રાખવી.

દરદીએ ગરમ "ફલાનેલ"નાં પુરતાં લુગડાં રાતદહાડો પેહેરેલાં રાખવાં, અને ગરમ પાણીનો બાફ લેવો. દુધશિવાય બીજો કશોપણ ખોરાક નહીં લીધાથી પણ ઘણી વેળા ગુણ થાયછે. ગામડી વૈદો એવી વખતે કાચો કાંદો તથા મૂળાનાં પાંદડાંનો રસ ખાવા આપેછે.

અગરજો હાથે પગે સોજા થયા હોય, તો ગરમ પાંણીનો બાફ આપવો, પગ તથા હાથને તકયાનો ટેકો આપીને, ઉંચા રાખવા, એકસરખા દબાનથી કપડાંનો પાટો બાંધીને, અથવા "ગમ પલાસ્ટર" ની આગરી બનાવી તેની પટ્ટીઓ મુકીને, સુજેલા ભાગોને સંકોચેલા રાખવા.

અગરજો ઉપર જણાવેલા સઘળા ઈલાજોથી દરદી સાજો નહીં થાય, તો જાણવું કે દરદીનો અંત આવ્યોછે. છેલ્લા ઇલાજતરીકે ડાકટરો પેટ અથવા છાતીઉપર "નસ્તર" મારીને પાણી બાહાર કાહાડેછે, તેથી ફેર પડેછે ખરો, પણ થોડા વખ્તમાં પાણી પાછું ભરાઈને દરદીનો અંત આવેછે. તોયપણ આ છેલ્લો ઇલાજ છેલ્લી ઘડીએ કરવાની ભલામણ કર્યામાં આવેછે.

ગામઠી વૈદો નીચે જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવાની ભલામણ કરેછે.

**ઈલાજ ૧ લો.**—રેવનચીનો શીરો ડ્રામ ૦॥—એળીઓ ડ્રામ ૦॥—હરડે ડ્રામ ૧॥—સુંઠ ડ્રામ ૦॥—સાકરનો શીરો થોડો.

આ સઘળાંને મેળવીને, ૫ થી ૧૦ ગ્રેનજેટલું, જયાંસુધી ઝાડો થાય, ત્યાંસુધી દર ત્રણ કલાકે લેવું. આ દવાથી જલંદરમાં પાતળો તથા પાણીજેવો ઝાડો થાયછે. અને તેથી પેટનો અંચાવો ઘણો ઓછો થાયછે.

**ઈલાજ ૨ જો.**—જમાલગોટાનાં બીજ ગ્રેન ૮—હરડે ગ્રેન ૧૨—કાળાં મરી ગ્રેન ૫—સુંઠ ગ્રેન ૩—ગુંદરનો ભુકો ગ્રેન ૨૦.

આ સઘળાંને મેળવીને, તેની આઠ ગોળીઓ બનાવી, એકથી બે ગોળીઓ, જયાંસુધી ઝાડો સાફ આવે, ત્યાંસુધી ગળવી.

**ઈલાજ ૩ જો.**—કાળા દાણા ડ્રામ ૧॥—નિમક ડ્રામ ૧—સુંઠ ડ્રામ ૦॥.

આ સઘળાંને મેળવીને, ૩૦ થી ૪૦ ગ્રેનજેટલું, જયાંસુધી ઝાડો સાફ આવે, ત્યાંસુધી દર ત્રણ કલાકે ફાકવું.

---

## ઝાડાની કબજીઅત.

(**કૉનસ્ટીપેશન**=Constipation.)

**નીશાની.**—ઝાડો ઘણે દહાડે તથા ઘણોજ કબજ થાયછે. કોઇ વેળા દુખીને આવેછે, અને તે કડણ લાકડાંજેવો થઇ જાયછે.

**ઈલાજો ૧ લા.**—જેનો ઝાડો હંમેશાં કબજ રેહેતો હોય, અને ઘણે દહાડે આવતો હોય, તો તેવા માણસે થુલાંનું પાંઉ, છલતાંસાથનાં ભુંજેલા ચણા, "સ્ટ્રૉબેરી"ની, અથવા "રાસ્પબેરી"ની, અથવા એવીજ કાંઇ બીજી બિંઆવાળી "જેલી," વગેરે ખાધામાં લેવું. ઝાડો બંધ થાયએવી કાંઇ વસ્તુ ખાવી નહીં, જેવીકે જે આટામાં ફટકીનો ભાગ આવતો હોય તેનું પાંઉ, કેરીની ગોટલી, દાડમપાક, રંગવાળો અથવા ઝાડની છાલની મેળવણીનો નઠારી જાતનો "વાઇન," વગેરે. તરકારી અને ગોસનો ભેળેલો ખોરાક ખાવો. દારૂમાં કોઇ વેળા "પોરટર," અથવા "બીર" પીવો, પણ જો "વાઇન" પીવાનો શોખ હોય, અને બની શકતું હોય, તો ખરો "શીરાઝ વાઇન" પીવો. મેવો, જેવોકે અંજીર,

કેળાં, સંત્રા, મોસંબી, પેર, કાળી દરાખ, પપેનાસ, વગેરે લેવું. **માખણને બદલે** ગોલ અથવા મધ વાપરવું. ખાણું ખાધાપછી ચાલવાની ટેવ રાખવી, અને એક જગ્યાએ બેસી રેહેવું નહીં, તથા મુખ્ય કરીને રાત્રે ખાણું ખાધા પછી ચાલહાલ કરવાવગર તરત સુઇ જવું નહીં. ઝાડાની હાજત થાય કે નહી થાય, તોપણ દરરોજ સવારમાં ઉઠીને ઝાડે જવાની ટેવ રાખવી, અને જો ઝાડો નહી આવે, તો થોડો વખત બેસીને ઝાડો લાવવાની કોશેશ કરવી. એ પ્રમાણે નીયમસર થોડા દહાડા કરવાથી, અક્કેકો સાફ ઝાડો દરરોજ આવશે. દરરોજ ખાણું ખાધા પછી, તથા ઝાડે જતી વખતે, જરા ધીમેથી, નીચે જણાવ્યા પ્રમાણે પેટને મસળવું. જમણો હાથ પીડુની જમણી બાજુએથી ઉપર લઇ પીપડી આગળ લાવીને પીડુની ડાબી બાજુએ લાવવો, એ પ્રમાણે થોડો વખત પેટને મસળવું. એવી રીતના મસલવાની રીતીને ઇંગ્રેજીમાં "મૅસેજ" કરી કહેછે.

**ઈલાજ ૨ જો.**—અગરજો ઉપર જણાવેલા **ઈલાજો ૧ લા** કરવાછતાં જો ઝાડો કબજ રેહે તો અવારનવાર વરીઆળી છુંદીને સાબુના પાણીમાં ઉકાળવી, અને તે ઠુંડું પડે કે ગાળીને તેની પિચકારી સફરામાં મારવી. પણ આરીતે પિચકારી માર્યાથી તેમાં મુખ્યકરીને ગરમ પાણીની પિચકારી વારંવાર માર્યાથી અવગુણ થાયછે, અને ઝાડો વધારે કબજ રેહેછે, માંટે તે એકથી બે વાર માર્યાપછી બંધ કરવી, અને જો ઘણી અગત્ય જણાય, તો એકથી બે મહિને માત્ર એકવાર મારવી.

**ઈલાજો ૩ જો.**—અગરજો કોઇને પિચકારી મારવાને અડચણ હોય, અથવા સુગ લાગે, તો ૪ ભાગ ગામઠી એરંડીઉં તેલ, અને ૧ ભાગ "ટીંકચર આવ એલોઝ." "જેલેપ," અથવા "ટીંકચર આવ રૂહબાર્બ," આ બંધેને મેળવીને તે, અથવા મગરનું તેલ સવારનાં બિછાણાંઉપરથી ઉઠવાઅગાઉ પીપડીનાં ખાડાઆગળ મસળવું.

**ઈલાજ ૪ થો.**—એકથી બે કટકા સુંઠ, અથવા ૨ ડ્રામ "ડેનડીલીયન" નાં મૂળીયાંને, ૫ આઉંસ પાણીમાં ઉકાળીને તેમાં ૦॥ ડ્રામ "ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ" નાખીને તે સવારસાંઝ પીવું.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૫ મો.**— | એપસમ સૉલ્ટ................ | આઉંસ | ૦॥ |
| | નાઇટ્રેટ આવ પૉટાશ.......... | ગ્રેન | ૨૦ |
| | ઇનફ્યુઝન આવ સેના.......... | આઉંસ | ૪ |
| | પેપરમીન્ટ વૉટર ............ | આઉંસ | ૪ |

આ સઘળાંને મેળવીને, લીકર ગ્લાસ ભરી દરરોજ સવારસાંઝ પીવું.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૬ ઠો.**— | કમપાઉંડ એકસ્ટ્રેકટ આવ કૉલોસીન્ઠ.. | ગ્રેન | ૪૦ |
| | બ્લુ પીલ .................. | ગ્રેન | ૨૦ |
| | એકસ્ટ્રેકટ આવ હાઇયૉસાએમસ .... | ગ્રેન | ૧૦ |

આ સઘળાંને મેળવીને, તેની બાર ગોળીઓ કરી, બે ગોળીઓ, **રાત્રે સુતી** વેળા ગળવી.

**ઈલાજ ૭ મો.**—હાઈડ્રારજીરમ કમ ક્રીટા .......... ગ્રેન ૬
રેહબાર્બ પાઉડર ................. ડ્રામ ૦॥
ઈપીકાકયુઆના પાઉડર .......... ગ્રેન ૬
કનફેકશન આવ રોઝીઝ .......... ગ્રેન ૧૫

આ સઘળાંને મેળવીને, તેની બાર ગોળીઓ કરી, બે ગોળીઓ, રાત્રે સુતી વેળા ગળવી.

**ઈલાજ ૮ મો.**—સૉકોટ્રીન એલોઝ .............. ડ્રામ ૦॥
સૉફ્ટ સોપ .................. ડ્રામ ૦॥

આ બંધેને મેળવીને, તેની બાર ગોળીઓ કરી, બે ગોળીઓ, રાત્રે સુતી વેળા ગળવી.

**ઈલાજ ૯ મો.**—રેહબાર્બનો ભુકો ............ આઉંસ ૪
સૉકોટ્રીન એલોઝનો ભુકો ........ આઉંસ ૩
મરનો ભુકો ................ આઉંસ ૨
સૉફ્ટ સોપ ................ આઉંસ ૨॥
ઑઇલ આવ કેજુપટ.......... આઉંસ ૧

આ સઘળાંને મેળવીને તેનો પાખ કરી, તેમાંથી ૫ થી ૧૦ ગ્રેનજેટલો લઈને તેની એક ગોળી બનાવી, રાત્રે સુતી વેળા ગળવી.

**ઈલાજ ૧૦ મો.**—સૉકોટ્રીન એલોઝનો ભુકો ........ ગ્રેન ૩૫
જેલેપ .................... ગ્રેન ૨૪
કૉલોસીન્ડ પલ્પ ............. ગ્રેન ૧૨
ગેમબોજ ................ ગ્રેન ૭
હાર્ડ સોપ................ ગ્રેન ૧૨
ઑઇલ આવ કેરેવે............ ટીપાં ૨૦

આ સઘળાંને મેળવીને, તેની ચોવીસ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, રાત્રે સુતી વેળા ગળવી.

**ઈલાજ ૧૧ મો.**—એક્સટ્રેક્ટ આવ બેલેડોના ...... ગ્રેન ૨
કમપાઉંડ એક્સટ્રેક્ટ આવ કૉલોસીન્ડ. ગ્રેન ૧૫
પૉડૉફીલીન રેઝીન........... ગ્રેન ૨

આ સઘળાંને મેળવીને, તેની છ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, અવારનવાર રાત્રે ગળવી.

**ઈલાજો ૧૨ માં.**—પાણીમાં બરફ નાખીને પીવું, તથા થંડાં પાણીમાં વાદળું બોળીને શરીરની ચામડીઉપર ફેરવવું. અગરજો ઝાડાની કબજીઅત સાથે પેટમાં દુખાવો પણ થતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ૨૦ ગોળીઓ બનાવીને, અકેકી ગોળી દહાડામાં ત્રણ વખત થોડા દહાડા ગળવી.

| | | | |
|---|---|---|---|
| પૉડૉફીલીન રેઝીન ........ | ગ્રેન ૩ | જેલેપ............... | ગ્રેન ૧૦ |
| એક્સટ્રેક્ટ આવ બેલેડોના .... | ગ્રેન ૨ | એક્સટ્રેક્ટ આવ ઇન્ડીઆયન. | ડ્રામ ૧ |
| એક્સટ્રેક્ટ આવ નક્સવૉમીકા .. | ગ્રેન ૫ | ઑઇલ આવ એનીસ.... | મીનીમ ૨૦ |
| કેપસીકમ ફ્રુટ ............ | ગ્રેન ૫ | | |

અગરજો બુઢાપાને લીધે, અથવા તાવ કે કોઇ રોગને લીધે નબળાઇ થવાથી, ઝાડો સફેદ રંગનો, અને કઠણ આવે અને પેટમાં પવન થયા કરે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ૯ ગોળીઓ બનાવીને, અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત ગળવી.

| | | | |
|---|---|---|---|
| | એલોઇન ........................ | ગ્રેન | ૬ |
| | સલફેટ આવ આયરન ............ | ગ્રેન | ૩ |
| | એકસટ્રેક આવ નક્સ વૉમીકા ........ | ગ્રેન | ૨ |
| | હાર્ડ સોપ ........................ | ગ્રેન | ૮ |
| | એસેફ્રીટીડા........................ | ગ્રેન | ૨૦ |
| અથવા | પ્યુરીફાઇડ ઑકસ બાઇલ .......... | ગ્રેન | ૩૦ |
| | કમપાઉંડ પીલ આવ એસેફ્રીટીડા ...... | ગ્રેન | ૩૦ |
| | એકસટ્રેકટ આવ બારબેડોઝ એલોઝ .... | ગ્રેન | ૨૦ |
| | હાર્ડ સોપ ........................ | ગ્રેન | ૨૦ |
| | ઇપીકાકયુઆના પાઉડર ............ | ગ્રેન | ૧૦ |

આ સઘળાને મેળવીને, તેની ૩૦ ગોળીઓ કરીને, એકથી બે ગોળીઓ, ખાણું ખાધા અગાઉ લેવી.

**ઈલાજ ૧૩ મો.**—૫ ટીપાં "સૉલ્યુશન આવ સ્ટ્રીકનીયા" પાણીમાં નાખીને, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૧૪ મો.**—અગરજો બિમાર બચ્ચું હોય, તો ૧ ડ્રામ "મેના" ચામાં ડોહવીને પાવું, અથવા થોડી સુનામખી કાફીમાં ઉકાળીને તે પાવી.

**ઈલાજ ૧૫ મો.**—અગરજો બિમારને હરશ થયો હોય, તો ૨ ડ્રામ ગંધકનાં ફુલ, અને ૪ ડ્રામ "ક્રીમ આવ ટારટર," આ બંધેને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ચાર વાર મધમાં ચાટવું.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજો ૧૬ માં.**— | ક્રીમ આવ ટારટર.......... | ડ્રામ | ૪ |
| | પ્રેસીપીટેટેડ સલફર ........ | ડ્રામ | ૨ |
| | સેકરેટેડ કારબૉનેટ આવ આયરન. | ડ્રામ | ૩ |
| | કનફેકસન આવ સેના ...... | આઉંસ | ૨ |
| | મૅલ.................. | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને, તેનો પાખ કરી, તેમાંથી ૧ થી ૨ ડ્રામ ખાણું ખાધા પછી લેવો.

અથવા—"લીકવીડ એકસટ્રેંકટ આવ કૅસકેરા સેગ્રેડા," ૦॥ ડ્રામથી ૨ ડ્રામ, પાંણીમાં મેળવીને દહાડાંમાં ત્રણ વખત પીવું.—અથવા

**ઈલાજ ૧૭ મો.**—સુનામખીનો ભુકો આઉંસ ૬—જેઠીમધનો ભુકો આઉંસ ૬—વરીઆળી આઉંસ ૩—ગંધકનાં ફુલ આઉંસ ૩—સાકર આઉંસ ૧૮.

આ સઘળાંને મેળવીને તેનો પાખ કરી રાખવો અને બચ્ચાંને ૧ ચમચી જેટલો, રાત્રે સુવાડતી વેળા ચટાડવો.

**ઈલાજ ૧૮ મો.**—૧ પ્યાલાં થંડાં પાણીમાં, ૨ ચમચી નિમક ડોહલીને, દરરોજ સવારનાં પીવું. આપ્રમાણે પંદરથી વીસ દિવસોસુધી પીધાથી કબજીઅત થતી નથી, અને દરરોજ અક્કેકો સાફ ઝાડો આવ્યા કરેછે. આ ઈલાજ ઘણો સારો તથા ભરોસાદારછે.

**ઈલાજ ૧૯ મો.**—સુંઠ ગ્રેન ૧૦—કાળી દરાખ ડ્રામ ૨—સુનામખી ડ્રામ ાા થી ૧—ગરમાળો ડ્રામ ૩—માના આઉંસ ાા.

આ સઘળાંને છુંદીને તેને ચાર આઉંસ પાણીમાં ઉકાળવું, અને થંડું પડેકે ગાળી કાહાડી તેનાં બે ભાગો કરી, અક્કેકો ભાગ પીવો.

**ઈલાજ ૨૦ મો.**—નીસોતર ડ્રામ ૧—હરડે ડ્રામ ૧ાા—પનફસા ડ્રામ ાા.

આ સઘળાંને મેળવીને, ૧૦ થી ૨૦ ગ્રેનજેટલું, દર ત્રણ કલાકે ખાવું.

**ઈલાજ ૨૧ મો.**—સુનામખી આઉંસ ૧—હરડે ડ્રામ ૧—સુંઠ ડ્રામ ાા—સાકર ડ્રામ ાા.

આ સઘળાંને છુંદીને, ાા થી ૧ ડ્રામજેટલું ફાકવું.

**ઈલાજ ૨૨ મો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૩૦ થી ૪૦ ગ્રેન જેટલું, દહાડામાં બેથી ત્રણવાર ફાકવું.

કનિદરવાના ડ્રામ ાા—એળીઓ ડ્રામ ાા—એલચીદાણા ડ્રામ ાા—હરડે ડ્રામ ૨—પિપળ ડ્રામ ૧.

**ઈલાજ ૨૩ મો.**—સુનામખી નવટાંક ૧—ગુલાબનાં ફુલ નવટાંક ૧—વાણા નવટાંક ૧—બેહેડાંની છાલ નવટાંક ૧—સુકા આંમળા નવટાંક ૧—હીમજી હરડે નવટાંક ૧.

પ્રથમ હીમજી હરડેને એરંડીયાં તેલમાં તળવી. અને ત્યારપછી બાકીની દવાઓને છુંદીને તેમાં મેળવી. અને તેમાંથી ાા ચમચો ભરી, ખાંડસાથે મેળવીને, મોટી ઉંમરનાં માણસે, દરરોજ એક વાર પાણીસાથે ફાકવી. બચ્ચાંને ાા ચમચી ભરી, દહાડામાં એકવાર ફકાડવી.

**ચેતવણી.**—**જેને હંમેશાં ઝાડા કબજ રેહેતા હોય, તેને બે બાબદ અગત્ય કરીને ધ્યાનમાં રાખવી જોઈએછે.**

**૧ લી. ઉપલી જુલાબની દવાઓ વારંવાર લેવી નહીં.**

**૨ જી. જે તૈયાર દવાઓ તથા ગોળીઓ બજારમાં વેચાયછે, તે વાપરવી નહીં, કારણકે તેમાં મુખ્ય ભાગ "કેલોમેલ" દવાનો આવેછે.**

---

# અટકડી.

(હીકપ=Hiccup.)

આ રોગને સાધારણરીતે "અદગરી" અથવા "હેડકી" કરી પણ કેહેછે.

**સબબ.**—પેટમાં ખટાસ થયાથી, અપવાસ કર્યાથી, ઘણી તિખી વસ્તુ, જેવીકે જલલદ કારી, ઇત્યાદિ ખાધાથી અટકડી થાયછે.

**ઈલાજો ૧ લા.**—નાક બંધ કરીને ધીમેથી પાણી પીવું. કેટલીક વેળા અટકડી ચારપાંચ દહાડાસુધી લાગટ થયા કરેછે, અને બિમારને જરાપણ આસાએશ મળતી નથી. એવી વેળા જો બિમાર મોટી ઉંમરનું હોય, તો ૧૨ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા" તથા ૨૦ ગ્રેન "સબનાઈટ્રેટ આવ બીસમથ," આ બંધેને મેળવીને, તેનું એક પડીકું કરી તે ફાકવું, જેથી અટકડી તરત બંધ થશે. અગરજો અગત્ય જણાય, તો બે કલાક વિત્યાંપછી એવજ પડીકું ફરીથી ફાકવું.

**ઈલાજ ૨ જો.**—સલફ્યુરીક ઇથર ............ મીનીમ ૨૦
અથવા સૉલ્યુશન આવ એમોનીયા ...... મીનીમ ૫
લૉડેનમ .................. મીનીમ ૧૦

આ સઘળાંને મેળવીને, ૧ આઉંસ "કેમફર વૉટર"માં ભેળીને પીવું.

**ઈલાજ ૩ જો.**—ગળાંનીપાસેનાં બે હાડકાં, જેને હાંસડી કેહેછે, તે બંધેને ગળાંનીનિચ્ચે અંગોઠાથી થોડી મીનીટસુધી મજબુત દાબવાથી અટકડી થતી બંધ થશે.

**ઈલાજો ૪ થા.**—૨ ડ્રામ "બ્રોમાઇડ આવ પૉટાશીયમ"ને, ૬ આઉંસ પાણીમાં ભેળીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે તેમાં બરફ નાખીને પીવું, તથા વચ્ચે વચ્ચે વારંવાર "સોડાવૉટર" પીવો. "સલફ્યુરીક ઇથર"માં કપડું બોળીને તે ગરદન તથા પીપડીઉપર મુકવું, અને તે બિનુંનેબિનું રાખવું, અથવા જો *"રબર" નાં ફુક્કાવાળી "પિચકારીવડે" છાતી, પેટ, તથા ગરદનઉપર "સલફ્યુરીક ઇથર" છાંટયું હોય, તો ગમે એવી સખત અટકડી નરમ પડેછે.

**ઈલાજ ૫ મો.**—અગરજો ઉપર જણાવેલા ઇલાજોથી કશો ગુણ નહી થાય, તો ગરદનઉપર "બ્લીસ્ટર" મુકવું, તથા ૧૦ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા" દિવસે ફાકવું, અને ૨૦ થી ૩૦ ગ્રેન "હાઇડ્રેટ આવ ક્લોરલ" રાત્રે પાણીમાં ડોહળીને પીવું.

**ઈલાજ ૬ ઠો.**—૮ ગ્રેન "વેલેરીએનેટ આવ ઝીંક," તથા ૨ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ બેલેડોના," આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, જયાંસુધી અટકડી બંધ થાય, ત્યાંસુધી દર ત્રણ કલાકે ગળવી.

---

* આ જાતની "રબર"નાં ફુક્કાવાળી પિચકારીને અંગ્રેજીમાં "સ્પ્રે પ્રોડયુસર" (Spray Producer) કરી કેહેછે, અને તે હરકોઇ મોટાં જાહેર દવાખાનામાંથી વેચાતી મળેછે.

**ઈલાજ ૭ મો.**—"વીચી વૉટર" માં. ૦॥ ડ્રામ "કમપાઉંડ ટીંકચર આવ જેનશીયન" નાખીને પીવું.

**ઈલાજો ૮ મો.**—અગર જો તાવનેલીધે અરૂકડી થતી હોય, તો થોડા ગ્રેન "રૂહબાર્બ," દર બે કલાકે ફાકવો, અથવા ૧૦ ગ્રેન "કેલોમેલ"નું એક પડીકું કરીને તે પાણીસાથે ફાકવું.

**ઈલાજો ૯ મો.**—બિમારે સારીપેઠે ચાલવું, તથા ૧૦ થી ૨૦ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ." પાણીમાં ડોહવીને, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજો ૧૦ મો.**—૧ ચમચો સરકો, ૧૫ મીનીમ "ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ," ખાટાં દાડમનો રસ, ફુદનાનો રસ, અથવા લીંબુનો રસ, આ પાંચમાંથી ગમે તે એક લેઇને લીકરગ્લાસ "પેપરમીન્ટ વૉટર"માં ભેળીને તે પીવું.

| | | |
|---|---|---|
| **ઈલાજ ૧૧ મો.**—એસેફાટીડા ............... | ગ્રેન | ૨૦ |
| મૉફ્રાટ્રોન એલોઝ ............ | ગ્રેન | ૨૦ |
| હાર્ડ સોપ ................. | ગ્રેન | ૨૦ |
| ઑઇલ આવ પેપરમીન્ટ........ | મીનીમ | ૨૦ |

આ સઘળાંને મેળવીને, તેની બાર ગોળીઓ બનાવી, એકેકી ગોળી, દહાડામાં ત્રણવાર ગળવી.

**ઈલાજો ૧૨ મો.**—૨૦ ગ્રેન સુંઠનો ભુકો, તથા ૪૦ ગ્રેન ગોલ, આ બંધેને મેળવીને તે ખાવું, અથવા જો બિમાર બુઢું માણસ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટીંક્ચર આવ વેલેરીયન .. | ડ્રામ | ૨ | ટીંક્ચર આવ કેસટર . . . | ડ્રામ | ૨ |
| કેલસાઇન્ડ મેગનીસીયા .. | ગ્રેન | ૨૦ | પાણી ............ | આઉંસ | ૪ |
| એસેન્સ આવ પેપરમીન્ટ.. | ડ્રામ | ૦॥ | | | |

**ઈલાજ ૧૩ મો.**—અજમો, સુંઠ, પિપળ, ફુદનો, જીરૂ, અને હિંગ, આ સર્વે થોડુંથોડું લઇને તે પાણીમાં ઉકાળીને થોડુંથોડું પીવું.

**ઈલાજ ૧૪ મો.**—૧૨ ગ્રેન "પ્રીપેર્ડ ચૉક" તથા ૧૨ ગ્રેન "રૂહબાર્બ," આ બંધેને મેળવીને બચ્ચાંને ફકાડવું, અને "લીનીમેન્ટ આવ સોપ" પીપડીઉપર ચોપડવું, અથવા ગમેતો તેનીસાથે "ટીંકચર આવ ઓપીયમ" ભેળીને તે ચોપડવું.

---

# માથું દુખવા વિષે.

(હેડ-એક=Head-ache.)

**નીશાની તથા સબબ.**—માથું દુખવાનાં ઘણાં સબબો હોયછે, અને તે અનેક પ્રકારે દુખેછે, તેટલામાંટે તેનાં ઇલાજો પણ જુદાજુદા હોયછે. ભેજાંનાં દરદો, જેવાંકે નઠારી જાતનો તાવ આવ્યાથી, માથે લોહીનો જોસો વધારે થયાથી, ભેજાંનો વરમ થયાથી, અથવા તેમાં ઘર તથા ગુમડું થયાથી, રાંટનાં આજારથી માથાંમાંહેલું કોઇ હાડકું સળી ગયાથી, માથાંનાં હાડકાંનો એકાદ કટકો ભાંગીને છુટો પડી ગયાથી તેનું દબાણ ભેજાંઉપર થાયછે, અને તેથી વરમ થાયછે તેથી, અથવા ઘણી વેળા માથાંમાં સખ્ત વાગ્યાથી માથાંમાં ઠોંસો નિકળેછે, અને તેમાં અતિશય દુખાવો થાયછે, તથા રાતદહાડો જરાપણ નરમ પડવાવગર તે ચાલુજ રેહેછે. હાથપગ થંડા રેહેછે, શરીરમાં તાવ રેહેછે, અને દિવાનું અજવાળું તથા ઘોંગાટ મુદલ સેહેવાતો નથી, આંખો તથા મોહોડું રાતું રેહેછે. તરસ ઘણી લાગેછે, અને ઉછાળો બહુ થાયછે.

**ઈલાજો.**—અગરજો કોઇ નઠારી જાતનો તાવ આવ્યાથી ભેજાંમાં વરમ થઇને માથું દુખે, તો માથાંઉપર રાતદહાડો બરફ મુકેલું રાખવું, તથા ૭ ગ્રેન "કેલોમેલ" ફાકવાપછી ત્રણ કલાક વિત્યાકેડે "એપસમ સૉલ્ટ," સુનામખી, અને માંઉ, આ ત્રણેને મેળવીને તેનો જુલાબ લેવો, અને ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૧ દ્રામ જેટલી, દર ત્રણ કલાકે પીવી.

| | |
|---|---|
| બ્રોમાઇડ આવ સોડીયમ...... | આઉંસ ૧ |
| લીકવીડ એકસ્ટ્રેક્ટ આવ અરગટ.. | આઉંસ ૧ |
| કેમફર વૉટર............... | આઉંસ ૮ |

બિમારે તદન અંધારા ઓરડામાં રેહેવું, અને પોતાનીઆગળ ગડબડ ઘોંગાટ થવા દેવો નહીં. અગરજો ચામડી ગરમ હોય, તો ઉપલી દવામાં ૫ મીનીમ "ટીંકચર આવ એકોનાઇટ" ઉમેરીને, દર ત્રણ કલાકે પીવું. ખોરાકમાં માત્ર કાંજીશિવાય બીજુ કાંઇપણ લેવું નહીં. અગરજો તાવ ઘણો સખ્ત હોય, તો ૧૨ ગ્રેન "જેમસીસ પાઉડર," તથા ૧ દ્રામ "નાઇટ્રેટ આવ પૉટાશ," આ બંધેને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું પાણીસાથે પીવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે ગળવી.

| | | | |
|---|---|---|---|
| એકસ્ટ્રેક્ટ આવ એકોનાઇટ.. | ગ્રેન ૨ | સલ્ફેટ આવ ઝીંક...... | ગ્રેન ૮ |
| એકસ્ટ્રેક્ટ આવ ડીજીટેલીસ... | ગ્રેન ૧ | કનફેક્શન આવ રોઝીઝ .. | ગ્રેન ૨૦ |

જો દવાથી પણ જો તાવ નરમ નહીં પડે, અને જો બિમાર મજબુત બાંધાનું હોય, તો માથાંઉપરનાં બાલ કહડાવી નાખી તેઉપર એકથી બે ડજન જળો મુકવી, તથા ગરમ પાણીમાં રાઇ નાખીને તેમાં પગો બોળવા.

ઉપલા ઇલાજોથી ભેજાંનો વરમ સારો થશે, પણ જો રાંડનાં આજારથી, અથવા હરકોઇ બીજાં કારણથી વરમનીસાથે ભેજાંનાં માંસમાં કાંઇ ઇજા થઇ હોય, અથવા તેમાં કાંઇ ઘરગુંમડું થયું હોય, તો ઉપલા ઇલાજોથી તે નરમ પડતું નથી. એટલામાંટે થોડા દહાડાસુધી ઉપલા ઇલાજો અજમાવ્યાપછી વધારે વખત ખોવાવગર બિમારે ૦। ડ્રામ "આઇયોડાઇડ આવ પૉટાશીયમ," તથા ૧॥ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તે પીવું, અને તેજપ્રમાણે દર ત્રણ કલાકે, રાત-દહાડો ચાલુ રાખવું. અગરજો એથી પણ કાંઇ ગુણ નહીં જણાય, તો મોહોડું આવવાની દવાઓ તરત ચાલુ કરવી, તથા ૧૨ ગ્રેન "કેલોમેલ," અને ૧ ગ્રેન "એકસટ્રેકટ આવ ઓપીયમ," આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, એકેકી ગોળી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર ગળવી, અને જેવું એ ગોળીઓથી મોહોડું આવે, કે તરત તે બંધ કરવી. ગરમ પાણીનો બાફ લેવો, તથા જે જગ્યાએ ઘણોજ દુખાવો થતો હોય, ત્યાં "બ્લીસ્ટર" મુકવું.

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને દરદવાળા ભાગ ઉપર થોડી ચોપડવી.

| | |
|---|---|
| એકસ્ટ્રેકટ આવ બેલેડોના.. ડ્રામ ૧॥ | ગલાસીરીન ........ ડ્રામ ૪ |
| એકસ્ટ્રેકટ આવ ઓપીયમ.. ડ્રામ ૧॥ | એકસ્ટ્રેકટ આવ પૉપીઝ.. આઉંસ ૧॥ |

અગરજો શરીરની નબલાઇનેલીધે, અથવા ભેજાંને લગતું ઘણું કામ કર્યાથી ભેજાંને નબળાઇ થઇને માથું દુખતું હોય, તો તે કામ થોડું કરવું, અથવા તરતવેળા છોડી દેવું. ગરમ ચા, "એપ્પ્સ પ્રીપેર્ડ કોકો," Epps' prepared Cocoa અથવા કાફી પીવી, તથા ભેજાંને શકિત આપવામાંટે મન અથવા શરીરનેલગતી મેહેનત થોડી કરવી, થોડું બોલવું, ઘણી આસાએશ લેવી, અને ૧૦ થી ૩૦ ગ્રેન "નાઇટ્રેટ આવ પૉટાશ," અથવા ૧૦ થી ૩૦ ગ્રેન "કલોરાઇડ આવ એમોનીયમ" ને, ૧॥ આઉંસ "ઇનફ્યુઝન આવ કેમોમાઇલ"માં મેળવીને, દર કલાકે જયાંસુધી માથું દુખતું બંધ પડે, ત્યાંસુધી પીયા કરવું. આ ઇલાજ ઘણો સરસ છે. ઉપલી દવાથી માથું દુખતું નરમ પડે કે નીચે જણાવેલી દવાઓ મેળવીને, અકેકી ચમચી ભરી, ખાણું ખાધાપછી પીવી.

| | |
|---|---|
| સલફેટ આવ સ્ટ્રીકનીયા .... ગ્રેન ૧ | ટીંકચર આવ ગ્રીસ .... ડ્રામ ૬ |
| ડાઇલ્યુટેડ ફૉસફૉરીક આસીડ.. ડ્રામ ૬ | ઇનફ્યુઝન આવ કેમોમાઇલ આઉંસ ૪ |

અથવા ૩૦ મીનીમ "એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા," પાણીમાં નાખીને, ત્રણથી ચારવાર પીવું, અથવા ૧॥ ડ્રામ "ગુરાના"નાં છ પડીકાં કરી, અકેકું પડીકું, દર પંદર મીનીટે જયાંસુધી માથું દુખતું નરમ પડે, ત્યાંસુધી પાણીસાથે ફાકવું, અને માથું દુખતું નરમ થડયા પછી શકિત આવવામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ચાર કલાકે પીવી.

| | |
|---|---|
| ઇનફ્યુઝન આવ જેનશીયન ............ | આઉંસ ૩ |
| સૉલ્યુશન આવ સ્ટ્રીકનીયા ............ | મીનીમ ૧૫ |
| ડાઇલ્યુટેડ નાઇટ્રો હાઇડ્રોકલોરીક આસીડ.... | મીનીમ ૩૮ |

અગરજો ઝાડો કબજ રેહેવાથી માથું દુખે, તો ઝાડો સાફ લાવવાની દવાઓ લેવી, જેવીકે ૪૦ ગ્રેન "જેલેપ પાઉડર," તથા ૪ ગ્રેન "કેલોમેલ," આ બંધેને મેળવીને, પાણીસાથે ફાકવું. ઝાડો સાફ આવ્યાપછી ૦ાા ડ્રામ "એન્ટીમોનીયલ વાઇન," દર બે કલાકે પાણીસાથે પીવું, તથા સાબુને પાણીમાં પિગળાવીને તે પિચકારીવડે સફરામાં મારવું.

જરી નહી શકેએવી વસ્તુ ખાધાથી હોજરીમાં દુખાવો થાયછે. તથા ઘણું કરીને આંખઆગળ ઘણો દુખાવો થયા કરેછે. એવી વેળા ઉલટી આવેતેવી દવાઓ લેવી, જેવીકે ૨૦ ગ્રેન "ઇપીકાકયુઆના પાઉડર," ૪ આઉંસ ગરમ પાણીમાં મેળવીને પીવું.

અગરજો ખાટું થવાથી માથું દુખતું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને પીવી, અને જો અગત્ય જણાય, તો તેજ બીજીવાર પીવી.

| | | |
|---|---|---|
| કેલસાઇન્ડ મેગનીસીયા.............. | ગ્રેન | ૨૦ |
| વાઇન આવ કૉલચીકમ.............. | મીનીમ | ૧૦ |
| પાણી ........................ | આઉંસ | ૧ |

અગરજો ઉપલી દવાથી ફેર નહીં જણાય, તો ૫ ગ્રેન "બ્લુ પીલ" લેવી, અને તેની બીજે દહાડે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પીવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| રેહબાર્બ ...................... | ગ્રેન | ૪૦ |
| ટીંક્ચર આવ કેલમબા .............. | ડ્રામ | ૨ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોક્લોરીક આસીડ ...... | મીનીમ | ૧૦ |
| બાઇ કારબૉનેટ આવ સોડા.......... | ગ્રેન | ૪૦ |
| ડીલ વૉટર ...................... | આઉંસ | ૪ |

ઘણીવેળા આળસુ બેસી રહ્યાથી પેટમાં આંતરડાંને જોઇતી કસરત મળતી નથી, અને તેથી ઝાડાનું કબજાત થઇને માથું દુખ્યા કરેછે, એવી વેળા ઝાડો બરાબર આવે એવી દવાઓ આપ્યાથી આંતરડાં પોતાનું કામ બરાબર કરશે, અને માથું દુખતું બંધ પડશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સૉકૉટ્રાન એલોઝ.......... | ગ્રેન | ૪ | એકસટ્રેકટ આવ હેનબેન .... | ગ્રેન | ૪ |
| એકસટ્રેકટ આવ નક્સ વૉમીકા.. | ગ્રેન | ૨ | હાર્ડ સોપ.............. | ગ્રેન | ૪ |

આ સઘળાંને મેળવીને, તેની ત્રણ ગોળીઓ બનાવી, અકેકી ગોળી. દહાડામાં ત્રણવાર ગળવાથી માથું દુખતું નરમ પડશે, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ત્રણ ગોળીઓ બનાવી, દહાડામાં ત્રણવાર ગળવી.

| | | | |
|---|---|---|---|
| | સલફેટ આવ આયરન................ | ગ્રેન | ૩ |
| | એકસટ્રેકટ આવ બેલેડોના .............. | ગ્રેન | ૧ |
| | ગમ એકેશીયા ...................... | ગ્રેન | ૬ |
| અથવા | ઑક્સાઇડ આવ સીલવર .............. | ગ્રેન | ૪ |
| | કેપસીકમ ફ્રુટ ...................... | ગ્રેન | ૪ |
| | એકસટ્રેકટ આવ જેનશીયન.............. | ગ્રેન | ૨૦ |

આ સઘળાંને મેળવીને, તેની ૮ ગોળીઓ બનાવી, એક્કેકી ગોળી સવાર સાંજ ગળવી. અથવા

| | | |
|---|---|---|
| કનફેક્શન આવ રોઝીઝ | ડ્રામ | ૪ |
| એક્સટ્રેક્ટ આવ હાયોસાએમસ | ગ્રેન | ૨૦ |
| ઑક્સાઈડ આવ ઝીંક | ગ્રેન | ૨૦ |

આ સઘળાંને મેળવીને, તેની ૨૦ ગોળીઓ બનાવી, એકથી ત્રણ ગોળીઓ, દહાડામાં ત્રણ વખત ગળવી.

અગરજો માથું દુખ્વાથી આંખમાં ઠોંસો મારતો હોય, તો ૪૦ મીનીમ "ડાઈલ્યુટેડ નાઈટ્રો હાઈડ્રોક્લોરીક આસીડ," તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તે દહાડામાં ચારવાર, ખાણું ખાધાપછી પીવું.

અગરજો છાકટપણાંથી માથું દુખતું હોય, તો પેહેલાં ઉલટી આવવાની દવાઓ લેવી, જેવીકે ૨૦ ગ્રેન "ઇપીકાક્યુઆના પાઉડર," તથા ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," આ બંધેને ગરમ પાણીમાં મેળવીને પીવું, અથવા જો આ દવાઓ તરત હાજર નહીં હોય, તો નિમક અથવા દળેલી રાઈને ગરમ પાણીમાં ડોહવીને પીવી, તથા ખુબ ઉલટી થાય, અને દારૂ પાછો બાહાર ઉલટીસાથે નિકળે, કે ૦ાા ડ્રામ "રૂહબાર્બ" અને ૧૫ ગ્રેન "કેલસાઇન્ડ મેગનીશીયા," પાણીમાં મેળવીને લેવું, અને ત્યારપછી ૩ ટીપાં "નાઇટ્રાઇટ આવ એમાઇલ" રૂમાલ ઉપર છાંટીને તે સુંઘવું, અથવા નીચે જણાવેલા ઇલાજો કરવા.

| | | |
|---|---|---|
| બ્રોમાઈડ આવ પૉટાશીયમ | ગ્રેન | ૨૦ |
| હાઇડ્રેટ આવ ક્લોરલ | ગ્રેન | ૧૫ |
| પાણી | આઉંસ | ૧ાા |

આ સઘળાંને મેળવીને તે પીવું, અથવા ૧ થી ૨ ગ્રેન "મૉનોબ્રોમાઇડ આવ કેમ્ફર," પાણીસાથે ફાકવું, કે જેથી બિમારને ખુશ કેફ આવશે, અને તેથી માથું દુખતું નરમ પડશે, અથવા

| | | |
|---|---|---|
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનાયા | ડ્રામ | ૨ |
| કમપાઉંડ ટીંક્ચર આવ કેમ્ફર | ડ્રામ | ૧ાા |
| ટીંક્ચર આવ હાયોસાએમસ | ડ્રામ | ૧ાા |
| સ્પીરીટ આવ લેવેન્ડર | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને જ્યાંસુધી માથું દુખતું નરમ પડે, ત્યાંસુધી ૧ ડ્રામજેટલું, દર કલાકે પાણીસાથે ભેળીને પીવું, અને ત્યારપછી ૧ ગ્રેન "કેપસીકમ ફ્રુટ," તથા ૩ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા," આ બંધેને મેળવીને, ખાણું ખાધાનીઆગમજ લેવું, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવું.

અગરજો "રોજીન્દો, આંતરીયો, અથવા ચોથીઓ તાવ" આવ્યાથી માથું દુખતું હોય, અને ભવાંઆગળ સખ્ત ઠોંસો મારતો હોય, તો ૫ થી ૧૦ ગ્રેન

"સલફેટ આવ કુઇનીયા" જે વેળા શરીરમાં તાવ નહીં હોય, તે વેળા લેવું, અથવા નીચે જણાવેલી દવાઓ પાણીમાં મેળવીને, દહાડામાં ત્રણવાર પીવી.

| | | | |
|---|---|---|---|
| આરસેનીકલ સૉલ્યુશન.. | મીનીમ ૫ | ટીંક્ચર આવ બેલેડોના.. | મીનીમ ૧૦ |

પણ જો તાવ સખત હોય, જીભઉપર ઉજળો થરો બંધાયો હોય, તથા ઝાડો પણ કબજ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તે ફાકવી, તથા "કોલોનવૉટર"ને પાણીમાં ભેળીને તે માથાંઉપર મુકવું.

| | |
|---|---|
| કેલોમેલ ........................ | ગ્રેન ૪ |
| સૉકોટ્રીન એલોઝ .................. | ગ્રેન ૨ |
| પૉડૉફીલીન રેઝીન .................. | ગ્રેન ૦॥ થી ૧ |

અગરજો સંધિવા થયાથી માથું દુખતું હોય, તો વિજળીનાં સંચાની મદદ લેવી. તેનો એક છેડો બિમારે માથાંને લગાડવો, તથા બીજો છેડો હાથમાં પકડીને વિજળી લેવી, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| ક્રોટૉન ક્લોરલ ............... | ગ્રેન | ૨૦ |
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ .... | ગ્રેન | ૧૨ થી ૩૦ |
| ક્લોરાઇડ આવ એમોનીયમ ...... | ગ્રેન | ૪૦ થી ૬૦ |
| ઇનફ્યુઝન આવ હૉપ .......... | આઉંસ | ૮ |

અગરજો નબળો થયાથી માથું દુખતું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | |
|---|---|---|---|
| વાઇન આવ કૉલચીકમ... | મીનીમ ૪૦ | સીરપ આવ જીન્જર..... | ડ્રામ ૨ |
| બ્રોમાઇડ આવ લીઠીયમ. | ગ્રેન ૨૦ | સીનેમન વૉટર........ | આઉંસ ૪ |

અગરજો કઠણ ટાંકી થયાથી માથું દુખતું હોય, અને બિમાર મજબુત બાંધાનો હોય, તો પારાની ધુંઇ લેવી, અથવા પારાનો મલમ માથાંઉપર લગાડવો, અથવા ૫ ગ્રેન "પ્લમર્સ પીલ," તથા ૩ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ હેનબેન," આ બંધેને મેળવીને તેની એક ગોળી બનાવી, દરરોજ સવારનાં ગળવી, અને જો તેથી દાંતનાં પારાઓ સુજે તથા તેઓ દુખે, તો તે ગળવી બંધ કરવી, અથવા ૫ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ," કરિયાતાંનાં ઉકાળામાં મેળવીને, દહાડામાં ચારવાર પીવું, પણ આપ્રમાણે એકથી બે દહાડાસુધી પીવાછતાં જો કશો અવગુણ નહીં જણાય, એટલે જો તેથી દાંતનાં પારાઓ સુજી નહીં આવે, અને થુક ગળી શકાય, તો તે દરરોજ વધારતા જવું, એટલે ૦॥ થી ૧ ડ્રામના ત્રણ ભાગ કરીને, દહાડામાં ત્રણવાર પીવું.

કોઇ પણ જાતનું માથું દુખતું હોય, પછી તે ભેજાંની નબળાઇથી, અથવા ભેજાંનાં વરમથી હોય, તોપણ તે વેળા ૧૫ થી ૩૦ મીનીમ "લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ," અથવા ૧ ડ્રામ "ઑઇલ આવ ટરપીનટાઇન," પાણીમાં ભેળીને, દર બે કલાકે જ્યાંસુધી માથું દુખતું નરમ પડે, ત્યાંસુધી પીવાથી ઘણો ગુણ થાયછે.

કોઇ ડાકટરો, નીચે જણાવેલી દવાઓ મેળવીને, દર ત્રણ કલાકે, **માથું દુખતું નરમ પડે**, ત્યાંસુધી પીવાની ભલામણ કરેછે.

| | | |
|---|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ .... | ગ્રેન | ૨૦ |
| ટીંક્ચર આવ એકોનાઇટ...... | માનીમ | ૫ |
| પાણી ................ | આઉંસ | ૧॥ |

અગરજો ચમક થયાથી માથું દુખતું હોય, અને ઝાડો કબજ રહે તો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને. તેની ૧૨ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત ગળવી.

| | | |
|---|---|---|
| વેલેરીએનેટ આવ ઝીંક........ | ગ્રેન | ૧૨ થી ૨૪ |
| એક્સટ્રેક્ટ આવ બેલેડોના...... | ગ્રેન | ૩ |
| એક્સટ્રેક્ટ આવ જેનશીયન...... | ગ્રેન | ૨૮ |

અગરજો ગર્ભ રહેવાને લીધે સ્રીનું માથું દુખે, અને તે જો મજબુત બાંધાની હોય. તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી લીકરગ્લાસ ભરી, દહાડામાં ચાર વખત પાવી. અને ઝાડો સાફ આવે, તથા માથું દુખતું નરમ પડે કે તે બંધ કરવી.

| | | |
|---|---|---|
| સલ્ફેટ આવ મેગનેશીયા .... | ડ્રામ | ૮ |
| સલ્ફેટ આવ સોડા ........ | આઉંસ | ૧ |
| ડાઇલ્યુટેડ સલ્ફ્યુરીક આસીડ .. | મીનીમ | ૪૦ |
| કમપાઉંડ ટીંક્ચર આવ કારડેમમ્સ. | ડ્રામ | ૨ |
| સીરપ આવ ઑરેન્જ ...... | ડ્રામ | ૮ |
| સીનેમૉન વૉટર .......... | આઉંસ | ૮ |

અગરજો ગુરદાનાં દરદથી માથું દુખતું હોય. તો ગુરદાની જગ્યાઆગળ ગરમ સેક કરવો, તથા સુક્કાં વેહેંતુર મુકવાં, અને પેહેલાં એકાદ જુલાબ લઇને પછી ૧૫ ગ્રેન "એસીટેટ આવ પૉટાશ," તથા ૨ થી ૪ ડ્રામ "ઇનફ્યુઝન આવ ડીજીટેલીસ," આ બંધેને મેળવીને, દર ત્રણ કલાકે પીવું.

અગરજો માથાંને થંડો વા, અથવા સરદી લાગ્યાથી સલેષ્મા થઇને માથું દુખતું હોય, તો સરદીનાં ઇલાજો પેહેલાં કરવા, અને ત્યારપછી કસ્તુરી, હિરાબોળ, અફીણ, અને મરી, આ ચારે વસ્તુઓને દારૂમાં ઘસીને તે માથાંઉપર લગાડવું, અથવા ધતુરાનાં પાંદડાંનો રસ, બદામનાં તેલમાં મેળવીને તે માથાંઉપર ચોપડવો; "સ્મેલીંગ સૉલ્ટ" સુંઘવું, અથવા "ઇઠર" માથાંઉપર ચોપડવું.

ઘણી વખતે કેટલાંકોને સવારે ઉંઘમાંથી ઉઠતાંને વાર માથું દુખવાની આદત પડી હોયછે. તે વખતે થોડી મીનીટ બને તેમ, બેઉ હાથને ઉંચે ધરી રાખવાથી ઘણો ફાયદો થાયછે.

અગરજો અર્ધું માથું દુખતું હોય, કે જેને "આર્ધાસીસી" કેહેછે, તો "ક્લોરોફૉર્મ"માં કપડું બોળીને માથાંનાં દુખતા ભાગઉપર મુકવું, અને તે ઉપર "ઑઇલ સીલ્ક" બાંધવું, અને એકથી બે મીનીટમાં જો ઘણીજ અગન બળે,

તો તે તરત કાહાડી નાખવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | |
|---|---|
| સલફ્યુરીક ઈથર...... ડ્રામ ૧ | ટીંક્ચર આવ હેનબેન .. ડ્રામ ૨ |
| ટીંક્ચર આવ એકોનાઈટ. મીનીમ ૨૦ | કેમ્ફર વૉટર ....... આઉંસ ૬ |

વળી નીચે જણાવેલી દવાઓને થોડા ગુંદરમાં મેળવીને, તેની ચોવીસ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, ઉપલી દવા પીતી વેળા ગળવી.

રૂહબાર્બ પાઉડર ............ ગ્રેન ૪૦
ઈપીકાકયુઆના પાઉડર ........ ગ્રેન ૧૦
હાર્ડ સોપ ................. ગ્રેન ૬૦

અગરજો દસ્તાન દેખાવાને વખતે અર્ધું માથું દુખતું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ત્રીસ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર સાંઝનાં જ્યાંસુધી માથું દુખતું નરમ પડે, ત્યાંસુધી ગળવી.

સલફેટ આવ કુઈનીયા ........ ગ્રેન ૬૬
એક્સટ્રેક્ટ આવ ડીઝીટેલીસ .... ગ્રેન ૨૨
કન્ફેક્શન આવ રોઝીઝ ....... ડ્રામ ૧

અગરજો પિત્ત થયાથી માથું દુખતું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની પંદર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, જયારે માથું દુખતું હોય, ત્યારે દિવસમાં એકવાર પાણીસાથે ગળવી.

સૉકોટ્રાન એલોઝ ડ્રામ ૧ાા—હરડે ડ્રામ ૦ાા—સક્મુનીઆ ગ્રેન ૧૫—ગુલકંદ ડ્રામ ૨.

---

## સકતો, અથવા માથે લોહીનું ચઢવું.

(એપોપ્લેક્સી=Apoplexy.)

**નીશાની.**—મનશક્તિ ગુમ થાયછે, હાલચાલ બંધ પડેછે, અને ત્યારપછી દરદી જાણે ભરઉંઘમાં હોય એવી અવસ્થામાં બાંયઉપર પડી જાયછે; મોહોડું રાતું હોયછે, નાડી જોરમાં, અને શ્વાસ બીકાયદે ચાલેછે.

**ઈલાજો.**—બિમારને ખુલ્લી અને થંડી હવાવાળા ઓરડામાં લઈજવો, અને ત્યાં જરા અડીંગાવીને સુતેલો રાખવો; માથાંનિચે તકીઓ મુકવો તથા તેનાં લુગડાંનાં દરેક તંગ ભાગો બિલકુલ ઢીલા કરી નાખવા. મુખ્યકરીને ગળાંનીઆસપાસ જો કાંઇ તંગ પેહેરેલું હોય, તો તે અગત્યકરીને ઢીલું કરી નાખવું, અથવા તદન છોડી નાખવું; માથાંઉપર થંડું પાણી નામવું, અને ગાયનાં ફુક્કામાં બરફ ભરીને માથાંઉપર મુકી રાખવું; રાઇની આગળીઓ બનાવીને પગની એડીઓ તથા ટેટાંઉપર મુકવી. અગરજો બિમાર લોહીયાર હોય, તેની આંખો ઘણી રાતી થયેલી જણાય, તથા તાવ પણ હોય, તો કાનપટીઆગળ તથા કાનનીપાછળ એકથી બે ડજન જળો મુકાવવી.

અગરજો આ બિમારી ભારી ખાણું ખાધાપછી અથવા દારૂ પીધાપછી તરત થઇ હોય, તો પાણીમાં ચમચો ભરી રાઇ ડોહવીને પાવી, કે જેથી ઉલટી

થશે. વળી ૧ થી ૨ ટીપાં "ક્રોટૉન ઑઇલ"નાં, ખાંડમાં નાખીને જીભઉપર મેલવાં, અને ત્રણ કલાકસુધીમાં જો ઝાડો નહીં આવે, તો ફરીથી એજપ્રમાણે એ ટીપાં આપવાં. નબળા બાંધાવાળા બિમારને જુલાબ આપવાને બદલે જરા "વાઇન" અથવા "બ્રાંડી" પાવો, અથવાં ૧ દ્રામ "એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા," પાણીમાં નાખીને પાવું, અને દર અર્ધે કલાકે એજપ્રમાણે પાવાનું ચાલુ રાખવું. ઘણાંજ મજબુત બાંધાવાળાને, અથવા કુમારા માણસને જો એ દરદ થયું હોય, તો સંગરા મુકાવવી, જેથી ઘણો ગુણ થાયછે. એક વખત જેને આ દરદ થયું હોય, તેને હંમેશાં મધ્યમસર ખોરાક લેવો, તેમજ મરચાં, ચટણી, વગેરે તીખાસવાળી વસ્તુ, અથવા કોઇપણ જાતનો દારૂ વાપરવાથી દુર રેહેવું, તંગ લુગડાં પેહેરવા નહીં, તડકામાં ઘણું ફરવું નહીં, અને બનતાંસુધી ખુલ્લી હવામાં ફરવું.

ઉપર જણાવ્યા પ્રમાણે ઇલાજો કરવાથી દરદી હુશીઆર થાયછે, તોપણ ફરીથી એ બિમારી નહી થાય તેને માટે નીચે જણાવેલી દવાઓમાંની એકુ દવા અજમાવવી.

| | | |
|---|---|---|
| બ્રોમાઇડ આવ લીઠીયમ ...... | દ્રામ | ૧ |
| લીકવીડ એક્સટ્રેકટ આવ અરગટ.. | દ્રામ | ૧ |
| પાણી .................... | આઉંસ | ૮ |

આ સઘળાંને મેળવીને, તેમાંથી લીકરગ્લાસ ભરી દહાડામાં ચાર વખત પીવું. એ દવા થોડા દહાડા ચાલુ રાખવા પછી, ભેજાંને શક્તિ આપવા માંટે, ૬ ગ્રેન "ઑકસાઇડ આવ ઝીંક," ના ત્રણ પડીકાં બનાવી, દહાડામાં ત્રણ વખત ફાકવાં, અથવા

| | | |
|---|---|---|
| સલ્ફેટ આવ સ્ટ્રીક્નીયા ...... | ગ્રેન | ૧ |
| ફૉસ્ફેટ આવ આયરન........ | દ્રામ | ૧ થી ૧॥ |
| સલ્ફેટ આવ કુઇનીયા ...... | દ્રામ | ૧ |
| ડાઇલ્યુટેડ ફૉસ્ફોરીક આસીડ .. | આઉંસ | ૨ |
| સીરપ આવ જીન્જર ........ | આઉંસ | ૨ |

આ સઘળાંને મેળવીને, તેમાંથી મોટી ઉમરના બિમારે ૧ દ્રામ ભરી, પાંણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત પીવી.

**ચેતવણી.—ઉપલી "સલફેટ આવ સ્ટ્રીકનીયા" ની દવા ઝેરી કચુશની છે, માટે સંભાલીને પીવી, અને થોડા દહાડા પીધા પછી હાથે પગે આંકડાં આવે તો બંધ કરવી.**

| | | |
|---|---|---|
| અથવા, સલ્ફેટ આવ સ્ટ્રીક્નીયા ...... | ગ્રેન | ૧ |
| સલ્ફેટ આવ કુઇનીયા ........ | દ્રામ | ૧ |
| બ્રોમાઇડ આવ આયરન ...... | દ્રામ | ૧॥ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોબ્રોમીક આસીડ.. | આઉંસ | ૨ થી ૩ |
| ગલીસીરીન .............. | આઉંસ | ૨ |

આ સઘળાંને મેળવીને, તેમાંથી અક્કેકી ચમચી ખાણુ ખાધા પછી, મોટી ઉમરના બિમારે પાણીમાં મેળવીને પીવી.

**ચેતવણી.—ઉપલી "સલફેટ આવ સ્ટ્રીકનીયા" નામની દવા ઘણી ઝેરી છે, માંટે સંભાળીને વાપરવી.**

---

# ફેફરૂં.

## (એપીલેપસી=Epilepsy.)

**નીશાની.**—મોહોડું, બરડો, હાથ, પગ, તથા પેટઉપરનાં માંસનાં લોચાઓ એકાએક જોરથી ધ્રુજેછે, બિમાર વારંવાર ચિચીઆરી પાડી બેશુધ થઇ ભોંયઉપર તુટી પડેછે. એવી અવસ્થામાં તે ઘણો વખતસુધી પડી રેહેછે, આખાં શરીરમાં ધ્રુજરી અથવા ઉપલિયાંનીપેઠે તાણ થયા કરેછે, અને થોડા વખતમાં પોતાની એવી અવસ્થાવિષે કશું પણ જાણવાવગર તે પાછો શુધીમાં આવેછે.

**સબબ.**—ભેજામાં, અથવા બરડાનાં કાંઠાની ગુરમાં વરમ, ગુમડું, અથવા એવુંજ કાંઇ દરદ થવાથી, પેટમાં કરમ થવાથી, નબળાઇ થવાથી, ટાંકી થવાથી, ધાત જવાથી, અથવા હાથરસ કરવાની માઠી ટેવ રાખવાથી પેહેલાં ભેજાઉપર અને ત્યારપછી બરડાનાં કાંઠાની ગુરઉપર માઠી અસર થાયછે, અને તેથી તેઓનાં સંબંધમાં આવેલા તંતુઓનીમારફતે, તે અસર શરીરનાં માંસઉપર તાણ થવાથી જણાઇ આવેછે. આ મરજ ઘણી વખત ઓધે ઉતરેછે.

ફેફરૂં અટકાવવામાંટે બે બાબદોની સાવચેતી રાખવાની ઘણી અગત્ય છે.

૧ લું. ફેફરૂં થાય તે વેળા તે અટકાવવાનો ઇલાજ કરવો.

૨ જું. ફેફરૂં એકવાર થઇ રહ્યાપછી ફરીથી તે નહીં થાય તેનો ઇલાજ કરવો.

**સાધારણ ઇલાજો.**—જ્યારે ફેફરૂં થઇ આવે, ત્યારે તે અટકાવવાને બિમારને તરત એક મોટાં બિછાણાંઉપર સુવાડી, તેનાં માથાંનિચ્ચે તકીઓ મુકવો, અને તેનાં શરીરઉપર ખુલ્લો વા આવવા દેવો. તંગ લુગડાં જે હોય, તે તરત ઢીલાં કરવાં. દાંતોનીવચ્ચે જીભ આવીને તે કરડાય નહીં, માંટે મોહોડાંમાં દાંતોની-વચ્ચે બુચ અથવા લાકડાંનો કટકો મુકવો, પણ સંભાળ રાખવી કે તે ગળાંમાં ઉતરી પડે નહીં. માથું ગરમ થયું હોય, તો તેઉપર થંડું પાણી નાખવું. ૩ મીનીમ "નાઇટ્રાઇટ આવ એમાઇલ" રૂમાલ ઉપર છાંટીને સુંઘાડવું.

ઘણી વેળા ફેફરૂં થવાનીઆગમજ બિમારનાં હાથ અથવા પગની આંગળીઓનીઉપર પાણીનો રેલો અથવા કીડી ચાલતી હોય એમ તેને લાગેછે, અને ત્યારપછી બિમાર તરત બેશુધ થઇ જાયછે. આપ્રમાણે જો બિમાર સામાં માણસને જણાવે, તો તરત એક રૂમાલ લઇને આંગળાંઓનીઉપરનાં ભાગઉપર મજબુત બાંધવો, અથવા "બ્લીસટરીંગ લીકવીડ" માં પીછ બોળીને તે લગાડવું. જેથી ઘણો ગુણ થશે, અને ઘણી વેળા તેથી ફેફરૂં થતું અટકેછે.

ફેફરૂં એકવાર થઇ રહ્યાપછી ફરીથી તે નહીં થાય, માંટે બિમારને કેટલીક ચાલો સુધારવાની અગત્ય છે. અગરજો હાથરસ કીધાથી આ મરજ તેને થતો હોય, તો તે માઠી ટેવ બંધ કરાવવી, શક્તિ આવે એવો સારો ખોરાક લેવો, અગત્ય પડેતોજ થોડો "શેરી" અથવા "કલેરેટ" પીવો, સકારે સુવાની ટેવ રાખવી, અને રાત્રે રાંડબાજીમાં ઉજાગરો કરવો નહીં, દરરોજ સવારસાંઝ ખોલ્લી હવામાં

ફરવા જવું, સારા સ્નેહીઓની સંગત સાંધવી. આપ્રમાણે જો તે ચાલે તો ઘણી વેળા આ મરજ વગર દવાએ સાજો થાયછે. એટલી સાવચેતી રાખવાછતાં પણ જો ફેફરૂં થયા કરે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ઘણો લાંબો વખતસુધી એકપણ દહાડાનો ખાંચો નાખવા વગર, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પીવી. આ દવા મહિનાઓસુધી પીવી ચાલુ રાખવી.

**ઈલાજ ૧ લો.**—

| | | |
|---|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ .. | ડ્રામ | ૧ |
| બ્રોમાઇડ આવ એમોનીયમ.. | ગ્રેન | ૪૦ |
| બ્રોમાઇડ આવ સોડાયમ.... | ગ્રેન | ૬૦ |
| ટીંક્ચર આવ કેનેફેરીલા.... | ડ્રામ | ૨ |
| પાણી .............. | આઉંસ | ૬ |

અગરજો ઉપર જણાવેલી "બ્રોમાઇડ આવ પૉટાશીયમ" નામની દવા એકથી બે અઠવાડીયાંસુધી પીધાપછી બિમારને કાંઇ અવગુણ ન જણાય, અને તેની ચામડીઉપર રાતા ડાઘજેવું કાંઇ ન દેખાય, તો જાણવું કે એ દવા તેને માફક આવેછે, અને તેમ જો હોય, તો થોડા વધારે દહાડા વિત્યાપછી એ દવાનો વજન ૧ ડ્રામ ઉપરથી વધારીને ૨ ડ્રામ કરવો, અને તે ઉપર જણાવેલી બીજી દવાઓસાથે ભેળીને, તેનાં ચાર ભાગો કરી, ઉપર જણાવ્યાપ્રમાણેજ પીવી.

અગરજો બિમારને રાંડનો આજાર થયો હોય, તો ઉપલીજ દવામાં ૨૦ થી ૬૦ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ" ઉમેરીને, તેનાં ચાર ભાગો કરી, ઉપર જણાવ્યાપ્રમાણેજ પીવી.

**ઈલાજ ૨ જો.**—૧ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ બેલેડોના," તથા ૧૦ ગ્રેન "ગમ એકેશીયા," આ બંયેને મેળવીને, તેની ત્રણ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર પાણીસાથે ગળવી. આરીતે પંદર દહાડાસુધી આ ગોળીઓ ગળ્યાપછી, વચ્ચે એકથી બે દહાડાનો ખાંચો નાખીને તે પાછી ચાલુ કરવી, કારણ કે આ દવાથી કોઇવેળા નાડી ધીમી ચાલેછે.

**ઈલાજ ૩ જો.**—૧૨ ગ્રેન "લેકટેટ આવ ઝીંક," તથા ૧ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ નક્સ વૉમીકા," આ બંયેને મેળવીને, તેની ત્રણ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર ગળવી.

**ઈલાજ ૪ થો.**—

| | | |
|---|---|---|
| વેલેરીએનેટ આવ ઝીંક ........ | ગ્રેન | [illegible] |
| કેમફર.................. | ગ્રેન | ૩ |
| એક્સટ્રેક્ટ આવ હાયોસાએમસ.. | ગ્રેન | [illegible] |

આ સઘળાંને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ચારવાર ગળવી.

**ઈલાજો ૫ મો.**—અગરજો ફેફરાંવાળા બિમારને કોઇ કોઇ વેળા ઘેલાપણાનો જોસ પણ થતો હોય, તો નીચે લખેલી દવાઓ મેળવીને, તેમાંથી પોણું વાઇનગ્લાસ ભરી દર ચાર કલાકે મોટી ઉંમરના બિમારને પાવી.

| | | |
|---|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ .... | ગ્રેન | ૪૫ થી ડ્રામ ૧ |
| સલફેટ આવ એટ્રોપીયા ...... | ગ્રેન | ૧/૬૦ |
| પાણી ................ | આઉંસ | ૪॥ |

**ચેતવણી.—ઉપલી "સલફેટ આવ એટ્રોપીયા," નામની દવા ઘણી ઝેરીછે માટે સંભાળીને તેના બરાબર વજનમાં વાપરવી.**

અગરજો ફેફરાંવાળા બિમારને કોઇ કોઇ વેળા ઘેલાપણાના જોસ સાથે, દિલનો ધબકારો પણ થતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાંથી ૧ ડ્રામ ભરી, પાણીમાં મેળવીને ખાણું ખાધા અગાઉ મોટી ઉંમરના બિમારને પાવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ સ્ટ્રીકનીયા ...... | ગ્રેન | ૧ |
| લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ.. | આઉંસ | ૧ |
| આરસેનીકલ સૉલ્યુશન ...... | ડ્રામ | ૨ |
| બ્રોમાઇડ આવ સોડીયમ ...... | આઉંસ | ૧॥ |
| ટીંક્ચર આવ ડીજીટેલીસ ...... | ડ્રામ | ૩ |
| પેપરમીન્ટ વૉટર............ | આઉંસ | ૪ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી ૧૦ મીનીમ ભરી, પાણીમાં મેળવીને મોટી ઉંમરના બિમારને સવાર સાંજ પાવું.

| | | |
|---|---|---|
| પ્રુસીન .................. | ગ્રેન | ૪ |
| આલકોહૉલ................ | ડ્રામ | ૨ |
| પાણી .................... | ડ્રામ | ૬ |

**ચેતવણી.—ઉપર જણાવેલી "સલફેટ આવ સ્ટ્રીકનીયા," તથા "પ્રુસીન," નામની દવાઓ ઘણી ઝેરીછે, માટે સંભાળીને તેના બરાબર વજનમાં વાપરવી. એ બેમાંની જે તે એક દવા થોડા દહાડા વાપરીને તેથી જો હાથ પગમાં આંકડાં આવે તો એકદમ બંધ કરવી, અને થોડા દહાડાનો ગાળો નાખીને પાછી ચાલુ કરવી.**

**ઈલાજો ૬ ઠા.**—

| | | |
|---|---|---|
| આરેકસ.............. | ગ્રેન | ૩૦ થી ડ્રામ ૧ |
| સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ.... | મીનીમ | ૩૦ |
| કમપાઉંડ ટીંક્ચર આવ લેવેન્ડર. | ડ્રામ | ૧ |
| પાણી .............. | આઉંસ | ૩ |

આ સઘળાંને મેળવીને, લીકરગ્લાસ ભરી દહાડામાં ત્રણ વખત પીવી, અથવા

| | | |
|---|---|---|
| બ્રોમાઇડ આવ ઝીંક ........ | ગ્રેન | ૬ થી ૧૨ |
| સીરપ ................ | ડ્રામ | ૪ |
| પાણી .................. | આઉંસ | ૪॥ |

આ સઘળાંને મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી દહાડામાં ત્રણ વખત પાવું.

અગરજો બિમાર મજબુત બાંધાનો તથા મ્હોટી ઉમરનો હોય, તો ૫ ગ્રેન "સોલેનાઇન" દહાડામાં ત્રણ વખત પાણીમાં થોડા દહાડા ફકાડવું.

**ઈલાજો ૭ માં.**—એક કાબેલ ડાકટર ફરમાવેછે, કે જો ૧ ભાગ "સલફેટ આવ એટ્રોપીયા"ને, ૨૫૦ ભાગ પાણીમાં ભેળીને, તેમાંથી ૫ મીનીમ પિચકારી

વડે ખભાંઆગળની ચામડીમાં અક્કેક અઠવાડીયાંને આંતરે, પાંચથી દશવાર દાખલ કીધાં હોય, તો ગમે એવું સખત ફેફરૂં સારૂં થયાવગર રેહે નહીં.

**આ દવા અતિશય ઝેરી હોવાથી કોઈ હુશીઆર ડાકટરની સલાહવગર કદીપણ વાપરવી નહીં.**

કોઇ વેળા ૧/૧૨ ગ્રેન "હાઇડ્રોકલોરેટ આવ એપોમૉરફીન," ૫ મીનીમ પાણીમાં મેળવીને તે પિચકારીવડે દહાડામાં ચારવાર ખભાંઆગળની ચામડીમાં દાખલ કર્યાથી પણ ગુણ થાયછે.

**ઈલાજ ૮ મો.**—

| | | |
|---|---|---|
| હાઇપોફૉસફાઇટ આવ સોડા .. | ગ્રેન | ૨૦ થી ૩૦ |
| ટીંક્ચર આવ કેસકેરીલા .... | ડ્રામ | ૨ |
| પાણી ............... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, ૧ા આઉંસજેટલું, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૯ મો.**—અગરજો ફેફરાંસાથે કરમ પણ થયા હોય, તો ૯ ગ્રેન "સેનટોનીન," તથા ૩૦ ગ્રેન "જેલેપ," આ બંધેને મેળવીને, તેનાં ત્રણ પડીકાં કરી, દહાડામાં ત્રણવાર, થોડા દહાડાસુધી ચાલુ ફાકવાં.

**ઈલાજ ૧૦ મો.**—અગરજો ઉપર જણાવેલા **ઈલાજ ૯ માં**થી કશો ગુણ નહીં જણાય, અને ફેફરાંસાથે કરમનું જોર હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી ૧ા આઉંસજેટલી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| ઑઇલ આવ ટરપીનટાઇન .... | મીનીમ | ૩૦ થી ૬૦ |
| ગમ એકેશીયા ............ | ગ્રેન | ૪૦ |
| સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથર .... | ડ્રામ | ૧ |
| ઇનફ્યુઝન આવ કેલમબા ...... | આઉંસ | ૬ |

**ઈલાજ ૧૧ મો.**—૩ થી ૪ ગ્રેન હિંગની એક ગોળી બનાવીને, એવી ગોળીઓ દહાડામાં ત્રણવાર ગળવાથી પણ કોઇવેળા ગુણ થાયછે. પણ તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવી જોઇએ.

**ઈલાજ ૧૨ મો.**—અગરજો બિમારથી ખમી શકાય, તો થંડાં પાણીથી દરરોજ નાહાવું, અને મુખ્યકરી માથાંઉપર થંડું પાણી નાખવું, તથા મગરનું તેલ સવારસાંઝ પીવું.

**ઈલાજ ૧૩ મો.**—૨૦ મીનીમ "ટીંક્ચર આવ સ્ટીલ," પાણીમાં મેળીને દહાડામાં ત્રણવાર પીવું. આ દવા ઘણાં મહિનાઓસુધી ચાલુ રાખવાથી અતિશય ગુણ થાયછે.

**ઈલાજ ૧૪ મો.**—જટામાસી ડ્રામ ૨—મસતકી ડ્રામ ૦ા—ગારીકુન ડ્રામ ૧ા—એળીઓ ગ્રેન ૨૦.

આ સઘળાંને મેળવીને, ૧૫ થી ૩૦ ગ્રેનજેટલું, દર ચાર કલાકે ખાવું.

---

# છાકટાપણાંથી ભેજાંઉપર થતી અસર.

(ડીલીરીયમ ટ્રીમેન્સ=Delirium Tremens.)

**નીશાની.**—બિમાર ઘણું બોલેછે, ઘણીવેળા કાંઇપણ ધડ પુછડાંવગરનું કલાકનાંકલાકસુધી બકયા કરેછે, હાથપગ ધુજેછે, તે ઘણી ઉસ્કેરાયલી અવસ્થામાં રેહેછે, ઉંઘ બિલકુલ આવતી નથી, તરેહવાર વેહેમો આવેછે, તે વિનાકારણે ધાસ્તી રાખેછે, ચામડી ભિની અને ઘણીવેળા પરશેવાથી તદન ભિંજાઇ ગયેલી હોયછે, ધીમેધીમે ભેજાંની શક્તિ તદન જતી રેહેછે, અને બિમાર ઘેલા માણસનાં જેવો થઇ જાયછે.

**સબબ.**—ઘણો દારૂ પીધાથી, અથવા દારૂ પીવાની ટેવ હોવાછતાં તે એકદમ પીવાનો બંધ કર્યાથી આ બિમારી થાયછે.

**ઈલાજ ૧ લો.**—૩૦ ટીપાં "લૉડેનમ" પાણીમાં નાખીને પાવાં, અને ત્યારપછી જુલાબ આપવો.

**ઈલાજ ૨ જો.**—૦॥ ડ્રામ "બ્રોમાઇડ આવ પોટાશીયમ," તથા ૧૫ ગ્રેન "હાઇડ્રેટ આવ ક્લોરલ," આ બંધેને પાણીમાં ભેળીને પાવું. અગરજો અગત્ય જણાય, અને ઉંઘ નહીં આવે, તો તે ફરીથી દર બે કલાકે પાવું, જેથી સારીપડે ઉંઘ આવશે. ઉંઘી ઉઠયાપછી તે સારી અવસ્થામાં હોય એમ તેને લાગશે.

**ઈલાજ ૩ જો.**—બિમારને તદન અંધારા ઓરડામાં રાખવો, અને તે પોતાના શરીરને કાંઇ નુકસાન નહીં કરે તેની સંભાળ રાખવી. ઓરડાનાં બારીબારણાંને સાંકળ અને તાળું મારવું, કે જેથી તે બારીવાટે કુદકો મારી રસ્તામાં બાહાર નિકળી પડે નહીં.

**ઈલાજ ૪ થો.**—અગરજો ઉંઘમાંથી જાગ્યાપછી નબળાઇ થયેલી જણાય, તો તેને જે જાતનો દારૂ પીવાની ટેવ હોય, તે થોડો પાવો, અથવા "જીન," "બીર," "પોરટર," અથવા ૨૦ ગ્રેન "કારબૉનેટ આવ એમોનીયા," ૨ ડ્રામ "ટીંકચર આવ એસેફ઼ૉટીડા," અને ૬ આઉંસ પાણી, આ ત્રણેને મેળવીને, તેમાંથી પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

અગરજો ઝાડો સાફ નહીં આવતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તે પિચકારીવડે સફરામાં મારવી.

ઑઇલ આવ ટરપેનટાઇન ડ્રામ ૨ થી ૪—એરંડીઉં તેલ આઉંસ ૧—કાંજીનું પાણી આઉંસ ૧૦.

**ઈલાજો ૫ માં.**—૨૦ ગ્રેન હિંગ. તથા ૧૨ ગ્રેન મરી, આ બંધેને મેળવીને, તેની છ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી. દર બે કલાકે ગળાવવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| બાઇ કારબૉનેટ આવ પૉટાશ .......... | ગ્રેન | [illegible] |
| ક્લોરીક ઈથર.................... | ડ્રામ | ૧ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ ...... | મીનીમ | [illegible] થી ૧૫ |
| કેમફ઼ર વૉટર ..................... | આઉંસ | ૬ |

અગરજો નબળાઇ ઘણી જણાય, તો ઉપલીજ દવાઓમાં ૨૦ ગ્રેન "કારબૉનેટ આવ એમોનીયા" મેળીને પાવું. આ દવામાં મુખ્ય ગુણ "ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ"નોછે.

**ઈલાજ ૬ ઠો.**—ઈનિફ્યુઝન આવ વેલેરીયન ........ આઉંસ ૫
એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા... ડ્રામ ૨ા

આ બંધેને થોડા સાકરનાં શીરામાં મેળવીને, લીકરગ્લાસ ભરી, દર બે કલાકે પાવું.

# ધનુરાવા, અથવા આંચકી.

**(ટેટેનસ=Tetanus.)**

**નીશાની તથા સબબ.**—ઠંડી ભોંયઉપર સુતાથી, સરદી લાગવાથી, હાથપગનાં હાડકાં ભાંગીજવાથી, તથા હથેળી અથવા પગની એડીમાં ઝીણું તીક્ષ્ણ હથીયાર ભોકાવાથી શરીરનાં કેટલાક ભાગો, જેવાકે પેટ, બરડો, હાથ, પગ, વગેરેનાં માંસનાં લોચાઓમાં સખત ખેંચતાણ તથા આંકરાં રાતદાહાડો આવેછે. કોઇ કોઇ વેળા જડબાંનાં ચાવણીઓ એકઉપરએક બેસી જાયછે, ખાણું ઉતરવાની નળીમાં ખેંચતાણ થાયછે, તો ખાણું ઉતરી શકતું નથી, જેથી આ મરજને "ધનુશવા," અથવા "આંચકી" કરી કેહેછે.

**ઈલાજો ૧ લા.**—ઝાડો સાફ લાવવામાંટે બિમારને ૪ ગ્રેન "કેલોમેલ," તથા ૪૦ ગ્રેન "જેલેપ," આ બંધેને મેળવીને, તેનું એક પડીકું કરી પાણીસાથે ફકાડવું. બિમારનાં બિછાણાંતળે ઉકળતું પાણી અથવા અંગારા રાખીને, દહાડામાં ત્રણથી ચારવાર તેનાં આખાં શરીરને ગરમી આપવી, અને ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણથી ચાર કલાકે, રાત્રે તથા દિવસે દરરોજ પાવી, અને હંમેશાં આ દવા તાજી બનાવીને આપ્યા કરવી, તથા તે થોડા દહાડાસુધી ચાલુ રાખીને બિમારને તેની કેફમાંજ રાખવો. જેમ જેમ ફેર પડતો જાય, તેમ તેમ દર ત્રણથી ચાર કલાકે, લીકરગ્લાસ ભરી પાવાને બદલે, દર પાંચથી છ કલાકે, પોણું લીકરગ્લાસ ભરી તે પાવી.

| | | | |
|---|---|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ .. | ડ્રામ ૩ | હાઇડ્રેટ આવ ક્લોરલ. ગ્રેન | ૧૦૦ |
| ટીંક્ચર આવ કેનેબીસ ઇન્ડીકા... | ડ્રામ ૨ | પાણી .......... આઉંસ | ૬ |

ઘણીવેળા મોટાં વજનમાં, એટલે ૧૫ નેબદલે ૩૦ ગ્રેન "હાઇડ્રેટ આવ ક્લોરલ," ઉમરપ્રમાણે, એકવારનાં ખોરાકમાં દહાડામાં ત્રણવાર આપ્યાથી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખ્યાથી અતિશય ગુણ જણાયછે, પણ તેવેળા સાથે "બ્રોમાઇડ આવ પૉટાશીયમ" આપવું નહીં. આ દવા બિમારને કેફમાં રાખવામાંટેજ આપવામાં આવેછે.

અગરજો શરીર ઠંડું થઇ જાય, અને નાડી બેસી જાય, તો તરત "બ્રાંડી", "વાઇન," *ગાયનાં ગોસનાં સેરવાનો કસ, વગેરે પાવું.

* "એક્સટ્રેક્ટ આવ બીફ." તરેહવાર જાતનાં ગોસનો કાહાડેલો કસ મોટાં જાહેર દવાખાનાઓમાંથી તૈયાર વેચાતો મળેછે.

**અગરજો** થોડીથોડી મીનીટે ખેંચતાણ થતું હોય, **અને** ઉપરાસાપરી **આંકરાં આવતાં** હોય, તો માત્ર ૮ થી ૧૦ ગ્રેન "હાઈડ્રેટ આવ ક્લોરલ," **ગુલાબનાં શરબતમાં ડોહવીને, દર અર્ધે** કલાકે પાવું, **અને જેમજેમ** ફેર પડતો **જાય,** તેમતેમ આ દવા આપવાનો વખત ફેરવીને વધારતા જવું. બરડાનાં **કાંઠાઉપર** બે ઈંચ પોહોળી, તથા આઠ ઈંચ લાંબી "બેલેડોના પ્લાસ્ટર"ની **ચામડાંઉપર** પટી બનાવીને મુકવી, **અને** ત્યાં તે રાતદિવસ રાખી મુકવી. **અગર જો સખત** રીતે વાગવાથી આંચકી થઈ હોય, અને ઉપર જણાવેલી "હાઈડ્રેટ આવ ક્લોરલ"ની દવાથી ગુણ નહી માલમ પડેતો છેલ્લી શોધ પ્રમાણે ૧૦ થી ૩૦ ગ્રેન "ઈયુરીથન," ગુલાબના શરબતમાં ડોહવીને દર ત્રણ કલાકે પીધામાં આપવું.

**ઈલાજો ૨ જો.**—૫ ગ્રેન "જેલેપીન," તથા ૧૦ ગ્રેન "રેઝીન આવ સ્કેમની," આ બંધેને મેળવીને તે પેહેલે મધમા ચટાડવું, **અને** સાફ ઝાડો આવ્યાપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને સઘળી પાવી, અને દર બેથી ત્રણ કલાકે, થોડો વખતસુધી રાતદહાડો તે ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| બ્રોમાઈડ આવ એમોનીયમ ...... | ગ્રેન | ૧૫ થી ૩૦ |
| સીરીપ આવ ક્લોરોફૉર્મ ........ | ડ્રામ | ાા થી ૧ |
| કેમ્ફર વૉટર ................ | આઉંસ | ૧ |

**ઈલાજો ૩ જો.**—અગરજો બરડાનાં કાંઠામાં દુખાવો થતો હોય, **અને** ઠોકવાથી તે જણાય, તો સુક્કાં વેહેંતુર મુકવાં, પણ જળો મુકવાથી વધારે ગુણ થશે, અથવા ગાયનાં ફુક્કામાં બરફ ભરીને રાતદહાડો ત્યાં રાખવું, અને દુખાવો નરમ પડે કે તે કાહાડી નાખીને ગાંજાનાં ફુલ તથા બિયાં પાણીમાં નાખીને, ખુબ મસળીને હુક્કામાં મુકવાં. અને તે સળગાવીને તેનો ધુંઓ બિમારપાસે ખેંચાવવો, અને તેને તેથી ઘણી ઉંઘ આવવા માડે કે વધારે આપવો નહીં, પણ જો થોડો વખતપછી ખેંચતાણ થાય, તો ફરીથી ખેંચાવવો. **આપ્રમાણે** વારંવાર હુક્કો પાવો, અને ખેંચતાણ તદન નરમ પડવાપછી ૨ ગ્રેન "સલફેટ આવ કુઈનીયા," "વાઈન" માં ડોહવીને પાવું.

**ઈલાજો ૪ થો.**—૦ાા ગ્રેન "એક્સટ્રેક્ટ આવ ઈન્ડીયન હેમ્પ," તથા ૧ાા ગ્રેન "સલફેટ આવ કુઈનીયા," આ બંધેને મેળવીને, તેની એક ગોળી બનાવી, દર બે કલાકે ગળાવવી, અને ત્રણવાર એવી ગોળીઓ ગળાવ્યા પછી, જો બિમારને તેથી કશો અવગુણ નહીં થાય, તો દરએક ગોળીમાં ૦ાા થી ૧ાા ગ્રેન સુધી "એક્સટ્રેક્ટ આવ ઈન્ડીયન હેમ્પ" વધારીને આપવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, જેમ અગત્ય જણાય, તેમ ૧ આઉંસજેટલી, દર બેથી ત્રણ કલાકે, રાતદહાડો પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સલફેટ આવ કુઈનીયા .. | ગ્રેન | ૧૨ | લૉડેનમ .......... | ડ્રામ | ૧ાા |
| ટીંક્ચર આવ ઈંડીયન હેમ્પ. | ડ્રામ | ૨ | પાણી ............ | આઉંસ | ૮ |
| હાઈડ્રેટ આવ ક્લોરલ.... | ગ્રેન | ૬૪ | | | |

**ઈલાજો ૫ મો.**—એક્સટ્રેક્ટ આવ કેલેબાર બીન.. ગ્રેન ૦।
ગમ એકેશીયા ............ ગ્રેન ૩
સલફેટ આવ ક્વીનીયા ...... ગ્રેન ૧
એક્સટ્રેક્ટ આવ જેનશીયન .. ગ્રેન ૩

આ સઘળાંને મેળવીને તેની એક ગોળી બનાવી, દર બે કલાકે, રાતદહાડો ગળાવવી. અને એવી થોડી ગોળીઓ ગળાવ્યાપછી, જો કાંઈ ગુણ નહીં જણાય, તો ૦। થી ૦।।। ગ્રેનસુધી "એક્સટ્રેક્ટ આવ કેલેબાર બીન," એક ગોળીમાં આપવું.

અગરજો ગોળી ગળી નહીં શકાતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર બે કલાકે પાવી.

એક્સટ્રેક્ટ આવ કેલેબારબીન ...... ગ્રેન ૧ થી ૨
ગ્લીસરાઈન .................. ડ્રામ ૬
પાણી ..................... આઉંસ ૪

**ઈલાજો ૬ ઠો.**—અગરજો ખાણું ઉતારવાની નળીમાં આંકરાં આવ્યાથી ખાણું અથવા દવા માંહે ઉતરી શકે નહીં, તો ૨ ગ્રેન "હાઈડ્રેટ આવ ક્લોરલ" ને, ૫ મીનીમ પાણીમાં મેળવીને તે પિચકારીવડે ખભાંની ચામડીમાં દાખલ કરવું, અને એવી જાતની પિચકારીઓ, કલાકમાં પાંચથી દશવાર મારવી, તથા સેરવો, દુધ, અને કાંજી, આ ત્રણેને મેળવીને તે પિચકારી વડે સફરામા મારવું, અથવા

એક્સટ્રેક્ટ આવ કેલેબાર બીન.. ગ્રેન ૨ | પાણી.......... મીનીમ ૬૦

આ બંધેને મેળવીને, તેમાંથી ૫ થી ૧૦ મીનીમજેટલું. દર ત્રણ કલાકે, ખભાંની ચામડીમાં પિચકારીવડે દાખલ કરવું.

**ચેતવણી.—ઉપલી "એક્સટ્રેક્ટ આવ કેલેબાર બીન" નામની દવા ઘણી ઝેરીછે, માટે ડાકટરની સલાહ પુછવાવિના કોઈ અંજાણ્યા માણસે તે વાપરવી નહી.**

**ઈલાજ ૭ મો.**—૦।। ડ્રામ "હાઈડ્રેટ આવ ક્લોરલ," તથા ૨ આઉંસ કાંજી, આ બંધેને મેળવીને, દર એકથી બે કલાકે, જયાંસુધી તાંણ નરમ પડે, ત્યાંસુધી પિચકારીવડે સફરામાં મારવું.

**ઈલાજ ૮ મો.**—બિમારને "ક્લોરોફૉર્મ" સુંધાડવું **પણ આ દવા સુંઘાડવાથી નાડી ઘણીવાર બેસી જાયછે, માટે ડાકટરની બરાબર સલાહ પુછીને તે વાપરવી.**

એક કાબેલ ડાકટરે નીચે જણાવેલા **ઈલાજ ૯ માં**પ્રમાણે અજમાવ્યાથી ઘણો ગુણ જણાયો હતો.

**ઈલાજ ૯ મો.**—અગરજો તાવ ઘણો જોરમાં આવતો હોય, તો જેવી તાંણ થતી જણાય, કે નીચે જણાવેલી દવાઓ મેળવીને તરત ફકાડવી, અને તે દર ત્રણ કલાકે, દહાડામાં ત્રણવાર ફકાડવી ચાલુ રાખવી.

| | |
|---|---|
| ક્લોરોમેલ .................... | ગ્રેન ૫ |
| ટારટર એમેટીક ............... અથવા એન્ટીમની પૉટાશ ટારટ્રેટ ........... | ગ્રેન ૦ા થી ૦ાા |
| એસીટેટ આવ મૉરફીયા ............ | ગ્રેન ૦ા થી ૦ાા |

આ દવા દહાડામાં ત્રણવાર ફકાડયાપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને પાવી.

એરંડીઉં તેલ આઉંસ ૧—ઑઈલ આવ ટરપીનટાઈન ડ્રામ ૨—પેપરમીન્ટ વૉટર આઉંસ ૧ાા.

આ દવા પાવાપછી બીજે દહાડે માત્ર ૦ાા થી ૧ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," દર ચાર કલાકે ફકાડવું, ત્રીજે દહાડે ૧ ડ્રામ "સલફેટ આવ કુઈનીયા", તથા ૯ આઉંસ "ઈનફયુઝન આવ વેલેરીઅન," આ બંનેને મેળવીને, પોણું વાંઇનગ્લાસ ભરી, દર ત્રણથી ચાર કલાકે પાવું, અને ચોથે દહાડે, ૨૦ ગ્રેન તંબાકુને, ૧૦ આઉંસ પાણીમાં ઉકાળીને, તેમાં ૧ ડ્રામ "લૉડેનમ" નાખીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું.

**ઈલાજ ૧૦ મો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનો આઠમો ભાગ, દર ત્રણ કલાકે, રાતદહાડો પાવો, અને તે ઓછામાંઓછા પંદર દહાડા સુધી ચાલુ રાખવી અને જો આ દવામાં "લૉડેનમ" હોવાથી ઝાડો ઘણો કબજ થાય, તો અવારનવાર જુલાબની દવાઓ આપવી.

| | |
|---|---|
| હાઈડ્રેટ આવ ક્લોરલ .. ગ્રેન ૯૬ | સીરપ ............ આઉંસ ૨ |
| લૉડેનમ ........... મીનીમ ૪૦ | પાણી ............ આઉંસ ૬ |

**ઈલાજો ૧૧ મો.**—

| | |
|---|---|
| એકસ્ટ્રેકટ આવ બેલેડોના .. | આઉંસ ૦ાા થી ૧ |
| સૉલ્યુશન આવ એમોનીયા .. | ડ્રામ ૦ાા |
| સ્પીરીટ આવ કેમફર ...... | ડ્રામ ૨ |

આ સઘળાંને મેળવીને, જ્યાં આંકરાં આવતાં હોય, ત્યાં લગાડવું, અને નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ચાર કલાકે, રાતદહાડો પાવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | |
|---|---|
| ટીંકચર આવ બેલેડોના... ડ્રામ ૨ થી ૩ | સલફેટ આવ કુઈનીયા .. ગ્રેન ૬ |
| ટીંકચર આવ કુઈનીયા.. ડ્રામ ૬ | પાણી ........... આઉંસ ૬ |

**ઈલાજો ૧૨ મો.**—ગરમ પાણીનાં એક મોટાં અને લાંબાં વાસણમાં બિમારને બેસાડવો, તથા ૧ થી ૨ આઉંસ "સલફયુરીક ઈથર" રૂમાલઉપર છાંટીને તે સુંઘાડવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | |
|---|---|
| સલફયુરીક ઈથર .......... | ડ્રામ ૬ |
| ટીંકચર આવ એકોનાઈટ .... | મીનીમ ૪૦ |
| અથવા એકસ્ટ્રેકટ આવ હેમલૉક.... | ગ્રેન ૪ થી ૮ |
| લૉડેનમ .............. | મીનીમ ૪૦ |
| પાણી................ | આઉંસ ૮ |

અગરજો આડો કબજ થાય તો "ટરપીનટાઇન," તથા એરંડીયાં તેલનો જુલાબ આપવો, અને બરડાનાં કાંઠાઉપર "એક્સટ્રેક્ટ આવ ટૉબેકો" ચોપડવો. તંબાકુ વારંવાર ખાધામાં આપવો.

**ચેતવણી.**—**ઉપલા ઇલાજો મુખ્યકરી હુશીયાર ડાકટરને પુછીને તેની સલાહપ્રમાણે કરવા, પણ જો ડાકટર મળી નહીં શકે, તો નાચારીએ કોઈ બીજાં હુશીયાર માણસે એ ઈલાજો અજમાવવા.**

**આ મરજમાં એક બાબદઉપર વધારે ધ્યાંન આપવાની અગત્યછે, અને તે એછે કે જો બિમારને વારંવાર આંચકી થવાથી જોઈએ તે કરતાં અતિશય પરશેવો છુટે, અને જાણે ઘણી કસરત કીધી હોય એમ થાક ચઢે, તો દુધ, ઈંડાં, સેરવો, ગાયનાં ગોસ્તનાં સેરવાનો કસ, અને જો અગત્ય જણાય, તો "વાઈન," "બ્રાંડી," વગેરે થોડેથોડે વારે પાવાને ભુલવું નહીં.**

**ઈલાજ ૧૩ મો.**—વચ્છનાગ ડ્રામ ૦ા—લવંગ ડ્રામ ૦ા—પિપળ ડ્રામ ૨—ગંધકનાં ફુલ ડ્રામ ૨—કાળાં મરી ડ્રામ ૨.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને સારીપઠે મેળવવો, અને તેમાંથી ૩ ગ્રેનજેટલો, દર ત્રણ કલાકે પાણીસાથે ફકાડવો.

**ચેતવણી.**—**વચ્છનાગ ઝેરી દવાછે, માંટે તે વાપરવાઅગાઉ ડાકટરની સલાહ પુછવી.**

---

## ચમક.

(હીસ્ટીરીયા=Hysteria.)

**નીશાની.**—આ મરજ ઘણુંકરીને સ્ત્રીઓને થાયછે, તોય કોઇવેળા તે પુરૂષોમાં પણ જણાયછે. આ મરજ તંતુઓનેલગતો છે, અને તેમાં છાતીઉપર દુખો થાયછે, અને તેમાં જાણે એક ગોળો છાતીઉપરથી ઉંચે ચઢીને ગળામાં આવી અટકી બેસતો હોય એવું બિમારને જણાયછે, જેથી તેણી ઘણી ગુંચવાયછે, અને તેની અસરથી ઘણી રડેછે, અથવા વળી કોઇવેળા ઘણું હસેછે. કોઇવેળા તેણીનાં હાથપગમાં જોરથી આંકરાં આવેછે. ચાવણીઆં અક્કેકઉપર બેસી જાયછે, અને તેથી બિમાર ખાધાપીધાવિના બેભાન પડી રેહેછે.

**ઈલાજો ૧ લા.**—જ્યારે ચમકનો જોર થઇ આવે, ત્યારે બિમારનાં લુગડાં જ્યાંગી તંગ હોય, ત્યાંથી ઢીલાં કરવાં, તેણીને નરમ બિછાણાંઉપર સુવાડીને તેણીનાં માથાંઉપર થંડું પાણી ઉંચેથી કીટલીની ધારથી નાખવું, અને જ્યારે તેણી તેથી ગુંગળાઇ જાય કે તે બંધ કરી પાછું ફરીથી નાખવું, તેણીનાં મોહોડાં ઉપર થંડાં પાણીનાં ફટકા જોરથી મારવા, "સ્મેલીંગ સૉલ્ટ" સુંઘાડવું, અને જો તેણીથી ગળી શકાતું હોય. તો નીચે જણાવેલી દવાઓ મેળવીને પાવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ એસેફૉટીડા ........ | ડ્રામ | ૦ા |
| એરોમાટીક સ્પીરીટ આવ એમોનીયા .. | ડ્રામ | ૦ા |
| બ્રાંડી .................... | ચમચો | ૧ |
| ટીંક્ચર આવ વેલેરીયન.......... | ડ્રામ | ૧ |
| પાણી .................... | આઉંસ | ૧ા |

**ઈલાજ ૨ જો.**—લોઢાંનાં સાફ સળીઆને ખખલતાં પાણીમાં એકથી બે મીનીટસુધી રાખવો, અને બિમારનાં બરડાનાં કાંઠાઉપર ઝીણો રેશમી રૂમાલ પાંથરીને તેઉપર આ સળીઓ ઉપરનિચ્ચે ફેરવવો.

**ઈલાજો ૩ જો.**—એકવાર તાણતોડ શુરૂ થાય, અને તે પાછી નરમ પડે કે ૧ ચમચી "સ્પીરીટ આવ લેવેન્ડર," તથા ૧ ચમચી "એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા," આ બંધેને પાણીમાં ભેળીને તે પાવું, અથવા ૧ ચમચી "ઇઠર," પાણીમાં ભેળીને તે પાવું.

એકવાર બિમારને ચમકનું જોર થઇ આવે, અને તે નરમ પડે કે ફરીથી નહીં થાય, માંટે બિમારની અવસ્થાવિષે તપાસ કરીને તેની ઘટતી દવા નીચે જણાવ્યાપ્રમાણે ચાલુ કરવી.

**ઈલાજ ૪ થો.**—અગરજો બિમારને નબળાઇને લીધે, અથવા ધાત જવાથી ચમક થતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે દહાડામાં ચાર વાર પાવી, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| સાઇટ્રેટ આવ આયરન કુઇનીન એન્ડ સ્ટ્રકનાઇન.... | ગ્રેન | ૧૨ |
| ઇનફ્યુઝન આવ કેલમબા.................. | આઉંસ | ૬ |

**ઈલાજો ૫ માં.**—અગરજો પાચનશક્તિ નબળી થવાનેલીધે પેટમાં વા પકડતો હોય, તો ૨ થી ૪ ગ્રેન હિંગ ફુલવીને સવાર, બપોર, તથા સાંઝ, ઘણાં દહાડાસુધી બલકે ઘણાં મહિનાસુધી ખવાડવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પાવી.

| | | |
|---|---|---|
| ટીંકચર આવ એસેફૉટીડા .......... | ડ્રામ | ૨ |
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ .......... | ગ્રેન | ૪૦ થી ૧૨૦ |
| કમપાઉંડ ટીંકચર આવ કારડેમમ ...... | ડ્રામ | ૨ |
| કમપાઉંડ ઇનફ્યુઝન આવ જેનશીયન.... | આઉંસ | ૬ |

**ઈલાજો ૬ ઠા.**—અગરજો દસ્તાન બરાબર નહીં જતું હોય, પણ થોડું થોડું દુખીને જાય, તો તે બરાબર જાયએવી દવા ઘણાં દહાડાસુધી પાવી, જેવીકે

| | | |
|---|---|---|
| કમપાઉંડ ડીકૉકશન આવ એલોઝ .... | આઉંસ | ૩ |
| કમપાઉંડ માકસ્ચર આવ આયરન .... | આઉંસ | ૩ |

આ બંધેને મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર પાવો. પીડુઉપર રાઇની આંગળી મુકવી, ગરમ પાણીમાં રાઇ નાખીને તેમાં તેણીને બેસાડવી

અગરજો દસ્તાન ઘણું જતું હોય, તો તે અટકાવવાનાં ઈલાજો કરવા, જેવાકે ૧૦ ગ્રેન "ગેલીક આસીડ," દહાડામાં ત્રણવાર, પાણીસાથે ફકાડવું, અથવા ૨૦ ટીપાં "ઑઇલ આવ ટરપીનટાઇન"ને, ગુંદરમાં મેળવીને, દહાડામાં ત્રણવાર પાવાં, અથવા ૨૦ થી ૩૦ મીનીમ "લીકવીડ એકસટ્રેકટ આવ અરગટ," પાણીમાં નાખીને દહાડામાં ચારવાર પાવાં, તથા થંડાં પાણીમાં કપડું બોળીને તે પીડુઉપર મુકી રાખવું.

**ઈલાજો ૭ મો.**—અગરજો સાદ બેસી ગયો હોય, અને બિમાર બોલી શકતી નહીં હોય, તો વિજળીનો સંચો નીચે જણાવ્યાપ્રમાણે લગાડવો.

સંચાનો એક છેડો બિમારનાં હાથમાં ધરાવવો, અને બીજો છેડો સામાં માણસે પોતાનાં હાથઉપર રેશમી રૂમાલ વિટાળીને તેવડે તે પકડીને તેણીનાં જીભની અણીઉપર લગાડવો, અને પછી વિજળી આપવી.

અથવા, ચોખ્ખું લોબાન અંગાર ઉપર રાખીને તેનો ધુંવો દમમાં લેવો; અથવા ૫ ડ્રામ "બાલસમ આવ ટૉલુ" અને ૧ાા આઉંસ "સલફયુરીક ઇંઠર" એ બેઉ દવાઓ પ્હોળા મ્હોડાની કાચની સીસીમાં ભરીને એ મેળવણી દર અરધે કલાકે થોડી મીનીટ, મ્હોડું ખોલ્લું રાખીને દમમાં લેવી. અથવા ૨ ડ્રામ ટરપીનટાઇન તેલ તથા ૧ આઉંસ ખખળતું પાણી, એ બેઉને મેળવીને તેનો બાફ મ્હોડાં વાટે દમમાં લેવો. અથવા ૪૦ ગ્રેન ફટકી, ૪૦ ગ્રેન "કલોરેટ આવ પૉટાશ," સાકરનો ભુકો ડ્રામ ૨ એ સઘળાંને મેળવીને, તેના ૪ પડીકાં બનાવવાં, અને અકેકું પડીકું મ્હોડામાં મુકીને દર ત્રણ કલાકે ચુસી ચુસીને ગળવું; તથા ૧ ડ્રામ ફટકી અને ૩ આઉંસ કાંજીનું પાણી, એ બેઉને મેળવીને તેના કોગળા કરવા.

**ઈલાજો ૮ મો.**—અગરજો ચમકનેલીધે ઉલટી થતી હોય, તો ૩ ભાગ "લૉડેનમ," તથા ૧ ભાગ "કલોરોફૉર્મ," આ બંધેને મેળવીને તેમાં કપડું બોળી તે પીપડીનાં ખાડાઆગળ મુકવું, અને જો હોજરીમાં આંકરૂં આવીને દુખાવો થતો હોય, તો કોથલીમાં બરફ ભરીને તે દશ મીનીટસુધી પીપડીઉપર મુકી રાખવું, અને ત્યારપછી કાહાડી લેઈને તેઉપર રાઈની આંગળી મુકવી, પણ જો છાતીનું દરદ હોય, અને ખાંસી થઇ હોય, તો બરફ વાપરવું નહીં, પણ ૨ ગ્રેન "મૉનૉ બ્રોમાઇડ આવ કેમફર" પાણીમાં ભેળીને પાવું. આ ઇલાજોથી ગમે તેવી ઉલટી થતી હશે તે બંધ થશે.

**ઈલાજ ૯ મો.**—અગરજો બરડાનાં કાંડામાં દુખાવા થતો હોય, તો "ઑઇન્ટમેન્ટ આવ ટારટરેટેડ એન્ટીમની" તેઉપર ચોપડવો.

**ઈલાજ ૧૦ મો.**—જટામાસી ડ્રામ ૩ થી ૪—ખખળતું પાણી આઉંસ ૧૦.

આ દવાનો ઉકાળો કરીને તે આસરે પા કલાકસુધી રાખી મુકવો, અને તે થંડો પડે કે ગાળી કાહાડી, તેમાંથી ૨ થી ૩ આઉંસજેટલો, દહાડામાં ત્રણવાર પાવો.

**ઈલાજ ૧૧ મો.**—ચુંદંબસતર ડ્રામ ૧—દફનજે અકરબા ડ્રામ ૨—જટામાસી ડ્રામ ૨.

આ ત્રણે દવાઓને મેળવીને, તેમાં થોડું મધ ભેળીને પાખ બનાવવો, અને તેમાંથી ૦ાા થી ૧ ડ્રામજેટલો ખવાડવો.

આ મરજવાળાંએ, ચા, કાફી, વગેરે પીવું નહીં, પણ શક્તિ આવે એવો ખોરાક, જેવોકે દુધ, સેરવો, ઈંડાં, વગેરે લેવું. બીજો કાંઇ ખોરાક લેવો નહીં, દરરોજ કસરત કરવી, ખુલ્લી હવામાં ફરવું, વાંચવાલખવામાં ધ્યાંન રોકવું, નઠારી સોબત છોડી દેવી, અને સારી નીતિની ચોપડીઓ વાંચવી.

## વિજળીનાં પડવાથી માણસનું બેશુધ થવું.

**ઈલાજો ૧ લા.**—અગરજો વિજળીનાં પડવાથી કોઇ માણસ બેશુધ થઇ જાય, તો તેને પાછો શુધીમાં લાવવામાંટે તરત તેનાં સઘળાં લુગડાં કાહાડી નાખીને, તેનાં શરીરઉપર ૧૦ થી ૧૫ મીનીટસુધી થંડું પાણી નાખવું, અને ફેફસાંમાં હવા દાખલ કરવામાંટે, "**ડુબી જવું**"નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઈલાજો કરવા, તથા આખું શરીર સામ માણસે પોતાના હાથો વડે સારીપઠે મસળવું, છાતીઉપર રાઇ મુકવી, અથવા "બ્લીસટરીંગ લીકવીડ" જો તરત મળી આવે, તો તે પિચ્છવડે છાતીઉપર લગાડવું, અને જ્યાંસુધી તે શુધીમાં આવે તથા નાડી પાછી બરાબર ચાલે, ત્યાંસુધી તેને થોડેથોડે વારે "બ્રાંડી" પાવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને પાવી, અને જો અગત્ય જણાય, તો દર અર્ધાથી એક કલાકે ફરીથી પાવી.

| | | |
|---|---|---|
| સલફ્યુરીક ઈથર................. | ડ્રામ | ૦॥ |
| કારબૉનેટ આવ એમોનીયા ........ | ગ્રેન | ૫ થી ૧૦ |
| પેપરમીન્ટ વૉટર ............... | આઉંસ | ૧॥ |

**ઈલાજ ૨ જો.**—અગરજો વિજળીનો સંચો તરત મળી શકે, તો તેનાં ચમકારા ધીમેધીમે તેને આપવા, અને જ્યારે શુધીમાં આવે કે વિજળી આપવી બંધ કરવી. આ ઈલાજ ઘણો સારો છે.

**ચેતવણી—જયારે પણ વરસાદ સાથે જોરમાં વિજળીનું તોફાન થાય, ત્યારે ઉંચાં ઝાડો, અથવા ઉંચી ઘાસની ગંજીનીનિચ્ચે તથા ધાતુનાં બારણાં, અથવા કોઈપણ ધાતુની મોટી ટાંકી, વગરેઆગળ આસરો લેવો નહીં, એમ કરનાં ખુલ્લી જગ્યામાં ઉભા રેહીને ભિંગાવું વધારે સારૂંછે, કારણકે ધાતુવાળી વસ્તુઓમાંથી, તથા જે વસ્તુઓ હવામાં ઘણી ઉંચી હોયછે, તેઓમાંથી વિજળી ઘણી સેહેલાઈથી પસાર થાયછે, અને જો કોઈ માણસ એવી વસ્તુઓને આસરે ઉભેલો હોયછે, તો તેનાં શરીરનો તે તદન નાશ કરી નાખેછે. અગરજો ઘરમાં હોઈએ, અને વિજળીસાથનું તોફાન થઈ આવે, તો બારી અથવા બારણાંઆગળ ઉભું રેહેવું નહીં, પણ બનતાંસુધી તેટલો વખતસુધી ઓરડાની વચ્ચોવચ બેસવું.**

---

## પડી ગયાથી માથાંમાં વાગ્યાથી, અથવા જોરમાં આંચકો લાગ્યાથી થતી બેશુધી.

(**સ્ટન, ઑર કનકશન**=Stun, or Concussion.)

**નીશાની તથા સબબ.**—કોઇ વેળા થોડી અથવા ઘણી ઉંચાઇથી પડવાથી માથાંમાં વાગેછે, અથવા જોરમાં આંચકો લાગેછે, અને તેથી પડનાર ઘણીવેળા બેશુધ થઇ જાયછે. નાહાના બાળકો આરીતે વારંવાર ખુરસી, બિછાણાં, ઇત્યાદિ-

ઉપરથી રમતાં, અથવા ચેરાં કાહાડતાં પડી જઈને બેશુધ થઈ જાયછે, જેથી આસપાસનાઓ ગભરાઈ જાયછે. વળી કોઈ વેળા બેશુધીસાથે ઉલટી પણ થાયછે, અને જો જોરમાં તેનાં કાનમાં કાંઈ કહ્યું, અથવા પુછ્યું હોયછે, તો તેનો ઉત્તર તે ઈશારતથી આપેછે, અને ઘણીવાર સુસ્ત પડી રેહેછે. અગરજો તેને ઉઠાડવાનો યત્ન કરવામાં આવેછે, તો તેનું આખું શરીર છાકટા માણસનીપડે ધુજેછે.

**ઈલાજો.**—બિમારનાં માથાંતળે તકીઓ મુકીને તેને સુતેલું રાખવું, અને કોઈપણ કારણમાટે તેને ઉઠવા દેવું નહીં, તેનાં મોહોડાંઉપર જોરથી પાણી છાંટવું, અને "કોલોનવૉટર" તથા પાણી ભેળીને તેમાં કપડાંનો કટકો બોળી તે માથાંઉપર મુકી રાખવો.

અગરજો હાથપગ થંડા થઈ ગયા હોય, તો તેઓઉપર ગરમ પાણીની બાટલીનો, અથવા ભેળાંનો ગરમ સેક કરવો, "સ્મેલીંગ સૉલ્ટ" જરા દુરથી સુંઘાડવું, તથા છાતીની ડાબી બાજુઉપર રાઈની આગળી બનાવીને તે મુકવી, અને "બ્રાંડી" માં પાણી ભેળીને તે પાવો.

## ભેજાંઉપર દબાણ થવાથી થતી બેશુધી.

(કામપ્રેશન આવ ધ બ્રેન=Compression of the Brain.)

**નીશાની તથા સબબ.**—માથાંમાં લાકડીનો જોરથી ફટકો લાગ્યાથી, પથ્થર અથવા હરકોઈ મોટાં જાનવરની લાત વાગ્યાથી, અથવા એવીજ કોઈરીતે સખત ઘા થયાથી ભેજાંઉપર દબાણ થઈને તેથી બિમાર તદન બેશુધ થઈ જાયછે. એવી વેળા માથાંની ખોપરીમાંહેનું કોઈ હાડકું ભાગી જવાથી, અથવા ભેજાંની એકાદ નસ તુટી જવાથી તેમાંનું લોહી ભેજાંઉપર પંથરાયછે, અને તેથી ભેજાંનાં તેટલા ભાગઉપર દબાણ થાયછે. એમ થવાથી બિમાર તદન બેશુધ થઈ જાયછે, અને ગમેએવો મોટો સાદ તેનાં કાનઆગળ કર્યામાં આવ્યાછતાં તે સાંભળી શકતો નથી. ખોરાક, દવા, પાણી, ઈત્યાદિ મોટી મેહેનતે તેનાં ગળાંમાંથી ઉતરેછે, તેનાં નાક તથા કાનોમાંથી લોહી રાતદહાડો પસરયા કરેછે. પ્રથમમાં શરીરની ચામડી અતિશય થંડી રેહેછે, અને પાછળથી તાવ આવીને તે ગરમ થાયછે, તથા આંખની કીકીઓ ઘણુંકરીને ખેંચાયલી રેહેછે.

**ઈલાજો**—એવી વેળા "**પડી ગયાથી માથાંમાં વાગ્યાથી, અથવા જોરમાં આંચકો લાગ્યાથી થતી બેશુધી**" નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યા પ્રમાણે ઈલાજો કરી જોવા, પણ જો તેથી કશો ગુણ નહીંજ થાય, તો ૩ ગ્રેન "કેલોમેલ," ખાંડમાં મેળવીને જીભઉપર દર ત્રણ કલાકે મુકયા કરવું. આ ઈલાજ બેથી ચાર દહાડાસુધી અજમાવી જોવો. વળી સવારસાંઝ ગરમ પાણીમાં પગો-બોળવા, કોથલીમાં બરફ ભરીને તે માથાંઉપર મુકી રાખવી. ખોરાકમાં માત્ર દુધ અથવા દુધની કાંજી પાવી, અને તે જો ગળાંવાટે ઉતરી શકતી નહીં હોય, તો તે,

અથવા સેરવો, દુધ, ઇત્યાદિ પિચકારીવડે દર ત્રણ કલાકે સફરામાં દાખલ કરવું. એથી પણ જો કશો ગુણ નહીંજ થાય, અને બિમારને તાવ આવતો હોય, તથા જો તે મજબુત બાંધાનો હોય, તો સંગરા મુકવાથી ગુણ થાયછે.

અગરજો માથાંની ખોપરીનું બાહારનું હાડકું ભાંગી જઇને તેનો એકાદ કટકો ભેજાંમાં ખુંટી બેહો હોય, તો કોઇ કાબેલ ડાકટર પાસે તે હાડકું કહડાવવું. પણ એવી માઠીરીતે વાગવાથી ઘણુંકરીને બિમારની જીવવાની આશા રેહેતી નથી.

---

# અરધાંગ. ફાલેજ. લકવો.

## અર્ધાંગવાયુ. પક્ષઘાત, અર્ધું ધડ રહી જવાનો રોગ.

(હેમીપ્લેજીઆ=Hemiplegia.)

**નીશાની.**—લકવાનો જોર ઘણુંકરીને જમણી બાજુકરતાં ડાબી બાજુએ વધારે હોયછે. એમાં માથાંથી તે પગસુધી શરીરની એક બાજુનો ભાગ તદન જુદો થઇ જાયછે, અને તેની ચૈતનશક્તિ તદન જતી રેહેછે, અને દરદીને તે ભાગઉપર કશું પણ લાગતું નથી. વળી તે ભાગની હાલચાલશક્તિ પણ બિલકુલ જતી રેહેછે. તથા જે ભાગઉપર લકવો થયો હોયછે, તેની બીજી બાજુનો મોહોડાંનો ભાગ તેથી ખેંચાઇ જાયછે, અથવા ફરી જાયછે.

**સબબ.**—આ દરદ બેજાતનું હોયછે. પેહેલી જાતમાં પ્રથમ ભેજાંનો વરમ થઇ આવેછે, એટલે કે ભેજાંનો કોઇ ચોકસ ભાગ સુજી આવેછે, રાતો થાયછે, તથા તેમાં દુખાવો થાયછે, પછી તે ભાગની કોઇ ઝીણી નેસ તુટીને તેમાંનું લોહી ભેજાંઉપર પંથરાયછે, અને તેમાંથી એકુ ગાંઠ બંધાયછે, અને તેથી ભેજાંઉપર દબાણ થાયછે. આપ્રમાણે થયાથી તેટલો ભાગ પોતાનું કામ સારીપઠે કરી શકતો નથી, જેથી લકવો થવાઅગાઉ દરદી તદન બેશુધ થઇ તુટી પડેછે, અને ત્યારપછી લકવો જણાયછે. શરીર ઘણું ગરમ રેહેછે. આ જાતનો લકવો ઘણુંકરીને જુવાન તથા મજબુત બાંધાવાળાં માણસોમાં સાધારણ હોયછે. મુખ્યકરીને જે જુવાન માણસ ઘણો દારૂ પીએછે, જરાજરામાં ઉસ્કેરાઇ જાયછે, ભેજાંનેલગતું કામકાજ ઘણું કરેછે, તથા ઘણી ચિંતા રાખેછે તેઓને થાયછે. ઘણીવેળા માથાંમાં જોરથી ફટકો લાગ્યાથી પણ લકવો થાયછે. બીજી જાતનો લકવો બુઢાં તથા જુવાન પણ નબળા બાંધાવાળાં માણસોને થાયછે. તેનું કારણ ઘણુંકરીને નબળાઇ હોયછે. એવાં માણસોને ભેજાંનો વરમ થતો નથી. પણ તેનેબદલે ભેજું તવાઇને મલાઇ અથવા ખીરજેવું પોચું થાયછે, જેથી એવા દરદીનાં ભેજાંમાંથી નિકળતા તંતુઓ પણ દુર્બળ થઇ જાયછે, અને એજ કારણથી હાથ, પગ, તથા મોહોડાંની ચૈતનશક્તિ, તથા હાલચાલશક્તિ તદન જતી રેહેછે. આ જાતનાં લકવામાં તાવનો જોર ઘણો હોતો નથી, પણ તેથીઉલટું શરીર થંડું રેહેછે.

બીજાં કેટલાંક કારણો, જેવાંકે સિસાંની ધાતુ કોઈરીતે શરીરમાં દાખલ થયાથી, પારાની ધાતુ પુષ્કળ ખાધામાં આવ્યાથી, અથવા તે ધંધાનેલીધે શરીરમાં દાખલ થવાથી પણ લકવો થાયછે. અગરજો અમક થવાથી, ઘણો થંડો વા માથાંને લાગવાથી, અથવા ફેફરાંનાં મરજથી લકવો થાયછે, ત્યારે જો ભેજાંમાં ઉપર જણાવ્યા પ્રમાણે કાંઇ નુકસાન થયું નહી હોયછે, તો તેવા દરદી ઉતાવળા સાજા થઇ શકેછે.

**ઈલાજ ૧ લો.**—લકવાનો ઇલાજ કરવાઅગાઉ જે બાજુએ તે થયો હોય, તેનીગમનો હાથ પકડીને સાંધાઆગળથી, તથા પગ પકડીને ઘુટણઆગળથી વાળી જોવો, અને જો વાળતી વેળા તેઓમાં ઘણો ખેંચાવો થતો જણાય, તથા તેઓ કડણ લાકડાંજેવા જણાય, અને તેથી સેહેલથી વાળી શકાય નહી, તથા દરદી જુવાન અને મજબુત બાંધાનું હોય, તેને દારૂ પીવાની ઘણી ટેવ હોય, તો આ સઘળાઉપરથી સમજવું, કે તેને ઉપર જણાવ્યાપ્રમાણે ભેજાંનો વરમ થયોછે. એવી વેળાએ, એટલે કે સકતો થવાથી લકવો થયો હોય, તો દરદીને પેહેલાં એક ભારી જુલાબ નીચે જણાવ્યાપ્રમાણે બનાવીને ફકાડવો.

| | | |
|---|---|---|
| જેલપ | ગ્રેન | ૬૦ |
| કેલોમેલ | ગ્રેન | ૫ |
| કૉલોસીન્ડ પલ્પ | ગ્રેન | ૧૦ |

**ઈલાજ ૨ જો.**—અગરજો દરદી બેશુધ થવાનેલીધે તેનાંથી કાંઇપણ ગળી શકાતું નહીં હોય, તો ૨ ટીપાં જમાલગોટાનાં તેલનાં ખાંડમાં મેળવીને તે જીભ ઉપર મુકવાં, જેથી જુલાબ લાગશે.

**ઈલાજ ૩ જો.**—એરંડાઉં તેલ આઉંસ ૨—ઑઇલ આવ ટરપીનટાઇન અમમા ૧ થી ૨—કાંજીનું પાણી આઉંસ ૧૦.

આ સઘળાંને મેળવીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું.

**ઈલાજો ૪ થા.**—બોચીઉપર "બ્લીસ્ટર" મુકવું, તથા જો માથું ગરમ હોય, તો તેઉપર બરફ ફેરવવું. આપ્રમાણે કર્યાપછી દરદી જો જરાપણ શુધીમાં આવે, તો તાવનો જોર ઓછો કરવામાટે પેહેલાં ઘણો હલકો ખોરાક આપવો, અને નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા. | આઉંસ | ૧ થી ૧ા |
| એપસમ સૉલ્ટ | ડ્રામ | ૬ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથિર | ડ્રામ | ૨ |
| કેમ્ફર વૉટર | આઉંસ | ૬ |

તાવ ઓછો થવાપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ | ગ્રેન | ૫ |
| સૉલ્યુશન આવ પરક્લોરાઇડ આવ મરક્યુરી. | મીનીમ | ૨૦ |
| કમપાઉંડ ડીકૉક્શન આવ સારસાપેરીલા | આઉંસ | ૧ા |

આગળ દરદની વેળા માથાંઉપર જળો મુકવાનો ચાલ હતો, પણ તેથી ઘણો અવગુણ થાયછે. એમ કર્યાથી નબળાઇ વધેછે, માંટે બનતાંસુધી જળો મુકવી નહીં.

અગરજો બુઢાં, અથવા જુવાન પણ ઘણાં નબળા બાંધાવાળાં માણસને આ દરદ થાયછે, તો એવી વેળા દરદીનાં હાથ તથા પગ વાળી જોવાથી તેઓમાં બિલકુલ ખેંચાવો જણાતો નથી, પણ તેઓ સાધારણ રીતપ્રમાણે ઢીલા હોયછે. અને સેહેલાઇથી વાળી શકાયછે. એવી વેળા ઝાડો લાવવામાંટે જુલાબનેબદલે પિચકારીવડે દવા સફરામાં દાખલ કરવી, અને જો તેથી ઝાડો સાફ નહી આવે, તો નીચે જણાવ્યાપ્રમાણે એક હલકો જુલાબ આપવો.

**ઈલાજો ૫ માં.**—૧॥ ચમચો એરંડીઉં તેલ, અથવા ૫ ગ્રેન "કેલોમેલ," અથવા ૪૦ ગ્રેન "પાઉડર આવ રૂહબાર્બ" તથા ૩૦ ગ્રેન "કેલસાઇન્ડ મેગનીશીયા" આ બંધેને મધમાં મેળવીને તે ચટાડવું.

**ઈલાજ ૬ ઠો.**—સકતાનું જોર ઓછું થાય, અને દરદી શુધીમાં આવે, એટલામાંટે શક્તિ આવે એવો ખોરાક આપવો, જેવાકે દુધ, ઇંડાં, સેરવો, ઇત્યાદિ. અગત્ય જણાય, તો "વાઇન" પાવો. સવારસાંઝ મગરનું તેલ પાવું. તથા દિવસે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવી.

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ એમોનીયા.... | ગ્રેન | ૨૦ |
| કમપાઉંડ ટીંક્ચર આવ લૅવેન્ડર.. | ડ્રામ | ૨ |
| ડીકૉક્શન આવ સીન્કોના..... | આઉંસ | ૬ |

**ઈલાજો ૭ માં.**—આ દરદ ઘણુંકરીને કદાચજ તદન સાજું થાયછે. ઘણુંકરીને થોડા મહિના વિત્યાકેડે હાથમાં શક્તિ આવવા માંડેછે ખરી, પણ તેમ પગમાં આવતી નથી, અને દરદીને તદન સાજો થવાને કોઇવેળા એક વર્ષથી પણ વધારે વખત જોઇએછે. એટલામાટે સકતો થવાપછી એકથી બે મહિના વિત્યાકેડે જો હાથપગમાં બિલકુલ ખેંચાવો નહી જણાય, તો દરદીને વિજળીનો સંચો આપવો, તથા હાથપગનાં માંસનાં લોચાંઓમાં ચૈતનશક્તિ, તથા હાલચાલ શક્તિ પુરતી આવે, એટલામાંટે તેઓની ચંપી કરવી, તથા ૧ આઉંસ "ઑઇલ આવ ટરપીનટાઇ," તથા ૩ ડ્રામ "ટીંક્ચર આવ કેનહેરીડીસ," આ બંધેને મેળવીને તે, અથવા કપુરનું તેલ, "લીનીમેન્ટ આવ સોપ," આ ત્રણમાંહેલી ગમેતે એક દવા, અથવા હરકોઇ એવું બીજું તેલ ચોપડવું, તથા નીચે જણાવેલી દવાઓને સારીપહે મેળવીને, તેની આઠ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દહાડામાં ચારવાર ગળાવવી, અને તે ઘણાંમહિનાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| એક્સટ્રેક્ટ આવ નક્સ વૉમીકા..... | ગ્રેન | ૨ |
| સલફેટ આવ કુઈનીયા.......... | ગ્રેન | ૬ |
| રીડયુસ્ડ આયરન.............. | ગ્રેન | ૮ |
| પેપસીન.................. | ગ્રેન | ૮ |
| એક્સટ્રેક્ટ આવ જેનશીયન........ | ગ્રેન | ૬ |

**ચેતવણી—અગરજો ઉપલી "એકસટ્રેકટ આવ નકસ વૉમીકા" નામની દવા દશથી પંદર દહાડાસુધી પાયાપછી હાથપગમાં ખેંચતાણ થાય, તો વચ્ચે બેથી ત્રણ દહાડાનો ગાળો નાખીને પાછી પાવી ચાલુ કરવી.**

**ઈલાજ ૮ મો.**—અગરજો લકવો જુનો થયો હોય, તો નીચે જણાવેલી દવાઓને સારીપઠે છુંદીને તેનો બારીક ભુકો કરવો, અને ત્યારપછી તેમાં ૪૦ તોલા મધ. તથા ૧ શેર પાણી, આ બંને ઉમેરીને આ સઘળાંને ગરમ કરવું. પાખ્ખ જેવું થાય, કે ૦॥ થી ૧ દીરમજેટલું, દહાડામાં બેવાર ખવાડવું.

ઝેરીકચુરા તોલા ૨—ગુલે ગાવજુબાન તોલો ૧—મરકચુર તોલો ૧—ઉમ્રતખુદુમ તોલો ૧—કરાઓ ચુંદર તોલો ૧—અકાકુલ તોલો ૧—એલચી તોલો ૦॥—સુખડનો વેહેર તોલો ૦।—લવંગ તોલો ૦।—સુકા આમળા તોલા ૧॥—હીમજી હરડે તોલા ૧॥—કોપરું (ટોપેલ) તોલો ૧—ચલગુઝનો મગજ તોલો ૧.

**ચેતાવણી.—ઉપલા કોઈપણ ઈલાજોમાં "એકસટ્રેકટ આવ નકસ વૉમીકા," અથવા ઝેરીકચુરાની દવા આવે, અને તે થોડા દિવસ ચાલુ રાખ્યાથી જો અજવાળું જોવાય નહી, કોઈનાં બોલવાથી કાનમાં ઘોંગાટ થાય, શરીરને હાથવટીક લગાડવાથી તેમાં દુખાવો થાય, તથા શરીરનાં કોઈ પણ ભાગમાં ખેંચતાણ થાય, તો એ દવા તરત બંધ કરવી. વળી એ ઝેરી દવા વાપરતીવેળા ઘણી સંભાળ રાખવી જોઈએછે.**

**ઈલાજ ૯ મો.**—અગરજો ઉપલી કોઈપણ દવાથી કશો ગુણ નહીંજ જણાય, તો બોચીઉપર પોત મુકવાં.

**ઈલાજો ૧૦ માં.**—કોઈવેળા દાંત કોહેલા હોવાથી મોહોડું એક બાજુએ ફરી જઈને મોહોડાંનો લકવો થાયછે. અગરજો એમ થાય. તો દાંતોની તપાસ કરી કોહેલા દાંતો કાહાડી નખાવવા, અને "ઑઈલ આવ ટરપીનટાઈન." અથવા "લીનીમેન્ટ આવ સોપ" ગાલઉપર બાહારથી લગાડવું.

અગરજો કરમનેલીધે બચ્ચાંને લકવાનીપઠે અસર જણાય. તો "**કરમ**" નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવેલા ઈલાજો કરવા.

અગરજો ચમકનાં મરજનેલીધે લકવાનીપઠે અસર જણાય, તો "**ચમક**" નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવેલા ઈલાજો કરવા.

---

# શરીરનીનિચ્ચેનાં અર્ધા ભાગનો ફાલેજ અથવા લકવો.

(**પેરપ્લેજીઆ**=Paraplegia.)

**નીશાની.**—શરીરનોહેઠલો અર્ધા ભાગ, એટલે કે ડુંટીથી તે પગસુધી તદન ચૈતનશકિત અથવા હાલચાલશકિતવિનાનો થઈ જાયછે, પગો તથા જાંગો ખેંચાયછે તથા ઉડયા કરેછે, તેઓમાં આકરાં આવેછે, તેઓ કોઈવેળા ઘણાં ગરમ અને કોઈવેળા ઘણાં થંડા લાગેછે, તેઓ બિલકુલ ઉંચકાતા નથી, અને તેઓમાં ચમટો તોડયાથી તે દરદીને બિલકુલ લાગતો નથી. અગરજો કંમરસુધી દરદનું જોર હોયછે, તો દરદીને પોતાનીમેળે પિસાબ અથવા ઝાડો થઈ જાયછે, અને તેપ્રમાણે

બિછાણાંમાં વારંવાર થયા કરેછે, કંમરનીઆસપાસ જાણે દોરડાંજેવું કાંઇ મજબુત બાંધ્યું હોય એમ દરદીને જણાયછે, અને છેલ્લે બિછાણાંમાં પડી રેહેતાં બરડામાં તથા કંમરમાં નઠારી જાતનાં ચાઠાં પડી આવેછે.

**સબબ.**—આ જાતનો લકવો બરડાનાં કાંઠાની ગુરમાં, અથવા ગુરનાં ચિકટ ઢાંકણોમાં વરમ થવાથી, અથવા બંધેમાંસાથે વરમ થવાથી થાયછે. કોઇ વેળા નબળાઈથી પણ થાયછે. વળી કોઇ વેળા કરમ થવાથી, બરડાનાં કાંઠાનું હાડકું સડવાથી, અથવા તેઉપર જબરો માર પડવાથી, બારીએથી અથવા હરકોઇ ઉંચી જગ્યાએથી પડી જવાથી, ગુરદાનાં વરમથી, અથવા હાથરસ કીધાથી પણ આ દરદ થાયછે.

**ઈલાજ ૧ લો.**—અગરજો બરડાનાં કાંઠામાં વરમ થયો હોય, અને તેથી તેઉપર ઠોકવાથી દુખાવો થતો હોય, તો પેહેલે એક જુલાબ આપવો, તથા બરડાનાં કાંઠા તથા બોચીઉપર એકથી બે દહાડાસુધી બરફ મુકયા કરવું અને ત્યારપછી આસરે આઠ ઇંચ લાંબી "બેલેડોના પ્લાસ્ટર" ની આગળી બનાવીને તેઉપર મુકવી, તથા ૨ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ બેલેડોના," તથા ૧૦ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ જેનશીયન," આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ચારવાર, દર ત્રણ કલાકે પાણીસાથે ગળાવવી. આ ગોળીઓ દશથી પંદર દહાડાસુધી ચાલુ રાખવી.

**ઈલાજો ૨ જો.**—અગરજો ઉપલા **ઈલાજ ૧ લાથી** કશો ગુણ નહીં જણાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ચારવાર પાવો.

લીક્વીડ એક્સટ્રેક્ટ આવ અરગટ...... ડ્રામ ૧
બ્રોમાઈડ આવ સોડીઅમ............ ગ્રેન ૬૦
ટીંક્ચર આવ સીન્કોના ............ ડ્રામ ૨
ઈનફ્યુઝન આવ ચીરેટા ............ આઉંસ ૬

અથવા ૫ ગ્રેન "અરગટ આવ રાઇ" નો ભુકો, દહાડામાં ચારવાર ફકાડવો.

આ દવાઓ ઓછામાંઓછો એક મહિનોસુધી ચાલુ રાખવી, તથા સવારસાંઝ મગરનું તેલ પાવું.

**ઈલાજ ૩ જો.**—અગરજો થોડાં અઠવાડીયાંમાં ઉપલા બંધે ઇલાજોથી કશો ગુણ નહીં જણાય, તો ૫ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ," પાણીમાં ભેળીને, દહાડામાં ત્રણથી ચારવાર પાવું, તથા મગરનું તેલ સવારસાંઝ પાવું.

**ઈલાજો ૪ થા.**—અગરજો હાથપગમાં ખેંચાવો થતો હોય, તથા આંકરાં આવતાં હોય, તો ઉપલા **ઈલાજ ૩ જા**માં જણાવેલી દવાઓનીસાથેજ તાણતોડ નરમ પાડવામાંટે ૯ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ હાઇયોસાએમસ," અથવા ૨ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ હેમલૉક," અથવા ૨ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ ઇન્ડીયન

હેમ્પ," આ ત્રણમાંથી ગમે તે એક દવા તેનાં જણાવેલા વજનમાં લેઇને, તેની ૭ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દહાડામાં ત્રણવાર ગળાવવી.

**ઉંઘ લાવવામાંટે અફીણની દવા આપવી નહીં.**

**ઈલાજો ૫ મો.**—અગરજો પિસાબ બંધ થઇ ગઇ હોય, તો સળી મુકીને પિસાબ બાહાર કાહાડવી. ખોરાક સારો આપવો, ભુખ્ખ લાગવામાંટે "બીર," "પોરટર," અથવા "વાઇન" પાવો. પગો તથા જાંગોની ચંપી કરવી, તેઓની નિચ્ચે મોટા તકીયા મુકીને બિમારને સુવાડેલોજ રાખવો, તથા તેઓઉપર "ઑઇલ આવ ટરપીનટાઇન," "લીનીમેન્ટ આવ સોપ," વગેરે દરરોજ ચોપડવું, અને વિજળીનો સંચો આપવો.

અગરજો નબળાઇને લીધે બરડાનાં કાંડાની ગુર ખીરજેવી પોચી થવાથી આ જાતનો હેઠલા અર્ધા શરીરનો લકવો થાયછે, તો બરડાનો કાંડો ઠોકવાથી તેમાં દરદ થતું નથી. અગરજો એમ જણાય, તો શકિત આવવાની દવા પેહેલાં આપવી, અને **"અરધાંગ. ફ્રાલેજ. લકવો" નાં** મથાળાંહેઠલની બાબદમાં **ઈલાજો ૭ માં** મધે જણાવ્યાપ્રમાણે "એકસટ્રેકટ આવ નકસ વૉમીકા" **ની** ગોળીઓ ગળાવવી, અથવા ૧ ચમચી "કેમીકલ ફૂડ" પાણીસાથે સવારસાંઝ પાવું, અથવા ૧૦ થી ૧૫ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ," પાણીમાં નાખીને. દહાડામાં ચારવાર પાવાં. ગરમ પાણીનાં વાસણમાં ગંધક નાખીને તેમાં દરદીને દરરોજ અર્ધો કલાકસુધી બેસાડવો, તથા જો તેને હાથરસ કરવાની ઘણી અવગુણા કારક ટેવ પડી હોય, તો તે છોડાવવી.

**ઈલાજો ૬ ઠો.**—અગરજો શરીરના અર્ધા ધડનો લકવો ઘણાં દહાડાને જુનો હોય, તો લકવાવાળા ભાગમાં શકિત આવવામાંટે નીચે જણાવેલો ઇલાજ કરવો.

| | | |
|---|---|---|
| નાઇટ્રેટ આવ સીલવર.......... | ગ્રેન | [illegible] |
| એકસટ્રેકટ આવ નકસ વૉમીકા..... | ગ્રેન | ૧૨ |
| એકસટ્રેકટ આવ જેનશીયન........ | ડ્રામ | ૧ |

આ સઘળાંને મેળવીને, તેની ૨૪ ગોળીઓ બનાવી. અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત પાણીમાં ગળાવવી.

**ચેતવણી—ઉપર જણાવેલી "નાઈટ્રેટ આવ સીલવર" નામની દવા ઝેરી છે, માટે સંભાળીને વાપરવી, અને એ દવાની ગોળીઓ એક અઠવાડિયું ચાલુ રાખીને, બંધ કરવી, અને ૨ થી ૪ દહાડાનો ગાળો નાખીને પાછી ચાલુ કરવી. એ પ્રમાણે એ ગોળીઓ ઘણા દહાડા સુધી પગમાં શકિત આવે ત્યાંવેર ચાલુ રાખવી.**

ઝેરીકચુરાનાં બીજનો ભુકો ડ્રામ ોા—કાળાં મરી ડ્રામ ૧—હરડે ડ્રામ ૨ા.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને, ૫ થી ૧૦ ગ્રેનજેટલો, દહાડામાં ત્રણવાર ફકાડવો, તથા જો ઝેરીકચુરાથી હાથપગમાં તાણ થાય, તો આ દવા એકદમ બંધ કરવી, અને વચ્ચે થોડા દિવસનો ગાળો નાખીને પાછી આપવી.

## પારાની ધાતુ શરીરમાં જવાથી થતો લકવો.

(મરક્યુરીયલ પૉલઝી=Mercurial Palsy.)

**નીશાની.**—આ જાતનાં લકવામાં દાંતો કાળા મારી જાયછે, ચામડીનો રંગ ભુરો થઇ જાયછે, મોહોડાંઉપર લકવાની અસર થવાથી ખોરાક સારીપડે ચવાતો નથી, દરદી તોતડું બોલેછે, હાથપગમાં શક્તિ રેહેતી નથી, તેઓમાં આંકરાં આવેછે, તથા તેઓની ચૈતનશક્તિ તથા હાલચાલશક્તિ પણ ઓછી થાયછે.

**સબબ.**—જેઓનાં ખાધામાં અઘટિતરીતે પારાની ધાતુ આવી હોય, તથા જેઓનો ધંધો પારાની ધાતુનેલગતો હોયછે. જેવાકે આરસીનાં કાચઉપર પારો ચઢાવનારાઓ, ચળકતા "કાર્ડ" બનાવનારાઓ, વાયુમાપકયંત્ર બનાવનારાઓ, વગેરેનાં શ્વાસમાં પારાની ધાતુનો બાફ જવાથી આ જાતનો લકવો ઘણુંકરીને થાયછે.

**ઈલાજો.**—૫ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ," પાણીમાં ભેળીને, દહાડામાં ચારવાર પાવું, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું, ખોરાક સારો આપવો, દરદીને ખુલ્લી હવામાં ફરવા મોકલવો, તથા ખખલતાં પાણીમાં ગંધક નાખીને તેનો બાફ સવારસાંઝ આપવો.

---

## સિસાંની ધાતુ શરીરમાં જવાથી થતો લકવો.

(લેડ પૉલઝી=Lead Palsy.)

**નીશાની.**—દાંતનાં પારાઓનીઆસપાસ નીળા રંગની રેષા થયેલી જણાયછે, હાથનાં પોહોંચાનાં માંસનાં લોચાઓ મરજીપ્રમાણે હાલવી શકાતા નથી, પણ તેઓ બિલકુલ જુઠા થઇ જઇ નિચ્ચે ઝુલાયા કરેછે.

**ઈલાજો.**—"આઇયોડાઇડ આવ પૉટાશીયમ" પીધામાં આપવું, અથવા ૨૦ થી ૩૦ ગ્રેન "બ્રોમાઇડ આવ પૉટાશીયમ," પાણીસાથે મેળવીને, દહાડામાં ત્રણવાર પાવું, તથા ૧૫ ટીપાં "ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ." પાણીમાં ભેળીને સવારસાંઝ પાવાં, અથવા ખખલતાં પાણીમાં ગંધક નાખીને તેનો બાફ બિમારને આપવો. તથા દરીઆઆગળની હવામાં રાખવો.

---

## ધુજતો લકવો, રાશા.

(પેરેલીસીસ એજીટેન્સ, ટ્રેમર, ઑર શેકીંગ પૉલઝી=Paralysis Agitans, Tremor, or Shaking Palsy.)

**નીશાની.**—આ દરદમાં બિમારનાં હાથો, પગો, માથું, અને ધીમેધીમે આખું શરીર સઘળો વખત ધુજ્યા કરેછે, જેથી તે સિધો ઉભો રહી શકતો નથી, માંસનાં લોચાઓ માંહેલી ચૈતનશક્તિ પણ ઓછી હોયછે. આ દરદ ઘણુંજ ધીમેધીમે વધેછે, અને ઘણો વખત વિત્યાકેડે શરીર એટલુંતો ધુજેછે, કે તેથી

બિમારથી સારીપઠે સુઇ શકાતું નથી, ખોરાક સારીપઠે ચવાઇ, અને સેહેલથી ગળાઇ શકાતો નથી. પાધરૂં બોલાતું નથી, પિસાબ અને ઝાડો પોતાનીમેળે તેની જાણવિના થઇ જાયછે. અને શેજ બકારો કરી બિમાર તદન બેશુધ થઇ મરણ પામેછે.

**ઈલાજો.**—બિમારને ચોખ્ખી હવામાં રાખવો, શક્તિ આવે એવો ખોરાક આપવો, જો ટાહાડ નહીં વાગે, તો દરરોજ થંડાં પાણીથી નહવાડવો, તથા સવારસાંઝ મગરનું તેલ પાવું. શક્તિ આવવામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ કરી અક્કેકી ગોળી, દહાડામાં ચારવાર ગળાવવી.

| | |
|---|---|
| રીડ્યુસ્ડ આયરન...... ગ્રેન ૪ થી ૮ | એક્સટ્રેક્ટ આવ નક્સ વૉમીકા.. ગ્રેન ૨ |
| વેલેરીએનેટ આવ ઝીંક... ગ્રેન ૬ | લેક્ટો પેપ્ટીન ......... ગ્રેન ૨૦ |
| સલ્ફેટ આવ કુનીના... ગ્રેન ૬ | એક્સટ્રેક્ટ આવ જેનશીયન .. ગ્રેન ૨૦ |

અગરજો બેચેની ઘણી થતી હોય, તો કોઇ કોઇ વેળા ૧ ગ્રેન અફીણની ગોળી બનાવીને તે પાણીસાથે ગળાવવી. કેટલીક વેળા સંચાથી વિજળી આપ્યાથી પણ ગુણ થાયછે. બરડાનાં કાંડાઉપર "કમપાઉંડ લીનીમેન્ટ આવ મસટર્ડ," અથવા "કમપાઉંડ લીનીમેન્ટ આવ કેમફર" દરરોજ લગાડવું, અને જો તેથી ઘણી અગન બળે, તો વચ્ચે થોડા વખતનો ખાંચો નાખીને પાછું લગાડવું. ગરમ પાણીમાં ગંધક નાખીને તેમાં બિમારને કંમરસુધી અર્ધો કલાક, દરરોજ બેસાડવો.

---

# દિવાનાપણું, અથવા ઘેલાપણું.

**(ઈન્સેનીટી, ઑર મેનીયા=Insanity, or Mania.)**

દિવાનાપણું અથવા ઘેલાપણું એ એક સર્વેને જાણીતી બિમારીછે. આ બિમારીનાં ઘણાં વર્ગોછે, અને તેઓ જુદાજુદા ભાગોમાં વેહેંચાયલાછે, પણ તે સઘળાંનું વિસ્તારીને બ્યાંન કરવાને આ જગ્યાએ નહીં બનેએવું હોવાથી બનતાં સુધી ટુંકમાં તેઓનું વર્ણન કર્યુંછે.

એકજાતનાં દિવાનાપણાંમાં ભેજાંની શક્તિ સઘળી નહીં, તોયપણ ઘણીએક રીતે બગડેલી હોયછે, અથવા તેમાં બિમારને કોઇ ચોકસ જાતનો વેહેમ આવ્યા કરેછે, અથવા કોઇ ચોકસ વિચારમાં તે હંમેશાં ગુંથાયલું રેહેછે, જેને અંગ્રેજીમાં "મૉનોમેનીયા" (Monomania) કરી કેહેછે. એવા વિચારો બિમારની મરજીને જીતી લેછે, અને તેની બુદ્ધી એવા ખોટા વેહેમો અને વિચારોને પોતાનાં ભેજાંમાંથી ખસેડી શકતી નથી. બિમાર પોતાનાં જોસ્સાઓને પોતાની સત્તામાં રાખી શકતું નથી, આ પૃથ્વીમાં નહીં હોયએવી વસ્તુઓ તથા બાબદોને તેઓ ખરેખરછે એમ તે માનેછે, અને તેનો ખોટો વિચાર મનમાં રાખેછે. થંડી વસ્તુને ગરમ, તથા ગરમને થંડી, સર્વેથી નાહાની વસ્તુઓને સર્વેથી મોટી, તથા સર્વેથી મોટી ને સર્વેથી નાહાની, ઇત્યાદિ કેહેછે, તથા પોતે તેમ ખરૂં માનેછે. આ જાતનાં ખોટા વિચારોને અંગ્રેજીમાં "ડીલ્યુઝન" અથવા "હેલ્યુસીનેશન" (Delusion or Hallucination) કરી કેહેછે.

વળી કેટલીક વેળા હસ્તીમાં હોયએવી વસ્તુઓને બિમાર પોતાની આંખ, કાન, અથવા બીજી ઇંદ્રિની સાહ્યાતાવડે બિલકુલ જુદુંજ રૂપ આપેછે. એવી રીતનાં વેહેમોને અંગ્રેજીમાં "ઇલ્યુઝન" (Illusion) કરી કેહેછે, જેવું કે બિમાર પોતાને કાચનું બનાવેલું સમજેછે, અને તેટલામાંટે રખે તેનું કાચનું શરીર ભાગી અથવા ફુટી જાયએવી ધાસ્તી રાખીને ઘણી સંભાળથી તે હાલચાલ કરેછે. વળી કેટલાકોનાં દિલમાં ભૂતપ્રેતનોજ વિચાર બેસી જાયછે, અને કેટલાકો પોતે પરમેશ્વરછે એમ માનેછે, અને પોતાને ઘણુંજ પવિત્ર સમજીને એવી પોતાનાં ભેજાંની અધુરી અવસ્થામાં તે સામાં કોઇ નિર્દોષ માણસને પાપી ગણેછે, અને તેને મારી નાખવાનો પોતાનો ધર્મ હોય એમ સમજીને તેનું ખુનવટીક કરેછે, અને એરીતે ઉપજતા પુષ્કળ જોસ્સાઓને દાબવાને તે પોતાનાં ભેજાંની નબળી અવસ્થાનેલીધે અશકત હોયછે.

એવાં "મૉનોમેનીયા"વાળાં માણસો કોઇ ચોકસજ બાબદોમાં દિવાનાં હોયછે, અને બીજી બધી બાબદોમાં તેઓનું ભેજું સાજું હોયછે. તેઓ પોતાનાં ઘર તથા કુટુંબનેલગતું કામકાજ ઘણું સારી રીતે કરેછે, પોતાની પ્રિયા અથવા પ્રિય, તથા બચ્ચાંઓઉપર તેઓ ઘણું હેત રાખેછે, તથા ખરૂંખોટું પારખી શકેછે.

વળી કેટલીકવેળા આ જાતનાં જોસ્સાઓવાળાં માણસો પોતાની સાંમેનાં માણસોને પોતાને એકુ એકાંત ઓરડામાં બંધ કરવાને કાલાવાલા કરેછે, કે જેથી તેઓનાં એવા જોસ્સાઓમાં કોઇનું ખુન થતું અટકે. આ જાતનાં ઘેલાપણાંને અંગ્રેજીમાં "હૉમીસાઇડલ મેનીયા" (Homicidal Mania) કરી કેહેછે.

વળી કેટલાક એવા પુરૂષો પોતાને ગર્ભ રહ્યોછે એમ માનેછે, તથા કેટલીક એવી સ્ત્રીઓ પોતે ગર્ભવંતી નહીં હોવા છતાં હોય એમ માનેછે.

આ જાતનાં દિવાનાઓનાં ભેજાંની તપાસ એકાએક થવી કઠણછે, કારણકે તેઓ ઘણીખરી બાબદોમાં બીજાં સાધારણ સાજાં માણસોનાં જેવાંજ હોયછે, પણ ઉપર જણાવ્યુંછે તેમ માત્ર કોઇ ચોકસ બાબદમાંજ તેઓને ખોટા વિચારો આવેછે.

વળી એક જાતનાં દિવાનાપણાંને અંગ્રેજીમાં "સુઇસાઇડલ મેનીયા" (Suicidal Mania), અથવા "ઑટૉફો મેનીયા" (Autopho Mania) કરી કેહેછે. એને "આપઘાત કરવાનું દિવાનાપણું" કહીયે તો ચાલે, કેમકે આ જાતનાં દિવાનાપણામાં બિમાર પોતાની જીંદગીનો ઘણોખરો વખત અતિશય સુસ્તી, શોક, ઉદાસી, ધાસ્તી, તથા નાસિપાસીમાં કાહાડેછે, ને બાહાર ફરવા-હરવાને બદલે એકજ એકાંત જગ્યાએ પડી રેહેવાને ઘણું ખંતી હોયછે, અને હવે પછી શું શું દુઃખો તેનાંઉપર પડશે તેનો વિચાર કર્યા કરેછે. એવી અવસ્થામાં થોડો વખત કાહાડવાપછી તેને એક જાતનો આપઘાત કરવાનો જોસ્સો થાયછે, જે તે અટકાવી શકતું નથી. આ જોસ્સો એકદમ થતો નથી, પણ ઘણાં દહાડા અથવા મહિનાઆગમચથી તે આપઘાત કરવાની ગોઠવણ કર્યા કરેછે. આ જાતનાં દિવાનાઓને ઘણુંકરીને આપઘાત કરવા, અથવા કોઇવેળા બીજાનો જીવ લેવ

મારે એક જાતનું ધર્મનું દિવાનાપણું લાગેલું હોયછે. આ જાતનાં આપઘાત કરવાનાં દિવાનાપણાંમાં બિમાર અનેકરીતે પોતાનો અંત આણેછે.

એક જાતનાં દિવાનાપણાંમાં બિમાર પોતાનાં સઘળાં દ્રવ્યનો નાશ કરેછે, તથા પોતાનાં સ્થાવરને આગ લગાડેછે. આ જાતનાં દિવાનાપણાંને અંગ્રેજીમાં "આરસૉન" (Arson) કરી કેહેછે. વળી એવીરીતે નાશ કરતીવેળા તેઓ એમ માનેછે, કે એવું કર્મ કરવાને પરમેશ્વરે તેઓને સૂચવ્યું છે. આ જાતનાં દિવાનાપણાંને અંગ્રેજીમાં "પાઇરૉમેનીયા" (Pyromania) કરી કેહેછે.

વળી એક જાતનાં દિવાનાપણાંને અંગ્રેજીમાં "એરૉટૉમેનીયા" (Erotomania) કરી કેહેછે. એવા દિવાનપણાંને જો "પ્રીતિનેલગતું દિવાનાપણું" કહીયે તો ચાલે, કારણકે આ જાતનાં દિવાનાપણાંમાં પુરૂષ અથવા સ્ત્રીને સંસારભોગ કરવાનોજ વિચાર આવ્યા કરેછે. સ્ત્રીને જ્યારે આ જાતનું દીવાનાપણું લાગેછે, ત્યારે તેણી પોતાની લાજ છોડી દેછે, અને પોતાનાં શરીરનાં ચોક્સ ભાગો ઉપર કશુંપણ ઢાંકણ રાખતી નથી, તથા સર્વેથી નઠારા અને ભાંડ શબ્દો રાત દિવસ ઓચરેછે. સ્ત્રીની એવી અવસ્થાને અંગ્રેજીમાં "નીમફૉમેનીયા" (Nymphomania), તથા પુરૂષની એવી અવસ્થાને "સેટીરીએસીસ" (Satyriasis) કરી કેહેછે.

વળી એક જાતનાં દિવાનાપણાંને અંગ્રેજીમાં "ક્લેપટૉમેનીયા" (Kleptomania) કરી કેહેછે. આ જાતનાં દિવાનાપણાંને "ચોરી કરવાનું દિવાનાપણું" કહીયેતો ચાલે. આ દિવાનાપણાંમાં બિમારને પોતે અટકાવી નહીં શકાયએવો ચોરી કરવાનો જોસ થાયછે. કેટલીકવેળા પોતે નહી ચોરેલી હોવા છતાં કોઇની કાંઇ વસ્તુ પોતે ભુલમાં ચોરીદે અને તે તેનાં લુગડાંમાં ભરાઇ બેઠીછે એવો ખોટો વિચાર રાખીને પોતાના લુગડાંમાં હંમેશાં શોધ કર્યા કરેછે.

વળી એક જાતનું દિવાનાપણું, જેને અંગ્રેજીમાં "ડીઝીનેસ" (Dizziness) કરી કેહેછે, તેમાં દિવાનું માણસ એમ માનેછે, કે તેનું શરીર ગોળ ચક્કરી ખાયછે, અથવા તેની આસપાસની સર્વે વસ્તુઓ ગોળ ફરેછે, જોકે તેવું કશુંપણ હોતું નથી. વળી એ જાતનાં દીવાના માણસો હોજરીમાં જો જરાપણ દુખેછે, તો એમ માનેછે, કે તેમાં ઉંદર, સર્પ, દેડકા, ઇત્યાદિ જાનવરો ભરાવાથી આ પ્રમાણે દુખેછે, અથવા જો માથું દુખેછે, તો એમ માનેછે, કે ભેજાંમાં કીડા થયાછે, જેઓ ભેજું કોતરી ખાયછે.

વળી એકજાતનાં દિવાનાપણાંમાં બિમાર હંમેશાં સુસ્ત, શોકાતુર, તથા ધાસ્તીમાં બેસી રેહેછે, કશું કામકાજ કરતું નથી, રાતદિવસ ખોટા વેહેમોનો વિચાર કર્યા કરેછે, ધર્મનેલગતી ચિંતા હંમેશાં રાખેછે, સારીપઠે ઉંઘતું નથી. અગરજો દિવાનો પુરૂષ હોયછે, તો પોતાની બાયડી તથા બચ્ચાંઓ, અને આ જગતનાં સર્વે સુખો તથા આનંદોઉપરથી તેનું દિલ એકદમ ઉડી જાયછે, બોલવા ચાલવાનું મુકી દેઇને એક ઠેકાણે મુંગો થઇને પડી રેહેછે. કોઇવેળા એકાદ ચોક્સ વસ્તુઉપર નજર રાખીને તે ટીકયાજ કરેછે. આ જાતનાં દિવાનાપણાંને

અંગ્રેજીમાં "મેલેનકૉલીયા" (Melancholia) કરી કેહેછે. આ બિમારી ઓચે ઉતરતીછે, તથા તેમ થવાનાં કેટલાંક કારણો પણ હોયછે, જેવાંકે ઘણીવેળા લાંબો વખતસુધી ઝાડો કબજ રેહેવાથી, કુટુંબનાં કલેશકંકાસથી, પોતાનાં દ્રવ્યનો એકદમ નાશ થઇને તે જતી રેહેવાથી, ધંધામાં મોટી ખોટ જવાથી, કોઇ ઘણાં નજદીકનાં સગા અથવા પ્રિય સ્નેહીનાં મરણથી, ઇત્યાદિ કારણોથી તે એવી અવસ્થામાં આવી જાયછે. ઘણુંકરીને મળસકામાં આ જાતનાં દિવાનાઓને ઘણો જોસ્સો રેહેછે, પણ બપોર પડતાં તે ઓછો થવા માંડેછે.

આ દિવાનાપણાંનાં ત્રણ વર્ગો નીચે જણાવ્યાપ્રમાણે હોયછે.

૧ લો.—નૉસ્ટેલજીક=(Nostalgie).

૨ જો.—હાઇપોકૉનડ્રીએકલ=(Hypochondriacal).

૩ જો.—રીલીજીયસ મેલેનકૉલીયા=(Religious Melancholia).

---

૧ લો.—નૉસ્ટેલજીક=(Nostalgie).

આ જાતનું દિવાનાપણું ઘણુંકરીને સ્વદેશ છોડીને પરગામ ગયેલાં માણસોને લાગેછે. તેઓ પોતાને દેશ પાછા ફરવાને અતિઘણાં ચાહેછે. આ બિમારીમાં તે ઘણુંજ નબળું થઇ જાયછે. તેનો જીવ ઉદાસ રેહેછે, તે રડયા કરેછે, આપઘાત કરવા માગેછે, કામકાજ કરતું નથી, તેને અતિશય થાક લહેછે, પેટમાં દુખાવો થાયછે. માથુ ઘણું ગરમ, તથા આંખો રાતી હોયછે, અને નાડી ઘણી ઉતાવળી ચાલેછે. સૈન્યનાં સીપાહોને આ બિમારી ઘણી સાધારણ હોયછે, એમ લશકરી ડાકટરો જણાવેછે. એવા બિમારોને ઘણીવેળા લકવો થઇ આવીને તેઓ મરણ પામેછે, અથવા દિવાનાપણાંમાં આપઘાત કરેછે.

૨ જો.—હાઇપોકૉનડ્રીએકલ=(Hypochondriacal).

લાંબા વખતનાં અજીર્ણને લીધે આ જાતનું દિવાનાપણું લાગેછે. તેમાં બિમાર પોતાને ભુલી જાયછે. તે જાણતું નથી, કે તે પુરૂષછે અથવા સ્ત્રી. પોતાનું નામ પણ ભુલી જાયછે, પોતે માનેછે કે તેનો આત્મા છેજ નહી. અને જો તેની સંભાળ લીધી નહીં હોય, તો તે આપઘાત કરેછે.

૩ જો.—રીલીજીયસ મેલેનકૉલીયા=(Religious Melancholia).

આ જાતનું દિવાનાપણું ધર્મનેલગતા જોસ્સાઓથી થાયછે. ઘણાં સરસ ધર્મગુરૂઓ, કે જેઓ જાહેર ધર્મસ્થાનોમાં લોકોસામે ધર્મનેલગતું ભાષણ કરેછે, અને હવે પછીનાં દુઃખસુખનો ઘણો સારો ચિતાર આપેછે, તેઓનાં એવાં અસર કારક ભાષણો સાંભળવાથી કેટલાંક ચોકસ નબળી છાતીવાળાં માણસોઉપર તેની ઘણી માઠી અસર થાયછે, અને તેથી તેઓને આ જાતનું ધર્મનેલગતું દિવાનાપણું લાગેછે, એટલામાંટે એક જાણીતા ડાકટર એટકીન્સ તેમજ બીજા જાણીતા ડાકટરોનું એવું મત છે, કે લોકોની સુખસાંતીનેમાટે એવા ભાષણકર્તાઓને અટકાવવા જોઇએછે.

કેટલીકવેળા લુ લાગવાથી, "મેનીયા" થવાથી. તાવ આવવાથી, બુઢાપાથી, અથવા હરકોઇ બીજી બિમારીથી ભેજાની શક્તિ, અથવા બુદ્ધી જતી રેહેછે, ત્યારે તેને અંગ્રેજીમાં "ડીમેનશીયા" (Dementia) કરી કેહેછે. અગરજો તે એકદમ જતી રેહેતી નથી, તો તે નબળી પડી જાયછે. આ બિમારીમાં સર્વેથી પેહેલાં સ્મરણશક્તિ ઓછી થાયછે, પણ પાછળથી તે બિલકુલ જતી રેહેછે, તેનાં વિચારો ખાલી અને ભમતા હોયછે, અને છેલ્લે બિમાર તદન બુદ્ધીવિનાનો થઇ જાયછે. બુઢાપામાં જ્યારે આ જાતની બિમારી થાયછે, ત્યારે તેને અંગ્રેજીમાં "સીનાઇલ ડીમેનશીયા" (Senile Dementia) કરી કેહેછે. જે માણસને પ્રથમ "મેનીયા," અથવા "મૉનોમેનીયા" થયા હોયછે, અને તે જો સાજો થતો નથી, તો પાછળથી આ જાતની "ડીમેનશીયા"ની અવસ્થામાં આવી પડેછે. અગરજો આ જાતની બિમારી જુની થાયછે, તો તે ડાકટર ટયુકનાં જણાવવાપ્રમાણે બિમારનું વિચારવંત અને ગભરાતવાળું મોહોડું, ખાલી તથા ચળકતી આંખો, અને કારણ વિનાનું હસવું, ઇત્યાદિ દેખાડી આપેછે, કે ભેજું બિલકુલ ખાલી પડી ગયુંછે.

આ બિમારીનાં બે વર્ગો હોયછે. પેહેલા વર્ગમાં એટલે એ બિમારીની શુરૂઆતમાં બિમાર લગાર તોતડું બોલેછે, અને ચાલતી વેળા તેનાં પગો ભોંયસાથે ઘસડાયછે, પણ બીજા વર્ગમાં એટલે એ બિમારી જેમજેમ જુની થતી જાયછે, તેમતેમ બિમાર વધારે તોતડું બોલેછે, અને તેનાં શરીરની એક બાજુઉપર લકવો થઇ આવેછે, અને ખુલ્લું બોલવાનેબદલે તે નહીં સમજ પડેએવા થોડાક સાદો કાહાડયા કરેછે. આ છેલ્લી અવસ્થાને અંગ્રેજીમાં "પેરેલીસીસ આવ ધી ઇનસેન" (Paralysis of the Insane), અથવા "જનરલ પેરેલીસીસ" (General Paralysis) કરી કેહેછે. એવી અવસ્થામાં તેનો ઝાડો તથા પિશાબ બિછાણાંમાંજ થઇ જાયછે. આ બિમારી ઘણુંકરીને સાજી થતી નથી.

---

## ઘેલાં માણસને થતો લકવો.

### (પેરેલીસીસ આવ ધી ઇનસેન=Paralysis of the Insane.)

આ ઉપર જણાવ્યાપ્રમાણે એક જાતનું દિવાનાપણું હોયછે, જેમાં બિમાર માત્ર ઘેલો હોયછે, એટલુંજ નહીં પણ તેનાં શરીરની હાલચાલશક્તિ દિવસેદિવસ થોડીથોડી ઘટતી જાયછે, તેનાં માંસનાં લોચાઓમાં ઘણી નબળાઇ લાગેછે, ઇંદ્રિઓની શક્તિઓનો તદન નાશ થાયછે, તેની બુદ્ધિમાં અચરતી ઉપજાવેએવો ફેરફાર થાયછે, તેને લકવો થાયછે, અને ફેફરામાં, તથા સકતામાં જેમ તાણ થાયછે, તેમ આ બિમારીમાં પણ થાયછે. ટુંકમાં કહીએતો તેનું આખું ભેજું નબળું થઇને અતિશય પાતળું થઇ જાયછે, જેથી ભેજું તથા તેની વિચાર શક્તિ તદન સુસ્ત બનેછે. એવી અવસ્થાને અંગ્રેજીમાં "ઇમ્બેસીલીટી" (Imbecility) કરી કેહેછે.

જયારે તાણ થાયછે, ત્યારે લોહીની ગરમી પણ ઘણી વધેલી હોયછે, તો જોકે આ બિમારીની શુરૂઆતમાં તો તે ઘણુંકરીને હંમેશ કરતાં થોડી ઓછી

હોયછે. આ જાતનાં વધી પડેલાં દિવાનાપણાંથી બિમાર મરણ પામવાઅગાઉ ઘણીજ માઠી અવસ્થામાં આવી પહોચેછે.

**સબબ.**—આ નઠારી બિમારી અતિશય સંસારભોગ કર્યાથી, ઘણો અભ્યાસ કર્યાથી, અથવા માથાંમાં જોરમાં ફટકો લાગીને તેથી ભેજાંને નુકસાન થયાથી થાયછે. આ બિમારી શ્રીમંત સ્ત્રીઓનાંકરતાં દરિદ્રી અવસ્થાવાળી સ્ત્રીઓમાં વધારે હોયછે, કારણકે તેણીઓને પોતાનું પેટ ભરવા, ઇત્યાદિ બાબદોની ઘણી ચિંતા રેહેછે, તેમજ કામકરતાં માથાંમાં વાગવાનો સંભવ પણ તેણીઓને વધારે મળેછે, અને એજ કારણનેલીધે સ્ત્રીઓકરતાં પુરૂષોમાં આ બિમારી વધારે હોયછે. ઘણો દારૂ પીવાથી, આખી રાત રઝળીને ઉજાગરો કર્યાથી, અથવા કદાચજ ઓધે ઉતરીને પણ આ બિમારી થાયછે. કેટલીકવાર બુઢાપાને લીધે તથા પારાની અથવા સિસાંની મેળવણીવાળી દવા પુષ્કળ ખાધાથી પણ આ બિમારી થાયછે. વળી આ બિમારી પાંત્રીસથી એકતાળીસ વર્ષની ઉંમરમાં ઘણી સાધારણછે, પણ પચીસ વર્ષથી ઓછી, અથવા સાઠથી સિત્તેર વર્ષથી વધારે ઉંમરવાળાંને ઘણુંકરીને હોતી નથી. અગરજો આ બિમારી પુરૂષોમાં સેંકડે પચાસ જણાઓને થાયછે, તો સ્ત્રીઓમાં માત્ર પંદર જણીઓને હોયછે.

**ઇલાજો.**—દિવાનાઓને થતા લકવાનાં ઇલાજો જોકે કાંઇ પણ ચોકસ નથી, તોયપણ જો બિમારની અવસ્થા ઘણીજ નબળી નહીં હોય, તો ઉંઘ, કે જે તેવીવેળા બિલકુલ આવતી નથી, તે લાવવામાટે ડાકટર ઑસ્ટીન મોટા વજનમાં "એક્સટ્રેક્ટ આવ હાઇયોસાએમસ" આપવાની ભલામણ કરેછે. ૪૦ થી ૬૦ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ હાઇયોસાએમસ" ની બે ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, સવારસાંઝ ગળાવવી, તથા સાદો, સક્તિવાળો, અને સેહેલથી પચેએવો ખોરાક આપવો, બિમારનું બિછાણું સ્વચ્છ રાખવું, તેને સવારસાંઝ સમુદ્રકાંઠે ફરવા મોકલવો કોઇપણ જાતની કસરત કરાવવી, તેનું મન હંમેશાં રમતગમતમાં રોકેલું રાખવું, તથા કોઇપણ જાતનો અભ્યાસ કરવા દેવો નહીં. શક્તિ આવે એટલામાટે નીચે જણાવેલી દવાઓ મેળવીને તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ચારવાર, દર ત્રણ કલાકે પાવો, તથા એ દવા ઘણાં મહિના બલકે વર્ષસુધી ચાલુ રાખવી. વળી એઉપરાંત ૧ ચમચો મગરનું તેલ દુધમાં ભેળીને તે સવારસાંઝ પાવું.

| | | |
|---|---|---|
| સૉલ્યુશન આવ સ્ટ્રીકનીયા...... | મીનીમ | ૨૦ |
| ફૉસફેટ આવ આયરન......... | ગ્રેન | ૨૦ |
| ડાયલ્યુટેડ ફૉસફૉરીક આસીડ.... | મીનીમ | ૨૦ થી ૩૦ |
| સલફેટ આવ કુઇનીયા........ | ગ્રેન | ૬ |
| પાણી.................. | આઉંસ | ૬ |

"મેલેનકૉલીયા" માં ગામડી વૈદો નીચે જણાવ્યાપ્રમાણે દવા આપેછે.

અફ્તીમુન ડ્રામ ૫—બાસ્ફાએજ ડ્રામ ૨—ઉસ્તે ખુદુસ ડ્રામ ૩—શાતરા ડ્રામ ૩—દમ-ઉલ બીયા ડ્રામ ૩—ગાવજુબાન ડ્રામ ૩—બનફશા ડ્રામ ૩—પાણી આઉન્સ ૧૦.

પ્રથમ સઘળી દવાઓને છુંદીને પાણીમાં સારીપઠે ઉકાળવી, અને આસરે ૨૦ આઉંસજેટલું પાણી બાકી રેહે કે થંડું પાડીને ગાળી કાહાડવું, અને ત્યાર પછી તેમાંથી ૨ થી ૩ આઉંસજેટલું, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવું. આ દવા ભેજાંને શક્તિ આપેછે, એવો ગામડી વૈદ્યાનો વિચાર છે.

ઉપર જણાવેલા સાધારણ ઇલાજો રાતદિવસ ચાલું રાખવાથી ઘણીવેળા બિમારને ગુણ થાય છે.

---

## જન્મથી મૂર્ખ અથવા બુદ્ધીહીન.

(ઈડીયોસી=(Idiocy.)

**નીશાની.**—કેટલાંક બાળકોનું ભેજું જન્મથીજ સારીરીતે બનેલું હોતું નથી, ત્યારે તેવાં બાળકોમાં બુદ્ધી ઘણીજ થોડી હોયછે, અથવાતો કેટલીકવેળા બિલકુલ હોતી નથી. એવા બાળકો મોટપણે મૂર્ખ અથવા બુદ્ધીહીન નિકળેછે. એવાં માણસોની ચાલચલણ મોટપણે પણ બચ્ચાંનાજેવી હોયછે. તેઓને જરાપણ ખીજવ્યાં હોય, તો તરત કોપાયમાન થઇ જાયછે. તેઓનું શરીર બંધે બાજુએથી સારીરીતે સરખું હોતું નથી, દાંતો વાંકાચુંકા, હોઠો જાડા, તથા તેઓ બાહાર નિકળી આવેલા હોયછે. પારા સુજેલા. મોહોડું તદન ખાલી તથા ઠોઠ, અને તેનો ઘાટ વાંકોચુંકો હોયછે. અગરજો તેઓ બેસેછે, તો પોતાનું શરીર ટેકવી શકતાં નથી, અને જો ઉભાં રેહેછે, તો એણીગમપેલીગમ ડોલ્યા કરેછે. તેઓમાં વિચારશક્તિ, સારૂંમાઠું ઓળખવાની શક્તિ, તથા સ્મરણશક્તિ બિલકુલ હોતી નથી. વાચાશક્તિ પણ ઘણી ઓછી હોયછે. એવાં માણસો ઘણુંકરીને આંધલાં, બેહેરાં, અને મુંગાં હોયછે, અથવા તેઓને ઓછું દેખાયછે, થોડું સંભળાયછે, અને ઓછું બોલી શકેછે. એવાં મૂર્ખ માણસોને માટે એક ઘણીજ આશ્ચર્યકારક બાબદ જણાયલીછે, અને તે એકે જો એવાં માણસોને માથાંમાં જોરથી વાગેછે, અને તેથી ભેજાંને નુકસાની થાયછે, તો તેમાંથી સાજાં થવાપછી કેટલીકવેળા તેઓમાં બુદ્ધી આવેછે, એટલુંજનહીં પણ બીજાં સાધારણ માણસોકરતાં તેઓની બુદ્ધી વધારે ખીલેલી હોયછે, અને તેવેળા તેઓમાંહેલા કેટલાકો ઘણાં શિખેલા, તથા ડાહ્યા થાયછે.

કેટલીકવેળા કેટલાક માણસો એવાં હોયછે, કે તેઓની બુદ્ધી તથા સ્મરણશક્તિ બીજાં સાધારણ માણસોકરતાં ઘણી સરસ હોયછે, પણ તેઓ નીતિની બાબદમાં અતિશય નઠારાં હોયછે, એટલે કે તેઓ ઘણાં ઘાતકી, નિર્દય, અને કઠણ છાતીવાળાં હોયછે, તેઓ ભલાઇ, પવીત્રાઇ, અથવા દયા બિલકુલ સમજતાં નથી. જેથી એવી બિમારીને અંગ્રેજીમાં "મૉરલ ઇડીયોસી" (Moral Idiocy) "નીતિનેલગતું દિવાનાપણું" કરી કેહેછે.

મૂર્ખ માણસોનાં માથાંનાં કદ ઘણુંકરીને નાહાનાં હોયછે, પણ ઘણીવેળા મોટાં માથાંવાળાં માણસો પણ મૂર્ખ હોયછે, માટે હંમેશાં માથાંનાં કદઉપરથી એ પારખી શકાતું નથી.

---

## સુવાવડમાં સ્ત્રીને થતું દિવાનાપણું.

### (પ્યુએરપેરલ મેનીયા=Puerperal Mania.)

બાળકને જન્મ આપ્યાપછી તરંતજ, અથવા જન્મ આપ્યાપછી ચારથી પાંચ દહાડા વિત્યાકેડે સુવાવડી સ્ત્રીને એક જાતનું દિવાનાપણું લાગેછે, જે મથાળે જણાવેલે નામે કેહેવાયછે. કેટલીકવેળા તે બાળકને જન્મ આપ્યાઅગાઉ, અથવા જન્મ આપ્યાપછી ઘણાં મહિના રેહીને પણ લાગુ પડેછે.

**નીશાની.**—આ બિમારીવાળી સ્ત્રી પ્રથમમાં ઘણાં ગભરાત તથા બેચેનીમાં રેહેછે, દિવાનાપણાંનો જોસ્સો ઘણો જોરમાં રેહેછે, તેણી ઘણી ઉસ્કેરાયલી, અથવા ઘણી શોકાતુર અવસ્થામાં કશું પણ બોલવાચાલવા વિના પડી રેહેછે, કશો ખોરાક પાણી લેતી નથી, પોતાનાં ભરથાર તથા બાળકોને ધિક્કારની આંખે જુવેછે, અને તેઓને જોતાંજ ઘણી ઉસ્કેરાઇ જાયછે, અને તેઓને મારી નાખવાને ચાહેછે, આપઘાત કરવાનો વિચાર કરેછે, સારીપઠે ઉંઘાતી નથી, તેણીનાં માથાંમાં જોરથી હોંસો મારેછે, કેટલીકવેળા તાવ પણ આવેછે, શરીરની ચામડી સુકી તથા ગરમ રેહેછે, તેણીને પુરતું દુધ આવતું નથી, જીભઉપર જાડો થરો રેહેછે, નાડી ભરેલી અને ઉતાવળી ચાલેછે, ઝાડો કબજ રેહેછે, પિસાબ બરાબર થતી નથી, તથા દસ્તાન થોડું દેખાયછે.

**સબબ.**—આ બિમારી ઘણુંકરીને નબળા બાંધાવાળી સ્ત્રીને થાયછે, અથવા જે સ્ત્રીને બચ્ચાંને જન્મ આપતી વેળા, અથવા જન્મ આપ્યાપછી ઘણું લોહી જવાથી, અથવા બીજાં કોઇ કારણથી નબળાઇ થઇ હોયછે, તો તેથી પણ થાયછે. જે સ્ત્રી જન્મ આપતી વેળા ઘણી કષ્ટી પામે, તે સ્ત્રી ઘણી ઉતાવળી દિવાની બનેછે. એકવાર જન્મ આપતી વેળા જો એક સ્ત્રીને દિવાનાપણું લાગેછે, તો ઘણુંકરીને બીજી વેલા જન્મ આપતાં પણ તે પાછું દેખાયછે, એટલામાંટે તેવિષે આગમચથી સંભાળ રાખવાની ઘણી અગત્યછે. અગરજો આ બિમારીમાંથી સ્ત્રી સાજી થતી નથી, તો તેણી મરણ પામેછે, અથવા પોતાની જીંદગીનાં છેડાસુધી દિવાનીજ રેહેછે.

**ઈલાજો.**—આ બિમારીવાળી સ્ત્રીને બિલકુલ એકાંત, અંધારા અને હવાવાળા ઓરડામાં બંધ કરી મુકવી, તેણીનીપાસે તેણીનાં માબાપે, ભરથારે, બાળકોએ, અથવા કોઇ બીજાં નજદીકનાં સગાંઓએ જવું નહીં, પણ કોઇ તદન અજાણી સ્ત્રીને તેણીનીઆગળ રાખવી. આ સ્ત્રી સઘળી વાતે મેહેનતુ, તથા માવજત કરી શકેએવી જોઇએ, અને તેણીને દિવાની સ્ત્રીની છેક નજદીક નહીં, પણ દુર બેસવા કેહેવું, તથા તેણીનીસાથે વાત કરવા દેવી નહીં. દિવાની સ્ત્રીએ જે બાળકને જન્મ આપ્યો હોય, તેને બીજી દુધવાળી સ્ત્રીને ધવડાવવું, અને દિવાની માતાઆગળ જરાપણ જવા દેવું, અથવા તેણીને ધવડાવા દેવું નહીં, કારણકે દિવાની સ્ત્રી પોતાનાં બાળકને દેખીને વધારે ઉસ્કેરાયછે, અને તેથી દિવાનાપણાંનો જોસ વધેછે. વળી આ બિમારીવાળી સ્ત્રીને બનતાં-

સુધી ઘણો સાદો, પણ પુષ્ટિકારક ખોરાક આપવો. અગરજો તેણી ઘણીજ નબળી હોય, જીભઉપર ઘણો થરો થતો હોય, તથા ઝાડો કબજ રેહેતો હોય, તો પ્રથમ એકાદ હલકો જુલાબ આપવો, જેવોકે ૪ ગ્રેન "કેલોમેલ," તથા ૨૦ ગ્રેન "રેહબાર્બ" આ બંધેને મેળવીને, પાણીસાથે ફકાડવું, અથવા એરંડીયાં તેલનો હલકો જુલાબ આપવો, અને ત્યારપછી "વાઇન" તથા ઈંડાંની દાળ, આ બંધેને મેળવીને તે થોડેથોડે વારે પાવું, તેમજ "બીફટી," દુધ, સેરવો, ઇત્યાદિ ખોરાક આપવો, તથા દવાતરીકે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર બેથી ત્રણ કલાકે પાવી.

કારબૉનેટ આવ એમોનીયા ગ્રેન ૩૦—સ્પીરીટ આવ નાઇટ્રસ ઈથર ડ્રામ ૨—ક્લોરીક ઇથર ડ્રામ ૨—ટીંક્ચર આવ એકોનાઇટ મીનીમ ૬૦—ડીકૉકશન આવ સીન્કોના આઉંસ ૯.

અથવા નીચેજણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ ક્વીનીયા.... | ગ્રેન | ૯ |
| ડાઇલ્યુટેડ ફૉસફૉરીક આસીડ. | મીનીમ | ૩૦ |
| ટીંક્ચર આવ હાઇયોસાએમસ. | ડ્રામ | ૩ |
| ટીંક્ચર આવ જીન્જર..... | ડ્રામ | ૨ |
| પાણી.............. | આઉંસ | ૯ |

આ બિમારીમાં ઉંઘ બિલકુલ આવતી નથી, અને તેથી બિમાર અતિશય મારફાડ કરેછે, એટલામાંટે ઉંઘ લાવવી ઘણી અગત્યનીછે, માંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને તે સઘળી પાઇ દેવી, અને જો અગત્ય જણાય, તો દર બેથી છ કલાકે ફરીથી પાયા કરવી. આ દવા ઘણીજ ગુણકારકછે.

| | | |
|---|---|---|
| હાઇડ્રેટ આવ ક્લોરલ...... | ડ્રામ | ૦॥ |
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ.... | ગ્રેન | ૨૦ |
| પાણી................ | આઉંસ | ૧॥ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી, જ્યાંસુધી ઉંઘ આવે, ત્યાંસુધી દર ત્રણ કલાકે પાયા કરવી.

હાઇડ્રેટ આવ ક્લોરલ ડ્રામ ૧—ટીંક્ચર આવ ઇંડીયન હેમપ ડ્રામ ૧—સ્પીરીટ આવ નાઇટ્રિસ ઈથર ડ્રામ ૨—પાણી આઉંસ ૬.

અગરજો ઉપલી દવાઓ નહીં મળી શકે, તો ૧૫ થી ૨૦ મીનીમ "ક્લોરોડાઇન," પાણીમાં ડોહવીને પાવું, અથવા ⅙ થી ¼ ગ્રેન "હાઇડ્રોક્લોરેટ આવ મૉરફીયા" ને ૧ ચમચી પાણીમાં મેળવીને તે ગળાવવું, અને જો અગત્ય જણાંય, તો થોડા કલાક વિત્યાકેડે ફરીથી પાવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની બાર ગોળીઓ બનાવી, એકેકી ગોળી, દર ચાર કલાકે ગળાવવી, અને ઉંઘ આવવામાંડે, કે તે બંધ કરવી.

એકસ્ટ્રેક્ટ આવ સ્ટ્રેમોનીયમ ગ્રેન ૩—એકસ્ટ્રેક્ટ આવ હાઇયોસાએમસ ગ્રેન ૨૦—એકસ્ટ્રેક્ટ આવ હૉપ ગ્રેન ૪૦.

**ઘણીવેળા ઉપર જણાવેલી કોઇપણ દવાથી કશો ગુણ નહી થવાથી ઉંઘ બિલકુલ આવતી નથી, અને તેથી બિમાર પણ ચુપ પડી રેહેવાવિના અતિશય મારફાડ કરવાનું, કરડવાનું, અને બુમો પાડવાનું ચાલુ રાખેછે. અગરજો એમ થાય તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તે દરેક મેળવણીમાંથી બબે ટીપાં લેઇને, તે બંધેને મેળવીને, પિચકારીવડે ખભાંની ચામડીમાં દાખલ કરવું.**

એસિટિટ આવ મૉરફીયા ગ્રેન ૧૦—સ્પીરીટ આવ વાઇન મીનીમ ૧૫—પાણી મીનીમ ૪૫.

આ સઘળાંને મેળવીને એક શિશીમાં ભરવું. આ મેળવણીને "સૉલ્યુશન આવ એસીટેટ આવ મૉરફીયા" કરી કેહેછે, તથા ૧ ગ્રેન "સલફેટ આવ એટ્રોપીન," અને ૨ ડ્રામ પાણી, આ બંધેને મેળવીને, તે બીજી જુદી શિશીમાં ભરવું. આ મેળવણીને "લાઇકર એટ્રોપી સલફેટીસ" કરી કેહેછે. ત્યારપછી આ દરેક મેળવણીમાંથી બબે મીનીમ લેવાં. અને તે ઉપર જણાવ્યાપ્રમાણે ખભાંની ચામડીમાં પિચકારીવડે મારવાં.

આ મેળવણીમાંહેલી "લાઇકર એટ્રોપી સલફેટીસ" નામની દવાનો મુખ્ય ગુણ એછે, કે એકલી "મૉરફીયા" ની પિચકારી ચામડીમાં માર્યાથી ઘણીવેળા ઉલટી તથા ઉછાળો થાયછે, પણ "એટ્રોપીન"ની મેળવણીવાળી દવાની પિચકારી ચામડીમાં માર્યાથી એવીરીતની ઉલટી તથા ઉછાળો થતો નથી.

**ચેતવણી.—ઉપર જણાવેલી "લાઈકર એટ્રોપી સલફેટીસ" નામની દવા અતિ ઝેરીછે, માંટે ડાકટરશિવાય એ ઈલાજ કોઈ બીજા સાધારણ માણસે કદીપણ કરવો નહી.**

અગરજો ઉપર જણાવેલી કોઇપણ દવા નહીજ મળી શકે, તો ૧॥ થી ૨ ગ્રેન અફીણની એક ગોળી બનાવી તે, દર ત્રણથી ચાર કલાકે, પાણીસાથે ગળાવવી.

અગરજો નાડી ઘણી નબલી હોય, અને એક મિનિટમાં હમેસ કરતાં ઘણી વધારે ચાલતી હોય, અને "હાઇડ્રેટ આવ ક્લોરલ" અથવા "મૉરફીયા" આપી નહી શકાતું હોયતો, ૪૦ થી ૯૦ મીનીમ "પૅરૅલડીહાઇડ," અથવા, ૧૫ થી ૩૦ ગ્રેન "ઇયુરીઠન" સાકરના શીરા સાથે મેળવીને પાવું, અને ઉંઘ નહી આવે તો દર ત્રણ કલાકે, બે કે ત્રણ વખત પાવી ચાલુ રાખવી. અથવા ૦॥ થી ૧ ડ્રામ "એમાઇલીન હાઇડ્રેટ" પાણીમાં મેળવીને પાવું.

ઉપર જણાવ્યાપ્રમાણે આ નઠારી બિમારી ઘણુંકરીને જન્મ આપતી વેળા માતાએ ઘણું કષ્ટ ખમવાથી થાયછે, એટલામાંટે એવી વેળા જેમબને તેમ ઉતાવળી તેણીને ગર્ભથી છોડવવામાંટે કોઇ કાબેલ ડાકટરને બોલાવવો.

---

## દીવાના માણસની સાજું થવાની આશા કેટલી રખાય?

અગરજો દિવાનું માણસ પચાસ વર્ષનું, અથવા તેથી ઉપરનું હોય, અને તે એકદમ દિવાનું નહીં થતાં જો ધીમેધીમે થયું હોય, અને તેમ થવાનું કારણ કાંઇ ચોકસ બાબદવિષે ચિંતા કર્યાથી હોય, એકથી વધારે બાબદોવિષે તેને મજ-

ભુત વિચારો લાગેલા હોય, તેનું મન રાતદિવસ ધર્મનેલગતી બાબદોમાં ગુંથાયલું રેહેતું હોય, તે નીતિ અને ધર્મનીજ બાબદોઉપર વિચાર કર્યા કરતું હોય, જો દિવાનું થવાઉપરાંત તેને લકવો અથવા ફેફરાંનો મરજ થયો હોય, તેનાં કુટુંબમાં દિવાનાપણું ઓઘે ઉતરેલું હોય, અથવા દિવાનું થવાપછી તેની આરોગ્યતામાં સુધારો થાય, તેનાં ગાલો અને મોહોડું ખિલે, અને રાતું થાય તે શરીરે દોગું થાય, અને વજનમાં વધે, તેને સારીપઠે ભુખ લાગે, અને સારીપઠે ઉઘાવાછતાં તેનું ભેજું જરાપણ સુધરે નહીં, તો જાણવું કે એવીરીતનાં દિવાનાં માણસો ઘણું-કરીને સુધરશે નહીં, પણ જો એથીઉલટું તે વીસથી પચીસ વર્ષની ભરજુવાનીમાં હોય. દરરોજ ઘણો દારૂ પીવાની માઠી ટેવથી તે દિવાનું થયું હોય, અને આપણાં સમજાવ્યાથી તે પોતાની આ માઠી ટેવ એકદમ નહીં, પણ ધીમેધીમે છોડીદે, તેને એકદમ "મેનીયા" લાગ્યો હોય, દિવાનાપણાંસાથે તેને લકવો અથવા ફેફરૂં થયેલું નહીં હોય, તેને સારીપઠે ઉંઘ આવતી હોય. દિવાનાપણું ઘણાં લાંબા વખતનું એટલે ઘણાંમાંઘણું બાર મહિનાથી વધારે વખતનું નહીં હોય, તેનાંઉપર લાંબા વખતનું ઘરસંસારનેલગતું, અથવા એવુંજ કાંઇ બીજું દુઃખ પડ્યું નહીં હોય, દિવાનાપણું તેને ઓઘે ઉતર્યું નહીં હોય, પણ કદાચ પોતાનું દ્રવ્ય અથવા એવાંજ બીજાં કારણથી તે એકદમ દિવાનું થયું હોય, તો આ ભયંકર બિમારી સાજી થવાની આશા રેહેછે. આગળ "મેનીયા," "ડીમેનશીયા," તથા "મેલેનકૉલીયા" વિષે જણાવ્યુંછે. આ ત્રણેમાં "મેનીયા" ઘણુંકરીને સાજો થઇ શકેછે. અથવા જો દિવાનું બિલકુલ સાજું થતું નથી, તોયપણ તે ઘણીરીતે સુધરી શકેછે, પણ "ડીમેનશીયા"વાળું માણસ કદીપણ સાજું થતું નથી. વેલાતની "મરે લ્યુનેટીક એસાઇલમ" નામનાં દિવાનાઓને રાખવાનાં ખાતાંમાં ત્રીસ વર્ષની ઉંમરવાળાં માણસોમાંથી "મેનીયા"વાળાં સેંકડે ૫૫.૦૨, "મેલેનકૉલીયા"વાળાં સેંકડે ૩૧.૩૮, તથા "ડીમેનશીયા"વાળાં સેંકડે ૬.૯૦ અને "મોનોમેનીયા"વાળાં સેંકડે ૬.૭૦ સાજાં થયાં હતાં.

દિવાના પુરૂષોકરતાં દિવાની સ્ત્રીઓ વધારે સાજી થઇ શકેછે, એમ ચોકસ જણાયલુંછે. વીસથી ત્રીસ વર્ષની ઉંમરવાળાં દિવાનાં સાજાં થઇ શકેછે, પણ પચાસ અથવા તેથી વધારે ઉંમરવાળાં દિવાનાં સાજાં થઇ શકતાં નથી. ઘણુંકરીને પુરૂષમાં દિવાનાપણું પચીસથી પચાસ વર્ષનીવચ્ચે, અને સ્ત્રીમાં પાંત્રીસથી ચાળીસ વર્ષનીવચ્ચે હોયછે.

કેટલીકવેળા કોઇ ઘણી નઠારી જાતનું દરદ થવાનેલીધે પણ માણસ દિવાનું થાયછે, જેવું કે સ્ત્રીઓને દસ્તાનની ગાંઠ મોટી થવાથી, અને તેથી વરમ થવાથી, પુરૂષને કોઇ નઠારી જાતનું ભગંદર પડવાથી, ઘર થવાથી, ઇત્યાદિ. અગરજો એવાં કોઇ કારણથી માણસ દિવાનું થયું હોયછે, અને જો તેવું કોઇ દરદ દવાદારૂથી, અથવા વાઢકાપથી સાજું થાયછે, તો દરદીનું ભેજું પણ પાછું ઠેકાણે આવી જાયછે.

કેટલીકવેળા માત્ર થોડા દહાડાનુંજ દિવાનાપણું થાયછે, જેને અંગ્રેજીમાં "મેનીયા ટ્રેનસીટોરીયા" (Mania Transitoria) કરી કેહેછે.

---

## એક માણસ દિવાનું હોવાનાં ઢોંગ કરે, તો તે કેમ શોધી કહડાય ?

કેટલીકવેળા ચોકસ અપરાધોમાંથી છટકી જવાને કેટલાકજણાંઓ માત્ર ઢોંગ કરીને દિવાનાં હોય એમ ચાળા કરેછે, જેમકે એક ખુની ખુન કર્યાપછી જ્યારે પકડાયછે, ત્યારે ધારાનાં પંજામાંથી છટકી જવામાંટે પોતે દિવાનુંછે એવા ખાલી ઢોંગ કરેછે, પણ જરા ધીરજ અને તપાસથી આપણે ચોકસ કરી શકયેછૈયે, કે તે ખરેખરૂં દિવાનુંછે, અથવા તે દિવાનું થવાનાં ઢોંગ કરેછે. અગરજો તે દિવાનુંછે એમ દેખાડવામાંટે તે માણસ મારફાડ કરેછે, પોતાનાં શરીરને અફાળેઝીકેછે, અને આડુંઅવળું બકેછે, તો તેમ કરતાં તે થાકી જાયછે, અને લાંબો વખતસુધી તે એમનુંએમ કર્યા કરી શકતું નથી. એટલામાંટે તેની પુરતી તપાસ કરવામાંટે વધારે અગત્યનું એ છે, કે તેને પુરતો વખત આપવો, અને તેવેળા તે શું કરેછે તે તપાસવું. બીજું, જે માણસ ખરેખરૂં દિવાનું હોયછે, અને તેની અસર ઘણી હોયછે, તો એપ્રમાણે તે ઉતાવળું થાકતું નથી, પણ તેની મારફાડ ઘણાં દિવસોસુધી, બલકે વચ્ચે થોડો વખત ગાળીને મહિનાઓસુધી ચાલુ રેહેછે. એવાં માણસની તપાસ કરતી વેળા છુપીરીતે જોવું, કે તે હંમેશ એજપ્રમાણે મારફાડ કરેછે, કે માત્ર ડાકટરનાં દેખતાંજ એમ કરેછે. ખરૂં દિવાનું માણસ બાપડું ઘણુંકરીને પોતાનું દિવાનાપણું સંતાડવાનો પ્રયત્ન કરેછે. તે સાજાં માણસની પરે વાતો કરવા જાયછે, પણ ભેજાંનું ઠેકાણુંજ નહીં, એટલે કેમ કરીને તે છુપાવી શકાય ? એથીઉલટું જે ઢોંગ કરેછે, તે ડાકટરને અથવા કોઇ પણ સાધારણ સારી બુદ્ધીનાં માણસને તરત જણાઇ આવેછે, કે આ સઘળા ઢોંગછે. એક માણસ ખરેખરૂં દિવાનુંછે, કે તે માત્ર ઢોંગ કરેછે, અથવા તેને ચમકનેલીધે થોડા વખતનો વા પકડયોછે, એ તપાસ કરવી કાંઇ સેહેલ નથી. તેમ કરવામાંટે ડાકટરને, અથવા કોઇ સાધારણ માણસને પોતાની સઘળી ધીરજ, ચંચળાઇ, અને પોતાનો અનુભવ વાપરવો પડેછે. જો તેમ કર્યામાં નહીં આવે, તો તે પોતે પણ ઠગાવા વિના રેહેશે નહીં. એક ખુનીની તપાસની વેળા એક શુદ્ધો અને અપક્ષપાત ન્યાયાધીશ સર્વથી પેહેલાં એક ડાકટરને પ્રશ્નો પુછશે, કે "ખુન કરતી વેળા બંધવો સાજો હતો કે નહીં ? તેનાંમાં તે વેળા ખરૂં અથવા ખોટું જાણવાની શક્તિ હતી કે નહીં ?" અને એનાં ઉતરોઉપર બંધવાની જીંદગીનાં સારાંમાઠાંનો ઘણોખરો આધાર રેહેછે. અગરજો સઘળી બાબદો ધ્યાનમાં લેવાપછી ડાકટર પોતાનું મત આપે, કે "ખુન કરતી વેળા બંધવામાં સારૂંમાઠું જાણવાની શક્તિ હતી," તો પછી ઘણુંકરીને બંધવાની સાંમે ચુકાદો થાયછે, અને તેને "ખુનનો બદલો ફાંસી"થી મળેછે. પણ જો તેનેબદલે ઉલટું ડાકટર એમ જણાવે, કે "ખુન કરતી વેળા, અથવા તેની થોડું અથવા ઘણુંઅગાઉ બંધવાને તેણે દિવાનાપણાંની અવસ્થામાં જોયો હતો, અને તે વેળા તેનામાં સારૂંમાઠું સમજવાની શક્તિ નહતી, તથા તે મારફાડ કરતો હતો." તો તેઉપરથી ન્યાયાધીશ તે ખુનીને છોડી

દેછે, અથવા *દિવાનાઓને રાખવાની જગ્યાએ મોકલવાનો હુકમ કરેછે, તો જોકે તેમ કરવાની તેની કદાચ મરજી નહીં હોય, તોયપણ ધારાની બારીકોથી બંધવાનો બંચાવ થાયછે. ખુન કીધાપછી થોડે વખતે કદાચ બંધવો સાજો પણ થાયછે, તોય તે શાસનને પાત્ર થતો નથી.

એટલામાંટે એક માણસ ખરો દિવાનોછે, કે તે માત્ર ઢોંગ કરેછે, તેની નીચે જણાવ્યાપ્રમાણે તપાસ કર્યાથી જણાશે.

પ્રથમ તપાસ કરતી વેળા, અથવા તેની અગાઉ ડાકટરે અથવા હરકોઈ તપાસ કરનાર માણસે બિમારને જણાવવું નહીં, કે તે તેનાં ઘેલાપણાંની તપાસ કરવા આવ્યોછે, પણ માત્ર સાધારણરીતે ગામનાં સમાચારો, અથવા તેની પોતાની ખબરઅંતર પુછવી, કે જેથી વાતચીતમાં તરત જણાઈ જશે, કે તે સાજુંછે, કે દિવાનું. ઘણીવેળા એક ખરેખરાં દિવાનાં માણસનાં સગાંઓ તેની ખરી અવસ્થા છુપાવેછે. એમ કરવાને કાંઈજ નહીં, પણ પોતાનો બિમારતરફનો પ્યાર તેમ કરવાને તેઓને લલચાવેછે, માત્ર એવા વિચારથી કે તેમ કર્યાથી તે "ખરેખરૂં દિવાનું નથી" એમ ડાકટર પોતાનો અભિપ્રાય આપે. પણ દિવાનું તે દિવાનું, તે સાજું કેમ કરી થવાનું હતું? માંટે એવો ભુલભરેલો વિચાર રાખવો ખોટુંછે, કારણકે તેમ કર્યાથી બિમારની વખતસર માવજત થવામાં અડચણ થાયછે, અને દિવાનાપણું જેમ લાંબા વખતનું થતું જાયછે, તેમ તે પછી સાજું થવું ભારી પડેછે. ડાકટરે બનતાંસુધી બિમારની અવસ્થાવિષે તેનાં માબાપ, ઘણાં નજદીકનાં સગાં, અથવા સ્નેહીઓને પુછવું નહીં, પણ કોઈ અજાણ્યાં માણસને પુછવું, કે જે તેનીઆગળ રેહેલું હોય. પ્રથમથીજ તપાસ કરતાં જો જણાય, કે બિમાર દિવાનુંછે, તો તરતજ દિવાનાઓની હાસ્પીટાલમાં મોકલી દેવો, કે જેથી તે પોતાનાં નજદીકનાં સગાંઓથી વધારે બગડતો અટકે, તથા ત્યાં જોઈતા ઉપાયો, માવજત, તથા દવાદારૂથી સુધરે. આગળ જણાવ્યાપ્રમાણે જો લાંબો વખત વહી જાયછે, તો પછી તે સાજું થવું કઠણ પડેછે, અને કદાચ સુધરતું નથી. "બેડલેમ" તથા "સેંટ લ્યુક"ની દિવાનાઓને રાખવાની હાસ્પીટાલમાં એક વર્ષનીઅંદર દિવાના થયેલા બિમારોનેજ માત્ર દાખલ કરેછે, જેઉપરથી તરત ખુલ્લું જણાઈ આવેછે, કે દિવાના માણસોને તરત હાસ્પીટાલમાં મોકલી આપવાની કેટલી અગત્યછે.

બિમારનાં ઘેલા થવાની, તથા તેવિષે તપાસની વેળાની અવસ્થાને સરખાવવી, કે તેમાં કાંઈ ફેરફાર થયોછે કે નહીં. તેની આગળી ચાલચલણ, તેનો સ્વભાવ, તેનું બોલવું, ઈત્યાદિવિષે બારીક તપાસ કરવી. કેટલીકવેળા બિમાર પ્રથમમાં ઘણુંજ લાયકીવાળું, રાંક સ્વભાવનું, નેક, અને હસમુખું હોયછે. જો પુરૂષ હોયછે, તો તે પોતાની બાયડી, તથા બાળકો તરફ માયાભરેલો હોયછે, તથા નઠારા છંદોથી વેગળો હોયછે, પણ દિવાનો થવાનો હોયછે, તેની થોડું અગાઉ તે

* Lunatic Asylum.

એકાએક અવિવેકી, નઠારા સ્વભાવનો, અને અધર્મિક થઇ જાયછે, પોતાની બાયડી તથા બાળકોને ધિક્કારેછે, તેઓને મારેછે, તથા નઠારી ગાલો ભાંડેછે. પેહેલાં જો તે બિલકુલ દારૂ પીતો નથી, તો હવે તે એકદમ પીવા માંડેછે, તથા નઠારા છંદોમાં પડેછે.

બિમારનો જનમ થયો તે વેળા તેની માતા દિવાની હતી, કે નહીં તેની તપાસ કરવી, કારણકે બિમારને જન્મ આપતી વેળા જો તેણી દિવાની હોયછે, તો તેનું બચ્ચું પણ મોટપણે આવી દિવાનાપણાંની અવસ્થામાં આવે એ સ્વભાવીકછે. અગરજો તે પેહેલાં ઘણાં સ્વચ્છ અને ઉંચાં લુગડાં પેહેરતું હોયછે, તો હવે ગંદા અને ફાટાંતુટાં પેહેરેછે, માંટે તેવિષે તપાસ કરવી. પોતાનાં ઘર, કુટુંબ, અને દ્રવ્યનો અગાઉનીપઠે તે હવે સંભાળ લેતું નથી. તેનાં શરીરની તપાસ કરવી, કે તે આગળકરતાં પુષ્ટ થયુંછે, કે લેવાયુંછે, તેની નાડી, જીભ, આંખો, ઇત્યાદિની તપાસ કરવી, તથા તેનાં શરીરની ચામડી સુકીછે કે નરમ, તથા તેઉપર ઘર, ગુમડાં, નાસૂર, ઇત્યાદિ છે કે નહીં તે તપાસવું. વળી યાદ રાખવું, કે ઘેલાં માણસો દિવસકરતાં સાંઝનીવેળા વધારે ફરહર કરેછે, કારણકે તે વેળા તેનાં મનનો જોસ્સો વધારે રેહેછે. અગરજો તે ઉસ્કેરાયલું હોયછે, તો તેનાં શરીરની ગરમી સાજાં માણસનાંકરતાં થોડી વધારે હોયછે, અને તે *પારાની શિશી મુકી જોયાથી તરત જણાઇ આવેછે, પણ જયારે તે પાછું સાંત થાયછે, ત્યારે તેનાં શરીરની ગરમી હંમેશકરતાં થોડામાંથોડી બે "ડીગરી" ઓછી હોયછે. ઘણીવેળા નઠારી જાતની ખાંસી થઇ આવ્યાથી દિવાનાનું મોત નિપજેછે, માંટે જો જરાપણ ખાંસીજેવું જણાય કે ડાકટરસોડે તેની છાતીની તપાસ કરાવવી, અને જો અગત્ય જણાય, તો તરત ઘટતા ઉપાયો કરવા. એ શોધી કાહાડવાની, તથા જાણવાની ફરજ ડાકટરની છે, કારણકે બિમારતો પોતાની એવી અવસ્થાનેલીધે કદીપણ કેહેતું નથી, કે તેને ખાંસી થઇછે, તેની છાતી દુખેછે, શ્વાસ સારીપઠે લેવાતો નથી, ઇત્યાદિ.

---

## દિવાનાપણાંનાં ઈલાજો.

દિવાનાપણાંનાં ઇલાજો બે રીતનાં હોયછે. પેહેલી રીત એછે, કે તેની દવા કેવીરીતે કરવી, તેનો ખોરાક કેવો, કેટલો, તથા કેમ આપવો તે, તથા બીજી રીત એ છે કે દિવાના માણસનાં સગાંઓએ તેની સાથે કેમ વર્ત્તવું, અને તે મારફાડ કરે નહીં, તે આનંદ રેહે, અને તેના મનઉપર સારી અસર થવાથી તે કદાચ સાજો થાય, તેનેમાંટે કેવા ઉપાયો લેવા તે. પેહેલી રીતને †"દવાદારૂ, ખોરાક, ઇત્યાદિનેલગતા ઇલાજો," તથા બીજી રીતને ‡"ચાલચલણ તથા સ્વભાવ સુધારવાનાં ઇલાજો, તથા માવજત" કરી કેહેછે.

---

* Thermometer.

† "મેડીકલ ટ્રીટમેન્ટ" (Medical Treatment.)

‡ "મૉરલ ટ્રીટમેન્ટ" (Moral Treatment.)

## ૨ લી રીત.—દિવાનાને કેવી દવા તથા ખોરાક આપવો?

હરકોઇ માણસને જયારે દિવાનાપણું જોરમાં લાગેછે, એટલે દિવાનાપણું ઘણું વધી જાયછે, અને તેને જોસ્સા ચડી આવેછે, ત્યારે તે આગળપાછળનાં બીજાં માણસોને મારવા દોડેછે, અથવા આપઘાત કરવા માંગેછે, એતો સર્વે કોઇને સાધારણરીતે જાણીતુંછે. એવી વેળા એક બાબદ ધ્યાનમાં રાખવી ઘણી અગત્યનીછે, તે એકે એવાં માણસને ઘણાં દિવસ સુધીલાગત ઉંઘ આવતી નથી, એટલામાંટે સર્વેથી પેહેલાં તેને ઉંઘ લાવવામાંટે કોઇ દવા આપવી જોઇએ. અગરજો દિવાનાપણાંસાથે તેને ભેજાંનો વરમ પણ થયો હોય, અને તે કારણથી દિવાનાને જોરમાં તાવ આવતો હોય, તો પેહેલાં વરમ મટાડવામાંટે જો તે મજબુત બાંધાનું માણસ હોય, તો તેને સંગરા મુકવી, અથવા એકથી બે ડજન જળો માથાંઉપર મુકવી, તથા એક જુલાબ આપવો.

અગરજો બિમાર સ્ત્રી હોય, અને દસ્તાન બંધ થઇ જવાથી તે દીવાની થઇ હોય, તો તેણીનાં જાંગનાં કાલરામાં, અથવા છુપા ભાગમાં થોડી જળો વળગાડવી, જેથી દસ્તાન પાછું જશે, અને તેથી તેણી કદાચ ઉતાવળી સાજી પણ થશે.

અગરજો બિમારને હરસ હોય, અને તે ઘણાં સુજી આવ્યા હોય, તો સફરાનીઆસપાસ જળો વળગાડવી. અને ગરમ પાણીમાં ખસખસનાં પોસ ઉકાળીને તેમાં બેસાડવું. આપ્રમાણે કર્યાથી ભેજાંઉપરનો લોહીનો જોસ ઓછો થશે, અને તેથી તેને સુખ થશે, અને કોઇપણ જાતની બીજી ઉંઘ લાવવાની દવા આપવાવિના તેને સારીપઠે ઉંઘ આવશે. પણ જો ભેજાંઉપર વરમ નહીં થયો હોય, પણ માત્ર દિવાનાપણુંજ લાગ્યું હોય, તો પ્રથમ એકાદ જુલાબ આપીને ઝાડો સાફ આવે એમ કરવું, અને ત્યારપછી ઉંઘ આવવામાંટે કાંઇ દવા આપવી, જેવીંકે

| | | | |
|---|---|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ. | ગ્રેન ૩૦ થી ૪૦ | સીરપ ............ | ચમચા ૧ |
| હાઇડ્રેટ આવ ક્લોરલ .. | ગ્રેન ૩૦ થી ૪૦ | પાણી ............ | આઉંસ ૧॥ |

આ સઘળાંને મેળવીને તે સઘળું પાવું, જેથી ઘણી સારીપઠે ઉંઘ આવશે. અગરજો એ દવા પાવાપછી ત્રણ કલાકમાં ઉંઘ નહીં આવે, તો એજ દવા ફરીથી પાવી, અને એપ્રમાણે ત્રણથી ચારવાર પાવાથી દિવાનાને ખચીત ઉંઘ આવશે. અગરજો બિમાર અતિશય મારફાડ કરે, તો ઉપલી દવાને બદલે ૦॥ થી ૧ ડ્રામ "જુસ આવ હેમલૉક," તથા ૦॥ ડ્રામ સૉલ્યુશન આવ હાઇડ્રોક્લોરેટ આવ મૉરફીયા," આ બંધેને પાણીમાં મેળવીને અગત્ય દીસે તેમ દર ત્રણ કલાકે બિમારને પાવું. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાંથી ૧ થી ૩ મીનીમ "હાઇપોડરમીક સીરીંજ" થી બિમારના ખભાંની ચામડીમાં દાખલ કરવું.

| | | | |
|---|---|---|---|
| હાઇડ્રોબ્રોમેટ આવ કોનાઇન.. | ગ્રેન ૧ | ડીસટીલ્ડ વૉટર..... | મીનીમ ૨૦ |

**ઉપલી પિચકારીની દવા ઝેરીછે, માંટે ડાકતરશિવાય કોઈ બીજા સાધારણ માણસે કરવી નહીં.**

કેટલીકવેળા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તે સઘળી પાવાથી પણ ઘણી સારીરીતે ઉંઘ આવેછે.

| | | |
|---|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ.... | ગ્રેન | ૪૫ થી ૬૦ |
| ટીંકચર આવ ઇંડીયન હેમપ .. | મીનીમ | ૨૦ થી ડ્રામ ૧ |
| પાણી ................ | આઉંસ | ૨ |

અગરજો અગત્ય જણાય, તો એજ દવા ચાર કલાકે ફરીથી પાવી, અથવા માત્ર ૦॥ ડ્રામ "હાઈડ્રેટ આવ કલોરલ," વાઇનગ્લાસ પાણીમાં ડોહવીને, દર બે કલાકે ઉંઘ આવે ત્યાંસુધી પાવું.

કેટલાક ડાકટરો ઉપલી દવાઓ પીધામાં આપવાનેબદલે "એટ્રોપીન" તથા "મૉરફીયા"ની દવાઓ નીચે જણાવ્યાપ્રમાણે પિચકારીવડે બિમારનાં ખભાંની ચામડીમાં દાખલ કરેછે. ૨ મીનીમ "સૉલ્યુશન આવ સલફેટ આવ એટ્રોપીન," (જેમાં $\frac{1}{60}$ ગ્રેન "સલફેટ આવ એટ્રોપીન," આવેછે,) તથા ૫ મીનીમ "સૉલ્યુશન આવ એસીટેટ આવ મૉરફીયા," (જેમાં ૦। ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા" આવેછે,) આ બંધે દવાઓને મેળવીને તે પિચકારીવડે બિમારનાં ખભાંની ચામડીમાં દાખલ કરવું.

**આ દવાઓ અતિશય ઝેરીછે, માટે તે ડાકટરશીવાય બીજા કોઈએ અજમાવવી નહીં.**

કેટલીકવેળા ૦। ગ્રેન "કોડીયા"ને, ૫ મીનીમ પાણીમાં મેળવીને તે પિચકારીવડે ખભાંની ચાંમડીમાં દાખલ કર્યાથી પણ ઘણી સારીરીતે ઉંઘ આવેછે.

અગરજો ચામડીમાં મારવાની પિચકારી તરત મળી શકતી નહીં હોય, તો ૧ થી ૨ ગ્રેન માત્ર અફીણ, "એકસટ્રેકટ આવ ઓપીયમ," અથવા ૦॥ થી ૧ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," આ ત્રણમાંથી ગમેતે એક પાણીમાં ડોહવીને પાવું, અને જયાંસુધી સારીપઠે ઉંઘ આવે નહીં, ત્યાંસુધી દર બે કલાકે પાયા કરવું.

કેટલાક ડાકટરો કેટલીકવેળા ૨૦ થી ૩૦ મીનીમ "ટીંકચર આવ ઓપીયમ," અથવા ૩૦ થી ૪૦ મીનીમ "કલોરોડાઇન," પાણીમાં ભેળીને પીધામાં આપેછે, અને બિમાર બિલકુલ ઉંઘમાં પડે, ત્યાંસુધી દર બે કલાકે પાયા કરેછે. વળી કેટલાકો ૦॥ થી ૧ ગ્રેન "મ્યુરેટ આવ મૉરફિયા," તો વળી કેટલાકો ૨ ગ્રેન "એકસટ્રેકટ આવ ઇન્ડીયન હેમ્પ," દર ત્રણ કલાકે આપેછે.

કેટલાક અનુભવી ડાકટરો આ નઠારી બિમારીની વેળા ૩૦ મીનીમ "ટીંકચર આવ ડીજીટેલીસ," તથા ૫ મીનીમ "કલોરોફૉર્મ," આ બંધેને વાઇનગ્લાસ પાણીમાં ભેળીને, દર આઠ કલાકે પીધામાં આપેછે, અને કેટલાકો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ચારથી છ કલાકે ગળાવેછે.

| | | |
|---|---|---|
| એકસટ્રેકટ આવ સ્ટ્રેમોનીયમ.... | ગ્રેન | ૪ થી ૬ |
| એકસટ્રેકટ આવ હાઇયોસાએમસ.. | ગ્રેન | ૨૦ |
| એકસટ્રેકટ આવ હેમલૉક ...... | ગ્રેન | ૬ |

અગરજો બિમારનો ઝાડો બંધ થઇ ગયો હોય, તથા જીભઉપર ઉજળો થરો બંધાયો હોય, તો "એપસમ સૉલ્ટ"નો જુલાબ આપવો, પણ જો દિવાનાપણાંનેલીધે બિમાર એ દવા પીયે નહીં, તો ૨ મીનીમ જમાલગોટાનાં તેલને, દુધમાં મેળવીને તે પાવું, અને જો તેના શરીરઉપર ઘર, ગુમડાં, નાસૂર, ફોલ્લા, ઇત્યાદિ કાંઇ થયું હોય, તો તેવિષે ઘટને ઠેકાણે જણાવેલી બાબદમાં વાંચીને તેમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

અગરજો બિમાર સ્ત્રી હોય, તો તેણીને દસ્તાન બરાબર જાયછે કે નહીં, તેણીને પિસાબ સાફ થાયછે કે નહીં, અને તે ઘણી થાયછે કે થોડી, અને રાતા રંગની થાયછે કે કેવા રંગની, ઇત્યાદિ બાબદોની ડાકટરપાસે તપાસ કરાવવી, એટલે કે તેણીનાં શરીરની ચામડીની, આંતરડાંની, ગુરદાની, તથા ગર્ભસ્થાનની અવસ્થાની તપાસ રખાવવી, અને જેમાં ખાંમી હોય તેનાં ઇલાજો તરત કરાવવા.

અગરજો ઘણાં જોરમાં દિવાનાપણાંસાથે બિમારને ફેફરૂં પણ થતું હોય, તો "લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ" નામની દવા નીચે જણાવ્યાપ્રમાણે આપ્યાથી અતિશય ગુણ થાયછે.

લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ... ડ્રામ ૩ | પાણી ............ આઉંસ ૨ા

આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પાવું. અગરજો આ દવા ઘણાં દહાડાસુધી ચાલુ પાયા કીધી હોયછે, તો ફેફરૂં વારંવાર થતું બંધ પડેછે, અને જો ઉપરાસાપરી થતું હોયછે, તો ચારથી છ મહિને એકાદ વેળા કદાચજ થાયછે, અથવા બિલકુલ થતું નથી, અને બિમારને સારીપડે ઉંઘ આવેછે. વળી દિવાનાપણાંમાં ખુન આપઘાત, ઇત્યાદિ જે ઘાતકી જોસ્સાઓ બિમારને થાયછે, તે પણ આ દવાથી થતા અટકેછે, એટલુંજ નહીં પણ અતિશય જોસ થઇ આવ્યાપછી, જે પુશ્કળ થાક તેને ચઢેછે, અને જેમાંથી કેટલીકવેળા બિમારનું મરણ પણ થાયછે, તેવી થાક વટીક આ દવાથી ચઢતી અટકેછે, અને જો આંકરા આવતાં હોયછે, તો તે પણ બંધ થાયછે. એટલામાંટે આ દવા ઘણીજ વખાણવાજોગછે. આ દવા વાપરવાનું સર્વેથી પેહેલું માન ડાકટર જે. ક્રીચટન બ્રાઉન, એમ. ડી., તે "ઉવેસ્ટ રાઇડીંગ એસાઇલમ"નાં "મેડીકલ ડાઇરેકટર"ને ઘટેછે. વળી એમ જણાયલુંછે, કે લકવાવાળાં માણસને આ દવા ઘણીજ ગુણકારકછે, અને તેનું કારણ બ્રાઉન સીકાર્ડ નામનો એક વખાણાયલો ફ્રેન્ચ ડાકટર એમ જણાવેછે, કે "આ દવાથી બરડાનાં કાંઠાની ગુરનાં તંતુઓની નસોની દિવાળો, જે પ્રથમ પોહોળી થયલી હોયછે, તે નસોની દિવાળોનાં માંસનાં સાકાઓ પાછા ખેંચાયછે, અને જેથી તેઓ આગળનાંજેવાજ થાયછે. આપ્રમાણે થવાથી લોહી સઘળીગમ સરખીરીતે ફરેછે, જેથી લકવો સાજો થાયછે." એવા વિચારથીજ ઉપલા ડાકટર જે. ક્રીચટન બ્રાઉનને એવો વિચાર આવ્યો, કે "એજ દવા જો ફેફરાસાથનાં દિવાનાપણાંવાળાં માણસોને, કે જેઓને પણ ભેજાંની નસોમાં ઘણો જોસ્સો થવાથી તેઓ અતિ ઘણી ખિલેલી હોયછે, અને જેથી ભેજાંમાં

લોહી વધારે જોસથી તથા ઘણું ફરેછે, તેઓને જો તે આપી હોય, તો ઘણો ગુણ થવો જોઇએ, અને તેરીતે અજમાવતાં આ ડાકટરનો ઘણો જય થયોછે.

અગરજો ફેફરાંનું દરદ ઘણાં વર્ષોનું જુનું હોય, અને "મેનીયા" કે જેમાં બિમાર અતિશય મારફાડ કરેછે, તેનેબદલે બિમારને "ડીમેનશીયા" થયું હોય, એટલે તે બુઢાપણાંમાં બિલકુલ બચ્ચાંજેવો બુદ્ધીવિનાનો બની ગયો હોય, તો તેવાં ભેજાંની નેસોનાં માંસનાં સાકાઓ ઘણાંજ દુર્બળ થવાનેલીધે, તેઓની લવચીકશક્તિ તદન જતી રેહેછે, અને તેઓ ખેંચાઇને પાછા પોતાની આગળી અવસ્થામાં આવી શકતા નથી, માંટે એવા બિમારને આ દવા આપ્યાથી કશો ગુણ થતો નથી, એટલામાંટે તે આપવી અગત્યની નથી. પણ જો બિમારને ફેફરૂં થોડાજ વખતનું થયું હોય, અને તે મારફાડ ઘણી કરતો હોય, તો આ દવા આપ્યાથી ઘણો આશ્ચર્યકારક ફેર પડેછે. આ દવા નીચે જણાવેલીરીતે પણ આપવામાં આવેછે.

| | | |
|---|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ...... | ડ્રામ | ા। |
| લીક્વીડ એક્સટ્રેક્ટ આવ અરગટ.. | ડ્રામ | ૩ |
| પાણી .................... | આઉંસ | ૪॥ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પાવું.

૧૮૭૬ નાં જુલાઇ મહિનાનાં "પ્રેક્ટીશનર" નામનાં ચોપાન્યાંમાં, "વેસ્ટ રાઇડીંગ લ્યુનેટીક એસાઇલમ"નો ડાકટર રૉબર્ટ લૉસન, એમ. બી., જેને જોરમાં "મેનીયા" થયો હોય, નઠારા વેહેમો ઉત્પન્ન થતા હોય, અથવા "ડીમેનશીયા"ને લીધે આપઘાત કરવા માંગતો હોય, એવા દિવાનાંને "હાઇયોસાએમીન" નામની ઝેરી દવા નીચે જણાવ્યાપ્રમાણે આપવાની ભલામણ કરેછે.

| | | |
|---|---|---|
| હાઇયોસાએમીન એમૉરફસ .... | ગ્રેન | ૧ થી ૧॥ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઈથર.... | મીનીમ | ૮ |
| આલકોહૉલ ............ | મીનીમ | ૨૪ |
| પાણી............ .... | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને તે સઘળું પાવું. આ દવા પાવાથી બિમારને આસરે દશ મીનીટમાં ઉંઘ આવેછે, અને તેને આ દવાથી એટલોતો ગુણ થાયછે, કે બિમારને ગમેએવો જોસ થયો હોયછે, તો તે પણ નરમ પડેછે, અને કેટલીકવેળા "મેનીયા" બિલકુલ થતો નથી.

**આ દવા ડાકટરશિવાય કોઈ સાધારણ માણસે કદીપણ વાપરવી નહીં, કારણકે તે અતિ ઝેરીછે. ડાકટર પોતે પણ એની ઝેરી અસર ધ્યાંનમાં રાખેછે, અને અગત્યવિના એકજ બિમારને તે વારંવાર આપી શકાતી નથી. એકવાર આપ્યા પછી જો અગત્ય જણાય, તો તેટલાજ વજનમાં આસરે એક મહિનો વિત્યાકેડે પાછી આપવી. વળી જો ડર રાખીને ૧ ગ્રેનથી ઓછા વજનમાં આપી હોયછે, તો ભેજાંનો જોસ ઓછો થવાને બદલે ઉલટો વધેછે, અને તેથી બિમાર મારફાડ વધારે કરેછે, માંટે જો આપવી હોય, તો હિંમતથી ઉપર જણાવ્યાપ્રમાણે ૧ થી ૧॥ ગ્રેનસુધી આપવાને અચકવું નહીં.**

"મૉનટ્રીલ લ્યુનેટીક એસાઇલમ"નાં ડાક્ટર હાવર્ડે માત્ર મોટા વજનમાં "બ્રાંડી" દિવાનાંઓને પાવાથી ઘણીજ ફતેહમંદરીતે કેટલાકોનું દિવાનાપણું સાજું કર્યુંછે.

---

## "ડીમેનશીયા" નો ઈલાજ.

અગરજો *તીક્ષ્ણ દિવાનાપણું સાજું થાય નહીં, બિમાર હંમેશનું ઘેલું, અને "ડીમેનશીયા"ની અવસ્થામાં આવતું જાય, તથા જેમજેમ દહાડા જાય, તેમતેમ તેની બેજાંનીશક્તિ ઘટતી જાય, તો પ્રથમ ઝાડો દરરોજ બરાબર આવે, એટલામાંટે ૩ ગ્રેન "કેલોમેલ," તથા ૩ ગ્રેન "પ્રીપેર્ડ ચૉક," આ બંધેને મેળવીને, તેનાં ત્રણ પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ત્રણવાર ફકાડવું, અને ઝાડો સાફ આવવા માંડે કે શક્તિ આવવામાંટે નીચે જાણુવેલી દવાઓ મેળવીને, દહાડામાં ત્રણવાર પાવી.

| | | |
|---|---|---|
| કૉડલીવર ઑઈલ ............ | આઉંસ | ૧ |
| સલફેટ આવ ક્વીનીયા .......... | ગ્રેન | ૬ |
| ટીંક્ચર આવ પરક્લોરાઈડ આવ આયરન. | મીનીમ | ૪૦ |
| સીનેમન વૉટર.......... ..... | આઉંસ | ૪॥ |

અથવા ૧ થી ૨ ચમચી "કેમીકલ ફુડ," પાણીમાં મેળવીને, દહાડામાં ત્રણવાર પાવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | | |
|---|---|---|---|
| સૉલ્યુશન આવ સ્ટ્રીકનીઆ.. મીનીમ | ૨૦ | ટીંક્ચર આવ સ્ટ્રીલ .... મીનીમ | ૪૦ |
| ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ. મીનીમ | ૨૦ | ઈનફ્યુઝન આવ કેલમબા .. આઉંસ | ૬ |

અથવા ૨૦ ગ્રેન "સોડી હાઇપોફૉસફીસ," તથા ૬ આઉંસ "કમપાઉંડ ડીકૉકશન આવ સારસાપેરીલા," આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પાવું.

ઉપલી દવાઓમાંહેલી ગમે તે એક દવા ઘણાં મહિનાસુધી ચાલુ રાખવી, તથા માથાંઉપરનાં બાલ કહડાવી નાખીને તેઉપર નીચે જણાવેલી દવાઓનો મલમ બનાવીને તે લગાડવો.

આયોડાઇન ગ્રેન ૩૨—આયોડાઇડ આવ પૉટાશીયમ ગ્રેન ૩૨—પ્રુફ સ્પીરીટ ડ્રામ ૧—ચોખ્ખી ચરબી આઉંસ ૨—સ્ટ્રીકનીન ગ્રેન ૮.

**અગરજો માથાંઉપર ફોહલા, અથવા ઘા થયો હોય, તો પેહલે તે સઘળાંને રૂઝ લાવીને પછી આ મલમ ચોપડવો.**

ડાક્ટર ઉવીનસ્લો ભલામણ કરેછે, કે "એક બિમારને જેવું તીક્ષ્ણ દિવાનાપણું થાય કે તેને થંડાં પાણીમાં ૮ થી ૧૫ કલાકસુધી બેસાડવો, અને પાણીનું †ઉષ્ણપ્રમાણ ૮૦ થી ૮૫ "ડીગરી" (ફારેનહાઇટ)સુધી હોવું જોઇએ.

---

* Acute Mania.

† Temperature.

વળી જેવેળા પાણીમાં બિમારને બેસાડેલો હોય, તેજ વેળા તેનાં માથાંઉપર ૬૦ "ડીગરી" (ફારેનહાઇટ) થંડું પાણી ઝીણી ધારે નામવું, અને મારફાડનો જોસ નરમ પડે, અને દિવાનો પાણી નહી નામવાને કાળાવાળા કરે, ત્યાંસુધી નામ્યાજ કરવું. આપ્રમાણે કર્યાથી, અથવા થંડાં પાણીમાં ચાદર બોળીને તેનાં શરીરની આસપાસ લપેટવાથી, અને ત્યારપછી તેને ગરમ ધાબળીમાં લપેટીને એકથી બે કલાકસુધી સુવા દીધાથી તેને પરશેવો છુટી એવીતો સરસ ઉંઘ આવશે, કે જેથી કોઇપણ દવાની અગત્યવિના માત્ર તેથીજ ગુણ થશે.

કેટલીકવેળા બિમારને ગરમ પાણીમાં બેસાડીને, માથાંઉપર કુવાનું થંડું પાણી ચાલુ નામ્યા કર્યાથી પણ ઘણો ગુણ થાયછે. આપ્રમાણે પાણીનો હરકોઇ ઇલાજ કર્યાપછી તેને જુલાબ આપવો, અને ત્યારપછી ઉપર જણાવ્યાપ્રમાણે કોઇ દવા તેને ઉંઘ લાવવામાંટે આપવી.

---

## દિવાના માણસનો ખોરાક, તથા તે આપવા વિષે.

દિવાનાપણાંની શુરૂઆતમાં જો બિમાર ઘણાં મજબુત બાંધાનું હોય, તો તેને ઘણોજ સાદો તથા હલકો ખોરાક આપવો, જેવોકે દુધની કાંજી, ચા, ઇત્યાદિ. પણ જો બિમાર નબળા બાંધાનું હોય, તો તેને ઘણો સારો ખોરાક, જેવોકે સેરવો, ઇંડાં, દુધ, ઇત્યાદિ આપવાને ચુકવું નહીં. ઘણી વેળા બિમાર ઘેલાપણાંમાં આપઘાત કરવાનો હેડાવ કરેછે, અને તેટલામાંટે કોઇપણ જાતનો કશો ખોરાક, તથા પાણી લેતું નથી. એવી વેળાં બલાત્કારે તેને ખવડાવવું જોઇએ, કારણ કે જો તેમ કર્યામાં આવે નહીં, તો તે પોતાનીમેળે કદીપણ ખાનાર નથી, અને પોતાઉપર ભુખમરો પાડીને મરણ પામેછે. તેને ખોરાક આપતી વેળા એક બાબદ ધ્યાંનમાં રાખવી જોઇએછે, તે એકે તેને એવી રીતે ખોરાક આપતી વેળા તેના હાથમાં તેની સાંમેનાં માણસને મારે, અને તેથી નુકસાન કરેએવી કોઇ વસ્તુ રેહેવા દેવી નહીં. પણ જો તે ઘણું મજબુત હોય, તથા તેને અતિશય જોસ ચઢતો હોય, અને તેથી ખોરાક લેવામાં ઘણી મારફાડ કરતું હોય, તો તેને હાથપગે બેડી ઘાલવી, અને ત્યારપછી તેને બિછાણામાં ચત્તું સુવાડીને ત્રણચાર મજબુત માણસોએ તેને તેમ પકડી રાખવું, કે જેથી તે મારફાડ કરી શકે નહીં, અને ત્યારપછી ડાકટરે, અથવા કોઇ ચંચળ પુરૂષે તેનું માથું પોતાનાં ઘુટણોનીવચ્ચે પકડવું, અને તેના નાકનાં એક નસકોરાંમાં એક નાહાની ગળણી, કે જેને છેડે "રબર"ની નળી હોય તે મુકવી, અને પછી સંભાળથી દુધ, કાંજી, સેરવો, દવા, ઇત્યાદિ જેમ અગત્ય જણાય, તેમ ધીમેધીમે ચમચાવડે તેમાં નામવું, અને તે વેળા બિમાર ગુંગળાઇ નહીં જાય, માંટે થોડેથોડે વારે જરા થોભવું, અને વળી પાછું નામવું. આપ્રમાણે થોડી મીનીટમાં એક મોટી બાટલીથી વધુ પ્રવાહી ખોરાક નાકવાટે તેનાં પેટમાં દાખલ કરી શકાયછે. ઘણીવેળા બંબાની નળી મોંહવાટે હોજરીમાં દાખલ કર્યાથી તેવડે પણ ખોરાક પેટમાં દાખલ થઇ શકેછે. પણ આપ્રમાણે ખોરાક

આપ્યાપછી એટલી સંભાળ લેવાની અગત્યછે, કે તે પોતાનાં આંગળાં મોંહમાં ઘાલીને ઉલટી કરે નહીં. આ રીતે જો એકથી બે દિવસ ખોરાક આપ્યા કીધો હોયછે, તો ખોરાક લેવાને બિમાર ફરીથી આનાકાની કરતો નથી, કારણ કે તે જાણેછે કે ગમેતેમ પણ તેને ખોરાક આપવાવિના રેહેનાર નથી. પણ એવો ઉપાય લેવાઆગમચ જો પતાવીને બિમારને ખોરાક આપવામા આવે, તો વધારે સારૂં.

---

## દિવાનાંનેલગતી બીજી માવજતો.

એક માણસને દિવાનાપણું થવાનાં ચિન્હો જોવાં જણાય, કે તરત તેને તેનાં સગાંઓ તથા સ્નેહીઓથી દુર કરવું, અને જો તેને આપઘાત કરવાનો જોસ્સો થતો હોય, તો તેની ચોકસી અને સંભાળને માંટે તેનીઆગળ હંમેશાં એક ચંચળ, દયાળુ, અને મજબુત બાંધાનું પણ તદન પારકું માણસ રાખવું, અને મુખ્યકરી રાત્રે તેની વધારે સંભાળ લેવાની અગત્યછે. દિવાના પુરૂષની સંભાળને માંટે તેની સંભાળ લેનાર પણ પુરૂષજ હોવો જોઇએ, તેમજ દિવાની સ્ત્રીની સંભાળનેમાંટે ઉપર જણાવેલા ગુણોવાળી સ્ત્રીનીજ અગત્યછે.

દિવાનાંનો રેહેવાનો ઓરડો હવાવાળો, એકાંત, અને પુરતું અજવાળું આવે એવો હોવો જોઇએ. વળી દવાદારૂ, ખોરાકપાણી, ઇત્યાદિ આપતી વેળા, તથા તેનું બિછાણું, લુગડાં, ઇત્યાદિવિષે વાત કરવાઉપરાંત તેને વધારે બોલાવવું નહીં, અથવા પજવવું નહીં. બનતાંસુધી તેને ચુપ રેહેવા દેવું, તેનું બિછાણું તથા લુગડાં, અને તેનો ઓરડો સ્વચ્છ રાખવો, પણ જો એટલી સંભાળ તથા માવજત લેવાઇ શકાતી નહીં હોય, તો બીમારનાં ભલાનેમાંટે તેને એકદમ *દિવાનાઓને રાખવાની "હાસ્પીટાલ"માં મોકલવું ઘણું અગત્યનુંછે. "હાસ્પીટાલ" માં મોકલવાછતાં તેનાં લાગતાંવળગતાંઓએ સંભાળ રાખવી, કે ત્યાં તે દિવાનાં કરતાં પણ વધારે નઠારી અવસ્થાવાળાં દિવાનાં તેનીપાસેજ હોય નહીં, કારણ કે નહીંતો તેઓનાં બુમબરાડા, ચીસો, ઇત્યાદિ ચાલચલણથી તે સુધરવાનેબદલે ઉલટું બગડેછે, માટે જો એવુંજ બને, તો તેવિષે ઘટતીસૂચના "હાસ્પીટાલ"નાં વડા ડાકટરને કરવી અગત્યનીછે. "હાસ્પીટાલ"માં, કે ઘેરમાં જ્યાંપણ દિવાનાંને રાખ્યામાં આવ્યું હોય, ત્યાં તેનીસાથે સઘળાંઓએ ઘણી માયાથી વરતવું. આગળા વખતમાં દિવાનાં માણસોઉપર ઘણો ઘાટકી જુલમ ગુજારવામાં આવતો હતો. ઘણીવેળા તેઓની છાતીઉપર ચઢીને તેઓને સખત માર માર્યામા આવતો, પણ તેમ કરવું જોઇતું નથી. માયાથી જે સુધારો થાયછે, તે જોરજુલમથી થતો નથી. પણ જો તે ઘણો બગડી ગયો હોય, તો તેને ધાકમાં રાખવામાંટે થોડીક સખતાઇની અગત્યછે ખરી, પણ તે ઘણીજ અગત્યનીવેળા, અને તે પણ માત્ર હાથપગે બેડી ઘાલવી, અથવા તેઓને પાટીવડે મજબુત બાંધવા, અને દિવાનાંને અંધારા ઓરડામાં રાખવું એટલુંજ.

---

* Lunatic Asylum

## તિક્ષ્ણ દિવાનાપણાંમાંથી સાજા થવાપછીથી થોડો વખત એવાં માણસની કેવી માવજતો કરવી?

અગરજો બિમાર તીક્ષ્ણ દિવાનાપણાંમાંથી કદાચ સાજું થાય, પોતાનાં જોસ્સાઓને તે સેહેલાઇથી દાબી શકે, તેને બુદ્ધી પાછી આવે, અને દરેક ખુદરતી વસ્તુઓતરફ તેનો પ્યાર પાછો દોડે, તોયપણ એમ નહીં સમજવું, કે તે હવે હંમેશનો સાજો થયોછે, કારણ કે જો તેની પુરતી સંભાળ લીધી નહીં હોય, તો તે પાછો દિવાનો થઇ જાયછે. એટલામાંટે એકવાર દિવાનાંનાં સાજા થવાપછી પણ તરત તેને તેનો આગળો ધંધો કરવા દેવો નહીં. અગરજો શેજસાજ શ્રમનું કામ હોય, તો તે કરવા દેવામાં કશી અડચણ નથી, પણ તે કરવાને ઘણું દુરવેર જવું પડતું હોય, લાંબો વખત રોકાવું પડતું હોય, ઘણું ધ્યાંન આપવાની અગત્ય હોય, ઘણી થાક ચઢેએવું તે કામ હોય, તો તે તરત કરવા દેવું નહીં.

અગરજો બિમારને હાથરસ કરવાની માઠી ટેવ હોય, તો તે એકદમ છોડાવવી જોઇએ, તેને સવારસાંઝ દરીએકાંઠે, અથવા આગગાડીમાં ફરવા મોકલવો, સારી મંડળીમાં દાખલ કરવો, કે જ્યાં નિર્દોષ રમતગમત થતી હોય, જેવીકે "બીલીયર્ડ," પાના, દામ, સેતરંજ, ચોપટ, ઇત્યાદિ. ગાયનનો શોખ હોય, તો તેને કોઇ વાજીંત્ર વગાડતાં શિખવવું. ટુકમાં, તેનું મન વેરાયએવો કોઇ ઉપાય લેવો, તેને એકલો ઉદાસ બેસી રેહેવા દેવો નહીં. અગરજો તે વિદ્યાર્થી હોય, તો તેને જાજો અભ્યાશ કરવા દેવો નહીં.

બિમારને "હાસ્પીટાલ"માં રાખ્યાપછીથી તે જો થોડું સુધર્યું હોય, અને બિલકુલ સાજું થયું નહીં હોય, તો તેનાં સગાંઓએ બોહોંસ કરીને તેને પાછું ઘર લાવવું નહીં. કારણકે તેમ કર્યાથી તેને પાછું વધારે બગડવાની ધાસ્તી રેહેછે.

---

# લોહીઆળું શરીર.

(પ્લીઠોરા=Plethora.)

**નીશાની તથા સબબ**.—જ્યારે શરીરમાં જોઇએ તેકરતાં વધારે લોહી એકઠું થઇને શરીર લોહીઆળું થાયછે, ત્યારે તે "રકતાતિશય" કેહેવાયછે. એવાં માણસને વરમનેલગતાં દરદો ઘણાં ઉતાવળે થઇ આવેછે. મુખ્યકરીને એવાં માણસને ફેફસાંનો, કલેજાંનો, તથા ભેજાંનો વરમ બીજાં માણસોકરતાં વધારે ઉતાવળો થઇ આવેછે. જેઓ ઘણો ઉંચો ખોરાક ખાયછે, પુષ્કળ દારૂ પીયેછે, પણ કામકાજ અથવા કોઇપણ જાતની મેહેનત ન કરતાં લાંબો વખતસુધી સુઇ અથવા પડી રેહેછે, તેઓનું શરીર ઘણુંકરીને હંમેશા લોહીઆળું રેહેછે, અને તેથી ઉપર જણાવ્યાપ્રમાણે તેઓ કોઇપણ જાતનાં વરમને વધારે લાયક હોયછે, એટલુંજ નહીં પણ ઘણીવેળા તેઓનાં નાકમાંથી, અથવા સફરામાંથી હરશને રસ્તે લોહી વેહેછે, શરીર ગરમ રેહેછે, માથું દુખ્યા કરેછે, અને જરાજરામાં

ગોસ્સો તથા ખેસ્સો ઉસ્કેરાઇ આવેછે. એવી દેહવાળું આણસ સારી સુખાકારીમાં રેહેછે, એમ વિચારવું ભુલ ભરેલુંછે.

**ઈલાજો.**—એવાં માણસે દારૂ બિલકુલ પીવો નહીં, ખોરાક ઓછો કરવો, મુખ્યકરીને ગોસનો ખોરાક ઝાઝો લેવો નહીં, થોડુંજ ઉંઘાવું, મેહેનત તથા કસરત કરવી, ગરમ પાણીએ અંઘોળવાની ટેવ રાખવી, સરકો ખાધામાં લેવો, તથા અવારનવાર "સીડલીટઝ પાઉડર"નો, અથવા "એપસમ સૉલ્ટ" અને "રૂહબાર્બ"નો જુલાબ લેવો. અગરજો કલેજું સુસ્ત રેહેતું હોય, તો ૦॥ ગ્રેન "પૉડૉફીલીન રેઝીન" તથા ૪ ગ્રેન "બ્લુ પીલ," આ બંધેને મેળવીને, તેની એક ગોળી બનાવી, તે ત્રણથી ચાર દહાડે પાણીસાથે ગળવી.

અગરજો એથી કાંઇ ગુણ નહીં જણાય, અને શરીર ચરબીથી વધારે ફેલાતું જાય, તો ૦॥ થી ૧ ડ્રામ "સૉલ્યુશન આવ પૉટાશ." પાણીમાં મેળીને દહાડામાં ત્રણવાર પીવું. અને તે વીસથી પચીસ દહાડાસુધી ચાલુ રાખવું. કોઇવેળા સંગરા મુકાવ્યાથી પણ ગુણ થાયછે.

---

# ઉંઘ નહીં આવે, તે વિષે.

(સ્લીપલેસનેસ=Sleeplessness.)

**સબબ.**—ઉંઘ નહીં આવવાનાં ઘણાં કારણો હોયછે, જેઓમાંનાં મુખ્ય કારણો નીચે જણાવ્યા પ્રમાણેછે.

સખ્ત ગરમી પડવાથી, શરીરઉપર ઘર અથવા ગુમડાં થવાથી, અજીર્ણ થવાથી, શરીરનાં અવયવોમાં વરમ થવાનેલીધે દુખાવો થવાથી, ભેજાંનેલગતું ઘણું કામ કરવાનેલીધે ઘણી થાક ચઢવાથી, ઘણી ચિંતા કરવાથી, બાહાર નહીં ફરતાં આખો દિવસ ઘરમાં ભરાઇ રેહેવાથી, ઇત્યાદિ કારણોથી ઉંઘ ઘણી થોડી આવેછે, અથવા બિલકુલ આવતી નથી.

**ઈલાજો.**—અગરજો ઉન્હાળામાં અતિશય ગરમીનેલીધે ઉંઘ સારીપઠે આવતી નહીં હોય, તો સુવાનાં ઓરડામાં ભોંયઉપર થંડું પાણી છાંટવું, કે જેથી ઓરડામાં થંડક થવાથી ઉંઘ સારીપઠે આવશે.

અગરજો અજીર્ણ થયાથી ઉંઘ સારીપઠે આવતી નહીં હોય, તો **"અજીર્ણ"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવેલા ઇલાજો કરવા, તથા ૨૦ ગ્રેન "કારબૉનેટ આવ મેગનીશીયા" તથા ૪૦ ગ્રેન "કારબૉનેટ આવ સોડા," આ બંધેને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અકેકું પડીકું, દહાડામાં ચારવાર પાણીસાથે ફાકવું.

અગરજો ભેજાંનેલગતું ઘણું કામકાજ કર્યાથી થાક ચઢે, અને તેથી ઉંઘ સારીપઠે નહીં આવે, તો પાણી, તજ, જાવંત્રી, સાકર, તથા "ક્લેરેટ," આ સઘળાંને મેળવીને ગરમ કરી, રાત્રે સુતી વેળા પીવું, અથવા "વીસ્કી" દારૂ, પાણીમાં મેળવીને પીવો. અથવા, ૫ થી ૧૦ મીનીમ "સૉલ્યુશન આવ સ્ટ્રીકનીયા,"

પાણીમાં મેળવીને રાત્રે સુતી વેળા, મોટી ઉમરવાળાએ પીવું. આ ઇલાજમાં જો કે કેફ લાવવાનો ગુણ કંઇ નથી, તોપણ ભેજાંને શક્તિ આપીને ઉંઘ લાવવા માટે, તે સઉથી સરસ ઇલાજ ગણાયછે.

અગરજો શરીરનાં અવયવોમાં સોજો અથવા વરમ થયાથી ઉંઘ સારીપઠે નહીં આવતી હોય, તો ૧ થી ૨ ગ્રેન અફીણ, ૧/૪ થી ૦॥ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," અથવા ૧૦ થી ૨૦ ગ્રેન "હાઇડ્રેટ આવ ક્લોરલ," આ ત્રણમાંથી ગમેતે એક દવાને પાણીમાં મેળવીને, તે રાત્રે સુતી વેળા પીવી.

અગરજો આ દવાથી કશો ગુણ નહીં થાય. તો ૧/૪ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," ૩ મીનીમ પાણી, તથા ૧ મીનીમ "રેકટીફાઇડ સ્પીરીટ" આ સઘળાંને મેળવીને તે પિચકારી વડે ખભાંની ચામડીમાં દાખલ કરવું.

અગરજો શરીરમાંહેલાં દિલની શક્તિ ઓછી થવાથી દુખાવો થઇને સારીપઠે ઉંઘ આવતી નહીં હોય, તો ડાકટરને પુછીને ૫ થી ૧૦ ટીપાં "ટીંકચર આવ ડીજીટેલીસ," પાણીમાં નાખીને, દહાડામાં ચારવાર પીવું.

સુવા જવાઅગાઉ ગરમ પાણીથી અંઘોળવું. અથવા ગરમ પાણીમાં થોડી વારસુધી પગો બોળી રાખીને જાડા "ટુવાલ"વડે સારીપઠે લુંછીને સુવું, કે જેથી ઉંઘ આવશે.

"સેલેડ" સરકામાં બોળીને રાતનાં ખાણાંસાથે ખાવાં. તથા નીચે જણાવેલી દવાઓને ખલમાં સારીપઠે મેળવીને, તેમાંથી ૧ આઉંસજેટલી, રાત્રે પીને સુવું.

કેમફર ગ્રેન ૨૫—રેકટીફાઇડ સ્પીરીટ ટીપાં ૨૦—ગમ એકેશીયા ડ્રામ ૪—સીરપ આવ લેમન આઉંસ ૦॥—ઑઇલ આવ પેપરમીન્ટ મીનીમ ૧૦—પાણી આઉંસ ૫.

આ ઉપર જણાવેલો છેલ્લો ઇલાજ મુખ્યકરીને થાક ચઢી હોય. અથવા અજીર્ણ થયું હોય, તો ઘણો ગુણ કરેછે. અને તેથી સારીપઠે ઉંઘ આવેછે.

સુવા જવાઅગાઉ રાઇની "પોલટીસ" બનાવીને તે પીપડીઉપર અર્ધો કલાકસુધી મુકી રાખવી. અને તે કાહાડયાપછી પેટ લુછીને તરત સુઇજવું.

ગામડી લોકો નીચે જણાવેલી ભાંગની મેળવણી કરી તે ઉંઘ લાવવામાટે પીયેછે.

ભાંગ ડ્રામ ૨ થી ૪—કાળાં મરી ડ્રામ ૦॥—ખસખસ ડ્રામ ૧—કાકડીનાં બીજ (છોળેલાં) ડ્રામ ૧॥—તડબુચનાં બીજ ડ્રામ ૧—સાકર આઉંસ ૨—દુધ આઉંસ ૫—પાણી આઉંસ ૬.

ઉપર જણાવેલી વસ્તુઓમાંહેલી પેહેલી ૭ વસ્તુઓને પ્રથમ છુટીછુટી છુંદીને તેનો ભુકો કરવો, અને પાણીમાં મેળવીને તે કપડામાંથી ગાળી કાહાડી, તેમાં દુધ તથા સાકર નાખી. ૬ થી ૧૨ આઉંસજેટલું, એક વેળા પીવું.

---

# આંખ.

## આંખ ઊપર વાગવું.

(બ્લેક આઈ=Black Eye.)

**સબબ.**—મારામારીમાં, અથવા છાકરાણાંમાં પડી જવાથી આંખઆગળ વાગેછે, ત્યારે તેનીઆસપાસની જગ્યા સુજીને કાળી થાયછે.

**ઈલાજો.**—ગરમ પાણીથી વારંવાર સેક કરવાથી ચામડીનો રંગ થોડા દહાડામાં આગળનાંજેવો થશે.

જેવી મુક્કી. ફટકો, ઇત્યાદિ આંખઉપર વાગે, કે તેનીઆગળ કાળો ડાઘ નહીં પડે, માટે તરતજ તાજું માખણ અથવા "આલીવ"નું તેલ આંખનીઆસપાસની બેથી ત્રણ ઇંચની જગ્યાઉપર મસળવું, અને તેમ વારંવાર કર્યા કરવું.

આંખઆગળ કાળો ડાઘ પડયો હોય, તો ૧ ભાગ "ટીંકચર આવ આરનીકા," તથા ૭ ભાગ પાણી, આ બંધેને મેળવીને. તેમાં ઝીણો નરમ કપડાંનો કટકો બોળીને તેવડે ડાઘવાળો ભાગ વારંવાર ધોયા કરવો, અને પછી તેમાંજ કપડું બોળીને તે આંખઉપર મુકીને પાટો બાંધી લેવો.

---

## આંખનું સુજવું, તથા તેમાંથી પાણીનું ઝરવું.

(બ્લીયર આઈ=Blear Eye.)

**નીશાની.**—આંખોનાં બંધે પોપચાં સુજી આવેછે, તથા આંખોનાં બંધે ખુણાંઓ રાતાં થાયછે.

**ઈલાજ ૧ લો.**—અગરજો થંડીનેલીધે, નબળાઈથી, અથવા મોટી વયે પુગવાથી એ દરદ થાય, તો ૫ ગ્રેન "સલફેટ આવ ઝીંક," ૨ ચમચા પાણીમાં ડોહવીને, તેમાં એક કપડાંનો કટકો બોળી તેવડે આંખોને વારંવાર ભિંજવેલી રાખવી.

**ઈલાજ ૨ જો.**—૫ ગ્રેન "કેલોમેલ" અને ૩૦ ગ્રેન "રૂહબાર્બ"નો ભુકો, આ બંધેને મેળવીને તે ફાકવું, તથા આંખોને ખસખસનાં ગરમ પાણીથી ધોવી.

અગરજો સોજો, દરદ, અથવા રતાસ નરમ પડવાપછી આંખો નબળી થયેલી જણાય, તો ૧ ગ્રેન "શુગર આવ લેડ"ને. ૧ ચમચા પાણીમાં મેળવીને તેથી આંખો વારંવાર ધોવી.

---

## આંખનો વરમ.

(કનજન્કટીવીટીઝ=Conjunctivitis.)

**નીશાની તથા સબબ.**—આંખો આવ્યાથી તેમાં દરદ થાયછે, તેઓ રાતી થાયછે, સુજી આવેછે, તેઓમાંહેથી પાણી ગળ્યા કરેછે. અને આંખોમાં કાંકરો થઈને પુષ્કળ દરદ થાયછે.

**ઈલાજો.**—એક ભારી જુલાબ લેવો, અને ઝાડો આવ્યાપછી પેહેલાં આંખઉપર ખસખસનાં પોસનો અથવા "કેમોમાઇલ" ફુલનો ગરમ શેક કરવો, અને ત્યારપછી ૮ ગ્રેન "સલફેટ આવ ઝીંક." ૨ આઉંસ પાણીમાં મેળવીને

તેમાંથી એકથી બે ટીપાં સળીથી આંખોમાં સવારસાંઝ નાખવાં, અથવા ૮ ગ્રેન "એસીટેટ આવ લેડ," ૨ ડ્રામ સરકો, તથા ૮ આઉંસ નિતરૂં પાણી, આ સઘળાંને મેળવીને, તેમાંથી એકથી બે ટીપાં આંખોમાં નાખવાં, તથા તેથી આંખો ધોવી.

અગરજો ઉપલા ઇલાજોથી કાંઇ ફેર નહીં જણાય, તો ૨ ગ્રેન "નાઇટ્રેટ આવ સીલવર," તથા ૧ આઉંસ નિતરૂં પાણી, આ બંધેને મેળવીને, તેનાં ટીપાં આંખોમાં નાખવાં, અથવા હરડાં, બેહેડાં, તથા આમળા, આ ત્રણેને સરખે ભાગે મેળવીને તે છુંદવું, અને ત્યારપછી તે સઘળું એક પ્યાલાં પાણીમાં બાર કલાકસુધી ભિંજવી રાખવું. આ મેળવણીને ગાળી કાહાડી, તેવડે આંખોમાં ફટકા મારવા, તથા તેમાંજ કપડાંનો કટકો બોળીને તે આંખોઉપર મુકી રાખવો.

અગરજો વરમસાથે દરદ ઘણું થતું હોય, તો ૧ થી ૨ ટીપાં "લાઇકર ઓપાઇ સેડેટીવ"ને, ૧ થી ૨ ટીપાં પાણીસાથે મેળવીને, દહાડામાં ત્રણથી ચાર વાર આંખોમાં નાખવાં.

બચ્ચાંને વારંવાર આંખો આવ્યાનેલીધે તેમાંથી પુષ્કળ રસી જઇને વરમ આવેછે, તે વેળા ૬ ગ્રેન ફટકી, તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તે પિચકારીવડે આંખો ઉંઘાડીને તેમાં મારવું, અને આંખોનાં પાંપણો વળગી નહીં જાય, માંટે રાત્રે સુવાડતી વેળા થોડો સપેતીનો મલમ પાંપણોને લગાડવો.

હરડે ડ્રામ ૬—આલુ ... ૨૦—આથરા ડ્રામ ૭—માના ડ્રામ ૩.

આ સઘળાંને છુંદીને તે ૦॥ બાટલી પાણીમાં ઉકાળવું, અને આસરે ૬ આઉંસજેટલું બાકી રેહે કે થંડું પાડી, તેમાંથી ૨ થી ૪ આઉંસજેટલું પીવું. આ દવાથી ઝાડો સાફ આવશે, અને આંખોનો વરમ પણ નરમ પડશે. પેરના ઝાડના પાતરાં છુંદીને પોટલીકરી આંખપર બાંધવાં, અથવા ચીમોરનો ભુકો આંજવો.

---

## આંખોને ઝાંખ મારવાવિષે.

(ધિ ડીમનેસ આવ સાઈટ=The dimness of sight.)

**સબબ.**—આંખોનાં ભિતરનાં ભેજાં અગાળનાં તંતુઓ નબળા પડી જવાથી ઘણુંકરીને આંખોને ઝાંખ મારેછે.

**ઇલાજો.**—શકિત આવે એવી દવાઓ, જેવીકે "ટીંકચર આવ સ્ટીલ," "કૉડ લીવર ઑઇલ." "સલફેટ આવ કુઇનીયા," "ટીંકચર આવ નકસ વૉમીકા," વગેરે ઘણાં દહાડાસુધી પીવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની આઠ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દહાડામાં ચારવાર ગળવી.

| | |
|---|---|
| રીડયુસ્ડ આયરન ........ ગ્રેન ૮ | સલફેટ આવ કુઇનીયા .... ગ્રેન ૪ |
| એકસ્ટ્રેકટ આવ નકસ વૉમીકા. ગ્રેન ૨ | પેપસીન ............... ગ્રેન ૮ |

કાનનીપછવાડે અવારનવાર પાંચથી દસ "બ્લીસ્ટરો" મુકવાં, અને તે ઘણાં દહાડા ઝરવા દેવાં. આંખોમાં થંડાં પાણીનાં ફટકા દરરોજ મારવા, અને

મોરથુથુ ગ્રેન ૧૫—કપુર ગ્રેન ૪—ખખસનું પાણી આઉંસ ૮.

આ સઘળાંને મેળવીને, તે થંડું પડે કે તેમાં બીજું થંડું [illegible] સઘળું મળી ચાર મોટી બાટલીજેટલું કરવું, અને તે ગાળી કાહાડી સવારસાંઝ તેથી આંખો ધોવી શકિત આવે એવો ખોરાક ખાવો, તથા આંખોને ઘણી ખેંચવી નહીં.

## આંખોનાં પોપચાંનું સુજી આવવું, તથા તેઓમાં થતા ખીલો.

**(સોર આઈ-લીડસ, એન્ડ ગ્રેન્યુલર કનજન્કટીવીટીઝ=**
Sore Eye-lids, and Granular Conjunctivitis.)

**ઈલાજો.**—આંખોનાં પોપચાંનાં પડમાં લાલ સપેતીનો મલમ લગાડીને સુવું.
અગરજો પોપચાંની માંહેની બાજુ ખભરાયલી, અને દાણાદાર હોય, તો મોરથુથુનો કટકો સુમારો કરીને "કુઇલ પેન"માં ખોસી તે પોપચાંની માંહેની બાજુઉપર ફેરવવો.

અગરજો આંખોનાં પાંપણો બાહારનેબદલે માંહેથી ઉગી નિકળે, અને તેથી આંખોમાંથી પાણી ગળે. તો ઝીણાં ચિમટાથી પાંપણોને એકપછીએક ટુંપી કાહાડવા. અથવા જો ટુંપી નહીં શકાતું હોય, તો પોપચાંની કોરઉપર થોડું "કોલોડીયન" પિચ્છવડે દરરોજ લગાડવું.

કેટલીકવેળા આંખોનાં પોપચાંનોમાંહેલો ભાગ સુજી આવેછે, અને માંહે ઝીણાં દાણાઓ થાયછે, કે જે આંખોનાં ડોળાને લાગવાથી આંખોમાંથી પાણી ગળ્યા કરેછે, અજવાળું જોવાતું નથી, તથા એજરીતે ચાલુ રેહેવાથી આંખમાં કોઈવેળા ચાઠું પડી આવેછે. આપ્રમાણે જો ચાઠું પડે, તો ચીમોરનાં ઝીણાં બીયાંને છોલીને તેને સારીપઠે ઝીણાં વાટી તે આંખનાં પોપચાંની માંહેની બાજુએ ભભરાવવાં, અને આંખોઉપર પાટા બાંધી રાખવા. બીજે દિવસે ફરીથી એજરીતે ભભરાવવાં. આપ્રમાણે કર્યાથી આઠથી પંદર દહાડાંમાં આંખોમાંથી પાણી ગળીને તેઓ તદન સાજી થાયછે. આ દવા ઘણી સારીછે.

ગમેતો "લેપીસ ડીવાઇનસ"ની લાકડી, દહાડામાં એકવાર ખીલોઉપર ફેરવવી.

---

## આખનાં ડોળાનાં ઊજળા ભાગની સપાટીઊપર છારી, ફુલું, અથવા ચાઠું પડવાવિષે.

**(અલસર્સ ઑન ધી આઈ-બૉલ્સ=**Ulcers on the Eye-balls )

| | | |
|---|---|---|
| **ઈલાજો.**—રેડ ઑકસાઈડ આવ મરક્યુરી.... | ગ્રેન | ૧ |
| બાલસમ આવ પીરૂ.......... | મીનીમ | ૫ |
| ચરબી................. | ડ્રામ | ૧ |

આ સઘળાંને મેળવીને, આંખોઉપર લગાડવાથી ગમેએવી છારી, ફુલું અથવા ચાઠું હશે તે સાજું થશે. અથવા "સ્કોપોલાઇન" ૧ ગ્રેન, તથા પાણી ૧ આઉંસ, એ બેઉ મેળવીને તેમાંથી ફુલાંવાળી આંખમાં ટીપું નાખવું.

"સલફેટ આવ સોડા"નો ઝીણો ભુકો આંખોમાં છાંટવાથી પણ ગુણ થાયછે. ચીમોરના બીયાં છોળી બારીક પીસી આંખમાં આંજવું ને પાતો બાંધવો.

---

## રતાંજણું.

(નાઈટ બ્લાઈન્ડનેસ=Night Blindness.)

**નીશાની તથા સબબ.**—રાત્રે આંખે દેખાય નહીં, તેને "રતાંજણું" કરી કેહેછે. એવી આંખોવાળાં બિમારને દિવસનાં બરાબર, ખુલ્લું દેખાયછે, પણ રાત્રે બિલકુલ દેખાતું નથી. એ ઘણુંકરીને હોજરીની, અથવા કલેજાંની બિમારીથી થાયછે.

**ઈલાજો.**—૦॥ ડ્રામ "સલફેટ આવ ઝીંક," તથા ૮ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેવડે આંખો ધોવી, તથા આંખોઉપર લીલા રંગનો ઓથો રાખવો, અને ઘણાં પ્રકાશિત દિવાસામું જોવું નહીં; બંધે કાનપટ્ટીનીપછવાડે "બ્લીસ્ટર" મુકવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, બે ચમચા ભરી, દહાડામાં ત્રણવાર પીવી.

| | | |
|---|---|---|
| કમપાઉંડ ટીંક્ચર આવ સીન્કોના.. | આઉંસ | ૧ |
| ડાયલ્યુટેડ સલફ્યુરીક આસીડ... | મીનીમ | ૮૦ |
| ડીકૉક્શન આવ સીન્કોના .... | આઉંસ | ૫ |

ગરમીનાં દહાડામાં જલદ દારૂઓ, "વાઇન," વગેરે પીવો નહીં અને કલેજું પોતાનું કામ સારીરીતે કરે, એટલામાંટે ૫ ગ્રેન "બ્લુ પીલ," દર ત્રીજે દહાડે લેવી, અને એ દવા જે દહાડે લીધી હોય, તેને બીજે દિવસે "સીડલીટઝ પાઉડર"નો એક હલકો જુલાબ લેવો, તથા આપ્રમાણે થોડા દહાડાસુધી ચાલુ રાખવું, અથવા ૧૫ મીનીમ "લાઇકર સ્ટ્રીકનીયા," ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવી, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી અર્ધી સવારે, તથા અર્ધી સાંજે પીવી.

| | | |
|---|---|---|
| કૉડલીવર ઑઇલ.......... | ડ્રામ | ૨ થી ૪ |
| સૉલ્યુશન આવ પૉટાશ ...... | મીનીમ | ૪૦ |
| પેપરમીન્ટ વૉટર .......... | આઉંસ | ૨ |

૧ મીનીમ "લાઇકર સ્ટ્રીકનીયા," પિચકારીવડે કાનપટ્ટીની ચામડીમાં દાખલ કર્યાથી રતાંજણું તદન સાજું થાયછે, **પણ એ દવા ઘણી ઝેરીછે, માટે ડાકટરશિવાય બીજા કોઈએ તે કદીપણ અજમાવવી નહીં.**

---

## નબળાઈથી આંખો આવે, રાતી થાય, દુખે, સુજી આવે, પાણી ગળ્યા કરે, તથા અજવાળું જોવાય નહીં, તેવિષે.

(સ્કૉફ્યુલસ ઑપથેલમીયા=Scrofulous Opthalmia.)

**ઈલાજો ૧ લા.**—આંખોઉપર ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, અને તેઓને ગરમ પાણીથી વારંવાર ધોયા કરવી, તથા "બેલેડોના લીવ્સ"નાં થોડાં પાંદડાં ગરમ પાણીમાં ઉકાળીને, અથવા ૧ થી ૨ ચમચી "ટીંક્ચર આવ આઇયોડાઇન," ખખલતાં પાણીમાં નાખીને તેનો બાફ આંખોમાં લેવો.

**ઈલાજ ૨ જો.**—અગરજો આંખોમાં દુખાવો ઘણો થતો હોય, તો ૩૦ ગ્રેન "એક્સટ્રૅક્ટ આવ બેલેડોના," તથા ૮ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તે ગરમ કરી તેનો આંખોઉપર સેક કરવો.

**ઈલાજો ૩ જો.**—સલફેટ આવ એટ્રોપીયા........ ગ્રેન ૮
ફેકટીકાર્ડ સ્પીરીટ.......... ડ્રામ ૧
નિતરૂં પાણી.............. ડ્રામ ૭

આ સઘળાંને મેળવીને, તેમાંથી અક્કેકું ટીપું, દહાડામાં એકવાર, દરેક આખમાં મુકવું.

આ દવાથી આંખોની કીકી ઘણી મોટી થાયછે, અને તેથી બિમારને બરાબર દેખાતું નથી, માટે જો બીજે દિવસે દુખાવો નરમ નહીં પડે, તો ૧ ડ્રામ "લાઇકર ઓપાઇ સેડેટીવ," તથા ૧ આંઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાંથી ૧ થી ૨ ટીપાં, દહાડામાં બેથી ત્રણવાર, દરેક આંખમાં મુકવાં, તથા એજ દવામાં ગુલાબ ઉમેરીને, તેમાં કપડું બોળી તે આંખોઉપર મુકવું; કાનનીપછવાડે એક હલકું "બ્લીસ્ટર" મુકવું તથા "રૂહબાર્બ," "સીડલીટઝ પાઉડર," "મેગનીસ," અથવા એરંડીયાં તેલનો જુલાબ લેવો. ઝાડો સાફ આવ્યાપછી **"નબળાઈ, અથવા સુરતી"**નાં મથાળાંહેઠલ જણાવેલી શક્તિની દવાઓ, જેવીકે મગરનું તેલ, અથવા "સલફેટ આવ કુઇનીયા," અને "ટીંકચર આવ સ્ટીલ," આ બંધેને મેળવીને તે પીવું શુરૂ કરવું.

સારો શકિત આવે એવો ખોરાક લેવો.

---

## આંજણી.

(**સ્ટાઈ ઑર હૉરડયોલમ**=Sty or Hordeolum.)

**નીશાની તથા સબબ.**—આંખોનાં પાંપણોનાં થડમાં કોઇવેળા એક જાતની ઝીણી ફોલ્લી થઇને તેમાં દુખાવો થાયછે, તથા અગન બળેછે. ઘણુંકરીને સુંદર ચેહેરાવાળાં બાળકોને, તથા નબળાં બાંધાવાળાં માણસોને એ ઘણી સાધારણ હોયછે. કોઇવેળા અજીર્ણથી અથવા પેટમાં ભાર થવાથી મોટી ઉંમરનાં માણસને પણ આંજણી થાયછે.

**ઈલાજ ૧ લો.**—આંજણીઉપર ચુલાંનો, અથવા ઘઉંનાં આટાનો ગરમ સેક કરવો, તથા ૪ ગ્રેન "કેલોમેલ," અને ૪૦ ગ્રેન "જેલેપ," આ બંધેને પાણીસાથે મેળવીને તે ફાકવું, તથા "ટીંકચર આવ આઈયોડાઇન," પિંછવડે આંજણીઉપર લગાડવું, અને આંજણીનીઆગળનાં પાંપણોઉપરનાં બાલો ટુંપી કાહાડવા.

**ઈલાજો ૨ જો.**—અગરજો આંજણી ઘણી કઠણ હોય, તો "કૉસ્ટીક પૉટાશ," એકથી બે દહાડાસુધી તેઉપર લગાડવું, અને ત્યારપછી તેઉપર અલસીનાં આટાનો ગરમ સેક કરવો, જેથી તેનીઉપરની ચામડી બળી જઇને તેમાંથી બીયો બાહાર નિકળશે.

**ચેતવણી.—આ દવા સંભાળીને લગાડવી, તથા ઘણી લગાડવી નહીં.**

**ઈલાજો ૩ જો.**—સિંદુરનો મલમ આંજણીઉપર લગાડવો. અગરજો આંજણી ઉજળી થાય, અને તેમાંથી બીયો બાહાર નહીં નિકળે, તો સોય અથવા ટાંચણીની અણીવડે ધીમેથી કોતરીને તે બાહાર કાહાડવો.

અગરજો આંજણી વારંવાર થયા કરતી હોય, અને ઝાડો કબજ રેહેતો હોય, તો તે અટકાવવામાંટે અવારનવાર "રૂહબાર્બ," અને "કારબૉનેટ આવ મેગનીશીયા," આ બંધેનો જુલાબ લેવો, તથા શક્તિ આવે એવી દવા લેવી, જેવીકે ૧૨ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ," તથા ૬ આઉંસ કરિયાતાંનો ઉકાળો, આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

---

## આંખોમાંથી પાણીનું ગળવું, તથા આંસુનાળનું સુજવું.

(**ફીસચ્યુલા લેક્રીમેલીસ**=Fistula Lachrymalis.)

**નીશાની તથા સબબ.**—બંધે આંખોનાં ખાડાનીબાહારનાં ખુણાંઆગળ, પણ આંખોનાં ડોળાથી બિલકુલ છુટી બે ઝીણી ગાંઠો રેહેછે, જેઓમાંથી આંસુ ઉત્પન્ન થાયછે, અને તેજપ્રમાણે તેઓનાં દરેક માંહેલા ખુણાઆગળ અક્કેકું છિદ્ર હોયછે, જેમાંથી અક્કેકી પોકળ નળી, જેને *"આંસુનાળ" કરી કેહેછે, તે નાકમાં ઉતરેલી હોયછે. આ બે નળીઓવડે આંખોમાંનાં આંસુઓ નાકમાં આવેછે. હવે કેટલીકવેળા જ્યારે વરમ થવાથી આ નળીઓ સુજી આવીને જાડી થાયછે, ત્યારે તેઓનાં ઉપલાં છિદ્રો પણ બંધ થઇ જાયછે, અને તેથી આંસુઓ નાકમાં ઉતરવાને બદલે ગાલોઉપર ટપકયા કરેછે.

**ઈલાજો.**—"**સોજો અથવા વરમ**"નાં મથાળાં હેઠલ જણાવેલા સાધારણ ઈલાજો કરવા; "એપસમ સૉલ્ટ"નો જુલાબ લેવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાં કપડાંનો કટકો બોળીને આંખોઉપર મુકવો.

| | | |
|---|---|---|
| સલફેટ આવ ઝીંક .......... | ગ્રેન | ૮ થી ૧૦ |
| લાઇકર ઓપાઇ સેડેટીવ ...... | ડ્રામ | ૦॥ |
| રોઝ વૉટર .............. | આઉંસ | ૧ |

તથા ૧૦ થી ૧૫ ગ્રેન ફટકી, "શુગર આવ લેડ"નું પાણી, અથવા ૫ થી ૧૦ ગ્રેન "ટેનીક આસીડ," આ ત્રણમાંથી ગમે તે એક લેઇ, તેમાં ૧ આઉંસ ગુલાબ ભેળીને, તેમાં કપડાંનો કટકો બોળી તે આંખોઉપર મુકવો.

અગરજો "આંસુનાળ" બિલકુલ બંધ થઇ નહીં હોય, પણ તેનું ઉપલું છિદ્ર લગાર ખુલ્લું હોય, તો તે છિદ્રઉપર મોરથુથુ, અથવા "નાઇટ્રેટ આવ સીલવર" લગાડવાથી આ દરદ સાજું થાયછે. પણ જો આ સઘળા ઈલાજો કરવા છતાં કશો ગુણ નહીં જણાય, તો કોઇ આંખનાં ડાકટરની સલાહ લેવી.

* "લેક્રીમલ ડક્ટ" (Lachrymal duct.)

## નબળી આંખ.

(ઉવીક આઈઝ=Weak Eyes.)

નબળી આંખવાળાંઓને કેટલીક સૂચનાની ઘણી અગત્યછે. જેઓની આંખે ઝાંખ મારતી હોય, અથવા થોડો વખત પણ વાંચ્યાથી આંખોમાં પાણી ભરાઇ આવી ચક્કરી આવતી હોય, તેઓએ બનતાંસુધી થોડું વાંચવું, અને જેમબનેતેમ રાત્રે દિવાઆગળ બિલકુલ વાંચવું નહીં, પણ જો વાંચવુંજ પડે, તો દિવાનું અજવાળું આંખોઉપર નહીં પડતાં માત્ર વાંચવાની ચોપડી, કાગળ, ઇત્યાદિઉપરજ પડે તેની સંભાળ લેવી. એમ કરવામાટે વાંચનારે દિવાને ઉંચે, અથવા પોતાની પિઠતરફ રાખવો, કે જેથી અજવાળું આંખોઉપર પડશે નહીં. ચાલતી ગાડીમાં બેસીને, બિછાણાંમાં સુઇને, હરકોઇ જાતની માંદગીમાં, અથવા માંદગીમાંથી તરત સાજા થવાપછી વાંચવું નહીં, કારણકે એમ કર્યાથી આંખો દુખી આવેછે. નબળી આંખવાળાંઓએ પુરતું, એટલે દશ કલાકસુધી રાત્રે ઉંઘાવું જોઇએ. અને સવારનાં અથવા સાંઝનાં ઝળઝળાંની વેળા કદી વાંચવું નહીં. અગરજો વાંચતી અથવા લખતીવેળા જરાપણ આંખો દુખી આવે, તો થોડો વખતસુધી તે એકદમ છોડી દેઇને બાહાર જોયા કરવું, અને પછી પાછું ગમેતો વાંચવું, અથવા લખવું. નબળી આંખવાળાંઓએ દર દિવસે તથા રાત્રે ત્રણથી ચારવાર થંડાં પાણીનાં, અથવા પાણીમાં બરફ નાખીને તેનાં ફટકા આંખોમાં મારવા.

---

## આંખની કીકીનો વરમ.

(આઈરાઈટીસ=Iritis.)

આંખનીમાંહે જે ગોળ ચક્કરજેવો ભાગ દેખાયછે, તેને "કીકીનો પડદો" કરી કેહેછે. આ ગોળ ભાગનીમાંહે એક નાહાનું કુંડાળું છે. જેને "કીકી" કેહેવામાં આવેછે. અંગ્રેજીમાં "કીકીનાં પડદા"ને "આઇરીસ" (Iris) કરી કેહેછે, જેઉપરથી તેનાં વરમને ઝથાળે જણાવેલાં નામથી ઓળખવામાં આવેછે.

**નીશાની.**—જ્યારે કીકીનો વરમ થાયછે, ત્યારે બિલકુલ જોવાઇ શકાતું નથી, આંખોમાંથી પુષ્કળ પાણી ગળ્યા કરેછે, કીકીનાં કુંડાળાંનાં પડની ખેંચાણ શકિત ઓછી થાયછે. તથા તેના રંગ બદલાઇ જાયછે. અગરજો કીકીનો રંગ પ્રથમ કાળો હોયછે, તો તે બદલાઇને રાતો જણાયછે, અથવા આશમાની હોયછે, તો લીલો જણાયછે. કીકીનું કુંડાળું ખેંચાયછે, અને કીકી પોતે પણ સંકોચાયછે. અથવા તદન બંધ થઇ જાયછે. તથા તેનાં કુંડાળાંની કોર આંખનાં બિલોરી પદાર્થસાથે વળગી જાયછે, અને તેમાં ઝીણાં ગાંઠા અથવા દાણાં ઉત્પન્ન થાયછે, જેથી આંખે ઝાંખ મારેછે, તથા આંખોમાં દુખાવો થાયછે, અને ઉપલીરીતે દાણાં થવાથી, તથા તેઓ ફુટી જવાથી ચાઠાં પડેછે.

**સબબ.**—આંખોને થંડી લાગવાથી, ભિનાસવાળી જગ્યામાં સુવાથી, ટાંકીનાં નઠારા મરજથી, આંખઉપર ફટકો લાગવાથી, અથવા તેઉપર ઘા પડવાથી,

સંધિવાથી, નજળાથી, અથવા નબળાં શરીરવાળાં માણસને આપ્રમાણે આંખોની કીકીનો વરમ થાયછે.

**ઈલાજો.**—અગરજો અજવાળું દેખી શકાતું નહીં હોય, તો લીલા કાચનો ચશમો પેહરવો, અથવા લીલા રંગનો પડદો આંખોઉપર રાખવો. આ દરદનાં ઈલાજો કરતી વેળા બે બાબદો ધ્યાંનમાં રાખવી ઘટેછે. એકતો એકે કીકીનાં કુંડાળાંમાંનાં લોહીનો જોસ્સો ઓછો કરવો, તથા બીજું એકે જો "ફાઇબ્રીન" (અથવા જેને "લીમ્ફ" કરી પણ કેહેછે તે), કીકીનાં કુંડાળાંની કોર ઉપર ઝર્યું હોય, અને તેથી કીકી સંકોચાયલી જણાય, તો તે ચુસાય, અને બીજું વધારે ઝરે નહીં તેની સંભાળ લેવી. એટલામાંટે બિમારને અંધારા ઓરડામાં રાખવો, તથા આગળ જણાવ્યાપ્રમાણે લીલા રંગનો ચશમો પેહેરાવવો, કાનપટ્ટીઉપર "બ્લીસ્ટર" મુકવું, અથવા ભવાંઆગળ અર્ધો ડજન જળો મુકવી, આંખોઉપર ખસખસનાં પોસનો ગરમ સેક કરવો.

કીકી સંકોચાઈને તદન બંધ થઈ જાય નહીં, એટલામાંટે આંખોનીઆસપાસ "એક્સટ્રેક્ટ આવ બેલેડોના," પીઆરીનાં પાલાંનો રસ, અથવા લીંબુનો રસ, થોડી ફટકી, તથા થોડી રસમતી અથવા ધતુરાંનો રસ, આ સઘળાંને મેળવીને તે, આ ત્રણેમાંથી ગમે તે એક ચોપડવું, અથવા

સલ્ફેટ આવ એટ્રોપીન ગ્રેન ૪—રેક્ટીફાઈડ સ્પીરીટ ડ્રામ ૧—નિતરૂં પાણી ડ્રામ ૭.

આ સઘળાંને મેળવીને, તેમાંથી એક ટીપું આંખમાં નાખવું, જેથી કીકી જો ખેંચાયલી હશે, તો પોહોળી થશે, એટલુંજ નહીં પણ ઘણાં દિવસોસુધી તે ખુલ્લી રેહેશે. અથવા "હાઈડ્રોક્લોરેટ આવ કૉકેન," ૧ ગ્રેન, તથા પાણી ૧॥ ડ્રામ, એ બેહુને મેળવીને, તેમાંથી એક ટીપું આંખમાં નાખવું.

કીકીનાં કુંડાળાંમાંનો લોહીનો જોસ નરમ પડે, એટલામાંટે ૫ ગ્રેન "કેલોમેલ" ફાકવું, અને ત્રણ કલાક વિત્યાકેડે એરંડીયાં તેલનો જુલાબ લેવો.

અગરજો આંખોમાં દુખાવો ઘણો થતો હોય, તો સુતી વેળા ૨ ગ્રેન અફીણની એક ગોળી બનાવીને તે ગળવી, આંખોઉપર ગરમ પાણીનો સેક કરવો.

ખોરાકમાં શક્તિ આવે એવો ખોરાક, જેવોકે દુધ, સેરવો, ઈંડાં, ઈત્યાદિ લેવું. દારૂ બિલકુલ પીવો નહીં. બીજી મતલબ સચવાય, એટલેકે "ફાઈબ્રીન" ચુસાય, અને કીકી સંકોચાયલી રેહેવાનેબદલે, પોતાની આગળી અવસ્થામાં આવે, એટલામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | |
|---|---|---|---|
| આયોડાઈડ આવ પૉટાશીયમ. ગ્રેન | ૨૦ | ટીંક્ચર આવ હાયોસાએમસ. ડ્રામ | ૨ |
| વાઈન આવ કૉલ્ચીકમ.... મીનીમ | ૪૦ | પાણી .............. આઉંસ | ૬ |

અગરજો ઉપલી દવાથી મોહોડું નહીં આવે, અથવા સળેખમાં નહીં થાય, તો અકેકી વેળા દવા પીતાં ૫ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ"નેબદલે

૨૦ થી ૩૦ ગ્રેન, દહાડામાં ચારવાર પીવું. આ દવા ઘણાં દહાડાસુધી ચાલુ રાખવી ઘટેછે.

અગરજો સંધિવા, અથવા નજળાથી આપ્રમાણે વરમ થયો હોય, તો ઉપલીજ દવા ઘણી ગુણકારકછે, અથવા તેનેબદલે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પીવી.

| | | | |
|---|---|---|---|
| | સેલાસીલિટ આવ સોડા............ | ડ્રામ | ૧॥ |
| અથવા | સેલાસીન.................... | ડ્રામ | ૧ |
| | કમપાઉંડ ડીકૉક્શન આવ સારસાપેરીલા... | આઉંસ | ૬ |

અગરજો રાંડનાં આજારથી, એટલે ટાંકી થવાથી વરમ થયો હોય, તો ૮ ગ્રેન "કેલોમેલ," તથા ૧ ગ્રેન અફીણ, આ બંનેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અકેકી ગોળી, દર ત્રણ કલાકે પાણીસાથે ગળવી, અને જો તેથી દાંતનાં પારાઓ દુખવા માંડે, તો તે બંધ કરવી, અથવા તો **"ટાંકી અથવા ચાંદી"**નાં મથાળાંહેઠલ જણાવેલી બાબદમાં જેમ પારાની ધુંઇ આપવા જણાવ્યુંછે, તેમ તે લેવી.

અગરજો આંખનાં ડોળાનીઆસપાસ ઘણો દુખાવો થતો હોય, તો ૪ ગ્રેન અફીણ, તથા ૧૦ ગ્રેન "ઑઇન્ટમેન્ટ આવ મરક્યુરી," આ બંનેને મેળવીને તે આંખનીઆસપાસ લગાડવું.

અગરજો ઘણાં નબળા બાંધાવાળાં માણસને, તથા દુર્બળ બાળકને નબળાઇને લીધે આપ્રમાણે વરમ થયો હોય, તો નગરનું તેલ, અથવા "ટીંક્ચર આવ સ્ટીલ," બિમારની ઉંમરનાં પરમાણુપ્રમાણે પાણીમાં મેળવીને પાવું.

અગરજો અતિશય નબળાઇ હોય, તો ૨૦ ગ્રેન "કારબૉનેટ આવ એમોનીયા," તથા ૬ આઉંસ કરિયાતાંનો ઉકાળો, આ બંનેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું, અથવા ૧॥ થી ૨ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા"નું એક પડીકું કરીને, દર ત્રણ કલાકે ફાકવું.

એક અનુભવી ડાકટરનું એવું મત છે, કે ગમે તે કારણથી આ દરદ થયું હોય, પણ જો નીચે જણાવેલી દવા પાઇ હોય, તો તેથી અતિશય ગુણ થાયછે.

| | | |
|---|---|---|
| બાલસમ આવ કોપેબા......... | ડ્રામ | ૬ |
| ગમ એકેશીયા ............. | ડ્રામ | ૪ |
| પાણી .................. | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું. વળી તે જણાવેછે, કે જયારે "કેલોમેલ," અફીણ, જળો, ઇત્યાદિથી આ દરદમાં કશો ગુણ નથી થતો, ત્યારે ઉપલી દવાથી ઘણો ગુણ થયેલો તેના જાણવામાં આવ્યોછે.

બીજા કેટલાક ડાકટરો આ દરદની વેળા ૧૦ થી ૧૫ મીનીમ "ઑઇલ આવ ટરપેનટાઇન," લીકરગ્લાસ પાણીમાં નાખીને, અથવા ૩ ગ્રેન "સેન્ટોનીન," દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર આપવાની ભલામણ કરેછે.

---

## આંખોમાં કાંઈ વસ્તુ જાય, તેવિષે.

**(ફૉરેન બૉડી ઈન ધી આઈ=Foreign Body in the Eye.)**

કેટલીકવેળા અકસ્માતથી આંખોમાં ચુનો જાયછે, જેથી આંખોમા પુષ્કળ દરદ થાયછે, તથા તેનાં પડદાઓ બળી જાયછે. એવી રીતે કોઇવેળા ચુનો આંખોમાં ગયાથી તેઓને ઓચીંતી ઇજા થાયછે, અને તેથી ઘણીવેળા આંખોનાં પડદાઓ બિલકુલ ખવાઇને તેથી આંખો તદન ઉપયોગવિનાની થઇ જાયછે, માંટે જેવો ચુનો આંખોમાં જાય, કે તરત નીચે જણાવેલા **૨ ઈલાજો** કરવા.

**ઈલાજો ૧ લો.**—જેવો ચુનો આંખોમાં જાય, કે વખત ખોહોવાવિના તરત સરકો તથા પાણી, આ બંધેને સરખે ભાગે મેળવીને, તે જરા ગરમ કરી, તેમાં પિચ્છ બોળીને તે આંખોમાં ફેરવવું, અને આરીતે સઘળો ચુનો કાહાડી નાખવો, અને તેજ વેળા એજ મેળવણીથી આંખોને માંહેથી સારીપઠે ધોવી, તથા આંખોમાં એનાંજ ફટકા મારવા, અથવા આંખો ચીરીને તેમાં કાચની પિચકારી વડે તે મારવું, અને સઘળો ચુનો બાહાર નિકળે, કે આંખોને ગરમ પાણીથી ધોવી, અને ત્યારપછી થોડાં ટીપાં મિઠું તેલ માંહે નાખવું.

**ઈલાજ ૨ જો.**—અગરજો આંખોમાં ચુનો ગયો હોય, અને તેથી વરમ ઘણો જોરમાં થયો હોય, તો તેઓનીઆસપાસ થોડી જળો વળગાડવી, અને ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, તથા એક સખત જુલાબ આપવો.

**ચેતવણી.—એવી વેળા આંખોને બિલકુલ ચોળવી નહીં.**

**ઈલાજ ૩ જો.**—અગરજો આંખોમાં કોઇપણ જાતનો તેજાબ ગયો હોય, તો ૮ ગ્રેન "કારબૉનેટ આવ સોડા." તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેનાં ફટકા આંખોમાં મારવા.

**ઈલાજ ૪ થો.**—અગરજો તાવેલી ચરબી, ડામર, ઇત્યાદિનાં છાંટા આંખોમાં ઉડયા હોય, તો થોડાં ટીપાં બદામનું તેલ, અથવા "ઑલીવ ઑઇલ" આંખોમાં વારંવાર નાખ્યાં કરવું.

**ઈલાજો ૫ માં.**—અગરજો ધૂળ, લોહાંનો ભુકો, ઇત્યાદિ રજકણો આંખોમાં ગઇ હોય, તો આંખોનાં પોપચાં ઉઘાડીને થંડાં પાણીનાં ફટકા જોરથી આંખોમાં મારવા, અથવા ઉંટનાં બાલની ઝીણી પીછી, અથવા કાગજની ઝીણી બિંદડી વાળીને તે "સેલેડ"નાં તેલમાં બોળીને તે આંખોમાં ફેરવવી, કે જેથી માંહે ગયેલી રજકણ તરત તેને વળગીને બાહાર નિકળી આવશે.

**ઈલાજો ૬ ઠો.**—અગરજો તે ઘણી મજબુત વળગી બેસે, અને **ઈલાજો ૫ માં**મધે જણાવ્યાપ્રમાણે કર્યાછતાં બાહાર નહીંજ નિકળે, તો આંગળી-ઉપર કપડાંનો કટકો વિટાળીને તે, અથવા હાંથીદાંતની પટી ધીમેથી આંખોમાં ફેરવવી, કે જેથી તે તરત બાહાર નિકળશે.

ઘણુંકરીને ધૂળ આંખોમાંથી સેહેલાઇથી બાહાર નિકળી આવેછે, પણ લોહાંની રજકણો નિકળી શકતી નથી. એટલામાંટે જો આંખમાં તે ગઇ હોય, તો

લોહચુંબકનો એક કટકો આંખો ઉઘાડીને તેનીસાંમે ધરવો, કે જેથી લોહચુંબક લોઢાંની રજકણો પોતાતરફ ખેંચી લેશે. આપ્રમાણે કર્યાપછી જો આંખોઉપર વરમ આવે, તો **"સોજો અથવા વરમ"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઈલાજો કરવા.

---

# કાન.

## બેહેરાપણું.

(ડેફનેસ=Deafness.)

**સબબ.**—કાનને ઘણુંકરીને થંડો વા લાગવાથી, અને તેથી તેમાંહેલો મેલ લાકડાંજેવો કઠણ થવાથી કાન બેહેરો થઈ જાયછે.

**ઈલાજો ૧ લા.**—"સેલેડ"નું તેલ, મધ, ધુપેલ, મિઠું તેલ, વગેરે કાનમાં નાખવું, તથા ગરમ પાણીની પિચકારી સવારસાંઝ કાનમાં મારવી, કે જેથી મેલ પિગળીને કાન સાફ થશે, અને સંભળાશે; ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાં રૂ બોળીને તે કાનમાં મુકવો, અને થોડા દહાડાસુધી એજપ્રમાણે તે મુકયા કરવો.

| | |
|---|---|
| લાનીમેન્ટ આવ સોપ.......... | ડ્રામ ૨ |
| કેમ્ફર.................... | ડ્રામ ૧ |
| ઑલીવ ઑઈલ.............. | ડ્રામ ૨ |

**ઈલાજ ૨ જો.**—મિઠી બદામનું તેલ રતલ ૧—લસણ (છુંદેલું) આઉંસ ૨.

આ બંધેને ઉકાળીને તે ગાળી કાહાડવું, અને તેમાં રૂ બોળી તે કાન આગળ બાંધવો, તથા તેનાંજ થોડાં ટીપાં કાનમાં નાખવાં.

**ઈલાજો ૩ જો.**—તંબાકુની બિડીનો ધુંઓ મોંહમાં સારીપઠે ભરવો, અને ત્યારપછી મોંહ તથા બંધે નસકોરાં મજબુત બંધ કરીને નાકવાટે તે ધુંઓ બાહાર કાહાડવાને યત્ન કરવું, કે જેથી કાનનાં માંહેનાં ભાગમાં જે ઝીણી નળી આવેછે, તેમાં ધુઓ ભરાશે, અને કાનમાં જે સાદ સંભળાયછે, તે તેથી બંધ થશે. ઘણાં દહાડાનો કાન બેહેરો થયો હોય, તેઉપર આ ઈલાજ ઘણો ગુણ કરેછે, અને ઘણીવેળા તેથી બેહેરા કાને સંભળાયછે, અથવા "હાઈડ્રો ક્લોરેટ આવ કૉકેન" ૨ થી ૪ ગ્રેન, તથા પાણી ડ્રામ ૨, એ બેઉ મેળવીને તેમાંથી અક્કેકું ટીપું દહાડામાં એક વખત થોડા દહાડા કાનમાં નાખવું.

**ઈલાજો ૪ થા.**—કાંદાનો રસ કાહાડીને તે, અથવા બદામનું તેલ તથા સરકો, આ બંધેને સરખે ભાગે મેળવીને, તેનાં થોડાં ટીપાં કાનમાં મુકવાં.

અગરજો નબળાઈથી કાન બેહેરો થયો હોય, તો "સલફેટ આવ કુઈનીયા," તથા "ટીંકચર આવ સ્ટીલ" પીવું.

---

## કાનનું દુખવું.

**(પેન ઈન ધી ઈયર, ઑર ઈયર-એક=Pain in the Ear, or Ear-ache.)**

**સબબ.**—કાનને થંડી લાગ્યાથી તે વારંવર દુખેછે, અને તેથી કાનનાં માંહેનાં ભાગોમાં પણ દુખાવો થાયછે. મુખ્યકરીને બચ્ચાંનાં કાન વધારે દુખેછે, અને વળી તે વેળા પેટની બિમારી પણ હોયછે.

**ઈલાજો ૧ લા.**—જુલાબ લેવો, તથા મિઠાં તેલમાં રૂ બોળીને તે કાનમાં મુકવો, અથવા કાનઉપર ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, અથવા કાંદો બાફીને તે ગરમગરમ કાનઉપર બાંધવો.

**ઈલાજો ૨ જા.**—કાનનીપછવાડે રાઈ મુકવી, અથવા અલસીનાં આટાની "પોલ્ટીસ" બાંધવી, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ત્રણ પડીકાં કરી, એકેકું પડીકું, દર ત્રણ કલાકે ફાકવું.

| | | |
|---|---|---|
| મેગ્નીશીઆ ................ | ડ્રામ | ૧ |
| રહ્યુબાર્બ .... ............. | ડ્રામ | ૦॥ |
| કૅલોમલ (ભુકો) ............ | ગ્રેન | ૧૦ |

**ઈલાજ ૩ જો.**—૧૦ ટીપાં "લૉડેનમ," તથા ૧ ટીપું "ઑઈલ આવ ક્લોવ્ઝ," આ બંધેમાં થોડું બદામનું તેલ ભેળીને તેમાં રૂ બોળી તે કાનમાં મુકવો.

**ઈલાજો ૪ થા.**—અગરજો કાન તદન સુક્કો હોય, અને માંહેથી ચસકા મારતા હોય, તો ગળગોટાનાં લીલાં પાંદડાંનો રસ ગરમ કરીને તે, અથવા સબજાનાં પાંદડાંનાં રસમાં, અથવા મિઠી બદામનાં તેલમાં, "લૉડેનમ" તથા લસણ કકડાવીને તે નાખી સઘળું થંડું પડવા દેવું, અને ત્યારપછી તે કાનમાં નાખવું.

**ઈલાજો ૫ માં.**—સમુદ્રફિણ, લસણ, અજમો, સીતાબ, તથા કપુર, એ દરએક ૦॥ તોલો, તથા ૦। તોલો અફીણ લેવું, અને તેમાંથી કપુરશિવાય બાકીની સઘળી વસ્તુઓને ખોખરી કરી મિઠાં તેલમાં ઉકાળવી, અને ત્યારપછી તેમાં કપુર નાખવો. આ મેળવણીને ગાળી કાહાડી તેમાંથી થોડાં ટીપાં કાનમાં નાખવાં. આ ઈલાજ જો કાન વેહેતો હોય, તો તે બંધ કરવાને પણ ઘણો સરસછે.

**ઈલાજો ૬ ઠા.**—અગરજો કાન માંહેથી પાકો હોય, અને તેથી ચસકા મારતા હોય, સોજો ચડ્યો હોય, વવળાટ થતો હોય, અને રસી જતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં થોડાં ટીપાં, દરરોજ કાનમાં નાખવાં.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટીંક્ચર આવ આસફ્યોડાર્ટીની.. | મીનીમ | ૧૦ | સૉલ્યુશન આવ પૉટાશ.... | મીનીમ | ૨૦ |
| સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ.. | મીનીમ | ૩૦ | ગ્લીસરાઈન .......... | ડ્રામ | ૧ |
| લૉડેનમ ............ | મીનીમ | ૩૦ | પાણી ............... | ડ્રામ | ૨ |

અથવા તાજાં ઈંડાંનું તેલ કાહાડીને તેનાં ટીપાં કાનમાં નાખ્યાં હોય, તો તેથી પણ ઘણો ગુણ થાયછે.

## કાનમાં પરૂં થવું.

(ડીસ્ચાર્જ ફ્રૉમ ધી ઈયર ઑર "ઑટોરીઆ"=Discharge from the Ear or Otorrhœa.)

**ઈલાજો ૧ લો.**—ઘઉંનાં આટાનો ગરમ સેક કરવો, તથા ગરમ દુધ અને પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે કાનમાં મારવું, અથવા ૫ ગ્રેન "સલફેટ આવ ઝીંક," તથા ૨ આઉંસ ગુલાબ, આ બંધેને મેળવીને તે પિચકારીવડે કાનમાં મારવું.

**ઈલાજો ૨ જો.**—અગરજો રસી ઘણી વેહેતી હોય, તો "બ્રાંડી" અને ગરમ પાણી, આ બંધેને મેળવીને તે, અથવા સાબુનું પાણી પિચકારીવડે કાનમાં મારવું, અથવા થોડાં ટીપાં "ટીંક્ચર આવ મર," તથા મધ, આ બંધેને મેળવીને તે કાનમાં મુકવું.

**ઈલાજો ૩ જો**—મુડદારસીંગને અથવા મુરાડસીંગને વાટીને તે કાનમાં મુકવી, જેથી પરૂં વેહેતું બંધ થશે, અથવા કાનનીપછવાડે "બ્લીસ્ટર" મુકવું.

**ઈલાજો ૪ થો.**—૩ ડ્રામ "પ્યુરીફાઈડ ઑક્સ ગાઈલ," તથા ૧ ડ્રામ "બાલસમ આવ પીરૂ," આ બંધેને મેળવીને, તેનાં થોડાંથોડાં ટીપાં સવારસાંઝ કાનમાં નાખવાં, અથવા થોડા ગ્રેન કસ્તુરીનો ભુકો કાકડાવડે કાનમાં મુકવાથી રસી વેહેતી બંધ થશે.

**ઈલાજ ૫ મો.**—અગરજો ઉપલા ૪ ઈલાજોથી પરૂ વેહેતું બંધ નહીંજ થાય, અને કાન વાસ પણ મારતો હોય, તો "કારબૉલીક આસીડ," તથા "ઑલીવ ઑઈલ," આ બંધેને સરખે ભાગે મેળવીને, તેમાંથી ૨ થી ૩ ટીપાં કાનમાં નાખવાં.

**ઈલાજ ૬ ઠો.**—પ્રથમ મધમાં રૂનો કાકડો બોળીને તે કાનમાં ફેરવવો, અને ત્યારપછી કોડી બાળીને તેની રાખ કાનમાં મુકવી.

**ઈલાજો ૭ માં.**—અગરજો ઉપલા કોઈપણ ઈલાજોથી પરૂં વેહેતું બંધ નહીંજ થાય, પણ આ દરદ જુનું થતું જાય, તો ૩ ગ્રેન "નાઈટ્રેટ આવ સીલવર," તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેનાં, અથવા ૨ ગ્રેન "ક્લોરાઈડ આવ ઝીંક," તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેનાં થોડાં ટીપાં કાનમાં નાખવાં.

**ઈલાજો ૮ માં.**—"કુવીલ" પેન, અથવા કોઈ પોકલ નલીમાં ૩ થી ૪ ગ્રેન "આઈયોડોફૉર્મ," અથવા "રીસૉરસીન," અથવા "બોરૅસીક આસીડ"નો બારીક ભુકો, થોડા દહાડા કાનમાં ફુકવો.

દેશી વૈદો આ દરદમાં ગાયનું મૂત્ર કાનમાં નાખવાની ભલામણ કરેછે.

---

## કાનમાં જીવજંતુ, અથવા બીજી કાંઈ વસ્તુ જાય, તેવિષે.

**ઈલાજો ૧ લો.**—અગરજો મચ્છર, કાનખજુરો, ઇત્યાદિ કોઇ જીવજંતુ કાનમાં ગયું હોય, તો સાબુનું પાણી પિચકારીવડે કાનમાં મારવું, અથવા કાનમાં થોડાં ટીપાં "કોલોનવૉટર"નાં નાખવાં, અથવા એરંડીયાં તેલમાં એળીઓ કકડાવીને તે કાનમાં નાખવું.

**ઈલાજો ૨ જો.**—બચ્ચાંઓ વારંવાર રમતાંરમતાં પથ્થર, દાણો, વટાણો, રૂના કાકડો, ઇત્યાદિ કાનમાં ખોસી દેછે, તે કાહાડવામાંટે પાણીની પિચકારી જોરથી કાનમાં મારવી, અથવા જો બની શકે, તો ચીપીઆવડે તે બાહાર ખેંચી કાહાડવું. કેટલીકવેળા જે બાજુનાં કાનમાં એવી કાંઇ વસ્તુ ભરાઇ હોય, તે બાજુનાં ગાલઉપર જોરથી તમાચો માર્યાથી તેમાંહેની વસ્તુ તરત બાહાર નિકળી પડેછે.

---

# નાક.

## *નાકમાંથી લોહીનું વેહેવું.

(બ્લીડીંગ ફ્રૉમ ધ નોઝ=Bleeding from the Nose.)

**નીશાની.**—આ દરદ ઘણુંકરીને તરૂણ માણસોને, તેમાં મુખ્યકરીને ઘણાં લોહીયાર માણસોને તેમજ ઘણાં નબળા બાંધાવાળાંને થાયછે. અગરજો એ રીતનું થોડુંક લોહી કોઇવેળા નાકમાંથી જઇને પછી પોતાનીમેળે બંધ થાય, તો તેથી ઘણુંકરીને અવગુણનેબદલે ગુણ થાયછે. પોલાત, તથા ભેજાંનાં કેટલાંક દરદોમાં ખુદરત પોતે એરીતે નાકનેરસ્તે થોડુંક લોહી જવા દેઇને બિમારનો જીવ બંચાવેછે, અને તેને સારી અવસ્થામાં રાખેછે, માંટે જો એવીરીતે લોહી જતું હોય, તો તેને બંધ કરવાનો યત્ન કરવો નહીં, પણ તે જવા દેવું. પણ તેથીઉલટું જો નબળા બાંધાવાળાં, અથવા ઘરડાં માણસનાં નાકમાંથી લોહી વેહેતું હોય, તો તે ઘણુંકરીને પોતાનીમેળે બંધ થતું નથી, તથા નસકોરૂં વારંવાર ફુટીને લોહી વેહેયા કરેછે. એવાં માણસે તો લોહી તરત બંધ કરવું જોઇએછે.

**ઈલાજો ૧ લો.**—જેવું લોહી વેહેવા માંડે, કે તરત કાંઇ થંડી વસ્તુ, જેવીકે બરફ, પિળી મટોડી, અથવા થંડું લોઢું, જેવુંકે કુંચી, ઇત્યાદિ નાક, અથવા કપાળઉપર લગાડવું, અથવા સુખડને ગુલાબમાં ઘસીને તે બોચી અથવા નાકઉપર ચોપડવું, તથા નાકમાં થંડાં પાણીનાં ફટકા મારવા, અથવા સરકો અને પાણી, આ બંધેને મેળવીને તે કપાળ અથવા નાકઉપર લગાડવું, અને બરફ, "લેમોનેડ" ઇત્યાદિ પીધામાં લેવું.

**ઈલાજ ૨ જો.**—અગરજો **ઈલાજો ૧ લા**થી કશો ગુણ નહીં થાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તે પિચકારીવડે નાકમાં મારવી.

| | | | |
|---|---|---|---|
| સલફેટ આવ ઝીંક ...... | ગ્રેન ૨૦ | એલમ ............ | ડ્રામ ૧ |
| ટેનીક આસીડ........ | ગ્રેન ૨૦ | પાણી ............ | આઉંસ ૨ |

---

* અંગ્રેજીમાં એને "એપીસટેક્સીસ" (Epistaxis) કરી પણ કહેછે.

**ઈલાજો ૩ જો.**—દાડમની છાલનો ઝીણો ભુકો, "કાઈનો," "મેટીકો લીવ્ઝ"નો ઝીણો ભુકો, હિરાદખ્ખણ, કાથાનો ભુકો, અથવા કાળી મરોડીનાં ઢેફાં ઉપર પાણી નામીને તે, આ છમાંથી ગમેતે એક સુંઘવું.

**ઈલાજો ૪ થો.**—ધાનાં કપડાંનો ડુચો કરીને તેનીઆસપાસ સુતરની અથવા સણની એક મજબુત દોરી બાંધીને તે પાણીમાં ભિંજવવી, અને ત્યારપછી તે ડુચાને કોલસાની ઝીણી ભુકી, "ગમ કાઈનો," ફટકી, અથવા કાથાની ઝીણી ભુકીમાં મુકીને તે નાકનાં નસકોરાંમાં મુકવો. બંધાયલાં લોહીને નસકોરાંમાંથી કાહાડવું નહીં, પણ પોતાનીમેળે તેને બાહાર નિકળવા દેવું. અગરજો વારંવાર નાકમાંથી લોહી જતું હોય, તો શરીરને ઘંડક રાખવી, અને અવારનવાર જુલાબો લેવા. અઠવાડીયાંમાં એકથી બેવાર "સીડલીટઝ પાઉડર" સવારનાં લીધાથી શરીર હલકું રેહેશે.

અથવા "ટીંક્ચર આવ હૃમામૅલીન." ૫ થી ૧૦ ટીપાં પાણીમાં મેળવીને દર બેથી ત્રણ કલાકે પાવું, અને લોહી બંધ થવાથી એ દવા પીવી બંધ કરવી. બિમારે બને તેમ છીંક ખાવી નહી, તથા નાકને ઘડી ઘડી લુછવું નહી. કારણ તેમ કરવાથી પાછું લોહી વહેછે

**ઈલાજ ૫ મો**—અગરજો મોહડમાંથી, એટલે દાતનાં પારા સુજીને ફાટે, અને તેસાથે નાકમાંથી લોહી જતું હોય, તો બાવળની છાલ, તથા હરડાંબેહેડાંને પાણીમાં ઉકાળીને તેમાંહેલું ૧ બાટલી પાણી લેવું, અને તેમાં ૪ ડ્રામ ટંકણખાર નાખીને, તેનાં કોગળા દહાડામાં પાંચથી સાતવાર કરવા, તથા **"દાતનાં પારાઓનું સુજી આવવું, તથા તેઓમાંથી લોહીનું જવુ"**નાં મથાળાહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઈલાજો કરવા.

---

## નાકમાં કાંઈ વસ્તુ ભરાય, તેવિષે.

(ફૉરેન બૉડી ઈન ધ નોઝ=Foreign Body in the Nose.)

**ઈલાજો.**—અગરજો નાકમાંથી દાણો, ચણો, અથવા એવી હરકોઈ બીજી વસ્તુ ભરાય, તો રૂપાંનો અથવા લોહાંનો ચપટો પણ પાતળો સળીઓ લેઈ, તેનો એક છેડો આંકડાનીપઠે મરડીને જે વસ્તુ નાકમાં ભરાઈ હોય, તેની બાજુમાં તે સળીઓ ધીમેથી ઉપરસુધી ખોસવો, અને તેથી તે વસ્તુ બાહાર ખેંચી કાહાડવી, અથવા જે નસકોરાંમાં કાંઈ વસ્તુ ભરાઈ હોય, તેની બીજી બાજુનું નસકોરૂં આંગળાંથી દાબીને નાકમાંથી ઘણાં જોરથી ફુંફાડો મારવો, જેથી માંહે ભરાયલી વસ્તુ બાહાર નિકળી પડશે.

---

# થુક.

## (સેલાઈવા=Saliva.)

એક સુખાકારીવાળાં માણસના મોંહમાં ચોવીસ કલાકમાં એક રતલથી વધારે થુક ઉત્પન્ન થાયછે. જ્યારે થુક ઓછી ઉત્પન્ન થાયછે, ત્યારે મોંહ સુકું રેહેછે, માંટે થુક લાવવાસારૂં રાઇનાં બીયાં, અકલગરો, અથવા "પેલીટરી રૂટ આવ સ્પેન" ચાવ્યાથી, અથવા તે મોંહમાં રાખી મુકયાથી થુક વધારે ઉત્પન્ન થાયછે. પણ કેટલીકવેળા પારાની દવા ખાધામાં આવ્યાથી, પાચનશક્તિ બગડવાથી અથવા મોંહ, જીભ, ઇત્યાદિઉપર છાગલા અથવા ચાઠાં પડયાથી જોઇએ તેકરતાં પુષ્કળ વધારે થુક ઉત્પન્ન થાયછે.

**ઈલાજો ૧ લો.**—અગરજો પારાની દવા ખાધામાં આવ્યાથી થુક ઘણી થતી હોય, તો હરડાં, બેહેડાં, આમળા, અથવા બાવળની છાલ, આ ચારમાંથી ગમેતે એક વસ્તુને પાણીમાં ઉકાળીને, તે થંડું પડે કે તેમાંથી ૨૦ આઉંસજેટલું લઇ, તેમાં ૪ ડ્રામ "ક્લોરેટ આવ પૉટાશ" ડોહવીને તેથી કોગલા કરવા.

**ઈલાજો ૨ જો.**—

| | | |
|---|---|---|
| આરેક્સ | ડ્રામ | ૨ |
| ટેનીક આસીડ | ડ્રામ | ૦॥ |
| પાણી | આઉંસ | ૮ |

આ સઘળાંને મેળવીને તેથી, અથવા

ફટકી ડ્રામ ૧—મધ આઉંસ ૧—પાણી આઉંસ ૮.

આ સગળાંને મેળવીને તેથી કોગલા કરવા.

**ઈલાજ ૩ જો.**—પીવાની દવાતરીકે પેહેલાં "એપસમ સૉલ્ટ," તથા સુનામખી, આ બંધેને મેળવીને તેનો જુલાબ લેવો, અને ઝાડો સાફ આવ્યા-પછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર થોડા દહાડાસુધી ચાલુ પીવી.

| | | |
|---|---|---|
| આસીડ ઇનિફ્યુઝન આવ સીન્કોના | આઉંસ | ૬ |
| ટીંક્ચર આવ યલો સીન્કોના | ડ્રામ | ૨ |
| ક્લોરેટ આવ પૉટાશ | ડ્રામ | ૧ |

**ઈલાજ ૪ થો**—ધાતુનો કોઇ નરમ તેજાબ પાણીમાં ભેળીને પીવો, અને જો પાચનશક્તિ બગડી ગઇ હોય, તો તેવિષે ઘટતે ઠેકાણે જણાવેલી દવાઓ કરવી.

---

## ખાટી થુક.

**ઈલાજો.**—અગરજો થુકનો સ્વાદ ખાટો લાગતો હોય, તો ઝાડો સાફ લાવવો, અને એટલામાંટે ૫ થી ૧૦ ગ્રેન "કારબૉનેટ આવ મેગનીશીયા," તથા ૫ થી ૧૦ ગ્રેન "કારબૉનેટ આવ સોડા," આ બંધેને મેળવીને, તેનું એક પડીકું કરી, તેવાં પડીકાં સવારસાંઝ થોડા દહાડાસુધી ચાલુ ફાકવાં, તથા ૪ ડ્રામ ટંકણખાર, અને ૧૫ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી કોગલા કરવા.

---

## વાસ મારતી થુક,

તથા

## મોંહમાં ચાઠાંનું પડવું.

**(સેલીવેશન ઉવીઠ ફાઉલ સ્મેલ એન્ડ અલસરેશન્સ=**
Salivation with foul Smell and Ulcerations.)

| | | | |
|---|---|---|---|
| **ઈલાજો.**—ક્રીઓસોટ | ................. | મીનીમ | ૬ |
| અથવા કારબૉલીક આસીડ | .......... | ગ્રેન | ૨ થી ૪ |
| ગમ એકેશીયા | ............ | ડ્રામ | ૨ |
| ટીંકચર આવ ઑરેન્જીસ | ...... | ડ્રામ | ૨ |
| સીરપ | ................. | આઉંસ | ૧ |
| પાણી | ................. | આઉંસ | ૫ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર, થોડા દહાડાસુધી ચાલુ પીવું, તથા ૧ ભાગ "કારબૉલીક આસીડ," અને ૪૦ ભાગ પાણી, આ બંધેને મેળવીને તેથી, અથવા ૦।। આઉંસ "સૉલ્યુશન આવ કલોરીનેટેડ સોડા" તથા ૮ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી, અથવા ૪ ડ્રામ "ટીંકચર ઑવ મર," અથવા ૧૦ ગ્રેન "ટેનીક આસીડ," તથા ૪ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી કોગલા કરવા.

**ચેતવણી.—ખોરાક સારીપઠે પચાવવા માંટે થુક અતિ અગત્યનીછે, માંટે તે મોંહમાં ઉત્પન્ન થાય, તો વારંવાર થુકી નાખવી નહીં જોઈએ.**

---

## મો હો ડાં નું આ ગ રૂ.

(**સ્ટ્રૉન્ગ ઑફેન્સીવ સ્મેલ ફ્રૉમ ધ માઉઠ**=Strong offensive Smell from the Mouth.)

**નીશાની.**—શ્વાશમાંથી પાછી બાહાર નિકળતી હવા, અથવા મોંહ વાસ મારે તેને "આગરૂ" કરી કેહેછે.

**સબબ.**—દાંતો સડી જવાથી, જીભનીઆસપાસની *ગાંઠો સુજી આવવાથી, અને તેમાં પરૂ ભરાવાથી, અથવા પેટમાં ભાર થવાથી મોંહ વાસ મારેછે.

**ઈલાજો.**—અગરજો દાંત કોહી ગયો હોય, અને તેમાં રસી થઇ હોય, તો નસ્તરવડે પારો ચીરવો, અને દાંતને ચીપીઆથી કાહાડી નાખવો.

અગરજો જીભનીઆસપાસનાં ગાંઠો સુજી આવીને તેમાં પરૂ થયું હોય, તો તેઓને ચીરીને રસીનો માર્ગ ખુલ્લો કરવો, અને ત્યારપછી નીચે લખેલી દવાઓ મેળવીને તેથી કોગલા કરવા.

કારબૉલીક આસીડ ગ્રેન ૧૦—હરડાંબેહડાંનો ઉકાળો આઉંસ ૮—ક્લૉરેટ આવ પૉટાશ ડ્રામ ૩.

---

* "ટૉનસીલ્સ" (Tonsils).

ઘણી વેળા ઉપર જણાવેલા બે નજીવાં કારણોથીજ મોંહ વાસ મારેછે એમ નહીં સમજવું, પણ બીજાં ઘણાં કારણોનેલીધે હોયછે, જેવાંકે પેટમાં ભાર થવાથી એટલે ઝાડો કબજ થવાથી, હોજરીમાં બગાડ થવાથી, અથવા ખાણું બરાબર નહીં પચવાથી ઘણી વેળા મોંહ વાસ મારેછે.

થોડો "કારબૉનેટ આવ સોડા" પાણીમાં ડોહવીને તેથી કોગલા કરવા, અથવા બાવળની છાલ ઉકાળીને, તેમાં ફટકીનો ભુકો નાખી તેથી કોગલા કરવા, અથવા ૩ દ્રામ કળીચુનાને, ૧ બાટલી પાણીમાં ડોહવીને તેથી કોગલા કરવા, અથવા ૧ આઉંસ "ટીંકચર આવ મર," તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી દહાડામાં પાંચથી સાતવાર કોગલા કરવા. જુલાબ લેવો, અને ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, દોહોડ વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પીવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| ક્લૉરેટ આવ પૉટાશ........ | દ્રામ | ૧ |
| કમપાઉંડ ટીંકચર આવ જેનશીયન.. | દ્રામ | ૨ |
| ઈનફયુઝન આવ કેમોમાઇલ.... | આઉંસ | ૧૨ |

સવારનાં ખાણાંસાથે નિમક ખાવું, તથા તે પાણીમાં ડોહવીને તેથી કોગલા કરવા, અને બાવળનાં લાકડાંની રાખવડે દાતણ કરવું, અથવા નીચે જણાવેલી દવાઓની ટાંકણીઓ બનાવીને મોંહમાં રાખી મુકવી.

નિમક આઉંસ ૧।।—સાકર આઉંસ ૮—ટ્રેગેકેન્ડ આઉંસ ૮—ઑઇલ આવ બરગેમૉટ દ્રામ ૨—ટારટ્રેટ આવ પૉટાશ દ્રામ ૨.

પ્રથમ ઉપર જણાવેલી પેહેલી ત્રણ વસ્તુઓને ચુલાઉપર સુકવવી, અને ત્યારપછી એક લોઢાંની ખાંડણી ગરમ કરીને તેમાં તે સારીપઠે છુંદીને, તેમાં થોડું પાણી, તથા "ઑઇલ આવ બરગેમૉટ" નાખીને તે સઘળાંને મેળવીને લાઇનાંજેવો જાડો પાપ્ય બનાવવો. એ પછી "ટારટ્રેટ આવ પૉટાશ" માંહે ઉમેરીને એ પાપ્યને છરીથી ઘુંટીને ⅕ ઇંચજેટલો પોહળો બનાવી તેની ટાંકણીઓ કરવી. આ ટાંકણીઓને એક કલ્લઇની રકાબીઉપર મુકી તે ભટ્ટીમાં મુકીને સુકવવી, અને ટાંકણીઓ તદન સુક્કી થાય, કે "ગમટ્રેગેકેન્ડ"નું એક બીજું પડ આપવું, અને ફરીથી સુકવવી. આપ્રમાણે ટાંકણીઓ તૈયાર થવાપછી એક કાચનાં બુચની શિશીમાં તે રાખી મુકવી, અને જયારે મોંહ વાસ મારે, ત્યારે તેમાંથી અક્કેકી ટાંકણી મોંહમાં રાખીને તે ચાવ્યા કરવી, **પણ તે ગળી જવી નહીં, અથવા તેની થુક પણ ગળવી નહીં.** ચાવી રેહીનેપછી પાણીથી કોગલો કરવો. આ ટાંકણીઓ વાપરવાથી મોંહનો વાસ બંધ થશે. અગરજો કાંદો ખાધો હોય, અથવા તંબાકુની બીડી પીધી હોય, તો તેનો નઠારો વાસ આ ટાંકણીઓ ચાવ્યાથી તદન ઢંકાઇ જાયછે. ૦।। થી ૧।। ચમચી જાનવરનાં બાળેલાં હાડકાંનો કોયલો ખાણું ખાધાપછી ફાકયાથી પણ ગુણ થાયછે.

# ગરમીથી મોંહમાં છાગલા પડવાવિષે.

(એપ્ઠી, ઑર ઞ્રશ=Apthæ, or Thrush.)

**નીશાની.**—આ દરદમાં મોહોડું આવેછે, અને જીભ, તાળવું, તથા ગાલો પાકી આવેછે, અથવા રાતા થાયછે, તથા તેઓઉપર ઝીણી, ગોળ, અને ઉજળા રંગની છાંટો અથવા ડાઘો દેખાયછે. આ દરદ ઉંમરે પુગેલાં માણસો કરતાં ધાવણાં બાળકોને વધારે થાયછે, અને જો બરાબર દવા કીધી હોયછે, તો આસરે દશ દહાડામાં તે સાજું થાયછે.

**સબબ.**—પેટમાંહેલી ખોખારથી, અથવા અજીર્ણથી આપ્રમાણે ગરમી થઇને છાગલા અથવા ચાહાં પડેછે, અને તેથી જીભ અને તાળવું પાકી આવેછે. માતાનું દુધ ખાટું થઇને બગડયાથી પણ બચ્ચાંને આપ્રમાણે થાયછે.

**ઈલાજ ૧ લો.** ૦॥ આઉંસ "ગ્લીસરાઇન," અથવા ૦॥ આઉંસ મધ, તથા ૧ ડ્રામ ટંકણખાર, આ બંધેને મેળવીને, તેમાં પિચ્છ બોળી તે દહાડામાં બેથી ત્રણવાર મોંહમાં ફેરવવું.

**ઈલાજો ૨ જો.**—૩ આઉંસ હરડાંનો ઉકાળો, ૩ આઉંસ બેહેડાંનો ઉકાળો, તથા ૨ ડ્રામ ટંકણખાર, આ ત્રણેને મેળવીને તેથી, અથવા ૬ આઉંસ કાથાનો ઉકાળો, તથા ૨ ડ્રામ ટંકણખાર, આ બંધેને મેળવીને તેથી કોગલા કરવા.

**ઈલાજ ૩ જો.**—

| | | |
|---|---|---|
| ડાઇલ્યુટેડ હાઇડ્રોક્લોરીક આસીડ .. | ડ્રામ | ૩ |
| સીરપ આવ રોઝીઝ .......... | આઉંસ | ૧ |
| ડીકૉક્શન આવ બારલી ........ | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને તેથી કોગલા કરવા.

**ઈલાજ ૪ થો.**—

| | | |
|---|---|---|
| કેલસાઇન્ડ મેગ્નીશીયા .......... | ગ્રેન | ૧૨ |
| રૂહબાર્બ .......... ........ | ગ્રેન | ૧૦ |
| સબ નાઇટ્રેટ આવ બીસમથ ........ | ગ્રેન | ૧૦ |
| જીન્જર .................... | ગ્રેન | ૧ |

આ સઘળાંને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ચારવાર, મધમાં મેળવીને બચ્ચાંને ચટાડવું, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવાં.

ઉપલીજ દવાનાં પડીકાં થોડા વધારે વજનમાં લેઇને માતાએ પોતે પણ ચાટવાં, કે જેથી તેણીનું દુધ સુધરશે.

**ઈલાજ ૫ મો.**—અગરજો બચ્ચું ઘણું રડયા કરે, તો પેટમાં દુખેછે એમ સમજી તેને ડુંટીસુધી ગરમ પાણીનાં વાસણમાં આસરે પાંચ મીનીટવેર બેસાડવું, અને ત્યારપછી બાહાર કાહાડી શરીર સારીપઠે નુંછીને સુવાડવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી બે ચમચી ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ .. | મીનીમ | ૮ |
| કેલસાઇન્ડ મેગ્નીશીયા .... | ગ્રેન | ૮ |
| ટીંક્ચર આવ હાઇયોસાએમસ. | મીનીમ | ૩૦ |
| કેરેવે વૉટર .......... | આઉંસ | ૧ |

કોઇવેળા બચ્ચાંનાં સફરામાં આ જાતનીગરમી થયેલી જણાયછે, માંટે તેવી વેળા **ઈલાજ ૧ લા**માં જણાવ્યા પ્રમાણે ટંકણખારની દવા તે ભાગઉપર ચોપડવી.

**ચેતવણી.—અગરજો આ બિમારીની વેળા બચ્ચું ધાવતું હોય, તો ધવાડનાર સ્ત્રીએ ખાધા પીધામાં અતિશય ચોકસાઈ, સંભાળ, અને ઘણી પરહેજી રાખવી. તેણીએ સુકો મેવો, ખટાસ અથવા મિઠાસવાળી વસ્તુઓ, મરચાં, ઈત્યાદિ ખાવું નહીં.**

---

## મોહોડાંનાં તંતુઓમાં થતા ભારી દુખાવો.

**(ન્યુરેલજીયા આવ ધ ફેસ, ઑર ટીકડોલોરૂ**=Neuralgia of the Face, or Tic Douloureux.)

**નીશાની.**—આ દરદમાં મોહોડાંનાં તંતુઓમાં કશોપણ વરમ થવાવિના ભારી દુખાવો થયા કરેછે, અને કોઇ કરડતું, કાપતું, અથવા ચીરીનાખતું હોય એવું દરદ થોડે અથવા ઘણે વખતે થયા કરેછે.

**સબબ.**—"રોજીન્દો, આંતરીયો, અથવા ચોથીઓ તાવ" આવ્યાથી, અજીર્ણ થયાથી, મોહોડાંને થંડી લાગ્યાથી, નબળાઇ થયાથી, દાંતો કોહોયાથી, વસુરી થવાનેલીધે મોહોડાંનાં તંતુઓઉપર દબાણ થયાથી, ચમક થયાથી, તથા રાંડનાં આજારોથી આરીતનો દુખાવો થાયછે.

**ઈલાજ ૧ લો.**—અગરજો અજીર્ણ થયાથી આપ્રમાણે દુખાવો થાય, તો ઉલટી આવવાની દવા લેવી.

**ઈલાજ ૨ જો.**—અગરજો તાવ આવ્યાથી આપ્રમાણે દુખાવો થાય, તો ૧૨ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા," તથા ૨૦ ગ્રેન "ડોવર્સ પાઉડર," આ બંધેને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કકું પડીકું, દર બે કલાકે, પાણીસાથે ફાકવું, તથા એજ પડીકાં બેથી ત્રણ દહાડાસુધી ચાલુ રાખવાં.

**ઈલાજ ૩ જો.**—અગરજો ઉપલા ઇલાજથી કાંઇપણ ગુણ થયેલો નહીં જણાય, તો ૧ ગ્રેન "આરસેનીએટ આવ સોડા," તથા ૨૪ ગ્રેન "એક્સટ્રેકટ આવ જેનશીયન," આ બંધેને મેળવીને, તેની ચોવીસ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર ગળવી, તથા થુલાંનો અથવા ખસખસનાં પોસનો ગરમ સેક કરવો.

**ચેતવણી.—આ દવા ઝેરીછે, માંટે તે સંભાળીને વાપરવી.**

**ઈલાજો ૪ થા.**—અગરજો દરદ વધતું હોય એમ જણાય, તથા નબળાઇ થઇ હોય, અને મોહોડાંનો રંગ ફિક્કો મારી ગયો હોય, તો પેહેલે એક હલકો જુલાબ લેવો, અને ઝાડો સાફ આવ્યાપછી, નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ચારવાર ફાકવું, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવાં.

ડોવર્સ પાઉડર ગ્રેન ૨૦—કારબૉનેટ આવ એમોનીયા ગ્રેન ૨૦—કેમફર ગ્રેન ૮.

અથવા ૧૦ થી ૧૫ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ"ને પાણીસાથે ભેળીને, દર ત્રણ કલાકે પીવાં, અથવા લોઢાંની મેળવણીની દવાઓ લેવી, જેવી કે ૧૦ ગ્રેન "સાઇટ્રેટ આવ આયરન એન્ડ એમોનીયા," ૭ ગ્રેન "સાઇટ્રેટ આવ આયરન એન્ડ કુઇનીયા," ૩ ગ્રેન "સાઇટ્રેટ આવ આયરન કુઇનની એન્ડ સ્ટ્રીકનીયા," ૧૦ ગ્રેન "સેકેરેટેડ કારબોનેટ આવ આયરન," ૨ ગ્રેન હિરાકસી, અથવા ૨ ગ્રેન "રીડયુસ્ડ આયરન," આ છમાંહેલી ગમેતે એક દવા તેનાં આપેલા વજનપ્રમાણે લેઇને, પાણીસાથે ભેળીને, દહાડામાં ચારવાર પીવી.

**ઈલાજ ૫ મો.**—અગરજો દાંતનાં પારાઓ દુખવાથી આપ્રમાણે દુખાવો થતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, જે દાંતનાં પારાઓ દુખતા હોય, ત્યાં લગાડવી, **પણ દવા લગાડી હોય તે વેળા થુક ગળવી નહીં, પણ થુકી નાખ્યા કરવી.**

| | |
|---|---|
| સ્પીરીટ આવ વાઇન .................... | ભાગ ૨ |
| કલોરોફૉર્મ .......................... | ભાગ ૧ |
| ટીંકચર આવ એકોનાઇટ................ | ભાગ ૧ |

વળી "લૉડેનમ"માં કપડું બોળીને તે મોહોડાંનો જે ભાગ દુખતો હોય, ત્યાં મુકવું, અને તે ભિંજેલું રાખવું.

**ઈલાજો ૬ ઠા.**—અગરજો બિમાર મજબુત બાંધાનું હોય, તો ૧ મીનીમ "ક્રોટૉન ઑઇલ," તથા ૧ ડ્રામ "કમપાઉંડ પીલ આવ કૉલોસીન્ઠ," આ બંધેને સારીપઠે મેળવીને, તેની બાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, બેથી ત્રણ દહાડા સુધી સવારસાંઝ ગલવી, અથવા ૨ ગ્રેન "વીરેટ્રીયા," તથા ૦॥ આઉંસ ચરબી, આ બંધેને મેળવીને, મોહોડાંની ચામડી ઉપર જે જગ્યાએ દુખાવો ઘણો થતો હોય, ત્યાં મસળવું.

**ઈલાજો ૭ માં.**—અગરજો ચમકથી આ જાતનો દુખાવો થતો હોય, તો ૩ થી ૫ ગ્રેન હિંગ સેકીને તે દહાડામાં ત્રણવાર ગળવી, અથવા ૮ ગ્રેન "વેલેરીએનેટ આવ ઝીંક," તથા ૬ ગ્રેન "રીડયુસ્ડ આયરન," આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ચારવાર ગળવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

**ઈલાજો ૮ માં.**—અગરજો ટાંકીનાં આજારથી આપ્રમાણે દુખાવો થતો હોય, તો **"ટાંકી અથવા ચાંદી"**નાં મથાળાંહેઠલ જણાવેલા ઇલાજોમાંથી "આઇયોડાઇડ આવ પૉટાશીયમ"ની દવાવાળો ઇલાજ તેમાં ફરમાવ્યાપ્રમાણે કરવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી, અને તે પીધાપછી જો ઉંઘ આવે, અથવા ઉછાળો થાય, તો બંધ કરવી, આ દવામાં મુખ્ય ગુણ "કલોરોફૉર્મ"નો છે.

| | | | |
|---|---|---|---|
| કલોરોફૉર્મ .... | મીનીમ ૧૦ થી ૨૦ | રેકટીફાઇડ સ્પીરીટ .... | ડ્રામ ૨ |
| કેમફર ...... | ગ્રેન ૮ થી ૧૨ | પાણી ........... | આઉંસ ૬ |

**ઈલાજો ૯ માં.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પીવી, તથા તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી. આ દવાથી દુખાવો તદન બંધ પડશે.

| | | |
|---|---|---|
| ક્લોરાઇડ આવ એમોનીયમ .......... | ડ્રામ | ૧॥ |
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ ............ | ડ્રામ | ૧॥ |
| ઈનિફ્યુઝન આવ ચીરેટા.............. | આઉંસ | ૬ |

ઘણી વેળા ૦॥ ડ્રામ "ટરપીનટાઇન," ગુંદરનાં પાણીમાં ભેળીને, દહાડામાં ત્રણથી ચારવાર પીધાથી, તથા ઝાડો સાફ લાવવામાંટે ૦॥ ડ્રામ ગંધકનાં ફુલ સવારસાંઝ મધમાં ચાટવાથી, અથવા ઘણીવેળા તંબાકુ તથા કાળા ધતુરાનાં સુક્કાં પાંદડાંની બિડી બનાવીને તે પીધાથી પણ ગુણ થાયછે.

અગરજો દુખાવાને લીધે રાત્રે ઉંઘ બરાબર આવતી નહીં હોય, તો ઉંઘ લાવવામાંટે ૦। થી ૦॥ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," ૧ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ કેનેબીસ," ૨૦ થી ૩૦ ગ્રેન "હાઇડ્રેટ આવ કલોરલ," અથવા ૨૦ મીનીમ "લૉડેનમ," આ ચારમાંહેલી ગમેતે એક દવા પાણીસાથે ભેળીને પીવી.

---

## જીભ.

### જીભનાં દરદો.

(ડીઝીઝીસ આવ ધ ટન્ગ=Diseases of the Tongue.)

**નીશાની.**—જયારે જીભઉપર ચાઠાં, ઝીણી ફોલ્લીઓ, અથવા ચીરા પડેછે, ત્યારે તેઓ ઘણુંકરીને જીભની આગળની ટોચઉપર, અથવા જીભનીનિચ્ચેના દોરાઆગળ દેખાયછે, અને કોઇવેળા તેની બાજુઉપર પણ જણાયછે.

**સબબ.**—ઘણાં દહાડાનું અજીર્ણ હોવાથી, ખોરાક બરાબર નહીં પચવાથી, હોજરીમાં ખટાસ થવાથી, અથવા રાંડનાં આજારથી આપ્રમાણે દરદ થાયછે.

**ઈલાજો ૧ લા.**—અગરજો ઘણાં દહાડાનું અજીર્ણ હોવાથી, તથા પેટમાં ખટાસ થવાથી જીભઉપર ચાઠાં પડે, તો બિમારે પોતાનો ખોરાક ફેરવવો, અને સોજો તથા સાદો ખોરાક, જેવોકે દુધ અને પાંઉ, ઇત્યાદિ બરાબર વખતે લેવો, અને ઘણું પેટ ભરતું ખાવું નહીં, પણ ભુખકરતાં લગાર થોડું ખાવું, કોઇપણ જાતનો દારૂ, મુખ્યકરીને મોવરૂં, "બીર," "પોરટર," "વાઇન," અને "ચમપીન" બિલકુલ પીવો નહીં. વળી સુક્કો મેવો, વેલાતી "સૉસ," વેલાતી પનીર અને અથાણું, મિઠાઇ, તથા ઘણી તરકારી ખાવી નહીં. અગરજો દારૂ પીવાની ટેવ હોય, તો ૧ ચમચો ઉંચો "બ્રાંડી," અથવા "પેપસીન વાઇન," "સોડાવોટર" સાથે ભેળીને જમતી વેળા પીવો. મોટી ઉંમરનાં માણસે ૧ ખ્યાલાં દુધમાં, ૨ ચમચા ચુનાનું પાણી મેળવીને તે પીવું, તથા બચ્ચાંને તેની ઉંમરપ્રમાણે દુધમાં ૦। થી ૧ ચમચી ચુનાનું પાણી ભેળીને પાવું, અને ૩ થી ૧૦ ગ્રેન "સબનાઇટ્રેટ આવ

**બીજ્ઞઅક,"** તથા ૦ાા થી ૧ાા ગ્રેન "સલફેટ આવ કુઇનીયા," આ બંધેને મેળવીને, **દહાડામાં ચારવાર** ઉંમરપ્રમાણે પીવું; થોડાં હરડાંબેહેડાં છુંદીને ૧ બાટલી પાણીમાં સારીપઠે ઉકાળવાં, અથવા બાવળની છાલ ૧ બાટલી પાણીમાં એક રાત ભિંજવી રાખીને તે સવારનાં ગાળી કાહાડી, તેમાં ૧ ચમચો ટંકણખારનો ભુકો સારીપઠે મેળવીને તે સઘળાંને બાટલીમાં ભરી રાખી તેથી, દહાડામાં પાંચથી સાતવાર કોગલા કરવા. ચાઠાંઉપર બાળેલી ફટકી અથવા ચીની કાથાનો ભુકો દાબવો, અથવા મોરથુથુ, અથવા "નાઇટ્રેટ આવ સીલવર," લગાડવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેથી કોગલા કરવા.

બોરેક્સ ડ્રામ ૨—ગ્લીસરાઇન આઉંસ ૧—પાણી આઉંસ ૪.

**ઈલાજો ૨ જો.**—અગરજો પારાની દવા વધારે વજનમાં ખાધામા આવ્યાથી મોહોડું આવ્યું હોય, તથા વાસ મારતું હોય, થુક ગળતી હોય, અને જીભઉપર ચાઠાં પડયાં હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તેથી કોગલા કરવા.

| | |
|---|---|
| સૉલ્યુશન આવ કલોરીનેટેડ સોડા.......... | આઉંસ ૦ાા |
| ટીંકચર આવ મર .................. | આઉંસ ૧ |
| પાણી........................ | આઉંસ ૮ |

અથવા ૫ ગ્રેન મોરથુથુ, તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેથી કોગલા કરવા.

| | | | |
|---|---|---|---|
| કલોરેટ આવ પૉટાશ.. | ડ્રામ ૨ થી ૪ | ટીંકચર આવ કેટેકુ.... | ડ્રામ ૪ |
| ગ્લીસરાઇન ...... | આઉંસ ૧ | પાણી............ | આઉંસ ૩ |

**ઈલાજ ૩ જો.**—અગરજો દાંત સડી ગયો હોય, અને તે જીભને લાગવાથી ચાઠું પડતું હોય, તો તે તોડી પાડવો, અને નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ચારવાર પીવો, તથા આ દવા થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

કલોરેટ આવ પૉટાશ ડ્રામ ૧—ટીંકચર આવ સીન્કોના ડ્રામ ૨—એપસમ સૉલ્ટ આઉંસ ૦ાા—પાણી આઉંસ ૬.

**ઈલાજો ૪ થો.**—અગરજો રાંડનાં આજારથી જીભઉપર ચાઠાં પડયાં હોય, તો **"ટાંકી અથવા ચાંદી"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા. આ જાતનાં ચાઠાં ઉતાવળાં સાજાં થઇ શકતાં નથી, અને તેને માંટે પારાની દવા પીવા, ચોપડવા, અથવા ધુંઇનાં આકારમાં લેવી પડેછે. મુખ્યકરીને પારાની મેળવણીવાળી દવા, જેને "સીનેબાર," અથવા "હાઇડ્રારજીરાઇ બાઇ સલફ્યુરેટમ" કરી કેહેછે, તે ૧ થી ૧ાા ડ્રામજેટલી લેઇને, તેની ધુંઇ દર સવારનાં થોડા દહાડા લેવી, અથવા "ઓલીયેટ આવ મરક્યુરી," બગલમાં તથા જાંગનાં ફાતરાઓમાં સવારસાંઝ ચોપડવી, અને જો તેથી મોહોડું આવે, થુક ઘણી ગળે, અને દાંતનાં પારાઓ સુજી આવે, તો તે બંધ કરવી, અથવા

નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચોવીસ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર ગળવી, પણ જો આ ગોળીઓથી દાંતનાં પારા સુજે, તથા તેઓમાં દુખાવો થાય, તો તે બંધ કરવી.

| | |
|---|---|
| ગ્રીન આઇયોડાઇડ આવ મરક્યુરી .......... | ગ્રેન ૧૨ |
| એક્સટ્રેક્ટ આવ જેનશીયન.............. | ગ્રેન ૬૦ |
| ઓપીયમ ........................ | ગ્રેન ૩ |

તથા ૧ થી ૨ ડ્રામ "ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ," અને ૮ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી કોગલા કરવા.

**ઈલાજો ૫ મા.**—અગરજો શરીરની નબળાઇથી જીભઉપર ચાઠાં પડયાં હોય, તો શક્તિ આવે એવો ખોરાક લેવો, તથા મગરનું તેલ, અથવા "ટીંકચર આવ સ્ટીલ, પાણીમાં ભેળીને પીવું, અથવા "આસીડ ઇનફ્યુઝન આવ સીન્કોના, અને ધાતુનો નરમ તેજાબ, આ બંધેને મેળવીને તે પીવું.

**ઈલાજો ૬ ઠા.**—અગરજો જીભઉપર ચીરા પડયા હોય, તો ૧ ડ્રામ ટંકણખાર, તથા ૧ આઉંસ મધ. આ બંધેને મેળવીને, તે પિચ્છવડે જીભઉપર લગાડવું, અથવા નીચે જણાંવેલી દવાઓ મેળવીને તેથી કોગલા કરવા.

સબ નાઇટ્રેટ આવ બામમઠ ડ્રામ ૧ થી ૮—ગ્લીસરાઇન આ[illegible] ૦ાા—રોઝ વૉટર આઉંસ ૧—પાણી આઉંસ ૩.

પીધામાં ૧૫ ગ્રેન "ક્લોરેટ આવ પૉટાશ," તથા ૧ લીકરગ્લાસ પાણી, આ બંધેને મેળવીને, દહાડામાં ચારવાર થોડા દહાડાસુધી ચાલુ પીવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ચારવાર પીવો.

| | |
|---|---|
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ.......... | ગ્રેન ૨૦ |
| ટીંકચર આવ સ્ટીલ ................ | ડ્રામ ૧ |
| પાણી ........................ | આઉંસ ૬ |

વળી ઉપલીજ દવાસાથે ૧ ચમચી "ક્ષીડક્ષીસ સારસાપેરીલા," પાણીમાં નાખીને સવારસાંઝ પીવું.

## વળગેલી જીભ.

(ટન્ગ-ટાઈડ=Tongue-tied)

મોંહનીનિચ્ચેનાં ભાગની, તથા તેનાં આગળા ભાગની અને જીભની આગળી ટોચનીવચ્ચે જન્મથી એક મજબુત ચિકણી સાકાવાળી દોરી કોઇવેળા હોયછે, અને તેથી જીભ સઘળીતરફ બરાબર ફરી શકતી નથી. જોકે જીભની આગળી ટોચ, અને મોંહનીનિચ્ચેની સપાટીનીવચ્ચે એક સાકાવાળી ઝીણી દોરીતો હંમેસાં હોયછેજ, પણ જયારે તે ઘણી જાડી હોયછે, ત્યારે બાળકથી બરાબર અથવા બિલકુલ ધવાઇ શકાતું નથી, અને ઉંમરે પુગતાં તેનાંથી બોલી પણ શકાતું નથી. એનો ઇલાજ ઘણો સેહેલછે, અને તે નીચે જણાવ્યાપ્રમાણેછે.

**ઈલાજ.**—જીભની દોરીનીઆસપાસ જીભને લગતી બે નસો હોયછે, તે કપાય નહીં એટલી સંભાળ રાખીને ડાકટરપાસે તે દોરી કાતરવડે કાપી નખાવવી.

---

## નાહાની જીભનું સુજીને મોટું થવું.

(યુવ્યુલા રીલેક્સ્ડ=Uvula Relaxed.)

**નીશાની તથા સબબ.**—મોંહનાંપછવાડેનાં ભાગઉપર, ગળાંની બારીઆગળ, અને નરમ તાળવાનાં વચલા ભાગોમાંથી જીભનાંજેવો એક નાહાનો ભાગ લટકેછે, જેને ગુજરાતીમાં "નાહાની જીભ," તથા અંગ્રેજીમાં "યુવ્યુલા" (Uvula) કરી કેહેછે, આ "નાહાની જીભ" કોઇવેળા સુજીને લાંબી થાયછે, અને તેથી શ્વાસ લેવાની નળીનાં ઉપલા ભાગઉપર દબાણ થવાથી ગળામાં ખખડાટ થઇ રાતદહાડો એક નડારી જાતની કંટાળાભરેલી ખાંસી થયા કરેછે.

**ઈલાજો.**—કાઇનોના ભુકા ............ ડ્રામ ૬
એલમનો ભુકો ............ ડ્રામ ૨
સીનેમનનો ભુકો............ ડ્રામ ૨
સીરપ.................. આઉંસ ૩

આ સઘળાંને મેળવીને, ૧ નાહાની ચમચી ભરી, દહાડામાં બેવાર પીવું, તથા એક નાહાની નરમ પીછીવડે "ટેનીક આસીડ" "નાહાની જીભ"ઉપર દહાડામાં બેવાર લગાડવું, અને નીચે જણાવેલી સઘલી દવાઓ મેળવીને, એક રાતસુધી રેહેવા દેઇ, સવારે ગાળી કાહાડી તેથી વારંવાર કોગલા કરવા.

૫ થી ૭ રાતાં સુકાં મરચાંનો ભુકો—ટીંક્ચર આવ મર ડ્રામ ૩—ગુલાબનો શીરો આઉંસ ૧—સેરડાનો સરકો આઉંસ ૩—પાણી બાટલી ૦॥.

અથવા **ડાકટરને પુછીને** "નાહાની જીભ"ઉપર "**લ્યુનર કૉસ્ટીક**," અથવા "**ટીંકચર આવ આઇયોડાઇન**" પિચ્છવડે લગાડવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેથી કોગલા કરવા.

હરડાંબેહેડાં આઉંસ ૧—કટકી ડ્રામ ૧—બ્રાંડી આઉંસ ૨—ઉકાળેલું પાણી બાટલી ૧॥.

આ દરદ ઘણુંકરીને નબળા બાંધાવાળાં માણસને થાયછે, એટલામાટે એવાં માણસે હંમેશાં "ફલાનેલ"નું કપડું ગળાંઉપર વિંટાળેલું રાખવું, સરદીવાળી જગ્યામાં ફરવું નહીં, તથા પગમાં મોજાં પેહેરેલાં રાખવાં.

---

## હોઠોનું ફાટવું.

(ચેપ્ડ લીપ્સ=Chapped Lips.)

**ઈલાજ ૧ લો.**—૪ આઉંસ "**ઑઇન્ટમેન્ટ આવ સ્પરમેસીટી**" તથા ૦। આઉંસ "આલકેનેટ"નાં મૂળિયાં, આ બંનેને પેહેલાં ગરમ **કરીને તેને ઠંડું** પડવા દેવું, અને તેનો રંગ આવે કે તેમાં ૩ ડ્રામ "**બાલસમ આવ પીરૂ**"

નાખો, એ સઘળાંને સારીપઠે એકરસ કરવું, અને ત્યારપછી ગાળી કાહાડીને માંહે ૨૦ ટીપાં "ઑઇલ આવ ક્લોવ્ઝ" નાખી, રાત્રે સુતી વેળા હોઠોઉપર લગાડવું, અથવા ગમે તો દિવસે પણ લગાડવું.

**ઈલાજ ૨ જો.**—ઑઇન્ટમૅન્ટ આવ સ્પરમેસીટી આઉંસ ૩—ઉજળી સાકર આઉંસ ૧—ઑઇલ આવ નીરોલી ટીપાં ૧૨.

આ સઘળાંને મેળવીને તે હોઠોઉપર લગાડવું.

**ઈલાજ ૩ જો.**—૩ આઉંસ મીઠી બદામનું તેલ, તથા ૦ાા આઉંસ "આલકેનેટ," આ બંધેને મેળવીને તે ધીમી આંચે ગરમ કરવું, અને ગાલી કાહાડીને માંહે ૧ાા આઉંસ ઉજળું મીણ, તથા ૦ાા આઉંસ "સ્પરમેસીટી," આ બંધે ઉમેરીને પાછું ગરમ કરવું, અને ચુલાઉપરથી ઉતારીને જ્યાંસુધી તે ઘાડું થાય, ત્યાંસુધી લોઢાંનાં સળીયાવડે બહુ એકરસ કરવું, અને ત્યારપછી તેમાં ૩૦ ટીપાં ગુલાબનું અત્તર નાખી તે હોઠોઉપર લગાડવું.

**ઈલાજ ૪ થો.**—તાજું માખણ રતલ ૦ાા—પિળું મીણ રતલ ૦ા—આલકેનેટ આઉંસ ૧—કાળી દરાખ આઉંસ ૩.

આ સઘળાંને મેળવીને તે મટોડીનાં ચળકતાં વાસણમાં ઉકાળવું, અને કપડાંમાંથી વગર દાબવે ગાળી કાહાડી, થંડું પડે કે તે હોઠોઉપર લગાડવું.

**ઈલાજ ૫ મો.**—કટ્ટો આઉંસ ૦ા—ઉજળું મીણ આઉંસ ૧—સુરોખાર આઉંસ ૦ા—ચરબી આઉંસ ૮.

આ સઘળાંને મેળવીને, તેમાં રંગ આવવામાંટે થોડો "આલકેનેટ" ઉમેરીને તે હોઠોઉપર લગાડવું.

# દાંત.

## દાંતનું દરદ.

(ટુઠ-એક=Tooth-ache).

**સબબ.**—દાંતમાં સળો લાગવાથી, બદહજમી થવાથી, ઇત્યાદિ કારણોથી દાંતમાં પુષ્કળ, નહીં ખમાયએવું દરદ થાયછે.

**ઈલાજો.**—દાંતમાં દરદ થાય તે અટકાવવાને ઘણાં ઇલાજોછે, જેમાંનાં મુખ્ય નીચે આપ્યાછે, જે અજમાવ્યાથી ઘણો ગુણ થશે.

અગરજો દાંતમાં છેદ પડયો હોય, અથવા તે માંહેથી પોકળ હોય, અને તેથી દાંતમાં દરદ થતું હોય, તો તેને નીચે જણાવેલા ઇલાજોથી પુરી નાખવો.

દાંતનાં છેદને, અથવા પોકળ દાંતને પુરવામાં જેજે વસ્તુઓ વાપરવામાં આવેછે, તેમાંની કેટલીક થોડાજ વખતમાં પાછી નિકળી જાયછે, અને કેટલીક લાંબા દહાડાસુધી જાથુક રેહેછે. આ વસ્તુઓ દાંતમાં પુરવાઅગાઉ દાંતનાં છેદને,

અથવા પોકળ દાંતને અણીવાળાં હથીઆરથી પેહેલાં કોતરીને સાફ કરવો, ત્યારપછી "સલફ્યુરીક ઇઠર," "આલકોહૉલ," અથવા કોઇપણ બીજા દારૂનાં તેજાબમાં મસતકી અથવા ચંદરૂસને પિગળાવી તે ગોળજેવું નરમ થાય, કે તેમાં રૂ બોળીને તે દાંતનાં ખાડામાં પુરવો, અને તે જો વાસ મારે, તો થોડેથોડે દહાડે બદલ્યા કરવો, અથવા *"ગટાપરચા"નાં નાહાના કટકાને "સ્પીરીટ"નાં દિવાની સખત ગરમી આપીને પિગળાવવો, અને તે ચિકણો તથા નરમ થાય, કે દાંતનાં ખાડામાં પુરવો, પણ તે પુરવાઅગાઉ દાંતનાં ખાડાને લુગડાંથી પેહેલે ખુબ નુછી કોરડો કરવો, કે જેથી "ગટાપરચા" સારીપઠે વળગી બેસે.

ગમેતો "ઑકસાઇડ આવ ઝીંક"ને, "સૉલ્યુશન આવ કલોરાઇડ આવ ઝીંક"માં મેળવીને ગોળજેવું નરમ બનાવીને તે દાંતનાં ખાડામાં પુરવું, અથવા

| | |
|---|---|
| સોનું .................... | ભાગ ૧ |
| રૂપું .................... | ભાગ ૩ |
| કલાઈ .................... | ભાગ ૨ |

આ સઘળાંને ગરમકરીને મેળવવું, અને માવાજેવું થાય, કે થંડું પાડી તેની ભુકી કરી પારામાં ખુબ મસળીને, તે મેળવણીને "સ્પીરીટ આવ વાઇન"થી બેત્રણવાર ધોવી, અને સાફ થાય, કે પાતળી સળીથી ધીમેધીમે દાંતનાં ખાડામાં મજબુત દાબીને બેસાડવી.

**આ દવામાં પારો ઘણો પસંદ કરવામાં આવતો નથી, કારણકે તે દાંતનો રંગ બગાડી નાખેછે.**

અગરજો દાંતમાં ઘણું દરદ થતું હોય, તો પ્રથમ નીચે જણાવેલા **૧૦ ઇલાજો**માંહેલો એક કરીનેપછી તે છેદ પુરી નાખવો.

**ઇલાજો ૧ લો.**—

| | |
|---|---|
| સ્પીરીટ આવ કલોરોફૉર્મ ...... | ડ્રામ ૧ |
| ટીંક્ચર આવ મર .......... | ડ્રામ ૧ |
| લૉડેનમ ............... | ડ્રામ ૨ |
| કેમફર .................. | ડ્રામ ૦।। |

આ સઘળાંને મેળવીને, તેમાં રૂ બોળી જે દાંત દુખતો હોય, તેમાં તે મુકવો, અથવા થોડી મસતકીને પાણીમાં ભેળીને તેમાં, અથવા "સ્પીરીટ આવ કેમફર"માં રૂ બોળીને તે દુખતા દાંતના ખાડામાં દાબવો, કે જેથી દુખાવો થતો નરમ પડશે. અથવા ૧ ભાગ "કારબૉલીક આસીડ" તથા ૨ ભાગ "મૅનથૉલ," અને ૧ ભાગ "ક્રોટૉન કલોરલ હાઇડ્રેટ" આ સઘળાંને મેળવીને તેમાં રૂ બોળીને મુકવો.

**ઇલાજ ૨ જો.**—

| | |
|---|---|
| લૉડેનમ ............... | ડ્રામ ૨ |
| ઑઇલ આવ કલોવ્ઝ ........ | ડ્રામ ૨ |

આ બંધેને મેળવીને, તેમાં રૂ બોળી તે દુખતા દાંતમાં મુકવો.

---

* દાંતનાં ખાડામાં પુરવામાટે આ જાતનાં "ગટાપરચા"નાં કટકાઓ તૈયાર વેચાતા મળેછે.

**ઈલાજ ૩ જો.**—કમોદનાં પાંદડાંનો રસ, તથા કપુર, આ બંધેને મેળવીને, તેમાં રૂ બોળી તે દુખતા દાંતમાં મુકવો.

**ઈલાજ ૪ થો.**—હાઇડ્રેટ આવ ક્લોરલ ........ ડ્રામ ૧
ટીંક્ચર આવ એકોનાઇટ ...... ડ્રામ ૦॥
ક્લોરોફૉર્મ ............... ડ્રામ ૦॥
સલફ્યુરીક ઇથર ........... ડ્રામ ૦॥
સ્પીરીટ આવ વાઇન........... ડ્રામ ૦॥
પાણી.................... ડ્રામ ૮

આ સઘળાંને મેળવીને, તેમાં રૂ બોળી તે દુખતા દાંતમાં મુકવો.

**ઈલાજ ૫ મો.**—કારબૉલીક આસીડ ડ્રામ ૧—હાઇડ્રેટ આવ ક્લોરલ ડ્રામ ૧—કમપાઉંડ ટીંક્ચર આવ કેમ્ફર ડ્રામ ૧—એક્સ્ટ્રેક્ટ આવ એકોનાઇટ ગ્રેન ૧૦ થી ૨૦—ઑઇલ આવ પેપરમીન્ટ ડ્રામ ૦॥.

આ સઘળાંને મેળવીને, તેમાં રૂ બોળી તે દુખતા દાંતમાં મુકવો.

**ઈલાજ ૬ ઠો.**—કારબૉલીક આસીડ.......... ડ્રામ ૧
ગ્લીસરાઇન .............. ડ્રામ ૬

આ બંધેને મેળવીને, તેમાં રૂ બોળી તે દુખતા દાંતમાં મુકવો.

**ઈલાજ ૭ મો.**—"સ્ટીપ્ટીક કૉલૉઇડ"માં રૂ બોળીને તે દુખતા દાંતમાં મુકવો.

**ઈલાજ ૮ મો.**—કૉલોડીયન................. ડ્રામ ૧
કારબૉલીક આસીડ........... ડ્રામ ૨

આ બંધેને મેળવીને, તેનો જાડો થરો રેહે તે દુખતા દાંતઉપર લગાડવો.

**ઈલાજો ૯ માં.**—ક્રીઓસોટ ડ્રામ ૦॥—ઑલ વૉલેટાઇલ ડ્રામ ૦॥—ટીંક્ચર આવ મર ડ્રામ ૦॥.

આ સઘળાંને મેળવીને, તેમાં રૂ બોળી તે દુખતા દાંતમાં મુકવો.

અથવા કેમ્ફર ...................... ગ્રેન ૫
હાઇડ્રેટ આવ ક્લોરલ.............. ગ્રેન ૫
હાઇડ્રોક્લોરેટ આવ કૉકેન .......... ગ્રેન ૦॥

આ સઘળાંને મેળવીને તેમાંથી થોડો ભાગ લેઈને તેમાં રૂ બોળી તે દુખતા દાંતમાં મુકવો—અને થુક આવે તે થુકયા કરવી.

**ઈલાજ ૧૦ મો.**—બાઈ કારબૉનેટ આવ સોડા .. ડ્રામ ૦॥
પાણી................ આઉંસ ૧

આ બંધેને મેળવીને, તેમાં રૂ બોળી તે દુખતા દાંતમાં મુકવો.

અગરજો દુખતો દાંત ઘણો હાલતો હોય, તો ચિમટામાં પકડીને તે તોડી પાડવો, અને ત્યારપછી જો દરદ ઘણું થાય, તો નીચે જણાવેલા **૫ ઈલાજો**-માંહેથી ગમેતે એક ઈલાજમાંહેલી દવા પાડેલા દાંતનાં ખાડામાં લગાડવી.

**ઈલાજ ૧ લો.**—કારબૉલીક આસીડ ........ ડ્રામ ૧
સૉલ્યુશન આવ પૉટાશ..... ડ્રામ ૧
પાણી................ આઉંસ ૧

આ સઘળાંને મેળવીને તે લગાડવું.

**ઈલાજ ૨ જો.**—૧ ડ્રામ "ટેનીક આસીડ," તથા ૧૫ ગ્રેન "મેસ્ટીક," આ બંધેને મેળવીને તે લગાડવું.

**ઈલાજ ૩ જો.**—સ્પીરીટ આવ લેવેન્ડર...... } સરખે ભાગે.
સાલ વૉલેટાઈલ ........ }
લૉડેનમ .............. }

આ સઘળાંને મેળવીને તે લગાડવું.

**ઈલાજ ૪ થો.**—ક્લોરોફૉર્મ ડ્રામ ૧—ટીંક્ચર આવ ઓપીયમ ડ્રામ ૧—સ્પીરીટ આવ કેમફર ડ્રામ ૧—ઑઈલ આવ કેજુપટ ડ્રામ ૧—ઑઈલ આવ ક્લોવ્ઝ ડ્રામ ૧.

આ સઘળાંને મેળવીને તે લગાડવું.

**ઈલાજ ૫ મો.**—ક્રીઓસોટ .............. ભાગ ૩
કૉલોડીયન .............. ભાગ ૨

આ બંધેને મેળવીને તે લગાડવું.

---

## દાંતનું કોહોવું.

**(ટીઠ ડીકેડ=Teeth Decayed.)**

**સબબ.**—હંમેશાં ઘણો તંબાકું, તથા ઘણાં પાનસોપારી ખાવાની ટેવ રાખ્યાથી દાંતોઉપર આ વસ્તુઓનો મેલ બંધાઇને તેઓ કોહી જાયછે, અથવા દાંતોનીવચ્ચે કાંઇપણ ખોરાક, જેવોકે ગોસનાં સાકાઓ, ઇત્યાદિ બરાબર સાફ નહી થવાથી, અને તે આખી રાત દાંતોમાં રેહેવાથી કોહેછે, અને તેથી મોંહમાં એક જાતનો ખટાસ ઉત્પન્ન થાયછે, જે દાંતોઉપર લાગુ પડવાથી દાંતનાં *ચુનાવાળા ઉજળા, તથા સુમારી પોપડીવાળા ચળકતા ભાગને કોહોવાડીને બગાડી નાખેછે.

**ઈલાજો.**—દાંતોને કોહોતા અટકાવવામાંટે થોડો "કારબૉનેટ આવ સોડા," પાણીમાં હોહવીને તેથી રાત્રે ખાણું ખાધાપછી સુતી વેળા કોગલા કરવા, જેથી દાંતો કોહોતા અટકશે, અને માત્ર એટલી સાધારણ સંભાળ લેવાથી દાંતનાં વૈધનું હમણાંનાંજેટલું કામ પડશે નહીં. અગરજો આ કોગલાના દવામાં સોરમ જોઇતો હોય, તો માંહે થોડો કપુરનો ભુકો નાંખવો.

અગરજો દાંતનાં કોહોવાથી દરદ થતું હોય, તો "નાઇટ્રેટ આવ સીલવર" કોહેલા દાંતની સપાટીઉપર લગાડવાથી દરદ તદન નરમ પડી જશે.

અકલગરાનાં ઝાડનાં ફુલ ચીરીને દુખતા દાંતઉપર દાબવાં, જેથી દરદ નરમ પડશે.

---

* આ ભાગને અંગ્રેજીમાં "એનિમલ" (Enamel) કરી કેહેછે.

સુંઠ, ફટકી, અને અકલગરો, આ ત્રણે સરખે ભાગે લેવાં, અને તેનો ઝીણો ભુકો કરી તે સઘળાંને મેળવવો, અને દુખતા દાંતોમાં તે મુકવો, પણ થુક બાહાર થુકયા કરવી.

અરીઠાનાં ઠળીઆનો ગર, તથા તેનીઉપરનું પડ, આ બંધેને પાણીમાં ભિંજવીને તે દુખતા દાંતોમાં રાખવું, પણ થુક બાહાર થુકયા કરવી.

દાંત વધારે કોહે નહીં, એટલામાંટે એવાં માણસે મિઠી તથા ખાટી વસ્તુઓ ખાવી નહીં, ઘણી ગરમ ચા અથવા બરફનું ઘણું થંડું પાણી પીવું નહીં, દાંતને છરીનાં પાનાએ, ટાંચણી, અથવા એવાંજ બીજાં હરકોઇ અણીવાળાં હથીઆરે કોતરવા નહીં, ખાણું ખાધાપછી દાંતમાં કાંઇપણ ખોરાકની રજકણ ભરાઇ નહીં રેહે, માંટે હંમેશાં જમી રહ્યાપછી ગરમ પાણીથી કોગલા કરવા.

---

## ઢીલા દાંત.

(ટીઠ લુસ=Teeth Loose.)

દાંતો હાલતા હોય, તો તેઓને એકદમ તોડી પાડવા નહીં જોઇએ, કારણ કે ઘણી વેળા તેઓનાં ઇલાજો કર્યાથી તેઓ પાછા મજબુત થાયછે.

**ઈલાજો.**—દાંતનાં ખાડામાં હાલતા દાંતને અંગુઠાથી મજબુત દાબી પકડવો, અને તે પોતાની જગ્યાએ બરાબર બેસે, એટલામાંટે તેને થડમાંથી તારવડે, અથવા રેશમની ઝીણીં, મજબુત દોરીવડે બાંધવો, અને થોડો વખતસુધી એવા ધણીએ પાણીજેવો પ્રવાહી ખોરાક લેવો.

અગરજો દાંતઉપર મેલ બંધાવાથી તેઓ ઢીલા પડી ગયા હોય, તો તે મેલ હથીઆરવડે કાહાડી નાખી દાંતને સાફ કરવા, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી ૧ ચમચીજેટલું, ૧ ગ્લાસ પાણીમાં નાખીને તેથી કોગલા કરવા.

બોરેક્સ ડ્રામ ૧—એલમ ડ્રામ ૧—સ્પીરીટ આવ કેમ્ફર આઉંસ ૧—ટીંક્ચર આવ મર આઉંસ ૧—ટીંક્ચર આવ રેટેની આઉંસ ૨—પાણી આઉંસ ૪.

---

## દાંતનાં પારાનું સુજવું.

(ગમ-બૉઈલ=Gum-Boil.)

**ઈલાજો.**—અગરજો દાંતનાં પારા સુજી આવ્યા હોય, તો ૨ ડ્રામ "ઑઇલ આવ રોઝમેરી," તથા ૧ ડ્રામ "ગાલબેનમ," આ બંધેને મેળવીને તે પારા ઉપર લગાડવું.

અગરજો પારા સુજી આવ્યાથી દાંત ઘણાં દુખતા હોય, તો "ટીંકચર આવ ઓપીયમ"માં, "કલોરોફૉર્મ" ભેળીને, તેમાં રૂ બોળી તે પારાઉપર મુકવો; ગાલ ઉપર રાઇ મુકવી, "લૉડેનમ" ચોપડવું, ખસખસના પોસનો, અથવા "કેમૉમાઇલ"નાં ફુલોનો વારંવાર ગરમ સેક કરવો.

અગરજો ઉપર જણાવેલા ઇલાજોથી ગુણ નહીંજ થાય, અને તેઓમાં પરૂ બંધાય, તો છેવટે તેમને ડાકટરપાસે ચીરાવવા, તથા ૪ ડ્રામ "ટીંકચર આવ

ગૉલ્સ," અને ૪ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી, અથવા ૩૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," ગુલાબ, અને ૨ આઉંસ પાણી, આ ત્રણેને મેળવીને તેથી કોગલા કરવા. છેલ્લે હાલતા દાંતને કાહાડી નખાવવો.

---

## દાંતનાં મંજન.

(ટુઠ-પાઉડર=Tooth-Powder.)

દાંત સાફ રાખવામાંટે થોડાક ઉપયોગી નુસખાઓ નીચે જણાવ્યાછે. આ નુસખાઓમાંહેલી વસ્તુઓને સારીપઠે ઝીણી વાટીને તેથી દાંતને સાફ કરવા.

**નુસખો ૧ લો.**—ચાક (સોજ્જો) તોલા ૬—હિરાબોળ તોલો ૧—કપુર તોલો ૦॥।—કાથો તોલો ૧.

**નુસખો ૨ જો.**—મઝુતફી દ્રામ ૨—કપુર દ્રામ ૨—જાવંત્રીનો ભુકો દ્રામ ૨—ચાક (સોજ્જો) આઉંસ ૨.

**નુસખો ૩ જો.**—રેડ સીન્કોના બાર્કનો ભુકો આઉંસ ૦॥—હિરાબોળનો ભુકો આઉંસ ૦॥—કોયલાનો ભુકો આઉંસ ૩—લવંગ દ્રામ ૧.

**નુસખો ૪ થો.**—લમ્પ શુગર આઉંસ ૧—કોયલો આઉંસ ૧—રેડ સીન્કોના બાર્ક આઉંસ ૦॥—ક્રીમ આવ ટારટર આઉંસ ૦।—તજ દ્રામ ૦॥.

**નુસખો ૫ મો.**—કપુર આઉંસ ૧—ચાક (સોજ્જો) આઉંસ ૪—કોયલો આઉંસ ૪—ગુલાબનું અત્તર ટીપાં ૪.

**નુસખો ૬ ઠો.**—કસ્તુરી, અગર, લવંગ સરખે ભાગે.

**નુસખો ૭ મો.**—ઑરીસ રૂટ આઉંસ ૩—કટલ-ફીશ પાઉડર આઉંસ ૫—રોઝ પીન્ક આઉંસ ૫—ચાક આઉંસ ૧૨.

**ચેતવણી.—અગરજો *દાંત સાફ કરવાનાં "બ્રશ"થી દાંત સાફ કરવાની ટેવ હોય, તો તે ઘણો કઠણ વાપરવો નહીં, કારણકે તેથી દાંતને અને પારાઓને નુકસાન થાયછે. તેનાંકરતાં આંગળાંવડે દાતણ કરવું વધારે સારૂંછે.**

---

# દાંતનાં પારાઓનું સુજી આવવું, તથા તેઓમાંથી લોહીનું જવું.

(સ્કર્વી=Scurvy.)

**નીશાની.**—દાંતનાં પારાઓ સુજી આવેછે, પોચા થાયછે, તેઓનો રંગ રાતો અથવા જાંબુરો હોયછે, દાંતોનીઆસપાસની જગ્યા બાહાર નિકળી આવેછે, અને તેઓઉપર જરાપણ દબાણ થવાથી તેઓમાંથી લોહી વેહેયા કરેછે. બિમારનું મોહોડું ફિક્કા રંગનું દેખાયછે, તે ઘણું સુસ્ત રેહેછે, નબળાઇ થાયછે, કામકાજ કરવા ગમતું નથી, શ્વાસ વાસ મારેછે, છાતીનો ધબકારો જોરમાં ચાલેછે,

---

* "ટુઠ-બ્રશ" (Tooth-Brush).

પગો, મુખ્યકરીને ઘુંટણો આગળથી કઠણ લાકડાંજેવા જડ થઇ જાયછે, તેઓ સુજી આવેછે, અને કોઇવેળા તેઓમાં ચાઠાં પડેછે.

**સબબ.**—આ દરદ ઘણુંકરીને જેઓનો ધંધો જળપર્યટન કરવાનો હોવાથી પોતાનો ઘણોખરો વખત દરીઆમાં કાહાડેછે, તેઓને સારો અને તાજો ખોરાક નહીં મળવાથી તેઓનું લોહી બગડીને મથાળે જણાવેલું દરદ થાયછે. સ્વભાવિકછે, કે માણસની સુખાકારી જાળવવામાંટે તાજું ગોસ, દુધ, તરકારી, તથા લીલો મેવો ઘણો અગત્યનોછે, પણ જ્યારે એ વસ્તુઓ જેટલી જોઇએતેટલી તાજી વાહાણોમાં રેહી શકતી નથી, ત્યારે માત્ર આથેલું ગોસ, ઘણાં દાહાડાનાં વાસી પટેટા, અથવા કોઇ વાસી તરકારી રાખવામાં આવેછે, અને એ જાતનો લાંબા દહાડાનો, આથેલો, નઠારો ખોરાક ખાધાથી લોહી બગડીને આ દરદ થાયછે. વળી એવીજ જાતનો ખોરાક ભોંયઉપર રેહેનારાઓએ ખાધાથી, તેઓને પણ આ દરદ થાયછે.

**ઈલાજો ૧ લો.**—તાજી તરકારી, જેવીકે કોબી, વટાણા, સલગમ, ભિંડા, દુધી, તથા લીલો મેવો, જેવોકે મોસંબી, મિઠાં લીંબુ, ખાટાં લીંબુ, લીલી દરાખ, વગેરે ખાધામાં લેવું. ખાણાંસાથે "રમ" પીવો, ખાટાં લીંબુનો રસ ખાણાંસાથે ખાવો. તાજું ગોસ, તથા દુધ ખોરાકમાં લેવું. સુકી માછલી, વાસી ગોસ, વેલાતી પનીર, આથેલું ગોસ, વગેરે ખોરાક, કે જેમાં નિમકનો ભાગ વધારે આવેછે, તે બિલકુલ ખાવો નહીં. અગરજો ઉપર જણાવેલો ખોરાક માત્ર ખાધો હોય, તો આ દરદ ઘણુંકરીને વગર દવાએ સાજું થાયછે.

**ઈલાજ ૨ જો.**—લેમન જ્યુસ આઉંસ ૧॥ થી ૨—સીરપ આઉંસ ૧—નાઇટ્રેટ આવ પૉટાશ અથવા ક્લોરેટ આવ પૉટાશ ગ્રેન ૧૫—ટીંક્ચર આવ ઑરેન્જ ડ્રામ ૨—પાણી આઉંસ ૨.

આ સઘળાંને મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર, ઘણાં દહાડાસુધી ચાલુ પીવો.

**ઈલાજ ૩ જો.**—સાઇટ્રેટ આવ પૉટાશ.......... ડ્રામ ૧
પાણી.................... આઉંસ ૬

આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું, તથા તે થોડા દહાડાસુધી ચાલુ રાખવું.

**ઈલાજ ૪ થો.**—અગરજો પગમાં ઘણાં ચસકા મારતા હોય, અને દરદ ઘણું જોરમાં હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૧ થી ૨ આઉંસ જેટલી, દહાડામાં ત્રણવાર, પંદરથી વીસ દહાડાસુધી પીવી.

લૉડેનમ ડ્રામ ૨—સીન્કો બાર્કની ભુકી ડ્રામ ૬—લેમન જ્યુસ આઉંસ ૬—ડીકૉક્શન આવ સીન્કોના આઉંસ ૧૨—ઉંબકનો દારૂ આઉંસ ૬—સાકર આઉંસ ૬.

**ઇલાજ ૫ મો.**—અગરજો ખાટાં લીંબુ નહીં મળી શકતાં હોય, તો ૧ બાટલી સોજો સેરડીનો સરકો, તથા ૩ આઉંસ સુરોખાર, આ બંધેને મેળવીને, ૧ ચમચો ભરી, દહાડામાં ત્રણવાર, પાણીમાં ભેળીને પીવું.

**ઈલાજો ૬ ઠા.**—અગરજો નબળાઇ ઘણી હોય, તો પેહેલાં એરંડીયાં તેલનો એક હલકો જુલાબ લેવો અને તેને બીજે દિવસથી નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ૭ ભાગો કરી, અકેકો ભાગ, દહાડામાં બેથી ત્રણવાર પીવો.

| | | | |
|---|---|---|---|
| સીરપ આવ ઑરેન્જ પીલ..... | આઉંસ ૧ | કારબૉનેટ આવ એમોનીયા. | ગ્રેન ૩૦ |
| કમપાઉંડ ટીંક્ચર આવ સીન્કોના. | આઉંસ ૧ | ઇનફ્યુઝન આવ સીન્કોના. | આઉંસ ૬ |

અગરજો રાત્રે દરદ ઘણું થતું હોય, તો ૧૦ ગ્રેન "ડોવર્સ પાઉડર," પાણીસાથે ફાકવું.

અગરજો દાંતનાં પારાઓ સુજેલા તથા પોચા હોય, અને તેઓમાંથી લોહી જતું હોય, તો નીચે જણાવેલા **ઈલાજો ૭ થી ૧૦** માં મધેથી ગમેતે એક ઇલાજ અજમાવવો.

**ઈલાજ ૭ મો.**—ફટકી દ્રામ ૧॥—મધ દ્રામ ૨—ગુલાબનાં ફુલનો ઉકાળો આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને તેથી કોગલા કરવા.

**ઈલાજ ૮ મો.**—

| | |
|---|---|
| ટીંક્ચર આવ મર .......... | આઉંસ ૧॥ |
| મ્યુરીએટીક આસીડ .......... | ટીપાં ૧૫ |
| ઇનફ્યુઝન આવ સીન્કોના........ | આઉંસ ૬ |

આ સઘળાંને મેળવીને તેથી કોગલા કરવા.

**ઈલાજ ૯ મો.**—૨ દ્રામ ટંકણખારને, ૬ આઉંસ પાણીમાં મેળવીને તેથી કોગલા કરવા.

**ઈલાજ ૧૦ મો.**—બાવળની છાલ, તથા હરડાંબેહેડાં, આ સઘળાંને પાણીમાં ઉકાળીને, તેમાંથી અર્ધી બાટલીજેટલું લઇ, તેમાં ૩ દ્રામ "ક્લોરેટ આવ પૉટાશ" નાખીને તેથી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેથી કોગલા કરવા.

ટેનીક આસીડ દ્રામ ૧—ટીંક્ચર આવ મર દ્રામ ૪—પાણી આઉંસ ૮.

---

# ગળું.

## ગળાંનો સાદો વરમ.

(**કુઈન્સી, ઑર ઈનફ્લેમેટરી સૉર થ્રોટ**=Quinsy, or Inflammatory Sore Throat.

**નીશાની.**—ગળાંનાં માંહેનાં ભાગો વરમથી દુખેછે, એંચાઇ આવેછે, તથા સુજી આવેછે. વરમની જગ્યા મુખ્યકરીને જીભનીપછવાડેનો ભાગ, જેને "નાહાની જીભ" કરી કેહેછે તે, નરમ તાળુ, તથા જીભની બંધે બાજુની બે *ગાંઠો હોયછે. અગરજો ચમચાથી, અથવા હાથનાં આંગળાંવડે જીભ દાબી

* "ટૉનસીલ્સ" (Tonsils.)

જોઇ હોય, તો તેનાં છેડાનીઆસપાસની બે ગાંઠો સુજેલી, તથા ઘણી રાતી થયેલી લાગેછે, ગળાંમાં દુખાવો થાયછે, અને કાંઇપણ વસ્તુ ગળતી વેળા તેમાં દુખાવો થતો જણાયછે.

**સબબ.**—ગળાંને થંડી લાગવાથી આપ્રમાણે દુખાવો થાયછે.

**ઈલાજ ૧ લો.**—પોહોળાં મોહોડાંનાં વાસણમાં ખખળતું પાણી, તથા થોડો સરકો નાખીને મોંહની માહેનાં ભાગમાં તેનો બાફ લેવો.

**ઈલાજો ૨ જો.**—પ્રથમ ગળાંઉપર "એક્સટ્રેક્ટ આવ બેલેડોના" ચોપડીને, તેઉપર ગરમ પાણીનો, ખસખસનાં પોસનો, અથવા અલસીનાં આટાનો સેક કરવો.

**ઈલાજ ૩ જો.**—પેહેલાં "ઑઇલ આવ ટરપીનટાઇન" ગળાંઉપર ચોપડવું, અને ત્યારપછી ગરમ પાણીમાં વાદળાનો કટકો બોળીને, તે નિચોવી નાખી તે ગળાંઉપર બાંધવો.

**ગળાંઉપર "બ્લીસ્ટર" મુકવાથી ઘણો ગુણ થતો નથી.**

**ઈલાજો ૪ થા.**—ગળાંઉપર રાઇની આગળી બનાવીને તે મુકવી, અથવા પેહેલાં "સૉલ્યુશન આવ એમોનીયા," અથવા "સાલ વૉલેટાઇલ" ચોપડીને તેઉપર ગરમ સેક કરવો, તથા સઘળો વખત ગળાંઉપર "ફલાનેલ" નું કપડું લપેટી રાખવું. ગરમ દુધ અને પાણી, આબંવેને મેળવીને તેથી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેથી કોગલા કરવા.

ટંકણખાર ડ્રામ ૩—અથવા ક્લોરેટ આવ પૉટાશ ડ્રામ ૨—ફટકી ડ્રામ ૨—પાણી આઉંસ ૮.

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેથી કોગલા કરવા.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ મર.............. | ડ્રામ | ૮ |
| નાઇટ્રેટ આવ પૉટાશ............ | ડ્રામ | ૩ |
| ઇનફ્યુઝન આવ સીન્કોના બાર્ક .... | આઉંસ | ૭ |

**ઈલાજો ૫ માં.**—અગરજો ગળાંમાં દુખાવો ઘણો થતો હોય, તો **ઈલાજો ૪ થા**માં જણાવેલી કોગલા કરવાની દવાઓમાં ૨ ડ્રામ "લૉડેનમ" ઉમેરીને તેથી કોગલા કરવા. ઘણીવેળા બરફનો ટુકડો મોંહમાં રાખીને ચુસ્યા કરવાથી ઘણો ગુણ થાયછે. અગરજો બરફ ઘણોવાર અથવા વારંવાર મોંહમાં રાખવાથી થંડી કળ લાગે, તો સુરોખાર, અથવા જેઠીમધની લાકડી મોંહમાં રાખીને ચુસ્યા કરવી, અને તેની થુક ગળી જવી. કળ લાગતી નરમ પડે, કે પાછો બરફનો ટુકડો મોંહમાં રાખીને ચુસ્યા કરવો.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજો ૬ ઠા.**— | ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ .... | ડ્રામ | ૧ |
| | હની.................. | આઉંસ | ૧ |
| | આસીડ ઇનફ્યુઝન આવ રોઝીઝ.. | આઉંસ | ૧ |
| | ઇનફ્યુઝન આવ સીન્કોના બાર્ક.... | આઉંસ | ૬ |

આ સઘળાંમાં થોડો "પોર્ટ વાઇન" ઉમેરીને તેથી કોગલા કરવા.

પીવાની દવાતરીકે પેહેલે દિવસે "એપસમ સૉલ્ટ" તથા સુનામખીનાં ઉકાળાનો જુલાબ લેવો, અને બીજે દિવસે પુષ્કલ પરશેવો પડે એવી દવા પીવી, જેવીકે નીચે જણાવ્યાપ્રમાણે દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી, અને જ્યાંસુધી પુષ્કળ પરશેવો છુટે, ત્યાંસુધી બેથી ચાર દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| સેલીસીલીક આસીડ................ | ગ્રેન | ૮૦ |
| સૉલ્યુશન આવ એસેટિટ આવ એમોનીયા.. | આઉંસ | ૧ |
| સીરપ આવ રેઝીઝ .............. | આઉંસ | ૧ |
| પાણી ...................... | આઉંસ | ૪ |

**ઈલાજ ૭ મો.**—ાા ડ્રામ "વાઇન આવ એન્ટીમની," પાણીમાં ભેળીને, દર ચાર કલાકે પીવું, અને ૧૦ ગ્રેન "ડોવર્સ પાઉડર"નું એક પડીકું કરીને તે રાત્રે સુતીવેળા ફાકવું, તથા ગરમ પાણીમાં રાઇ નાખીને તેમાં બિમારે પોતાનાં હાથપગો દશથી પંદર મીનીટસુધી બોળી રાખવા.

**ઈલાજ ૮ મો.**—અગરજો ઉપર જણાવેલા ઇલાજો કરવાપછી દરદ સાજું થવા માંડે, પણ બિમારને ઘણી નબળાઇ થયેલી જણાય, તો ૨૦ ગ્રેન "કૉરબાનેટ આવ એમોનીયા," તથા ૬ આઉંસ " ઇનફ્યુઝન આવ સીન્કોના બાર્ક," આ બંધેને મેળવીને, દહાડામાં ચારવાર પીવું, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવું.

**ઈલાજ ૯ મો.**—અગરજો જીભનીઆસપાસની ગાંઠો પાકે, અને તેઓમાં પરૂં થાય, તો તે નસ્તરવડે ચીરવાનેબદલે પોતાનીમેળે ફુટવા દેવી, અને ફુટવાપછી ઉપર જણાવેલા ઇલાજોમાંહેથી ગમેતે એક ઇલાજમાં જણાવ્યાપ્રમાણે દવાનાં કોગલા કરવા. પણ જો તે પોતાનીમેળે નહીંજ ફુટે, તોજ નસ્તરવડે જરા ચીરીને પરૂં કાહાડવું, અને ૧ આઉંસ "સૉલ્યુશન આવ કલોરીનેટેડ સોડા," તથા ૧૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી કોગલા કરવા.

**ઈલાજ ૧૦ મો.**—થોડાં "સેઝ" (sage) નાં પાંદડાં, ૨ ચમચા નિમક, ૪ ચમચા સરકો, ૧ ચમચી મરચાંનો ભુકો, આ ચારેને એક વાસણમાં નાખી તેમાં ૧૫ થી ૨૦ આઉંસ ખદખદતું પાણી નાખીને તેને મજબુત ઢાંકી રાખવું. આસરે અર્ધો કલાક આપ્રમાણે ઢાંકી રાખ્યાપછી તે સઘળાંને ઝીણાં કપડાંમાંથી ગાળી કાહાડી તેથી કોગલા કરવા.

ખોરાકમાં સેરવો, દુધ, ઇત્યાદિ પ્રવાહી વસ્તુ લેવી, પણ કઠણ ખોરાક ખાવો નહીં.

---

## ગળામાંથી લોહીનું પડવું.

**(બ્લીડીંગ ફ્રૉમ ધ થ્રોટ**=Bleeding from the Throat.)

**ઈલાજ.**—

| | | | |
|---|---|---|---|
| એકસ્ટ્રેકટ આવ રેટેની. | ગ્રેન ૬૦ | વીનીગર .......... | આઉંસ ૧ |
| ટેનીક આસીડ.... | ગ્રેન ૨૦ | પાણી ............ | આઉંસ ૭ |

આ સઘળાંને મેળવીને તેથી કોગલા કરવા.

## ગળાંનું બેસી જવું.

(હોર્સનેસ=Hoarseness.)

**સબબ.**—ગળું ખુલ્લું રેહેવાથી, તેને થંડી લાગ્યાથી, અથવા ઘણોવાર મોટે સાદે બોલવાથી અથવા ગાવાથી ગળું બેસી જાયછે, અને બોલાતું નથી. કોઈવાર ચમકવાળાં બિમારને પણ આપ્રમાણે ગળું બેસી જાયછે.

**ઈલાજો ૧ લો.**—સરકો ગરમ કરીને, અથવા ખખલતાં પાણીમાં થોહો સેરડીનો જલ્લદ સરકો નાખીને તેનો બાફ શ્વાસમાં લેવો, અથવા સુરોખારનો કટકો મોંહમાં રાખીને તે ચુસ્યા કરવો.

**ઈલાજો ૨ જો.**—ભિંડીનાં ઝાડનાં પાંદડાંને પાણીમાં ઉકાળીને તેનો બાફ, અથવા "સ્પીરીટ આવ નાઈટ્રસ ઈઠર,"નો વાસ શ્વાસમાં લેવો. ગમેતો ાા થી ૧ ચમચી "સ્પીરીટ આવ નાઈટ્રસ ઈઠર," દહાડામાં ત્રણવાર, પાણીમાં નાખીને તે પીવું.

**ઈલાજો ૩ જો.**—પરશેવો પડે એટલામાટે ગરમ ચા અથવા કાફી પીવી, તથા ૧૦ ગ્રેન "ડોવર્સ પાઉડર"નું એક પડીકું કરીને તે રાત્રે સુતીવેળા ફાકવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઈનગ્લાસ ભરી, જયાંસુધી પુષ્કળ પરશેવો છુટે, અને ગળું ઉપડે, ત્યાંસુધી દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| સેલીસીન .................... | ડ્રામ | ૧ |
| સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા.... | આઉંસ | ૧ાા |
| કેમફર વૉટર.................... | આઉંસ | ૬ |

**ઈલાજ ૪ થો.**—બિમારે પોતાનાં સઘળાં લુગડાં ઉતારીને આખા શરીરની આસપાસ ગરમ જાડી ધાબળી વિંટાળવી, અને એક ખુરસીઉપર બેસીને જયાંસુધી પુષ્કળ પરશેવો છુટે, ત્યાંસુધી ગરમ પાણીનો બાફ લેવો.

**ઈલાજો ૫ મો.**—સુંઠનો ગાંઠીઓ, ટંકણખાર, અથવા કાથો મોંહમાં રાખી ચુસવો, અથવા કાળાં મરી, અને દાડમની છાલ, આ બંધેને પાણીમાં ઉકાળીને તેથી કોગલા કરવા.

**ઈલાજ ૬ ઠો.**—૨ ડ્રામ રાતાં સુકાં મરચાનાં ભુકાને, ૨૦ આઉંસ પાણીમાં નાખીને, જયાંસુધી એક જોસ આવે, ત્યાંસુધી ઉકાળવો, અને ત્યારપછી તે થંડું પડે કે તેમાં ાા બાટલી સરકો, તથા ૧ ચમચી નિમક ઉમેરીને તેથી કોગલા કરવા.

**ઈલાજો ૭ મો.**—૨ ડ્રામ ફટકી, ૧ ડ્રામ "ટેનીક આસીડ," ૨ ડ્રામ હિરાબોળ, ૩ ડ્રામ સુરોખાર, અથવા ાા ડ્રામ "નાઈટ્રો મ્યુરીએટીક આસીડ," આ પાંચમાંથી ગમેતે એક ૬ આઉંસ પાણીમાં પિગળાવીને તેથી કોગલા કરવા, અથવા નીચે જણાવેલી દવાઓનો બાફ શ્વાસમાં લેવો.

| | | |
|---|---|---|
| ઑઈલ આવ ટરપીનટાઈન ........... | આઉંસ | ૧ |
| હાઈડ્રોસાએનીક આસીડ ........... | મીનીમ | ૧૦ |
| ખખલતું પાણી ................. | આઉંસ | ૮ |

**ઈલાજો ૮ માં.**—અગરજો નબળા બાંધાવાળી સ્ત્રીનું ગળું બેસી ગયું હોય, તો ૩ ડ્રામ "ડાઈલ્યુટેડ હાઈડ્રોક્લોરીક આસીડ," અથવા ૨ ડ્રામ ટંકણખાર, તથા ૧ આઉંસ "ટીંકચર આવ મર," આ બંધેને ૮ આઉંસ પાણીમાં મેળવીને તેથી કોગલા કરવા, અથવા ૨ ડ્રામ ફટકી, ૨૦ ગ્રેન "ટેનીક આસીડ," અથવા ૨ ડ્રામ "લૉડેનમ," આ ત્રણમાંથી ગમેતે એક, તથા ૧ ડ્રામ "ટીંકચર આવ બેલેડોના," અથવા ૬ ડ્રામ "સૉલ્યુશન આવ ક્લોરીનેટેડ સોડા," આ બેમાંથી ગમેતે એક મેળવીને, તેમાં ૮ આઉંસ "કેમ્ફર વૉટર" ઉમેરીને તેથી કોગલા કર્યાથી ઘણો ગુણ થશે.

ઘણી વખતે ખરાબ જાતનો સરકમ તથા ખાંસી તથા હાંફણ થઈ આવવાથી, તથા કોઈબી કારણને લીધે એકાએક ધાસ્તી પડવાથી, અથવા લકવો થવાથી સાદ તદનજ બેસી જાયછે અને દરદીને ઈસારતથી કામ લેવું પડેછે. એ દર્દને ઈંગ્રેજીમાં "ઍફોનીઆ" કરી કહેછે.

અગરજો સરકમ, ખાંસી, તથા હાંફણથી સાદ તદન બેસી ગયો હોયતો, ૨ આઉંસ ખખલતાં પાણીમાં, ૦॥ ડ્રામ "સલફેટ આવ ઝીંક" મેળવીને તેનો બાફ મ્હોડું ખુલ્લું રાખીને લેવો, અથવા ૩૦ ગ્રેન "બેનઝોએટ આવ સોડા," તથા ૩૦ ગ્રેન "નાઈટ્રેટ આવ પૉટાશ," એ બેઉ મેળવીને તેના ત્રણ પડીકાં બનાવી, એકેકું પડીકું દહાડામાં ત્રણ વખત મોટી ઉમરના બિમારે પાણીમાં ફાકવું. અથવા, ચોખ્ખાં લોબાનનાં ફુલ, અંગાર ઉપર મેળી તેનો ધુમાડો દમમાં લેવો, અથવા ખાણા સાથ ખાવાનું મીઠાનો કકડો, મ્હોડામાં રાખીને ચુસ્યા કરવો. અગર જો ચમકથી સાદ બેસી જાય, તો તે બાબદ જોઈને તે માફક ઈલાજ કરવો.

અગર જો લકવાથી સાદ બેસે, તો ૩ આઉંસ "સીરપ આવ પ્રૂન," તથા ૦॥ આઉંસ "ક્લોરાઈડ આવ એમોનીયમ," તથા ૨ ડ્રામ "ટીંકચર આવ નકસ વૉમીકા," આ સઘળાને મેળવીને મોટી ઉમરવાળાંએ એક ચમચી ભરી, દહાડામાં ત્રણ વખત પાણીમાં પીવું.

અગરજો ઠંડીથી સાદ બેશે, તો "ક્લોરાઈડ આવ એમૉનીયમ," તથા "કારબોનેટ આવ પૉટાશ," એ દરએકને છુટું છુટું સરખે ભાગે લેઈને પાંણીમાં પીંગળાવવું પછી તે બેઉને આસ્તે આસ્તે સાથે મેળવતાં જવું, જેથી તેમાંથી "એમોનાએકલ વેપર" યાને "એમોનીયા" નો બાફ નીકળશે તે દરદીએ દમમાં લેવો.

**બાહેરના ઈલાજો.**—ગળાં ઉપર રાઈ મુકવી, અથવા "સૉલ્યુનશ આવ આઇયોડાઇન," અથવા "બ્લીસટરીંગ લીકવીડ" ગળાં ઉપર લગાડવું. હવામાં ફરવું પડેતો ગળાં ઉપર ગરમ કપડું બાંધેલું રાખવું.

અગરજો ચોકસ મુદતે સાદ બેસી જતો હોય, તો તેવા બિમારે તેને તાવ લાગુ પડયોછે, એમ સમજીને, "સલફેટ આવ કુઇનીયા" ખાધામાં લેવું.

---

## ગળાંનો નઠારી જાતનો વરમ.

*( ડીફ્ઠીરીઆ=Diphtheria.)

**નીશાની.**—ગળાંનીપછવાડેનાં ભાગો, જેવાકે જીભનીપાછળની ગાંઠો, શ્વાસ લેવાની નળીનીઉપરનો ભાગ, પોચાં તાળવાં, "નાહાની જીભ," તથા ખોરાક ઉતારવાની નળીનીઉપરનાં ભાગોમાં વરમ થઈને તેઓઉપર ચામડાંનાં જેવું ચિકટ પડ બંધાયછે. એવીવેળા પેહેલાં તાવ આવેછે, ગળું સુજેછે, ત્યારપછી જીભની બંધે બાજુની બે ગાંઠોઉપર રાખનાં રંગનો એક ડાઘ દેખાયછે, જે ધીમેધીમે વધીને પોચાં તાળવાં, તથા "નાહાની જીભ"ઉપર આવેછે, અને ત્યારપછી તેઓઉપર ચામડાંનાંજેવું એક ચિકટ પડ બંધાયછે. અગરજો આ જાતનું પડ ખોરાક ઉતારવાની નળીનાં ઉપલા ભાગઉપર થાયછે, તો શ્વાસ લેવો બહુ કઠણ પડેછે, અને તેવેળા ઘણો આશ્ચર્યકારક સાદ ગળાંમાંથી નિકળેછે, ખાંસી આવેછે, અને તેથી ગુંગલાઈને ઘણીવેળા બિમાર મરણ પણ પામેંછે. આ દરદ જેવું સાધારણરીતે ગળું આવેછે, તેવું હોતું નથી, પણ ઘણું ધાસ્તીભરેલું હોયછે. તથા તે આસપાસનાં બીજાં માણસોને ઉઠેછે.

**ઈલાજો ૧ લા.**—બિમારે સુઈ રેહેવું, અને ઉઠીને બેસવું નહીં, કારણ કે આ દરદમાં પેહેલેથીજ નબળાઈ ઘણી થાયછે, અને તેથી બેસવાથી જીવ ફરી આવેછે. સુવાનો ઓરડો ગરમ રાખવો.

અગરજો ઝાડો કબજ હોય, તો "કેલોમેલ"નેબદલે એરંડીયાં તેલનો એક હલકો જુલાબ લેવો, તથા ઝાડો સાફ આવ્યાપછી થોડા કલાક વિત્યાકેડે ૨૦ ગ્રેન "ઈપીકાકયુઆના પાઉડર," તથા ૫ ગ્રેન "કારબૉનેટ આવ એમોનીયા," આ બંધેને પાણીમાં ડોહવીને તે પીવું, અને ઉલટી કરવી. આપછી જે ચિકટ પડ ગળાંમાં બંધાયછે, તેનો અટકાવ કરવો. આંગળાંઉપર ઝીણું કપડું વિટાળીને, તેને ફટકીનાં ઝીણાં ભુકામાં બોળવું, અને ગળાંમાં તે પડઉપર દર અર્ધે કલાકે, અથવા એક કલાકે વારંવાર લગાડયા કરવું, તથા આ ભુકો લગાડતીવેળા, જે ચિકટ પડ થયું હોય, તે આંગળાંવડે જરા જોર કરીને તોડી નાખવું, અને જો ફરીફરીથી બંધાય, તો વારંવાર તેજપ્રમાંણે તોડી નાખીને તે ઉપર ફટકીનો ભુકો લગાડયા કરવો.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજો ૨ જા.**— | એલમ .................... | ડ્રામ | ૧॥ |
| | ક્લોરેટ આવ પૉટાશ .......... | ડ્રામ | ૧॥ |
| | પાણી .................... | આઉંસ | ૮ |

આ સઘળાંને મેળવીને તેથી કોગલા કરવા, અથવા ૧ થી ૨ ડ્રામ "ટીંકચર આવ સ્ટીલ," તથા ૧ આઉંસ સાકરનું પાણી, આ બંધેને મેળવીને તેથી,

* "લેદર થ્રોટ" (Leather Throat).

અથવા ૮ ગ્રેન "પરમેનગેનેટ આવ પૉટાશ," તથા ૮ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેથી કોગલા કરવા.

| | |
|---|---|
| સૉલ્યુશન આવ ક્લોરીનેટેડ સોડા........ | આઉંસ ૦ાા |
| સીરપ ........................ | આઉંસ ૦ાા |
| પાણી ........................ | આઉંસ ૬ |

**ઈલાજો ૩ જો.**—અગરજો બચ્ચાંને આ દરદ થયું હોય, તો ૧ ડ્રામ ટંકણખાર, તથા ૧ આઉંસ મધ, આ બંધેને મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે પડઉપર લગાડવું, અને જે ચિકણું પડ થયું હોય, તેને લગારપણ બંધાવા દેવું નહીં, પણ તોડી નાખવું, અગરજો તેથી કશો ગુણ નહીં થાય, તો ફટકીનો ભુકો લગાડવો, તથા ૨૦ આઉંસ ખખલતાં પાણીમાં, ૩ આઉંસ જલ્લદ સરકો નાખીને, તેનો બાફ દરદીને ગળાંમાં આપવો.

**ઈલાજો ૪ થો.**—કેટલાક ડાકટરો "સ્ટ્રોન્ગ સૉલ્યુશન આવ પરક્લોરાઇડ આવ આયરન," "ડાઇલ્યુટેડ મ્યુરીએટીક આસીડ," અથવા "ક્લોરેટ આવ સોડા," આ ત્રણમાંથી ગમેતે એક દવા પડઉપર લગાડવાની ભલામણ કરેછે, અને ઘણીવેળા તેથી ગુણ થાયછે, પણ લગાડવાની દવાઓમાં ફટકી સર્વેથી સરસ દવાછે. **જલ્લદ તેજાબો, તથા "કૉસ્ટીકો" લગાડવાથી ગુણનેબદલે અતિશય અવગુણ થાયછે, તથા ચિકટ પડ તે લગાડવાછતાં પણ વારંવાર થયા કરેછે, માંટે તે કદીપણ લગાડવાં નહીં.**

**ઈલાજો ૫ માં.**—વળી આ દરદમાં ગરમ સેક કરવાકરતાં થંડાં પાણીમાં કપડાંનો કટકો બોળીને તે ગરદન, છાતી, તથા માથાંઉપર મુકયાથી, અને બરફનાં ટુકડા મોંહમાં રાખીને ચુસ્યા કર્યાથી વધારે ગુણ થાયછે, માંટે તેમ કરવું. ખાટા લીંબુનો રસ, સાકરના સીરામાં પાવો, અથવા સોજો "લેમોનેડ" પાવો.

ગળાંમાંથી સેહેલથી ઉતરી શકેએવો શક્તિવાળો ખોરાક પ્રથમથીજ લેવો, જેવોકે દુધ, મલાઇ, "બીફ્ટી," સેરવો, અર્ધકચડાં બાફેલાં ઈંડાં, ઈત્યાદિ, તથા થંડો કીધેલો "ચમપીન," "પોર્ટ વાઇન," અથવા "કલેરેટ" પીવો.

**ઈલાજ ૬ ઠો.**—અગરજો નબળાઇ થયેલી જણાય, તો પ્રથમ પીવાની દવા તરીકે એક હલકો જુલાબ, મુખ્યકરીને એરંડીયાં તેલનો લેવો, અને સાફ ઝાડો આવ્યાપછી શક્તિ આવે એવી દવા ચાલુ કરવી, જેવીકે ૩૦ ગ્રેન "કારબૉનેટ આવ એમોનીયા," તથા ૯ આઉંસ "ઇનફ્યુઝન આવ સીન્કોના બાર્ક," આ બંધેને મેળવીને, તેનાં છ ભાગો કરી, અકેકો ભાગ, દર ત્રણથી ચાર કલાકે પીવો, તથા આ દવા રાતદહાડો ચાલુ રાખવી.

**ઈલાજો ૭ માં.**—કેટલાક ડાકટરો ૨૦ મીનીમ "સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ પારક્લોરાઇડ આવ આયરન," અથવા ૨૦ મીનીમ "સૉલ્યુશન આવ પરનાઇટ્રેટ આવ આયરન," તથા ૨ આઉંસ "ગ્લીસરાઇન," આ બંધેને મેળવોને, અર્ધી ચમચી ભરી, દર કલાકે, રાતદહાડો પીવાની, અને દરદ નરમ

પડવાપછી દર બે કલાકે પીવાની ભલામણ કરેછે, તથા વચ્ચેનાં વખતમાં ૨૦ ગ્રેન ટંકણખાર, તથા ૨ આઉંસ "ગ્લીસરાઇન," આ બંધેને મેળવીને, એક ચમચી ભરી, પીવા જણાવેછે. આ ઇલાજોથી પણ ઘણો ગુણ થાયછે.

**ઈલાજ ૮ મો.**—વળી કેટલાક બીજા ડાકટરો પોતાનાં અનુભવપ્રમાણે ૩૦ ગ્રેન "ક્લોરેટ આવ પૉટાશ," તથા ૨ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, એક ચમચી ભરી, દર બે કલાકે પીવાની ભલામણ કરેછે, અથવા ન્હાની ઉમરના બચ્ચાંને ૨૦ મીનીમ "ઑઇલ આવ ટરપીનટાઇન," મધમાં મેળવીને દર ત્રણ કલાકે પીધામાં આપેછે.

**ઈલાજો ૯ માં.**—આ દરદમાં કેટલીકવાર પિસાબ થોડી થાયછે, તેમાં ઈંડાંની સફેદીજેવો ઉજળો પદાર્થ જાયછે, પિસાબનેરસ્તે લોહી પડેછે, તથા કંમરમાં ગુરદાની જગ્યાએ ઘણો દુખાવો થાયછે. એવીવેળા કંમરઉપર ગુરદાની જગ્યાએ અલસીનાં આટાનો ગરમ સેક કરવો, અથવા ત્યાં રાઇની આગળી મુકવી, અને "ટીંકચર આવ સ્ટીલ," તથા સલફેટ આવ કુઇનીયા, પાણીમાં મેળવીને તે પીવું.

**ઈલાજો ૧૦ માં.**—અગરજો આ દરદમાં શ્વાસ સારીપઠે સેહેલથી લેવાતો નહી હોય, પણ તે લેતીવેળા બિમારને ઘણી શક્તિ પડતી હોય, તો ક્લોરોફૉર્મ," તથા "ઇઠર," આ બંધેને સરખે ભાગે મેળવીને રૂમાલઉપર છાંટીને તે **ડાકટરને પુછીને** બિમારને સુંઘાડવું.

અગરજો ખોરાક ગળાંમાંથી ઉતરી શકતો નહીં હોય, તો "પોર્ટ વાઇન," "બીફટી," તથા મલાઇ, આ ત્રણેને મેળવીને તે પિચકારીવડે, દર ચાર કલાકે, સફરામાં દાખલે કરવું, તથા તેજપ્રમાણે નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પિચકારીવડે, દર બે કલાકે, સફરામાં દાખલ કરવી.

| | | |
|---|---|---|
| ટીંકચર આવ સ્ટીલ................... | ડ્રામ | ૦॥ |
| સલફેટ આવ કુઇનીયા................ | ગ્રેનુ | ૩ |
| પાણી ................................... | આઉંસ | ૧ |

**ઈલાજ ૧૧ મો.**—દર અર્ધે કલાકે બરફ ચાવવું, અને જો બરફ મળી શકતું નહીં હાય, તો દર અર્ધે કલાકે ઘણું પાણી પીયા કરવું.

**ઈલાજ ૧૨ મો.**— ૫ થી ૧૦ ગ્રેન "સલફો કારબૉલેટ આવ સોડીયમ" દર ચાર કલાકે, પાણીસાથે ફાકવું.

**ઈલાજ ૧૩ મો.**—ગંધકનાં ફુલને એક મોટાં પિચ્છની પોકળ નળીમાં ભરીને દરદીનાં મોંહનીમાંહે જ્યાં ચિકટ પડ બંધાયલું હોય, ત્યાં દર કલાકે ફુંકવાં, અથવા ગંધકનાં ફુલનો થોડો ભુકો તે ચિકટ પડ ઉપર દહાડામાં ઘણીવાર દાબવો.

**ઈલાજો ૧૪ માં.**—કેટલાએક ડાકટરો, ૧૦થી ૨૦ ગ્રેન "બાઇ કારબૉનેટ આવ પૉટાશ" પાણીમાં મેળવીને, દર બે કલાકે, રાત અને દાહડો, ચોવીસ કલાક સુધી મોટી ઉમરના બિમારને પીધામાં આપેછે, અને એટલો વખત ગયા પછી, ૫ થી ૧૦ ગ્રેન, દર ચારથી છ કલાકે પીધામાં આપેછે. એજ પ્રમાણે "બાઇ

કારબોનેટ આવ સોડા" પણ મોટા વજનમાં પીધામાં આપ્યાથી ઘણી વખતે અતીશય ગુણ થાયછે. વળી ઉપર જણાવેલી "બાઇ કારબોનેટ આવ સોડા" નામની દવા, મોટા વજનમાં ગરમ પાંણીમાં મેળવીને, દરદીની ચામડી ઉપર ફેરવેછે, જેથી શરીરનું ઝેર પરશેવાને રસતે બાહેર નીકળેછે, અથવા "કુવીલ પેન"ની એક પોકળ નળીમાં "સબ્લાઇમ્ડ સલફર" મુકીને, તે દરદીના ગળામાં ફુંકવું, અને તે દર બે કે ચાર કલાકે ચાલુ રાખવું. અગર જો દરદી એ પ્રમાણે કરવા નહી દે, તો એજ દવાના થોડા થોડા ગ્રેન દુધમાં મેલવીને દરદીને થોડે થોડે કલાકને આંતરે ચુસવા કેહવું. અથવા ૧ ડ્રામ "સબ્લાઇમ્ડ સલફર," ૧ આંઉસ પાણીમાં મેળવીને તેના કોગળા કરાવવા. અથવા નીચે લખેલી દવાઓ મેળવીને તેમાંથી ૦ાા થી ૧ ડ્રામ જેટલી દર કલાકે પીધામાં આપવી, અને દરદ સારૂ થવા આવે કે દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| પ્રેસીપીટેટેડ સલફર .................. | ડ્રામ | ૧ાા |
| ચોકોલેટ પાઉડર (Chocolate powder) .. | ડ્રામ | ૧ |
| સીનેમોન વૉટર ...................... | ડ્રામ | ૧ |
| ગ્લીસરાઇન ........................ | આઉંસ | ૩ |

ઉપર જણાવેલી દવા ઘણી ગુણકારકછે માટે તે અજમાવવા માટે ખાસ ભલાંમણ કરવામાં આવેછે.

બિમારને કોઇ સારી જગ્યાએ હવા ખાવા મોકલવો.

**ચેતવણી.**—**અગરજો એવું જણાય, કે બિમાર ગુંગલાઈને થોડા વખતમાં મરણ પામશે, તો તરત કોઈ કાબેલ ડાકટરને બોલાવવો, અને તેનો વિચાર પુછીને, જો તે ભલામણ કરે, તો બિમારની શ્વાસ લેવાની નળી ચીરાવી શ્વાસનો આવજાવ થાય એમ કરવું, અને તેમ કરીને બિમારનો જીવ બંચાવવાનો પ્રયત્ન કરવો. એવા બિમારની જતન કરતીવેળા અતિશય સફાઈ રાખવી જોઈએછે. બિમારનાં મોંહને લાગેલો ચમચો, ગ્લાસ, પ્યાલું, રકાબી, કે હરકોઈ બીજું વાસણ પાણીથી ધોઈને સાફ રાખવું, કારણકે તેનાં મોંહની લબ એવાં વાસણને લાગવાથી, અને તેજ વાસણ બીજાં સાજાં માણસનાં વપરાસમાં આવ્યાથી જો તેનાં મોંહને લાગેછે, તો આ દરદ તરત તેને ઉડેછે.**

---

## જીભની બંધે બાજુની ગાંઠોનું મોટું થવું.

(**હાઈપરટ્રોફી આવ ધ ટૉનસીલ્સ**=Hypertrophy of the Tonsils.)

**ઈલાજો.**—અગરજો જીભનાં મોંહેનાં છેડાનીઆજુબાજુની બે ગાંઠોમાં વરમ થવાથી તેઓ જાડી થાય, અને તેથી ખાધાપીધામાં તથા શ્વાસ લેવામાં અડચણ થયા કરે, તો કોઇ કાબેલ ડાકટરપાસે તેનો કેટલોક ભાગ કાપી કહડાવવો જોઇએ, તથા ૨૦ ટીપાં "સીરપ આવ આઇયોડાઇડ આવ આયરન," અને ૧ થી ૨ ચમચી મગરનું તેલ, આ બંધેને દુધમાં ભેળીને તે સવારસાંઝ ઘણાં દાહડાસુધી પાવું.

કેટલાક ડાકટરો આ ગાંઠોને કાપી કાહાડવાની ભલામણ કરતા નથી, પણ તેનેબદલે ૧૦ થી ૧૫ નંગ સુક્કાં મરચાં, ૨૦ આઉંસ પાણીમાં ભિંજવી રાખીને, તે પાણીનાં કોગલા કરવાની ભલામણ કરેછે, તથા "લયુનર કૉસ્ટીક" લગાડવા જણાવેછે, કારણકે તેઓનાં વિચારપ્રમાણે ઘણીવેળા આ ગાંઠો કાપી કાહાડવાપછી ગળાંની કોઇ મોટી નસ કપાઇ જવાથી બિમારનો જીવ મોટી ધાસ્તીમાં આવી પડેછે.

---

## ગરદન, કાન, અને જડબાંઆગળની ગાંઠોનું સુજી આવવું.

(મમ્પ્સ=Mumps.)

**નીશાની.**—આ દરદમાં ગરદન, જડબાં, પણ મુખ્યકરીને કાનોઆગળની ઝીણીં ગાંઠો, જેમાં થુક એકઠી થાયછે, તે સુજી આવેછે, જેથી ખોરાકપાણી ગળાંમાંથી ઉતરતીવેળા ઘણું સખત દરદ માંહે થાયછે, તાવ આવેછે, જીભઉપર ઘણો મેલ થયેલો હોયછે, તથા માથું દુખેછે.

**સબબ.**—થંડી લાગવાથી, ભિનાસવાળી જગ્યામાં રેહેવાથી અથવા ફરવાથી આ દરદ થાયછે. કોઇવેળા આ દરદ પેહેલાં એક માણસને થાયછે, પણ તેનાં મિત્રોએ તથા સગાંઓએ એકજ વાસણમાં તેનીસાથે જમવાથી, અથવા તે માણસનાં મોહોડાંને અડકાયલું વાસણ સાફ કીધાવિના તેજ વાસણમાંથી, અથવા તેજ પાણી, વગેરે પીધાથી તેઓને પણ આ દરદ થાયછે, માંટે એવાં દરદવાળાં માણસનાં મોહોડાંને અડકાયલાં વાસણમાંથી ખાવું પીવું નહીં.

**ઈલાજો ૧ લા.**—ખસખસનાં પોસનો, અથવા થુલાંનો ગરમ સેક કરવો, અને સેક કીધાપછી ગાંઠોનીઉપર તરત "ફલાનેલ" બાંધી લેવું, અને એક હલકો જુલાબ લેવો.

**ઈલાજ ૨ જો.**—અગરજો સોજો ઘણો જોરમાં થયો હોય, તો ચારથી પાંચ જળો તેઉપર મુકવી, અને ગરમ પાણીમાં થોડું "લૉડેનમ" નાખીને તેનો સેક કરવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, દહાડામાં ત્રણવાર પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સલફેટ આવ કુઈનીયા .... | ગ્રેન | ૪ | સીરપ.............. | આઉંસ | ૧ |
| ડાઇલ્યુટેડ સલફયુરીક આસીડ. | મીનીમ | ૪૫ | પાણી.............. | આઉંસ | ૪ |

**ઈલાજ ૩ જો.**—ઘણીવેળા આ ગાંઠોઉપરનો સોજો એકદમ જતો રેહેછે, અને બિલકુલ દેખાતો નથી. અગરજો આપ્રમાણે થાયછે, તો તે ગોળીઓમાં, અથવા શરીરનાં બીજા અગત્યનાં અવયવોમાં ઉતરેછે, અને તેથી ઘણો અવગુણ થાયછે, માંટે જો એમ થાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તે ગાંઠોવાળી જગ્યાઉપર લગાડવી.

કેમફર ગ્રેન ૬૦—સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ એમોનીયા ડ્રામ ૨—ટીંક્ચર આવ કેન્થેરીડીસ ડ્રામ ૦ા—રેકટીફાઇડ સ્પીરીટ આઉંસ ૧.

વળી ૧ ડ્રામ "નાઇટ્રેટ આવ પૉટાશ," તથા ૧ા ગ્રેન "ટારટર એમેટીક," આ બંન્નેને મેળવીને, તેનાં ૭ પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ચાર કલાકે ફાકવું.

ખોરાકમાં માત્ર કાંજી, વગેરે લેવું.

**ચેતવણી.—આ દરદમાં થંડાં "લોશનો" વાપરવાં નહીં, નહીંતો આ દરદ તેથી શરીરનાં બીજા અવયવોમાં ઉતરી પડશે.**

---

# *જનમથી નબળાઈ હોય, તેવિષે.

(સ્ક્રૉફ્યુલા=Scorfula.)

**નીશાની.**—મોહોડું ફિક્કું, તથા આખું શરીર તવાયલું હોયછે હોઠો જાડા, અને તેઓઉપર ચીરા પડેલા જણાયછે, આંખનાં પાંપણો લાંબા હોયછે, આંખો રાતી હોયછે, તથા તેઓમાંથી પાણી ગળ્યા કરેછે. દાંતનાં પારાઓ પોચા હોયછે, ગળાંની, જાંગનાં કાતરાની, તથા કાખની ગાંઠો સુજેલી તથા કઠણ રેહેછે, તથા વખત જવે પાકી આવેછે, અને તેઓમાં ચાઠાં પડેછે. વળી આ ગાંઠો દવા લગાડવાથી અથવા પીધાથી સેહેલાઇથી નરમ પડતી નથી, તથા ચાઠાં પણ રૂઝાતા નથી. આ જાતનાં બચ્ચાં ઘણું કરીને ચંચળ હોયછે.

**સબબ.**—પુરતો તથા શક્તિવાળો ખોરાક નહી મળવાથી, નઠારી હવાવાળી જગ્યાએ રેહેવાથી, પેહેરવાનાં લુગડાં પુરતાં નહીં મળવાથી, આ સઘળાં કારણો સાથે થવાથી એક અમુક જાતનું ઝેર શરીરનાં લોહીમાં ફરતું રેહેછે, અને તેથી બચ્ચાંને એક જાતની નબળાઇ થાયછે, જે કારણથી જયારે તે ઉંમરે પુગેછે, ત્યારે ખઇ, "રીકેટસ," વગેરે દરદો તેને જલદી થઇ આવેછે.

**ઈલાજો ૧ લા.**—બચ્ચાંને દરરોજ સુમરેટાં પાણીથી નહવાડવું, અને જો તેમ કરતાં તેને ટાહાડ નહીં ચઢી આવે, તો ધીમેધીમે થંડા પાણીથી નહવાડવું. ખોરાક થોડો, પચતો, તથા શક્તિ આવે એવો આપવો. મુખ્ય કરીને ગોસ, સેરવો, બકરીનું દુધ, માખણ, પાંઉ, "જેલી," વગેરે આપવું. તથા ખોરાક અમુક વખતેજ આપવો, કોઇવેળા સોજે "બીર" અથવા "વાઇન" પાવો. અગર જો બની શકે, તો બચ્ચાંને દરીએકીનારે કોઇ સારીજગ્યામાં રાખવું, અને દરીઆનાં પાણીથી તેને દરરોજ નહવાડવું, પણ જો એમ રાખવાને બની શકતું નહીં હોય, તો સવારસાંઝ દરીએકીનારે ફેરવવા લઇ જવું, અને પાણીમાં નિમક નાખીને તેવડે તેને નહવાડવું, તથા વાનેલીધે બચ્ચાંને નઠારી જાતનો ઠાંસો, અથવા સળેખમા થઇ આવે નહીં, એટલામાંટે રાતદહાડો તેની છાતીઉપર "ફલાનેલ"

---

* એને "ગળસુના" કરી પણ કેહેછે.

પેહેરાવેલું રાખવું. અગરજો વાનાં ફેરફારથી બચ્ચાંને ઝાડો થઈ આવતો હોય, તો પેટઉપર "ફલાનેલ" હંમેશાં બાંધેલું રાખવું.

અગરજો ઉપર જણાવેલી સંભાળો રાખી હોય, તથા ઇલાજો કર્યા હોય, તો તેથી પીવાની ગમેતેવી દવાઓકરતાં વધારે ગુણ થશે.

**ઈલાજો ૨ જા.**—અગરજો ઝાડો કબજ રેહેતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ચારવાર મધમાં ચટાડવું, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવાં.

કેલસાઈન્ડ મેગનીશીયા ગ્રેન ૧૦—રૂહબાર્બ ગ્રેન ૨૦—હાઇડ્રારજીરમ કમ ક્રીટા ગ્રેન ૨.

ઝાડો સાફ આવ્યા કરે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૧ થી ૨ ચમચી ભરી, બચ્ચાંની ઉમરપ્રમાણે, દહાડામાં ચારવાર પાવી, અને તે લાંબો વખતસુધી ચાલુ રાખવી.

સલફેટ આવ કુઈનીયા ગ્રેન ૧ થી ૨—ટીંકચર આવ સ્ટીલ મીનીમ ૫ થી ૧૦—પાણી આઉંસ ૨.

અથવા ૧ ચમચી "કેમીકલ ફુડ," પાણીમાં ભેળીને, દશ વર્ષનીઅંદરનાં બચ્ચાંને. સવારસાંઝ પાવું. અથવા ૧૨ ગ્રેન "કલોરાઇડ આવ કેલશીયમ," ૨ ડ્રામ "સીરપ" તથા ૬ ડ્રામ પાણી, એ સઘળાંને મેળવીને, તેમાંથી ૧ થી ૨ ડ્રામ જેટલું દહાડામાં ત્રણ વખત બચ્ચાંને પાવું. મોટી ઉમરના બિમારને એ મેળવણી એકજ વખતમાં પાવી, અને દહાડામાં ત્રણ વખત ચાલુ રાખવી. અથવા ૧૦ થી ૩૦ મીનીમ—"ટીકચ્યુરા સીર્જસબૅકયા ઓરીઅૅનટેલીસ", પાણીમાં મેળવીને મોટી ઉમરનાને દહાડામાં ત્રણ વખત પાવું.

**ઈલાજો ૩ જા.**—

| | | |
|---|---|---|
| આઇયોડાઇન .................. | ગ્રેન | ૧ |
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ........ | ગ્રેન | ૧૫ |
| સીરપ આવ આઇયોડાઇડ આવ આયરન... | ડ્રામ | ૧ |
| પાણી ..................... | આઉંસ | ૮ |

આ સઘળાંને મેળવીને, બે ચમચી ભરી, આસરે સાત વર્ષની ઉમરનાં બચ્ચાંને, દહાડામાં ત્રણવાર, સાકરનાં શીરામાં તથા પાણીમાં મેળવીને પાવું, અને જો એ દવાથી ઉછાળો અથવા ઉલટી નહીં થાય, તો ધીમેધીમે દવાનો વજન વધારતા જવું, અને છેલ્લે એકથી બે ચમચાસુધી વધારવું. આ દવા એકથી બે મહિનાસુધી ચાલુ રાખવી, અને ત્યારપછી તે બંધ કરીને એકથી બે દહાડાસુધી ઘણો હલકો જુલાબ આપવો, અને વચ્ચે થોડા દહાડાનો ગાળો નાખીને પાછી એજ દવા શુરૂ કરવી. આ પ્રમાણે જયાંસુધી ગરદન, તથા બીજી જગ્યાઓઉપરનાં ગાંઠો તદન નરમ પડે, અને બચ્ચું સુખાકારીભરેલું જણાય, ત્યાંસુધી કર્યા કરવું.

**ઈલાજ ૪ થો.**—કમપાઉંડ ટીંકચર આવ કારડેમમ્સ ડ્રામ ૯—કલોરેટ આવ પૉટાશ ડ્રામ ૨—સીરપ આવ ઑરેન્જ આઉંસ ૦॥—ટીંકચર આવ સ્ટીલ ડ્રામ ૨—ઇનફ્યુઝન આવ સીન્કોના બાર્ક આઉંસ ૧૦.

આ સઘળાંને મેળવીને એકથી બે ચમચા ભરી, દહાડામાં ચારવાર પાવું.

**ઈલાજો ૫ માં.**—ગુમ્એકમ રેઝીન ............ આઉંસ ૦ાા
રીડયુસ્ડ આયરન ............ ડ્રામ ૦ાા
સાકર ................ આઉંસ ૦ાા

આ સઘળાંને મેળવીને, એક ચમટીજેટલું, બચ્ચાંની ઉંમરપ્રમાણે, દહાડામાં બેવાર ફકાડવું, અને તે ઘણો લાંબો વખતસુધી ચાલુ રાખવું. પણ જો તાવની પડે જણાય, તો તે બંધ કરવી, અને તેટલો વખતસુધી બચ્ચાંને દહાડામાં બેવાર ગરમ પાંણીમાં બેસાડવું, અને ખોરાકમાં દુધની કાંજી પાવી, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, ખાણું ખવાડવાપછી એકથી બે કલાક વિત્યાકેડે, દહાડામાં ત્રણવાર પાવો.

| | | |
|---|---|---|
| કૉડલીવર ઑઈલ ................ | ચમચો | ૧ |
| સીરપ આવ આઈયોડાઈડ આવ આયરન .. | માનીમ | ૨૦ |
| આઈયોડાઈડ આવ પૉટાશીયમ ........ | ગ્રેન | ૩ થી ૬ |
| ઈનફ્યુઝન આવ ઑરેન્જ પીલ ........ | ચમચા | ૩ |

વળી ગાંઠોનીઉપર "ટીંકચર આવ આઈયોડાઈન" પિચ્છવડે લગાડવું, અને જો ગાંઠો પાકે, તો ઘઉંનાં આટાનો ગરમ સેક કરીને તેઉપર "ઑઈન્ટમેન્ટ આવ ઝીંક,"ની આગળી બનાવીને તે મુકવી.

**ચેતવણી.—ઉપર જણાવેલી મગરનાં તેલની દવા આપતાં ધ્યાંન રાખવું, કે જો તેથી બચ્ચાંને ઉલટી અથવા ઉછાળો થાય, અથવા જો ઝાડો થતો હોય, તો તે પાવી એકદમ બંધ કરવી, અને થોડા દહાડા વિત્યાકેડે થોડા ઓછા વજનમાં પાછી ચાલુ કરવી. વળી ગાંઠો પાકવાપછી "આઈયોડાઈડ આવ પૉટાશીયમ," તથા "સીરપ આવ આઈયોડાઈડ આવ આયરન"ની દવાઓ પણ પાવી બંધ કરવી, અને તેનેબદલે ૧૦ ટીપાં સૉલ્યુશન આવ પૉટાશ," પાણીમાં નાખીને તે પાવાં. ગાંઠોનાં ચાઠાં ઉતાવળાં રૂઝાય, એવા ખોટા વિચારથી જલ્લદ દવા, અથવા "કૉસ્ટીક" કદીપણ લગાડવી નહીં.**

---

## ગળાંમાં, અથવા ખાણું પેટમાં ઉતારવાની નળીમાં કાંઈપણ ખોરાક, કાંટો, લખોટી, કોડી, ઈત્યાદિનું ખુંટી બેસવું.

**(ફૉરેન બૉડી ઈન ધી ઈસૉફેગસ.**=Foreign Body in the Æsophagus.)

**ઈલાજો ૧ લા.**—બરડાઉપર જોરથી ઠોકવું, અને તેજવેળા રોટલી અથવા પાંઉનો કટકો ચવડાવીને પાણીનો એક મોટો ગોટ પાવો, અથવા ગળાંમાં જયાંસુધી આંગળું જઈ શકે, ત્યાંસુધી દાખલ કરવું.

**ઈલાજો ૨ જા.**—ઘણુંસરખું પાણી પાવાનો યત્ન કરવો, અથવા મજબુત લોઢાંનાં તારને મરડીને તેનો આંકડો વાળવો, અને તે હાથમાંથી સરી ન જાય, માંટે લગાર લાંબો રાખીને એ મરડેલા ભાગને છેડે એક પટીનો અથવા

ચામડાંનો કટકો બાંધવો, અને તે ગળાંમાં દાખલ કરવો, અને અટકી રેહેલી વસ્તુને નિચ્ચે ઉતારવી, અથવા બનેતો બાહાર ખેંચી કાહાડવી.

**ઈલાજો ૩ જો.**—ઉલટી આવે એવી કોઇ વસ્તુ આપ્યાથી ઘણીવેળા એવી ખુંટી રેહેલી વસ્તુ ઉલટીસાથે બાહાર નિકળી પડેછે, જેવીકે ૧ ચમચો દળેલી રાઇ, અથવા ૨ ચમચા નિમક, આ બેમાંથી ગમેતે એક ગરમ પાણીમાં ડોહવીને પાવું, અથવા નિચ્ચે માથું અને ઉપર પગ એવીરીતે તે માણસને થોડોવાર સુધી ઉંધો પકડી રાખવો, તથા તે વેળા તેને થોડો હાલવવો.

---

## દમ અથવા હાંફણ.

(**એસ્થમા**=Asthma.)

**સબબ.**—ફેફસાંની શ્વાસ લેવાની ઝીણીં, પોકળ નળીઓમાં આંકરાં આવ્યાથી તેઓ ખેંચાયછે, જેથી તેમાં બાહારથી તાજી હવા સેહેલાઇથી જઇ શકતી નથી, તેમજ ફેફસાંમાંની નઠારી હવા બાહાર નિકળી શકતી નથી, અને તેથી બિમારથી શ્વાસ બરાબર લેવાતો નથી, પણ ઘણી મેહેનત પડેછે.

ઘણીવેળા એ બિમારી થવાઅગાઉ બિમારને ગુંચસાથનો ઠાંસો થઇ આવેછે, અને તે ઘણો જોરમાં તથા ઉપરાસાપરી વારંવાર થયા કરેછે.

સળેખમાં થવાથી, છાતીને થંડો વા લાગવાથી, નઠારી વસ્તુ, જેવીકે ધૂળ, અને નઠારી વસ્તુઓનો ભુકો, જેવોકે "ઇપીકાકયુઆના પાઉડર," રાઇ, વગેરે શ્વાસમાં જવાથી, અથવા જયાં સુકું ઘાસ કપાતું હોય તેનીઆસપાસની જગ્યાની હવા શ્વાસમાં જવાથી હાંફણ થાયછે. આ બિમારી ઘણીવેળા બાપદાદાથી ઓધે ઉતરેછે. કાંઇ ઘણી નઠારી અને અવગુણ કરનારી વસ્તુ ઘણી ખાધાથી, જેવીકે અથાણું, પનીર, મરચાં, ખાટાં પકવાનો, ડુક્કરનું ગોસ, સુક્કી માછલી, વગેરે, અથવા ઘણાં તેલનું ખાણું ખાધાથી, અથવા ઘણો "પોરટર" પીધાથી પણ હાંફણ થાયછે. કોઇવેળા મનનાં જોસ્સાઓથી, જેમકે એકાએક ધાસ્કો પડવાથી, નાસિપાસી થવાથી, ઘણાં ગુસ્સે થવાથી, વગેરે કારણોથી પણ હાંફણ થઇ આવેછે.

ઉપલા સબબોમાંનો એકપણ જો બનેછે, તો પેહેલે ભેજાંમાંથી જે તંતુઓ ફેફસાંમાં, તથા હોજરીમાં પંથરાયલા હોયછે, તેઓઉપર માઠી અસર થઇને એકાએક હાંફણ થઇ આવેછે.

**ઈલાજો ૧ લો.**—જયારે હાંફણ ઘણી જોરમાં થઇ આવે, ત્યારે સર્વેથી પેહેલાં ઉલટી આવે એવી દવાઓ લેવી, જેવીકે ૨૦ ગ્રેન "ઇપીકાકયુઆના પાઉડર," તથા ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," આ બંધેને મેળવીને તે ગરમ પાણીમાં પીવું, અથવા ૧ ચમચો રાઇ, અથવા ૧ ચમચો નિમક, ગરમ પાંણીમાં ડોહવીને તે પીવું. એથી હોજરીમાંની નઠારી વસ્તુ બાહાર નિકળી જવાથી હાંફણનું જોર નરમ પડશે. અગરજો ઝાડો કબજ હોય, તો સાબુનાં પાણીની

પિચકારી સફરામાં મારવી. એટલું કીધાપછી શ્વાસ લેવાની નળીઓમાં જે આંકરાં આવેછે, તે નરમ પાડવામાટે નરમ કીધેલા "કલોરોફૉર્મ," "સલફ્યુરીક ઇઠર," તથા "આલકોહૉલ," આ ત્રણેને મેળવીને તે **ડાકટરને પુછીને** સુંઘાડવું. તથા નીચે જણાવેલી દવાંઓની ચાર ગોળીઓ બનાવી તેમાંથી અકેકી ગોળી મોટી ઉમરના બિમારને દહાડામાં ચાર વખત પાણીમાં ગળાવવી.

| | | |
|---|---|---|
| એકસ્ટ્રેકટ આવ બેલેડોના | ગ્રેન | ૨ |
| ઇપીકાકયુઆના | ગ્રેન | ૪ |
| મર (ભુકો) | ગ્રેન | ૮ |

**ઈલાજો ૨ જો.**—૨ થી ૩ ડ્રામ "સલફ્યુરીક ઇઠર," અથવા ૩ થી ૪ મીનીમ "નાઇટ્રાઇટ આવ એમાઇલ," અથવા ૫ મીનીમ "આઇયોડાઇડ આવ ઇઠાઇલ," આ ત્રણમાંથી ગમેતે એક રૂમાલઉપર છાંટીને તે સુંઘવું, અને જે તેથી મોહોડું રાતું થઇ આવે, તથા ઉંઘ આવવા માંડે, તો વધારે સુંઘવું નહીં.

**ઈલાજો ૩ જો.**—૫ થી ૧૦ ગ્રેન *કાળા ધતૂરાનાં સુકાં પાંદડાંનાં ભુકાની બીડી, અથવા ૫ ગ્રેન તંબાકુની બીડી બનાવીને તે પીવી.

અગરજો હરકોઇ જાતની બીડી પીવાની અડચણ હોય. તો ધતુરાનાં થોડાં પાંદડાં ચાની "ટીપાટ"માં નાખી, તેમાં ખખલતું પાણી નાખી તેનો બાફ શ્વાસમાં લેવો, અથવા ઘણી જલ્લદ કાફી પીવી. અથવા ૦॥ આઉંસ સુરોખાર, ૦॥ આઉંસ અનીસુનો ભુકો, તથા ૧ આઉંસ કાળા ધતુરાનાં સુક્કાં પાંદડાંનો ભુકો એ સઘળાંને મેળવીને, તેમાંથી એક કે બે ચમચી જેટલું લઇ, રકાબીમાં મુકી સળગાવીને, તેનો ધુમાહો શ્વાસમાં લેવો.

**ઈલાજ ૪ થો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પીવી, અને જો અગત્ય જણાય, તો દર ત્રણ કલાકે તે ફરીથી પીવી.

| | | | |
|---|---|---|---|
| | કમપાઉંડ ટીંકચર આવ સીન્કોના | ડ્રામ | ૦॥ |
| | આઇયોડાઇડ આવ પૉટાશીયમ | ગ્રેન | ૮ |
| | એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા | ડ્રામ | ૦॥ |
| અથવા | બાઇ કારબૉનેટ આવ પૉટાશ | ગ્રેન | ૧૫ |
| | સ્પીરીટ આવ નાઇટ્રસ ઇઠર | ડ્રામ | ૦॥ |
| | ટીંકચર આવ બેલેડોના | મીનીમ | ૧૫ |
| | પેપરમીન્ટ વૉટર | આઉંસ | ૧ |

અગરજો આ દવા પીધાથી આંખે બરાબર દેખાય નહીં, તથા જીભ સુકાય, તો એમાંથી "ટીંકચર આવ બેલેડોના" કાહાડી નાખવું.

**ઈલાજ ૫ મો.**—ગરમ પાણીનો બાફ શ્વાસમાં લેવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર બે કલાકે, જયાંસુધી હાંફણ નરમ પડે, ત્યાંસુધી પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કારબૉનેટ આવ એમોનીયા | ગ્રેન | ૩૦ | ઑક્સીમેલ આવ સ્કૂઇલ | ડ્રામ | ૩ |
| વાઇન આવ ઇપીકાકયુઆના | ડ્રામ | ૧ | ઇનફ્યુઝન આવ સેનીગા | આઉંસ | ૬ |

* આ જાતની ધતુરાનાં પાંદડાંની બીડીઓ, જેને "ધતુરા સીગારેટસ" (Datura Cigarettes) કરી કેહેછે, તે કોઇપણ મોટાં જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતી મળેછે.

અથવા લીકવીડ એકસટ્રેકટ આવ ગ્રીનડેલીઆ મીનીમ ૧૦ થી ૩૦, દુધમાં અથવા સાકરના સીરામાં મેળવીને મોટી ઉમરનાએ દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૬ ઠો.**—૧ આઉંસ "લોબીલીયા"નાં પાંદડાંને, ૧૨ આઉંસ ખખલતાં પાણીમાં નાખીને તે થંડું પડે કે તેમાંથી ૦ll ચમચી લઇ, તેમાં ૦ll ડ્રામ "બ્રોમાઇડ આવ પોટાશીયમ" નાખવું, અને દર અર્ધે કલાકે, જયાંસુધી હાંફણ નરમ પડે, ત્યાંસુધી પીવું.

**ઈલાજો ૭ માં.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| ઈથીરીયલ ટીંક્ચર આવ લોબીલીયા ...... | મીનીમ | ૬૦ |
| ટીંક્ચર આવ બેલેડોના ............... | ડ્રામ | ૧ |
| ઈનફયુઝન આવ સેનીગા................ | આઉંસ | ૬ |

અથવા, નીચે જણાવેલી દવાઓ મેળવીને. પોણું વાઇન ગ્લાસ ભરી દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ લોબીલીયા.................. | મીનીમ | ૪૦ |
| ટીંક્ચર આવ હેનબેન................. | ડ્રામ | ૨ |
| ઈનફયુઝીક ઇથર .................... | મીનીમ | ૩૦ |
| સીરપ આવ ટૉલુ................... | ડ્રામ | ૪ |
| પાણી ........................ | આઉંસ | ૬ |

"લોબીલીયા"નાં પાંદડાંની ચા બનાવીને, ૦ll થી ૧ આઉંસજેટલી. દર પંદર મીનીટે જયાંસુધી કેફ ચઢે, અને હાંફણ નરમ પડે, ત્યાંસુધી સફરામાં પિચકારીપડે દાખલ કરવી.

**ચેતવણી.—"લોબીલીયા"ની કાંઈપણ દવા વાપરતીવેળા ઘણી સંભાળ રાખવી, કારણકે તેથી ઘણીવાર નાડી બેસી જાયછે. માટે ડાકટર ફરમાવે તોજ, અથવા તેને પોતાને હાથે આ દવા લેવી, પણ કોઈ અજાણ્યાં માણસે તે બનતાંસુધી વાપરવી નહીં.**

| | | |
|---|---|---|
| **ઈલાજ ૮ મો.**—ટીંક્ચર આવ સ્ટ્રમોનીયમ ...... | ડ્રામ | ૧ થી ૨ |
| ટીંક્ચર આવ બેલેડોના...... | મીનીમ | ૪૦ |
| ટીંક્ચર આવ સેનીગા...... | ડ્રામ | ૨ |
| પાણી ................ | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું, અને જો તેથી જીભ સુકાય, તથા તરસ લાગે, તો અલસીની ચા, અથવા જવનું પાણી બનાવીને તે જરાજરા પીયા કરવું.

**ઈલાજ ૯ મો.**—૧૨ ગ્રેન "બ્લુ પીલ," તથા ૪ ગ્રેન "સ્કુઇલ" નો ભુકો આ બંનેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે ગળવી.

**ઈલાજો ૧૦ માં.**—અગરજો હાંફણનીસાથે ફેફસાંનો, તથા તેની શ્વાસ લેવાની ઝીણી નળીઓનો પણ વરમ થયો હોય, તો "ઑઇલ આવ ટરપીનટાઇન"

જરા ગરમ કરીને છાતીઉપર લગાડવું, અને પછી તેઉપર અલસીનાં આટાનો ગરમ સેક કરવો, અથવા અલસીનાં આટામાં થોડી રાઇ નાખીને તેને પાણીમાં રાંધવું, અને પછી તેનો ગરમ સેક કરવો, તથા તેજ છાતીની આસપાસ બાંધવું, અથવા છાતીઉપર એક હલકું "બ્લીસ્ટર" મારવું, અને "સીડલીટઝ પાઉડર," તથા સુનામખીનો જુલાબ લેવો, અને ઝાડો સાફ આવે, કે ૦। ગ્રેન "ટારટર ઍમૅટીક," દર ત્રણ કલાકે, પાણીસાથે પીવું, અને વરમ નરમ પડે, કે પાને ૨૦૦ મે, **ઈલાજ ૪ થા**માં જણાવ્યાપ્રમાણે, "આઇયોડાઇડ આવ પૉટાશીયમ" ની દવા ચાલુ કરવી. અથવા મોટી ઉમરનાએ, ૧૫ ગ્રેન "એન્ટીપાઇરીન"નાં ત્રણ પડીકાં બનાવી, અક્કેકું પડીકું દાહાડામાં ત્રણવાર ફાકવું, અને સુતીવેળા તેજ દવાનું ૧૫ ગ્રેનનું એક પડીકું બનાવી, તે પાણીમાં ફાકવું. એ પ્રમાણે બે ત્રણ દાહાડા કરવું. આ એલાજ ઘણો સારોછે.

**ઈલાજો ૧૧ માં.**—૧/૮ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," ૧ થી ૨ મીનીમ "રેકટીફાઇડ સ્પીરીટ" તથા ૩ મીનીમ પાણી, આ ત્રણેને મેળવીને તે પિચકારી વડે ખભાંની ચામડીમાં દાખલ કરવું, અને જો તેથી કાંઇ ગુણ નહી જણાય, તો એવીજ પીચકારી દર ત્રણથી ચાર કલાકે પાછી મારવી. અગરજો ઘણીવાર પિચકારી મારવાછતાં કાંઇ ગુણ નહીંજ જણાય, તો ૦। ગ્રેન "સલફેટ આવ એટ્રોપીયા," તથા ૧ દ્રામ પાણી, આ બંધેને બરાબર મેળવીને, તેમાંથી ૨ ટીપાં લઇ માંહે ૧/૪ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા" ઉમેરવું, અને આ સઘળાંને ડોહવીને, તેની પિચકારી ખભાની ચામડીમાં મારવી.

**ચેતવણી.—ઉપર જણાવેલી "સલફેટ આવ એટ્રોપીયા"નામની દવા ઘણીજ ઝેરીછે, માંટે ડાકટરને પુછીને તે વાપરવી. અજાણ્યાં માણસે એ ઝેરી દવા કદીપણ વાપરવી નહીં.**

**ઈલાજો ૧૨ માં.**—અગરજો નજળાથી પીડાતાં દરદીને હાંફણ થાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પીવી.

આઇયોડાઇડ આવ પૉટાશીયમ ગ્રેન ૧૨ થી ૨૦—બાઇ કારબૉનેટ આવ પૉટાશ દ્રામ ૧॥—વાઇન આવ કૉલચીકમ દ્રામ ૧—અથવા ટીંકચર આવ સ્ક્વીલ દ્રામ ૧—ટીંકચર આવ બેલેડોના દ્રામ ૧ થી ૧॥—પાણી આઉંસ ૬.

અથવા ૦॥ ગ્રેન "એકસટ્રેકટ આવ ઇન્ડીયન હેમ્પ"ની એક ગોળી બનાવીને, તેવી ગોળીઓ દર ત્રણ કલાકે ગળવી. અથવા

| | | | |
|---|---|---|---|
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ. | ગ્રેન ૨૦ | ઇનફ્યુઝન આવ સેનાગા. | આઉંસ ૪ |
| રેકટીફાઇડ સ્પીરીટ........ | દ્રામ ૧॥ | સીરપ આવ પૉપીઝ.... | દ્રામ ૨ થી ૪ |

આ સઘળાંને મેળવીને લીકર ગ્લાસ ભરી દર ત્રણ કલાકે પીવી.

**ઈલાજો ૧૩ માં.**—ઘણોસરખો "નાઇટ્રેટ આવ પૉટાશ," અથવા "સલફેટ આવ સોડા," આ બેમાંથી ગમેતે એક લેઇને તેને પાણીમાં સારીપઠે

ડોહવવું, અને ઘાડું થાય, કે તેમાં *રોશનાઇ ચુસ્વાનાં કાગજો, અથવા "બ્રાઉન પેપર" બોળીને તે હવામાં સુકવવાં, અને ત્યારપછી તેઉપર "ફ્રાયર્સ બાલસમ" લગાડીને રાખી મુકવાં, અને જ્યારે હાંફણ થઇ આવે, ત્યારે તેમાંહેલાં બેત્રણ કાગજો સળગાવીને તેનો ધુંઓ બિમારે પોતાના શ્વાસમાં લેવો.

**ઈલાજ ૧૪ મો.**—ધતુરાનાં પાલાને સુરોખારનાં પાણીમાં એક દિવસ ભિંજવી રાખવો, અને ત્યારપછી તેને ચોળીને પાણી ગાળી લેવું. આ પાણીમાં રાતાં રંગનાં કાગજો, અથવા "બ્રાઉન પેપર" બોળી કાહાડીને તડકે સુકવવાં. અને જ્યારે હાંફણ થઇ આવે, ત્યારે તેમાંહેનાં કાગજો રકાબીમાં સળગાવીને તેનો ધુંઓ બિમારે પા કલાકસુધી શ્વાસમાં લેવો.

**ઈલાજ ૧૫ મો.**—૫ મીનીમ "ફાઉલર્સ સૉલ્યુશન," અથવા ૧ થી ૨ મીનીમ "ટીંકચર આવ બ્રાઇઓની" પાણીમાં નાખીને દર ત્રણ કલાકે પીધાથી ઘણીવેળા અતિ ઘણો ગુણ થાયછે.

**ઈલાજ ૧૬ મો.**—સમબુલનાં મૂળીયાં દ્રામ ૨—અનીસુન દ્રામ ૨—કાળાં મરી દ્રામ ૧—કપુર ગ્રેન ૮—અફીણ ગ્રેન ૧ થી ૨.

આ સઘળાંને મેળવીને, તેનાં આઠ પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર, મધમાં ચાટવું.

**ઈલાજ ૧૭ મો.**—કેરદમાનાનાં બીજ દ્રામ ૧—કરમાનીનાં ફુલ દ્રામ ૩—ગાજરનાં બીજ દ્રામ ૩—જુંદબેદસતર દ્રામ ૧—તગર દ્રામ ૧—મધ આઉંસ ૫.

આ સઘળાંને મેળવીને, ૦ાા થી ૧ દ્રામજેટલું ખાવું.

**ઈલાજ ૧૮ મો.**—કસ્તુરી દ્રામ ૦ાા—સુંઠ દ્રામ ૧—કાળાં મરી દ્રામ ૧.

આ સઘળાંને મેળવીને,૫ ગ્રેનની અક્કેકી ગોળી બનાવી. બેથી ચાર ગોળીઓ, દર ત્રણ કલાકે, પાણીસાથે ગળવી.

**ઈલાજો ૧૯ માં**—૨૦ ગ્રેન "હાઇડ્રેટ આવ કલોરલ," તથા ૧૫ ગ્રેન "બ્રોમાઇડ આવ પૉટાશીયમ," આ બંઘેને પાણીમાં ડોહવીને પીવું, તથા જો અગત્ય જણાય, તો દર ચાર કલાકે પીવું ચાલુ રાખવું, અને જો તેથી કાંઇપણ ગુણ નહી જણાય, તો "આઇયોડાઇન" રકાબીમાં સળગાવીને તેની ધુંઇ લેવી. અથવા ૨ ગ્રેન "બ્યુટીલ કલોરલ હાઇડ્રેટ" પાણીમાં મેળવીને પાવું.

તરેહવાર જાતની દવાઓનો બાફ શ્વાસમાં લેવા માંટે એક જાતનું કાચનું અથવા કોઠીનું વાસણ આવેછે, જેને અંગ્રેજીમાં "એકલેકટીક ઇનહેલર" (Eclectic Inhaler) કરી કેહેછે, અને તે કોઇપણ મોટાં જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતું મળેછે. તે મેળવવાને જો બની શકે, તો તેમાં પાણી નાખી, તેનીનિચ્ચે દિવો સળગાવીને મુકવો, અને માંહેનું પાણી ગરમ કરવું. પાણી ગરમ થવાપછી તેને મથાળે જે વાદળાંનો કડકો હોયછે, તેઉપર ૨૦ ટીપાં "જુસ

* Blotting Paper

આવ હેમલૉક"નાં નાખવાં, અને ત્યારપછી ગરમ પાણીમાંથી જે બાફ નિકળે, તે શ્વાસમાં લેવો. એથી ગમેતેવી હાંફણ હશે, તે તરત નરમ પડી જશે. એ વિષે તે વાસણ એકવાર જોવાથી તરત ધ્યાનમાં ઉતરશે.

**ઈલાજો ૨૦ માં.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ૨૦ મીનીમ **ઈલાજો ૧૯ માં**મધે જણાવેલાં વાસણની મારફતે શ્વાસમાં લેવાં.

| | | |
|---|---|---|
| એક્સટ્રેક્ટ આવ હેમલૉક................ | ડ્રામ | ૧ |
| સૉલ્યુશન આવ પૉટાશ ................ | ડ્રામ | ૧ |
| પાણી.......................... | ડ્રામ | ૧૦ |

હાંફણ ફરીથી નહી થાય, માંટે નીચે જણાવ્યાપ્રમાણે સોમલનાં લુકાની દવા જો થોડા મહિનાસુધી ચાલુ ઉપલાં વાસણથી શ્વાસમાં લીધી હોય, તો એ બિમારી ફરી કદી થશે નહી, જેવીકે ૧/૧૬ ગ્રેન "આરસેનીએટ આવ સોડા," અથવા ૦॥ ડ્રામ "ફાઉલર્સ સૉલ્યુશન," આ બેમાંથી ગમેતે એક દવા તેનાં જણાવેલા વજનપ્રમાણે પેહેલા બે મહિનાસુધી દહાડામાં બેવાર, ત્રીજે મહિને દહાડામાં એકવાર, ચોથે મહિને અઠવાડીયાંમાં ત્રણવાર શ્વાસમાં લેવી. અને પાંચમે મહિનેથી તે બિલકુલ બંધ કરવી.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૨૧ મો.**— | સલફ્યુરીક ઈથર ............ | મીનીમ | ૮૫ |
| | ક્લોરોફૉર્મ ................ | મીનીમ | ૧૫ |
| | ટીંક્ચર આવ ઓપીયમ ........ | મીનીમ | ૩૦ |
| | કેમ્ફર વૉટર .............. | આઉંસ | ૪॥ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ચાર કલાકે પીવું.

**ઈલાજો ૨૨ માં.**—અગરજો પરમા, અથવા ટાંકીનાં આજારવાળા દરદીને આ બિમારી થઇ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

આયોડાઇડ આવ પૉટાશીયમ ગ્રેન ૨૦—કમપાઉંડ ટીંક્ચર આવ સીન્કોના ડ્રામ ૨—ટીંક્ચર આવ બેલેડોના ડ્રામ ૧—એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા ડ્રામ ૨—પેપરમીન્ટ વૉટર આઉંસ ૬.

અથવા, "પીલ આવ આઇયોડાઇડ આવ આયરન" ૨૦ ગ્રેન, એની ચાર ગોળીઓ બનાવીને, અક્કેકી ગોળી દહાડામાં ચાર વખત ગળવી, અથવા "ઑક્સાઇડ આવ ઝીંક," ૬ ગ્રેન, એના ત્રણ પડીકાં બનાવી, અક્કેકું પડીકું દહાડામાં ત્રણ વખત ફાકવું. એ દવાઓથી શક્તિ આવેછે, અને તેથી ગુણ થાયછે.

**ઈલાજ ૨૩ મો.**—જેઠીમધનો શીરો, તથા અકલગરો, આ બંધેને સરખે ભાગે લેઇને છુંદવું, તથા તે મધમાં મેળવીને, તેની વટાણાંજેવડી નાહાની ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દહાડામાં ત્રણવાર ગળવી.

**ઈલાજ ૨૪ મો.**—કાકરા સિંગ ડ્રામ ૧—કાયાફલની છાલ ડ્રામ ૧—કાળી દરાખ ડ્રામ ૧.

આ સઘળાંને મેળવીને, ૦॥ થી ૧ ડ્રામજેટલું, દહાડામાં ત્રણવાર મધમાં ચાટવું, અથવા તો લુખે પેતે ગરમ ગરમ મોલી ફાકી પીવી.

**ઈલાજ ૨૫ મો.**—અદુસાનાં પાંદડાં ડ્રામ ૩—પિપળનો ભુકો ડ્રામ ૪—પાણી આઉંસ ૬.

આ સઘળાંને ઉકાળવું, અને આશરે ૩ આઉંસજેટલું રેહે કે થંડું પાડી, તેમાંથી ૧ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું. એથી બલગમ પડીને હાંફણ નરમ પડશે.

**ઈલાજ ૨૬ મો.**—ભોંયરીંગનીનાં મૂળીયાં ડ્રામ ૮—પાણી આઉંસ ૬.

આ બંધેને ઉકાળી, આશરે ૩ આઉંસજેટલું રેહે કે થંડું પડવા દેઇને ગાળી કાહાડી, તેમાંથી ૧ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર, મધમાં પીવું.

**ઈલાજ ૨૭ મો.**—ભોંયરીંગનીનાં મૂળીયાંનો ભુકો ડ્રામ ૪—અદુસાનાં પાંદડાં ડ્રામ ૪—પાણી આઉંસ ૮.

આ સઘળાંને ઉકાળવું, અને આસરે ૬ આઉંસજેટલું રેહે કે થંડું પાડી, તેમાંથી ૧ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું. આ દવાથી બલગમ પડશે, અને તેથી ઘણો ગુણ થશે.

**ઈલાજ ૨૮ મો.**—ગાંજો ડ્રામ ૦॥—તંબાકુ ડ્રામ ૦॥.

આ બંધેને મેળવીને, તેની બીડી બનાવી તેનો ધુંઓ લેવો, અને તેથી કેફ આવવા માંડે કે બીડી પીવાનું બંધ કરવું. અગરજો મોંહમાં બીડી લેવાની છીટ હોય, તો અંગારાઉપર આ મેળવણી બાળીને તેનો ધુંઓ લેવો.

**ઈલાજ ૨૯ મો.**—લવંગનો ભુકો ડ્રામ ૦॥—અફીણ ગ્રેન ૨૦—તજનો ભુકો ડ્રામ ૦॥—કપુરનો ભુકો ડ્રામ ૧—ગુંદરનો ભુકો ગ્રેન ૨૦.

આ સઘળાંને સારીપઠે મેળવીને, તેની ચાળીસ ગોળીઓ બનાવી, એકથી બે ગોળીઓ, દહાડામાં ત્રણથી ચારવાર, દર ત્રણ કલાકે, પાણીસાથે ગળવી.

**ઈલાજ ૩૦ મો.**—ધતુરાનાં બીજ ડ્રામ ૦॥—પિપળ ડ્રામ ૦॥.

આ બંધેનો ઝીણો ભુકો કરીને તે સારીપઠે મેળવવો, અને તેમાંથી ૪ ગ્રેન જેટલો, દર ત્રણ કલાકે, દહાડામાં ત્રણવાર, પાણીસાથે ફાકવું.

**ઈલાજો ૩૧ માં.**—બિમારે તરૂં બેસવું, અને પોતાનાં લુગડાં છાતીઆગળથી તદન ઢીલાં રાખવાં. ઓરડાની બારીઓ ખુલ્લી રાખવી, કે જેથી તાજી હવા શ્વાસમાં સેહેલાઇથી લેવાઇ શકાય, હાંફણ નહી થાય, એટલામાટે સારી હવાવાળી જગ્યામાં રેહેવું, અજીર્ણ થાયએવો ખોરાક, ઘણું ભારી ખાણું, ઇત્યાદિ ખાવું નહી, ઝાડો કબજ રાખવો નહી, દરરોજ ગરમ પાણીએ નાહાવું, તથા ગરમ લુગડાં પેહેરીને છાતી ઢાંકેલી રાખવી. અગરજો હાંફણ જોરમાં હોય, તો પાણીમાં સરકો ભેળીને તેમાં કપડાંનો કટકો બોળી તે બંધે કાનપટીઉપર મુકવો, અને થોડો વખત વિત્યાકેડે છાતીઉપર રાઇ મુકવી, તથા એરંડીયાં તેલનો જુલાબ લેવો, અથવા ૦। આઉંસ "વરીઆળી," અને ૦॥ આઉંસ "સુવા," આ બંધેને એક બાટલી સરકામાં નાખીને તે સઘળું પા કલાકસુધી ઉકાળવું, અને

ત્યારપછી તેમાં ૩ આઉંસ લસણની કાતરી કરીને નાખી તે વાસણને ઢાંકી રાખવું. થંડું પડવાપછી તે સઘળું ગાળી કાહાડી તેમાં ૧ બાટલી મધ ઉમેરીને ધીમી આંચે ગરમ કરવું. આ મેળવણીમાંથી ૧ થી ૨ ચમચા ભરી, સવારસાંઝ પીવું.

અગરજો ઘણાં દહાડાની હાંફણ હોય, તો છાતીઉપર "બ્લીસ્ટર" મુકવું, અથવા ૨ દ્રામ જમાલગોટો, અને ૨ દ્રામ મિઠું તેલ, આ બંધેને મેળવીને તે છાતી ઉપર ચોપડવું.

એ બિમારીવાળાં માણસે બનતાંસુધી ઉંચા માળવાળી જગ્યામાં રેહેવું.

---

## સરકમ અથવા સળેખમા.

(**કોલ્ડ, ઑર કેટાર**=Cold, or Catarrh or Coryza.)

**નીશાની તથા સબબ.**—સરદી લાગવાથી નાકનાં બંધે નસકોરાંઓનાં માંહેનાં પડમાં વરમ થઇને તેઓ સુજી આવેછે, તેઓમાંથી પુશ્કળ પાણી ગળ્યા કરેછે, અને પછી ખાંસી શુરૂ થાયછે.

**ઈલાજ ૧ લો.**—જે માણસને જરાપણ થંડી લાગવાથી જરાજરામાં સરકમ થઇ આવતો હોય, તેને તપકીર સુંઘવાની ટેવ રાખ્યાથી સરકમ વારંવાર થશે નહી.

**ઈલાજ ૨ જો.**—અગરજો સરકમ જોરમાં થાય, અથવા થયો હોય, અને તેથી આંખો રાતી થઇને તેઓમાંથી પાંણી ગળ્યા કરે, નાકમાંથી નીટ ગળે, છીંકો આવે, અને તેથી ઘણો કંટાળો ઉપજે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તે તપકીરનીપઠે સુંઘવી.

| | |
|---|---|
| કેમફર ............ | સરખે ભાગે. |
| ટેનીક આસીડ ...... | |
| સેલીસીલીક આસીડ .... | |

આ દવાઓને સારીપઠે છુંદીને ચાળવી, અને થોડેથોડે વખતે જરા જરા જોરમાં સુંઘયા કરવી.

| | | |
|---|---|---|
| **ઈલાજો ૩ જા.**—સબ નાઇટ્રેટ આવ બીસ્મથ ........ | દ્રામ | ૨ |
| ગમ એકેશીયા ................ | દ્રામ | ૨ |
| હાઇડ્રોક્લોરેટ આવ મૉરફીયા ........ | ગ્રેન | ૨ |

આ સઘળાંને મેળવીને, ચોવીસ કલાકસુધીમાં એમાંહેલી અધીં સુંઘવી અને બાકીની થોડા કલાકને આંતરે સુઘવી.

| | | |
|---|---|---|
| અથવા હાઇડ્રોક્લોરેટ આવ કૉકેન.......... | ગ્રેન | ૫ થી ૧૦ |
| ઑઇલ આવ યુકેલીપટસ .......... | મીનીમ | ૫ |
| આઇયોડોફૉર્મ ................ | દ્રામ | ૧ |
| મીલ્ક સુગર ................ | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને, તપકીર તરીકે તે બેથી ત્રણ કલાકે સુઘવી.

અથવા સાકરનો ભુકો, તથા કપુર, એ બેઉ સરખે ભાગે મેળવીને, તેનો બારીક ભુકો કરી, તપકીર તરીકે થોડો થોડો સુંઘવો, અથવા સુકી હલધ, અથવા ગંધક, અથવા ૦ાા આઉંસ કેમોમાઇલના ફુલ તથા ૧ આઉંસ ચીનીકબાલા, એ ત્રણમાંથી ગમેતે એક ઈંગાર ઉપર મુકી, તે ઉપર ગળણી ઢાંકવી, અને તેમાંથી જે ધુમાડો નિકળે તે શ્વાસમાં લેવો.

અથવા ૨ ગ્રેન અફીણનો ભુકો, ૨ ગ્રેન લોબાનનો ભુકો, તથા ૧૦ ગ્રેન સાકરનો ભુકો, આ સઘળાંને મેળવીને, તેને રકાબીમાં ઘણું ગરમ કરીને શ્વાસમાં લેવું.

| | | |
|---|---|---|
| અથવા ઑઇન્ટમેન્ટ આવ પીટ્રોલીયમ | ........... | આઉંસ ૧ |
| આઇયોડોફૉર્મ | .................... | ગ્રેન ૮ |
| સલફ્યુરીક ઇઠર | .................... | જોઇએ એટલું. |

આ દવાઓમાંથી, "આઇયોડોફૉર્મ" નામની દવાને "સલફ્યુરીક ઇઠર"માં પીગળાવવી, અને પછી તેમાં "ઑઇન્ટમેન્ટ આવ પીટ્રોલીયમ" મેળવીને તેમાં પીચ્છ બોળીને નાકના નસકોરામાં સવાર સાંજ લગાડવું.

**ઈલાજ ૪ થો.**—અગરજો જેને સરકમ થયો હોય, તે પાણી, અથવા પાણીજેવી કાંઇપણ વસ્તુ ચોવીસ કલાક સુધી પીવામાં નહી લે, તો તેનો સરકમ તે વખતપછી તદન જતો રેહેશે. અથવાતો, શરૂઆતમાં ૧૦ થી ૨૦ આંઉસ ખમી શકાએ એવા ગરમ પાણીના કોગળા એક વખતમાં કરવા.

**ઈલાજ ૫ મો.**—જેવાં સરકમ થવાનાં ચિન્હો જણાય, કે રાત્રે સુતીવેળા કાંજી, અથવા ઉકાળેલું જવનું પાણી ગરમ કરીને પીવું, તથા ૧૦ ગ્રેન "ડોવર્સ પાઉડર"નું એક પડીકું કરીને તે પાણીસાથે ફાકવું. ગરમ પાણીમાં રાઇ નાખીને તેમાં પગો બોળવા, તથા ગળાંઉપર ગરમ ગળેબંધ વિટાળવો.

**ઈલાજ ૬ ઠો.**—નીચે જણાવેલી બંધે દવાઓ મેળવીને તે ફાકવી.

| | | | |
|---|---|---|---|
| જેમસીસ પાઉડર .... | ગ્રેન ૨ થી ૪ | ડોવર્સ પાઉડર ........ | ગ્રેન ૧૫ |

**ઈલાજ ૭ મો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પીવી.

| | | | |
|---|---|---|---|
| સ્પીરીટ આવ નાઇટ્રસ ઇઠર .. | ડ્રામ ૧ | વાઇન આવ એન્ટીમની .. | ડ્રામ ૦ાા |
| કમપાઉંડ ટીંક્ચર આવ કેમફર.. | ડ્રામ ૧ | કેમફર વૉટર ........ | આઉંસ ૧ |
| ઑક્સીમેલ આવ સ્કુઇલ.... | ડ્રામ ૦ાા | | |

**ઈલાજ ૮ મો.**—૧ આઉંસ "સલફ્યુરીક ઇઠર"ને બાટલીમાં ભરીને, તેનો બુચ ઉંઘાડી ૨ થી ૩ ડ્રામજેટલું બંધે નસકોરાંએ જોરથી સુંઘવો, અને એ પ્રમાણે દહાડામાં બેથી ચારવાર સુંઘવાથી બે દહાડામાં સરકમ તદન સારો થઇ જશે. અથવા "ટીંક્ચર આવ આઇયોડાઇન" બાટલીમાં ભરીને, તેનો બુચ ઉંઘાડીને સુંઘવું.

**ઈલાજ ૯ મો.**—"કલોરેટ આવ પૉટાશ"નો ભુકો મોહોડાંમાં રાખીને સુસ્યા કરવાથી ગુણ થશે.

**ઈલાજ ૧૦ મો.**—૧૦ ગ્રેન "સેલીસીન," અથવા ૧૦ ગ્રેન "સલફેટ આવ કુઈનીયા" દર બે કલાકે, જયાંસુધી પુષ્કલ પરશેવો છુટે, ત્યાંસુધી પાણીસાથે ફાકવું. કાંનોમાં સુકો રૂ ખોસવો.

અગરજો *સખ્ત જાતનો સરકમ થયો હોય, તો તેની નીશાની તથા સબબ નીચે જણાવ્યાપ્રમાણે હોયછે.

**નીશાની તથા સબબ.**—હવામાં એકાએક ફેરફાર થવાથી, અથવા ચોમાસાંની રૂતુ શુરૂ થવાઅગાઉ પૂર્વદિશા તરફનો વા છાતીને લાગવાથી એકાએક સરદી લાગીને સખ્ત સરકમ થઇ આવેછે. તેવેળા નાક પુષ્કળ ગળેછે, છીંકો આવેછે, માથું દુખેછે, ટાહાડ વાગી આવેછે. તાવ આવેછે, ઠાંસો થાયછે, પુષ્કળ નબળાઇ જણાયછે, અને ભુખ લાગતી નથી. આ બિમારી એકઉપરથી બીજાંને ઉડેછે.

**ઈલાજો ૧ લા.**—ગરમ ઓરડામાં રેહેવું. છાતીઉપર રાઇ મુકવી. ઇંટ ગરમ કરીને તેનો, અથવા બાટલીમાં ગરમ પાણી ભરીને તેનો પગઉપર સેક કરવો "રૂહબાર્બ," એરંડીયું તેલ, અથવા "કેલસાઇન્ડ મેગ્નીશીયા," નો જુલાબ લેવો. અગરજો ઝાડો સાફ નહીં આવે. તો ૫ ગ્રેન "બ્લુ પીલ," તથા ૫ ગ્રેન "કમપાઉંડ રૂહબાર્બ પીલ," આ બંન્નેને મેળવીને તે લેવું. ઝાડો સાફ આવ્યા પછી નીચે જણાવેલી દવાઓ મેળવીને. લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| ટારટર એમેટીક | ગ્રેન | ૧ |
| નાઇટ્રેટ આવ પૉટાશ | ડ્રામ | ૧ |
| પાણી | આઉંસ | ૬ |

એમાં ઘણીવાર તાવ આવેછે. માટે તે નરમ પડે કે શક્તિ આવવામાટે ૫ ગ્રેન "કારબૉનેટ આવ એમોનીયા," તથા ૧॥ આઉંસ "ઇનફ્યુઝન આવ કેલમબા," આ બંન્નેને મેળવીને, દર ત્રણ કલાકે પીવું. ખોરાકમાં માત્ર કાંજી, "વાઇન," હલકો બાફેલો સેરવો, વગેરે લેવું.

**ઈલાજો ૨ જો.**—છાતીઉપર ગરમ સેક કરવો, તથા ગરમ પાણીમાં ૨૦ ગ્રેન "હેનબેન" નાખીને, તેનો બાફ શ્વાસમાં લેવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી. દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| ટીંકચર આવ ટૉલુ | ડ્રામ | ૪ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથર | ડ્રામ | ૨ |
| વાઇન આવ ઇપીકાકયુઆના | ડ્રામ | ૨ |
| સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા | આઉંસ | ૨ |
| કેમફર વૉટર | આઉંસ | ૪ |

*(ઇનફ્લ્યુએનઝા=Influenza.)

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાંથી લીકર ગ્લાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ એમોનીયા............ | ગ્રેન | ૨૮ |
| સલફેટ આવ મૉરફીન .............. | ગ્રેન | ½ |
| આમન્ડ મીકસચર ................. | આઉંસ | ૮ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, શ્વાસ લેવાનું કોડીનું યંત્ર જેને "પોરસીલેન રેસપીરેટર" કહેછે, તેમાં નાખીને દમમાં લેવું.

| | | |
|---|---|---|
| એકસટ્રેકટ આવ હેમલૉક............ | ગ્રેન | ૧૨ |
| કમપાઉંડ ટીંકચર આવ બેનઝોઈન ...... | ડ્રામ | ૨ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા .... | ડ્રામ | ૦।। |
| ગરમ પાણી .................... | આઉંસ | ૨૦ |

અગરજો રૂ, ઉન, સુતર ઇત્યાદીને લગતાં મોટાં કારખાનાઓમાં કામ કરનારાઓને એ જણસોની બારીક રજકણો દમમાં જવાથી ઘડી ઘડી સરકમ થતો હોય, તો તેવા લોકોએ "રેસપીરેટરસ," એવું એક જાતનું કપડાનું પેહેરન નાક આગળ બાંધવું, જેથી દમમાં જતી રજકણો અટકશે, અને સરકમ થશે નહી.

**ઈલાજ ૩ જો.**—ગામઠી વૈદો દાડમની છાલ દહાડામાં ત્રણથી ચારવાર ચાવવા ફરમાવેછે, કે જેથી એકવાર સરકમસાથે થયેલો ડાંસો પાછો થાય નહી, અને એથી ઘણીવેળા ગુણ થયેલા જણાયલાછે.

**ઈલાજ ૪ થો.**—અગરજો સરકમ જોરમાં થયો હોય, અને તેથી તાવ પણ આવતો હોય, તો નીચે જણાવેલી દવાઓને છુંદીને ૪૦ આઉંસ પાણીમાં ઉકાળવી, અને આસરે ૨૦ આઉંસજેટલું પાણી રેહે, કે તે ગાળી કાહાડી, તેમાંથી ૨ થી ૪ આઉંસજેટલું, દર ત્રણ કલાકે પીવું.

બનફસા ડ્રામ ૪—કાસનીનાં બીજ ડ્રામ ૬—જેઠીમધનાં મૂળીયાં ડ્રામ ૬—સોંફ ડ્રામ ૬.

**ઈલાજ ૫ મો.**—અગરજો સરકમ જોરમાં થયો હોય, અને વળી ખાંસી થઈ હોય, તથા ઘાંટું પડ્યું હોય, તો નીચે જણાવેલી દવાઓનો કાવો બનાવીને, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પીવો.

ઉન્નાબ (સુકાં) નંગ ૭—સીપસતાન (સુકાં) નંગ ૧૨—આલુ નંગ ૧૦—કાસની ડ્રામ ૩—બનફસા ડ્રામ ૨—ખસખસનું પાણી આઉંસ ૧૨.

**ઈલાજ ૬ ઠો.**—ઉપર જણાવ્યાપ્રમાણે જો સરકમસાથે ખાંસી થઈ હોય, તથા ઘાંટું પડ્યું હોય, તો નીચે જણાવ્યાપ્રમાણે બનફસાનું શરબત બનાવીને પીવું.

બનફસા રતલ ૧—સાકર રતલ ૨—પાણી રતલ ૩.

આ સઘળાંને ઉકાળીને, આસરે ૨ રતલજેટલું રેહે, કે થંડું પાડી, ૦।। થી ૧ આઉંસજેટલું, દહાડામાં બેવાર, થંડાં પાણીમાં ભેળીને પીવું.

**ચેતવણી.—આ જાતનો સખત સરકમ એક માણસઉપરથી બીજાંને ઉડેછે, માટે સંભાલ રાખવી.**

# ખાંસી.

( કફ=Cough. )

**નીશાની.**—ખાંસી વારંવાર થયા કરેછે, પણ છાતીઉપરથી બલગમ સેહેલાઇથી પડતો નથી, શરીરમાં તાવ ચઢેછે, પેહેલે સરકમ થાયછે, અને તે નરમ નહી પડતાં ખાંસી થાયછે, છાતીમાંથી એક જાતનો ઝીણો સાદ નિકળેછે, તથા તે ઘણી દુખેછે. પેહેલા દિવસે ઉપર બલગમ ચિકણો, નિતરો, ઉજળો, તથા ફિણવાળો હોયછે, પણ જયારે ખાંસી સાજી થવા માંડેછે, ત્યારે તેનો રંગ ઉજળો હોવાને બદલે પિળા રંગનો થાયછે.

**સબબ.**—શ્વાસ લેવાની નળીઓમાં, તથા ફેફસાંમાં વરમ તથા ખખડાટ થવાથી, તેમાં મુખ્યકરીને છાતીને તથા ગળાંને સરદી લાગવાથી આ બિમારી થાયછે.

**ઈલાજો ૧ લા.**—રાત્રે ગરમ પાણીનો બાફ લેવો, અથવા ગરમ પાણીમાં પગો બોળીને તેઓને લુછી નાખી સારીપેઠે કોરડા કરવા, તથા તરત ૧૦ ગ્રેન સુરોખારને, ગરમ પાણીમાં ડોહળીને તે પી જવું, અને પછી ગરમ બનુસ ઓઢીને સુઇ જવું. સવારે ઉઠતીવેળા પરશેવો પડયા હોય તે લુછી નાખવો. અને કપડાં બદલી નાખીને બીજાં સુકાં પેહેરવાં.

**ઈલાજ ૨ જો.**—વીનીગર આવ સ્કુઈલ .......... ડ્રામ ૨
આસીડ આવ નાઇટ્રસ ઇથર........ ડ્રામ ૪
ટીંક્ચર આવ ડીજીટલીસ ........ ડ્રામ ૧
પાણી ...... ............ આઉંસ ૪

આ સઘળાંને મેળવીને તેમાં થોડી સાકર નાખી. તેમાંથી ૧ ચમચો ભરી. દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૩ જો.**—સીરપ આવ પૉપી ............ આઉંસ ૧
સીરપ આવ સ્કુઈલ............ ડ્રામ ૪
કમપાઉંડ ટીંક્ચર આવ કેમફર .... ડ્રામ ૪
ટીંક્ચર આવ ટૉલુ ............ ડ્રામ ૪
પાણી .................... આઉંસ ૨॥

આ સઘળાંને મેળવીને, તેમાંથી ૧ ચમચો ભરી, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૪ થો.**—ટીંક્ચર આવ ઓપીયમ ........ મીનીમ ૨૦
વીનીગર.................. આઉંસ ૦॥
હની.................... આઉંસ ૦॥
વાઇન આવ ઇપીકાકયુઆના...... મીનીમ ૨૦

આ સઘળાંને મેળવીને તે રાત્રે સુતીવેળા પીવું.

**ઈલાજ ૫ મો.**—ડોવર્સ પાઉડર .............. ડ્રામ ૦॥
કમપાઉંડ પાઉડર આવ ટ્રેગેકેન્થ.... ડ્રામ ૩
સીરપ આવ ટૉલુ ............ આઉંસ ૧
હની .... ............... આઉંસ ૧
એકસટ્રેકટ આવ હૉપ ........ આઉંસ ૦॥ થી ૧

આ સઘળાંને મેળવીને, ૧ ચમચી ભરી, દહાડામાં ત્રણવાર પીવું. આ ઇલાજ ખાંસી નરમ પાડવાસારૂં ઘણો સારોછે.

**ઈલાજ ૬ ઠો.**—જેઠીમધનાં મૂળીયાંનો ભુકો ....... આઉંસ ૧
એક્સ્ટ્રેક્ટ આવ લીકરીસ ...... આઉંસ ૧
માંઉ ..................... આઉંસ ૦॥
અળસીનો ભુકો.............. ચમચી ૨
પાણી..................... આઉંસ ૩૦

આ સઘળાંને મેળવીને ઉકાળીને ૨૦ આઉંસજેટલું કરી, તેમાંથી ૧ ચમચો ભરી, દહાડામાં ત્રણવાર પીવું, અને ૨ ચમચા ભરી, જો રાત્રે ખાંસી ઘણી થતી હોય, તો પીવું.

**ઈલાજ ૭ મો.**—કમપાઉંડ સ્કુઇલ પીલ .......... ગ્રેન ૨૦
કમપાઉંડ એક્સ્ટ્રેક્ટ આવ કૉલૉસીન્ડ... ગ્રેન ૨૦
ઇપીકાક્યુઆના પાઉડર .......... ગ્રેન ૧૦ થી ૨૦
એક્સ્ટ્રેક્ટ આવ હનબેન.......... ગ્રેન ૨૦

આ સઘળાંને મેળવીને, તેની વીસ ગોળીઓ કરી, બે ગોળીઓ દહાડામાં ત્રણવાર ગળવી.

**ઈલાજ ૮ મો.**—અગરજો ઘણી ગુંચવાળી ખાંસી આવતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની બાર ગોળીઓ કરી, બે ગોળીઓ રાત્રે ગળવી.

કમપાઉંડ પીલ આવ ગાલબેનમ .... ડ્રામ ૦॥
કમપાઉંડ સ્કુઇલ પીલ .......... ડ્રામ ૦॥

**ઈલાજ ૯ મો.** આમન્ડ ઑઇલ.............. આઉંસ ૧
સીરપ આવ લેમન............ આઉંસ ૧
ઇપીકાક્યુઆના પાઉડર ........ ડ્રામ ૧
કમપાઉંડ પાઉડર આવ ટ્રેગેકેન્થ.... ડ્રામ ૩
એક્સ્ટ્રેક્ટ આવ હૉપ્સ ........ ડ્રામ ૧

આ સઘળાંને મેળવીને, તેમાથી ૧ ચમચી ભરી, દર બે કલાકે પીવું. જે વેળા અફીણ નહીં અપાય, તેવેળા ખાંસીનેસારૂં આ દવા ઘણી સારીછે.

**ઈલાજો ૧૦ માં.**—કાંસાની ટાંકણી ચુસ્યા કરવી, અથવા ૫ થી ૧૫ મીનીમ "ટેરીબીન" સાકરમાં મેળવીને દર ચાર કલાકે ખાધામાં લેવું.

**ઈલાજ ૧૧ મો.**—૨ ડ્રામ "સલફ્યુરીક ઈથર" રૂમાલઉપર છાંટીને તે સુંઘ્યા કરવું.

**ઈલાજ ૧૨ મો.**—અગરજો મોટી ઉંમરનાં માણસને ખાંસીસાથે તાવ જોરમાં આવતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ચારવાર ફાકવું, અને તે બેથી ત્રણ દહાડાસુધી ચાલુ રાખવાં.

ટારટર એમેટીક ગ્રેન ૦॥—અથવા જેમ્સીસ પાઉડર ગ્રેન ૮—ઇપીકાક્યુઆના પાઉડર ગ્રેન ૩૦—કેલોમેલ ગ્રેન ૮.

**ઈલાજ ૧૩ મો.**—૨૦ ટીપાં "ક્લોરોફૉર્મ"ને, ખખલતાં પાણીમાં નાખીને તે સુંઘવાં.

**ઈલાજ ૧૪ મો.**—અગરજો ખાંસી લાંબા વખતની થઇ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને. પોણું વાઇનગ્લાસ ભરી. દહાડામાં ચારવાર પીવી.

| | | | |
|---|---|---|---|
| | ટીંક્ચર આવ સેનીગા | ડ્રામ | ૨ |
| | સીરપ આવ ટૉલુ | ડ્રામ | ૪ |
| | સોલ્યુશન આવ હાઇડ્રોક્લોરેટ આવ મારફીયા | ડ્રામ | ૨ |
| અથવા | ટીંક્ચર આવ લોબીલીયા | ડ્રામ | ૧ |
| | ડ્રોપેયા | ડ્રામ | ૨ |
| | ગમ એકેશીયા | ડ્રામ | ૨ |
| | પાણી | આઉંસ | ૬ |
| **ઈલાજ ૧૫ મો.**— | સ્પીરીટ આવ નાઇટ્રિસ ઈથર | ડ્રામ | ૨ |
| | કમપાઉંડ ટીંક્ચર આવ કેમ્ફર | ડ્રામ | ૪ |
| | ઑઇલ આવ ટરપીનટાઇન | ડ્રામ | ૧ |
| | ગમ એકેશીયા | ડ્રામ | ૨ |
| | પાણી | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી. દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૧૬ મો.**—એક્સટ્રેક્ટ આવ લીકરીસ આઉંસ ૦॥—ગમ એકેશીયા આઉંસ ૦॥—કમપાઉંડ ટીંક્ચર આવ કેમ્ફર આઉંસ ૨—સ્પીરીટ આવ નાઇટ્રિસ ઈથર આઉંસ ૦॥—પાણી આઉંસ ૧૨.

આ સઘળાંને મેળવીને, મોટી ઉંમરનાં બિમારને ૦॥ આઉંસજેટલું. તથા બચ્ચાંને ૧ ડ્રામજેટલું દર ત્રણ કલાકે આપવું.

**ઈલાજ ૧૭ મો.**—અગરજો ખાંસીસાથે સરકમ પણ થયો હોય, તો

બનફશા ડ્રામ ૬—ઉન્નાબ નંગ ૨૦—અંજીર નંગ ૫—તુખમે ખતમી ડ્રામ ૧૦—પાણી આઉંસ ૪૮.

આ સઘળાંને ઉકાળીને. આસરે ૧૬ આઉંસજેટલું રેહે, કે થંડું પાડી ગાળી કાહાડી. તેમાંથી ૨ થી ૩ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૧૮ મો.**—ગારીકુનનો ભુકો ડ્રામ ૩—જેઠીમધનો ભુકો ડ્રામ ૧.

આ બંધેને મેળવીને, તેનો ઝીણો ભુકો કરવો. અને તેમાંથી ૧૦ થી ૪૦ ગ્રેનનું અક્કેકું પડીકું કરીને પેહેલું સવારનાં. બીજું બપોરનાં, તથા ત્રીજું સાંઝનાં ફાકવું. અથવા તો ગોરૂચંદન એક તલભાર દુધમાં ખુબ મેળવીને બચ્ચાંને સહવાર સાંજ પાવું અથવા તો સોજી દીકામાલી પાણીમાં ઘસીને ચટાડવું.

**ઈલાજ ૧૯ મો.**—મિઠી બદામ ડ્રામ ૧૦—દુધીનાં બીજ ડ્રામ ૫—કાકડીનાં બીજ ડ્રામ ૫—કુનફાનાં બીજ ડ્રામ ૫—કાહુનાં બીજ ડ્રામ ૫—ખસખસ ડ્રામ ૩—બાવળનો ગુંદર ડ્રામ ૪—મિઠી બદામનું તેલ આઉંસ ૩—સાકર આઉંસ ૩.

પ્રથમ સઘળાં બીજોનાં છોલતાં કાહાડીને તેઓને સારીપઠે મેળવવાં, અને ત્યારપછી તેમાં ગુંદર તથા સાકરનો ભુકો મેળવીને ફરી સઘળું એકરસ કરવું,

અને છેલ્લે તેમાં મિઠી બદામનું તેલ નાખીને ખુબ મસળીને તેનો પાખ બનાવવો. આ પાખમાંથી ૩ થી ૬ ડ્રામ જેટલો દહાડામાં ત્રણવાર ખાવો.

**ઈલાજ ૨૦ મો.**—અગરજો ખાંસી લાંબા દહાડાની થઇ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તેને સારીપઠે ઉકાળવી, અને તેનો ઘાટો શીરોજેવો થાય, કે થંડું પાડી બાટલીમાં ભરી રાખવું, અને તેમાંથી ૦ાા થી ૧ આઉંસ જેટલું, દહાડામાં ત્રણવાર, પાણીમાં મેળવીને પીવું.

સુક્કો જંગલી કાંદો ડ્રામ ૧—સુક્કાં અંજીરનો ભુકો આઉંસ ૬—અનીસુનનો ભુકો આઉંસ ૦ાા—કાળી દરાખ આઉંસ ૨—મિઠી બદામનો ભુકો આઉંસ ૧—સુંઠનો ભુકો ડ્રામ ૨—મધ રતલ ૨—પાણી આઉંસ ૪૦.

**ઈલાજ ૨૧ મો.**—સેનાગસ ડ્રામ ૩ાા—અફીણ ગ્રેન ૧૫—જુંદબેદસતર ડ્રામ ૧ાા.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને, તેમાં થોડો બાવળનો ગુંદર નાખી તેનો પાક બનાવી કાચનાં વાસણમાં ભરી રાખવો, અને તેમાંથી ૫ થી ૧૦ ગ્રેન જેટલો, દહાડામાં ત્રણથી ચારવાર ખાવો.

**ઈલાજ ૨૨ મો.**—નવસાગર ડ્રામ ૨—જેઠીમધનાં મુળીયાંનો ભુકો આઉંસ ૦ાા—ખખનતું પાણી આઉંસ ૮.

પ્રથમ જેઠીમધને ખખલતાં પાણીનાં વાસણમાં નાખીને ઢાંકી રાખવી, અને થંડું પડે કે ગાળી કાહાડીને તેમાં નવસાગર ઉમેરવો. આ મેળવણીમાંથી ૧ થી ૨ આઉંસજેટલું દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૨૩ મો.**—કોઇપણ જાતની ખાસીમાં જો બલગમ છુટથી બાહાર પડતો નથી, તથા જો ઉલટી થતી નથી, તો અંગ્રેજી ડાકટરો ઘણુંકરીને ૨૦ થી ૩૦ ગ્રેન "ઈપીકાકયુઆના પાઉંડર" ફાકવા આપેછે, બચાંને ૧ થી ૩ ગ્રેન જેટલું, ગરમ પાણીમાં ડોહળવીને પાયછે.

---

## બલગમી ખાંસી.

( **એકયુટ બ્રૉનકાઈટીસ**=Acute Bronchitis. )

**નીશાની.**—જે ઝીણીં નળીઓની મારફતે શ્વાસ ફેફસાંમાં જાયછે, તેઓનાં વરમનેલીધે બલગમી ખાંસી થાયછે. તીક્ષણ વરમમાં સસણી જોરમાં ચાલેછે, શ્વાસ બરાબર લેવાતો નથી, છાતીમાં ઘણો દુખાવો થાયછે, જોરમાં તાવ આવેછે, તથા સુક્કો ઠાંસો આવેછે.

**ઈલાજો.**—શુરૂઆતમાં નિચે જણાવ્યા પ્રમાણે ઈલાજો કરી જોવા, ૦ાા થી ૧ શેર દુધ ગરમ ખખળતું કરીને તેમાં ૧ થી ૨ ગ્લાસ "શેરી" કે "મદીરા વાઇન" નાખવો, અને ઠંડું પડે ને દહીં બંધાએ કે તે કપડામાંથી ગાળી કહાડવું,

પછી દુધની જે મેળવણી રેહે, તેમાં સાકર નાખી, મોટી ઉમરવાળાએ સઘળું પીવું; એને ઇંગ્રેજીમાં "વાઇન વ્હે" Wine-whey કરી કહેછે. એથી જો ખાંસી નરમ નહી પડેતો મોટી ઉમરવાળાંએ ઉપલી મેળવણીમાં ૨૦ મીનીમ "ટીંકચર આવ ઓપીયમ" નાખીને પીવું. ગરમ પાણીનો બાફ લેવો. છાતીઉપર રાઇ મુકવી, અથવા "ઑઇલ આવ ટરપીનટાઇન" ચોપડીને તેઉપર "ફ્લાનેલ"નો ગરમ સેક કરવો, અથવા પ્રથમ "ઑઇલ આવ ટરપીનટાઇન" ચોપડીને, ચાર ભાગ અલસીનો આટો, તથા એક ભાગ રાઇ, આ બંનેને પાણીમાં રાંધવું, અને ત્યારપછી તે કપડાંઉપર પાથરીને તેનો ગરમ સેક કરવો. એવો સેક ગરમગરમ એક કલાકસુધી કરીને આખી છાતી તથા બરડાઉપર આવે એમ તે બાંધીને, તેનીઉપર "ઑઇલ સીલ્ક" બાંધી લેવું. ત્રણ કલાકપછી "પોલ્ટીસ" થંડી પડે કે પાછો સેક કરવો. આપ્રમાણે દહાડામાં ત્રણચાર વખત સેક કરવો.

**ચેતવણી.—આપ્રમાણે "પોલ્ટીસ" બાંધતીવેળા એક સંભાળ લેવી જોઈએ, તે એકે જો બચ્ચાંને "પોલ્ટીસ" બાંધી હોય, અને તેને ઝોડલી-માં સુવાડ્યું હોય, તો અલસીનેલીધે ત્યાં કીડી લાગું નહી પડે તેની સંભાળ લેવી, અને એટલામાંટે ઝોલ્લી અથવા બિછાણું સ્વચ્છ રાખવું.**

અગરજો ઉપર જણાવ્યાપ્રમાણે "પોલ્ટીસ"થી છાતી નરમ નહી પડે, તો છાતીનાં જે ભાગમાંથી ઝીણો સાદ આવતો હોય, ત્યાં એક હલકું "બ્લીસ્ટર" મુકવું. અગરજો બિમાર બચ્ચું હોય, તો ૩ ગ્રેન "ઇપીકાકયુઆના પાઉડર," અને ૩ ગ્રેન "સલફેટ આવ ઝાંક"નું એક પડીકું કરીને તે ગરમ પાણીમાં પાવું, અને દર અર્ધે કલાકે સારીપેઠે બલગમ પડે, ત્યાંસુધી એમપ્રમાણે પાયા કરવું. અગરજો બિમાર મોટી ઉંમરનું હોય, તો ૨૦ ગ્રેન "ઇપીકાકયુઆના પાઉડર," તથા ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," આ બંનેને ગરમ પાણીમાં મેળવીને પાવું, અને ઉલટી નહી કરે, તો પા કલાકપછી ફરી પાવું. એ પછી બીજે દહાડે પરશેવો પડવા, અને બીજો થોડોથોડો બલગમ પાડવામાંટે ૮ ગ્રેન "કેલોમેલ," તથા ૮ ગ્રેન "જેમસીસ પાઉડર," આ બંનેને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દર છ કલાકે પાણીસાથે ફકાડવું. અથવા

| | | |
|---|---|---|
| એન્ટીમોનીયલ વાઇન ................ | ડ્રામ | ૨ |
| સીરપ આવ ટૉલુ .................... | ડ્રામ | ૨ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથર ............ | ડ્રામ | ૨ |
| ઑક્સીમેલ આવ સ્ક્વીલ .............. | ડ્રામ | ૧ |
| ક્લૉરેટ આવ પૉટાશ ............... | ડ્રામ | ૧ |
| સૉલ્યુશન આવ હાઇડ્રોક્લોરેટ આવ મોરફીન .. | ડ્રામ | ૨. |
| ગમ એકેશીયા ..................... | ડ્રામ | ૨ |
| પાણી ......................... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવું. બચ્ચાંને બે ચમચી ભરી પાવું. જોડીમધ આખો દહાડો ચુસાડવી.

અથવા,

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ સેનીગા .............. | ડ્રામ | ૨ |
| કારબૉનેટ આવ એમોનીયા............ | ગ્રેન | ૨૦ |
| સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ ............ | ડ્રામ | ૧ |
| ઑક્સીમેલ આવ સ્કુઈલ ............ | ડ્રામ | ૧ |
| કમપાઉંડ ટીંક્ચર આવ બેનઝોઇન ...... | ડ્રામ | ૨ |
| પાણી ......................... | આઉંસ | ૪ |

આ સઘળાંને મેળવીને તેમાંથી લીકરગ્લાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

અગરજો ઉપર જણાવેલી દવા પીધામાં આપયાથી, ચીકટ બળગમ છુટો પડી, બાહેર નિકળવાને બદલે છાતીમાંજ રહીને દરદીનો દમ ગુંગળાય, અને તેનું શરીર તથા ચેહેરો બલુ રંગનો માલમ પડે, અને શરીર ઠંડું થાય, અને તે બેશુધ થાય, અને ખાંસો એકદમ બંધ પડી જાય, તો એ સઘળી નિશાનીઓ ઘણી ખરાબ છે એમ સમજવું, અને એવી વખતે ઉપલી દવા એકદમ બંધ કરીને ૩૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક" ગરમ પાણીમાં હોહોવીને તરત ફકાડવું, અને ઉલટી કરાવવી. અને ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી મોટી ઉમરના બિમારને, લીકરગ્લાસ ભરી, દર ચાર કલાકે પાવું.

| | | |
|---|---|---|
| સલફેટ આવ કુઈનીયા............... | ગ્રેન | ૪૦ |
| ડાઇલ્યુટેડ ફૉસફૉરીક આસીડ .......... | ડ્રામ | ૧ |
| સીરપ આવ ટૉલુ.................. | ડ્રામ | ૪ |
| ટીંક્ચર આવ ક્લાહઓની ............ | મીનીમ | ૮ |
| પાણી ......................... | આઉંસ | ૮ |

અથવા નીચે જણાવેલી દવા પણ ગુણકારકછે, માંટે તે પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આયોડાઇડ આવ પૉટાશીયમ. | ગ્રેન | ૨૦ | વાઇન આવ ઇપીકાકયુઆના . | ડ્રામ | ૨ |
| કારબૉનેટ આવ એમોનીયા .. | ગ્રેન | ૨૦ | પાણી .............. | આઉંસ | ૬ |
| ટીંક્ચર આવ બેલેડોના...... | ડ્રામ | ૧ | | | |

ઘણુંકરીને ઉપર જણાવેલા ઇલાજોથી ખાંસી નરમ પડેછે, તોયે હમણાંની શોધપ્રમાણે એક વધારે સારો ઇલાજ છે, કે જે ખાંસી શુરૂ થતાંજ કીધામાં આવે તો ઘણો અસરકારક જણાયોછે. તે એછે, કે એક નાહાનું વાસણ જેનીમારફતે શ્વાસ લેવાઇ શકાય તેથી, અથવા રૂમાલઉપર છાંટીને ૨ થી ૩ ડ્રામ "સલફ્યુરીક ઇઠર"નો, અથવા સરકો ઉકાળીને તેનો બાફ શ્વાસમાં લીધો હોય, તો ખાંસી તરત મટી જશે. અગત્ય પડે, તો થોડા કલાકપછી તેજપ્રમાણે અજમાવવું. સુક્કા ધતુરાની બીડી કરીને પીવાથી, અથવા તેને ખખલતાં પાણીમાં નાખીને તેનો બાફ લેવાથી પણ ગુણ થાયછે. એક હલકો જુલાબ લેવો, અને ઓરડામાં તાર અથવા ડામર બાળીને તેનો ધુંઓ શ્વાસમાં લેવો, જેથી ગુણ થશે.

અગરજો આ બિમારીસાથે કલેજું પણ બગડયું હોય, તો ૦॥ ગ્રેન "પૉડૉફીલીન," અને ૩ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ હાઈયોસાએમસ," આ બંધેને મેળવીને, તેની એક ગોળી બનાવી તે થોડા દહાડાસુધી આંતરેઆંતરે ગળવી.

ખોરાક ઘણો ભારી, જેવોકે ગોસ, ઈંડાં, દુધ, ઇત્યાદિ લેવો નહી, પણ તેને બદલે કાંજી, ચા, પાંઉ, ઇત્યાદિ લેવું.

ઘણીવેળા વૈદ્યો નીચે જણાવ્યાપ્રમાણે ગરમાળાનો પાખ આપેછે, અને તેથી પણ કેટલીકવાર ગુણ થાયછે.

અંજીર (સુકાં) દાણા ૨૧—ગાવજુબાન તોલા ૩—જેઠીમધ (છોલેલા) તોલા ૬—પરેશીઆવશાન તોલા ૩—જોફા તોલા ૩—ઉન્નાબ દાણા ૨૫—સીપસ્તાન દાણા ૨૫—સાતરા તોલા ૩—કેશર તોલો ૦।—ગરમાળાનો ગર તોલા ૧૦—સાકર શેર ૨—મિઠી બદામનું તેલ તોલો ૧.

ઉપલાંમાંથી સાકર, ગરમાળાનો ગર, બદામનું તેલ, તથા કેશર એટલું જુદું રાખીને બાકીની દવાઓને સાફ કરીને ખાખરી કરવી, ત્યારપછી ૫ શેર પાણીમાં તે સઘળાંને ઉકાળવું. બળીને ૨ શેરજેટલું પાણી બાકી રેહે કે ઉતારીને સારી પઠે ચોળવું, અને ત્યારપછી ગાળી કાહાડીને તેને ફરીથી ગરમ કરી, તેમાં ગરમાળાનો ગર ભિંજવી મુકવો. થંડું પડવાપછી ફરીથી મસલીને ચાળણીમાંથી ગાળી લેવું. ત્યારપછી તેમાં સાકર નાખીને ચુલાઉપર મુકી ચાસ લાવી કઠણ કરવું. એટલું કરવાપછી તેમાં બદામનું તેલ તથા કેશર નાખીને મેળવવું, તથા ક્રોકીનાં વાસણમાં તે ભરી રાખવું. અને તેમાંથી અક્કેકો ચમચો ભરી સવાર સાંઝ ખાવું. એથી દરરોજ એક સાફ ઝાડો આવશે, અને ખાસી નરમ પડશે. અથવા ગરમ દુધમાં લાલ ખાંડ, કાળા મરીની એક ચમટી, તથા હળદની એક ચમટી મેળવીને પીધામાં આપેછે.

આ નીચે જણાવેલી દવાથી પણ ઘણીવાર ગુણ થાયછે, માંટે તેની મેળવણીની ચણાજેવડી ગોળીઓ બનાવવી, અને પાંચથી પંદરસુધી આખા દહાડામાં ચુસવી.

જેઠીમધનો શીરો તોલા ૨—બાવળના ઉજળો ગુંદર તોલા ૨—ગુંદર તોલા ૨—ઉંનો નીસાસ્તો તોલો ૧—કાળાં મરી તોલો ૦।—સાકર તોલા ૨—કેશર તોલો ૦।.

ઉપલી ગોળી ચુસવાઉપરાંત "મૉરફીયા"ની ટાંકણી ચુસવાથી પણ ગુણ થાયછે.

# જુની બલગમી ખાંસી.

**(ક્રૉનીક બ્રૉનકાઈટીસ=Chronic Bronchitis.)**

એમાં હલકો ખોરાક નહી, પણ વધારે શક્તિવાળો ખોરાક, જેવોકે દુધ, ઈંડાં, રસ, "વાઇન," વગેરે લેવો, કારણકે એમાં નબળાઈ ઘણી હોયછે. બલગમ છુટથી, અને વગર હરકતે પડે, તેમજ શરીરમાં હુશીઆરી રેહે એવી દવા લેવી.

**ઈલાજો.**—સૉલ્યુશન આવ એસિટેટ આવ એમોનીયા.. આઉંસ ૨
કારબૉનેટ આવ એમોનીયા .......... દ્રામ ૦ા
સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથિર .......... દ્રામ ૨ થી ૩
પાણી ...................... આઉંસ ૪

આ સઘળાંને મેળવીને, બે ચમચા ભરી, દર ત્રણ કલાકે પીવું.

અગરજો બલગમ ઘણો પડતો હોય, તો તે થોડો પડે એટલામાંટે ગરમ પાણીનો બાફ લીધાથી, અથવા ખખ્ખલતા પાણીમાં એકથી બે ચમચા "ઑઇલ આવ ટરપીનટાઇન," અથવા "ક્રીઓસોટ" નામીને તે બિમારનાં ઓરડામાં રાખવાથી ઓરડામાંહેલી હવામાં તેનો બાફ ફેલાઇને તે બિમારનાં શ્વાસમાં જવાથી ઘણો ગુણ થાયછે, અને શ્વાસ પણ સેહેલાઇથી ચાલેછે, માંટે તેમ કરવું.

ઘણીવેળા ૧ ગ્રેન "ટેનીક આસીડ," અથવા ૧૦ મીનીમ "ઑઇલ આવ યુકેલિપ્ટસ" અથવા ૦ા થી ૧ દ્રામ "ટીંકચર આવ મલીન," દર ચાર કલાકે, પાણીમાં ભેળીને પીવાથી ખાંસીનો જોર નરમ પડેછે. ગમેતો "મલીન"નાં પાંદડાંની બીડી બનાવીને તે પીવી, અગરજો બિમારને ખાંસીનાં જોરથી ઉંઘ બિલકુલ આવતી નહી હોય, તો નીચે જણાવેલી દવાઓની ચાર ગોળીઓ બનાવીને, અક્કેકી ગોળી, સવારસાંઝ ગળવી.

એસીટેટ આવ મૉરફીયા........ ગ્રેન ૧
એક્સટ્રેક્ટ આવ લેટયુસ........ ગ્રેન ૧૨
એક્સટ્રેક્ટ આવ બેલેડોના...... ગ્રેન ૧

નીચે જણાવેલી દવા હમણાંનાંકરતાં આગળ ઘણી વપરાતી હતી, માંટે તે પણ અજમાવવાને ભલામણ કર્યામાં આવેછે, કારણકે તેથી ઘણો ગુણ થતો જણાયોછે.

ડાઇલ્યુટેડ હાઇડ્રોબ્રોમીક આસીડ મીનીમ ૪૦—સીરપ આવ ટૉલુ દ્રામ ૪—ટીંકચર આવ સેનીગા દ્રામ ૨—ટીંકચર આવ લોબીલીયા દ્રામ ૧—ઑકસીમેલ આવ સ્કુઇલ દ્રામ ૨—પાણી આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને,પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

અગરજો ટાંકી અથવા ચાંદીનાં રોગથી આ બિમારી થઇ હોય, તો ઉપલી દવામાં ૧૨ થી ૨૦ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ" ઉમેરીને તે ઉપર જણાવ્યાપ્રમાણે પીવી.

અગરજો બળગમ જાડો પડે, અને સેહેલથી બાહેર નિકળતો નહી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની દશ ગોળીઓ કરી, અક્કેકી ગોળી, સવાર સાંઝ પાંણીમાં ગળવી.

એમોનીએકમ ગ્રેન ૨૦—કારબૉનેટ આવ એમોનીયા ગ્રેન ૧૫—હાઇડ્રોકલોરેટ આવ મૉરફીયા ગ્રેન ૧ા—ગમ એકેશીયા જોઇએ એટલો—ઇપીકાકયુઆના ગ્રેન ૪.

અથવા નિચે જણાવેલી દવાઓ મેળવીને તેની ૨૦ ગોળીઓ બનાવીને, એકથી બે ગોળી, દહાડામાં ચાર વખત ગળવી.

બેનઝોઇક આસીડ............ ગ્રેન ૪૦
એમોનીએકમ............... ગ્રેન ૪૦
હાર્ડ સોપ................ જોઇએ એટલો.

અગરજો ચીકટ બળગમ સાથે છાતી પણ દુખતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાંથી મોટી ઉમરના બિમારે ૧ થી ૨ ડ્રામ, પાંણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત પીવી.

| | |
|---|---|
| ક્લોરાઇડ આવ એમોનીયમ.. ડ્રામ ૨ | ટીંક્ચર આવ હાઇયોસાએમસ ડ્રામ ૪ |
| ક્લોરેટ આવ પૉટાશ...... ડ્રામ ૧ | સીરપ આવ પ્રુન........ આંઉસ ૧॥ |

અથવા

| | |
|---|---|
| નાઇટ્રેટ આવ પૉટાશ..... ગ્રેન ૩૬ | ઑક્સીમેલ આવ સ્કુઈલ.. ડ્રામ ૬ |
| ટીંક્ચર આવ હેમલૉક.... આંઉસ ૦॥ | ડીકૉક્શન આવ સેનીગા... આંઉસ ૬ |
| સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથર.. ડ્રામ ૬ | |

આ સઘળાંને મેલવીને, એક ચમચો ભરી, મોટી ઉમરના બિમારે દહાડામાં ત્રણ વખત પીવી.

અગરજો છાતી ખોખરી વાગતી હોય અને તેમાં દરદ થયા કરતું હોય તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તે છાતી ઉપર સવાર સાંઝ મસળવી અને ચામડી લાલ થાય અને તેની ઉપર અરાઇ જેવા ઝીણા દાના માલમ પડે કે તે લગાડવી બંધ કરવી.

ઑઈલ આવ લેમન ડ્રામ ૧—ઑઈલ આવ તરપાનટાઇન આંઉસ ૩—એસેટીક આસીડ ડ્રામ ૦॥—યોક આવ એગ (ઈંડાંની દાળ) ૧—રોઝ વૉટર આંઉસ ૨॥.

અગરજો સંધિવાથી, અથવા નજળાથી આ બિમારી થઇ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | |
|---|---|
| આયોડાઇડ આવ પૉટાશીયમ.. ગ્રેન ૧૨ | સીરપ આવ ટૉલુ..... ડ્રામ ૪ |
| વાઇન આવ કૉલચીકમ...... મીનીમ ૪૦ | પાણી............. આંઉસ ૬ |

અગરજો નબળાઇ ઘણી થઇ હોય, તો ૧ ચમચો મગરનું તેલ, દુધમાં મેળીને તે સવારસાંઝ પીવું.

હવા ફેરફાર કરવી, ખોરાક શક્તિવાળો ખાવો, તથા "વાઇન" પીવો.

---

## કુકડીઆ ખાંસી.

(ક્રુપ=Croup.)

**નીશાની.**—આ બિમારી ઘણુંકરીને દશ વર્ષનીઅંદરનાં બચ્ચાંઓને થાયછે. આ દરદની મુખ્ય જગ્યા શ્વાસ લેવાની નળીઓ હોયછે. આ બિમારીમાં ખાંસીસાથે તાવ હોયછે, સાદ બેસી જાયછે, શ્વાસ લેતાં ભારે અડચણ પડેછે, અને જાણે બિમાર ગુંગલાઇ જતું હોય એવીરીતે તેનો શ્વાસ ચાલેછે, તથા તે વેળા ઘણી અડચણ થાયછે; ખાંસતીવેળા કુકડાનાંજેવો સાદ નિકળેછે, જેઉપરથી એને "કુકડીઆ ખાંસી" કરી કેહેછે. કોઇવેળા એમાં ઉપલિઉં, અથવા તાણ પણ થાયછે.

**સબબ.**—શ્વાસ લેવાની નળીમાં વરમ થવાથી તેની માંહેનાં ભાગનું પડ સુજી આવેછે, અને તેમાં એક જાતનું ચિકટ પડ બંધાયછે, તે જો દવાથી સાફ નહીં કીધું હોય, તો તે ખેંચાઇને શ્વાસ લેવાની નળીને બંધ કરી નાખેછે, અને તેથી બિમાર ગુંગલાઇને થોડા વખતમાં રીબીને મરણ પામેછે, એટલામાંટે તેના ઇલાજો તરત કરવા જોઇએછે. આ બિમારી ઘણુંકરીને થંડી અથવા સરદી લાગવાથી, તથા દાંતોનાં ફુટવાથી થાયછે, અને આ જાતની ખાંસી એકઉપરથી બીજાંને ઉડેછે, માંટે આ દરદવાળાં બચ્ચાંઆગળથી બીજાં બચ્ચાંઓને દુર રાખવાં જોઇએછે. આ બિમારી ઘણી નઠારી છે.

**ઈલાજો.**—જેવી એ બિમારી જણાય, અને ખાંસતીવેળા કુકડાનાંજેવો સાદ ગળામાંથી નિકળે, કે તરત ૧૦ થી ૨૦ મીનીમ "એન્ટીમોનીયલ વાઇન," અથવા ૦॥ થી ૧ ડ્રામ "વાઇન આવ ઇપીકાકયુઆના," પાણીમાં ડોહડવીને જયાંસુધી પુષ્કળ ઉલટી થાય, ત્યાંસુધી દર ૫। કલાકે પાવું, અને ત્યારપછી ૨ ગ્રેન "કેલોમેલ," થોડા મધમાં મેળવીને તે ચટાડવું, અને બે કલાક વિત્યાકેડે એરંડીયાં તેલનો જુલાબ આપવો, ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને. ૧ ચમચો ભરી, દર બે કલાકે પાવી.

| | | |
|---|---|---|
| આયોડાઇડ આવ પૉટાશીયમ...... | ગ્રેન | ૮ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા.. | મીનીમ | ૪૦ |
| ટીંકચર આવ સેનીગા........... | મીનીમ | ૪૦ |
| પાણી.................... | આઉંસ | ૨ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાંથી ૧ ચમચી. પાંણીમાં મેળવીને મોટી ઉમરના બચ્ચાંને દર ચાર કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ કુઇનીયા...... | ડ્રામ | ૦॥ |
| કારબૉનેટ આવ એમોનીયા... | ડ્રામ | ૦॥ |
| સીરપ આવ સેનીગા...... | આઉંસ | ૧ |
| સીરપ............... | આઉંસ | ૧ |

ગળાનીબાહાર નળીઆગળ અને છાતીઉપર થોડાં ટીપાં જમાલગોટાનું તેલ, "સેલેડ"નાં તેલમાં ભેળીને તે ચોપડવું, ગરમ પાણીમાં બિમારને ૧૦ મીનીટસુધી બેસાડવું, અને જો તેનાંથી તે સેહેવાય નહી, અને જીવ ફરી આવે, તો તરત પાછું બાહાર કાહાડી લેવું. પાણીમાંથી બાહાર કાહાડયાપછી જાંગ, હાથ, અથવા પગોઉપર રાઇ અને અલસીનો ગરમ આટો, આ બંધેને મેળવીને, તેની "પૉલટીસ" કરી તે મુકવી, અને તે અર્ધાથી એક કલાકસુધી મુકી રાખવી, અને ફરીથી મુકવી, અથવા ખખલતાં પાણીમાં વાદળું બોળીને તે ગળાંઉપર બાંધવું, અને તે ગરમનુંગરમ રાખવું. એ પછી ૧૦ ટીપાં "એન્ટીમોનીયલ વાઇન" તથા ૮ ટીપાં "ટીંકચર આવ હાઇયોસાએમસ." આ બંધેને મેળવીને. દર ત્રણ કલાકે, પાણીસાથે પાવું.

અગરજો ચાર દહાડા વિત્યાકેડે બિમારની અવસ્થા ઠીક દીસે, પણ જીભ-ઉપર ઉજળો થરો થયો હોય, અને ઝાડો કબજ રેહેતો હોય, તો રાતનાં ૨ ગ્રેન

"કેલોમેલ," અને ૧ થી ૨ ગ્રેન "કમપાઉંડ પાઉડર આવ સ્કેમની," આ બંધેને મેળવીને તે ફકાડવું, અને સવારનાં સુનામખી તથા "એપસમ સૉલ્ટ"નો જુલાબ આપવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પાવી.

મેના ગ્રેન ૨૦—એપસમ સૉલ્ટ ડ્રામ ૨—ઈનફ્યુઝન આવ સેના ડ્રામ ૧ થી ૨.

બિમાર સાજું થવાપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, દર આંતરેઆંતરે સવારનાં પાવી, તથા તે મહિનોસુધી ચાલુ રાખવી.

કેલ્સાઇન્ડ મેગનીશીયા ગ્રેન ૬—ટીંક્ચર આવ જીન્જર ટીપાં ૧૦—ઈનફ્યુઝન આવ કેમોમાઇલ ડ્રામ ૧—એપસમ સૉલ્ટ ડ્રામ ૦॥—ઈનફ્યુઝન આવ કેલમ્બા ડ્રામ ૨.

બિમારને "ફલાનેલ" નાં ગરમ કપડાં પેહેરાવેલાં રાખવાં.

કોઈકોઈવેળા આ બિમારી મોટી ઉમરનાં માણસને પણ થાયછે. એવેળા સર્વેથી પેહેલાં ૧૫ થી ૩૦ ગ્રેન "કેલોમેલ" એકદમ ફકાડવું, અને જો અગત્ય જણાય, તથા ઝાડો નહીં આવે, તો ૭ કલાકે બીજું ફકાડવું, અને ત્યારપછી ૦॥ ડ્રામ "કલોરેટ આવ પૉટાશ," તથા ૧ ડ્રામ "એપસમ સૉલ્ટ," આ બંધેને પાણીમાં હોહવીને, દર ત્રણ કલાકે પાવું. વરમનેલીકે શ્વાસ લેવાની નળીમાં ચિકટ પડ નહીં બંધાય, એટલામાંટે થોડું "ઓલીએટ આવ મરકયુરી," અથવા ૩૦ થી ૪૦ ગ્રેન "ઑઇન્ટમેન્ટ આવ મરકયુરી," ત્રણથી ચારવાર, ચોવીસ કલાકમાં બગલમાં લગાડવું. શકિત રાખવામાંટે ૨ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા," ફકાડવું, અને સારો ખોરાક આપવો, જેવોકે દુધની કાંજી, સેરવો, "કોકો," "ચૉકોલેટ" ઇત્યાદિ.

---

# ઉંટાટીઉં.

(હુપીંગ-કફ=Whooping-Cough.)

**નીશાની.**—આ બિમારી એક જાતની નઠારી ખાંસી છે, જેમાં એક અજબ જાતનો સાદ થાયછે, અને ઘણુંકરીને સાથે ઉપરાસાપરી ખાંસી આવેછે. તથા ઉલટી થાયછે. આ જાતની ખાંસી પેહેલાં સાધારણ ખાંસીનીપઠે શુરૂ થાયછે, અને ત્યારપછી વધીને સાદ બેસી જાયછે. શુરૂઆતમાં આસરે ચૌદ દિવસસુધી લગાર તાવ હોયછે, પણ ત્યારપછી તે હોતો નથી. આ બિમારી ઉડતીછે. એને "દાબા ખાંસી" પણ કેહેછે.

**ઈલાજો.**—ખાંસીની શુરૂઆતમાં બિમારને ગરમ લુગડાં પેહેરાવેલાં રાખવાં, અને ઝાડો સાફ આવે એવી દવા આપવી, જેવીકે

| | | |
|---|---|---|
| મેના................... | ગ્રેન | ૨૦ |
| ટીંક્ચર આવ સેના............ | ડ્રામ | ૨ |
| ઈનફ્યુઝન આવ સેના........ | આઉંસ | ૧॥ |

આ સઘળાંને મેળવીને, મોટી ઉંમરનાં બિમારને પાવું, તથા બચ્ચાંને ૧ થી ૨ ડ્રામજેટલું પાવું. અગરજો ઉલટી થતી નહીં હોય, પણ ખાંસી જોરમાં હોય, તો દિવસે બિમારની ઉંમરનાં પ્રમાણમાં ૫ થી ૩૦ મીનીમ "એન્ટીમોનીયલ વાઇન," પાણીમાં મેળીને, દર ત્રણ કલાકે પાવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે બિમારની પિઠ તથા છાતીઉપર ચોપડવી.

અંબર આઉંસ ૦ાા—લવંગનું તેલ આઉંસ ૦ાા—સેલે[illegible]નું તેલ આઉંસ ૧.

અથવા ૩ આઉંસ "લીનીમેન્ટ આવ સોપ," તથા ૨ ડ્રામ "ટીંકચર આવ બેલેડોના" આ બંધેને મેળવીને તે બિમારનાં બરડાનાં કાંઠાઉપર ચોપડવું.

અગરજો ખાંસીનો જોર ઘણો વધે, અને તે ઉપરાસાપરી ઘણી ગુંચસાથે આવે, પણ ઉલટી થતી નહી હોય, તો ૨ ગ્રેન "સલફેટ આવ ઝીંક"નું એક પડીકું કરીને, તે મોળી ચામાં મેળવી, દર પા કલાકે, દહાડામાં ત્રણવાર, જયાંસુધી સારીપઠે ઉલટી થાય, ત્યાંસુધી ગરમ પાણીસાથે બચ્ચાંને પાવું. અગરજો બિમાર મોટી ઉંમરનું હોય, તો તે ૧૦ ગ્રેનસુધી વધારીને ગરમ પાણીમાં મેળવીને, દહાડામાં ત્રણથી ચારવાર પાવું. આ પડીકાં ત્રણથી ચાર દહાડાસુધી આપ્યાપછી જો ચિકણા બલગમ સાથની ઉલટી સારીપઠે થાય, તો તે પાવું બંધ કરવું, અને ત્યારપછી હમણાંની શોધપ્રમાણે સર્વેથી સરસ જણાયલો ઇલાજ કરવો, તે એકે ૧૦ થી ૩૦ મીનીમ "લીકવીડ એકસટ્રેકટ આવ ગ્રીનડૅલીઆ" સાકરના સીરામાં અથવા દુધમાં મેલવીને, દર બે કલાકે મોટી ઉમરના બિમારે પીવું. બચ્ચાંને તેની ઉમર પ્રમાણે ૨ થી ૪ મીનીમ પાવું અથવા ૨ ગ્રેન "હાઇડ્રોકલોરેટ આવ કૉકેન," ૩ ડ્રામ પાણીમાં મેળવીને તેમાંથી મીનીમ ૧૦ ત્રણ કલાકે મોટી ઉમરનાને પાવું.

**ચેતવણી.—આ છેલ્લી દવા સંભાલીને વાપરવી.**

અથવા ૧ થી ૫ ગ્રેન "હાઇડ્રેટ આવ કલોરલ," અથવા ૧ થી ૨ ગ્રેન "ક્રૉટન કલોરલ"ને સાકરનાં પાણીમાં મેળવીને, દર ત્રણ કલાકે દહાડામાં ચારથી પાંચવાર, એકથી ત્રણ વર્ષનાં બચ્ચાંને પાવું. ગમેતો ૧૨ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા," અથવા "હાઇડ્રોક્લોરેટ આવ કુઇનાઇન"નાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ચારવાર, એક અઠવાડીઉંસુધી બચ્ચાંને પાવું. મોટી ઉંમરનાં બિમારને ૮ ગ્રેનનું અક્કેકું પડીકું કરીને, દહાડામાં ચારવાર ફ્કાડવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાંથી ૧ થી ૧૨ વર્ષના બચ્ચાંને, તેની ઉમર પ્રમાણે ૪ મીનીમથી ૧૫ મીનીમ સુધી પાણીમાં મેળવીને સવાર સાંઝ પાવું. મોટી ઉમરના બિમારને ૧૫ થી ૨૦ મીનીમ પાણીમાં મેળવીને સવાર સાંઝ પાવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| એકસટ્રેકટ આવ ઇન્ડીયન હેમ્પ. | ગ્રેન | ૧૦ | આલકોહૉલ.......... | ડ્રામ | ૧ાા |
| એકસટ્રેકટ આવ બેલેડોના... | ગ્રેન | ૭ | ગ્લીસરાઇન.......... | ડ્રામ | ૧ાા |

અથવા નહાના બાળકને ૧ થી ૩ ગ્રેન "એન્ટીપાઇરીન" "રાસ્પબેરી સીરપ" માં મેળવીને દહાડામાં ત્રણ વખત પાવું, ઉમરે પુગેલાં બચ્ચાંને ૫

થી ૭ ગ્રેન આપવું, અને મોટી ઉમરના બિમારને ગ્રેન ૧૨ થી ૧૫ દહાડામાં ત્રણ વખત પાવું.

અથવા

| | | | |
|---|---|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ .. | દ્રામ ૧ | કમપાઉંડ ટીંક્ચર આવ સીન્કોના. | દ્રામ ૨ |
| હાઇડ્રેટ આવ કલોરલ...... | ગ્રેન ૪૦ | ટીંક્ચર આવ સેનીગા...... | દ્રામ ૨ |
| સીરપ આવ સ્કુઇલ........ | દ્રામ ૧ | પાણી................ | આઉંસ ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, મોટી ઉમરનાં બિમારને પાવું. બચ્ચાંને ૧ થી ૪ ચમચીસુધી, દર ત્રણ કલાકે પાવું, અથવા

| | |
|---|---|
| સલફ્યુરીક ઇઠર.................... | ભાગ [illegible] |
| કલોરોફૉર્મ .................... | ભાગ [illegible] |
| ઑઇલ આવ ટરપીનટાઇન ............. | ભાગ [illegible] |

આ સઘળાંને મેળવીને બાટલીમાં ભરી રાખવું, અને જેવી ગુંચ આવે, કે તેમાંથી થોડું રૂમાલઉપર છાંટીને નાક તથા મોંહઆગળ પકડવું.

૧ આઉંસ પાણીમાં, ૫ થી ૧૦ ગ્રેન ફટકી ઓહવીને, અથવા ૨ ગ્રેન "ટેનીક આસીડ," તથા ૧ આઉંસ પાણી, આ બંનેને મેળવીને તે પિચકારીમાં ભરી ધીમેથી મોંહવાટે ગળાંનીમાંહે મારવું.

અગરજો "આઇયોડાઇડ આવ સીલવર" પાયું હોય, તો આસરે આઠ દહાડામાં આ જાતની ખાંસી ઘણુંકરીને તદન સારી થાયછે. આ દવા નીચે જણાવ્યાપ્રમાણે બનાવવી.

"નાઇટ્રેટ આવ સીલવર"ને થોડાં પાણીમાં પિગળાવીને, તેમાં "આઇયોડાઇડ આવ પૉટાશીયમ" નાખવું, જેથી ગ્લાસનાં તળીયાંમાં ઝીણાં ભુકા જેવો, પિળા રંગનો થરો થયેલો જણાશે, જેને "આઇયોડાઇડ આવ સીલવર" કેહેછે. ત્યારપછી ગ્લાસમાંનું ઉપરનું પાણી ઢોળી નાખવું, અને નિચેનો ભુકો બાહાર કાહાડીને સુકવવો, ત્યારપછી

| | | | |
|---|---|---|---|
| આઇયોડાઇડ આવ સીલવર.. | ગ્રેન ૧૦ | ગમ ટ્રેગેકેન્ઠ ........ | ગ્રેન ૧૦ |
| સાકરનો ભુકો ........ | ગ્રેન ૭૦ | મધ ............... | ટીપાં ૨ |

આ સઘળાંને સારીપઠે મેળવીને, તેનાં હેંસી ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણથી પાંચવાર, બેથી ત્રણ વર્ષનાં બચ્ચાંને આપવો. પેહેલાં ઉપર જણાવ્યાપ્રમાણે "આઇયોડાઇડ આવ સીલવર" એક ભાગનેમાંહે ૧/૮ ગ્રેનથી શુરૂ કરવું, પણ જો કાંઇ ફેર નહી જણાય, તો ૧/૬ ગ્રેન દહાડામાં પાંચવાર આપવું, અથવા

| | |
|---|---|
| સોલ્યુશન આવ પૉટાશ .............. | મીનીમ ૬૦ |
| સલફ્યુરીક ઇઠર.................... | મીનીમ ૪૦ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ ...... | મીનીમ ૬ |
| સૉલ્યુશન આવ હાઇડ્રોકલોરેટ આવ મૉરફીયા.. | મીનીમ ૨૦ |
| ગમ એકેશીયા .................. | ગ્રેન ૪૦ |
| પાણી ...................... | આઉંસ ૬ |

આ સઘળાંને મેળવીને, એકથી બે ચમચી ભરી, એકથી ત્રણ વર્ષનાં બચ્ચાંને તથા ૪ દ્રામ મોટી ઉંમરનાં બિમારને, દર ત્રણ કલાકે દહાડામાં છવાર પાવું, તથા

| | | |
|---|---|---|
| લીનીમેન્ટ આવ બેલેડોના | ભાગ | ૨ |
| લીનીમેન્ટ આવ ક્લોરોફૉર્મ | ભાગ | ૨ |
| લીનીમેન્ટ આવ સોપ | ભાગ | ૨૦ |

આ સઘળાંને મેળવીને તે, અથવા "રમ" દારૂ, અથવા "ઑઇલ આવ ટરપીનટાઇન" બરડાનાં કાંઠાઉપર ચોપડવું.

બચ્ચાંને ઘણાં ગરમ લુગડાં પેહેરાવીને સાંઝે દરીએકિનારે લઇ જવું, પણ સૂર્ય અસ્ત પામે તેઅગાઉ પાછું ઘરમાં લાવવું. અગરજો વાદળ ઘેરાયલું હોય, અથવા થંડો વા ફુંકતો હોય, તો બાહાર ફરવા લઇ જવું નહી. આપ્રમાણે પંદરથી વીસ દિવસસુધી આવજાત કર્યાથી દરીઆની ખારી હવા બચ્ચાંનાં શ્વાસમાં જઇને તેથીજ અતિશય ગુણ થશે, અને દવાની અગત્ય પડશે નહી.

અગરજો તો ૫ ટીપાં "ટીંકચર આવ બેલેડોના," એક ચમચી પાણીમાં નાખીને, દહાડામાં છવાર, નાહાની ઉંમરનાં બચ્ચાંને પાવાં, અને આઠથી પંદર દહાડા સુધી તે પાવાં ચાલુ રાખવાં. મોટી ઉંમરનાં બીમારને ૧૦ મીનીમ, દર ત્રણ કલાકે, દહાડામાં છવાર પાવાં, અથવા ૧ થી ૩ ટીપાં "ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ," સાકરનાં પાણીમાં નાખીને, દર ત્રણ કલાકે, દહાડામાં છવાર, બચ્ચાંને પાવાં. મોટી ઉંમરનાં બિમારને ૧૦ ટીપાં એજપ્રમાણે પાવાં, અને એકથી બે અઠવાડીયાંસુધી તે ચાલુ રાખવાં, અથવા ૮ થી ૧૬ ગ્રેન "બ્રોમાઇડ આવ એમોનીયમ," તથા ૨ આઉંસ પાણી, આ બંઘેને મેળવીને, ૨ થી ૪ ચમચી ભરી, દહાડામાં ત્રણવાર, બચ્ચાંને તેનાં ઉંમરનાં પ્રમાણમુજબ પાવું, અથવા "ઑઇલ આવ અંબર," તથા "લીનીમેન્ટ આવ સોપ," આ બંઘેને સરખે ભાગે મેળવીને એક મજબુત બુચની બાટલીમાં ભરી રાખવું, તથા તે છાતી તથા પિઠ ઉપર ખભાંઓનીવચ્ચે સારીપઠે મસળવું, તથા જો એ બિમારી ઘણાં દહાડાસુધી ચાલુ રેહે, અને કાંઇ ગુણ નહી જણાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, બે ચમચી ભરી, દર ચાર કલાકે, દહાડામાં ચારવાર પાવી, અને વચ્ચેનાં વખતમાં ૫ થી ૧૦ મીનીમ "કમપાઉંડ ટીંકચર આવ કેમફર," પાણીમાં ભેળીને પાવું.

| | | |
|---|---|---|
| કૉચીનીલ | ગ્રેન | ૧૫ થી ૨૦ |
| ટારટ્રેટ આવ પૉટાશ | ગ્રેન | ૪૦ |
| પાણી | આઉંસ | ૨ |

અગરજો ઉલટી ઘણી થતી હોય, છાતીઉપર કાંઇપણ ખાધેલું ટકી શકતું નહી હોય, અને શરીર થંડું થયેલું લાગે, તો મગરનું તેલ પાવું, તથા શક્તિ આવે એવો ખોરાક, જેવોકે પીલાંનો રસ, દુધ, થોડાં ટીપાં "બ્રાંડી," ૫ થી ૧૦ ટીપાં "ટીંકચર આવ સીન્કોના," ૧ થી ૩ ટીપાં "ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ," તથા ૨ થી ૪ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ," આ સઘળાંને પાણીમાં ડોહવીને, દહાડામાં ત્રણવાર આપવું.

અગરજો શરીરમાં તાવ રેહેતો હોય, અથવા ફેફસાંમાં વરમ થયેલો જણાય, અને છાતીમાં બલગમ એકઠો થવાથી તે ખરરર ખરરર સાદ કરતી હોય, તો ૦ll થી ૧ ગ્રેન "જેમસીસ પાઉડર," તથા ૧ ગ્રેન "કેલોમેલ," આ બંધેને મેળવીને તે રાત્રે સુતીવેળા પાવું, અને બીજે દહાડે સવારનાં એરંડીયાં તેલનો જુલાબ આપવો તથા તેજ દહાડે નીચે જણાવેલી દવાઓ મેળવીને, બચ્ચાંને બે ચમચી ભરી, તથા મોટી ઉંમરનાં બિમારને પોણું વાઇનગ્લાસ ભરી, દર ચાર કલાકે પાવી.

| | | | |
|---|---|---|---|
| ટીંક્ચર આવ હાયોસાએમસ .. | ડ્રામ ૧ | નાઈટ્રેટ આવ પૉટાશ .. | ગ્રેન ૪૦ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇઠર .... | ડ્રામ ૧ | સીરપ આવ ટૉલુ ...... | આઉંસ ૦ll |
| એન્ટીમાનીયલ વાઇન ...... | ડ્રામ ૧ | પાણી............. | આઉંસ પll |

---

# ફેફસાંમાંનાં હવાનાં દાણાંઓનાં વરમની ખાંસી.

**(ન્યુમોનીયા, ઑર ઈનફ્લેમેશન આવ ધ સબસ્ટન્સ આવ ધ લન્ગસ**=Pneumonia, or Inflammation of the Substance of the Lungs.)

**નીશાની.**—પ્રથમ જોરમાં તાવ આવેછે, છાતીની એક અથવા બંધે બાજુએ દુખાવો થાયછે, શ્વાસ હાંફણનીપેઠે ઉતાવળો ચાલેછે, છાતીની જે બાજુએ વરમ થયો હોયછે, તે બાજુએ ઘણો દુખાવો થવાનેલીધે સેહેલથી સુવાઇ શકાતું નથી, શરૂઆતમાં ખાંસી જોરમાં આવેછે, અને તે સુક્કી હોયછે, પ્રથમ છાતીઉપરથી કશું પડતું નથી, પણ પછી ચિકણો, ઇટનાંજેવા રંગનો, ફિણવાળો બલગમ પડેછે. છાતીઉપર કાન મુકી સાંભળ્યું હોયછે, તો ખરરર ખરરર સાદ સંભળાયછે.

**સબબ.**—છાતીને થંડો વા લાગ્યાથી, થંડી ભોંયઉપર અથવા ઠારમાં સુવાથી, ધૂળ, ઝેરી વસ્તુની ઝીણી ભુકી અથવા કગરસો, ઇત્યાદિ હવાસાથે મળી જઇને તે શ્વાસમાં જવાથી આ બિમારી થાયછે.

**ઈલાજો.**—૩૦ ગ્રેન "એન્ટીપાઇરીન" અથવા ૩૦ ગ્રેન "સેલીસીલીક આસીડ" અથવા ૩૦ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા," આ ત્રણમાંથી ગમેતે એક દવાના ત્રણ પડીકાં બનાવી, અક્કેકું પડીકું દહાડામાં ત્રણ વખત, મોટી ઉંમરના બિમારને પાણીમાં ફકાડવું. ઉપર જણાવેલી પહેલી બે દવાઓમાંની જેતે એક દવા પીધાથી પરશેવો ઘણો પડે અને નબળાઇ માલમ પડે, તો તે બંધ કરીને, "બ્રાંડી અથવા "ચમપેન" પીધામાં આપવો.

અગરજો દરદી નબળા બાંધાનો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી પોણું વાઇન ગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

ટીંક્ચર આવ ડીજીટેલીસ મીનીમ ૪૦—લીકવીડ એકસ્ટ્રેકટ આવ અરગટ ડ્રામ ૨—ગ્લીસરાઇન ડ્રામ ૧—સીરપ આઉંસ ૧—પાણી આઉંસ ૫.

અથવા

| | |
|---|---|
| ટીંકચર આવ બેલેડોના ............. | મીનીમ ૪૦ |
| કલોરાઈડ આવ એમોનીયમ........... | ગ્રેન ૪૦ |
| એન્ટીમોનીયલ વાઈન............... | મીનીમ ૪૦ |
| સૉલ્યુશન આવ હાઈડ્રોકલોરેટ આવ મૉરફીન .. | મીનીમ ૪૦ |
| લીકવીડ એકસટ્રેકટ આવ લીકૉરીસ........ | ડ્રામ ૪ |
| પાણી........................ | આઉંસ ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઈન ગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.
અથવા.

| | |
|---|---|
| કેલોમેલ ...................... | ગ્રેન ૮ |
| ઈપીકાકયુઆના .................... | ગ્રેન ૮ |
| ઓપીયમનો ભુકો ................. | ગ્રેન ૨ |

આ સઘળાંને મેળવી, તેના ચાર પડીકાં બનાવી, અક્કેકુ પડીકું દર ચાર કલાકે, મોટી ઉમરના બિમારને પાણીમાં ફકાડવું. એ પડીકાં ત્રણથી ચાર દહાડા ચાલુ રાખવાં, અને દાંતના પારા સુજી આવે અને દુખે કે તે બંધ કરવાં. અગરજો બિમાર મજબુત બાંધાનું, તથા જુવાન હોય, તો શુરૂઆતમાં છાતીનાં જે ભાગઉપર દુખાવો થતો હોય, ત્યાં ૦॥ થી ૧ ડજન જળો મુકવી, અને ત્યાર પછી તેઉપર થુલાંનો અથવા ગરમ પાણીનો સેક કરવો. ઘણીવેળા તે જગ્યાઉપર જળોને બદલે "બ્લીસ્ટર" મુકયાથી ઘણો ગુણ થાયછે. ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | |
|---|---|
| ટારટર ઍમૅટીક .................. | ગ્રેન ૧ |
| લૉડેનમ........................ | મીનીમ ૨૦ |
| પાણી ...................... | આઉંસ ૩ |

અગરજો ઝાડાનો રંગ ઉજળો હોય, તો તે પિળા રંગનો થાય, એટલામાટે ૨ ગ્રેન "કેલોમેલ," અથવા ૦॥ ગ્રેન "પૉડૉફીલીન," અઠવાડીયાંમાં એકથી બેવાર, પાણીસાથે ફકાડવું. કેટલીકવેળા ૧૦ મીનીમ "ટીંકચર આવ એકોનાઈટ," અથવા ૧૦ મીનીમ "ટીંકચર આવ ગ્રીન હેલેબોર," મોટી ઉંમરનાં બિમારને, તથા ૧ થી ૨ મીનીમ, એકથી ચાર વર્ષનાં બચ્ચાંને, દર ત્રણ કલાકે, પાણીમાં ભેળીને પાવાથી અતિશય ગુણ થાયછે.

એવા બિમારે ખોરાક ઘણો હલકો લેવો, જેવોકે દુધ, કાંજી, ચા, ઈત્યાદિ.

**ચેતવણી.—ઉપલી બે દવાઓ ઝેરીછે, માટે ડાકટરશીવાય કોઈ બીજાં અણજાણ્યાં માણસે તે વાપરવી નહી. અગરજો બિમાર નબળા બાંધાનું હોય, તેનો શ્વાસ લેવામાં તેને મેહેનત પડે, તથા હોઠનો રંગ બદલાઈને બલુ માલમ પડે, તો એવી નબલી હાલતમાં તેને કદીપણ જળો મુકવી નહી, તથા "ટારટર એમેટીક," "ટીંકચર આવ ગ્રીન હેલેબોર," અથવા "ટીંકચર આવ એકોનાઈટ" પણ આપવું નહી,** પણ તેનેબદલે છાતીઉપર ગરમ "આઈલ આવ ટરપીનટાઈન" ચોપડીને તેઉપર અલસીનાં આટાનો ગરમ સેક કરવો, અથવા એક ભાગ રાઈ, તથા ચાર ભાગ અલસીનો આટો, આ બંધેને પાણીમ

મેળવીને તે રાંધવું, અને તેની "પોલ્ટીસ" બનાવીને તેનો ગરમ સેક કરવો. આપ્રમાણે આસરે એક કલાકસુધી સેક કરીને છેલ્લી "પોલ્ટીસ" ગરમગરમ છાતી ઉપર બાંધવી, તથા તે થંડી પડે કે ફરીથી ગરમ કરીને બાંધવી, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી, અને તે થોડા દહાડા-સુધી ચાલુ રાખવી.

કારબૉનેટ આવ એમોનીયા ગ્રેન ૩૦—સોલ્યુશન આવ એસિટેટ આવ એમોનીયા આઉંસ ૨—વાઈન આવ ઈપીકાક્યુઆના ડ્રામ ૧—નાઇટ્રેટ આવ પૉટાશ ડ્રામ ૧॥—કેમફર વૉટર આઉંસ ૪—ક્લોરોફૉર્મ મીનીમ ૪૦.

એવા બિમારને શક્તિવાળો ખોરાક આપવો, જેવોકે દુધ, કાચાં ઇંડાં, સેરવો, "વાઇન," અને જો ઘણી અગત્ય જણાય, તો "બ્રાંડી" પણ આપવો, ઇત્યાદિ.

અગરજો ઠાંસો, તથા તાવ નરમ પડે, અને છાતીમાંહેથી ખરરર ખરરર કરતો નિકળતો સાદ ધીમેધીમે ખુલ્લો થઇને પછી બિલકુલ બંધ પડે તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સૉલ્યુશન આવ પૉટાશ .......... | ડ્રામ | ૨ |
| અથવા આયોડાઇડ આવ પૉટાશીયમ ...... | ગ્રેન | ૧૨ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથર ........ | ડ્રામ | ૧ |
| ઇનફ્યુઝન આવ કુએશીઆ ........ | આઉંસ | ૬ |

અગરજો આ બિમારીમાંથી દરદી સાજું થતું નથી, તો તેનાં ફેફસાંમાં સળો લાગુ પડેછે, અને સડેલા માંસનાં જેવી નઠારી વાસ મારતી થુક મોંહમાંથી પડેછે, અને બિમાર દિવસેદિવસ ગળાતો જાયછે. એવી વેળા ખખ્ખલતાં પાણીમાં થોડું "ઑઇલ આવ ટરપીનટાઇન," અથવા "ક્રીઓસોટ" નાખીને તેનો બાફ બિમારને આપવો, અથવા ૨૦ મીનીમ "ઑઇલ આવ ટરપીનટાઇન," અથવા ૨ મીનીમ "ક્રીઓસોટ," આ બેમાંથી ગમેતે એક ગુંદરનાં પાણીમાં ભેળીને, દર ત્રણ કલાકે, મોટી ઉંમરનાં બિમારને પાવું. બચ્ચાંને ૨ થી ૫ ટીપાં "ઑઇલ આવ ટરપીનટાઇન," ગુંદરનાં પાણીમાં મેળવીને પાવું.

---

## છાતી ઉપરથી ફેફસાંમાંનાં લોહીનું પડવું.

(હીમૉપ્ટીસીસ=Hœmoptysis.)

**નીશાની.**—આ બિમારીમાં ખાંસી આવેછે તેવેળા બલગમની સાથે ભેળાઇને ફિણનાંજેવું લોહી પડેછે. તે ઘણું કરીને રાતા રંગનું હોયછે, અને તે પડતીવેળા છાતીમાં ખખડાટ થાયછે, તથા છાતી દુખેછે.

**સબબ.**—છાતીઉપર વાગવાથી, દસ્તાનનું અથવા હરશનું લોહી એકદમ બંધ થવાથી, તથા ઘણુંકરીને ખઇનો માહો મરજ લાગુ પડવાથી છાતી ઉપરથી ફેફસાંમાંનું લોહી પડેછે.

**ઈલાજો.**—બિછાણાંમાં ચતું પડી રેહેવું, તથા ૦ાા ડ્રામ "લીકવીડ એકસટ્રેકટ આવ અરગટ," દર ત્રણ કલાકે, પાણીમાં ભેળીને પીવું. આ ઈલાજ ઘણો સારોછે. નીચે જણાવેલો ઈલાજ કરવાથી પણ ગુણ થાયછે.

| | | |
|---|---|---|
| લીકવીડ એકસટ્રેકટ આવ અરગટ ...... | ડ્રામ | ૨ |
| ડાઈલ્યુટેડ સલફ્યુરીક આસીડ ........ | ડ્રામ | ૧ |
| સીરપ ...................... | આઉંસ | ૧ |
| ટીંકચર આવ ડીજીટેલીશ ............ | ડ્રામ | ૧ થી ૨ |
| ગેલીક આસીડ .................. | ગ્રેન | ૨૦ થી ૪૦ |
| પાણી ...................... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઈનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

અગરજો ઉપર જણાવેલા ઈલાજોથી ગુણ નહી થાયતો નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઈન ગ્લાસ ભરી દર ત્રણ કલાકે પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટીંકચર આવ ડીજીટેલીસ .... | ડ્રામ | ૧ાા | આલકોહૉલ .... .... | મીનીમ | ૪૦ |
| ઑઈલ આવ ટરપીનટાઈન.... | ડ્રામ | ૨ | સીરપ ............ | ડ્રામ | ૪ |
| એરોમેટીક સલફ્યુરીક આસીડ . | ડ્રામ | ૧ | પાણી ............ | આઉંસ | ૫ |

અગરજો દસ્તાન એકદમ બંધ થવાથી, અથવા ખઈના રોગથી છાતી ઉપરથી જોરમાં લોહી પડે, તો ૦ાા ડ્રામ "સૉલ્યુશન આવ પરનાઈટ્રેટ આવ આયરન," અથવા ૨૦ થી ૩૦ મીનીમ "ટીંકચર આવ હૅમામૅલીડીસ" પાણીમાં મેળવીને દર બે કલાકે મોટી ઉમરવાળાને પાવું. કોઈ વેળા ૧૦ ગ્રેન "કમપાઉંડ પાઉડર આવ ઈપીકાકયુઆના" દર ત્રણ કલાકે મોટી ઉમરવાળા ખઈવાલા બિમારને પાણીમાં ફકાડવાથી ગુણ થાયછે. અથવા ૦ાા ડ્રામ "ટીંકચર આવ મેટીકો" તથા "ટીંકચર આવ અરગટ" એ બંધેને પાણીમાં મેળવીને દર ત્રણ કલાકે પાવું.

અગરજો હરશનુ લોહી એકદમ બંધ થવાથી, અથવા નબળાઈને લીધે, અથવા દિલના દરદથી, અથવા કોઈ બીજા કારણથી છાતી ઉપરથી લોહી પડે તો ૧૦ થી ૩૦ મીનીમ "ડાઈલ્યુટેડ ફૉસફૉરીક આસીડ," પાણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત પાવું. અથવા ૧ાા થી ૩ ગ્રેન "પાઈરોગેલીક આસીડ" તથા ૬ ગ્રેન "અરગોટીન" એ બંધેને સીરપમાં મેળવી, તેની ૩ ગોળી કરીને, અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત મોટી ઉમરના બિમારને પાણીમાં ગળાવવી. અગરજો છાતી ઉપરથી લોહી પડીને, તેમાં દુખાવો પણ થતો હોય તો, નીચે જણાવ્યા પ્રમાણે દવાઓ મેળવીને, તેમાંથી મોટી ઉમરવાળાને પોણું વાઈન ગ્લાશ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| એસીટેટ આવ લેડ ................ | ગ્રેન | ૧૨ |
| સૉલ્યુશન આવ હાઈડ્રોક્લોરેટ આવ મૉરફીન.. | ડ્રામ | ૨ |
| એસેટીક આસીડ ................ | ડ્રામ | ૧ાા |
| પાણી ...................... | આઉંસ | ૬ |

અગરજો દરદી ઘણો નબલો હોય, તો

| | | | |
|---|---|---|---|
| એલમ ............. | ગ્રેન ૪૦ | પાણી ............. | આઉંસ ૬ |
| ડાઈલ્યુટેડ સલફ્યુરીક આસીડ. | ડ્રામ ૩ થી ૪ | સીરપ ............. | આઉંસ ૨ |
| સલફેટ આવ મેગનીશીયા .. | ડ્રામ ૧½ | | |

ઉપર લખેલી દવાઓ મેળવીને, તેમાંથી એક ચમચો ભરીને પાણીમાં મેળવી મોટી ઉમરના બિમારને દર બે કલાકે પાવી.

ઉપર લખેલી દવાથી ગુણ નહી માલમ પડેતો નીચે જણાવ્યા પ્રમાણે દવાઓ મેળવી, તેની ચાર ગોળીઓ કરીને અક્કેકી ગોળી દર બે કલાકે મોટી ઉમરના બિમારને પાણીમાં ગળાવવી.

| | |
|---|---|
| સલફેટ આવ કોપર.................... | ગ્રેન ૧ થી ૨ |
| સલફેટ આવ આયરન .................. | ગ્રેન ૮ |
| એકસ્ટ્રેક્ટ આવ હિનબેન ............... | ગ્રેન ૬ |

રબરની કોથલીમાં બરફ ભરીને ઘણાં કલાકસુધી તે છાતી ઉપર મુકવી, બરફનાં ઝીણાં કટકા કરીને તે ગળવા, તથા સાફ ઝાડો લાવવામાટે ૩ ડ્રામ "સીડલીટઝ પાઉડર," બરફસાથે લેવો, અથવા *"મૉરફીયા" ની ટાંકણી ચુસવી, જેથી ખાંસી નરમ પડશે; હાથ તથા પગઉપર રૂમાલ અથવા દોરા બાંધવી. કશાથી ફાયદો નહી થાયતો "કલોરોફૉર્મ" માં ફલાનેલનો કટકો બોલીને, છાતીમાં દુખાવો થતો હોય, ત્યાં ત્રણ મીનીટ મુકવું, અને તે ઉપર "ઑઇલ સીલક" બાંધવું.

દાડમની છાલનો ભુકો ડ્રામ ૨—હિરાદખણ ડ્રામ ૨—બાવળનો ગુંદર ડ્રામ ૧—અફીણનો ભુકો ગ્રેન ૮.

આ સઘળાંને મેળવીને, ૧૫ થી ૩૦ ગ્રેનજેટલું, દહાડામાં ત્રણવાર, પાણી સાથે ફાકવું. એવા બિમારે જોરથી ખાંસી કરવી નહી, ખોરાક ઠંડો આઇસ વાલો લેવો, ચાહ, કાફી પીવી નહી તથા ચતું સુઇ રેહેવું.

---

## ખઈ.

**(કનઝમ્પશન, ઑર થાઈસીસ=**Consumption, or Phthisis.)

**(તીક્ષ્ણ તથા જુનો=**Acute and Chronic.)

**નીશાની.**—પેહેલા તબક્કામાં ઘણાં દહાડાસુધી ખાંસી ચાલુ રેહીને થોડા વખતપછી પેહેલે થુકજેવો નિતરો બલગમ પડયા કરેછે, અને આ પ્રમાણે ચાલુ રેહીને પછવાડેથી ખરૂં પરૂં પડેછે. અગરજો પાણીનાં વાસણમાં બિમાર થુકે, અને પાણીમાં બલગમ નિચ્ચે બેસી જાય, તો જાણવું કે તે પરૂંછે. પરૂં પડવાનું કારણ એછે, કે જીણાં રાઇજેવા દાણાંઓ ફેફસાંમાં બંધાયછે, અને તે પાકેછે, જેથી તેમાંથી ફેફસાંનો ભાગ ખવાઇને તેમાં ચાઠાં પડેછે. કોઇકોઇ વેળા છાતી ઉપરથી લોહી પડેછે. અગરજો થુક પાણીઉપર તરયા કરે, તો જાણવું કે તે માત્ર

---

* આ ટાંકણીઓ કોઈપણ જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતી મળેછે.

બલગમછે. બીજા તબક્કામાં નાડી મીનીટની ૧૨૦ સુધી ઉતાવળી ચાલેછે, ચામડી સુકી અને ગરમ, તથા આંખો ચળકતી રેહેછે, ગાલોઉપર ગુલાબી રંગ જણાયછે, છાતીમાં દુખાવો, તથા પેટમાં ચુંથારો થાયછે. સાંઝનાં થંડી વાગી આવેછે, અને મોડી રાત્રે અથવા સવારનાં પોહોરમાં ઘણો પરશેવો છુટેછે. ત્રીજા તબક્કામાં હાથમાં અને પગનાં તળિયાંમાં રાતદહાડો અગન બળ્યા કરેછે, બિમારીની શુરૂઆતમાં ઝાડો કબજ રેહેછે, પણ જેમજેમ તેનું જોર વધેછે, તેમતેમ ઝાડો છુટી જાયછે, અને પરશેવો પણ અતિશય પડેછે; આખું શરીર તવાઇ જાયછે, અને બિમાર રીબીરીબીને મરણ પામેછે.

**સબબ**.—આ ભયંકાર બિમારી થવાનાં ઘણાં કારણો હોયછે. તેમાંનું સર્વેથી મુખ્ય કારણ એછે, જે એ બિમારી ઓધે ઉતરતીછે. અગરજો માબાપને એ બિમારી થઇ હોય, તો ઘણુંકરીને એ બિમારી થવાપછી જનમેલાં બાળકોને પણ તે મોટપણે લાગુ પડેછે. વળી જો કોઇપણ કારણથી નબળાઇ થઇ હોય, જેવીકે પિસાબમાં સાકર જવાથી, લાંબા દહાડાનો નઠારી જાતનો તાવ શરીરમાં દાખલ થવાથી, વારંવાર પાઠાં નિકળવાથી, સફરા આગળ ભરનીગર થઇને તેમાંથી રાતદાહાડો રસી વેહેવાથી, ઉંડાં ઘરો થવાથી, હાડકાંમાં સળો પડવાથી, શ્વાસ લેવાની નળીની બારીમાં ચાઠાં પડવાથી, ઘણુંસુધી ખાંસી થવાથી, ઇત્યાદિ, તો તેવી નબળી અવસ્થામાં પણ આ બિમારી લાગુ પડેછે. ઘણાં કારીગરો, કે જેઓ ધાતુ, કાચ, પથ્થર, વગેરેનું કામ કરેછે, તેઓનાં શ્વાસમાં એવી વસ્તુઓથી ઝીણી કગરસો વારંવાર ગયાથી આ બિમારી ઉતાવળી લાગુ પડેછે. બચ્ચાંઓને પચતો અને પુરતો ખોરાક નહીં મળવાથી, અને ભિની તથા ગલીચ જગ્યામાં રેહેવાથી તેઓ જ્યારે વયે પુગેછે, ત્યારે પણ આ બિમારી તેમને લાગુ પડેછે. ઘણાંકો ધારેછે, કે આ બિમારી તદન સાજી થતી નથી, પણ તે વિચાર ભુલભરેલોછે. અગરજો શુરૂઆતમાંજ તેની ઘટતી દવા કીધી હોય, તો તે સાજી થાયછે.

એનો ઇલાજ કરતીવેળા નીચે જણાવેલી ચાર બાબદોઉપર ધ્યાન આપવું જોઇયેછે.

૧ લું.—જે કારણથી ખાંસી થઇ હોય, તે કારણ શોધી કાહાડવું, અને તેનો ઇલાજ કરવો, કે જેથી ખાંસી નરમ પડે, અથવા તદન જતી રહે.

૨ જું.—બિમારને શરીરની નબળાઇ નહીં થાય, અને જે શક્તિ શરીરમાં હોય, તે ઓછી નહીં થાય તેની સંભાળ રાખવી.

૩ જું.—ફેફસાંમાં આએ રીતના:—જે શુક્ષ્મિક જીવદારો થઇને ઝીણા દાણાં બંધાયછે, તેથી તેનો કેટલોક ભાગ કડણ થઇ જવાથી શ્વાસ બરાબર ચાલતો નથી, અને ત્યારપછી તે દાણાં ફુટીને ફેફસાંમાં ખાડા પડેછે, અને તેમાંથી પરૂં વેહેછે, તથા આપ્રમાણે થોડુંથોડું વેહેતાં ફેફસું ખવાઇ જાયછે, માંટે આ દાણાંઓનો શુરૂઆતમાંથીજ ઇલાજ કરવો.

૪ થું.—અગરજો બિમારને આ બિમારીથી પુશ્કળ ઝાડો તથા પરશેવો થતો હોય, તો તે બંધ કરવો.

**ઈલાજો.**—ઉપલી ચાર બાબદોના ઈલાજો નીચેપ્રમાણે કરવા.

૧ લું.—અગરજો પાઠું, સફરાઆગળ ભરનીગર, તાવ, હાડકાનો સળો, વગેરે કારણોનેલીધે નબળાઇ થવાથી નઠારી જાતની બલગમી ખાંસી લાગુ પડી હોય, તો તેનાં ઘટતા ઈલાજો કરવા. ઘણીવેળા ગળાંની બારીઆગળ ચાઠું પડવાથી ગળું ખખડીને ખાંસી ઘણાં દહાડાસુધી રેહેછે, જો તેમ થાય, તો ૦॥ ડ્રામ "નાઇટ્રેટ આવ સીલવર," અને ૧ આઉંસ સોજું પાણી, આ બંધેને મેળવીને, ગળાંનીમાંહે પિચ્છવડે લગાડવું. અને ખાંસી નરમ પડે એટલામાંટે શરૂઆતમાં એટલે કે તીક્ષણ ખઇમાં, "ગ્લેસગો" નો ડાકટર મેકેલ ઍન્ડરસન નીચે લખવા પ્રમાણે ઈલાજો સુચવેછે જેથી ઘણી વખત દરદીને તદન સારૂં થાયછે. દરદીને દર કલાકે થોડુંથોડું પચે એટલું દુધ પીધામાં આપવું, અથવા સુપ આપવો, અને ચોવીસ કલાકમાં, ૪ થી ૬ આઉંસ જેટલો ઉંચાંમાંનો બ્રાંડી થોડે થોડે વખતે પાણી સાથ પાવો. પસીનો ઘણો પડતો હોયતો, $\frac{૧}{૧૦૦}$ ગ્રેન "સલફેટ આવ એટ્રોપીયા" તથા ૨૦ મીનીમ પાણી એ બંધેને મેળવીને, તે, ખભાંની ચામડીમાં પીચકારીથી દાખલ કરવું. શક્તિ માટે નીચે લખેલી દવા બનાવીને, તેમાંથી અક્કેકો ચમચો ભરીને દહાડામાં ત્રણ વખત પાવી.

| | | |
|---|---|---|
| કલોરાઇડ આવ એમોનીયમ ............ | ડ્રામ | ૧ |
| સીરપ આવ સ્કુઇલ.................... | ડ્રામ | ૩ |
| ઈનફ્યુઝન આવ સેનીગા .............. | આઉંસ | ૬ |

અગરજો તાવ રાત દહાડો શરીરમાં રેહેતી હોય અને નરમ નહી પડતી હોયતો, ઉપર લખેલી દવા બંધ કરીને નીચે જણાવ્યા પ્રમાણે ૩૦ ગોળીઓ બનાવીને અક્કેકી ગોળી દર છ કલાકે પાણીમાં ગળાવવી, અને તાવની ગરમી નરમ પડે ત્યાંવેર થોડા દહાડા ચાલુ રાખવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કલોરાઇડ આવ એમોનીયમ.. | ડ્રામ | ૦॥ | ડીજીટેલીસ લીફનો ભુકો .... | ગ્રેન | ૧૫ |
| ઓપીયમ ............ | ગ્રેન | ૧૦ | સ્કુઇલનો ભુકો .......... | ગ્રેન | ૧૫ |

તથા ૦॥ ડ્રામ "સીરપ આવ આઇયોડાઇડ આવ આયરન," પાણીમાં મેળવીને સવાર સાંજ પાવું.

નીચે જણાવેલી દવાઓ હમણાંનાં કરતાં આગળ ઘણી વપરાતી હતી, માટે તે પણ અજમાવવાની ભલામણ કર્યામાં આવેછે, કારણ કે તેઓથી ઘણો ગુણ થતો જણાયોછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સીરપ આવ ટૉલુ.......... | ડ્રામ | ૪ | ટીંકચરઆવ હેમલૉક.. | ડ્રામ | ૧ થી ૨ |
| ટીંકચર આવ સુમબુલ ...... | ડ્રામ | ૨ | ઓકસીમેલ આવ સ્કુઇલ. | ડ્રામ | ૧॥ |
| કોપેબા................ | ડ્રામ | ૨ | પાણી............. | આઉંસ | ૬ |
| ગમ એકેશીયા........... | ડ્રામ | ૨ | | | |

ઉપર જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇન ગ્લાસ ભરી, દર ત્રણ કલાકે દહાડામાં ચાર પાવું.

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે સવારસાંઝ પાવી.

આઇરિલેન્ડ મૉસ આઉંસ ૧—માર્શ મેલો આઉંસ ૦॥—એક્સટ્રેક્ટ આવ લીકરીસ ડ્રામ ૨—સાકર ડ્રામ ૪—ખખલતું પાણી આઉંસ ૬.

અગરજો છાતીમાં દુખાવો થતો હોય, અને બલગમબી છુટથી પડતો નહી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

એસીટેટ આવ મૉરફીયા ગ્રેન ૧—કલૉરેટ આવ પૉટાશ ડ્રામ ૧—ગમ એકેશીયા ડ્રામ ૨—સ્પીરીટ આવ કલોરોફૉર્મ ડ્રામ ૧—કમપાઉંડ ટીંક્ચર આવ બેનઝોઇન ડ્રામ ૨—વાઇન આવ ઈપીકાકયુઆના ડ્રામ ૧—પાણી આઉંસ ૬.

અથવા નીચે જણાવેલી દવાઓને ઉકાળીને, તેનાં છ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર પીવો, અને તે બે દહાડાસુધી ચાલુ રાખવી.

સાબરસિંગનો ભુકો તોલા ૨॥—ગુંદર તોલા ૨॥—સાકર તોલા ૫—પાણી શેર ૦॥।.

અગરજો છાતીઉપરથી લોહી ઘણું પડતું હોય, તો ૦॥ થી ૧ ડ્રામ "લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ," પાણીમાં ભેળીને પાવું, અને જયાંસુધી લોહી બંધ થાય, ત્યાંસુધી દર ત્રણ કલાકે તેજપ્રમાણે પાયા કરવું, અને ૧૦ થી ૩૦ ટીપાં "કલોરોફૉર્મ," અથવા ૨ ડ્રામ "સલફ્યુરીક ઇઠર" સુંઘાડવું. અગરજો ઝાડો કબજ રેહે, તો ૧/૩ થી ૦॥ ગ્રેન "પૉડૉફીલીન," અને ૫ ગ્રેન "કમપાઉંડ રૂહબાર્બ પીલ," આ બંધેને મેળવીને, પાણીસાથે ગળાવવું.

**ચેતવણી.—પારાની દવા કદીપણ આપવી નહીં. તથા ખાંસી મટાડવામાંટે ઉપર જણાવ્યાપ્રમાણે ઈલાજો ઘણાં દહાડાસુધી ચાલુ રાખવા.**

૨ જું—શરીરમાં સક્તિ રાખવામાંટે ભોંયસિંગનું તેલ પાવું.

અથવા

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | સીરપ આવ ટૉલુ.... | ડ્રામ | ૬ | ઑઇલ આવ કલોવ્ઝ .. | મીનીમ | ૪ |
| અથવા | કૉડલીવર ઑઇલ.... | આઉંસ | ૨ | ક્રીઓસોટ.......... | મીનીમ | ૧૨ |
| | ગમ એકેશીયા...... | ડ્રામ | ૨ | શુગર ............ | ડ્રામ | ૩ |
| | સીનેમૉન વૉટર .... | આઉંસ | ૨ | પૉર્ટ વાઇન ........ | આઉંસ | ૨ |

ઉપર જણાવેલી દવાઓ મેળવી, તેના છ ભાગ કરવા, અને અક્કેકો ભાગ સવાર સાંજ પાવો. એ દવામા મુખ્ય ગુણ "ક્રીઓસોટ"નો છે.

અથવા

| | |
|---|---|
| કૉડલીવર ઑઇલ................ | ચમચા ૨ |
| પેનક્રીએટીક ઇમલઝન ............ | ચમચા ૨ |
| સીરપ આવ હાઇપો ફૉસફાઇટ આવ લાઇમ. | ચમચા ૨ |

આ સઘળાંને થોડાં દુધમાં ભેળીને, તેનાં બે ભાગો કરી, અક્કેકો ભાગ, સવારસાંઝ પાવો, પણ તે પાવાની બે કલાકઆગમચ દુધ અથવા સેરવો પાવો, અને ત્યારપછી આ તેલની દવા પાવી, અગર જો "કૉડલીવર ઑઇલ"થી ઉછાલો

તથા ઉલટી થાયતો તે બંધ કરીને, નીચે લખેલી દવા બનાવીને તે પેટ ઉપર તથા છાતી ઉપર સવાર સાંજ મસલવી.

| | |
|---|---|
| કોડલીવર ઑઇલ .................. | આઉંસ ૩॥ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા........ | આઉંસ ૧ |
| ટીંક્ચર આવ ઓપીયમ................ | આઉંસ ૦॥ |
| ઑઇલ આવ લેવેન્ડર .................. | ડ્રામ ૦॥ |

અને તેને બદલે, નીચે જણાવવા પ્રમાણે જેતે એક ઇલાજ કરવો, જેથી ખાંસીને ફાયદો થશે એટલુજ નહી, પણ બિમારને શક્તિ પણ આવશે.

| | | | |
|---|---|---|---|
| હાઇપો ફૉસ્ફાઇટ આવ સોડા.. | ગ્રેન ૧૫ | ગ્લીસરાઇન .......... | ડ્રામ ૧॥ |
| હાઇપો ફૉસ્ફાઇટ આવ કૅલસીયમ. | ગ્રેન ૧૫ | પાણી ............ | આઉંસ ૪॥ |

ઉપર જણાવ્યા પ્રમાણે દવાઓ મેળવીને, તેમાંથી પોણુ વાઇનગ્લાસ ભરીને દહાડામાં ત્રણ વખત પાવી. અથવા ૧૫ ગ્રેન "બ્રોરેટ આવ એમોનીયમ" તથા ૧॥ ગ્રેન "કોડીયા," એ બંધેને મેળવીને ત્રણ પડીકાં કરવાં, અને અક્કેકું પડીકું દહાડામાં ત્રણ વખત મોટી ઉમરના બિમારને પાણીમાં ફકાડવું.

અગરજો "કૉડલીવર આંઇલ"ના ખરાબ વાસની દરદીને સુગ લાગીને, તેથી તે ઉલતી કરતો હોય, તો નીચે જણાવવા પ્રમાણે "કૉડલીવર ઑઇલ જૅલી" બનાવીને ચાર ભાગ કરીને અક્કેકો ભાગ સવાર સાંજ ખાધામાં આપવી.

| | | | |
|---|---|---|---|
| કૉડલીવર ઑઇલ.. ...... | આઉંસ ૧ | ગમ એકેશીયા .......... | ડ્રામ ૨ |
| હની .............. | આઉંસ ૦॥ | આઇસીંગ ગ્લાસ ........ | ડ્રામ ૧ |
| સીરપ .............. | આઉંસ ૧ | ઑરેન્જ-ફ્લાવર વૉટર .... | ડ્રામ ૬ |

પેહેલાં "આઇસીંગ ગ્લાસ"ને, અરધો ભાગ "ઑરેન્જ-ફ્લાવર વૉટર" સાથ ગરમ કરો ને બાકીની ચીજોને ગરમ ખલમાં નાખી, સગલું સાથે મેલવો.

અથવા ૧ ચમચી "સીરપ આવ લેક્ટો ફૉસ્ફેટ આવ લાઇમ," દહાડામાં ત્રણવાર, પાણીમાં ભેળીને પાવું, અથવા નીચે જણાવેલી દવાઓ દુધમાં ભેળીને તે સવાર સાંઝ પાવી.

| | |
|---|---|
| ટીંક્ચર આવ આયોડાઇન........ | મીનીમ ૧૦ |
| ફૉસ્ફેટ આવ આયરન............ | ગ્રેન ૫ |
| કૉડલીવર ઑઇલ .............. | ચમચો ૧ |

અગરજો મગરનાં તેલથી ઝાડો આવે, તો તે પાવું બંધ કરવું, અને નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે ફકાડવું.

| | | | |
|---|---|---|---|
| સેકેરેટેડ કારબૉનેટ આવ આયરન. | ગ્રેન ૩૦ | રૂહબાર્બનો ભુકો.......... | ગ્રેન ૬ |
| ફૉસ્ફેટ આવ સોડા........ | ડ્રામ ૧ | જીન્જરનો ભુકો .......... | ગ્રેન ૬ |

અથવા ૧ શેર મોટાં પાકાં ગુંદા, જેને લશુરા પણ કેહેછે, તેનો રસ કાહાડીને તે ગરમ કરી સાકરસાથે સવારસાંઝ બે તોલા આપવો. અગરજો મગરનું તેલ નહીં

સડતું હોય, તો શક્તિનેમાંટે ૨ ચમચી "ગ્લીસરાઇન" તેલ, દુધમાં પાવું, અથવા ૧૦ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ," પાણીમાં નાખીને સવારસાંઝ પાવાં, તથા ખાણું ખાધાપછી ૧ થી ૨ ચમચા "પેપસીન વાઇન" પાવો, અથવા

| | | |
|---|---|---|
| ડાલ્યુટેડ હાઇડ્રોક્લોરીક આસીડ...... | મીનીમ | ૨૦ |
| સલ્ફેટ આવ કુઇનીયા .......... | ગ્રેન | ૬ |
| પાણી...................... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું; છાતીઉપર "ટીંકચર આવ આઇયોડાઇન" લગાડવું, રાઇ મુકવી, હલકું "બ્લીસ્ટર" મુકવું, અથવા "સ્ટીકીંગ પ્લાસ્ટર" મારવું, અથવા

| | | |
|---|---|---|
| બરગન્ડી પીચ................ | આઉંસ | ૦॥। |
| ગાલબેનમ.................. | આઉંસ | ૦॥ |
| ઑલીવ ઑઇલ .............. | આઉંસ | ૦॥ |

આ સઘળાંને મેળવીને તે ચામડાંઉપર ચોપડી છાતીઉપર મુકવું, અથવા ૧ ડ્રામ જમાલગોટાનું તેલ, અને ૬ ડ્રામ "ઑલીવ ઑઇલ," આ બંધેને મેળવીને તે છાતીઉપર મસળવું, અને જો છાતી રાતી થાય, અને તેઉપર ઝીણાં ઝીણાં "બ્લીસ્ટર"નાંજેવા દાણાં દેખાય, તો વધારે મસળવું નહી, પણ હમણાંની શોધપ્રમાણે સર્વેથી સરસ ઇલાજ તો એછે કે, રૂતુનાં સમયપ્રમાણે થંડાં અથવા ફુક્કાં પાણીમાં થોડું "ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ," અથવા "ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ" નાખીને તેમાં વાદળું બોળી તે છાતી, ખભાં, તથા હાથો ઉપર સવારસાંઝ ફેરવવું, અને તરત નુંછી નાખવું, અથવા છાતીઉપર બરફ મુકવું. ઉપલા બાહારનાં ઇલાજોથી જો ગુણ નથી થતો, તો બરફ મુકવાથી ઘણો ગુણ થાયછે.

બિમારે ઘણો શક્તિવાળો ખોરાક લેવો, જેવોકે "મટન ચાંપ," કાચાં ઇંડાં, સેરવો, મિઠાસવગરની કાફી, વગેરે. "ચંપીન," "બીર," વગેરે દારૂ પીવો નહી, પણ "વીહીસ્કી" અથવા "રમ" પીવો. વાસી પાંઉ ખાવું, સાકર ખાવી નહી, મોંહમાં જેઠીમધનાં શીરાની ટાંકણી રાખવી, દરરોજ થાક નહી ચઢેએટલી મધ્યમ સર ઘોડાઉપર, અથવા ગાડીમાં, અથવા પગે ચાલીને કસરત કરવી, દરીઆની ખારી હવા ખાવી, અને જો બને, તો દરીઆની લાંબી મુસાફરી કરવી. સારી હવાવાળી જગ્યામાં રેહેવું, ઘણો અભ્યાસ કરવો નહીં, અને સંસારભોગ તદન છોડી દેવો.

અમેરીકાખંડનાં "ન્યુયૉર્ક" શેહેરનાં કેટલાંક જાણીતા તબીબો ગાયનું લોહી પાવાની ભલામણ કરેછે, અને તે જો કોઇ બિમારને સદેછે તો તેથી પુષ્કળ ગુણ થાયછે, અથવાતો કાચુ ગોસ ખાધામાં આપવું.

૩ જું.—ઝીણાં નઠારી જાતનાં દાણાઓ, કે જેમાં ઇંડાંની સફેદીનાંજેવી વસ્તુ આવેછે, તે ફેફસાંઉપર બંધાય, તો તેને અટકાવવાનો ઇલાજ કરવો

અગત્યનોછે. આ દાણાંઓ ઘણુંકરીને કાંઇ કોહોવાટવાળી વસ્તુ લોહીમ ફર્યાથી ફેફસાંઉપર એકઠા થાયછે, અને તેઓ ફેફસાંને જડ નહીં કરે, તેમાંટે સર્વેથી સરસ ઇલાજ સોમલછે. ગામઠી વૈદો દવામાં સોમલ આ બિમારીઉપર વારંવાર આપેછે, અને તેનો ગુણ ઘણો જણાયલોછે. અંગ્રેજી ડાકટરો સોમલ આપવામાંટે "આરસેનીએટ આવ આયરન" અથવા "આરસેનીએટ આવ સોડા" વાપરેછે. ૧ ગ્રેન "આરસેનીએટ આવ આયરન," અથવા ૧ ગ્રેન "આરસેનીએટ આવ સોડા"માં, ૧ ડ્રામ "એકસટ્રેકટ આવ જેનશીયન" સારીપઠે બરાબર મેળવીને, તેની વીસ ગોળીઓ કરી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર ગળાવવી. આ ગોળીઓ બેધડક એક મહીનાસુધી ચાલુ રાખવી, અને ત્યારપછી તેનો ઘણો ગુણ જણાશે, અને ઉપર જણાવ્યાપ્રમાણેનાં હુલકી જાતનાં દાણાંઓ ફેફસાંઉપર બંધાતા અટકશે, અને ફેફસાંને વધારે બગાડશે નહીં, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવી, એથી પણ ગુણ થાયછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કારબૉલીક આસીડ ...... | ગ્રેન | ૨ | ગમ એકેશીયા........ | ડ્રામ | ૨ |
| એકસટ્રેકટ આવ લીકોરીસ... | ગ્રેન | ૩૦ | પાણી ............ | આઉંસ | ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની દશ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દહાડામાં ત્રણવાર ગળાવવી. આ ગોળીઓ ઘણાં દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| ક્રીઓસોટ .............. | મીનીમ | ૮ |
| ગમ એકેશીયા .............. | ગ્રેન | ૧૨ |
| એકસટ્રેકટ આવ લીકોરીસ.... | ગ્રેન | ૧૦ |

અથવા ૨૦ ટીપાં "સલફયુરસ આસીડ," પાણીમાં નાખીને, દહાડામાં ત્રણવાર પાવાં. અથવા ૧૦ થી ૩૦ ગ્રેન "બેનઝોએટ આવ સોડા" દર ત્રણ કલાકે મોટી ઉમરવાલાને પાણીમાં ફકાડવું. ખાણું ખાધાપછી કોયલાનો થોડો ભુકો ફકાડવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, દહાડામાં ત્રણવાર પાવી, અને જો તાવ આવતો બંધ થાય, તો તે વધારે પાવી નહીં.

| | | |
|---|---|---|
| સેલીસીલીક આસીડ .............. | ગ્રેન | ૪૦ |
| સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા. | આઉંસ | ૧ |
| પાણી .................... | આઉંસ | ૫ |

"આઇયોડાઇન" રકાબીમાં સળગાવીને તેનો ધુંઓ, અથવા "ઑઇલ આવ પેપરમીન્ટ" અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેનો બાફ દરરોજ શ્વાસમાં લેવાડવો.

કારબૉલીક આસીડ ગ્રેન ૨૦—રેકટીફાઇડ સ્પીરીટ ડ્રામ ૨—ટીંકચર આવ આઇયોડાઇન ડ્રામ ૧—ખખલતું પાણી આઉંસ ૧.

કેટલાક ડાકટરો, "ક્રીઓસોટ" અથવા "કારબૉલીક આસીડ" અથવા "ઑઇલ આવ ટરપીનટાઇન" ઘટતા વજનમાં ખખલતાં પાણીમાં નાખીને શ્વાસ લેવાના યંત્રની મારફતે તેનો બાફ લેવાની ભલામણ કરેછે.

વળી કેટલાક ડાકટરો નીચે લખવા પ્રમાણે દવાઓની સરખે ભાગે મેળવણી કરીને તેમાંથી ૧૦ થી ૧૫ મીનીમ "ઍન્ટીસેપટીક રૅસપીરેટર્સ" નામના ઘાંકનો જે મ્હોટાં દવાખાનાઓમાંથી વેચાંતા મલેછે, તેની ઉપર છાંતીને મ્હોડા તથા નાક આગલ બાંધવાની ભલામણ કરેછે.

| | |
|---|---|
| ટેરીબ્યાન. | શરખે ભાગે. |
| કારબૉલીક આસીડ. | |
| સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ. | |

૪ થું.—અગરજો બિમારને ઝાડો ઘણો આવતો હોય, તો "ગેલીક આસીડ," અફીણ, અને "બીસમથ," અથવા ચાક, અથવા "શુગરલેડ," આ ત્રણેને મેળવીને તે આપવું.

અગરજો પરશેવો ઘણો પડતો હોય, તો

| | |
|---|---|
| સલફેટ આવ એટ્રોપીયા.... ગ્રેન ૧ | પાણી (ચોખ્ખું)........ ડ્રામ ૨ |

આ બંધેને મેળવીને, તેમાંથી એક ટીપું પિચકારીવડે ખભાંઆગળની ચામડીમાં દાખલ કરવું, અથવા

| | |
|---|---|
| સલફેટ આવ એટ્રોપીયા.... ગ્રેન ૧ | એક્સટ્રેક્ટ આવ જેનશીયન.. ગ્રેન ૬૦ |

આ બંધેને મેળવીને, તેની હેંસી ગોળીઓ બનાવી, અકેકી ગોળી, જ્યાં સુધી પરશેવો પડતો બંધ થાય, ત્યાંસુધી દર રાત્રે સુતીવેળા પાણીસાથે ગળાવવી, અથવા નીચે લખેલી દવાઓ મેળવીને, તેમાંથી મોટી ઉમરવાળાને ૫ મીનીમ, પાણીમાં મેળવીને દર ચારથી છ કલાકે, પાવું.

| | |
|---|---|
| સલફેટ આવ એટ્રોપીયા ...... ગ્રેન ૧ | એરોમેટીક સલફ્યુરીક આસીડ. ડ્રામ ૨ |
| સલફેટ આવ મૉરફીયા ...... ગ્રેન ૮ | પેપરમીન્ટ વૉટર.. સઘળું મળી આઉંસ ૧ |

**ચેતવણી.—"સલફેટ આવ એટ્રોપીયા" દવા અતિશય ઝેરીછે, માટે તે વાપરવાઅગાઉ ડાકટરની સલાહ પુછવી.**

કોઇવેળા નીચે જણાવેલી દવાઓ મેળવીને, સવારસાંઝ તે સઘળી પાવાથી પરશેવો બંધ થાયછે.

| | |
|---|---|
| એરોમેટીક સલફ્યુરીક આસીડ.... | મીનીમ ૧૦ થી ૩૦ |
| એસીટેટ આવ મૉરફીયા........ | ગ્રેન ૧/૩ |
| પાણી .................. | આઉંસ ૧॥ |

કોઇવેળા ૧૦ મીનીમ "ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ," અથવા ૧૦ થી ૨૦ મીનીમ "ડાઇલ્યુટેડ ફૉસફૉરીક આસીડ," પાણીમાં ભેળીને પાવાથી પણ પરશેવો બંધ થાયછે. કોઇ વેળા નીચે જણાવ્યા પ્રમાણેના ઇલાજોથી પણ ઘણો ગુણ કરેછે.

પરશેવો ઘણો પડતો હોય, તો તે પડવાની અરધો કલાક અગાઉ ૨૦ થી ૩૦ ગ્રેન "અરગટ" નો ભુકો, અથવા ૨ થી ૩ ગ્રેન "અરગોટીન" પાણીમાં

ફુકાડવું, અથવા ના થી ૧ ગ્રેન "અરગોટીન" તથા ૧૦ મીનીમ પાણી, એ બંધેને મેળવીને, તે પીચકારીથી ખભાની ચામડીમાં દાખલ કરવું; અથવા ૯ ગ્રેન "ઑકસાઇડ આવ ઝીંક," તથા ૬ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ હેમલૉક" એ બેને મેળવીને તેની ત્રણ ગોળીઓ કરીને, અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત ગળાવવી. અગરજો પરશેવાની સાથે પુષ્કળ ઝાડો પણ થતો હોય તો ૫ ગ્રેન "ડોવરસ પાઉડર," દહાડામાં ત્રણ વખત મોટી ઉમરના બિમારને પાણીમાં ફુકાડવું; અથવા ૫ થી ૧૦ ગ્રેન "ઍગેરીક," અથવા ના ગ્રેન "એક્સટ્રેક્ટ આવ બેલેડોના" તથા ૪ ગ્રેન "ઑકસાઇડ આવ ઝીંક" એ બંધેને મેળવી એક ગોળી કરીને સુતી વેળા ગળાવવી. છાતી તથા પેટ ઉપર ૨ થી ૪ દ્રામ જેટલું "ટીંકચર આવ બેલેડોના" મસલવું.

આ બિમારીની શુરૂઆતમાંથીજ બિમારે દરીઆની મુસાફરી કરવી, અને ઘણી સુક્કી તથા ગરમ જગ્યામાં જઇ રેહવું. છેલ્લી શોધપ્રમાણે એવું જણાયુંછે, કે ઇટાલી દેશમાં "સૉલફાટારા" (Solfatara) નામનો એક બળતો પાહાડછે, જેમાંહેથી ગંધક અને સોમલ બાહાર નિકળેછે, અને તેઓની પુષ્કળ ઝીણી ફગરસો આસપાસની જગ્યાની હવામાં પંથરાઇ જાયછે, અને ત્યાંનાં ડાક્ટરોનાં મતપ્રમાણે, જો આ પાહાડ આગળ ખઇની બિમારીથી પીડાતા બિમારને હવા ફેરફાર કરવાને લઇ જવામાં આવે, તો તેનાં શ્વાસમાં ઉપર જણાવેલી સોમલથી ભરેલી હવા જવાથી તે તદન સાજું થાયછે. આરીતે સાજાં થયેલાં પુષ્કળ બિમારોનાં દાખલા જણાયલાછે, એટલામાંટે આ નઠારી બિમારીથી પીડાતાં માણસો, જેઓ ત્યાં જવાને શક્તિવાન હોય, તેઓએ ત્યાં જઇને થોડા મહિના રેહેવાથી પોતાને ઘણો ગુણ કરી શકેછે. વળી "જીનીવા" શેહેરનો ડાકટર લૉમબર્ડના મત પ્રમાણે, દરીઆની સપાતીથી પાંચ હજાર ફીટ ઉંચએ રહેનારાઓને એ દરદ બીલકુલ થતું નથી, એટલુંજ નહી પણ જો એવા દરદીઓ એવી ઉંચી જગ્યાએ જઇ રહેછે, તો વગર દવાએ તેઓને સારૂં થાયછે. એટલા ઉપરથી જેઓથી બની શકતું હોય, તેઓને Moritz, Lamaden in Switzerland, Upper Egypt, Nice in Europe, Madeira, Algiero, જગ્યાઓ ઉપર જઇ રેહેવું. અથવા તો, આ દેશમાં માહાબ્લેશ્વર, માથેરાન, અથવા ગીરનાર તથા નીલગરીની પાહાડી ટેકડીઓ ઉપર, ગરમીના દીવશમાં, હવા ખાવા જવું.

આ બિમારીમાં ગામઠી વૈદો નીચે જણાવેલા ઇલાજો કરવાને ફરમાવેછે.

અદુસાનાં મુળીયાં (ઓખરાં કરીને) દ્રામ ૬—ગુલવેલનો ભુકો દ્રામ ૬—પાણી આઉંસ ૬.

આ સઘળાંને ઉકાળવું, અને આસરે ૩ આઉંસજેટલું બાકી રેહે, કે થંડું પાડીને ગાળી કાહાડવું, અને તેમાંથી ૧ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પાવું, અથવા

ભોંયરિંગનીનાં મુળીયાંનો ભુકો દ્રામ ૪—અદુસાનાં પાંદડાં દ્રામ ૪—પાણી આઉંસ ૮.

આ સઘળાંને ઉકાળવું અને આસરે ૬ આઉંસજેટલું રેહે, કે થંડું પાડીને તેમાંથી ૨ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પાવું.

અગરજો ખઈસાથે ઠાંસો પણ ઘણો જોરમાં થતો હોય, અને તેથી બિમારને ઘણી અકળવિકળ થતી હોય, તો શરબતી ઝોફો પાવાથી ઘણો ગુણ થાયછે. આ ઝોફો બનાવવાની રીત નીચે પ્રમાણેછે.

ઝોફા દ્રામ ૧૦—ખસખસ દ્રામ ૧૦—ધાણા દ્રામ ૧૦—અનીસુન દ્રામ ૧૦—તુખમે ખતમી દ્રામ ૧૦—જેઠીમધ દ્રામ ૬—ઉન્નાબ નંગ ૧૦૦—સીપસતાન નંગ ૧૦૦—ખખલતું પાણી આઉંસ ૮૦.

આ સઘળાંને આસરે બાર કલાકસુધી ભિંજવી રાખવું, અને ત્યારપછી ઉકાળવું, અને પાણી આસરે અર્ધું બળી જાય, કે થંડું પાડી તેમાં ૨ રતલ સાકર નાખીને શીરોજેવો બનાવવો. આ શરબતમાંથી ૦॥ થી ૧ આઉંસ, પાણીસાથે મેળવીને, દહાડામાં ત્રણવાર પાવું.

---

# દિલનું દરદ.

**(એનજાઈના પેક્ટોરીસ=Angina Pectoris.)**

**નીશાની.**—આ એક જાતનું છાતીમાંહેલાં દિલનું દરદછે. છાતીની ડાબી બાજુ, કે જયાં દિલ હોયછે, તેમાં એકાએક આંકરૂં આવીને, ત્યાં અતિશય દરદ થાયછે, કોઈવેળા છાતી માંહેથી બળતી હોય, અથવા કોઈ ઘણાં જોરથી તે દાબતું હોય એવી જાતનું દરદ થાયછે. આ દરદ બિમારને એટલું તો જોરમાં થાયછે, કે તે ગુંગલાઈને મરી જશે એમ તેને લાગેછે. વારંવાર છાતીનીવચ્ચેથી દુખાવો શુરૂ થઈ, તે બોચી, પિઠ, અથવા ડાબાં ખભાંસુધી આવેછે. આપ્રમાણે દુખાવો થઈ આવ્યાનીવેળા નાડી ધીમી, અને નબળી હોયછે, શ્વાસ ટુકો અને ઉતાવળો ચાલેછે, મોહોડું ફિક્કું તથા આતુર હોયછે, શરીરની ચામડી થંડી અને પરશેવાથી ભિની હોયછે, પણ બિમાર પોતાની શુદ્ધીમાં હોયછે. આ જાતનો દુખાવો ઘણુંકરીને બે મીનીટ સુધી રેહેછે, અને ત્યારપછી જાણે કશું થયુંજ નહી હોય એમ બિમાર ફરતોહરતો રેહેછે. કોઈવેળા આ દુખાવો બેથી ત્રણ મીનીટનેબદલે અર્ધાથી પોણો કલાકસુધી ચાલુ રેહેછે. વળી એ કોઈપણ વેળા થઈ આવેછે, પછી ગમેતો બિમાર ઉંઘાયલો હોય, અથવા કામકાજમાં રોકાયલોહોય, તોયે તે થઈ આવેછે.

આ દરદ ઘણું ભયંકર છે, અને થોડો વખત વિત્યાકેડે પાછું થાયછે, અને તેથી બિમાર તરત મરણ પામેછે. અગરજો તેવેળા તે બંચી જાયછે, તોયપણ વખત જતાં ઘણુંકરીને એજ દરદથી તેનો અંત આવેછે. આ દરદ સ્ત્રીકરતાં પુરૂષમાં વધારે સાધારણ હોયછે.

**સબબ.**—દિલમાં ચરબી બંધાયાથી, અથવા દિલનેલગતી ધોરી નસોનાં પદડાઓમાં ચુનાનાંજેવી કઠણ વસ્તુ બંધાયાથી આ દરદ થાયછે. કેટલીકવેળા ચમકથી પીડાતાં બિમારને પણ એવીરીતનો છાતીમાં દુખાવો થઈ આવેછે.

**ઈલાજ ૧ લો.**—જેવેળા ઉપર જણાવ્યાપ્રમાણે નહી ખમી શકાયએવો જોરમાં દુખાવો છાતીમાં થઇ આવે, તેવેળા સર્વેથી સરસ ઉપાય તો એજછે કે ૪ મીનીમ "ઑઇલ આવ એમબર,"પોણાં વાઇનગ્લાસ પાણીમાં ભેળીને, દર અર્ધાથી એક કલાકે, જેમ અગત્ય જણાય, તેમ પાવું.

**ઈલાજ ૨ જો.**—૨ થી ૪ મીનીમ "નાઇટ્રાઇટ આવ એમાઇલ," રૂમાલ ઉપર નામીને બિમારને સુંઘાડવાં, અને જો તેની આંખો રાતી થયેલી જણાય, અને જરાજરા ઉંઘ આવવા માંડે, તો તે સુંઘાડવું બંધ કરવું. ઘણા માતેલાં માણસને આએ દવા સુંઘવા દેવી નહી.

**ચેતવણી.—આ દવા ઘણી ઝેરી છે, માંટે તે સંભાળથી વાપરવી.**

**ઈલાજ ૩ જો.**—કારબૉનેટ આવ એમોનીયા ગ્રેન ૩૦—સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ ડ્રામ ૧ાા—સલફ્યુરીક ઈધર ડ્રામ ૧—ટીંકચર આવ બેલેડોના મીનીમ ૨૦—ટીંકચર આવ કેન્ઠેરીડીસ મીનીમ ૩૦—પાણી આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર એકથી બે કલાકે પાવું.

**ઈલાજ ૪ થો.**—નીચે લખેલી દવાઓમાંથી જેતે એક દવા પાણીમાં મેળવીને પાવી. ૧૦ થી ૨૦ મીનીમ "ટીંકચર આવ ડીજીટેલીસ," અથવા ૧૦ થી ૨૦ મીનીમ "ટીંકચર આવ બેલેડોના," અથવા ૦ાા ડ્રામ "ટીંકચર આવ વેલીરીઅન," તથા ૦ાા ડ્રામ "સલફ્યુરીક ઇધર" અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ૩૦ ગોળીઓ કરવી, અને બબે ગોળી દહાડામાં ત્રણ વખત ગળાવવી.

| | | | |
|---|---|---|---|
| સલફેટ આવ કુઇનીયા .. | ગ્રેન ૩૦ | એક્સટ્રેક્ટ આવ હૉપ .... | ડ્રામ ૨ાા |
| આરસેનીઅસ આસીડ .. | ગ્રેન ૦ાા | વેલેરીએનેટ આવ ઝીંક .. | ડ્રામ ૦ાા |

**ઈલાજ ૫ મો.**—

| | | |
|---|---|---|
| સલફ્યુરેટેડ એન્ટીમની ........ | ગ્રેન | ૩ |
| રીડયુસ્ડ આયરન ............ | ગ્રેન | ૬ |
| સલફેટ આવ કુઇનીયા ........ | ગ્રેન | ૬ |

આ સઘળાંને મેળવીને, તેની ત્રણ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત ગળાવવી.

**ઈલાજ ૬ ઠો.**—

| | | |
|---|---|---|
| ક્લોરોફૉર્મ .............. | મીનીમ | ૩૦ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા. | મીનીમ | ૩૦ |
| સલફ્યુરીક ઈધર ............ | ડ્રામ | ૧ |
| ટીંકચર આવ ઓપીયમ ...... | ડ્રામ | ૧ |
| ગમ એકેશીયા.............. | ડ્રામ | ૧ |
| પાણી .................. | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને પોણુ વાઇન ગ્લાસ ભરી, દર ચાર કલાકે પાવી.

**ઈલાજ ૭ મો.**—

| | | |
|---|---|---|
| આરસેનીકલ સૉલ્યુશન ...... | મીનીમ | ૧૫ |
| પાણી .................. | આઉંસ | ૩ |

આ બંધેને મેળવીને લીકર ગ્લાસ ભરી દહાડામાં ત્રણ વખત પાવું.

| | | |
|---|---|---|
| ઈલાજ ૮ મો.—ટીંક્ચર આવ કેપસીકમ.... | ડ્રામ | ૧ |
| સોલ્યુશન આવ એમોનીયા.. | ડ્રામ | ૦॥ |
| ડાઇમિલ.............. | ગ્રેન | ૩ થી ૧૨ |
| રેકટીફાઇડ સ્પીરીટ ...... | ડ્રામ | ૪ |
| હાઇડ્રેટ આવ ક્લોરલ .... | ડ્રામ | ૧ |
| પાણી ............... | આઉંસ | ૧૨ |

આ સઘળાંને મેળવીને તેમાંથી વાઇન ગ્લાસ ભરીને દર બે કલાકે પાવું; તથા ઉપલી દવામાંથી પાણીનો ભાગ કાહાડી નાખીને, તે છાતી ઉપર દીલની જગ્યા આગળ મસલવું, અથવાતો બેલેડોના "પ્લાસટર" મુકવું.

અગરજો દુખાવો ઘણોજ થતો હોય, તો છાતીઉપર રાઇ મુકવી. "ઑઇલ આવ ટરપીનટાઇન"નો સેક કરવો, અથવા "લીનીમેન્ટ આવ બેલેડોના," અને "ક્લોરોફૉર્મ," આ બંધેને સરખે ભાગે મેળવીને તે લગાડવું. દુખાવો થતો બંધ પડવાપછી તે ફરીથી નહીં થાય, એટલામાંટે શક્તિની દવા તથા સારો ખોરાક આપવો, અને બિમારે કોઇપણ બાબદની ચિંતા રાખવી નહીં.

**ઈલાજ ૯ મો.**—આ દરદ ફરીથી નહીં થાય, એટલામાંટે એક કાબેલ ડાકટર ૧ થી ૨ ડ્રામ ગંધકનાં ફુલ, મધમાં મેળવીને, સવારસાંઝ ચટાડવાની ભલામણ કરેછે.

---

## દિલનો ધબકારો.

(પેલપીટેશન આવ ધ હાર્ટ=Palpitation of the Heart.)

**સબબ.**—ઘણાં કારણોનેલીધે છાતીમાં દિલનો ધબકારો થાયછે, જેવાંકે એકાએક ધાસ્કો પડવાથી અથવા ફાળ ખાવાથી, મનનો જોસ્સો ઉસ્કેરાઇ આવવાથી, ચમકથી, નબળાઇથી, પેટમાં વા પકડવાથી, ખાણું સારીપડે નહીં પચવાથી, ધાત જવાથી, ઘણું દોડવાથી, હરકોઇ જાતની કસરત ઘણી કરવાથી, દિલનાં માસનાં દરદથી, દારૂ, જલદ કૉફી અથવા ચા પીધાથી, ઘણી બીડી પીવાથી, હુક્કામાં કેફી વસ્તુઓનો ધુંઓ દંમમાં લેવાથી, તંમાકુ ચાવવાથી, હાથરસ કરવાથી, ઇત્યાદિ.

**ઈલાજ ૧ લો.**—અગરજો ચમકનેલીધે દિલનો ધબકારો થાય, તો **"ચમક"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

| | | |
|---|---|---|
| અથવા, ટારટરેટેડ આયરન.......... | ગ્રેન | ૧૫ |
| ટીંક્ચર આવ ડાજીટેલીસ .... | મીનીમ | ૩૦ |
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ .... | ગ્રેન | ૪૫ |
| પાણી ................ | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને વાઇન ગ્લાસ ભરી દહાડામાં ત્રણ વખત પાવી.

**ઈલાજ ૨ જો.**—અગરજો નબળાઈનેલીધે થોડોથોડો દિલનો ધબકારો થોડોવાર સુધી થઈને બંધ પડી જયા કરે, તો શક્તિ આવવામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઈનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | |
|---|---|---|---|
| ટીંક્ચર આવ સ્ટીલ .... | ડ્રામ ૧ | ડાઈલ્યુટેડ સલફ્યુરીક આસીડ. | મીનીમ ૩૦ |
| સલફેટ આવ ક્વીનીયા .. | ગ્રેન ૬ | પાણી.............. | આઉંસ ૬ |
| સલફ્યુરીક ઈથર ...... | ડ્રામ ૧ થી ૨ | | |

**ઈલાજ ૩ જો.**—ટીંકચર આવ એસેફાટીડા........ ડ્રામ ૨
એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા. ડ્રામ ૨
સલફ્યુરીક ઈથર ............ ડ્રામ ૧
પાણી.................... આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, પોણું વાઈનગ્લાસ ભરી. દર ત્રણ કલાકે, શક્તિ આવવામાંટે પીવું.

**ઈલાજ ૪ થો.**—અગરજો દિલનો ધબકારો ઘણો જોરમાં થતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઈનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી, તથા થોડા દહાડાસુધી તે ચાલુ રાખવી.

| | | | |
|---|---|---|---|
| ટીંકચર આવ સમબુલ. ડ્રામ | ૧ થી ૨ | ક્લોરોફૉર્મ .......... | મીનીમ ૧૦ |
| ટીંકચર આવ બેલેડોના. ડ્રામ | ૧ | રેક્ટીફાઈડ સ્પીરીટ...... | આઉંસ ૧ |
| લૉડેનમ ........ | મીનીમ ૪૦ | પાણી .............. | આઉંસ ૫ |

**ઈલાજ ૫ મો.**—છાતીની ડાબી બાજુ કે જયાં દિલ આવેલુંછે, ત્યાં "બેલેડોના પ્લાસ્ટર"માં થોડું અફીણ મેળવીને તે મુકવું.

**ઈલાજ ૬ ઠો.**—ાા થી ૧ ડ્રામ *"ટીંકચ્યુરા પ્રુની વરજીનીયની," પાણીમાં ભેળીને પીવું.

અગરજો દિલનો ધબકારો ઉપલા કોઈ ઈલાજોથી નહીંજ બંધ પડે, તો જાણવું કે દિલનાં ભિતરમાં માંસનાં સાકાઓમાં દરદ થવાથી તે થાયછે, માંટે જો તેમ હોય, તો તે બંધ કરવામાંટે વધારે જલદ દવાઓ આપવાની અગત્ય પડેછે. તેનાં ઈલાજો નીચે જણાવ્યાપ્રમાણે કરવા.

**ઈલાજો ૭ માં.**—૫ થી ૧૦ ટીપાં "ટીંકચર આવ ડીજીટેલીસ," તથા ૧૫ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ," આ બંધેને પાણીમાં ભેળીને, દર ત્રણ કલાકે પીવું. અથવા ૧૦ થી ૧૫ મીનીમ "ટીંકચર આવ કૉનવેલેરીયા મેજાલીસ" તથા ૫ મીનીમ "સૉલ્યુશન આવ સ્ટ્રીકનીયા," આ બંધેને પાણીમાં ભેળીને, દર ત્રણ કલાકે પીવું. અથવા ૧ ગ્રેનથી ૨ ગ્રેન "સલફેટ આવ સ્પારટીંન"ની ૪ ગોળીઓ કરીને, અક્કેકી ગોળી દહાડામાં ચાર વખત ગળવી.

**ઈલાજ ૮ મો.**—૫ થી ૧૦ ટીપાં "ટીંકચર આવ ગ્રીન હેલેબોર" પાણીમાં ભેળીને, દર ચાર કલાકે પીવાં.

---

* આ દવા જંગલી "ચેરી" ઝાડની છાલનો અર્ક છે. આ ઝાડ અમેરીકા-ખંડમાંથી મળી આવેછે.

**ચેતવણી.**—ઉપલી બે દવાઓ "ટીંકચર આવ ડીજીટેલીસ," તથા "ટીંકચર આવ ગ્રીન હેલેબોર" ઝેરી છે, અને તેથી કોઈવાર બિમારની નાડી એકદમ બેસી જાયછે, માટે તે ઘણી સાવચેતીથી પીવી.

**ઈલાજો ૯ માં.**—અગરજો ઝાડો કબજ રેહેવાથી, અથવા પેટમાં વા પકડવાથી દિલનો ધબકારો થઇ આવે, તો " સીડલીટઝ પાઉડર"નો એક જુલાબ લેવો, તથા પોણું વાઇનગ્લાસ ભરી, "ઇનફ્યુઝન આવ કેમોમાઇલ" પીવું.

**ઈલાજો ૧૦ માં.**—અગરજો લાંબા દહાડાનું અજીર્ણ થયું હોય, અને તેથી ખાટા ઓડકાર આવે, છાતીમાં દાહ બળે, અને તેથી દિલનો ધબકારો થતો હોય, તો ખોરાક પચે, તથા છાતીમાં દાહ બળતી બંધ પડે એવી દવાઓ લેવી, જેવીકે "બીસમથ"ની ટાંકણીઓ મોંહમાં રાખીને તે ચુસ્યા કરવી અથવા ૦॥ ચમચી "સેકેરેટેડ સૉલ્યુશન આવ લાઇમ," પાણીમાં ભેગીને, દર ત્રણ કલાકે પીવું, અથવા ૨૦ ગ્રેન "કેલસાઇન્ડ મૅગનીશીયા," તથા ૮ ગ્રેન "સાઇટ્રેટ આવ બીસમથ," આ બંનેને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, એકેકું પડીકું, દર ત્રણ કલાકે લેવું. "પેપસીન વાઇન" ખાણું લેતીવેળા પીવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ સોડા. . . . . . . . . . . . | ડ્રામ | ૧ |
| કમપાઉંડ ટીંકચર આવ કારડેમમ્સ . . . . | ડ્રામ | ૨ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ. . . . | મીનીમ | ૮ |
| ટીંકચર આવ સીનમૉન . . . . . . . . . . | ડ્રામ | ૨ |
| ઇનફ્યુઝન આવ કેમોમાઇલ . . . . . . . . | આઉંસ | ૬ |

ઉપલી દવા થોડા દહાડાસુધી ચાલુ રાખ્યાપછી, ૨૦ થી ૪૦ મીનીમ "ડાઇલ્યુટેડ નાઇટ્રો-હાઇડ્રોક્લોરીક આસીડ"ને ૬ આઉંસ "ઇનફ્યુઝન આવ કેલમબા"માં નામીને પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

એવા બિમારે ખાણું સારીપઠે ચાવીને ખાવું, દાંત સાફ કરાવવા, ગરમ ચા, "પોરટર," અથવા "બીર" પીવો નહીં, મિઠાઇ ખાવી નહીં. ખુલ્લી હવામાં ફરવું, કસરત કરવી, તથા તંબાકુ ખાવો નહીં.

**ઈલાજો ૧૧ માં**—અગરજો નબળાની અસર દીલઉપર થઇ હોય, અને તેથી દિલનો ધબકારો થાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇન ગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પીવી અને તે થોડા દહાડા સુધી ચાલુ રાખવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વાઇન આવ કૉલચીકમ . . . . | ડ્રામ | ૧ | ક્રીમ આવ ટારટર . . . . . . | ડ્રામ | ૬ |
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ.. | ડ્રામ | ૦। | પાણી . . . . . . . . . . . . . . | આઉંસ | ૬ |
| ટીંકચર આવ હેનબેન . . . . . . | ડ્રામ | ૨ | | | |

અગરજો હાથરસની નજીસ ટેવથી ધબકારો થતો હોયતો સારી સંગત પકડીને તેવી ટેવ છોડવી તથા નીચે જણાવ્યા પ્રમાણે દવાઓ મેળવીને તેમાંથી પોણુ વાઇન ગ્લાસ ભરી દર ત્રણ કલાકે પીવી.

| | | | |
|---|---|---|---|
| | બ્રોમાઇડ આવ પૉટાશીયમ .... | ડ્રામ | ૧ |
| | ટીંક્ચર આવ ડીજીટેલીસ .... | મીનીમ | ૮૦ |
| | ઈનફ્યુઝન આવ કેસ્કેરીલા .... | આઉંસ | ૬ |
| અથવા, | એસેફાટીડા .............. | ગ્રેન | ૩૬ |
| | ડીજીટેલીસ લીફના ભુકા ...... | ગ્રેન | ૩ |
| | વેલેરીએનેટ આવ ઝીંક ...... | ગ્રેન | ૩૬ |

ઉપર લખેલી દવાઓ મેળવી, તેની ૧૮ ગોળીઓ કરીને એકેકી ગોળી સવાર સાંજ પાણીમાં ગળવી.

**ઈલાજ ૧૨ મો.** ગાવઝુબાન ડ્રામ ૭—ચુંજ ગાફેજ ડ્રામ ૫—આદરંજ બોયા ડ્રામ ૩—સાકર આઉંસ ૧૦—પાણી આઉંસ ૨૦.

આ સઘળાંને છુંદીને તે પાણીમાં ઉકાળી, તેનો આસરે ૧૦ આઉંસ જેટલો શીરો બનાવી, તેમાંથી ૧ થી ૧॥ આઉંસજેટલો, દહાડામાં ત્રણવાર, પાણી સાથે મેળીને પીવો. આ દવા ઘણી શક્તિવાળી ગણવામાં આવેછે.

અગરજો લાંબા દિવસનાં અજીર્ણથી અથવા હરકોઈ બીજાં કારણથી નબળાઈ થઈને તેથી દિલનો ધબકારો થતો હોય, તો નીચે જણાવેલા **ઈલાજો ૧૩** તથા **૧૪**માં મધેથી ગમેતે એક અજમાવવો.

**ઈલાજ ૧૩ મો.**—નાગરાની છાલ આઉંસ ૧—લવંગ ડ્રામ ૧—પિપળ ડ્રામ ૧॥—પાણી આઉંસ ૧૬.

આ સઘળાંને ઉકાળીને, ૧ થી ૩ આઉંસજેટલું, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૧૪ મો.**—અફસનતાહન રૂમી ડ્રામ ૩—કરફસ ડ્રામ ૨—સમબુલનાં મૂળીયાં ડ્રામ ૨—કસ્તુરી ડ્રામ ૦॥—બુંદબેદસતર ડ્રામ ૦॥.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને, તેમાંથી ૨૦ થી ૪૦ ગ્રેનજેટલો, દહાડામાં ત્રણવાર, પાણીસાથે ફાકવો.

---

## દિલના પડદાવાળા માંસના સાકાઓમાં દરદ થઈને તેઓ કઠણ તથા જડ થાએ અને તેને લીધે દિલનું દરદ થઈને તેમાં ધબકારો ચાલે તે વીશે.

**(વાલવ્યુલર ડીઝીઝ આવ ધ હાર્ટ=**Valvular disease of the heart.)

**નીશાની.**—શુરૂઆતમાં છાતીમાં ડાબી બાજુએ દુઃખાવો થાએ, તથા રાત દહાડો ધબકારો ચાલે, ડાબા હાથમાં દુઃખાવો થયા કરે, જે એવાં દરદની એક ચોકસ નીશાનીછે. ધારતી પડે, છાતીની ડાબી બાજુએ દિલની જગ્યા આગળ "સ્ટેથેસકોપ" (છાતીના દરદોમાં ચોકસ જાતના અવાજો સાંભળવા મારેની નળી) થી સાંભળયું હોયતો "ફુઃ ફુઃ ફુઃ" એવો ચોકસ અવાજ કાને સંભળાએછે, તથા

દિલને લગતો જે ખુદરતી અવાજ તે સંભળાતો નથી. ભુખે પેટે પણ દિલ આગળ એક જાતનો દુખાવો થયા કરે. વખત જવે હાથપગ ઉપર તથા પેટ ઉપર સોજો આવે, કોઇ વખત નબળાઇ ઘણી થવાથી, હોઠ તથા આંખના પોપચાંઓ ઘણા ફીક્કા દીશે. દરદી રીબી રીબીને જલંદર થવાથી, અથવા નાડી એકદમ બેસી જવાથી મરણ પામે. આ દરદ ઘણું ભયંકારછે. અને તેનો ઇલાજ નથી એમ કહીએતો ચાલે, તોપણ શુરૂઆતમાં નીચે લખવા પ્રમાણે દવા કરવાથી તથા સંભાળ રાખવાથી, દરદીની જીંદગી લાંબી થવાને આશા રહેછે.

**સબબ.**—નઠારી જાતનો તાવ આવ્યાથી, જુના સંધીવાથી, નજળાના દરદથી, બિનાસવાલી જગ્યામાં લાંબો વખત રહેવાથી, રાંડના આજારથી, ઇત્યાદી કારણોથી થાયછે.

**ઈલાજ ૧ લો.**—અગરજો સંધીવા અથવા નજળાને લીધે એ દરદ થયું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણુ વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે મોટી ઉમરના બિમારને પાવું.

| | | | |
|---|---|---|---|
| | ટીંકચર આવ ડીજીટેલીસ... ...... | મીનીમ | ૪૦ |
| અથવા, | ટીંકચર કોનવેલેરીઅ મેજેલીસ ...... | ડ્રામ | ૧ |
| | ટીંકચર આવ પરકલોરાઇડ આવ આયરન. | ડ્રામ | ૨ |
| | સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથર ........ | ડ્રામ | ૧ થી ૨ |
| | સલ્ફેટ આવ કુઇનીયા .......... | ગ્રેન | ૬ |
| | પાણી..................... | આઊંસ | ૬ |

| | | | |
|---|---|---|---|
| **ઈલાજો ૨ જા.**— | ડીજીટેલીસ લીફના ભુકો ...... | ગ્રેન | ૨૦ થી ૩૦ |
| | સલ્ફેટ આવ આયરન ...... | ગ્રેન | ૨૦ |
| | સલ્ફેટ આવ કુઇનીયા ...... | ગ્રેન | ૨૦ |
| | એક્સટ્રેકટ આવ જેનશીયન ... | ગ્રેન | ૪૦ |

આ સઘળાંને મેલવીને તેની ૨૦ ગોળીઓ બનાવી. અકેકી ગોળી દહાડામાં ત્રણ વખત ઘણા દહાડા સુધી લેવી.

અથવા "ટીંકચર આવ સ્ટ્રૉફનથી" ૨ થી ૫ મીનીમ, પાણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત પાવી.

**ઈલાજો ૩ જા.**—અગરજો રાંડના આજારથી થાએ, તો તેને લગતી બાબદ વાંચીને ઇલાજો કરવા. અથવા નિચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| એસીટેટ આવ પૉટાશ............ | ગ્રેન | ૪૦ |
| ટીંકચર આવ એસીટેટ આવ આયરન .. | ડ્રામ | ૧ |
| સીરપ આવ રેડ પૉપી .......... | ડ્રામ | ૪ |
| સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથર ........ | ડ્રામ | ૨ |
| પાણી .................... | આઊંસ | ૬ |

અથવા ૦॥ ડ્રામ "સીરપ આવ આઇયોડાઇડ આવ આયરન" પાણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત પાવું.

અથવા

| | |
|---|---|
| ડીજીટેલીસ લીહનો ભુકો .... ગ્રેન ૪૦ | હાઇડ્રોકલોરેટ આવ મૉરફીયા .. ગ્રેન ૫ |
| કેમફર................ ગ્રેન ૨૦ | કનફેકશન આવ રોઝીઝ.. જોઇએ એટલું. |

આ સઘળાંને મેળવીને ૪૦ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત, મોટી ઉમરના બિમારને ગળાવવી. એ દરદમાં ખોરાક શકિતનો આપવો. પણ દારૂ, જલદ ચા, કાફી, ઇત્યાદી વસ્તુઓ આપવી નહી. એવા દરદીએ સંભાળીને શુરૂઆતથીજ હાલચાલ બને તેમ થોડી કરવી. દરદની શુરૂઆતમાં બરફની કોથળીમાં બરફ ભરીને, તે દરરોજ થોડો વખત છાતીની ડાબી બાજુએ મુકવી. જો દરદનું જોર વધે અને દરદીને નબળાઇથી ચકરી આવે તો તેવે વખતે ૧૦ થી ૨૦ મીનીમ "સલફ્યુરીક ઇધર" પાણીમાં મેળવીને પાવું, અથવા વાઇન પાવો. દરદીએ બને તેમ સુઇ રહેવું. ગરદન ઉપર રાઇની પોલતીસ મુકવી. કેટલાએક ડાકટરો ૦।। ડ્રામ "બાઇકારબૉનેટ આવ પોટાશ" તથા ૧ આઉંસ ખખખતું પાણી એ બંધેને મેળવીને તેનો બાફ દરદીને લેવા ફરમાવેછે. જેથી દીલની ઉપર જે પ્રવાહીરૂપી થરો બંધાએછે, તેનો આસ્તે આસ્તે અટકાવ થાએછે.

---

## ફેફસાંનાં પડનો વરમ.

(પલ્યુરાઈટીસ=Pleuritis.)

ઝીણાં, ચિકટ, તથા સાકાવાળાં પડોનીમાંહે બંધે ફેફસાં લપેટાયલાં હોયછે. અને તે પડોમાં ઘણી વેળા વરમ થઇ આવેછે. જેને "ફેફસાંનાં પડનો વરમ." અથવા "જાતુલજનબ" કરી કેહેછે.

**નીશાની.**—કોઇ છરી, અથવા એવુંજ હરકોઇ હથીઆર છાતીની એક અથવા બંધે બાજુઓઉપર ભોકતું હોયએવો દુખાવો શ્વાસ લેતીવેળા, અથવા ખાંસતીવેળા થાયછે, અને આંગળાંથી છાતી ઠોકી જોતાં તેમાં વધારે જોરમાં દુખાવો જણાયછે. દુખાવાનેલીધે શ્વાસ સારીપઠે લેવાતો નથી, તથા ખાંસી પણ જોરમાં આવેછે. તાવ જોરમાં હોયછે. ચામડી સુકી તથા ખડબચડી હોયછે. નાડી ઉતાવળી ચાલેછે, તથા કઠણ હોયછે. જે બાજુનો વરમ હોયછે. તેતરફ દુખાવો થવાથી જો તેઉપર કાન મુકી સાંભળ્યે, તો ત્યાં ખરરર ખરરર કરતો સાદ સંભળાયછે. બિમારથી તે બાજુએ કોર વાળીને નહીં સુવાવાથી તે હંમેશાં બીજી બાજુએ કોર વાળીને સુઇ રેહેછે. અગરજો બંધે બાજુઓઉપર વરમ થયો હોયછે, તો બિમાર શ્વાસ લેતીવેળા છાતીમાં દુખાવો નહીં થાય. અથવા થોડોજ થાય, એટલા માટે પિઠઉપર ચત્તું સુઇ રેહેછે.

**સબબ.**—થંડી લાગવાથી, સરદીની જગ્યામાં સુવાથી, છાતીમાં જોરથી વાગવાથી. અથવા પાંસરી ભાંગી જવાથી આપ્રમાણે ફેફસાંનાં પડનો વરમ થાયછે.

એવુંજ છાતીનું દરદ કલેજાંનાં વરમમાં પણ થાયછે. વળી સંધિવામાં પણ એજ પ્રમાણે દુખાવો થાયછે, પણ કલેજાંનાં વરમમાં દુખાવો ઘણુંકરીને જમણી બાજુ તરફ પાંસરીનીનિચ્ચેનાં ભાગઉપર હોયછે, અને આ દુખાવો કોઈ છરી ભોકતું હોય તેપ્રમાણે થતો નથી, પણ ધીમોધીમો અને થોડોથોડો થયા કરેછે, તથા તેથી જમણી બાજુનાં ખભાંમાં પણ થોડોથોડો ધીમો દુખાવો થયા કરેછે. ફેફસાંનાં પડનાં વરમમાં આપ્રમાણે ખભાંમાં દુખાવો થતો નથી, તથા તે પાંસરીનીનિચ્ચે હોતો નથી, પણ તે ઘણુંકરીને છાતીનાં વચલા ભાગઉપર, એટલે ધાઈઆગળ હોયછે. સંધિવાથી છાતીમાં થતો દુખાવો એક અમુક જગ્યાએ રેહેવાનેબદલે સઘળી બાજુએ ફરતો રેહેછે, એટલે એક જગ્યાઉપરથી નરમ પડીને છાતીમાં બીજી જગ્યાએ, અથવાતો બરડામાં થાયછે, તથા શરીરનાં બીજા સાંધાઓ પણ સુજી આવેછે, અને તેઓમાં દુખાવો થાયછે.

**ઈલાજો ૧ લા.**—અગરજો બિમાર મજબુત બાંધાવાળું હોય, તો છાતીઉપર જયાં દુખાવો થતો હોય, ત્યાં એકથી બે ડજન જળો મુકવી, અને તેઉપર "ફલાનેલ"થી ખસખસનાં પોસનો ગરમ સેક કરવો. ખોરાકમાં માત્ર કાંજી, પાંઉ અને ચા, ઇત્યાદિ આપવું, તથા ૮ ગ્રેન "કેલોમેલ," અને ૧ ગ્રેન અફીણ, આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ચારવાર, પાણીસાથે ગળાવવી. જયાંસુધી આ ગોળીઓથી દાંતનાં પારાઓઉપર અસર થાય, એટલે પારાઓમાં દુખાવો થાય, ત્યાંસુધી બેથી ચાર દહાડાસુધી ગળાવીને પછી તે બંધ કરવી. અને ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પાવી.

ટીંક્યર આવ સેના ડ્રામ ૨—એપસમ સૉલ્ટ આઉંસ ાા થી ૧—ઇનિફયુઝન આવ સેના આઉંસ ૧ાા.

**ઈલાજ ૨ જો.**—અગરજો ખાંસી ઘણી થતી હોય, તો "**ખાંસી**"નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઈલાજો કરવા.

**ઈલાજો ૩ જા.**—અગરજો બિમાર નબળા બાંધાવાળું હોય, તો જળો મુકવી નહીં, પણ તેનેબદલે એકુ હલકું "બ્લીસ્ટર" મુકવું, અથવા "આઇલ આવ ટરપીનટાઇન" ગરમ કરીને તે ચોપડવું, અને તેઉપર અલસીનાં આટાની "પોલ્ટીસ" મુકવી, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર, થોડા દહાડાસુધી ચાલુ પાવી, તથા પાછળથી શક્તિ આવે એવી દવા આપવી.

| | | |
|---|---|---|
| આયોડાઇડ આવ પૉટાશીયમ .. | ગ્રેન | ૧૨ થી ૨૦ |
| એપસમ સૉલ્ટ ............ | ડ્રામ | ૬ |
| ટીંક્યર આવ હેનબેન ........ | ડ્રામ | ૨ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથર .... | ડ્રામ | ૨ |
| ટીંક્યર આવ રફરલિ ........ | ડ્રામ | ૧ |
| પાણી ................. | આઉંસ | ૬ |

| | | | |
|---|---|---|---|
| અથવા, | એસીટેટ આવ પૉટાશ ........ | ડ્રામ | ૧ |
| | સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથર .... | ડ્રામ | ૨ |
| | વાઇન આવ ઇપીકાકયુઆના .... | ડ્રામ | ૨ |
| | સીરપ આવ ટોલુ .......... | ડ્રામ | ૪ |
| | પાણી................ | આઉંસ | ૫ |

ઉપર જણાવેલી દવાઓ મેળવીને તેમાંથી પોણુ વાઇનગ્લાસ ભરી દર ત્રણ કલાકે દહાડામાં ચાર વખત પાવું. તથા શક્તિ આવવા માટે સવાર સાંજ ૦।। ડ્રામ "સીરપ આવ આઇયોડાઇડ આવ આયરન" પાણીમાં મેળવીને મોટી ઉમરના બીમારને પાવું.

શક્તિ આવે એવો ખોરાક આપવો, જેવોકે દુધ, બાફેલો સેરવો, પાંઉ, દુધની કાંજી, ઇત્યાદિ. આ દરદમાં કોઇવેળા પરૂ બંધાયછે, અને તેથી બિમાર વધારે માઠી અવસ્થામાં આવતું જાયછે. એવીવેળા ડાકટરની સલાહ લેવી. અને તે જણાવે તેમ કરવું. ડાકટર પોતાને હાથે એક જાતનાં હથીઆરથી છાતીમાંથી રસી બાહાર કાહાડશે.

**ઈલાજ ૪ થો.** બનફશા ડ્રામ ૬—જેઠીમધનો શીરો ડ્રામ ૬—તુખમે ખતમી ડ્રામ ૩.

આ સઘળાંનો ઝીણો ભુકો કરી તેમાં ગુંદરનું પાણી ભેળીને તેનો પાખ બનાવવો, અને તેમાંથી ૨ ડ્રામજેટલો. દહાડામાં ત્રણવાર ખવાડવો. એથી બલગમ બાહાર પડશે.

**ઈલાજ ૫ મો.**—અગરજો ફેફસાંનો તીક્ષણ વરમ થયો હોય. ખાંસી ઘણી જોરમાં હોય. તથા તાવ આવતો હોય. તો પરશેવો પડવામાંટે નીચે જણાવેલો ઇલાજ કરવો.

ઝોફો ડ્રામ ૨—જેઠીમધનાં મુળીયાં ડ્રામ ૧।।—અંજીર (સુકાં) નંગ ૫—પાણી આઉંસ ૨૦

આ સઘળાંને ઉકાળીને, આસરે ૧૦ આઉંસજેટલું રેહે. કે થંડું પાડી તેમાંથી ૩ થી ૬ આઉંસજેટલું. દહાડામાં ત્રણવાર પાવું.

**ઈલાજ ૬ ઠો.**—મોંયરીંગનીનાં મુળીયાંનો ભુકો ડ્રામ ૬—અરડુસાનાં પાંદડાં ડ્રામ ૪—પાણી આઉંસ ૮.

આ સઘળાંને ઉકાળીને, આસરે ૬ આઉંસજેટલું રેહે. કે થંડું પાડીને ગાળી કાહાડવું, અને તેમાંથી ૨ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પાવું.

છેલે. અગરજો, ફેફસાંનાં પડનો વરમનો ઉપર જણાવેલા ઇલાજો કરવા છતાં કોઇ વખત તેમાં પરૂના જેવું પાતળું પ્રવાહી બંધાએ અને તે તરફની છાતીનો ભાગ સુજી આવે ને દરદી તવાતો જાય, તો તે હાલત ઘણી નઠારી સમજવી. એવી વખતે દહાડામાં બે ત્રણ વખત છાતીનો જે ભાગ તંદરોસ્ત હોય, તે બીજા માણસ પાસ ૫ થી ૧૫ મીનીટ સુધી દબાવવો, અથવા "ગમ પ્લેસટર"ની આગળી બનાવી તેની લાંબી પટીઓ કરીને છાતીના દરદવાલા ભાગ ઉપર વળગાવીને તેનું દબાંન કરવું અથવા કાબેલ ડાકટરને બોલાવી હથીયારથી રસી બાહેર કહડાવવી. ઘણુંકરીને આ છેલા એલાજથી દરદી જીવવા પામતો નથી.

---

# હોજરીમાંથી લોહીનું પડવું.

**(હીમેટેમેસીસ=Hæmatemesis.)**

**નીશાની.**—હોજરીમાંથી જે લોહી પડેછે, તે ઘણુંકરીને કાળા રંગનું હોયછે, તથા તે ઉલટીનીસાથે કટકાનાં આકારમાં પડેછે.

**સબબ.**—પીપડીઉપર, એટલે હોજરીની જગ્યા આગળ સખત વાગવાથી, હોજરીમાં ચાઠું પડવાથી, દસ્તાનનાં ચઢવાથી, હરશનું લોહી પડતું એકદમ બંધ થવાથી, જલ્લદ વસ્તુઓ ખાધાથી, ઘણો જલ્લદ દારૂ પીધાથી, અથવા ઝાડો કબજ રેહેવાથી આપ્રમાણે હોજરીમાંથી લોહી પડેછે.

**ઈલાજો ૧ લા.**—બિમારે બીછાણામાં પડી રેહેવું, અને બિલકુલ હાલચાલ કરવી નહીં. પેટઉપર રાઇ મુકવી, તથા બરફનું થંડું પાણી પીવું, અથવા બરફનાં નાહના કટકાઓ કરી તે ગળી જવા, તથા ૧૦ થી ૧૫ મીનીમ "શૉલ્યુશન આવ પરનાઇટ્રેટ આવ આયરન" પોણાં વાઇનગ્લાસ પાણીમાં નાખીને, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજો ૨ જા.**—૨૦ મીનીમ "ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ," તથા થોડી સાકરને બરફનાં થંડાં પાણીમાં નાખીને તે, દર ત્રણ કલાકે પીવું, અથવા ૧૦ ગ્રેન "ગેલીક આસીડ," અથવા ૫ ગ્રેન "ટેનીક આસીડ," આ બેમાંથી ગમેતે એક દર ત્રણ કલાકે પાણીસાથે ફાકવું.

**ઈલાજો ૩ જા.**—૫ ગ્રેન ફટકી, દર ત્રણ કલાકે, પાણીસાથે ફાકવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, દર ત્રણ કલાકે, પોણું વાઇનગ્લાસ ભરી પીવી.

| | |
|---|---|
| ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ. ડ્રામ ૧ | સીરપ આવ રોઝીઝ .... આઉંસ ૨ |
| એપસમ સૉલ્ટ.......... ડ્રામ ૮ | પાણી ........... આઉંસ ૬ |

**ઈલાજ ૪ થો.**—અગરજો ઉછાળો ઘણો જોરમાં થતો નહીં હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

ઑઇલ આવ ટરપેનટાઇન ડ્રામ ૨—ટીંક્ચર આવ કાઇનો ડ્રામ ૨—ટીંક્ચર આવ કેટેકુ ડ્રામ ૨—સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથર ડ્રામ ૨—ગમ એકેશીયા ડ્રામ ૪—પાણી આઉંસ ૬.

અગરજો નાડી ઘણી જોરમાં ચાલતી હોય, તથા તેનો ધબકારો પણ જોરમાં થતો હોય, તો નીચે જણાવેલા બે ઇલાજોમાંથી **(ઈલાજ ૫ મો, તથા ૬ ઠો)**, ગમેતે એક અજમાવવો.

**ઈલાજ ૫ મો.**—ટીંક્ચર આવ ડીજીટેલીઝ મીનીમ ૪૦—ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ ડ્રામ ૧—ટીંક્ચર આવ ઑરેન્જ ડ્રામ ૨—ક્રીમ આવ ટારટર ડ્રામ ૪—સીરપ આઉંસ ૧—પાણી આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૬ ઠો.**—

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ ડીજીટેલીસ .... | મીનીમ | ૮૦ |
| ગેલીક આસીડ .......... | ગ્રેન | ૨૦ |
| ટીંક્ચર આવ કેટેકુ ........ | ડ્રામ | ૨ |
| પાણી ................ | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૭ મો.**—અગરજો દુખાવો પણ થતો હોય, તો ૨૦ ગ્રેન ફટકી, તથા ૧ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," આ બંનેને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું દર ત્રણ કલાકે ફાકવું.

**ઈલાજ ૮ મો.**—૦ાા ડ્રામ "લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ," અથવા ૫ થી ૧૦ મીનીમ "ટીંક્ચર આવ હૅમામૅલીડીસ" પાણીમાં ભેળીને, દર ત્રણ કલાકે પીવાથી પણ ગુણ થાયછે.

**ઈલાજ ૯ મો.**—માજુફલ ડ્રામ ૧—દાડમની છાલ ડ્રામ ૦ાા—ઈસબગુલ ડ્રામ ૧૦.

આ સઘળાંને મેળવીને, ૦ાા થી ૧ ડ્રામ જેટલું, દહાડામાં ત્રણવાર ફાકવાથી ગુણ થાયછે.

ખોરાકમાં માત્ર કાંજી અથવા દુધ પીવું. તથા જો બની શકતું હોય, તો "આઇસક્રીમ" બનાવીને તે ખાવું, જેથી ગુણ થશે.

આ બિમારીમાં હાથપગઉપર રૂમાલ અથવા દોરી બાંધ્યાથી ઘણો ગુણ થાયછે, અને નસમાંથી જે લોહી દિલમાં જોસથી દોડેછે, તેના થોડોઘણો અટકાવ તેથી થઈને લોહી બંધ થાયછે.

---

## હોજરીમાં ખટાસનું થવું.

**(પાઈરોસીસ**=Pyrosis.)

**(એસીડીટી આવ ધ સ્ટમક**=Acidity of the Stomach.)

**સબબ.**—પાચનશક્તિ નબળી પડી જવાથી, અથવા તે નઠારી અવસ્થામાં આવવાથી હોજરીમાં ખટાસ થઈને તેથી છાતીઉપર દાહ બળેછે.

**ઈલાજ ૧ લો.**—

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ સોડા ........ | ગ્રેન | ૪૦ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા. | ડ્રામ | ૧ થી ૨ |
| ઈનફ્યુઝન આવ કેલમ્બા ...... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું, બચ્ચાંને એકથી બે ચમચી ભરી, દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજ ૨ જો.**—

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ મેગનીશીયા .... | ગ્રેન | ૬૦ |
| કારબૉનેટ આવ સોડા ........ | ગ્રેન | ૨૦ |
| જીન્જરનો ભુકો............ | ગ્રેન | ૨૦ |
| કમપાઉંડ ડીકૉકશન આવ એલોઝ.. | આઉંસ | ૨ |
| ઈનફ્યુઝન આવ કેમોમાઈલ .... | આઉંસ | ૮ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પીવું.

ખોરાક સાદો પણ શક્તિવાળો લેવો, જેવોકે દુધ, કાંજી, ઇત્યાદિ. સવારસાંઝ બાહાર ખુલ્લી હવામાં ફરવાની ટેવ રાખવી, અને જો ઝાડો કબજ હોય, તો અવારનવાર હલકો જુલાબ લેવો.

**ઈલાજ ૩ જો.**—અથવા નીચે જણાવેલી દવાઓ મેલવીને તેની ૨૦ ગોળીઓ કરવી, અને અક્કેકી ગોળી દર વખત ખાણું ખાધા પછી પાણીમાં ગળવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ કુઇનીયા.......... | ગ્રેન | ૧૦ થી ૨૦ |
| પેપસીન.................. | ડ્રામ | ૨ |
| એકસ્ટ્રેક્ટ આવ કૅસ્કેરા સૅગ્રેડા .. | ડ્રામ | ૧ |

---

## હોજરીમાં થતો દુખાવો.

**( સ્ટમક-એક=Stomach-ache.)**

**સબબ.**—નઠારી જાતનો, અથવા પચી નહીં શકેએવો ખોરાક ખાધાથી હોજરીમાં ઘણીવેળા સખત દુખાવો થાયછે.

**ઈલાજ ૧ લો.**—

| | | |
|---|---|---|
| કેલસાઇન્ડ મેગનીશીયા ...... | ડ્રામ | ૧ |
| રૂહબાર્બનો ભુકો .......... | ડ્રામ | ૦॥ |
| જીન્જરનો ભુકો .......... | ગ્રેન | ૧૦ |

આ સઘળાંને મેળવીને, તેનાં ત્રણ પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે, જયાંસુધી દુખાવો નરમ પડે, ત્યાંસુધી પાણીસાથે ફાકવું.

**ઈલાજ ૨ જો.**—

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ મેગનીશીયા.... | ગ્રેન | ૧૨ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા. | ડ્રામ | ૦॥ |
| ડીલ વૉટર .............. | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને, બે ચમચી ભરી, દર ત્રણ કલાકે, બચ્ચાંને પાવું.

**ઈલાજો ૩ જા.**—અગરજો ઘણો ખોરાક ખાધાથી અજીર્ણ થયું હોય, અથવા કોઇ બીજી નઠારી વસ્તુ, સુક્કો મેવો, ઇત્યાદિ ઘણો ખાધામાં આવ્યો હોય તો સારીપઠે ઉલટી થાય, એટલામાંટે ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," ગરમ, પાણીમાં ડોહવીને પીવું, અને ત્યારપછી સુનામખી અને "એપસમ સૉલ્ટ," અથવા "રૂહબાર્બ" નો જુલાબ લેવો.

**ઈલાજો ૪ થા.**—અગરજો જીભઉપર ઘણો ઉજળો થરો થયો હોય, પેટમાં દરરોજ દુખ્યા કરે, અને ઝાડો કબજ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની એક ગોળી બનાવી, દરરોજ સવારનાં થોડા દહાડાસુધી પાણીસાથે ગળવી.

બ્લુ પીલ ગ્રેન ૫—ઈપીકાકયુઆના પાઉડર ગ્રેન ૦॥—એક્સટ્રેક્ટ આવ ડેનડીલીયન ગ્રેન ૫.

અથવા મરીની ચામાં થોડો "રૂહબાર્બ" ડોહવીને તે પીવી.

---

# હોજરીમાં અથવા આંતરડાંમાં આંકરૂં આવવાવિષે.

**(સ્પેઝમ આવ ધ સ્ટમક, ઑર આવ ધી ઈનટેસટાઈન્સ=Spasm of the Stomach, or of the Intestines.)**

**નીશાની તથા સબબ.**—કાંઇ નઠારી વસ્તુ ખાધાપીધામાં આવ્યાથી અથવા અપવાસ કર્યાથી પીપડીઆગળ, અથવા આંતરડાંમાં જાણે કોઇ ખેંચતું હોય, અથવા વળ દેતું હોય એવીરીતે નહીં ખમી શકાયએવો ચુંકો થોડેથોડે વખતે થયા કરેછે.

**ઈલાજો ૧ લા.**—૨ ડ્રામ "એન્ટીમોનીયલ વાઇન," અથવા ૧૦ ગ્રેન "ઇપીકાકયુઆના પાઉડર," દર કલાકે, એકથી બેવાર, જયાંસુધી ઉલટી થાય, ત્યાંસુધી લેવું એથી જે નહીં જરી શકેએવી નઠારી વસ્તુ હશે, તે ઉલટીનીસાથે બાહાર નિકળી પડશે, અને તેથી આંકરૂં ઓછું થશે. વળી થોડાં ટીપાં "એસેન્સ આવ પેપરમીન્ટ." એરંડીયાં તેલમાં નાખીને પીવાં. અને ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર બેથી ત્રણ કલાકે પીવી, તથા બચ્ચાંને એકથી બે ચમચી ભરી, દર બેથી ત્રણ કલાકે પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સલફ્યુરીક ઇથર ........ | ડ્રામ | ૧ | ઑઇલ આવ એનીસ.. | મીનીમ | ૧૦ |
| કલોરીક ઇથર........... | ડ્રામ | ૧ | પાણી........... | આઉંસ | ૬ |
| એસીટેટ આવ મૉરફીયા.... | ગ્રેન | ૧ | | | |

**ઈલાજ ૨ જો.**—અગરજો દુખાવો ઘણો જોરમાં થતો હોય, તો પ્રથમથીજ **ઇલાજો ૧ લા** શુરૂ કરવા, પણ જો તેમ કરવાને તરત નહીં બને, તો "બ્રાંડી" અને ગરમ પાણી, આ બંધેને મેળવીને તે પી જવું, અને દુખાવો થોડો ઓછો થાય, કે નીચે જણાવેલી દવાઓ મેળવીને પીવી.

કલમ્બા ગ્રેન ૨૦—જીન્જરનો ભુકો ગ્રેન ૫—કલસાઇન્ડ મેગનીશીયા ગ્રેન ૨૦—પેપરમીન્ટ વૉટર આઉંસ ૧॥.

**ઈલાજો ૩ જા.**—

| | | |
|---|---|---|
| લૉડેનમ ................ | મીનીમ | ૧૫ |
| ટીંકચર આવ જીન્જર........ | ડ્રામ | ૦॥ |
| સ્પીરીટ આવ લેવેન્ડર ........ | ડ્રામ | ૧ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા. | ડ્રામ | ૦॥ થી ૧ |
| પાણી.................. | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને તે પીવું, અને ત્યારપછી તેઉપર ગરમ પાણી પીવું. વળી પીપડી અથવા પેટઉપર, જ્યાં ચુંકો થતો હોય, ત્યાં રાઇ મુકવી, અથવા ગરમ પાણીનો સેક કરવો, અથવા નીચે જણાવેલી દવાઓને સરખે ભાગે મેળવીને તે પીપડીઆગળ ચોપડવી.

કમપાઉંડ લીનીમેન્ટ આવ કેમફર.—ઑઇલ આવ ટરપીનટાઇન.—કલોરોફૉર્મ.

**ઈલાજ ૪ થો.**—ઘણીવેળા એવી સ્થિતિમાં ઉભા થઇને પેટ બંધે હાથોવડે સારોપડે મસળ્યાથી પણ દુખાવો ઘણો ઓછો થાયછે.

**ઈલાજ ૫ મો.**—અગરજો થોડે થોડે દહાડે હોજરીમાં નહી ખમાએ એવો ચુંકો ઘડી ઘડી થયા કરે તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તેની ૧૫ ગોળીઓ કરીને, તેમાંથી અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત પાણીમાં ગળવી, અને આંખને ઝાંખ લાગે, કે બંધ કરવી.

| | | |
|---|---|---|
| એક્સટ્રેકટ આવ બેલેડોના | ...... | ગ્રેન ૫ |
| સલ્ફેટ આવ કુઈનીયા | ........ | ગ્રેન ૧૫ |
| વેલેરીએનેટ આવ ઝીંક | ........ | ગ્રેન ૧૫ થી ૩૦ |
| એક્સટ્રેકટ આવ કેમોમાઈલ | .... | ગ્રેન ૩૦ |

---

# કલેજાંની બાહારની સપાટીનો વરમ.

(**ઈનફ્લેમેશન આવ ધ સરફેસ આવ ધ લીવર**=Inflammation of the Surface of the Liver.)

**નીશાની.**—એક અથવા બંધે ખભાંમાં, પણ મુખ્યકરીને જમણી બાજુનાં ખભાંમાં પાંસરાંનીનિચ્ચે કોઇ છરીનંજેવું ધારવાળું હથીઆર ભોકતું હોયએમ દુખાવો થાયછે, અને જો ત્યાં આંગળાંવડે દાબ્યું હોય, તો દુખાવો વધારે જોરમાં થતો જણાયછે; તથા તે જગ્યાઉપર કાંઇ મોટો ભાર મુકયો હોય એમ લાગેછે, શ્વાસ લેતીવેળા, અથવા ઠાંસો આવે ત્યારે પણ ઘણો દુખાવો થાયછે, જેથી દરદીથી પોતાનો શ્વાસ સારીપઠે સેહેલાઇથી લેવાઇ શકાતો નથી.

અગરજો કલેજાંની ઉપરની સપાટી સુજી હોયછે, તો ખાંસી થાયછે, પણ જો નિચ્ચેની સપાટી સુજી હોયછે, તો ઉલટી તથા અટકડી થાયછે, અને તાવ ઘણો જોરમાં આવેછે. ચામડીઉપર, તથા આંખોમાં થોડોઘણો કમળો થયેલો જણાયછે, ખાવા ગમતું નથી, પાણીની સોસ ઘણી લાગેછે, જીવ સુસ્ત રેહેછે, દરદીથી કરારે ચતું સુવાતું નથી, ડાબીતરફ કોર ગરડીને સુતાં કલેજાંમાં દરદનું જોર વધારે થાયછે, પણ જમણી બાજુતરફ વધારે સારીરીતે સુવાઇ શકાયછે, પણ જો વરમનો જોર ઘણો હોયછે, તો ડાબી અથવા જમણી હરકોઇ બાજુએ કોર ગરડીને બિલકુલ સુવાતુંજ નથી, અને તેથી જયાંસુધી વરમનું જોર ઓછું થાયછે, ત્યાંસુધી વાકું વળીને બેસી રેહેવું પડેછે.

**સબબ.**—ઘણો દારૂ પીધાથી, કલેજાંઉપર જોરમાં વાગવાથી, નઠારી જાતનો તાવ ઘણાં દહાડાસુધી આવવાથી, સંગ્રહણી અથવા લાંબા દહાડાનો જુનો ગરડો હોવાથી, આંતરડાંમાં, પિત્તનાં કુંકનામાં, અથવા હોજરીમાં ચાઠાં પડવાંથી કલેજાંનો વરમ થાયછે, તથા તે સુજી આવેછે.

**ઈલાજો ૧ લા.**—અગરજો દરદી મજબુત બાંધાનું હોય, તો તરત ૧ થી ૨ ડજન જળો તેનાં કલેજાંઉપર મુકવી, અને ત્યારપછી ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, તથા જયાંસુધી દાંતો થોડાઘણાં દુખવા માંડે, ત્યાંસુધી ૪ ગ્રેન "કેલોમેલ," તથા ૦૧ ગ્રેન અફીણનો ભુકો, આ બંધેને મેળવીને, દર ૭ કલાકે,

**દહાડામાં ચારવાર, ત્રણ દહાડાસુધી પાણીસાથે ફકાડવું, તથા ૩ થી ૪ ડ્રામ "ક્રીમ આવ ટારટર," પાણીમાં ડોહવીને તે પાણીનેબદલે પાવું, અને જો તેથી ઝાડો સાફ નહીં આવે, તો ઉપર જણાવ્યાપ્રમાણે "કેલોમેલ" તથા અફીણની દવાઓ બેથી ત્રણ દહાડાસુધી ફકાડયાપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને પાવી.**

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ સેના .......... | ડ્રામ | ૨ |
| એપસમ સૉલ્ટ ............ | આઉંસ | ૧ |
| ઈનફ્યુઝન આવ સેના ........ | આઉંસ | ૨ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે બેથી ચાર દહાડાસુધી, અથવા જયાંસુધી ઝાડો સાફ આવે, ત્યાંસુધી દરરોજ સવારનાં પાવી.

| | | |
|---|---|---|
| જેલેપ પાઉડર ............ | ગ્રેન | ૩૦ |
| ક્રીમ આવ ટારટર.......... | ડ્રામ | ૩ |
| કમપાઉંડ ડીકૉકશન આવ એલોઝ. | આઉંસ | ૧।। |

**ઉપલા ૧ લા ઈલાજો ઘણાં સખતછે, અને તે ઘણાં મજબુત બાંધાના માણસો, જેવાંકે અંગ્રેજી ખલાસીઓ, અંગ્રેજી સેપાહીઓ, વગેરેનેમાંટે વધારે લાયકછે, પણ આપણાં દેશમાં એવી જાતનાં ઘણાં મજબુત માણસો હોતાં નથી, પણ ઘણુંકરીને મધ્યમ અથવા નબળા બાંધાનાં હોયછે, જેથી તેઓ ઉપલા ઈલાજો ખમવાને શક્તિવાન નથી, અને તેટલાંમાટે તેઓઉપર જો ઉપલા ઈલાજો અજમાવ્યા હોય, તો ગુણનેબદલે અવગુણ થાયછે. એક કાબેલ ડાકટર "મોરહેડ"નો એવિષે એવો વિચારછે, કે "જો આરીતે કલેજાંનાં વરમમાં એકદમ જળો મુકાવીને લોહી કાહાડ્યું હોય તથા "કેલોમેલ"ની દવા એટલા વજનમાં દરરોજ આપી હોયતો તેથી કલેજું પાકેછે, દરદી વધારે સુસ્ત થાયછે, અને તે ઘણીવેળા મરણ પણ પામેછે." એટલા-માંટે સાધારણ માણસનેમાંટે નીચે જણાવેલા મધ્યમ ઈલાજો વધારે લાયકછે.**

**ઈલાજો ૨ જો.**—અગરજો દરદી મોટી ઉંમરનું, મધ્યમ બાંધાનું, અથવા નબળા બાંધાનું, અને મુખ્યકરીને હિંદુસ્તાનનાં ગરમ દેશનું રેહેવાસી હોય, તો તેને કલેજાંનો વરમ થયેલો જણાયાપછી જળો મુકવાનેબદલે પાંસરાંની નિચ્ચે કલેજાંની જગ્યાઉપર ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, અથવા ત્યાં "બ્લીસ્ટર" મુકવું, તથા તેઉપર "ઑઇન્ટમેન્ટ આવ કેન્હેરીડીસ" લગાડીને તેને થોડા દહાડાસુધી ઝરવા દેવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ત્રણ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર, પાંચથી સાત દહાડાસુધી, અથવા જયાંસુધી વરમ નરમ પડે, ત્યાંસુધી ગલાવવી.

| | | |
|---|---|---|
| બ્લુ પીલ ............... | ગ્રેન | ૧૨ |
| ઈપીકાકયુઆના પાઉડર ........ | ગ્રેન | ૪ થી ૮ |
| એક્સટ્રેક્ટ આવ હેનબેન ..... | ગ્રેન | ૯ |

અથવા,

| | | | | | |
|---|---|---|---|---|---|
| પૉડોફીલીન રેઝીન ...... | ગ્રેન | ૬ | રૂહબાર્બનો ભુકો........ | ગ્રેન | ૧૨ |
| કેપસીકમ ફ્રુટ.......... | ગ્રેન | ૪ | એક્સટ્રેક્ટ આવ જેનશીયન. | ગ્રેન | ૩૦ |

ઉપર જણાવેલી દવાઓ મેળવી, તેની ૧૨ ગોળીઓ કરીને અકેકી દર આંતરે રાતે સુતી વેળા ગળવી.

વળી "ક્રીમ આવ ટારટર"નો હલકો જુલાબ દરરોજ સવારનાં આપવો, અથવા ઉપલી ગોળીઓનેબદલે નીચે જણાવેલી દવાઓ મેળવીને, દહાડામાં ચારવાર પાવી, તથા તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથર ડ્રામ ૨—ટીંક્ચર આવ હેનબેન ડ્રામ ૩—ક્રીમ આવ ટારટર ડ્રામ ૬—બાઈ કારબૉનેટ આવ પૉટાશ ડ્રામ ૧—સાઇટ્રીક આસીડ ગ્રેન ૪૦—જુસ આવ ડેન્ડીલીયન આઉંસ ૧—પાણી આઉંસ ૫.

ખોરાકમાં થોડા દહાડાસુધી માત્ર દુધની કાંજી, અથવા પાંઉ અને ચાશિવાય બીજું કાંઇ આપવું નહીં, પણ જો થોડા દહાડા વિત્યાપછી વરમ નરમ પડવા આવે, તો સેરવો, અધકચરાં બાફેલાં ઇંડાં, વગેરે આપવું.

અગરજો ઉપલી દવા પાવાપછીથી કલેજાંઆગળનું દરદ ઘણે દરજ્જે નરમ પડેલું જણાય, તો ૧૦ મીનીમ "ડાઇલ્યુટેડ નાઇટ્રો હાઇડ્રોક્લોરીક આસીડ," પોણાં વાઇનગ્લાસ પાણીમાં ભેળીને, દહાડામાં ત્રણવાર પાવું, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું, તથા ૨ ડ્રામ "નાઇટ્રો હાઇડ્રોક્લોરીક આસીડ," તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળીને તે કલેજાંની જગ્યાઉપર મુકવો, તથા તે રાતદહાડો ભિંજેલો રાખવો.

અગરજો દરદ ઘણુંજ થતું હોય, તો ¼ થી ૦॥ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," રાત્રે પાણીસાથે ફકાડવું.

---

## કલેજાંનાં અંદરનાં ભાગનો વરમ.

**(ઈનફ્લેમેશન આવ ધી ઈન્ટીરીયર આવ ધ લીવર**=Inflammation of the Interior of the Liver.)

**નીશાની.**—જ્યારે કલેજું સપાટીઉપરથી નહીં, પણ માંહેથી સુજેલું હોયછે, ત્યારે તેમાં કોઇ છરીજેવું ધારવાળું હથીઆર ભોકતું હોયએવું દરદ થતું નથી, પણ કલેજાં ઉપર મોટો બોજો મુકયો હોયએવું જણાયછે, અને તેમાં ધીમેધીમે દુખાવો થયા કરેછે, જેને અંગ્રેજીમાં "ડલ પેન" (Dull pain) કરી કેહેછે; તાવ પણ ઘણો જોરમાં હોતો નથી, પણ ધીમો હોયછે, ખભાંમાં દુખાવો પણ ધીમેધીમે થયા કરેછે, પણ જો હાથેવડે કલેજાંની જગ્યાઉપર ધીમેથી દાબ્યું હોય, તો ઘણું દરદ થતું નથી, પણ જોરમાં દાબવાથી દરદ થતું હોય એમ જણાયછે. અગરજો આ જાતનાં કલેજાંનાં વરમનાં ઇલાજો તરત ઘટતીરીતે કીધા હોય તો સારૂં, નહીંતો તે વેહેલું પાકેછે, અને જ્યારે તે પાકેછે, અને તેમાં પરૂ બંધાયછે, ત્યારે દરદીને ટાહાડ વાગીને તાવ આવેછે, તથા પેટમાં પાકું ઘર થયું હોયએવું દરદ થાયછે.

**ઈલાજ ૧ લો.**—આ જાતનાં કલેજાંનાં વરમમાં, એટલે જ્યારે વરમ ઉંડાણમાં થયો હોય, ત્યારે "કેલોમેલ" ઘણું તપાસીને આપવું, અથવા બનતાં

સુધી આપવુંજ નહીં, કારણકે તે વગર સમજવે આપ્યાથી કલેજું પાકેછે. અગરજો ઘણી અગત્ય જણાય, તો નીચે જણાવેલી પારાની દવા "બ્લુ પીલ" નાં આકારમાં આપવી.

બ્લુ પીલ ગ્રેન ૯—પૉડૉફીલીન ગ્રેન ૧।।—કમપાઉંડ રૂહબાર્બ પીલ ગ્રેન ૧૨—એકસટ્રેકટ આવ હેનબેન ગ્રેન ૯.

આ સઘળાંને મેળવીને, તેની ત્રણ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર ગળાવવી, અને તે થોડ દહાડાસુધી ચાલુ રાખવી. અગરજો આ ગોળીઓથી ઝાડો ઘણો આવે, તો "પૉડૉફીલીન" દવા કાહાડી નાખીને બાકીની દવાઓની ગોળીઓ ઉપર જણાવ્યા પ્રમાણેજ ગળાવવી, અને થોડા દહાડા વિત્યાપછી આ ગોળીઓ બંધ કરવી.

**ઈલાજ ૨ જો.**—આકરિઆડીન ............ } ગ્રેન ૩
અથવા લેપ્ટેનડ્રીન ............ }
એકસટ્રેકટ આવ હેનબેન ...... ગ્રેન ૯
કમપાઉંડ રૂહબાર્બ પીલ ...... ગ્રેન ૯

આ સઘળાંને મેળવીને, તેની ત્રણ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર, પાણીસાથે ગળાવવી, તથા તે દશથી પદર દહાડાસુધી ચાલુ રાખવી. અથવા ૨૦ થી ૬૦ મીનીમ "ટીંકચર આવ હાઇડ્રાસટીસ" પાણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત પાવું.

**ઈલાજ ૩ જો.**—હાઈડ્રોક્લોરેટ આવ એમોનીયા ડ્રામ ૧—જુમ આવ ડેન્ડીલીયન આઉંસ ૧—સ્પીરીટ આવ નાઈટ્રસ ઈથર ડ્રામ ૨—ટીંકચર આવ સીન્કોના ડ્રામ ૨—ટીંકચર આવ હેનબેન ડ્રામ ૨—પાણી આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું. તથા તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું. આ દવામાં મુખ્ય ગુણ "હાઇડ્રોક્લોરેટ આવ એમોનીયા"નોછે, જે કલેજાંને પાકતું અટકાવેછે.

**ઈલાજ ૪ થો.**—ચિનાઈ રૂહબાર્બ ગ્રેન ૬૦—હરડેનો ભુકો ડ્રામ ૧।।—એમનીનો ભુકો ડ્રામ ૦।।.

આ સઘળાંને મેળવીને, ૧૫ ગ્રેનજેટલું, દર ત્રણ કલાકે, પાણીસાથે ફકાડવું. બાહારનાં ઇલાજોમાં કલેજાંની જગ્યાઉપર રાઇ મુકવી, ગરમ સેક કરવો, "ટીંકચર આવ આઇયોડાઇન" ચોપડવું, અથવા "બ્લીસ્ટર" મુકવું.

ખોરાક ઘણો હલકો તથા સાદો આપવો, જેવોકે કાંજી, વગેરે.

---

## કલેજાંનું પાકવું.

**(એબ્સેસ આવ ધ લીવર=**Abscess of the Liver.)

અગરજો ઉપર જણાવેલા ઇલાજો કરવાછતાં વરમ ચઢતો નથી અટકતો, પણ કલેજું પાકઉપર ચઢેછે, તો તેની નીશાની નીચે જણાવ્યાપ્રમાણે હોયછે.

**નીશાની.**—દરદીને દિવસનાં થંડે પોહોરે ટાહાડનું લખલખું ભરાયછે, તાવ આવેછે, તથા તે તવાતું જાયછે; પેટ મોટું થાયછે, તથા તે ખેંચાયછે; મોહોડું ફિક્કું થાયછે, તથા તેનો રંગ પિળાસ મારેછે; થોડોઘણો કમળો થાયછે, અને કલેજાંની જગ્યાઆગળ કોઇવેળા ઉંડાં ઘરનાંજેવો ઉઠાવ થયેલો જણાયછે; ખભાંમાં દુખાવો થયા કરેછે, ઝાડો થયા કરેછે, મરડો થઇ આવેછે, પુષ્કળ પરશેવો પડેછે.

અગરજો કલેજું પાકઉપર ચઢતું હોય, અને તેમાં પરૂં થતું જણાય, તો જ્યાં કલેજાંનો થોડો ભાગ પાકતો હોય, તેની ઘટતી માવજત કર્યાથી થોડા વખતમાં તે સાજો થાયછે, અને તેટલો ભાગ અસલી અવસ્થામાં આવી જાયછે. પણ જો વરમ કલેજાંની સપાટીઉપર, તથા ભિતરનાં ઘણાં ભાગઉપર ફેલાયલો હોય તો ઘણો મોટો ભાગ પાકવાથી દરદીની જીવવાની આશા રેહેતી નથી.

**ઈલાજો ૫ માં.**—ઉપલી પાકવાની નીશાનીઓ જ્યારે જણાય, ત્યારે પારાની, અથવા ઝાડો ઘણો આવે એવી કાંઇપણ દવા કદી આપવી નહીં, પણ તેનેબદલે કલેજું પોતાનું કામ સારીરીતે કરે, તથા દરદીને શક્તિ રેહેએવો ખોરાક આપ્યા કરવો, જેવો કે "બૉટલ સુપ," દુધ, ઈંડાં, "બ્રાંડી મીકસચર," "વાઇન," "કલેરેટ" માછલી, "મટન ચૉપ," મેવો, વગેરે. વળી નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવી.

ડાઇલ્યુટેડ નાઇટ્રો હાઇડ્રોકલોરીક આસીડ ડ્રામ ૧—ટીંકચર આવ સ્ટીલ મીનીમ ૪૦—હાઇડ્રોકલોરેટ આવ એમોનીયા ડ્રામ ૧—કમપાઉંડ ટીંકચર આવ સીન્કોના ડ્રામ ૨—જ્યુસ આવ ટેન્ડીલીયન આઉંસ ૧—પાણી આઉંસ ૬.

તથા જો ઝાડો થતો હોય, તો ઉપલી દવામાં ૧ ડ્રામ "ટીંકચર આવ ઓપીયમ" ઉમેરીને તે પાવી.

**ઈલાજ ૬ ઠો.**—અગરજો કલેજું પાકઉપર ચઢવાથી મરડો થયો હોય, તો ઉપલી દવા તદન બંધ કરવી, અને તેનેબદલે ઝાડો બંધ કરવાની દવા નીચે જણાવ્યાપ્રમાણે પાવી.

| | | | |
|---|---|---|---|
| કલોરોડાઇન........ | મીનીમ ૮૦ | ટીંકચર આવ કાઇનો .. | ડ્રામ ૨ |
| ટીંકચર આવ ઓપીયમ.. | મીનીમ ૪૦ | ડીકૉકશન આવ લૉગઉડ.. | આઉંસ ૬ |

આ સઘળાંને મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ચારવાર, દર ત્રણ કલાકે પાવો, અને જયાંસુધી મરડો સાજો થાય, ત્યાંસુધી આ દવા થોડા દહાડાસુધી ચાલુ રાખવી, અને તેટલો વખતસુધી ખોરાક થોડો ઓછો આપવો.

**ઈલાજ ૭ મો.**—અગરજો દરદીને પેટમાં ઘણો દુખાવો, તથા અકળવિકળ થતું હોય, તો ¼ થી ૦॥ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," રાત્રે સુતીવેળા પાણીસાથે ફકાડવું.

**ઈલાજ ૮ મો.**—અગરજો કલેજાંનાં પિત્તાનીઆસપાસ વરમ હોવાથી પિત્ત સારીરીતે થતું નહીં હોય, તથા ઝાડો કઠણ પણ ઉજળો આવતો હોય, તથા તેથી દરદીને તાવ પણ ઘણો જોરમાં આવતો હોય, તો લીકરગ્લાસ ભરી "પેપસીન વાઇન," અથવા ૧૦ ગ્રેન "લેકટો પેપટીન," ખાણાસાથે પાવાથી, તથા નીચે જણાવેલી ગોળીઓ ગળાવવાથી ઘણીવેળા ઝાડાનો રંગ પાછો પિળાસઉપર આવેછે, તાવનો જોર નરમ પડેછે, તથા દરદીને શકિત પણ રેહેછે.

| | | | |
|---|---|---|---|
| પૉડૉફાલીન રેઝીન....... | ગ્રેન ૧ | ઈપીકાકયુઆના પાઉડર .... | ગ્રેન ૨ |
| એકસટ્રેકટ આવ નકસ વૉમીકા. | ગ્રેન ૨ | એકસટ્રેકટ આવ જેનશીયન .. | ગ્રેન ૧૨ |
| એકસટ્રેકટ આવ બેલેડોના .. | ગ્રેન ૨ | | |

આ સઘળાંને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, સવારસાંઝ પાણીસાથે ગળાવવી, અને જો તેથી ગુણ જણાય, તો તે બંધ કરવી.

દરદીને ગુણ થયેલો જણાવવા માંડે, કે તેને દરીઆની હવા ખવાડવાની તજવીજ કરવી.

ઉપલા ઇલાજો જોકે ઘણા ટુંકમાં જણાવેલાછે, તોયે તે અજમાવ્યાથી દરદીને જરૂર ઘણો ગુણ થશે, અને તે તદન સાજો થશે, પણ જો તેથી કાંઈજ ગુણ નહીં જણાય, અને દરદી વધારે બગડતો જાય, અને કલેજું પાકવાથી તેમાં પરૂ એકઠું થયેલું જણાય, તો તે કોઇ કાબેલ ડાકટરપાસે ફોડાવવું. (આરીતે પરૂ કોઈવેળા એકથી બે મોટી બાટલીજેટલું એકઠું થાયછે.)

આગળા વખતમાં કલેજાંનો પાકેલો ભાગ પાંસરાંઆગળથી મોટાં નસ્તરવડે ચીરવામાં આવતો હતો, જેથી ઘામાં વા ભરાવાથી તે રૂઝાવાને ઓછામાંઓછા છથી બાર મહિના લાગતા, તથા ઘણી મેહેનત પડતી હતી, પણ હમણાંનાં વખતની છેલ્લી શોધપ્રમાણે નસ્તરથી નહીં, પણ એક જાતની *ધાતુની બનાવેલી ઝીણી સોયનાં છેડાવાળી પિચકારીથી તે ફોડવામાં આવેછે, અને ફોડયાપછી તેનીઉપર "કોર્ટ પ્લાસ્ટર" મુકવામાં આવેછે. આરીતે કલેજું ફોડયાથી એકથી બે દહાડામાં રૂઝ વળેછે. આ વગર અડચણની રીતનેમાંટે આ હથીઆર માણસ જાતને એક મોટો આશિર્વાદ થઇ પડયુંછે.

આ રીતે કલેજું પાકવાપછી, જો તે ઉપલાં હથીઆરથી ફોડવામાં આવતું નથી, તો તે ફેફસાંમાં કે આંતરડાંમાં પોતાંનીમેળે ફુટી જાયછે, જેથી દરદીનો જીવ ઘણો ધાસ્તીમાં આવી પડેછે, અને તેમાંથી ઘણીવાર નઠારી જાતની ખાંસી તથા મરડો થઇ આવેછે. એટલામાંટે ઉપર જણાવ્યાપ્રમાણે જેમબનેતેમ ઉતાવળે તે ફોડીને પરૂ કાહાડી નાખવામાં આવે, તો તેથી ઘણો ગુણ થાયછે, તથા દરદીનો જીવ ધાસ્તીમાં આવી પડતો અટકેછે.

---

* આ પિચકારીને અંગ્રેજીમાં "ન્યુમેટીક એસ્પીરેટર" (Pneumatic Aspirator) કરી કેહેછે, અને તે હરકોઈ મોટાં જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતી મળેછે.

# રાંડનાં આજારથી કલેજાંમાં થતા વરમ.

**( સીફીલીટીક ઈનફ્લેમેશન આવ ધ લીવર=Syphilitic Inflammation of the Liver.)**

**ઈલાજો ૧ લા.**—અગરજો ચાંદી અથવા ટાંકીથી કલેજાંમાં વરમ થયા હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવી, અને તે બેથી ત્રણ મહિનાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ ...... | ગ્રેન | ૧૨ થી ૧૨૦ |
| સ્પીરીટ આવ નાઇટ્રસ ઈથર ........ | ડ્રામ | ૨ |
| કમપાઉંડ ટીંક્ચર આવ લૅવન્ડર...... | ડ્રામ | ૨ |
| કમપાઉંડ ડીકૉક્શન આવ સારસાપેરીલા.. | આઉંસ | ૬ |

**ચેતવણી.—આ દવા આપતીવેળા ધ્યાન રાખવું, કે જો "આઈયોડાઈડ આવ પૉટાશીયમ"થી દરદીને મોહોડું આવે તો તે દવા ઘણાં ઓછા વજનમાં આપવી, અને વચ્ચે વીસથી પચીસ દિવસ ગયાકેડે તે પાછી ધીમેધીમે વધારવી.**

ગમેતો ઉપલી પીવાની દવાનેબદલે ૦॥ થી ૧ ડ્રામ "સોનેબાર"ની ધુંઇ દરરોજ સવારનાં આપવી.

**ઈલાજ ૨ જો.**—અગરજો આ દરદમાં ગુરદા પણ સુજેલા જણાય, તથા ગુરદાની જગ્યાઆગળ દુખાવો થતો હોય, તો ૧॥ થી ૨ ડ્રામ "સીરપ આવ આઇયોડાઇડ આવ આયરન," તથા ૬ આઉંસ "ઇનફ્યુઝન આવ કલમબા," આ બંનેને મેળવીને, તેનાં ચાર ભાગો કરી, એકેકો ભાગ, દહાડામાં ચારવાર પાવો, તથા તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું, તથા ઉપર જણાવ્યાપ્રમાણે પારાની મેળવણીવાળી દવાની ધુંઇ પણ આપવી.

**ઈલાજો ૩ જા.**—અગરજો ઝાડો સાફ નહીં આવતો હોય, તો ૦। થી ૦॥ ગ્રેન "પૉડૉફીલીન," ૨ થી ૩ ગ્રેન "આઇરાઇડીન," અથવા "લેપટેનડ્રીન," આ ત્રણમાંથી ગમેતે એક દર રાતે પાણીસાથે ફાકડવું, અને તે થોડા દહાડા સુધી ચાલુ રાખવું, તથા "સીડલીટઝ પાઉડર"ના એક હલકા જુલાબ દરરોજ સવારનાં આપવા.

---

# કલેજું સુસ્ત રેહેવાવિષે.

**(ટૉરપીડ લીવર=Torpid Liver.)**

**નીશાની.**—જીવ સુસ્ત રેહેછે, કામકાજ કરવા ગમતું નથી, ઝાડો કબજ રેહેછે, તથા તે ઉજળો આવેછે, આંખોમાં કમળાથી થોહોઘણો પિળાસ રેહેછે, ચામડી પણ થોડી પિળાસઉપર હોયછે, અજીર્ણ થયા કરેછે, કલેજાંઆગળ થોહો ઘણો દુખાવો થયા કરેછે, તથા કોઇવેળા ખાંસી પણ હોયછે.

ગરમ દેશોમાં આ જાતની બિમારી ઘણી સાધારણ હોયછે.

**ઈલાજો.**—૧૫ ગ્રેન "કલોરાઇડ આવ એમોનીયમ" પોણું વાઇનગ્લાસ "પેપરમીન્ટ વૉટર"માં મેળવીને દહાડામાં ચાર વખત પાવું, તથા

| | |
|---|---|
| બ્લુ પીલ.................... | ગ્રેન ૨ થી ૩ |
| કમપાઉંડ રૂહબાર્બ પીલ............ | ગ્રેન ૫ |
| એક્સટ્રેકટ આવ બારબેડોઝ એલોઝ.... | ગ્રેન ૪ |

આ સઘળાંને મેળવીને, તેની એક ગોળી બનાવી, દરરોજ પાણીસાથે ગળાવવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી. આ ગોળીથી કલેજું તદન સુધરી જશે, અથવા "બ્લુ પીલ"નેબદલે ૦। થી ૦॥ ગ્રેન "પૉડૉફીલીન," દર રાત્રે આપવું, અને "સીડલીટઝ પાઉડર"નો જુલાબ દરરોજ સવારે આપવો. આપ્રમાણે થોડો વખતસુધી આપ્યા કરવું. દારૂ પીવો નહી.

---

# કલેજાંની પિત્તની પથ્થરી.

**(બાઈલ સ્ટોન્સ=Bile Stones.)**

**(બીલીયરી કૅલકયુલસ=Biliary Calculus.)**

કલેજાંમાં, કલેજાંનાં ટુકનામાં, અથવા કલેજાંમાં પિત્તનેલગતી ઝીણી નળીઓમાં પિત્ત બંધાઇને તેનાં જાડા કકડા, અથવા પિત્તની પથ્થરીઓ કલેજાંમાંથી પસાર થતીવેળા તે જગ્યામાં ઘણું કપાઇને દુખેછે અને તેથી ઉલટી અથવા ઉછાળો થાયછે, તથા એવી જાતની ઝીણી પથ્થરીઓ બંધાવાથી કલેજાંમાંનું પિત્ત આંતરડાંમાં ઉતરવું નથી, પણ કલેજાંમાંજ અટકી બેસેછે, જેથી કમળો થાયછે.

**ઈલાજો ૧ લા.**—અગરજો એવીવેળા, એટલે પિત્તની પથ્થરી કલેજાંમાંથી આંતરડાંમાં પસાર થતીવેળા આંકરાં આવતાં હોયએવું ઘણું જોરમાં દરદ થતું હોય, તો સર્વેથી પેહલાં $\frac{1}{4}$ થી ૦॥ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," તથા ૦॥ ડ્રામ "સલફ્યુરીક ઇથર," આ બંનેને "લીઠીયા વૉટર" ની એક આખી બાટલીમાં મેળવીને, દર ચાર કલાકે, જયાંસુધી દરદ નરમ પડે, ત્યાંસુધી પાવું, અથવા ૨૦ મીનીમ "લૉડેનમ," "સોડા વૉટર"માં, અથવા "લીઠીયા વૉટર"માં મેળીને, દર ચાર કલાકે પાવું, અથવા ૧ આઉંસ "એક્સટ્રેકટ આવ પૉપી"ને, અલસીનાં આટામાં મેળી, તે પાણીમાં રાંધી તેના કલેજાંઉપર ગરમ સેક કરવો, અને દરદ તદન નરમ પડે, કે અફીણની દવાઓ આપવી બંધ કરવી. ખસખસનાં પોસને પાણીમાં ઉકાળીને, એક મોટાં વાસણમાં નાખી તેમાં દરદીને અર્ધાથી એક કલાકસુધી બેસાડવું, તથા કલેજાંની જગ્યાઉપર ગરમ સેક કરવો, અથવા દરદવાળા ભાગઉપર થોડી જળો મેલવી.

અગરજો ઉલટી થતી હોય, અને કાંઇ પણ દવા ટકી શકે નહીં, તો પીપડીઉપર રાઇ મુકવી, અથવા ત્યાં બરફ બાંધવું, અથવા "ટીંકચર આવ ઓપીયમ,"

"ટીંકચર આવ બેલેડોના," તથા "ક્લોરોફૉર્મ," આ ત્રણેને સરખે ભાગે મેળવીને તેમાં કપડાંનો કકડો ભિંજવીને ત્યાં મુકવો, અને દરદ નરમ પાડવામાટે ૧ ડ્રામ "લૉડેનમ," તથા ૨ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું, અને જો અગત્ય જણાય, તો ફરીથી ત્રણ કલાકે એવી પિચકારી મારવી. અથવા ૫ મીનીમ "ક્લોરોફૉર્મ" તથા ૧૦ મીનીમ "ટીંકચર આવ બેલેડોના," આ બંધેને પાણીમાં મેળવીને, દર ત્રણ કલાકે દરદ નરમ પડે ત્યાંસુધી પાવું, અથવા ૧૦ ગ્રેન "હાઇડ્રેટ આવ ક્લોરલ" પાણીમાં પાવું.

અથવા તો ૧ આઉંસ "ઑલીવ ઑઇલ," તથા ૧૨ આઉંસ ખખલતું પાણી આ બંધેને મેળવીને, તેના બે ભાગ કરી, અક્કેકો ભાગ દર ૧૫ મીનીટે મોટી ઉમરનાએ પીવો. આથી થોડા કલાકમાં દરદ તદન નરમ પડશે.

**ઈલાજો ૨ જો.**—કોઇવેળા દરદીને એટલું તો દુખેછે, કે તે નહીં ખમાવાને લીધે તેનું શરીર પરશેવાથી પાણીપાણી થઇ જાયછે, એવીવેળા ૧ થી ૨ ડ્રામ "ક્લોરોફૉર્મ," અથવા ૩ થી ૪ મીનીમ "નાઇટ્રાઇટ આવ એમાઇલ" રૂમાલઉપર છાંટીને તે દરદીને સુંઘાડવું, તથા ૦॥ ગ્રેન "પૉડૉફીલીન," અને ૫ ગ્રેન "કમપાઉંડ રૂહબાર્બ પીલ," આ બંધેને મેળવીને, તેની એક ગોળી બનાવીને તે ગળાવવી, તથા તેને બીજે દિવસે "એપસમ સૉલ્ટ" તથા સુનામખીનો જુલાબ આપવો. એથી કમળો નરમ પડશે, તથા બંધાઇ ગયેલું પિત્ત પણ આંતરડાંમાં ઉતરશે. જેમબનેતેમ પ્રવાહી ખોરાક, જેવોકે કાંજી, અલસીની ચા, જવનું પાણી, "લીંડીયા વૉટર," અથવા બેદાના, સાકર, અને ગુંદર, આ ત્રણે પાણીમાં ડોહવીને તે પાવું.

કોઇવેળા જ્યારે ઉપલા ઇલાજોથી ગુણ થતો નથી, ત્યારે ૨ ગ્રેન અફીણ, તથા ૧૨ ગ્રેન "કેલોમેલ," આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ચારવાર ગળાવવી, તથા તે એકથી બે દહાડાસુધી ચાલુ રાખવાથી ઘણો ગુણ થાયછે.

કમળાનેમાટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની બે ગોળીઓ બનાવીને, દરરોજ પાણીસાથે ગળાવવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | | | |
|---|---|---|---|
| પૉડૉફીલીન.............. | ગ્રેન $\frac{1}{3}$ | અથવા આલ્ફોઇડીન ........ | ગ્રેન ૨ |
| લેપ્ટેનડ્રીન .............. | ગ્રેન ૨ | એકસ્ટ્રેક્ટ આવ હેનબેન.. | ગ્રેન ૩ |

ગમેતો ૧૦ થી ૧૫ ગ્રેન "એલોકશન," દહાડામાં ત્રણવાર, થોડા દહાડાસુધી પાણીસાથે ફકાડવું, અને બેથી ત્રણ દહાડે હલકો જુલાબ આપવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, દહાડામાં ચારવાર, થોડા દહાડાસુધી પાવી.

| | | | |
|---|---|---|---|
| ક્લોરેટ આવ પૉટાશ........ | ગ્રેન ૨૦ | સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથર. ડ્રામ | ૨ |
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ... | ગ્રેન ૨૦ | પાણી ............. આઉંસ | ૮ |

**ઈલાજ ૩ જો.**—ક્લોરોફૉર્મ ................ મીનીમ ૧૨
અૉઈલ આવ ટરપીનટાઈન ...... મીનીમ ૪૫
ગમ એકેશીયા ............ ગ્રેન ૩૦
પાણી.................. આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, એકેકો ભાગ, દહાડામાં ત્રણવાર પાવો.

પિત્તની પથ્થરી પીગળે, અને એ દરદ ફરીથી થયા નહી કરે. માંટે નિચે જણાવેલા ઈલાજો ઘણા દહાડા સુધી ચાલુ રાખવા. ૦ા ડ્રામ "ક્લોરાઈડ આવ એમોનીયમ." તથા ૬ ડ્રામ "જુસ આવ ટેન્ડીલીયન" તથા ૬ આઉંસ પાણી, આ સઘળાંને મેળવીને પોણું વાઈનગ્લાસ ભરી દર ત્રણ કલાકે પીવું. અથવા ૫ થી ૧૦ ગ્રેન "કૉલીએટ આવ સોડા." અથવા ૫ થી ૨૦ ગ્રેન "હીપ્પુરેટ આવ સોડીયમ." અથવા ૧ ડ્રામ "ફૉસફેટ આવ સોડા," પાણીમાં મેળવીને, મોટી ઉમરના બિમારે, દહાડામાં ત્રણ વખત પીવું, તથા ૧ા ડ્રામ "નાઈટ્રો-હાઈડ્રોક્લોરીક આસીડ" તથા ૫ આઉંસ પાણી, આ બંનેને મેળવીને તેમાં લુગડું ભીંજવીને, જમણી બાજુની પાંસળીની નીચે મુકવું

એવા બિમારે લાંબો વખત સુધી ચરબદાર અથવા આથેલું ગોસ, માછલી, મસાળાદાર પકવાન, મીઠાઈ, "પેસ્ત્રી," ઘણું માખન, પનીર, ખાવું નહી, તથા જલદ ચા, કાફી, "બીર," "પોરટર" ઈત્યાદી પીધામાં લેવું નહી. ખોરાક તરીકે ફકટ દુધ, કાંજી, બાફેલી તરકારી, લેવી, તથા ઝરાના પાણી, જેવાં કે, "કાર્લસબૅડ" અથવા વીચ્છી વૉટર," (Carlsbad or Vichy water.) પીધામાં લેવું.

---

# કમળો.

**(જૉનડીસ=Jaundice.)**

**નીશાની તથા સબબ.**—કલેજાંનાં તરેહવાર દરદોથી કમળો થાયછે, જેવાંકે કલેજાંનો વરમ થયાથી, તેમાં ચરબી બંધાયાથી, તે પાકયાથી, તે કઠણ હાડકાંજેવું થયાથી, પિત્તની પથ્થરીઓ, તથા તેમાં એક જાતનાં કરમો થવાથી, કલેજાંનાં પિત્તનાં કુક્કામાં અથવા પિત્તની ઝીણી નળીઓમાં પિત્તનાં બંધાવાથી પિત્તનેલગતી ઝીણી નળીઓ સંકોચાયછે, અથવા તદન બંધ થઈ જાયછે, જેથી પિત્ત નિચ્ચે આંતરડાંનેરસ્તે ઝાડાસાથે બાહાર નિકળી શકતું નથી, અને તેથી પિત્ત લોહીમાં પાછું પેસાઈને શરીરની ચામડીઉપર ફુટી નિકળેછે, અને તે કારણોથી શરીરની ચામડી, આંખો, ઈત્યાદિ ભાગો પિળા થયેલા જણાયછે. આ શિવાય બીજાં ઘણાં કારણો, જેવાંકે લાંબા દહાડાનાં અજીર્ણથી, પંદરથી પચીસ અથવા ચાળીસ દહાડાનો નઠારી જાતનો તાવ શરીરમાં રહ્યાથી "રોજીન્દો, આંતરીયો, અથવા ચોથીયો તાવ." અથવા "પિળો તાવ" આવ્યાથી, એકદમ

મનનો જોસ્સો થવાથી, જેવોકે એકાએક ધાસ્કો પડયાથી, ઘણો ગુસ્સો કર્યાથી, ચિંતા રાખ્યાથી, કલેજું, ફેફસું, અથવા બીજા તંતુઓનાં દરદો થયાથી, ઝેરી સર્પનાં કરડયાથી, તથા ઘણો દારૂ પીધાથી પણ કમળો થાયછે. આવેળા પિત્ત કલેજાનાં કુક્કામાં બંધાવાનેબદલે તેનાં ઝેરી પદાર્થો લોહીમાંજ ફર્યા કરેછે. જયારે કલેજામાં પથ્થરી બંધાયછે, ત્યારે તેમાં ઘણું કપાઇને દુખેછે, ઉલટી આવેછે, અને ઝાડાનો રંગ તદન ઉજળો રેહેછે, પણ એકવાર જયારે કલેજાનેલગતી ઝીણી પિત્તની નળીઓમાંથી તે ઝાડાનેરસ્તે આંતરડાંમાંથી બાહાર નિકળેછે, અને પિત્તનો માર્ગ ખુલ્લો થાયછે, ત્યારે દુખાવો તદન નરમ પડેછે, અને ઝાડાનો રંગ પણ પાછો પિળાસઉપર આવેછે.

**ઈલાજો.**—કમળાની દવા કરવાઅગાઉ તે થવાનું કારણ પેહેલાં શોધી કાહાડવું જોઇએ. અગરજો ઉપર જણાવ્યાપ્રમાણે કોઇપણ કારણથી કલેજાની ઝીણી પિત્તની નળીઓમાં પિત્ત અટકી બેસે, અને તેનો આંતરડાંમાં ઉતરવાનો માર્ગ બંધ થયેલો જણાય, તો સર્વેથી પેહેલાં તે અટકાવ દુર કરવાનાં ઇલાજો કરવા. એટલામાટે પેહેલાં બિમારને ગરમ પાણીમાં બેસાડવો, પેટઉપર અલસીની "પોલ્ટીસ"નો સેક કરીને તે ત્યાં બાંધવી, અથવા જળો મુકવી, અથવા પીપડી ઉપર બરફ બાંધવું, તથા પિત્તની પથ્થરીઓ બંધાવાથી જો બિમારને કલેજામાં કપાઇને ઘણું દુખે, તથા ઉલટી આવે, તો બરફ ચુસવા આપવું, તથા ૨૦ થી ૩૦ મીનીમ "લૉડેનમ." પાણીમાં ભેળીને પાવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પાવી.

લૉડેનમ મીનીમ ૨૦—સલફયુરીક ઇથર મીનીમ ૨૦—કેમફર વૉટર આઉંસ ૧॥.

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણથી ચાર કલાકે, જયાંસુધી દુખાવો નરમ પડે, ત્યાંસુધી પાવું.

સલફયુરીક ઇથર ડ્રામ ૧—ટીંકચર આવ બેલેડોના ડ્રામ ૧—એસીટેટ આવ મૉરફીયા ગ્રેન ૨—કેમફર વૉટર આઉંસ ૬.

અગરજો દવા ટકે નહીં, પણ ઉલટી થઇને પાછી બાહાર નિકળી પડે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તે પિચકારીવડે સફરામાં દાખલ કરવી.

અફીણ ગ્રેન ૨ થી ૩—ટીંકચર આવ બેલેડોના મીનીમ ૨૦—વાસન આઉંસ ૧.

અગરજો ઉપલા ઇલાજોથી પેટમાંનો દુખાવો નરમ પડે નહીં, તો ૧/૩ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા"ને, ૫ ટીપાં પાણીમાં ભેળીને, તે પિચકારીવડે ખભાંની ચામડીમાં દાખલ કરવું, અને જયાંસુધી દુખાવો નરમ પડે નહીં, ત્યાંસુધી દર ત્રણ કલાકે એવી પિચકારીઓ મારવી ચાલુ રાખવી, તથા ૧ થી ૨ ડ્રામ "કલોરોફૉર્મ" અથવા "સલફયુરીક ઇઠર" રૂમાલઉપર છાંટીને તે સુંઘાડવું.

દુખાવો નરમ પડયા પછી, નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની બે ગોળીઓ બનાવી, તે પાણીસાથે ગળાવવી.

| | |
|---|---|
| પૉડૉફીલીન................ | ગ્રેન $\frac{1}{3}$ થી ૦ાા |
| બ્લુ પીલ ................ | ગ્રેન ૫ |
| એક્સટ્રેક્ટ આવ હેનબેન ...... | ગ્રેન ૩ |

અથવા ૪૦ ગ્રેન "જેલેપનો ભુકો" તથા ૩ ગ્રેન "કેલોમેલ," આ બંધેને મેળવીને તે ફકાડવું, અથવા એરંડીયા તેલનો, અથવા "સીડલીટઝ પાઉડર"નો જુલાબ આપવો.

ખોરાકમાં માત્ર કાંજી, જવનું પાણી, અથવા અલસીની ચા પાવી. દારૂ બિલકુલ પાવો નહીં.

અગરજો મનનાં જોરસાથી, ઘણો ગુસ્સો કર્યાથી, નઠારી જાતની તાવ આવ્યાથી, અથવા લાંબા દહાડાનું અજીર્ણ થયાથી કલેજાનાં ફુક્કામાંનું પિત્ત ઝાડાવાટે નહીં પડે, તો "જેલેપનો ભુકો" અને "કેલોમેલ"નો, અથવા "પૉડૉફીલીન"નો, અથવા એરંડીયાં તેલનો જુલાબ આપવો, અને ઝાડો સાફ આવ્યાપછી અક્કેક દહાડાને આંતરે ૫ ગ્રેન "બ્લુ પીલ," તથા ૪ ગ્રેન "પીલ આવ સૉકોટ્રીન એલોઝ," આ બંન્ને મેળવીને, તેની એક ગોળી બનાવીને, દર રાત્રે થોડા દહાડાસુધી ગળાવવી, પણ જો ચામડીઉપરનો પિળાસ નહીંજ મટે, તો ૩૦ મીનીમ "ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ," અથવા "ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ," અથવા ૩૦ મીનીમ "ડાઇલ્યુટેડ હાઇડ્રોક્લોરીક આસીડ," તથા ૪ાા આઉંસ "કમપાઉંડ ઇનફ્યુઝન આવ જેનશીયન," આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પાવું, અથવા ૧ આઉંસ "હાર્ડ સોપ," તથા ૧ાા ડ્રામ "ઑઇલ આવ જુનીપર," આ બંધેને મેળવીને, તેની ૯૬ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દહાડામાં બેથી ત્રણવાર, પાણીસાથે ગળાવવી અથવા ૫ ગ્રેન "પેપસીન," દહાડામાં બેવાર, પાણીસાથે ફકાડવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની સો ગોળીઓ બનાવી, ત્રણ ગોળીઓ, સવાર-સાંઝ પાણીસાથે ગળાવવી.

કમપાઉંડ પાઉડર આવ સીનેમોન ડ્રામ ૧—રેહબાર્બનો ભુકો ડ્રામ ૨—ઑઇલ આવ જુનીપર મીનીમ ૨૦—સીરપ આવ જીન્જર થોડો—હાર્ડ સોપ ડ્રામ ૪.

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવી. અને જ્યાંસુધી ઝાડો ઘણો પિળો જણાય, ત્યાંસુધી ચાલુ રાખવી.

| | | | |
|---|---|---|---|
| જુસ આવ ડેન્ડીલીયન .. | આઉંસ ૧ | કમપાઉંડ ટીંક્ચર આવ જેનશીયન. | ડ્રામ ૨ |
| સલફેટ આવ સોડા .... | ડ્રામ ૪ | ઇનફ્યુઝન આવ કેલમબા...... | આઉંસ ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવી.

ક્લોરેટ આવ પૉટાશ ડ્રામ ૧—આઇયોડાઇડ આવ પૉટાશીયમ ગ્રેન ૨૦—દરીઆનું પાણી આઉંસ ૬.

અગરજો ઝાડો સફેદ રંગનો આવતો હોય, અને કબજ રહેતો હોય, અને પિસાબ છુટથી થતી નહી હોય, તો ૩૦ થી ૬૦ મીનીમ "ફ્લ્યુઇડ એકસટ્રેકટ આવ ચીઓનેનઠસ વરજીનીકા" પાણીમાં મેળવીને દહાડામાં બેથી ત્રણ વખત મોટી ઉમરનાને પાવું.

અથવા ૪૫ ગ્રેન "એલોકશન"નાં ત્રણ પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ત્રણવાર, પાણી સાથે ફકાડવું, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું. ઘણાં લાંબા દહાડાનાં જુનાં થયેલા કમળાઉપર આ દવા ઘણી ગુણકારકછે. આ દવાથી પીસાબ ઘણી છુટેછે. વળી ૫ થી ૧૦ ગ્રેન "બેનઝોઇક આસીડ," દહાડામાં ચારવાર ફકાડવાથી, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખ્યાથી પણ ઘણો ગુણ થાયછે. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેની ૧૦ ગોળી બનાવી અક્કેકી ગોળી સવાર સાંઝ મોટી ઉમરના બિમારને પાણીમાં ગળાવવી.

બ્લુ પીલ ગ્રેન ૩૦—ડીજીટેલીસ લીફનો ભુંકો ગ્રેન ૫—સ્કુઇલનો ભુંકો ગ્રેન ૫—એકસ્ટ્રેકટ આવ ટેન્ડીલીયન ગ્રેન ૪૦.

અગરજો ઘણા દહાડાનો તાવ લાગુ પડવાથી અથવા લુ લાગવાથી કમળો થયો હોય અને ઝાડો પણ કબજ રહેતો હોય, તો નીચે લખેલી દવાઓ મેળવીને તેની ૨૦ ગોળીઓ કરવી, અને અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત મોટી ઉમરના બિમારે પાણીમાં ગળવી.

સલફેટ આવ મૅનગેનીસ................ ગ્રેન ૪૦
સલફેટ આવ કુઇનીયા ................ ગ્રેન ૬૦
કનફેકશન આવ રોઝીઝ ................ ડ્રામ ૪

અથવા

પ્લુરીફાઇડ ઑકસ બાઇલ ................ ડ્રામ ૧
સલફેટ આવ મૅનગેનીસ................ ગ્રેન ૪૦
પૉડોફીલીન રેઝીંન................ ગ્રેન ૫

ઉપર જણાવેલી દવાઓની મેળવણીની ૨૦ ગોળીઓ કરીને અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત ગળવી.

ગામઠી વૈદ્યો નીચે જણાવેલા ઇલાજો કરવાને ભલામણ કરેછે.

૦૧ તોલો હરડે, તથા ૨ તોલા કાળી દરાખ, આ બંધેને મેળવીને તે ફકાડવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી ૨ માસાજેટલી ગળાવવી.

એળીઓ તોલા ૨—હિરાબોલ તોલો ૧—કેશર તોલો ૦૧ કેસ્ટોલ આપ તોલો ૧.

અગરજો કલેજામાં તથા તલ્લીમાં ઘણાં મહિનાનો વરમ થવાથી તેઓ સુજી આવે, તથા તેવેળા બિમારને ઝીણો તાવ આવે, અને તેસાથે કમળો પણ થયો હોય, તો ગામઠી વૈદ્યો નીચે જણાવેલા **૪ ઇલાજો**માંહેલા ગમેતે એક અજમાવવાને ભલામણ કરેછે.

**ઈલાજ ૧ લો.**—સાથરા દ્રામ ૪—હરડે દ્રામ ૫—કાસનીનાં બીજ દ્રામ ૩—ઉન્નાબ નંગ ૨૦—સીપસ્તાન નંગ ૨૦—અફતીમુનનો પાલો દ્રામ ૫—બનફસાનો પાલો દ્રામ ૩—પાણી આઉંસ ૨૦.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને, તેને, પાણીમાં આસરે ૧૦ મીનીટસુધી ઉકાળવો, અને થંડું પડે કે ગાળી કાહાડીને, તેમાંથી ૧ થી ૨ આઉંસજેટલું પીવું.

**ઈલાજ ૨ જો.**—નવસાગર દ્રામ ૧—અનતામલનો ભુકો આઉંસ ૧—ખખલતું પાણી આઉંસ ૧૦.

આ સઘળાંને ઉકાળીને, આસરે એક કલાકસુધી વાસણમાં ઢાંકી રાખવું, અને થંડું પડે કે તેમાંથી ૧ થી ૨ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૩ જો.**—જડવરાનાં મુળીયાંનો ભુકો દ્રામ ૧॥—બાલછડાન દ્રામ ૦॥—ખખલતું પાણી આઉંસ ૬.

આ સઘળાંનો ઉકાળો કરીને, તેનાં ત્રણ ભાગો કરી, અકેકો ભાગ, દહાડામાં ત્રણવાર પીવો.

**ઈલાજ ૪ થો.**—સાથરાનાં પાંદડાં દ્રામ ૧॥—અનીસુન દ્રામ ૩—બાદિયાન દ્રામ ૩—પાણી આઉંસ ૧૬.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને તે પાણીમાં ઉકાળવો, અને આસરે ૭ આઉંસજેટલું રેહે કે થંડું પાડી, તેમાંથી ૧ આઉંસજેટલું દહાડામાં ત્રણવાર પીવું.

## પિસાબ કરવાની નળીનો વરમ.

### (યુરીઠરાઈટીસ=Urithritis..)

પિસાબ કરવાની નળીનો વરમ પુરૂષને તેમજ સ્ત્રીને પણ થાયછે.

**નીશાની.**—પિસાબ કરવાનાં માર્ગમાં અગન બળેછે અને પિસાબ કરતીવેળા તેમાં દુખાવો થાયછે, તથા તણખ મારેછે. કોઈવેળા પાતળી તથા ઉજળી રસી પિસાબવાટે વેહેછે, તથા કોઈવેળા લોહી પણ જાયછે, પિસાબનાં માર્ગનાં છેડાઆગળ સોજો થયેલો જણાયછે, કોઈવેળા તાવ આવેછે, અને કેટલીકવાર આંકરૂં આવીને પિસાબ કરવાની નળી સાંકડી થવાથી પિસાબ ટુકડામાં અટકી રેહેછે, અને તે બાહાર નિકળી શકતી નથી.

**સબબ.**—પરમો અથવા ચાંદી થવાથી, ઘણો દારૂ પીધાથી, અથવા જલદ અને તિખી વસ્તુ ખાધાથી આ દરદ થાયછે.

**ઈલાજો.**—ખસખસનાં પોસને પાણીમાં ઉકાળીને તેમાં બિમારે બેસવું, તથા પીડુઉપર તેનો ગરમ સેક કરવો. ખોરાકમાં માત્ર કાંજી અને દુધ લેવું, તથા અલસીની ચામાં બેદાના ભિંજવીને તે પીવું.

**અગરજો દુખાવો ઘણો થતો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.**

| | |
|---|---|
| ટીંકચર આવ ઓપીયમ . . . . . . . . . . . . . | મીનીમ ૪૦ |
| ટીંકચર આવ બેલેડોના . . . . . . . . . . . . . | મીનીમ ૪૦ |
| પાણી . . . . . . . . . . . . . . . . . . . . . | આઉંસ ૬ |

અથવા ૧ થી ૨ ડ્રામ "બાલસમ આવ કોપેબા," સાકરનાં શીરામાં ભેળીને, દહાડામાં ત્રણવાર પીવાથી ઘણીવેળા અતિશય ગુણ થાયછે. અગરજો એથી ઝાડો ઘણો આવે, તો તે ઓછા વજનમાં પીવું.

એક કાબેલ ડાકટર આ બિમારીમાં ૨૦ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા," તથા ૧ાા આઉંસ પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે પિસાબ કરવાની નળીમાં સવારસાંઝ મારવાની ભલામણ કરેછે. આ જાતની પિચકારીથી ઘણો ગુણ થાયછે.

---

## ગુરદાનું દરદ.

ગુરદાનાં દરદો ત્રણ જાતનાં હોયછે, અને તેઓને અંગ્રેજીમાં નીચે જણાવેલાં નામોથી ઓળખવામાં આવેછે.

૧ લું.—નીફ્રેલજીઆ (Nephralgia),
૨ જું.—નીફ્રાઇટીસ (Nephritis), અને
૩ જું.—બ્રાઇટસ ડીઝીઝ (Bright's Disease).

### ૧ લું.—નીફ્રેલજીઆ=(Nephralgia).

**નીશાની.**—બેમાંથી એક, અથવા બંધે ગુરદાની જગ્યાઆગળ કંમરમાં ઘણું જોરમાં કપાઇને દરદ થાયછે, અથવા કોઇ ધીમેધીમે ગોદા મારતું હોય એવી રીતે દરદ થતું જણાયછે. આ દરદ ઘણુંકરીને જાંગનાં કાતરા, તથા પિસાબની ગોળીમાં પણ થાયછે, પિસાબ વારંવાર થાયછે, તથા તે ઘણા રાતા રંગની હોયછે, ઉલટી તથા ઉછાળો થાયછે, પણ તાવ બિલકુલ હોતો નથી.

**સબબ.**—ગુરદામાં રેતી બંધાવાથી, સરદી લાગવાથી, પડી જવાથી, સખત માર પડવાનેલીધે ગુરદાને નુકસાંન પોહોંચવાથી, તથા જલ્લદ દવાઓ જેવીકે "કેન્ડેરીડીસ," "આઇલ આવ ટરપીનટાઇન," ઇત્યાદિ વગર સમજવે વધારે પીધાથી આ દરદ થાયછે.

**ઈલાજો.**—ખોરાક ઘણોજ હલકો લેવો, અથવા માત્ર કાંજી પીવી. અગર જો નબળાઇ ઘણી થઇ હોય, તો થોડુંથોડું દુધ પીવું. ગુરદામાંથી રેતીની ઝીણીં કરચો ફુકનામાં જતીવેળા ગુરદાની માંસની ઝીણીં નળીઓમાં ઘસારો નહીં થાય, એટલામાંટે અલસીની ચા, જવનું અથવા બાવળનાં ગુંદરનું પાણી વારંવાર પીવું. અથવા જેઠીમધનાં મૂળીયાંને પાણીમાં ઉકાળીને તે પીવું. અથવા ૨ આઉંસ

"બર્લી વાટર," ૨॥ આઉંસ સુકાં અંજીર, ૬ દ્રામ જેઠીમધના મુળાંનો ભુકો, ૨॥ આઉંસ કાળી દરાખ, તથા ૬ પાઇન્ટ પાણી એ સઘળાને સાથે ઉકાળવું, અને અરધું બળી જાય કે કાઢી લઇને, તેને ગાળવું, અને સાકર નાખીને થોડું થોડું પાણી તરીકે પીવું, તથા ૫ થી ૧૦ ગ્રેન "સાઇટ્રેટ આવ લીથીયા," અથવા ૧૦ ગ્રેન "સાઇટ્રેટ આવ પૉટાશ," પાણી સાથ દહાડામાં ત્રણવાર પીવું; અથવા ૪૦ મીનીમ "ટીંક્ચર આવ આઇયોડાઇન," ૪ દ્રામ "ગ્લીસરાંઇન" તથા ૬ આઉંસ પાણી એ સઘળાને મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી દહાડામાં ચારવાર પીવું. "કેમોમાઇલ"નાં ફુલો, તથા ખસખસનાં પોસ પાણીમાં ઉકાળીને, તેમાં "ફ્લાનેલ" નું કપડું નિચોવીને કંમરઉપર, અથવા જે જગ્યાઉપર ઘણું દરદ થતું હોય, ત્યાં તેનો ગરમ સેક કરવો, ગરમ પાણીનાં વાસણમાં બેસવું, અથવા સુકાં વેહેંતુર કંમરઉપર મુકવાં તથા ૧ ગ્રેન અફીણ દર ત્રણ કલાકે દરદ મટે ત્યાંવેર ગળવું, અથવા ૦॥ દ્રામ "ટીંક્ચર આવ ઓપીયમ" ૨ આઉંસ કાંજીના પાણીમાં મેળવીને સફરામાં પીચકારી મારવી. અગરજો ઝાડો કબજ હોય, તો સુનામખી, મીઠું, અને "એપસમ સૉલ્ટ"નો જુલાબ લેવો, અને નીચે જણાવેલી દવાઓ મેળવીને દહાડામાં ત્રણવાર ફાકવી.

કેલમાઇન્ડ મેગનીશીયા ગ્રેન ૫—જેલેપ પાઉડર ગ્રેન ૫—કમપાઉંડ પાઉડર આવ સ્કેમૉની ગ્રેન ૫—જીન્જરનો ભુકો ગ્રેન ૫.

## ૨ જું.—નીફ્રાઇટીસ=(Nephritis).

**નીશાની.**—આ જાતનાં દરદમાં ઉપર જણાવેલી "નીફ્રેલજીઆ"ની નીશાનીઓસાથે તાવ પણ હોયછે.

**ઈલાજો ૧ લા.**—કંમરઉપર બંધે ગુરદાની જગ્યાઆગળ સુકા વેહેંતુર મુકવાં અથવા છ જળો મુકવી, અને ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, અથવા ગરમ પાણીનાં વાસણમાં બેસવું, અને ૫ ગ્રેન "કેલોમેલ," તથા ૪૦ ગ્રેન "જેલેપ પાઉડર," આ બંધેને મેળવીને તે પાણીસાથે ફાકવું. એથી ઝાડો સાફ આવશે. બીજે દહાડે સવારનાં એરંડીયાં તેલનો જુલાબ લેવો, અને તેજ દહાડે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | |
|---|---|
| કારબૉનેટ આવ પૉટાશ.... ગ્રેન ૬૦ | ગમ એકેશીયા ...... દ્રામ ૪ |
| સાઇટ્રીક આસીડ........ ગ્રેન ૪૦ | સીરપ આવ ટૉલુ .... આઉંસ ૧ |
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ. ગ્રેન ૧૨ થી ૨૦ | સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથર. દ્રામ ૩ |
| ટીંક્ચર આવ હેનબેન...... દ્રામ ૩ | ઇનફ્યુઝન આવ લીનસીડ. આઉંસ ૮ |

અગરજો નબળાઇ ઘણી હોય, તો ફકત એક ચમચી દુધ, એક ચમચો પાણીમાં મેળવીને થોડી થોડી મીનીટે પીવામાં આપવું, તથા ૧ થી ૨ દ્રામ "ઇનફ્યુઝન આવ ડીજીટેલીસ" પાણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત પાવું. એથી પીસાબ પુષ્કળ થશે અને તેથી રેતી પણ પીસાબને માર્ગે બાહેર નીકળશે, અને દરદ પણ નરમ પડશે.

**ઈલાજો ૨ જો**.—અગરજો દરદ ઘણું જોરમાં થતું હોય, તો ૨ ગ્રેન અફીણની એક ગોળી બનાવીને, અથવા ૧/૪ થી ૦॥ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા"નું એક પડીકું કરીને, દર ચાર કલાકે, પાણીસાથે ગળવું, અને જેવું દરદ નરમ પડે, કે તરત તે બંધ કરવું. તથા એક હલકો જુલાબ લેવો. વળી કંમરઉપર સુક્કાં વેહેંતુર અર્ધાથી એક કલાકસુધી રાખવાં, અને ત્યારપછી તેઉપર નીચે જણાવેલી દવાઓનું તેલ બનાવીને તે મસળવું, તથા તેમાં કપડાંનો કટકો બોળીને તે મુકી રાખવો.

કલોરૉફૉર્મ ડ્રામ ૪—લૉડેનમ ડ્રામ ૪—ટીંકચર આવ બેલેડોના ડ્રામ ૪—ટીંકચર આવ એકોનાઇટ ડ્રામ ૪—કમપાઉંડ લીનીમેન્ટ આવ કેમફર ડ્રામ ૪—લાઇકર એમોનીયા ફૉરશીયર ડ્રામ ૨.

વળી નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અકેકો ભાગ, દર ત્રણ કલાકે પીવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટ્રેગેકેન્ડનો ભુકો........ | ગ્રેન | ૪૦ | ઇનફ્યુઝન આવ બેરબેરી... | આઉંસ | ૪ |
| ટીંકચર આવ બુકુ...... | ડ્રામ | ૨ | ઇનફ્યુઝન આવ બુકુ... | આઉંસ | ૪ |
| ટીંકચર આવ હેનબેન .... | ડ્રામ | ૪ | | | |

**ઈલાજો ૩ જો**.—અગરજો ઉલટી ઘણી થતી હોય, અને કાંઇપણ દવા ટકી શકે નહીં, તથા કંમરમાં ગુરદાની જગ્યાઆગળ નહીં ખમાયએવું દરદ થતું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પિચકારીવડે સફરામાં મારવી, અને જો દરદ થતું બેથી ત્રણ કલાકમાં નરમ નહીં પડે, તો તે નરમ પડે ત્યાંસુધી દર ત્રણ કલાકે માર્યા કરવી.

| | | |
|---|---|---|
| લૉડેનમ .................. | મીનીમ | ૪૦ |
| હાઇડ્રેટ આવ કલોરલ .......... | ગ્રેન | ૨૦ |
| કાંજીનું પાણી .............. | આઉંસ | ૨ |

અલસીની ચા બનેએમ વારંવાર પીવી, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, બે ચમચા ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| એપઝમ સૉલ્ટ ...... | આઉંસ | ૧ | સલફ્યુરીક ઇઠર ..... | ડ્રામ | ૧ |
| ટીંકચર આવ હેનબેન .. | ડ્રામ | ૨ | પાણી ............. | આઉંસ | ૪ |
| ટીંકચર આવ જીન્જર .. | ડ્રામ | ૨ | | | |

જેઓને આ દરદ એકવાર થયું હોય, તેઓએ તે ફરી નહી થાય, એટલામાંટે "વાઇન," "બ્રાંડી," વગેરે પીવો નહીં, ઘણાં ઉંચાં, તથા ઘણાં ઘીવાળાં પકવાનો ખાવાં નહીં, થંડી અથવા સરદીમાં રેહેવું અથવા ફરવું નહીં, પંચી શકેએવો સાદો પણ શક્તિવાળો ખોરાક ખાવો.

---

## ૩ જું—બ્રાઈટસ ડીઝીઝ=(Bright's Disease.)
## (એલબ્યુમીન્યુરીયા=Albuminuria.

**નીશાની.**—પેહેલાં તાવ ચઢીને ટાહાડ વાગી આવેછે, કંમર દુખેછે, ગુરદાની જગ્યાઆગળ ભારજેવું જણાયછે, ઉછાળો અને ઉલટી થાયછે, શરીરઉપર સોજો આવેછે, મોહોડું સુજી આવેછે, પેટમાં પાણી એકઠું થવાથી, અથવા જલંદર થવાથી પેટ ફુલીને મોટું ઢોલજેવું થાયછે, તથા હાથ અને પગઉપર સોજો ચઢેછે.

**સબબ.**—ઝેરી તાવ, "ડીફ્ટીરીઆ," કોઇબી કારણથી ગુરદાનો વરમ થયો હોય તેથી, ઘણો દારૂ પીવાની ટેવ હોવાથી, ઇત્યાદી કારણોથી એ દરદ થાયછે. આ જાતનું દરદ ઘણુંજ નઠારૂં હોયછે. આ દરદમાં ગુરદામાંહેની પિસાબવાળી ઝીણીં નળીઓમાંનું પડ તદ્દન બગડી જઇને પાતળું થઇ જાયછે. આ કારણથી પિસાબનેલગતી જે ઝેરી વસ્તુઓ લોહીમાં ફરીને ગુરદાનીમારફતે પિસાબનાં આકારમાં બાહાર નિકળવી જોઇએ, તે ઝીણીં નળીઓ બગડી જવાથી, અને તેઓમાં ભયંકાર ફેરફાર થવાથી બાહાર નિકળી શકતી નથી, પણ તેથીઉલટું લોહીમાં ફર્યા કરેછે. જેમજેમ આ દરદ ઘણાં દહાડાનું જુનું થતું જાયછે, તેમતેમ નેસોમાંહેલો લોહીનો પાણીવાળો ભાગ આ ઝીણીં નળીઓમાં ઝરેછે, અને તેથી ઇંડાંની સફેદીનાંજેવો એક પદાર્થ, જે તેમાં હંમેશાં રેહેછે, તે પિસાબસાથે મળી જઇને બાહાર આવેછે.

પિસાબમાં આ જાતનો પદાર્થ, એટલે "એલબ્યુમૅન"છે કે નહીં તે પારખવું હોય, તો એવા દરદીની ૧ આઉંસજેટલી પિસાબ એક નાહાની કાચની નળીમાં નાખીને કકડો આવે ત્યાંસુધી ગરમ કરવી, અને ત્યારપછી તેમાં એકથી બે ટીપાં "નાઇટ્રીક આસીડ"નાં નાખવાં. એથી તે નળીનાં તળીયાંમાં ઇંડાંની સફેદીનાંજેવો થરો બંધાયલો જણાશે.

**ઈલાજો.**—શુરૂઆતમાં દરદીએ જવનું ઉકાળેલું પાણી, અથવા સાદું પાણી પુષ્કળ પીવું, અને ખોરાકમાં દુધશિવાય બીજું કાંઇપણ લેવું નહીં. કંમર ઉપર ગરમ સેક કરવો, વેહેંતુર મુકવાં, ગરમ પાણીનો બાફ આપવો, તથા થોડાં "ડીજીટેલીસ લીફ" એટલે તેના પાંદડાં પાણીમાં ઉકાલીને બંને ગુરદા આગળ સેક કરવો, અને છુટથી ઝાડો લાવવામાંટે ૧ ડ્રામ "જેલેપ પાઉડર," તથા ૪ ડ્રામ "ક્રીમ આવ ટારટર," આ બંધેને મેળવીને તે ફાકવું, અને ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં બે પડીકાં કરી, તે સવારસાંઝ પાણીસાથે ફાકવાં, અને થોડા દહાડાસુધી ચાલુ રાખવાં.

કારબૉનેટ આવ મેગનીશીયા ગ્રેન ૩૦—રૂહબાર્બ ગ્રેન ૪૦—ક્રીમ આવ ટારટર ડ્રામ ૪.

મોટી ઉમરનાં બચ્ચાંને ૧૦ ગ્રેન "જેલેપ પાઉડર," તથા ૧ ડ્રામ "ક્રીમ આવ ટારટર," આ બંધેને મેળવીને તે ફકાડવું, અથવા ઝાડો સાફ લાવવામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પીવી.

એપ્સમ સૉલ્ટ આઉંસ ૧—ટીંક્ચર આવ સેના ડ્રામ ૨—ઇનફ્યુઝન આવ સેના આઉંસ ૧ાા.

ઝાડો સાફ આવ્યાપછી ચામડી પોતાનું કામ બરાબર કરે, અને પુષ્કળ પરશેવો પડે એવી દવા થોડા દહાડાસુધી લેવી, જેવીકે,

| | | |
|---|---|---|
| એન્ટીમોનીયલ વાઇન ................. | ડ્રામ | ૨ |
| સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા.... | આઉંસ | ૧ |
| કેમફર વૉટર ..................... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

અગરજો પીસાબ ઘણી થોડી થાય, અને તેથી તેને લગતાં ઝેરી તત્વો લોહીમાં ફરવાથી દરદી બેસુધ થતો ચાલેતો ૧ આઉંસ "આસીડ ટારટ્રેટ આવ પૉટાશ," ૧ આઉંસ "સીરપ આવ લેમન્સ" તથા ૨૦ આઉંસ પાણી એ સઘળાંને મેળવીને તેમાંથી થોડું થોડું પાણી તરીકે ઘડી ઘડી પાવું અને બાર કલાક સુધી બીલકુલ ખોરાક આપવો નહી, અને એટલો વખત ગયા પછી જો બિમારની બેસુધી ઓછી થતી ચાલેતો ફકટ દુધ પીધામાં આપવું, પણ જો બેસુધી ચાલુજ રહેતો પીસાબ પુષ્કળ થાય, માટે મોટી ઉમરનાને ૩ થી ૪ ડ્રામ "ઇનફ્યુઝન આવ ડીજીટેલીસ" દર બે કલાકે પાણી સાથ પાવું, અને દરદી સુધીમાં આવે અને પીસાબ પુષ્કલ થાએ કે બંધ કરવું. એ દવાથી જો નાડી નબળી તથા ધીમી પડે તો તે એકદમ બંધ કરવી અને બ્રાંડી પાણીમાં પાવો. અથવા ૧ થી ૨ ડ્રામ "બેનઝોએટ આવ સોડીયમ"ના ચાર પડીકાં બનાવી, અક્કેકુ પડીકુ દર બે કે ત્રણ કલાકે પાણીમાં ફકાડવું, અને દરદી સુધીમાં આવે કે બંધ કરવું.

અગરજો નબળાનેલીધે ગુરદાનું આ જાતનું દરદ થયું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં છ ભાગોકરી અક્કેકો ભાગ, દર બે કલાકે પીવો, તથા તે સાત દહાડાસુધી ચાલુ રાખવી. આ દવાથી ઇંડાંની સફેદીજેવો પદાર્થ જતો બંધ થશે. સાત દહાડાસુધી આ દવા પીધાપછી ૪૦ મીનીમ "ટીંક્ચર આવ સ્ટીલ," તથા ૬ આઉંસ "ઇનફ્યુઝન આવ કેલમબા," આ બંધેને મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ચારવાર પીવો, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું.

વળી કોઇપણ જાતનો દારૂ પીવો નહીં, પણ જો ઘણી અગત્ય જણાય, તો થોડો "વાઇન" પાણીમાં ભેળીને તે પીવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કેમફર............... | ડ્રામ | ૦ાા | ટ્રેગેકેન્ડનો ભુકો ...... | ડ્રામ | ૨ |
| ક્લોરીક ઈથર ........ | ડ્રામ | ૧ | પેપરમીન્ટ વૉટર ...... | આઉંસ | ૮ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી દર ત્રણ કલાકે પીવી.

આયોડાઈડ આવ પૉટાશીયમ ગ્રેન ૨૦—બાઇટ્રેટ આવ પૉટાશ ડ્રામ ૧ાા—વાઇન આવ કૉલચીકમ મીનીમ ૬૦—સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા આઉંસ ૧ાા—કેમફર વૉટર આઉંસ ૩—ઇનફ્યુઝન આવ લીનસીડ આઉંસ ૩.

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, એકેકો ભાગ, દર ત્રણ કલાકે પીવો, અને આ દવા થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| સેલીસીલેટ આવ સોડા ............... | ગ્રેન | ૮૦ |
| સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા .. | આઉંસ | ૧ |
| ટીંક્ચર આવ ઑરેન્જ ............... | ડ્રામ | ૨ |
| સીરપ ........................ | આઉંસ | ૧ |
| પાણી ........................ | આઉંસ | ૫ |

ઉપલી દવાથી પરશેવો પુષ્કળ છુટશે, અને તેથી સોજો પણ નરમ પડશે. વળી પરશેવો પાડવામાંટે દરદીએ દહાડામાં બેથી ત્રણવાર, ગરમ પાણીનાં વાસણમાં અર્ધો કલાકસુધી બેસવું. અગરજો "એલબ્યુમૅન" જવાથી પેટમાં પાણી એકઠું થઇ જલંદર થાયતો સઘલી દવા તથા ખોરાક પાણી એકદમ બંધ કરી ફકત તાજુ ગાયનું દુધ પીધામાં લેવું, અને તે ચુસી ચુસીને થુક સાથે મેળવીને પીવું. શરૂઆતમાં ૦।।। શેર દુધ દર ત્રણ કલાકે દહાડામાં ચાર વખત પીવું, અને જેમ જેમ પચતું જાય તેમ તેમ ૦।।। શેરથી વધારીને ૧ શેર જેટલું દર વખતે લેવું, બીજો કોઇ પણ ખોરાક ખાવાની ઇચ્છા થાયતો તે મક્કમ હેડાવ રાખીને ખાવું નહી. એ પ્રમાણે એક અઠવાડયું કરયાથી, પીશાબમાં જતી "એલબ્યુમૅન" નામનો પદાર્થ જતો બંધ થશે એટલુંજ નહી પણ જલંદરબી સાફ થશે માટે એ ઇલાજ અજમાવાની ભલામણ કરવામાં આવેછે. અગરજો ઉપલા ઇલાજો કરવા છતાં પેટમાં ઘણું પાણી ઉત્પન્ન થાય, અને જલંદરથી પેટ ઘણું મોટું થાય, કે જેથી ફેફશાંઉપર દબાણ થઇને દરદીથી શ્વાસ સારીપઠે લેવાય નહીં, અને તેને ઘણી બેચેની લાગે, તો નીચે જણાવેલી દવાઓને ગુંદર તથા પાણીમાં સારીપઠે મેળવીને, તેની બાર ગોળીઓ બનાવી, તેમાંથી એક ગોળી ગળવી.

| | | |
|---|---|---|
| ઇલીટીરીયમ .................... | ગ્રેન | ૧ |
| ગેમબોજ ...................... | ગ્રેન | ૬ |
| કેપસીકમ ફ્રુટ ................... | ગ્રેન | ૬ |

અગરજો ઉપલી એક ગોળી ગળવાપછી ચાર કલાક વિત્યાકેડે ઝાડો નહીં આવે, તો બીજી એક ગોળી ગળવી.

**ચેતવણી.—ઉપલી "ઈલીટીરીયમ" ની દવા ઘણી ઝેરી તથા જલ્લાદ છે, અને કોઈવેળા તેથી ઝાડો એકદમ છુટી જાયછે, માંટે તે સંભાળીને લેવી, અને બનતાંસુધી તે બચ્ચાંને આપવી નહીં. આ બિમારીમાં એક સંભાળ રાખવાની અગત્યછે, તે એકે શુરૂઆતમાં પિસાબ પુષ્કળ છુટેએવી દવાઓ કદી લેવી નહીં, પણ જો અગત્યજ હોય, તો જેમ જેમ ગુરદા સુધરતા જાય તેમતેમ તે પછવાડેનાં દહાડાઉપર લેવી, કારણકે ગુરદાનાં બગડવાને લીધે તેઓ પોતાનું કામ સારીરીતે કરવાને અશકત હોયછે, અને તેથી તેવી દવા શુરૂઆતમાં પીધાથી ઉલટો અવગુણ થાયછે.**

તાવ નરમ પડે, સોજો પણ થોડો નરમ પડવા માંડે, અને દરદ લાંબા દહાડાનું જુનું થાય, તો લોહી સુધરે, ઇંડાંની સફેદીજેવો પદાર્થ જતો ઓછો થાય

અને પિસાબ દરરોજ પુષ્કળ છુટેએવી દવાઓ લેવી, અને તેમાંટે સર્વેથી સરસ ઇલાજ નીચે જણાવ્યાપ્રમાણેછે.

| | |
|---|---|
| ક્લોરાઇડ આવ એમોનીયમ.. ગ્રેન ૩૦ | ટીંક્ચર આવ ડીજીટેલીશ. મીનીમ ૧૫ |
| ટીંક્ચર આવ સ્ટીલ...... મીનીમ ૩૦ | પાણી ............ આઉંસ ૪ાા |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી દહાડામાં ત્રણવાર પીવી.

અગરજો નબળાઇ ઘણી થઇ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

સ્પીરીટ આવ નાઇટ્રસ ઇઠર ડ્રામ ૨—ટીંક્ચર આવ સ્ટીલ મીનીમ ૪૦—ટીંક્ચર આવ નક્સ વૉમીકા મીનીમ ૩૦—પાણી આઉંસ ૬.

અથવા ૦ાા ગ્રેન "ક્યુશીન"ની ૩ ગોળીઓ કરીને અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત થોડાં દહાડા મોટી ઉમરવાળાએ ગળવી, તથા નીચે જણાવેલી દવા મેળવીને, તે પાણીનેબદલે પીવી.

| | |
|---|---|
| ક્રીમ આવ ટારટર .... આઉંસ ૧ | પાણી ........... આઉંસ ૨૦ |

અલસીની અથવા રાઇની "પોલ્ટીસ" કંમરઉપર રાખવી, વેહેંતુર મુકવાં, અથવા ગરમ સેક કરવો, જેથી પિસાબ પુષ્કળ છુટશે. જ્યારે દરદ ઘણાં લાંબા વખતનું થાયછે, ત્યારે પિસાબ ઘણી થોડી છુટેછે. આ કારણથી જે ઝેરી વસ્તુઓ તેમાં આવેછે, જેવીકે "યુરીયા," તથા "યુરીક આસીડ" તે લોહીમાં ફર્યા કરેછે, અને તેથી તે વસ્તુઓની માઠી અસર ભેજાંઉપર થવાથી દરદી બેભાન થઇ મરણ પામેછે. એવી અવસ્થામાંથી તેને બંચાવવામાંટે કોઇપણ રીતે પિસાબ વધારે થાયએવી દવા આપવી જોઇએ, જેવીકે નીચે જણાવેલી દવાઓ મેળવીને તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો, અને જ્યાંસુધી પીસાબ પુષ્કળ થાય નહીં, ત્યાંસુધી માત્ર દુધ, અથવા દુધ અને પાંઉશિવાય બીજો કશો પણ ખોરાક આપવો નહીં.

| | |
|---|---|
| ટીંક્ચર આવ ડીજીટેલીસ .. મીનીમ ૪૦ | ક્રીમ આવ ટારટર ...... ડ્રામ ૬ |
| સ્પીરીટ આવ નાઇટ્રસ ઇઠર.. ડ્રામ ૨ | ઇનફ્યુઝન આવ ડીજીટેલીસ.. આઉંસ ૨ |

દરદીએ એકવાર સાજા થવાપછી ફરીથી તેને એ દરદ થાય નહીં, એટલા માંટે સરદીમાં ફરવું અથવા રેહેવું નહીં, અને હમેશાં "ફલાનેલ"નાં ગરમ કપડાંથી કંમર ઢાંકેલી રાખવી, તથા ચામડીપર દરરોજ જરા જોરમાં મીઠું તેલ ચોપડાવવું, કે પસીનો પડયા કરે.

**ચેતવણી.—આએ બિમારીમાં કોઈબી જાતની કેફની દવા મુખ્ય કરીને અફીણ કે મૉરફીયા ખાધામાં કે પીચકારીથી આપવી નહી, કારણ તેમ કીધાથી દરદી બેસુધ થઈ મરણ પામેછે.**

પણ જો બેચેની અતિશય લાગે, તો "હાઇડ્રેટ આવ ક્લોરલ," "બ્રોમાઇડ આવ પૉટાશીઅમ" અથવા "બ્રોમાઇડ આવ એમોનીયા," તથા "સલફ્યુરીક ઇઠર"

**એ સઘલાંને ઘટતા વજનમાં લઇ, પાણીમાં મેળવીને પાવું, પણ જો તેથી બેસુધી પાછી શરૂ થતી માલમ પડે તો એ દવાઓની મેળવણી બંધ કરીને તેને જાગરૂત રાખવા માટે તરત બીજા ઘટતા ઇલાજો લેવા જેવાકે કાફી પીધામાં આપવી અને એ બાબદ વાંચીને "આઇયોડાઇડ આવ પૉટાશીયમ" જુલાબ ઇત્યાદી ઇલાજો તરત કરવા.**

---

## ગુરદાનો જુનો વરમ.

**(ક્રૉનીક નેફ્રાઇટીસ**=Chronic Nephritis.)

**નીશાની.**—કંમરમાં બોજાજેવું ભારી લાગેછે, અને તેમાં ધીમો દુખાવો થાયછે, બિમાર તવાતું જાયછે, નબળાઈ થાયછે, ફિક્કા રંગની પુશ્કળ પિસાબ થાયછે, અને કોઇવેળા તેમાં ઇંડાંની સફેદીજેવો ચિકણો પદાર્થ, અથવા કોઇવેળા તેમાં ઉજળો ખારનો થરો દેખાયછે, અને પેટઉપર ધીમેધીમે સોજો આવેછે. અગરજો ગુરદાનો સોજો પાકઉપર ચઢેછે, તો પીસાબમાં લોહી અથવા પરૂ જતું જણાયછે.

**ઈલાજો.**—કંમરઉપર સુક્કાં વેહેંતુર મુકવાં, તથા અવારનવાર હલકો જુલાબ આપવો, કે જેથી ઝાડો સાફ આવે, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ સ્ટીલ................ | મીનીમ | ૪૦ |
| સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા .. | આઉંસ | ૧ |
| ટીંક્ચર આવ બુકુ ................ | ડ્રામ | ૨ |
| ટીંક્ચર આવ હેનબેન................ | ડ્રામ | ૨ |
| પાણી ........................ | આઉંસ | ૬ |

અગરજો આ દરદવાળાંને નજળાની અસર હોય, તો **"નજળો"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

બિમારને હવા ફેરફાર કરવા મોકલવું, શક્તિ આવે એવો ખોરાક આપવો, તથા અલસીની ચા દિવસમાં બેવાર પાવી.

ગુરદાની બારીક નળીઓમાં જુનો વરમ જાથુક ચાલુ રહેવાથી તથા તેઓના સાકાઓમાં રોગીષ્ટ ફેરફાર થવા પછી પિસાબમાં "એલબ્યુમૅન" જાથુક જયા કરેછે, અને તેથી એ દરદ સદંતર સારૂં થઇ શકતું નથી. તોપણ જો નીચલી દવા ઘણો વખત સુધી ઉપલા ઇલાજો કરવા પછી લીધી હોય તો, ગુરદા પોતાની અસલી તંદરોસ્ત હાલતમાં આવેછે.

| | | |
|---|---|---|
| સૉલ્યુશન આવ પરક્લોરાઇડ આવ મરક્યુરી .. | ડ્રામ | ૧॥ |
| ટીંક્ચર આવ ડીજીટેલીસ.............. | મીનીમ | ૧૫ |
| સલફેટ આવ કુઇનીયા .............. | ગ્રેન | ૩ |
| પાણી ........................ | આઉંસ | ૪॥ |

**આ સઘળાંને મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણ વખત પીવી.**

હાથે પગે સોજા ઘણા જોરમાં હોયતો તેમાં નસ્તરની બારીક અણી ભોકીને પાણી બાહેર કહાડવું, અને થોડા ટીપાં "કારબૉલીક આસીડ"ના પાણીમાં નાખીને તેમાં લુગડું ભીંજવી તે ઉપર મુકવું, જેથી ચામડી રૂજાઇને સોજો હલકો પડશે. આ ઇલાજ ડાકટરની સલાહ લેઇને કરાવવો.

**ચેતવણી.—આ દરદમાં બિમારને માટે ધ્યાનમાં રાખવા લાયક અગત્યની સંભાળ.**

**એવા બિમારે બને તેમ ગોસ ખાવું નહીં, પણ મુખ્ય કરી ખોરાક તરીકે દુધ પીધામાં લેવું, માખન, તાજી માછલી, મધ્યમસર લેવી, તરકારી તથા લીલો મેવો ફાયદાકારકછે તેમાં મુખ્ય તાંમેટા, પપેટા, ભાજી લેવી, પણ સળગમ, કોબી, વટેણા, તેમજ કોઈબી જાતનો કઠોર તથા મીઠાઈ ખાધામાં લેવી નહી.**

---

# પિસાબનું વારંવાર થવું.

(**ફ્રીકવૅન્ટ મીકટુરીશન**=Frequent Micturition.)

| | | |
|---|---|---|
| **ઈલાજ.**—ટીંકચર આવ બેલેડોના | .......... | મીનીમ ૩૦ |
| ટીંકચર આવ સ્ટીલ | ............ | મીનીમ ૩૦ |
| પાણી | .................... | આઉંસ ૩ |

આ સઘળાંને મેળવીને, લીકરગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પીવું.

---

# ઉંઘમાં પિસાબનું થવું.

(**ઈનકૉન્ટીનન્સ આવ યુરીન**=Incontinence of Urine.)

**ઈલાજ.**—ઘણીવાર બચ્ચાંને તેમજ મોટી ઉંમરનાં માણસને બિછાણાંમાં પોતાનીમેળે પિસાબ થઇ જયા કરેછે. તેવેળા નીચે જણાવેલી દવાઓ મેળવીને, દહાડામાં ત્રણવાર પીવી. બચ્ચાંને તેમાંથી એકથી બે ચમચી ભરી, દહાડામાં ત્રણવાર પાવી.

| | |
|---|---|
| ટીંકચર આવ અરગટ.. મીનીમ ૧૦ થી ૧૫ | સ્પીરીટ આવ કલોરોફૉર્મ .. મીનીમ ૫ |
| ટીંકચર આવ સ્ટીલ.. મીનીમ ૧૦ | ઇનફ્યુઝન આવ કુએશીયા .. આઉંસ ૧ |

અથવા,

| | |
|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ .. ગ્રેન ૨૦ | હાઇડ્રેટ આવ ક્લોરલ .... ગ્રેન ૮ |
| ટીંકચર આવ નક્સ વૉમીકા.. મીનીમ ૮ | પાણી .............. આઉંસ ૨ |
| સીરપ આવ જીન્જર .... મીનીમ ૪૦ | |

આ સઘળાંને મેળવીને એક ચમચો ભરી, બપોરના તેમજ રાતના ખાણું ખાધા પછી મોટી ઉમરના બચ્ચાંને પાવી

ખોરાક સાદો આપવો, સકારે સુવાડવું, રાત્રે ખાણું ખાધા પછી પાણી પાવું નહીં, અને રાત્રે બચ્ચાંને ઉઠાડીને બે ત્રણ વખત પિસાબ કરાવવી.

---

# પિસાબમાં લોહીનું જવું.

**( હીમેટુરીઆ=Hœmaturia.)**

પિસાબનીસાથે જ્યારે લોહી જાયછે, ત્યારે તે ગુરદામાંથી, પિસાબનાં ફુક્કામાંથી, અથવા પિસાબ કરવાની બાહારની નળીમાંથી હોયછે.

**નીશાની.**—પિસાબ ધુમાડાનાં રંગજેવી કાળી, અથવા "પોર્ટ વાઇન"નાં જેવા રંગની હોયછે, અને તે થોડોવારસુધી કાચનાં વાસણમાં રાખીનેપછી જોઇ હોય, તો તેમાં નિચ્ચે લોહીનો થરો બેઠેલો જણાયછે. કાચની નળીમાં થોડી પિસાબ નાખીને તેને દિવાઉપર ગરમ કરવી, અને ત્યારપછી તેમાં થોડાં ટીપાં "નાઇટ્રીક આસીડ"નાં નાખવાં, જેથી તેમાં ઇંડાંની સફેદીજેવો પદાર્થ તળીયે બેઠેલો જણાશે.

અગરજો લોહી ગુરદામાંથી આવતું હોયછે, તો બિમારને ટાહાડ વાગેછે, કંમરમાં બંધે બાજુએ, અથવા ગમેતે એક બાજુએ ગુરદાની જગ્યાઆગળ દુખાવો થાયછે, અને પિસાબસાથે લોહી મળી જઇને તેનો રંગ "પોર્ટ વાઇન" નાં જેવો ઘેરો રાતો જણાયછે.

અગરજો લોહી ફુક્કામાંથી પડતું હોયછે, તો પીડુમાં ફુક્કાની જગ્યાઆગળ દુખાવો થાયછે, પિસાબ વારંવાર થયા કરેછે, સફરામાં અગન બળેછે, અને પિસાબનો રંગ રાતો હોયછે.

અગરજો લોહી પિસાબ કરવાની બાહારની નળીમાંથી વેહેછે, તો પ્રથમ પિસાબ બિલકુલ સ્વચ્છ થાયછે, અને લોહી પાછળથી છુટું પડેછે.

**સબબ.**—નઠારી જાતનો તાવ આવ્યાથી, કંમર, પીડુ, અથવા પિસાબનાં માર્ગઉપર જોરમાં વાગ્યાથી, પડી જવાથી, ભિનાસવાળી જગ્યાઉપર ઉંઘાડે શરીરે લાંબો વખતસુધી સુવાથી, ગુરદામાંથી રેતી જવાથી, પરમો થવાથી, ફુક્કામાં પથરી બંધાયાથી, ઘણી ગરમ વસ્તુ ખાધાથી, જલ્લદ દારૂ પીધાથી, અને પિસાબ કરવાની નળીનો બાહારનો માર્ગ સાંકડો થવાથી આપ્રમાણે પિસાબસાથે લોહી જાયછે.

**ઈલાજો.**—અગરજો ગુરદામાંથી રેતી જવાથી તેમાં તીક્ષ્ણ વરમ થઇને થોડુંથોડું લોહી જતું હોય, તો **"ગુરદામાં પથ્થરી થાય, અથવા પિસાબમાં રેતી જાય, તેવિષે"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કર્યાથી ગુરદાનો વરમ સાજો થાયછે, તથા લોહી પણ પડતું પોતાની મેળે બંધ થાયછે.

અગરજો ફુક્કામાં પથ્થરી બંધાવાથી લોહી જાયછે, તો તે ચીરીને પથ્થરી કહડાવવાથી તે બંધ થાયછે. એટલુંછતાં લોહી કોઇવેળા એકદમ ઘણુંજ જાયછે, જેથી નીચે જણાવેલા **૪ ઈલાજો**માંહથી ગમેતે એક કરવાની ઘણી અગત્યછે.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૧ લો.**—ટેનીક આસીડ | ............ | ગ્રેન | ૧૨ થી ૨૦ |
| અથવા ગેલીક આસીડ | ............ | ગ્રેન | ૪૦ |
| લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ. | | ડ્રામ | ૨ |
| સીરપ | ................ | આઉંસ | ૧ |
| પાણી | ................ | આઉંસ | ૫ |

આ સઘળાંને મેળવીને, પોણુંવાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૨ જો.**—શુગર આવ લેડ ............ ગ્રેન ૧૮
એક્સટ્રેક્ટ આવ ઓપીયમ ...... ગ્રેન ૩

આ બંધેને મેળવીને, તેની ૭ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે ગળવી.

**ઈલાજ ૩ જો.**—અગરજો તાવ નહીં હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | |
|---|---|---|---|
| ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ .. | ડ્રામ ૧ | ટીંક્ચર આવ કેમીરીયા.... | ડ્રામ ૨ |
| ઑઇલ આવ ટરપીનટાઇન .... | ડ્રામ ૧ | ઇનિફ્યુઝન આવ મેટીકો.... | આઉંસ ૬ |
| ગમ એકેશીયા ........... | ડ્રામ ૩ | | |

**ઈલાજો ૪ થા.**—ટીંક્ચર આવ સ્ટીલ ........ ડ્રામ ૧
ડાઇલ્યુટેડ હાઇડ્રોક્લોરીક આસીડ. મીનીમ ૪૦
પાણી ................ આઉંસ ૬

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી. અથવા આસીડ ઇનફયુઝન આવ રોઝીઝ આઉંસ ૬—એલમ ડ્રામ ૧—સીરપ આઉંસ ૧ આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ દહાડામાં ચાર વખત પીવું.

**ઈલાજ ૫ મો.**—અગરજો ગુરદાનાં દરદથી, અથવા તેમાંથી રેતી જવાથી લોહી પડતું હોય, અને તેથી ગુરદાઆગળ કંમરમાં દુખાવો થતો હોય, તો ઘણીવેળા "ઑઇલ આવ ટરપીનટાઇન" ચોપડી તેઉપર ગરમ સેક કર્યાથી, અથવા જો દુખાવો નહીં થતો હોય, તો કોથલીમાં બરફ ભરીને ત્યાં રાખ્યાથી અતિશય ગુણ થાયછે, અને તેથી લોહી જતું બંધ થાયછે.

**ઈલાજો ૬ ઠા.**—અગરજો ફુક્કામાંથી, અથવા પિસાબ કરવાની નળીમાંથી લોહી જતું હોય, તો પીડુંઉપર બરફ ફેરવવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પિચકારીવડે પિસાબની ઇંદ્રીમાં દાખલ કરવી.

એલમ .................. ગ્રેન ૧૦
ટેનીક આસીડ.............. ગ્રેન ૧૦
પાણી .................. આઉંસ. ૧॥

વળી પીધામાં ૨૦ થી ૬૦ ગ્રેન "એમોનીઓ-ફેરીક એલમ," તથા ૮ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેનાં ૭ ભાગો કરી, અક્કેકો ભાગ, દર ૭ કલાકે પીવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ત્રણ પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે, પાણીસાથે ફાકવું.

કાથાનો ભુકો ગ્રેન ૩૦—હિરાદખ્ખણ ગ્રેન ૩૦—અફીણનો ભુકો ગ્રેન ૨.

અથવા ખસખસ, દાડમની કળી, માંગોસતાનની છાલ, તથા માયાફળ, આ ચારે વસ્તુઓને પથ્થરઉપર ઘસીને તેમાં થોડી સાકર તથા ગુલાબ ભેળી, તે દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૭ મો.**—ઘણીવેળા નબળા બાંધાવાળાં માણસને જરાપણ સરદી લાગ્યાથી ટાહાડ વાગીને પિસાબમાં એકાદવેળા લોહી જઇને તે થોડા કલાકમાં પોતાનીમેળે બંધ થઇ જાયછે, અને પિસાબ પાછો સ્વચ્છ આવેછે. એવા બિમારે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, ઘણો લાંબો વખતસુધી પીધાથી તેને ઘણો ગુણ થાયછે.

મલફેટ આવ કુઇનીયા ગ્રેન ૬—આરસેનીકલ સોલ્યુશન મીનીમ ૬—ટીંક્ચર આવ સ્ટીલ મીનીમ ૪૦—પાણી આઉંસ ૬.

**ઈલાજ ૮ મો.**—અગરજો પિસાબમાં લોહી જાયછે, તો ગામઠી વૈદ્ય નીચે જણાવેલો ઇલાજ કરવા જણાવેછે.

કાકંજ દ્રામ ૨—હિરાદખણ દ્રામ ૨—આવળનો ગુંદર દ્રામ ૨—ફટકી દ્રામ ૧ થી ૨—તુખમે ખુરફા દ્રામ ૨.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને, તેમાંથી ૦॥ થી ૧ દ્રામજેટલો, [illegible]ડામાં ત્રણવાર ફાકવો.

શક્તિ આવે એવો ખોરાક લેવો, તથા હવા ફેરબદલ કરવા જવું.

---

# મિઠી પિસાબ.

**(ડાઈયાબીટીઝ મેલીટસ=**Diabetes Mellitus.)

**નીશાની.**—કોઇકોઇવેળા ચોવીસ કલાકનાં અરસામાં પિસાબમાં ૨ આઉંસજેટલી સાકર જાયછે, અને કોઇકોઇવેળા તો તેથીપણ વધારે એટલે ૧ થી ૨ રતલજેટલી જાયછે. આ મરજ ઘણો નઠારોછે. મિઠા મેવામાં, તથા સેરડીમાં જે સાકરનો ભાગ હોયછે, તેને આ પિસાબની સાકર ઘણી વાતે મળતી આવેછે, પણ મેવા, વગેરેની સાકરનાંજેટલો મિઠાસ એમાં હોતો નથી. આ જાતની પિસાબ ફિક્કા રંગની, વારંવાર, તથા પુષ્કળ થાયછે. કેટલીકવેળા ચોવીસ કલાકનાં અરસામાં વીસથી ત્રીસ "પાઇન્ટ" જેટલી તે થાયછે; ચામડી સુક્કી રેહેછે, તરસ અતિશય લાગેછે, બગલમાં પુષ્કળ પરશેવો છુટેછે, અને જો આ મરજ લાંબા દહાડા સુધી ચાલુ રેહેછે, તો બિમારને ખઇ, આંખોમાં મોતીઓ, નબળાઇ, વગેરે થાયછે.

**સબબ.**—માણસનાં કલેજામાં, તથા લોહીમાં થોડી અથવા ઘણી સાકર હંમેશાં હોયછે, પણ જયારે લાંબા દહાડાનાં અજીર્ણનેલીધે કાંજીજેવી વસ્તુઓ, ચરબીવાળું ગોસ, સાકરનાં પકવાનો, વગેરે પુષ્કળ ખાધામાં આવેછે, ત્યારે તે હોજરીમાં અથવા આંતરડાંમાં બરાબર પાચન થતું નથી, અને તેથી તે વસ્તુઓ તેનીતેજ અવસ્થામાં, અથવા સાકરનાં આકારમાં બદલાઇને પિસાબનીસાથે જાયછે. મનશક્તિનેલગતું ઘણું કામકાજ કર્યાથી, મનનાં જોસ્સાઓ ઉસ્કેરાયાથી, સરદી લાગ્યાથી, અને કોઇ કોઇવેળા ભેજાંનાં દરદોથી પિસાબમાં સાકર જાયછે. ઘણીવેળા એ મરજ ઓલે ઉતરેછે.

પિસાબમાં સાકર જાય તે તપાસવાની રીતો ઘણી સાધારણછે, અને જે નીચે જણાવ્યાપ્રમાણેછે.

**રીત ૧ લી.**—કાચની નળીમાં થોડી પિસાબ નાખીને, તેમાં તેથી અર્ધો ભાગ "સૉલ્યુશન આવ પૉટાશ" નાખવો, અને તે બંધેને ગરમ કરવું. અગરજો સાકર પિસાબમાં હશે, તો પિસાબનો રંગ ગરમ થવાથી ઘેરો ભુરો, અથવા "પોર્ટ વાઇન"નાં જેવો થશે.

| | | | |
|---|---|---|---|
| **રીત ૨ જી.**— | સલફેટ આવ કૉપર ........ | ગ્રેન | ૮ |
| | ટારટ્રેટ આવ પૉટાશ ........ | ગ્રેન | ૩૦ |
| | સૉલ્યુશન આવ પૉટાશ ...... | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને, એમાંથી, થોડાં ટીપાં એક કાચની નળીમાં નાખીને તેને ઘણું ગરમ કરવું, અને ત્યારપછી તેમાં ૪ થી ૫ ટીપાં પિસાબનાં નાખવાં. અગરજો પિસાબમાં સાકર ઘણી હશે, તો તે સઘળાંનો રંગ એકદમ બદલાઇને પિળો થઇ જશે, અને પિળા રંગનો, અથવા રાતા રંગનો થરો નિચ્ચે એકઠો થયેલો જણાશે. આ નીશાનો જણાય નહીં, તો જાણવું કે સાકર પિસાબમાં જતી નથી.

**રીત ૩ જી.**—કાચની નળીમાં ૧ ડ્રામ "પેવીસ સૉલ્યુશન" (Pavy's solution.) નાખીને ગરમ કરવું, અને ત્યારપછી ૩૦ થી ૪૦ ટીપાં પિસાબનાં નાખવાં, જો સાકર હશેતો એ મેળવણીનો રંગ, જે પેહેલા બલુ હોયછે તે એકદમ બદલાઇને પીળો થશે, જો એમ નહી થાએ તો જાણવું કે પિસાબમાં સાકર નથી. ઉપર કહેલું "પેવીસ સૉલ્યુશન" તૈયાર વેચાતું મળેછે, અથવાતો નિચે જણાવ્યા પ્રમાણે બનાવવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સલફેટ આવ કૉપર...... | ગ્રેન | ૮ | કૉસટીક પૉટાશ .... | ગ્રેન | ૩૨ |
| ન્યુત્રલ ટારટ્રેટ આવ પૉટાશ. | ગ્રેન | ૧૬ | ડીસટીલ્ડ વૉટર .... | આઉંસ | ૦॥ |

ઉપલી દવાઓમાંથી, "ન્યુત્રલ ટારટ્રેટ આવ પૉટાશ," અને "કૉસટીક પૉટાશ," એ બંધેને ૨ ડ્રામ પાણીમાં પીગળાવવું; અને "સલફેટ આવ કૉપર," બાકી રહેલા પાણીમાં જુદું મેળવવું, અને ત્યારપછી બેઉ મેળવણીઓ સાથે ભેળી નાખવી.

**ઈલાજો ૧ લા**—૧૫ થી ૩૦ મીનીમ "ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ," દહાડામાં આરવાર પાણીમાં ભેળીને પીવું, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું. અથવા ૩ થી ૫ ગ્રેન "જેમબુલ સીડસ" (જાંબુરનો થડીયો) નો ભુકો, અથવા ૧૨ ગ્રેન "સેલીસીલેટ આવ સોડા," અથવા ૧૦ ગ્રેન "પેપસીન" દહાડામાં ત્રણ વખત પાણીમાં ફાકવું અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેની ૨૪ ગોળીઓ બનાવી, અકેકી ગોળી દહાડામાં ત્રણ વખત મોટી ઉમરના બિમારે પાણીમાં ગળવી અને જયાંસુધી પિસાબમાં સાકર જતી બંધ પડે ત્યાંસુધી થોડા દહાડા ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ લીઠીયા ........ | ગ્રેન | ૪૮ |
| આરસેનીએટ આવ સોડા ...... | ગ્રેન | ૧ |
| એક્સટ્રેક્ટ આવ જેનશીયન...... | ગ્રેન | ૪૮ |

**ઈલાજો ૨ જો.**—૦॥ થી ૧ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ ઓપીયમ"ની એક ગોળી બનાવીને, દર ચાર કલાકે ગળવી, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવી, અથવા ૦॥ ગ્રેન "કોડીયા," દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર, પાણી સાથે લેવું. અથવા $\frac{1}{10}$ ગ્રેન "સલફાઇડ આવ કૅલસીયમ" મોટી ઉમરના બિમારે નીચે લખવા પ્રમાણે દહાડામાં ત્રણ વખત ખાધામાં લેવું. એ દવા "પીલ્યુલી કૅલસી સલફાઈડી" (pilulœ calcii sulphidi.) એટલે એ નામની ગોળીઓના આકારમાં તૈયાર બનાવેલી, મોટા દવાખાનાઓમાંથી મળેછે, અને અક્કેકી ગોલીમાં એ દવાનો ભાગ $\frac{1}{10}$ ગ્રેન આવેછે. માટે તે મંગાવીને, અક્કેકી ગોળી દહાડામાં ત્રણવખત પાણીમાં ગળવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી દહાડામાં ચાર વખત પીવી.

| | | | |
|---|---|---|---|
| | બ્રોમાઇડ આવ પૉટાશીયમ ........ | ગ્રેન | ૪૦ થી ૬૦ |
| | ગ્લીસીરીન .................. | ડ્રામ | ૧ |
| | પેપસીન .................. | ગ્રેન | ૨૦ |
| | પાણી .................. | આઉંસ | ૬ |
| અથવા | | | |
| | ટેનીક આસીડ .............. | ગ્રેન | ૧૫ |
| | ઓપીયમ .................. | ગ્રેન | ૧॥ |
| | અરગટનો ભુકો ............ | ગ્રેન | ૧૫ |

આ સઘળાંને મેળવીને તેના ત્રણ પડીકાં બનાવી, અક્કેકું પડીકું ખાણું ખાધા આગળ લેવું

**ઈલાજો ૧ લા** તથા **૨ જા** ઘણાં ગુણકારકછે, માંટે તે પેહેલાં અજમાવવાની ભલામણ કર્યે છીયે.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૩ જો.**— | એક્સટ્રેક્ટ આવ હેમલૉક........ | ગ્રેન | ૨ |
| | એક્સટ્રેક્ટ આવ ઈન્ડીયન હેમ્પ .... | ગ્રેન | ૨ |
| | ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ .. | મીનીમ | ૮ |
| | ઈનફ્યુઝન આવ કેલમબા ........ | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પીવું, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું.

**ઈલાજો ૪ થા.**—અગરજો શરીરમાં તાવ રેહેતો હોય, તો ૨ ગ્રેન "સલફેટ આવ કુઇનીયા" દર ત્રણ કલાકે ફાકવું, અથવા ૫ મીનીમ "આરસેનીકલ સૉલ્યુશન"ને, કરિયાતાનાં ઉકાળામાં ભેળીને, દહાડામાં ત્રણવાર પીવું, અને તાવ બંધ થવાપછી **ઈલાજો ૨ જા**માં જણાવ્યાપ્રમાણે "એક્સટ્રેક્ટ આવ ઓપીયમ," અથવા "કોડીયા"ની દવાઓ પીવા માંડવી.

**ઈલાજો ૫ માં.**—અગરજો તરસ ઘણી લાગતી હોય, તો સાદું પાણી પીવાનેબદલે તેમાં થોડાં ટીપાં "ડાઇલ્યુટેડ ફૉસફૉરીક આસીડ," થોડા ગ્રેન "સાઈટ્રીક આસીડ," અથવા "ટારટરીક આસીડ" નાખીને તે પીવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પાણીનેબદલે તે ચોવીસ કલાકમાં થોડીથોડી સઘળી પીવી.

ગ્લીસરાઇન દ્રામ ૫—ટારટરીક આસીડ ગ્રેન ૬૦—સાઇટ્રીક આસીડ ગ્રેન ૬૦—પાણી આઉંસ ૪૦.

અથવા ઝરાના પાંણી, જેવાંકે "કારલસબૅડ," અથવા "વીચી વૉટર," પીધામાં લેવું.

**ઈલાજ ૬ ઠો.**—અગરજો નબળાઇ ઘણી થઇ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, સવાર, બપોર, તથા સાંઝનાં પીવો.

સૉલ્યુશન આવ સ્ટ્રીકનીયા મીનીમ ૧૫—ડાઇલ્યુટેડ નાઇટ્રો મ્યુરીએટીક આસીડ દ્રામ ૦ાા—કમપાઉંડ ઇનિફ્યુઝન આવ જેનશીયન આઉંસ ૪ાા.

**ઈલાજ ૭ મો.**—એક કાબેલ ડાકટર નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઈનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પીવાની ભલામણ કરેછે.

| | | | |
|---|---|---|---|
| | ટીંક્ચર આવ સ્ટીલ................ | મીનીમ | ૬૦ |
| અથવા | સાઇટ્રેટ આવ આયરન એન્ડ એમોનીયા .. | ગ્રેન | ૩૦ |
| | સ્પીરીટ આવ કલોરોફૉર્મ ............ | મીનીમ | ૪૦ |
| | સૉલ્યુશન આવ હાઇડ્રોકલોરેટ આવ મૉરફીયા. | દ્રામ | ૨ |
| | પાણી ........................ | આઉંસ | ૬ |

**ઈલાજો ૮ માં.**—૧ ચમચો "ગ્લીસરાઇન," તથા ૧ ચમચો મગરનું તેલ, આ બંધેને મેળવીને તે સવારસાંઝ પીવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, લીકરગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પીવી.

ટીંક્ચર આવ સ્ટીલ મીનીમ ૧૫—ટીંક્ચર આવ નક્સ વૉમીકા મીનીમ ૧૫ થી ૩૦—કલોરેટ આવ પૉટાશ ગ્રેન ૩૦—ઇનિફ્યુઝન આવ ચીરેટા આઉંસ ૩.

**ઈલાજો ૯ માં.**—એક ડાકટર ભલામણ કરેછે, કે એવા બિમારે પેહેલાં થોડા દિવસસુધી ૦ાા દ્રામ "લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ," દહાડામાં ત્રણવાર પાણીમાં ભેળીને પીવું, અને થોડા દહાડા વિત્યાકેડે ૩ થી ૬ દ્રામ "લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ," તથા ૪ાા આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર પીવો. એથી ઘણો ગુણ થાયછે.

**ઈલાજો ૧૦ માં.**—અગરજો ચોવીસ કલાકનાંઅરસામાં એક અઠવાડિયા સુધી ખોરાકદાખલ માત્ર ૩ થી ૪ શેર દુધજ પીધું હોય, અને તેસાથે બીજો કશોપણ ખોરાક લીધો નહીં હોય, તો એટલા વખતમાં પિસાબમાં સાકર જતી બંધ થશે. પણ અગરજો એટલું દુધ પચે નહીતો તેની ઉપરથી મલાહી કહાડીને તે પીવું.

જે ખોરાકમાં સાકરનો તથા કાંજીનો ભાગ આવતો હોય, તે ખાવો નહીં, જેવોકે પટેટા, ગાજર, શલગમ, વટાણા, સિંગ, કોબી ઇત્યાદિ. વળી કોઇપણ જાતનો મેવો, ચોખા, "આરારૂટ," "ટાપીઓકા," વગેરે ખાવું નહીં, પણ તેને બદલે થુલાંનું પાંઉ અથવા "બીસ્કીટ," "આમન્ડ બીસ્કીટ," વાસી પાંઉ, હલકો સેરવો, ચરબવગરનું ગોસ, માછલી, ઈંડાં, "સેલેડ"નાં પાંદડાં, કાંદા, મલાઇ, માખણ, ચા, કાફી, "કોકો" ઇત્યાદિ લેવું. સાકરને બદલે ખોરાકમાં મીઠાસ લાવવા માટે દરેકમાં "સૅકેરીન" ગ્રેન ૨ વપડાસમાં લેવું.
"વાઇન," "બીર," તથા "પોરટર" પીવો નહીં, પણ તેને બદલે થોડો "વીસ્કી" અથવા "બ્રાંડી,"પાણીમાં નાખીને પીવો, શરીરઉપર ગરમ લુગડાં હંમેશાં પેહેરેલાં રાખવાં, તથા ગરમ પાણીએ નાહીને શરીરની ચામડી સ્વચ્છ રાખવી.

---

# ગુરદામાં પથ્થરી થાય, અથવા પિસાબમાં રેતી જાય, તેવિષે.

(રીનલ કેલકયુલી, એન્ડ ગ્રેવલ=Renal Calculi, and Gravel)

**નીશાની.**—દરેક માણસને, પછી પુરૂષ કે સ્ત્રી, બંધેને કુંતીની હારમાં બંધે બાજુએ પીઠનીતરફ બે ગુરદા હોયછે, તે બંધે ગુરદામાં, અથવા તેમાંનાં એકમાં બે જાતની રેતી થાયછે. એક કઠણ જાતની, તથા બીજી નરમ જાતની.

કઠણ જાતની રેતી રાતા રંગની, ચળકતી, તથા કાંકરાજેવી હોયછે. તે ગુરદામાંથી એક ઝીણીં નળીનેરસ્તે પિસાબનાં ફુક્કામાં એકઠી થાયછે, જેમાંથી તે પિસાબની ઇંદ્રીનેરસ્તે બાહાર પડેછે. કોઇવેળા જો તે રેતી પિસાબની ઇંદ્રીને રસ્તે બાહાર નિકળતી નથી, તો ફુક્કામાં તે એકઠી થઇ સાથે મળી જાયછે, અને તેની એક પથ્થરી બંધાયછે. આ જાતની રેતીની પિસાબ જો દિવાની આંચઉપર ગરમ કીધી હોય, તો તેમાંની રેતી પિગળતી નથી. આ જાતની રાતી રેતીમાં મુખ્યકરીને એક ખટાસવાળો ભાગ આવેછે, જેને "યુરીક આસીડ," અથવા "લીઠીક આસીડ" કરી કહેછે. આ "યુરીક આસીડ" કોઇવેળા બીજા ખારો, જેવાકે "સોડા," "એમોનીયા," વગેરેસાથ મળેલી હોયછે.

નરમ જાતની રેતી આટાનાંજેવી નરમ તથા ઉજળી હોયછે. આ જાતની રેતી ચુનાની, તથા બીજી બે ખટાસવાળી ચીજો, જેને "ઑકઝેલીક આસીડ," તથા "ફૉસફૉરીક આસીડ" કેહેછે, તેની બનેલી હોયછે, આ જાતની પિસાબને જો ગરમી લગાડી હોય, તો થોડી રેતી પિસાબસાથે પિગળી જાયછે.

રેતી બંધાવાની મુખ્ય ત્રણ નીશાનીઓ હોયછે.

૧ લી.—ગુરદાઆગળ જાથુક દુખ્યા કરેછે.

૨ જી.—કોઇવેળા ગુરદામાંથી રેતી જતીવેળા એટલુંતો સખત દરદ થાયછે, કે દરદીથી તે ખમી શકાતું નથી, અને તેથી તે બેશુદ્ધ થઇ જાયછે, તથા તેનું

શરીર પાણીપાણી થઇ જાયછે. આ દરદ કોઇવેળા ઘણાં કલાકોસુધી ચાલુ રેહેછે, અને જયારે રેતી ગુરદામાંથી ફુક્કામાં આવેછે, ત્યારેજ તે નરમ પડેછે.

૩ જી.—પિસાબસાથે લોહી જાયછે.

**સબબ.**—ઘણુંકરીને સુખવાસી લોકો, જેઓ ઘણાં ઉંચાં પકવાનો ખાયછે, હાલચાલ કરવાનેબદલે આળસુ પડી રેહેછે, અને તરેહવાર જાતનાં શરબતો તથા દારૂઓ પીયેછે, તેઓને રાતી જાતની કઠણ રેતી જાયછે, અને ઉજળી તથા નરમ જાતની રેતી, જેને "ફૉસફેટ આવ લાઇમ," અથવા ચુનાવાળી રેતી કેહેછે, તે ઘણુંકરીને ગરીબ, દુર્બળ લોકો જેઓને પુરતો તથા સોજો ખોરાક નથી મળતો તેઓને થાયછે.

**ઈલાજો.**—જેઓને કઠણ રાતા રંગની રેતી જતી હોય, તેઓએ ઘણાં ઉંચાં પકવાનોનેબદલે સાદો, હલકો ખોરાક લેવો, દારૂ બિલકુલ પીવો નહીં, તથા કસરત કરવી. ગુરદાની બાજુઆગળ હંમેશાં ગરમ લુગડું પેહેરેલું રાખવું તથા થંડું પાણી પીવાને બદલે ચોખ્ખુ પાણી ગરમ કરીને, તે ગરમ પાણી પીધામાં લેવું. આ એલાજ એટલોતો ગુણકારકછે કે ઘણી વખત વગર દવાએ રેતી બંધ પડેછે. અગરજો ઝાડો કબજ રેહેતો હોય, તો નીચે જણાવેલી છ દવાઓમાંથી ગમેતે એકનો હલકો જુલાબ લેવો, અને "લીઠીયા વૉટર," અથવા "વીચી વૉટર" પીધામાં લેવું.

| | | |
|---|---|---|
| ક્રીમ આવ ટારટર. | સુનામખી. | નિમક. |
| ગરમાળો. | રૂહબાર્બ, | કાળી દરાખ. |

એટલી સંભાળ લેવાથી વધુ રેતી બંધાતી અટકશે, અગરજો રેતી જતી વેળા અતિશય દરદ થતું હોય, તો ગુરદાઆગળ ખસખસનાં પોસનો ગરમ સેક કરવો. દરદીએ ગરમ પાણીમાં ખસખસનાં પોસ ઉકાળીને તેને એક વાસણમાં નાખી તેમાં અર્ધો કલાકસુધી બેસવું, અને જો ઝાડો કબજ હોય, તો પેહેલાં જુલાબ લેવો, અને ઝાડો સાફ આવ્યાપછી ૨ ગ્રેન અફીણની ગોળી, અથવા ૨/૩ થી ૦।। ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," દર બેથી ત્રણ કલાકે, જેમ અગત્ય જણાય, તેમ લેવું. ગુરદાની જગ્યાઉપર "લૉડેનમ," "ટીંકચર આવ બેલેડોના" અને "કલોરોફૉર્મ," આ સઘળાંને સરખે ભાગે મેળવીને તે લગાડવું. પીવામાં ૨૦ ગ્રેન "બાઇબોરેટ આવ એમોનીયમ," અને ૨ આઉંસ "ઇનફ્યુઝન આવ લીનસીડ," આ બંધેને મેળવીને તે પીવું, અને પિસાબ સાફ આવે ત્યાંવેર દર બે કલાકે પીવાનું ચાલું રાખવું. અને પછી "બાઇબોરેટ આવ એમોનીયમ" નો ખોરાક ઘટાડીને દહાડામાં ત્રણજ વખત પીવી, એ ઇલાજ ઘણા દહાડા ચાલુ રાખવો, અથવા ૦।। થી ૧ ડ્રામ "ફ્લ્યુઇડ એકસટ્રેકટ આવ પીચી" પાણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત પીવું. અથવા

| | |
|---|---|
| હીપ્પુરેટ આવ સોડીયમ .. ગ્રેન ૭૫ | ગ્લીસરાઇન ........ આઉંસ ૦।। |
| કારબૉનેટ આવ લીઠીયા .. ગ્રેન ૨૪ | સીનેમૉન વૉટર ...... આઉંસ ૭।। |

આ સઘળાને મેળવીને તેમાંથી મોટી ઉમરનાને ૪ ડ્રામ ભરીને દર ત્રણ કલાકે પાવી. અથવા

| | | | |
|---|---|---|---|
| લીપ્યુરેટ આવ સોડીયમ .. | ડ્રામ ૨ | સીરપ ............ | આઉંસ ૧ |
| સાઇટ્રેટ આવ પૉટાસ.. .. | ડ્રામ ૩ | પેપરમીન્ટ વૉટર ...... | આઉંસ ૬ |

આ સઘળાંને મેળવીને મોટી ઉમરનાને ૪ ડ્રામ દર ત્રણ કલાકે પાવી. અથવા "પૉટાશ"ની મેળવણીવાળી દવાઓ લેવી, જેવીકે

ગમ એકેશીયા ડ્રામ ૩—આઇયોડાઇડ આવ પૉટાશીયમ ડ્રામ ૦। થી ૦॥—બાઈ કારબૉનેટ આવ પૉટાશ ડ્રામ ૨—અથવા સૉલ્યુશન આવ પૉટાશ ડ્રામ ૨—સાઇટ્રીક આસીડ ડ્રામ ૧—ટીંક્ચર આવ હેનબેન ડ્રામ ૨—સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથર ડ્રામ ૨—ઇનફ્યુઝન આવ લીનસીડ આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

ગમેતો નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

| | | | |
|---|---|---|---|
| ફૉસફેટ આવ સોડા ...... | ડ્રામ ૬ | ટીંક્ચર આવ હેમલૉક .... | ડ્રામ ૨ |
| ગમ એકેશીયા ........ | ડ્રામ ૩ | ઇનફ્યુઝન આવ બુકુ...... | આઉંસ ૮ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથર .. | ડ્રામ ૨ | | |

"સોડા"ની ઉપલી દવાશિવાય બીજી કાંઇપણ દવા લેવી નહીં, કારણ કે ગુરદામાં જોકે "ફૉસફેટ આવ સોડા" પિગળી જાયછે, તોયે "કારબૉનેટ આવ સોડા" તેજરીતે પિગળી જતો નથી, અને તેથીઉલટું પથ્થરી બંધાવામાં જે ખટાસવાળી વસ્તુ આવેછે, તેનીસાથે મલી જઇને પથ્થરી થવામાં સાહ્ય કરેછે. એટલાજ માટે એ દરદવાળાએ "સોડા વૉટર" પીવાનેબદલે "લીઠીયાવૉટર" પીવો ઘણો સારોછે. અગરજો નજળો વારંવાર થતો હોય, તો ઉપલી દવામાં ૧ ડ્રામ "વાઇન આવ કૉલચીકમ" નાખીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પીવું.

૦॥ થી ૧ ડ્રામ "ટીંક્ચર આવ કૉલીનસોનીયા કૅનેડેનસીસ" પાણીમાં મેળવીને મોટી ઉમરના બિમારે દહાડામાં ત્રણ વખ્ત ઘણા દહાડાસુધી પીવી. અથવા આસરે છત્રીસ દાણાં કાચી કાફીને ૧૦ આઉંસ કુવાનો અથવા નદીનાં સ્વચ્છ પાણીમાં નાખીને એક કલાકસુધી ઉકાળવી, અને ત્યારપછી તે દાણાંઓ પાછા બાહાર કાહાડીને સારીપઠે છુંદવા, અને પાછા તેજ પાણીમાં નાખીને એક કલાકસુધી વધારે ઉકાળવા. ત્યારપછી ૦॥ ડ્રામ "સ્પીરીટ આવ નાઇટ્રસ ઇઠર" માંહે ઉમેરીને, દહાડામાં ગમે ત્યારે એકવાર પીવું. અગરજો આપ્રમાણે બે મહિનાસુધી પીયા કીધું હોય, તો બંધાયલી પથ્થરી હશે, તો તે ચીરવાવગર પોતાનીમેળે પિગળીને નિકળી પડશે.

બેદાના ડ્રામ ૨—ઇસબગોળ ડ્રામ ૨—તુખમે ખતમી ડ્રામ ૩—પાણી આઉંસ ૧૦.

આ સઘળાંને અર્ધો કલાકસુધી પાણીમાં ભિંજવી રાખવું, અને ગુંદરજેવો ચિકણો પદાર્થ પાણીની સપાટીઉપર તરી આવે, ત્યાંસુધી તેને હાલવ્યા કરવું. ત્યારપછી ગાળી કાહાડીને ૨ થી ૪ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું.

રેતીનાં દરદથી પીડાતા દરદીએ ગોસનો ખોરાક થોડો લેવો, બલકે બિલકુલ લેવોજ નહીં, પણ તરકારીઉપર વધારે આધાર રાખવો, તથા તલાવમાં જે કમરકાકડી થાયછે, તેનાં મૂળ અથવા ફુલને પાણીમાં ભિંજવીને, અથવા અળસી છુંદીને તેને પાણીમાં ઉકાળીને, અથવા બેદાના પાણીમાં ભિંજવી રાખીને તે દરરોજ પીવું.

અગરજો નરમ, અને ઉજળા રંગની રેતી જતી હોય, તો તેવા દરદીએ સારો ખોરાક ખાવો, જેવોકે દુધ, ઈંડાં, ગોસ, વગેરે. "જીન" અથવા "વીહીસ્કી" પીવો, અને શક્તિ આવવામાંટે "ટીંક્ચર આવ સ્ટીલ," "સીન્કોના બાર્ક"નો ઉકાળો, અથવા ધાતુનાં નરમ તેજાબોની દવાઓ લેવી જોઇએ. મુખ્યકરીને નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, દહાડામાં ચારવાર પીવી, અને ઘણાં દહાડાસુધી તે ચાલુ રાખવી.

| | | | |
|---|---|---|---|
| ડાઇલ્યુટેડ નાઇટ્રોમ્યુરીએટીક આસીડ. | દ્રામ ૧ | ટીંક્ચર આવ કેમ્ફેરીસા.. | દ્રામ ૨ |
| ટીંક્ચર આવ સ્ટીલ .......... | દ્રામ ૧ | ઇનફ્યુઝન આવ કેલમબા.. | આઉંસ ૬ |

સવારસાંઝ મગરનું તેલ પીવું. અગરજો કોઇપણ જાતની રેતી જવાને બદલે પિસાબનેરસ્તે ઘણું લોહી જતું હોય, તો ૧૦ ગ્રેન "ગેલીક આસીડ"નું એક પડીકું કરીને તે ફાકવું, અથવા ૦।। દ્રામ "લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ" દર ત્રણ કલાકે, પાણીમાં નાખીને તે પીવું.

અગરજો પથ્થરી બંધાઇ ચુકી હોયછે, અને તે પિસાબની ઇંદ્રિની નળીકરતાં વધારે મોટી હોયછે, તો એક જાતનું હથીઆર ફુક્કાસુધી ખોસીને તેથી પથ્થરીનાં કટકા કર્યામાં આવેછે. પણ જો તેમ કર્યાછતાં તે ભાગતી નથી, તો સફરાની જરાઉપરથી નસ્તરવડે પિસાબનાં ફુક્કામાં છેદ પાડીને તેમાંથી ચીપીઆ વડે પથ્થરી બાહાર ખેંચી કાહાડવામાં આવેછે.

કોઇબી જાતની રેતીમાં, તેને લગતા, જુદાજુદા પદાર્થો પીગળેલી હાલતમાં રહે, અને નવી રેતી બંધાય નહીં એટલા માટે વરસાદના દહાડામાં વરસાદની છાંટીઓનું ઝીલેલું પાણી જાથુક પીધામાં લેવું, કુવાનું કે નળનું વટીક પાણી પીધામાં લેવું નહીં. વરસાદની છાંટીનું પાણી નહીં મળે ત્યારે "ડીસ્ટીલડ વૉટર" પીધામાં લેવું તથા ૦।। થી ૧ દ્રામ "ફ્લ્યુઇડ એક્સટ્રેક્ટ આવ સ્ટીગમેટા મેડીસ," પાણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત ઘણા દહાડાસુધી પીવું. અથવાતો ૧૫ ગ્રેન "કારબૉનેટ આવ મેગનીશીયા," ૦।। આઉંસ "સાઇટ્રીક આસીડ," ૦।। આઉંસ "બોરેટ આવ સોડા" આ ત્રણે દવાઓને એક રકાબીમાં ખખળતું પાણી રેડી તેમાં મેળવવું અને પાણી સુકાયા પછી, પાસાદાર થરો રકાબીમાં જમાવ થશે, જેને "બોરો સાઇટ્રેટ આવ મેગનીશીયા," (Boro Citrate of Magnesia) કહેછે તેમાંથી ૧૦ થી ૧૫ ગ્રેન "સીરપ"માં મેળવીને દહાડામાં ત્રણ વખત પીવું.

ગામઠી વૈદ્યો નીચલી વસ્તુઓ આ જાતની રેતીનાં દરદઉપર ઈલાજતરીકે પીવામાં આપેછે.

૩ આઉંસ રેહાનનાં બિઆંને, ૨ બાટલી પાણીમાં ભિંજવી રાખીને, ગાળી કાહાડી તે દરરોજ પાણીનેબદલે પીવું.

કાકડીનાં મગજ, તથા કંમરકાકડીનાં ફુલ, આ બંધે સરખે ભાગે લઈને, છુંદીને પાણીમાં ભિંજવી રાખવાં, અને તે પાણી થોડુંથોડું પીવું. આ દવા પીધાથી પિસાબ ઘણી છુટેછે, અને તેથી રેતી વધારે સેહેલાઈથી બાહાર નિકળેછે,

ગામઠી વૈદ્યોનાં વિચારપ્રમાણે જો સુક્કુ અથવા લીલું લસણ ખાંણાંસાથે દરરોજ ખાધું હોય, તો તેથી રેતી વધારે થતી અટકેછે, અથવા

હમેપલેઆંન ડ્રામ ૨—મુળાનાં બીજ ડ્રામ ૧—સોંફ ડ્રામ ૧—જવખાર ડ્રામ ૧.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને, ૦॥ થી ૧ ડ્રામજેટલો, દહાડામાં ત્રણવાર, પાણીસાથે ફાકવો. આ દવાથી પિસાબ ઘણી થાયછે, અને તેથી રેતી પણ સેહેલથી પડેછે.

# મોટાં આંતરડાંનાં નિચ્ચેનાં ભાગનો વરમ.

(ટીફ્લાઈટીસ=Typhlitis.)

**નીશાની.**—પેટની જમણી બાજુતરફનાં નિચલા ભાગઉપર મોટાં આંતરડાંનો એક ભાગ ઘણીવેળા વરમ થવાથી સુજી આવેછે, ચુંકો થઈને કપાતું હોય એવો દુખાવો તેમાં થાયછે, જરાજરા તાવ ચઢઉતર આવ્યા કરેછે, કોઈવેળા ઝાડો કબજ રેહેછે, તો કોઈવેળા તે છુટી જાયછે, પેટનીજમણી બાજુ તથા તેનીનિચ્ચેની સપાટી આંગળાંવડે દાબી જોવાથી તે દુખેછે, પેટમાં વા પકડેછે, અને તે ફુગીને ઢોલજેવું મોટું થાયછે. અટકડી, ઉછાળો તથા ઘણીવેળા ઉલટી પણ થાયછે, બિમાર પોતાની પિઠઉપર, અથવા જમણી બાજુતરફજ કોરવાળીને સુઈ શકેછે, અને બંધે ઘુંટણો પેટતરફ વાળેલાં રાખેછે, કોઈવેળા અકડસાત ઘણો હોયછે, તો પિસાબની ગોળીઓ તથા જાંગમાં પણ દુખાવો થાયછે. અગરજો આંતરડાંનો વરમ થવાસાથે તેની ઉપર જે ચિકણું પડ આવેછે, તેનો પણ વરમ થયો હોયછે, તો તેનું પરિણામ ઘણું માઠું નિપજેછે. ઘણીવેળા આ સઘળું પાકેછે, તથા ચામડી ફાટીને તેમાંથી રસી વેહેછે, અથવાતો તે માંહેથી ફુટેછે, અને તેથી બિમાર મરણ પામેછે.

**સબબ.**—મોટાં આંતરડાંમાં ઝાડાની કબજીયતને લીધે ઝાડાનાં કઠણ ગાંઠો એકઠા થવાથી, સુક્કાં ફલનાં બિયાં અથવા કરમ તેમાં ભરાઈ રેહેવાથી, અથવા પડી જવાથી આ દરદ થાયછે.

**ઈલાજો.**—અગરજો ઉલટી થતી નહીં હોય તો પ્રથમ એરંડીયાં તેલનો એકાદ હલકો જુલાબ આપવો, પણ બીજો હરકોઈ જાતનો કઠણ જુલાબ, જેવોકે

"કૉલોસીન્થ," "જેલેપ," "સ્કેમની," રેવનચીનો શીરો, ઇત્યાદિ આપવો નહીં. અગરજો એરંડીયાં તેલનાં જુલાબથી ઝાડો સાફ નહીં આવે, તો ફરીથી તેનોજ જુલાબ આપવાનેબદલે ચાર કલાક વિત્યાકેડે નીચે જણાવેલી દવાઓ મેળવીને તે કાચની પિચકારીવડે સફરામાં દાખલ કરવું.

એરંડીઉં તેલ ચમચો ૧ાા—આઇલ આવ ટરપીનટાઇન ચમચો ૧—કાંજીનું પાણી આઉંસ ૧૦.

થુલાંની અથવા અલસીની "પોલ્ટીસ" બનાવીને, તેઉપર થોડું "લૉડેનમ" છાંટી તે બિમારનાં પેટઉપર ગરમગરમ બાંધવી, અને થંડી પડે કે દર બે કલાકે બદલ્યા કરવી. ગરમ પાણીનાં વાસણમાં તેને અર્ધો કલાકસુધી બેસાડવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ચારવાર, પાણીસાથે ગળાવવી, અને તે ઘણાં દિવસસુધી ચાલુ રાખવી.

એકસ્ટ્રેક્ટ આવ ઓપીયમ.. ગ્રેન ૨ | એકસ્ટ્રેક્ટ આવ બેલેડોના.. ગ્રેન ૨

"સોડા વૉટર" તથા "લેમોનેડ" પાવો, અને જો ઉલટી ઘણી થતી હોય, તો ઉપલી ગોળીઓનેબદલે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇન ગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી, અને જો બે દિવસમાં ઉલટી બંધ થાય, તો ઉપલી ગોળીઓ પાછી ગળાવવી.

| | | |
|---|---|---|
| સબ નાઇટ્રેટ આવ બીસમથ | ડ્રામ | ૧ાા |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ | મીનીમ | ૧૫ |
| ટીંક્ચર આવ ઓપીયમ | મીનીમ | ૪૦થી ૬૦ |
| પાણી | આઉંસ | ૬ |

અગરજો બિમાર એકથી ચાર વર્ષનું નાહાનું બચ્ચું હોય, તો એજ દવા ૧ થી ૨ ચમચી ભરી, દર ત્રણ કલાકે પાવી.

બિમારને બિછાણાંમાં સુઇ રેહેવા દેવું, અને ઉઠબેસ અથવા હાલચાલ કરવા દેવી નહીં. પ્રવાહી ખોરાક માત્ર આપવો, જેવોકે કાંજી, દુધની કુમળી ચા, દુધ અને "સોડા વૉટર" ભેળીને તે, ઇત્યાદિ.

અગરજો ઉપર જણાવેલા સઘળા ઇલાજો કરવાછતાં જમણી બાજુ દાબી જોવાથી તેમાં દુખાવો થતો જણાય, તો તેઉપર થોડી જળો વળગાડવી, અને પછી ગરમ સેક કરવો.

અગરજો ઉપર જણાવેલા સઘળા ઇલાજો કરવાછતાં તે ભાગ સુજીને પાક ઉપર ચઢેછે, તો બિમારને તાહાડ વાગીને તાવ આવેછે અને પુષ્કળ પરશેવો પડેછે. એવીવેળા શક્તિ આવવામાંટે દુધ, મલાઇ, કાચાં ઇંડાં, "બીફટી," "વાઇન" અથવા "બ્રાંડી" આપવો જોઇએ, તથા પરશેવો પડતો અટકાવવામાંટે "**ઝીણો તાવ**"નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

અગરજો ચામડીની ઉપર ઘર નિકળી આવેલું દેખાય, તો કોઇ ડાકટરપાસે તે ચીરાવવું, અને ત્યારપછી તેઉપર આવેએવડો "ગટાપરચા"નો કટકો

કાપીને "ફ્લાનેલ"નાં કપડાંમાં વિંટાળી, વળી પાછું તેને એક નરમ ચામડાંનાં કટકામાં લપેટવું, અને ગાદીજેવું બનાવી ઘાવાળા ભાગઉપર મુકીને તેઉપર પાટો બાંધી લેવો.

અગરજો દરદ લાંબા દહાડાનું થયું હોય, તો ૩ દ્રામ "એક્સટ્રેક્ટ આવ બેલેડોના" તથા ૧ આઉંસ "ગ્લીસરાઇન," આ બંધેને મેળવીને તે પેટની જમણી બાજુનાં નિચલા ભાગઉપર પિચ્છવડે લગાડવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી. દર ત્રણ કલાકે પાવી,

| | | |
|---|---|---|
| ડાઇલ્યુટેડ હાઇડ્રોક્લોરીક આસીડ ...... | મીનીમ | ૨૦ |
| સલ્ફેટ આવ ક્વીનીયા .............. | ગ્રેન | ૬ |
| સૉલ્યુશન આવ સ્ટ્રીક્નીઆ ...... ... | મીનીમ | ૨૦ |
| પાણી ........................ | આઉંસ | ૬ |

અથવા ૧૨ થી ૪૦ ગ્રેન "આઇયોડાઇડ આવ એમોનીયમ," તથા ૬ આઉંસ "ઇનફ્યુઝન આવ સીન્કોના બાક," આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

અગરજો ઘર પાક્યું નહીં હોય, પણ જમણી બાજુતરફ ઘણાં દિવસોસુધી ખેંચાવો થયા કરે. તથા ત્યાં ગાંઠ થયેલી જણાય, તો તે પિગળાવવામાંટે ૧ આઉંસ ચરબી, તથા ૬૦ ગ્રેન "આઇયોડાઇડ આવ એમોનીયમ," આ બંધેને મેળવીને. સવારસાંઝ તેઉપર લગાડવું.

---

# આંતરડાંમાંથી લોહીનું પડવું.

(મેલીના=Melæna.)

**નીશાની તથા સબબ.**—આંતરડાંમાંથી પડતું લોહી કકડાનાં આકારમાં બંધાયલું, તથા કાળા રંગનું હોયછે. ઝાડો કબજ રેહેવાથી, મરડો થવાથી, વાગવાથી, ઇત્યાદિ કારણોનેલીધે તે આંતરડાંમાંથી પડેછે.

**ઈલાજો.**—અગરજો મરડાનેલીધે લોહી જતું હોય. તો **"મરડો"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

અગરજો ઝાડો કબજ રેહેવાથી લોહી જતું હોય, તો સાબુ તથા થંડાં પાણીની પિચકારી સફરામાં મારવી, અને ઝાડો સાફ આવ્યાપછી ૧ દ્રામ "ટીંકચર આવ ઓપીયમ," તથા ૨ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે સફરામાં મારવું: અથવા ઝાડો સાફ આવે, એટલામાંટે ૦॥ ચમચી ગંધકનાં ફુલ, તથા ૦॥ ચમચી "કારબૉનેટ આવ મેગનીશીયા," આ બંધેને મેળવીને તે સવારસાંઝ ફાકવું, અથવા ગુલકંદ ખાવો, અને ઝાડો સાફ આવ્યા પછી ૦॥ દ્રામ "લીકવીડ એક્સટ્રેક્ટ આવ આરગટ," અથવા ૧૦ થી ૩૦ મીનીમ "ટીંકચર આવ હૅમામૅલીડીસ" પાણીમાં ભેળીને, દર એકથી બે કલાકે

પીવું, અથવા ૧ થી ૨ ગ્રેન "અરગોટીન"ને, થોડાં ટીપાં પાણી, તથા "સ્પીરીટ આવ વાઇન"માં મેળવીને તે પિચકારીવડે પેટની અથવા ખભાંની ચામડીમાં દાખલ કરવું, અને જો અગત્ય જણાય, તો જ્યાંસુધી લોહી જતું બંધ થાય, ત્યાંસુધી દર બે કલાકે એવી પિચકારી માર્યા કરવી.

અગરજો પેટઉપર સખત વાગવાથી, અથવા પડી જવાથી આંતરડાંમાંથી લોહી જતું હોય, તો ૦॥ થી ૧ ડ્રામ "હેઝેલાઇન" પાણીમાં મેળવીને દર ત્રણ કલાકે પીવું. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની આઠ ગોળીઓ બનાવી, તેમાંથી બે ગોળીઓ, જેમ અગત્ય જણાય તેમ ગળવી.

| | | |
|---|---|---|
| ગેલીક આસીડ...................... | ગ્રેન | ૪૦ |
| એસીટિટ આવ લેડ.................... | ગ્રેન | ૧૨ |
| ઓપીયમ ...................... | ગ્રેન | ૩ |

અગરજો પાકું નિકળવાનેલીધે બિમારને નબળાઇ થવાથી, અથવા હરકોઇ બીજાં કારણોથી લોહી વારંવાર પુષ્કળ જતું હોય, તો બરફનું થંડું પાણી પિચકારીવડે સફરામાં દાખલ કરવું, પેટઉપર પાટો બાંધવો, તથા ૦॥ ડ્રામ "ઑઇલ આવ ટરપીનટાઇન," ગુંદરમાં મેળવીને, તેમાં થોડું પાણી નામી તે દર એકથી બે કલાકે, જેમ અગત્ય જણાય, તેમ પાવું, અથવા ઉપર જણાવ્યાપ્રમાણે "લીકવીડ એક્સટ્રેક્ટ આવ આરગટ," અથવા "અરગોટીન"ની દવા પાવી, અથવા પિચકારીવડે ચામડીમાં દાખલ કરવી.

અગરજો ઘણું લોહી જવાથી અતિશય નબળાઇ થઇ ગઇ હોય, તો "બ્રાંડી," "બ્રાંડી મીક્સચર," "વાઇન." સેરવો, કાચાં ઇંડાં, વગેરે આપવું. તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી દર ત્રણ કલાકે પાવું.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ ડીજીટેલીસ .......... | મીનીમ | ૪૦ |
| ટીંક્ચર આવ અરગટ .............. | ડ્રામ | ૧॥ |
| સલફ્યુરીક ઈથર .................. | ડ્રામ | ૧॥ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા .... | ડ્રામ | ૨ |
| પાણી ...................... | આઉંસ | ૬ |

---

## આંતરડાંમાં આવતો વળ.

(**ઈનટસ્સેપશન**=Intussusception.)

કેટલીકવેળા પેટમાંહેલાં આંતરડાંની અવસ્થા એવી હોયછે, કે જેથી આંતરડાંનો એક ભાગ બીજા ભાગસાથે વળ ખાયછે, જેથી તેનીનિચ્ચેનાં આંતરડાંનો માર્ગ બંધ થઇ જાયછે. આ દરદ ઘણુંકરીને બચ્ચાંને તથા બુઢા માણસોને સાધારણ હોયછે.

**નીશાની**.—પેટમાં એકદમ દુખાવો થાયછે, ઉછાળો તથા ઉલટી આવેછે, ઘણાં દિવસોસુધી ઝાડો બિલકુલ કબજ રેહેછે, તથા તેનો માર્ગ બંધ થઇ જવાથી

ઝાડો મોંહવાટે બાહાર પડેછે, અને જો એનો ઇલાજ તરત કીધો નહીં હોય, તો પંદરથી વીસ દહાડા વિત્યાકેડે બિમારને અટકડી થઇ આવેછે, તથા આંતરડાંમાં સળો લાગેછે.

**ઈલાજો.**—આ દરદની શુરૂઆતમાં ૧॥ થી ૨ ચમચા એરંડીઉં તેલ, મોળી ચામાં નાખીને પાવું, અને જો તેથી ઝાડો નહીંજ આવેતો નીચે જણાવેલી દવાઓ મેળવીને તેની ૨૦ ગોળીઓ બનાવી અક્કેકી ગોળી મોટી ઉમરના બિમારને દર આઠ કલાકે પાણીમાં ગળાવવી.

| | |
|---|---|
| સ્ટ્રીકનીયા .................... | ગ્રેન ૧ |
| એક્સટ્રેક્ટ આવ બેલેડોના .......... | ગ્રેન ૮ |
| પૉડોફીલીન રેઝીન ................ | ગ્રેન ૪ |
| સલફેટ આવ આયરન ............ | ગ્રેન ૨૦ |
| એક્સટ્રેક્ટ આવ બારબેડોઝ એલોઝ .... | ગ્રેન ૨૦ |
| સીરપ ...................... | જોઇએ એટલો. |

**ચેતવણી.—ઉપલી "સટ્રીકનીયા" દવા ઘણી ઝેરીછે, માંટે બરાબર વજનમાં તોલીને સંભાળીને તેની ગોળીઓ બનાવવી.**

અથવા તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, હોજરીનાં ભુંગાની પિચકારીવડે સફરામાં દાખલ કરવી અને ત્યારપછી કપડાંનો ડુચો ત્યાં પકડી રાખવો, કે તે પાછું નિકળી આવે નહીં.

કેસ્ટર ઑઇલ આઉંસ ૧॥—ઑઇલ આવ ટરપાનટાઇન ડ્રામ ૪—ટીંક્ચર આવ એસેફાટીડા ડ્રામ ૨—કાંજીનું પાણી આઉંસ ૧૮.

અથવા ગમેતો ઉપલી દવાઓનેબદલે નીચે જણાવેલી દવાઓ મેળવી તે મોટી કાચની પિચકારીવડે સફરામાં દાખલ કરવી અને પેટ સારીપઠે મસળવું.

જમાલગોટાનું તેલ મીનીમ ૩ થી ૬—એરંડીઉં તેલ આઉંસ ૧—ટરપાનટાઇન ડ્રામ ૨—કાંજીનું પાણી આઉંસ ૬.

અથવા ૧૦ થી ૨૦ ગ્રેન તંબાકુ અને ૨૦ આઉંસ ખખળતું પાણી, આ બંનેને મેળવી, ગાળીને સફરામાં તેની પિચકારી મારવી અથવા ૨ આઉંસ "સલફેટ આવ મેગનીશીયા" અને ૩ આઉંસ કાજીનું પાણી, આ બંધેને મેળવીને તેની સફરામાં પિચકારી મારવી તથા પેટને જમની બાજુના પેડુ ઉપરથી અર્ધ ગોળ આકારમાં દાબા પેડુ સુધી ધીમે ધીમે મસળાવવું.

અગરજો ઉપલા ઇલાજોથી પણ ઝાડો નહીંજ આવે, પણ તેનેબદલે માર્ગ બંધ થવાનેલીધે પિચકારીવડે મારેલી દવાજ બાહાર નિકળી પડે, તો **કોઈપણ જાતનાં વધારે સખત જુલાબો કદી આપવા નહીં.** એવીવેળા એક કાબેલ ડાકટર એક ઘણોજ સરસ ઇલાજ જણાવેછે, અને તે એકે જયારે પણ ઝાડો કબજ હોય, તથા તે મોંહવાટે થતો હોય, ત્યારે પ્રથમ બિમારને "કલોરોફોર્મ" સુંઘાડવું, અને તે પુરતી ઉંઘમાં પડે કે ૩ થી ૪ ડ્રામ "બાઇ કારબૉનેટ આવ

સોડા," પાણીમાં સારીપઠે ડોહવીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું, અને ૨ થી ૩ દ્રામ "ટારટરીક આસીડ," પાણીમાં મેળવીને તેની પિચકારી તરત મારવી અને પછી સફરાઉપર હાથ દાબી રાખવો. આ બંધે દવાઓની મેળવણીથી આંતરડાંમાં વા ઉત્પન્ન થશે, અને તેથી આંતરડાં એટલાંતો ફુળશે, કે જેથી વળ પોતાનીમેળે નિકળી જશે, અને થોડા વખતમાં સફરાનેમાર્ગે સાફ ઝાડો પણ આવશે. આ ઇલાજ ઘણો સારોછે.

બીજા ઇલાજો, જેવાકે

| | | |
|---|---|---|
| એક્સટ્રેક્ટ આવ ઓપીયમ .......... | ગ્રેન | ૩ |
| એક્સટ્રેક્ટ આવ બેલેડોના ............ | ગ્રેન | ૧ |
| એક્સટ્રેક્ટ આવ હેમલૉક............ | ગ્રેન | ૬ |

આ સઘળાંને મેલવીને, તેની ત્રણ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી દર ચાર કલાકે, પાણીસાથે ગળાવવી, અથવા પેટઉપર ગરમ સેક કરવો, અલસીની "પોલ્ટીસ" બાંધવી, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પેટઉપર ચોપડવી.

એક્સટ્રેક્ટ આવ બેલેડોના ગ્રેન ૬૦—એક્સટ્રેક્ટ આવ ઓપીયમ ગ્રેન ૬૦—એક્સટ્રેક્ટ આવ પૉપી આઉંસ ૨.

બિમારને ગરમ પાણીનાં વાસણમાં બેસાડવું. અગરજો બિમારને "ક્લોરોફૉર્મ" સુંઘાડીને બેશુદ્ધ કીધાપછી ધમણવડે સફરામાં હવા દાખલ કીધી હોય, તો તેથી પણ આંતરડાંનો વળ નિકળી જાયછે. ઘણી ઉંચાઇથી થંડાં પાણીની ધાર પેટઉપર નાખવાથી પણ ગુણ થાયછે. આ દરદની શુરૂઆતમાં કોઇપણ જાતનો ખોરાક ઘણો થોડો આપવો, પણ જેમ દહાડા જાય, અને બિમાર વધારેનેવધારે બગડતું જાય, તેમ બીજા કશા ખોરાકવિના માત્ર દુધમાં ચુનાંનું પાણી નાખીને પાવું, અથવા બરફ, મલાઇ, "બ્રાંડી" અને પાણી; "બ્રાંડી મીક્સચર;" અથવા "એક્સટ્રેક્ટ આવ બીફ" આપવું.

જયારે ઉલટીની તથા ઝાડો આવવાની દવાઓ આપ્યાથી, સફરામાં દવાની પિચકારી માર્યાથી, ગરમ પાણીનાં વાસણમાં બેસાડયાથી, "ઑઇલ આવ ટરપીનટાઇન" અને એરંડીઉં તેલ, આ બંધેને મેળવીને તેનો જુલાબ આપ્યાથી કશો ગુણ થતો નથી, ત્યારે નીચે જણાવેલી દવાથી બિમાર બિલકુલ સાજું થયેલું જણાયુંછે.

| | | |
|---|---|---|
| એપસમ સૉલ્ટ ................. | દ્રામ | ૧ |
| ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ ....... | મીનીમ | ૧૦ |
| સૉલ્યુશન આવ એટ્રોપીયા ........ | મીનીમ | ૧ થી ૨ |
| ટીંક્ચર આવ ઑરેન્જ .......... | દ્રામ | ૧ |
| પાણી .................... | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને તે સઘળું પાઇ દેવું, અને જયાંસુધી અગત્ય જણાય, ત્યાંસુધી દર ત્રણ કલાકે પાયા કરવું.

**ચેતવણી.—ઉપલી દવા ઘણી ઝેરીછે, માટે ડાકટરશિવાય કોઇ બીજાએ તે વાપરવી નહીં.**

# હરશ.

## (હરશથી લોહીનું જવું.)

(પાઈલ્સ, ઑર હીમોરોહૉઈડ્સ=Piles, or Hæmorrhoids.)

**નીશાની તથા સબબ.**—મોટાં *આંતરડાંનાં સર્વેથીહેઠલનાં ભાગની નેસો ઝાડાની કબજીયતથી સુજીને જ્યારે મોટી થાયછે, ત્યારે તે નેસોનાં સુજવાથી સફરાઆગળ દોરીજેવા પાતળા પણ ઝીણાં ગાંઠો જણાયછે.

હરશ બે જાતનાં હોયછે. પેહેલી જાતમાં હરશ સફરાનીમાંહે રેહેછે, અને સફરાને પોહોળો કરી કાચની દુરબીનવડે જોયો હોય, તોજ તે દેખાયછે. આ જાતનાં હરશમાં લોહી જયા કરેછે. બીજી જાતનાં હરશમાં આ નેસો સફરાનીબાહાર આવેછે, અને ત્યાં લટકી રેહેછે, અને તેઓમાંથી ઘણુંકરીને લોહી જતું નથી.

---

## ૧ લી જાત.—માંહેનો હરશ.

(ઈનટરનલ, ઑર બ્લીડીન્ગ પાઈલ્સ=Internal, or Bleeding Piles.)

**ઈલાજો.**—અગરજો લોહી ઘણું જતું હોય, તો ०॥ ચમચી "લીક્વીડ એક્સટ્રેક્ટ આવ અરગટ," દર ત્રણ કલાકે, પાણીમાં નાખીને પીવું, અથવા ૫ થી ૧૦ મીનીમ "ટીંકચર આવ હૅમેમૅલીડીસ," અથવા ०॥ થી ૧ ડ્રામ "હેઝેલાઇન," પાણીમાં મેળવીને દર ત્રણ કલાકે, લોહી બંધ પડે, ત્યાંસુધી પીવું. અને ત્યારપછી ઝાડો સાફ આવે એવી દવાઓ લેવી, જેવીકે ૪ ડ્રામ "ક્રીમ આવ ટારટર," તથા ૨ ડ્રામ ગંધકનાં ફુલ, આ બંધેને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, એકેકું પડીકું, દહાડામાં ચારવાર, મધમાં મેળવીને ચાટવું, અને એક મહિનોસુધી તે ચાલુ રાખવાં, તથા ०॥ ગ્રેન "પૉડૉફીલીન," પાણીમાં મેળવીને રાત્રે સુતીવેળા, દર ત્રણથી ચાર દહાડાને આંતરે લેવું, અથવા ૫ ગ્રેન "બ્લુ પીલ" ગળવી, અથવા "એકસટ્રક્ટ આવ કેસકેરા સૅગ્રેડા," ગ્રેન ૨ થી ૮ ની એક ગોળી બનાવી, પાણીમાં ગળવી. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનો પાખ બનાવી તે કાચનાં વાસણમાં ભરી રાખવો, અને તેમાંથી એક ચમચી ભરી, દર ત્રણ કલાકે, જયાંસુધી ઝાડો સાફ આવે, ત્યાંસુધી ખાવો.

| | | | |
|---|---|---|---|
| કોપેવા .......... | આઉંસ ०॥ | જીન્જરનો ભુકો .... | ડ્રામ ०॥ |
| સુબ્લાઇમ્ડ સલ્ફર .... | આઉંસ ૧ | ક્રીમ આવ ટારટર .... | આઉંસ ०॥ |
| જેલેપનો ભુકો ...... | ડ્રામ ૧ | | |
| એક્સટ્રેક્ટ આવ લીકરીસ. | આઉંસ ૧ | સીરપ............ | થોડો. |

લોહી જતું બંધ કરવામાંટે ૧૦ થી ૨૦ મીનીમ "સૉલ્યુશન આવ પરનાઇટ્રેટ આવ આયરન," દર ત્રણ કલાકે, પાણીમાં નાખીને પીવાં, તથા ૮૦ મીનીમ

* એને અંગ્રેજીમાં "રેક્ટમ" (Rectum) કરી કેહેછે.

"લૉડેનમ," અને ૨ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાંથી અર્ધું સવારનાં, અને અર્ધું સાંઝનાં પિચકારીવડે સફરામાં મારવું, અથવા ૩ ગ્રેન "અરગોટીન," તથા ૧૦ ગ્રેન ગુંદરનો ભુકો, આ બંધેને મેળવીને, તેની એક ગોળી બનાવી તે સવારનાં અને બીજી સાંઝનાં સફરામાં દાખલ કરવી. આ ગોળીઓથી ઘણો ગુણ થશે. એથી લોહી જતું બંધ થશે એટલુંજ નહીં, પણ નસોનો સોન્જેવટીક એવી ચારથી પાંચ ગોળી વાપરવાપછી તદન નરમ પડી હરશ તદન સાજો થશે. અથવા ૨ ડ્રામ "હેઝેલાઇન," ૨ ડ્રામ પાણીમાં મેળવીને, તેની સફરામાં પીચકારી મારવી અથવા ૧ ગ્રેન "હૅમેમૅલીન," તથા ૧૦ થી ૨૦ ગ્રેન "કોકોબટર," મેલવીને તેની એક ગોળી બનાવીને સફરામાં દાખલ કરવી.

અગરજો લોહીના જવા સાથે, ઝાડો પણ પાણી જેવો સફેદ વાસ મારતો આવતો હોય, અને તે ઘણા દહાડા ચાલુ રહેવાથી, દરદી ઘણો નબલો તથા ફીકો પડી ગયો હોય, અને તેને ભમરી આવ્યા કરે, તો તે એક ઘણી ખરાબ નીશાની સમજવી, કારણ કે એવી હાલતમાં દરદી એકાએક મરણ પામવાની ધાસતીમાં રહેછે, એ વખતે નીચે લખેલી દવાઓ મેળવીને, તેમાંથી મોટી ઉમરવાળાને પોણું વાઇનગ્લાસ ભરીને દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ કૉનવૅલેરીઆ મેજાલીસ .... | ડ્રામ | ૧ા |
| હેઝેલાઇન ........................ | ડ્રામ | ૨ |
| ટીંક્ચર આવ નક્સ વૉમીકા ............ | મીનીમ | ૪૦ |
| ક્લોરાઇડ આવ એમોનીયમ .......... | ગ્રેન | ૩૦ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા ...... | ડ્રામ | ૨ |
| પાણી ........................ | આઉંસ | ૬ |

તથા સવાર સાંઝ ૧૦ ગ્રેન "લેકટોપેપટીન" દુધમાં મેળવીને પાવું, અને શક્તિનો ખોરાક, દુધ, સેરવો, વાઇન, ખાધા પીધામાં આપવું.

અથવા

| | | |
|---|---|---|
| ડીજીટેલીસ લીફ (ભુકો) .... | ગ્રેન | ૪ |
| બ્લુ પીલ ............ | ગ્રેન | ૬ |
| ઑક્સાઇડ આવ ઝીંક.... | ગ્રેન | ૧૮ |
| એક્સટ્રેક્ટ આવ ઓપીયમ.. | ગ્રેન | ૨ |

ઉપર લખેલી દવાઓ મેળવી, ૭ ગોળીઓ બનાવી અક્કેકી ગોળી દર ત્રણ કલાકે આપવી.

એક આંકડીથી માંહેનાં હરશો બાહાર ખેંચી કાહાડીને મજબુત રેશમી દોરીવડે બાંધવા, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પીવાથી ઘણીવેળા માહેનાં હરશનું લોહી જતું એકદમ બંધ થાયછે.

| | | |
|---|---|---|
| ગ્લીસરાઇન ...... | ડ્રામ | ૨ા થી ૪ |
| સાઇટ્રીક આસીડ.... | ડ્રામ | ૨ |
| કમપાઉંડ ટીંક્ચર આવ કારડેમમ્સ. | ડ્રામ | ૩ |
| પાણી ................ | આઉંસ | ૮ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને ૨૦ થી ૪૦ ગ્રેનજેટલી, દહાડામાં ત્રણવાર ફાકવી.

હિરાદખણ ડ્રામ ૨—ફટકી ડ્રામ ૧—દાડમની કળીનો ભુકો ડ્રામ ૧—ગુખમે પુરફા ડ્રામ ૧.

અને રસમતી, કપુર તથા લીંબોળીના બીયાં (લીમરાનાં બીયાં) સરખે ભાગે મેળવી બારીક પીસીને હરસના મોહોડાં ઉપર લગાડવો. આ મલમ ઘણો ગુણ કરેછે.

---

## ૨ જી જાત.—બાહારનો હરશ.

(એક્સટરનલ પાઈલ્સ=External Piles.)

**ઈલાજો.**—અગરજો ઝાડો કબજ હોય, તથા હરશમાં દરદ ઘણું થતું હોય, તો "**૧ લી જાત.—માંહેનો હરશ**"ના મથાળાહેઠલની બાબદમાં જણાવ્યા પ્રમાણે ઇલાજો કરવા, અને ઝાડો સાફ લાવવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમા કપડાંનો કટકો બોળી તે હરશથી સુજેલી બાહારની નસોઉપર મુકવો.

ગૉલ્સ ડ્રામ ૧—લૉડેનમ આઉંસ ૧—ડાઇલ્યુટેડ સૉલ્યુશન આવ સબ એસીટેટ આવ લેડ આઉંસ ૬.

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તે હરશઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| ટેનીક આસીડ................. | ગ્રેન | ૨૦ |
| એસીટેટ આવ મૉરફીયા .......... | ગ્રેન | ૨ |
| ચરબી ..................... | આઉંસ | ૧ |

અથવા નીચે જણાવેલો મલમ બનાવીને, તે હરસ ઉપર લગાડવો.

| | | |
|---|---|---|
| ઓપીયમનો ભુકો...... .... | ગ્રેન | ૨૦ |
| ટેનીક આસીડ............ | ગ્રેન | ૨૦ |
| કારબૉલીક આસીડ.......... | ગ્રેન | ૫ થી ૧૦ |
| લીક્વીડ એક્સટ્રેક્ટ આવ અરગટ. | ડ્રામ | ૨ |
| યલો વૅક્સ (તાવેલું મીણ) .... | ગ્રેન | ૩૦ |
| વૅસેલાઇન.............. | આઉંસ | ૧ |

અગરજો હરસની નસો ઘણી સુજેલી હોય, અને તેઓમાંથી લોહી પણ જયા કરતુ હોય, તો મેદીનાં પાદડાંને બારીક પીસીને તેઓ ઉપર ૦।। ડ્રામ "હેઝેલાઇન" છાંટીને તે હરસ ઉપર બાંધવું, અને તે સુકાઇ જાએ કે કાહાડી નાખીને દર ત્રણ કે ચાર કલાકે ફરીથી બનાવીને, લેપ બનાવી, હરસ ઉપર બાંધવું. આ ઇલાજ ઘણો સારોછે અને હરસની નસો ચીમરાઇ જઇ લોહી પણ બંધ થાએછે.

અગરજો હરશ સુજેલો હોય, અને તેમાં ઘણું દરદ થતું હોય, પણ તેમાંથી લોહી જતું નહીં હોય, તો બિમારે ગરમ પાણીનાં વાસણમાં બેસવું, અથવા ખુરસીઉપર તદન નાગાં શરીરે બેસીને ગરમ પાણીનો બાફ અથવા ભાંગની ધુંઈ સફરાઉપર લેવી, અથવા ત્યાં અલસીનો ગરમ સેક કરવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનો મલમ બનાવી તે સવારસાંઝ હરશઉપર લગાડવો.

હરડાંબેહેડાંનો ભુકો દ્રામ ૨—કપુર દ્રામ ૧—અફીમનો ભુકો ગ્રેન ૧૦—ચરબી આઉંસ ૧.

અથવા હરશ કાપી કાહાડીને તેઉપર "નાઈટ્રેટ આવ સીલવર" લગાડવું, અથવા ૩ ભાગ "ઑરપીમેન્ટ," તથા ૧ ભાગ સોમલ, આ બંધેને મેળવીને, તેની ભુકી ૭ દહાડાસુધી હરશઉપર ભભરાવવી, અને તે સુકાયાપછી ઘઉંનાં આટાનો ગરમ સેક કરવો. આ ઈલાજ ઘણો સારોછે. ગમેતો ૩ ભાગ સોમલ, તથા ૧ ભાગ "કૉરોસીવ સબ્લીમેટ" આ બંધેને મેળવીને તેનો ઝીણો ભુકો કરી હરશઉપર ૭ દહાડાસુધી ભભરાવવું, અને તે સુકાઇ જાય કે ઉપર અલસીની "પોલ્ટીસ" મુકવી, અને ત્યારપછી "લીઠાર્જ"ને માખણમાં મેળવીને, તેનો મલમ કરી તે લગાડવો, તથા ૧ થી ૨ દ્રામ "ગ્લીસરાઇન" પાણીમાં ભેળીને તે સવારસાંઝ પીવું. અથવા રસપાટ નામનો ખાર ચાર ચના જેટલો, વાઇન ગ્લાસ પાણીમાં મેલવીને સવારસાંજ પીધાથી તથા એજ ખાર પાણીમાં મેલવીને તે ઘટ જેવો થાય, કે હરસ ઉપર લગાડવાથી ઘણો ગુણ થાયછે, અને થોડા દહાડામાં ફેર પડેછે.

---

## નબળાઈ અથવા સુસ્તી.

(જેનરલ ડીબીલીટી=General Debility.)

**સબબ.**—નબળાઇ અથવા સુસ્તી ઘણુંકરીને ત્રણ કારણોથી થાયછે.

૧ લું.—ભેજું, અથવા તેનાં તંતુઓ નબળા પડવાથી,

૨ જું.—પાચનશક્તિ ઓછી થવાથી ખોરાક સારીપડે નહીં પચવાથી, અને

૩ જું.—શરીરમાંનું લોહી બગડવાથી, અથવા લોહી તદન નબળું થવાથી નબળાઇ થાયછે, અને તેથી બિમારની સ્મરણશક્તિ ઓછી થાયછે, માથું દુખેછે, આંખે ઝાંખ મારેછે, કાનમાં કસારા બોલેછે, ઈત્યાદિ.

**ઈલાજો.**—અગરજો પેહેલા કારણનેલીધે, એટલે ભેજું, અથવા તેનાં તંતુઓ નબળા પડવાથી નબળાઇ થઇ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની આઠ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દહાડામાં ચારવાર, પાણીસાથે ગળવી.

| | | | |
|---|---|---|---|
| સલ્ફેટ આવ કુઈનીયા .... | ગ્રેન ૬ | વેલેરીએનેટ આવ ઝીંક .. | ગ્રેન ૬ |
| એકસટ્રેકટ આવ નક્સવૉમીકા. | ગ્રેન ૨ | એકસટ્રેકટ આવ જેનશીયન. | ગ્રેન ૧૦ |

અથવા "કુઇનાઇન વાઇન" પીવો, અથવા ૧ ચમચો "કેમીકલ ફુડ," પાણીમાં ભેળીને સવારસાંઝ પીવો, અથવા ૧૦ થી ૨૦ મીનીમ "સૉલ્યુશન આવ ડાઇયાલાઇઝડ આયરન" ૪૦ મીનીમ "ગલીસીરીનમાં" મેળવીને દહાડામાં ત્રણ વખત પીવું.

અગરજો બીજા કારણનેલીધે, એટલે પાચનશક્તિ ઓછી થવાથી ખોરાક સારીપડે નહીં પચવાથી નબળાઇ થઇ હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, બે ચમચા ભરી, દહાડામાં ત્રણવાર પીવી.

સલફેટ આવ આયરન ગ્રેન ૮—સલફેટ આવ કુઇનીયા ગ્રેન ૧૦—ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ ડ્રામ ૧—કમપાઉંડ ઇનફ્યુઝન આવ જેનશીયન આઉંસ ૮.

વળી બપોરનાં ખાણાંસાથે થોડો "બીર" પીવો, તથા ગોસનો ખોરાક વધારે લેવો. નારંગીની સુકી છાલ, "કેમોમાઇલ" ફુલ, "સીન્કોના બાર્ક," અથવા કોલમ, આ ચારમાંથી ગમેતે એકનો ઉકાળો કરીને તે પીવો, અથવા સુંઠ, પિપળીમૂળનાં ગાંઠ, એલચી, ફુદનો, ઉજળાં મરી, દાલચિની, વરીઆળી, અને કોલમ આ સઘળું થોડુંથોડું લેઇને તેને છુંદવું, અને ત્યારપછી પાણીમાં ઉકાળીને તે દહાડામાં ત્રણવાર પીવું, અથવા જો ઝાડો કબજ રેહે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની પંદર ગોળીઓ બનાવી, અકેકી ગોળી, દહાડામાં બેવાર ગળવી.

સૉકોટ્રીન એલોઝ ગ્રેન ૩૦—ઑઇલ આવ કલોવ્ઝ મીનીમ ૩—હાર્ડ સોપ ડ્રામ ૦॥.

અગરજો ત્રીજા કારણનેલીધે, એટલે શરીરમાંનું લોહી બગડવાથી, અથવા લોહી તદન નબળું થવાથી નબળાઇ થઇ હોય, અને તેથી બિમારનું મોહોડું ફિક્કુ થઇ ગયું હોય, તો

ટીંક્ચર આવ નક્સ વૉમીકા મીનીમ ૨૦—સલફેટ આવ કુઇનીયા ગ્રેન ૬—ટીંક્ચર આવ સ્ટીલ મીનીમ ૮૦—પાણી આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

આ સઘળા ઇલાજોકરતાં ચોખ્ખી હવા, શક્તિવાળો ખોરાક, અને દરીઆની મુસાફરી એ સર્વેથી વધારે અગત્યનુંછે.

નબળાઇનેમાંટે ગામઠી દવાઓ નીચે જણાવ્યાપ્રમાણેછે.

કરિયાતું ડ્રામ ૨—પિપળીમૂળ ડ્રામ ૦॥—કાળાં મરી ડ્રામ ૧—ખખલતું પાણી આઉંસ ૧૦.

આ સઘળાંને ખોખરું કરીને ખખલતાં પાણીમાં નાખી આસરે અર્ધો કલાકસુધી એક બંધ વાસણમાં રાખી મુકવું, અને ત્યારપછી ગાળી કાહાડીને, તેમાંથી ૧ થી ૨ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું.

આ ઇલાજ નઠારી જાતનાં તાવમાં પણ ગુણ કરેછે.

---

## જીવ ધુજે, તેવિષે.

(નરવસનેસ એન્ડ વરટીગો=Nervousness and Vertigo.)

**નીશાની તથા સબબ.**—નબળાઇથી, ઘણો દારૂ પીધાથી, ભેજાંનાં નહીં જણાયએવાં દરદોથી, ઘણો વીભોગ કર્યાથી, કામકાજવગરની આળસુ જીંદગી ગુજાર્યાથી, લાંબા દહાડાસુધી અજીર્ણ ચાલુ રહ્યાથી, કલેજાંનાં દરદોથી અથવા દસ્તાન બરાબર નહીં જવાથી જીવ ધુજ્યા કરેછે, જરાજરામાં ધાસ્કો અને ફાળ પડી આવેછે, શરીર થંડું રેહેછે, છાતીમાં ધબકારો થાયછે, વાતચીત કરવા ગમતી નથી, અને જાણે બિમારનાંઉપર કાંઇ મોટી વિપત્તિ આવી પડવાની હોયએમ તેને લાગેછે. આપ્રમાણેનાં ચિન્હો જયારે શરીરમાંહેનાં તંતુઓ, જેઓ આખાં શરીરમાં

ઓણાં અને લાંબા સાકાનાં, અથવા દોરાનાં આકારમાં ફરી વળેલા હોયછે, અને જેઓ ભેજાંમાંથી અથવા બરડાનાં કાંઠાની ગુરમાંથી નિકળીને માંસનાં લોચાઓને હાલચાલ કરવાની શક્તિ આપેછે, તથા શરીરને ચૈતનશક્તિ આપેછે, તેઓમાં બિગાડો થાયછે, ત્યારે જણાયછે.

**ઈલાજો.**—આ જાતની બિમારીમાં દવા કરવાકરતાં બિમારે પોતાનાં ખાવાપીવામાં ફેરફાર કરવાની, સ્વચ્છ અને ખુલ્લી હવામાં સવારસાંઝ ઘણો વખતસુધી ફરવાની, નીતિસંબંધી ચાલ સુધારવાની વધારે અગત્યછે. એવાં માણસે ઘણો પ્રવાહી ખોરાક ખાવાકરતાં, "મટન ચૉપ," ભુન્જેલું ગોસ, પાંઉ, માખણ, ઈંડાં, વગેરે લેવું. તરકારી, ધાન્ય, દાળ, વગેરે થોડું ખાવું. કોઈપણ વસ્તુ ઘણી ગરમ ખાધાપીધામાં લેવી નહીં, પણ સઘળું થંડું લેવું. ગરમ ચ પીવી નહીં, પણ ગમેતો તેને બદલે કાફી, અથવા "કોકો"ને ગરમ પાંણીમાં ઉકાળીને થંડી પડે કે તે પીવી. સુસ્ત બેસી રેહેવું નહીં, પણ કાંઇ કામમાં ધ્યાંન રોકેલું રાખવું. સકારે સુવું, તથા સવારે સકારે ઉઠવું, રાત્રે બાહાર ભટકવું નહીં, કસરત કરવી. ઘરમાં બેસી રેહેવું નહીં, પણ સારી મંડળીઓમાં, અથવ મોટા મેળાવડામાં જયા કરવું, તથા નિર્દોષ રમતગમતમાં ધ્યાંન રોકેલું રાખવું, જલ્લદ દારૂ તથા તમાકું પીવો નહીં, જોઈએતો "પોરટર" અથવા "બીર" ખાણા-સાથે પીવો. દવાદાખલ શક્તિ આવવામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઈનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પીવી, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| સૉલ્યુશન આવ સ્ટ્રીકનીઆ ...... | મીનીમ | ૨૦ |
| ટીંક્ચર આવ સ્ટીલ.. ''........ | મીનીમ | ૪૦ |
| સલફેટ આવ કુઈનીયા.......... | ગ્રેન | ૪ |
| ડાઈલ્યુટેડ નાઈટ્રો મ્યુરીએટીક આસીડ.. | મીનીમ | ૬૦ |
| ડીકૉકશન આવ સીન્કોના ........ | આઉંસ | ૬ |

ઉપર જણાવ્યાપ્રમાણે દવાની, તથા ખાવાપીવાની સઘળી જતન રાખવાછતાં જો કાંઈપણ ગુણ નહીં જણાય, તો બિમારે કોઈ કાબેલ ડાકટરની સલાહ લેવી.

---

## જીવ બેતાબ મારી જાય, અથવા ચકકરી આવે, તેવિષે.

(**ફેન્ટીંગ, ઑર સ્વુનીંગ**=Fainting, or Swooning.)

**નીશાની.**—બિમારને ચક્કરી આવ્યાથી તે ભોંયઉપર પડી જઈ બેશુદ્ધ થઈ જાયછે, તેની ચૈતનશક્તિ, અથવા લાગવાની શક્તિ થોડી અથવા ઘણી ઓછી થાયછે, હાથપગનાં માંસનાં લોચાઓમાંની શક્તિ પણ ઓછી થાયછે, નાડી ઘણીજ નબળી હોયછે, અને કોઈવેળા તે બિલકુલ જણાતી નથી. વળી તે ઘણી ઉતાવળી ચાલેછે.

**સબબ.**—કોઈપણ કારણનેલીધે શરીરમાંનું લોહી ઘટવાથી, જેવું કે ઘણાં દહાડાસુધી ઝાડો ચાલુ રેહેવાથી, અથવા કોઈ બીજીરીતે શરીરમાંથી લોહી જવાથી,

જેવુંકે હરસથી, અથવા મોહોડાંમાંથી લોહી જવાથી ઘણીવેળા પુષ્કળ નબળાઇ થાયછે, અને શરીર થંડું થઇ જઇ ચક્કર આવેછે, તથા બિમાર મૂર્છાંગત થઇ ભોંયઉપર તુટી પડેછે. એવાંએવાં બીજાં અનેક કારણોથી જીવ ફરી આવેછે, જેવાંકે ભુખમરાથી, ગાડીતળે હાથપગ કચડાવાથી, કોઇરીતે શરીરઉપર સખ્ત વાગવાથી, ખુશાળીનો અથવા દલગીરીનો એકાએક જોસ્સો થઇ આવવાથી ઇત્યાદિ.

વળી પોચા સ્વભાવવાળાં, તથા નબળા બાંધાવાળાં માણસનો જીવ કેટલીક વેળા આંગળું, ઇત્યાદિ હરકોઇ બીજો શરીરનો ભાગ કપાયલો અને તેમાંથી લોહી જતું જોઇ ફરી આવેછે, અને તેથી તેઓ ભોંયઉપર તુટી પડેછે. થંડી જગ્યામાંથી નિકળીને એકદમ ગરમ અને ગિચ્ચ જગ્યામાં જવાથી, ઘણો થાક લાગવાથી, ઘણો ઉકળાટ થવાથી અથવા ઘણી નઠારી જાતની માંદગી, કે જેમાં બિમારને સુવાડી રાખવાની ઘણી અગત્ય હોયછે, તેમાં તેને વારંવાર ઉઠાડીને બેસાડવાથી બિમારનો જીવ બેતાબ મારી જાયછે.

**ઈલાજો.**—કોઇપણ માણસને જેવી ચક્કરી આવે, કે તરત તેને ભોંય ઉપર સુવાડવું, અને તેવીજરીતે સુવાડેલુંજ ઉંચકીને થંડા, હવાવાળા ઓરડામાં લઇ જઇ સુવાડવું, તેનાં લુગડાં જયાંથી તંગ હોય, ત્યાંથી તરત ઢીલાં કરવાં, છુંદેલો કાંદો, સરકો, "કોલોન વૉટર," મરીનો ભુકો, રાઇ, તપકીર "સાલ વૉલેટાઇલ," છુંદેલું લસણ, "કારબૉનેટ આવ એમોનીયા," ઇત્યાદિ જે મળી આવે તે તરત સુંઘાડવું. હાથ, છાતી, તથા મોહોડાંઉપર થંડા પાણીનાં ફટકા મારવા, અને પંખાવડે વા નાખવો, ઓરડાનાં બારીબારણાં ખુલ્લાં મુકીને, બિમારનાં મોહોડાં ઉપર વા આવવાદેવો. અગરજો ગળી શકાતું હોય, તો થોડું થંડું પાણી તેનાં મોહમાં રેડવું, અને જયારે બિમાર વધારે શુદ્ધીમાં આવતું જાય, તથા તેનાંથી વધારે સેહેલથી ગળી શકાય, ત્યારે "બ્રાંડી," અથવા ૦॥ થી ૧ ચમચી "એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા," પાણીમાં ભેળીને પાવું.

અગરજો નાટકશાળામાં અથવા કોઇપણ મોટા મેળાવડાની જગ્યામાં ઘણી ગરમીથી અથવા હવા બગડીને તે શ્વાસમાં જવાથી જીવ ફરી આવે, તો એવા માણસને તરત બાહાર ખુલ્લી હવામાં લઇજવું.

અગરજો ચમકથી જીવ ફરી આવે, તો પક્ષીનાં પિચ્છ બાળીને તે બિમારને સુંઘાડવાં, અથવા **"ચમક"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા

અગરજો ભુખ્યા રેહેવાથી જીવ ફરી આવે તો સારો, શક્તિવાળો ખોરાક ખવડાવવો; તથા "વાઇન," અથવા "બ્રાંડી" અને પાણી ભેળીને તે પાવું.

અગરજો કોઇપણ બિમારીમાં ડાકટરે બિમારને ઉઠાડીને બેસાડવા ના કહ્યું હોય, તો તેને કદીપણ ઉઠાડવું નહીં, કારણકે તેમ કર્યાથી કેટલીક વેળા ઘણાં માઠાં પરિણામો નિપજેછે.

અગરજો લોહી જવાથી બિમારનો જીવ ફરી આવ્યો હોય, તો તેને તરત સુવાડી દેવું; અને ઉઠવા દેવું નહીં, તેનાં માથાંતળે તકીઓ મુકવો નહીં અને જો

ગળી શકાતું હોય; તો "વાઇન," "બ્રાંડી," અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે તરત પાવી.

| | | |
|---|---|---|
| સૉલ્યુશન આવ એમોનીયા ........ | મીનીમ | ૫ |
| સલફ્યુરીક ઇથેર................. | ડ્રામ | ૦॥ |
| પાણી....................... | આઉંસ | ૧ |

રાઇની ત્રણચાર "પોલ્ટીસો" કરીને તે બગલ, છાતી, તથા પેટાંઉપર મુકવી. મરી, રાઇ, અથવા સુંઠ છુંદીને તેનો ભુકો જ્યાંસુધી શરીરમાં ગરમી આવે, ત્યાંસુધી શરીરઉપર મસળવો. એવીવેળા બિમારને બિલકુલ ઉઠવા દેવું નહીં, બિમારને બિછાણાંમાં ચત્તું સુવાડવું, અને તેનું માથું બિછાણાંની સપાટીથી પણ જરા નિચ્ચું રાખવું, શરીર ઢાંકેલું રાખવું, જાંગ, પગ, હાથ, વીગેરે આખાં શરીરને ગરમ "ફ્લાનેલ"નાં કપડાંથી ખુબ મસળવું, "સ્પીરીટ આવ રોઝમેરી" સુંઘાડવું, હોઠો બ્રાંડીથી જરા ભિંજવવા, અને જો તેનાંથી ગળી શકાતું હોય, તો જરા "વાઇન" ગરમ કરી, તેમાં થોડી સાકર તથા તજનું પાણી ભેળીને તે પાવો. અગરજો અગત્ય જણાય, તો "ફ્લાનેલ"નો કટકો "વાઇન" અથવા "બ્રાંડી" ગરમ કરી તેમાં બોળીને તે પીપડીઉપર મુકવો, હાથ તથા પગઉપર ગરમ ઇંટ, ભેભટ, અથવા ગરમ પાણી બાટલીમાં ભરીને તેનો સેક કરવો, તથા ગરમ પાણીથી ભરેલી બાટલી પગને અડકાવીને મુકી રાખવી, કે જેથી થોડીથોડી ગરમી પગને મળ્યા કરે. જેવું બિમાર શુદ્ધીમાં આવે, કે તેને તરત ગરમ સેરવો, દુધ, અથવા ગરમ "વાઇન"માં "બીસ્કીટ" બોળીને તે ખવાડવી. પાછો જીવ ફરી આવે નહીં, એટલામાંટે અવારનવાર શક્તિ આવે એવો ખોરાક થોડોથોડો આપ્યા કરવો, જેવોકે તાજાં અધકચરાં બાફેલાં ઇંડાં, "ચૉકોલેટ," કાંજી, "જેલી," "મટન ચૉપ" ઇત્યાદિ.

---

## ધાતનું જવું.

### (નામરદી.)

### (સ્પેરમેટોરીહીયા=Spermatorrhœa.)

**નીશાની.**—નબળાઇ તથા બેચેની લાગેછે, ઝાડો કબજ રેહેછે, પેટમાં વા પકડેછે, અને તેથી તે ચઢી આવેછે, સ્મરણશક્તિ ઓછી થાયછે, ધાસ્કો પડેછે, ચક્કરી આવેછે, માથું દુખેછે, તથા ચિકણી ધાત જાયછે.

અગરજો ધાત ઘણાં વર્ષોસુધી ચાલુ જયા કરેછે, તો ફેફરૂં, ખઇ, દિવાનાપણું, ઇત્યાદિ ભયંકર દરદો લાગુ પડેછે.

**સબબ.**—હાથરસ કરવાથી ઘણીવેળા પુરૂષોને પિસાબનીસાથે ચિકણો ધાત જયા કરેછે. ઘણીવેળા ઝાડાની કબજીયત લાંબા દહાડાસુધી ચાલુ રેહેવાથી, અથવા કરમ થવાથી પણ ધાત જાયછે.

**પરચુરણ ઈલાજો.**—શરીર તથા ભેજાંનેલગતું કામકાજ થોડું કરવું, સારી મંડળીઓમાં ફરી જીવને આનંદમાં રાખવો, આઠ કલાકથી વધારે વખત સુવું નહીં, એજ બાબદવિષે અભણેલ પુરૂષોએ લખેલાં નઠારાં પુસ્તકો વાચવાં નહીં, ઉંચાં પકવાનો તથા દારૂ વાપરવો નહીં, હરકોઇ જાતનું તંબાકુંનું વ્યસન રાખવું નહીં, ચા તથા કાફીનેબદલે માત્ર દુધ પીવું, થંડાં પાણીએ નાહાવું, પણ જો તે નહીં સેહેવાય, તો પેહેલાં કુકાં પાણીથી નાહીને પછી થંડાં પાણીથી નાહાવું, અને નાહી રહ્યાપછી જાડા "ટુવાલ" વડે ઘસીને શરીર લુછી નાખવું, જો પિસાબ કરવાની નળીઉપર અથવા ગોળીઉપર, ફોલ્લા થયા હોય, તો તે **"ચામડીનાં દરદો,"** અથવા **"કીડ"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા, અને ગોળીઉપર મજબુત કાછો બાંધેલો રાખવો, દવાતરીકે નીચે જણાવેલા **૨૦ ઈલાજો**માંહેથી ગમેતે અજમાવવા.

**ઈલાજ ૧ લો.**—

| | | |
|---|---|---|
| ડાઇલ્યુટેડ ફૉસફૉરીક આસીડ .... | મીનીમ | ૪૦ |
| ટીંક્ચર આવ નક્સ વૉમીકા .... | ડ્રામ | ૦॥ |
| લીકવીડ એક્સટ્રેકટ આવ સીન્કોના.. | ડ્રામ | ૧ |
| કમપાઉંડ ટીંક્ચર આવ કારડેમમ્સ.. | ડ્રામ | ૨ |
| પાણી .................. | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૨ જો.**—

| | | |
|---|---|---|
| ફૉસફૉરસ ................ | ગ્રેન | ૧ |
| સલફ્યુરીક ઈથર.............. | મીનીમ | ૨૦ |
| હાર્ડ સોપ ................ | ગ્રેન | ૪૦ |
| ગમ એકેશીયા .............. | ડ્રામ | ૩ |

આ સઘળાંને મેળવીને, તેની ચાળીસ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર ગળવી.

**ઈલાજ ૩ જો.**—૧૫ ગ્રેન "બ્રોમાઇડ આવ પૉટાશીયમ," તથા ૫ થી ૧૦ મીનીમ "ટીંક્ચર આવ જેલસીમીયમ" ૦॥ વાઇનગ્લાસ પાણીમાં મેળવીને દહાડામાં ત્રણવાર પીવું, તથા તે થોડા દિવસસુધી ચાલુ રાખવું. આ ઇલાજ ઘણો સારોછે.

**ઇલાજો ૪ થા.**—અમરજો હાથરસ કરવાથી અથવા બદફેલી કરવાથી ધાત જાય અને તેથી ઘણી નબલાઇ તથા નામરદી માલમ પડેતો, પેહેલાંતો ચાલ સુધારવી અને અગત્યજણાયતો નીચે લખેલી દવાઓ મેળવીને, તેની ૧૨ ગોળીઓ કરવી, અને અક્કેકી ગોળી મોટી ઉમરના બિમારે દહાડામાં ત્રણવખત થોડા દહાડા પાણીમાં ગળવી.

| | | |
|---|---|---|
| પાઉડર આવ કેન્ડેરીડીઝ.. | ગ્રેન | ૩ |
| સ્ટ્રીક્નીયા .......... | ગ્રેન | ૦॥ |
| ફૉસફેટ આવ આયરન .. | ગ્રેન | ૩૬ |
| ફૉસફેટ આવ ઝીંક ...... | ગ્રેન | ૨૪ |
| એક્સટ્રેકટ આવ જેનશીયન | ગ્રેન | ૩૦ |

**ચેતવણી.—ઉપર જણાવેલી "કેન્થેરીડીસ" તથા "સ્ટ્રીકનીચા"ની દવાઓ ઘણી ઝેરીછે, માટે બરાબર વજનમાં બનાવવી, અને થોડા દહાડા લીધા પછી જો પીસાબમાં ઘણી અગન બળે, તથા ગુરડાની જગ્યા આગળ દુખાવો થાએ, પીસાબ ઘણી થોડી થાએ તથા હાથપગમાં આંકડાં આવે, તો તે બંધ કરવી અને થોડા દહાડા વચમાં જવા દઈને, જોઈએતો પાછી ચાલુ કરવી.**

અગરજો રાત્રે ઉંગમાં ધાત જતી હોય, તો ૩૦ થી ૬૦ મીનીમ "ફ્લ્યુઇડ એક્ટ્રેક્ટ આવ સૅલીકસ નાઇગ્રા," પાણીમાં મેળવીને મોટી ઉમરના બિમારે દહાડામાં ત્રણ વખત પીવું. બચ્ચાંને તેની ઉમર પ્રમાણે ૫ થી ૧૦ મીનીમ પાણીમાં મેળવીને પાવું અથવા સુવા જવા અગાઉ મોટી ઉમરનાએ ૧૦ થી ૧૫ ગ્રેન "એન્ટીપાઇરીન" પાણીમાં ફાકવું.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૫ મો.**— | કૅમ્ફૉરસ | ગ્રેન | ૨ |
| | બાલસમ આવ ટૉલુ | ડ્રામ | ૨ |
| | પિળું મીણ | ડ્રામ | ૧ |

આ સઘળાંને મેળવીને તેની ૮૦ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ત્રણવાર, પાણીસાથે ગળવી.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૬ ઠો.**— | સલફેટ આવ ઝીંક | ગ્રેન | ૨૪ |
| | એકસટ્રેકટ આવ નકસ વૉમીકા | ગ્રેન | ૬ |
| | પીલ આવ કારબૉનેટ આવ આયરન | ગ્રેન | ૯૬ |

આ સઘળાંને મેળવીને, તેની બાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં બેવાર ગળવી.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૭ મો.**— | રીડયુસ્ડ આયરન | ગ્રેન | ૮૦ |
| | એકસટ્રેકટ આવ નકસ વૉમીકા | ગ્રેન | ૨૦ |
| | સલફેટ આવ કુઇનીયા | ગ્રેન | ૬૦ |
| | ગમ એકેશીયા | ડ્રામ | ૩ |
| | ગ્લીસીરાઇન | ડ્રામ | ૨ |

આ સઘળાંને મેળવીને, તેની ચાળીસ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાહામાં ત્રણવાર ગળવી.

**ઈલાજો ૮ માં.**—ડેમીઆના નામનાં રોપાનાં પાંદડાં તથા ફુલો આઉંસ ૨—જેઠીમધનાં મૂળીયાં આઉંસ ૦॥—પાણી આઉંસ ૧૬.

આ સઘળાંને ઉકાળવું, અને એક જોસ આવે, કે ઉતારી પાડીને આઠ કલાકસુધી રાખવું. થંડુ પડવાપછી તેને ગાળી કાહાડીને, તેમાંથી ૨ આઉંસ-જેટલું, દહાડામાં ત્રણવાર પીવું અથવા ૦॥ થી ૧ ડ્રામ "લીકવીડ એકસટ્રેકટ આવ ડેમીઆના" પાણીમાં મેળવીને સઘલુ પાઇ દેવું ને સાંજના પણ પીધામાં આપવું.

ઘણીવેળા ૧॥ ડ્રામ "ગ્લીસરાઇન," અથવા "સીરપ આવ ટૉલુ," ૩ ડ્રામ "લીકવીડ એક્સટ્રેક્ટ આવ ડેમીઆના"માં મેળવીને, દહાડામાં ત્રણવાર, પાણીમાં નાખીને પીવામાં આપ્યામાં આવેછે.

**ઈલાજ ૯ મો.**—ટીંક્ચર આવ સ્ટીલ.......... ડ્રામ ૧
પાણી ................... આઉંસ ૪॥

આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૧૦ મો.**—વેલેરીએનેટ આવ ઝીંક........ ગ્રેન ૪ થી ૮
ફૉસ્ફેટ આવ આયરન........ ગ્રેન ૧૨
લીક્વીડ એક્સટ્રેક્ટ આવ સીન્કોના. ડ્રામ ૧
કનફેક્શન આવ રોઝીઝ ...... જોઇએ એટલો.

આ સઘળાંને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ચારવાર, પાણીસાથે ગળવી.

**ઈલાજ ૧૧ મો.**—બ્રોમાઇડ આવ એમોનીયમ ગ્રેન ૩૨—ટીંક્ચર આવ કેસ્ટર ડ્રામ ૨—ટીંક્ચર આવ એસેફોટીડા ડ્રામ ૨—ઇનિફ્યુશન આવ ક્લોવ્ઝ આઉંસ ૮.

આ સઘળાંને મેળવીને, તેમાંથી લીકરગ્લાસ ભરી. દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૧૨ મો.**—અગરજો ઝાડાની કબજીઅતથી, અથવા કરમથી ધાત જતી હોય, તો **"ઝાડાની કબજીઅત,"** અથા **"કરમ"**નાં મથાળાં-હેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઈલાજો કરવા.

**ઈલાજ ૧૩ મો.**—અગરજો *પિસાબની નળીનાં થડમાં બદામનાંજેટલી જે ઝીણી ગાંઠ આવેછે, તેનો વરમ થયો હોય, અને તેથી ધાત જતી હોય, તો, તે વરમનાં ઈલાજતરીકે નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની એક ગોળી બનાવી, દર રાત્રે સુતીવેળા તે સફરામાં મુકવી. થોડા દિવસસુધી આપ્રમાણે મુક્યા કર્યાથી વરમ નરમ પડીને પિસાબ સાફ થશે, અને ધાત જતી પણ બંધ થશે.

એક્સટ્રેક્ટ આવ ઓપીયમ ગ્રેન ૨ થી ૪—એક્સટ્રેક્ટ આવ બેલેડોના ગ્રેન ૧—કોકો બટર ગ્રેન ૩૦.

**ઈલાજ ૧૪ મો.**—કેમ્ફર..................... ગ્રેન ૪
એક્સટ્રેક્ટ આવ બેલેડોના ...... ગ્રેન ૦॥
એક્સટ્રેક્ટ આવ હેમલૉક........ ગ્રેન ૬

આ સઘળાંને મેળવીને. તેની બે ગોળાઓ બનાવી, અક્કેકી ગોળી, સવાર સાંઝ ગળવી

**ઈલાજ ૧૫ મો.**—લીકવીડ એક્સટ્રેક્ટ આવ અરગટ .. ડ્રામ ૨
પાણી .................... આઉંસ ૬

આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પીવુ.

**ઈલાજ ૧૬ મો.**—વિજળીનાં સંચાંવડે વિજળી લેવી.

* The Prostate.

**ઈલાજ ૧૭ મો.**—ધોળી મુસળી, કાળી મુસળી, મુંદરી, ગોખરૂં (મોટું) એખરો, બેદાના (મોગળાઇ) દરેક ૭ તોલા.

આ સઘળાંને મેળવીને, ૧ તોલા જેટલું, દુધમાં ઉકાળી તેમાં ૦। ભાગ જાયફલ નાખીને તે પીવું, અથવા બેસાનીયા નામના ચીનઇ ફળનો આટો, જે ચીનથી આવેછે, તેમાથી એકથીબે ચમચી ભરી આટાની કાંજી, દુધમાં બનાવીને પીવી.

**ઈલાજ ૧૮ મો.**—અગરજો ધાત જવાથી અતિશય નબળાઇ થતી હોય, તો નીચે જણાવેલી દવાઓનો ઝીણો ભુકો કરી, તેને ગુલાબમાં મેળવી, તેની ૫ ગ્રેનની ગોળીઓ બનાવવી, અને તેમાંની એકથી બે ગોળીઓ, દહાડામાં ત્રણવાર, પાણીસાથે ગળવી.

જડવેરાનાં મૂળીયાં દ્રામ ૧—અંબર દ્રામ ૧—કેશર દ્રામ ૧.

**ઈલાજ ૧૯ મો.**—ગુલવેલની દાંડી દ્રામ ૩—કરિયાતું દ્રામ ૨—મોથ દ્રામ ૧—ખંખલતું પાણી આઉંસ ૧૦.

આ સઘળાંને મેળવીને, તે થંડું પડે કે તેમાંથી ૧ થી ૨ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૨૦ મો.**—પીપળના ઝાડની જતા ૦॥ થી ? તોલો દુધમાં ઉકાળીને દરરોજ સવારના પીવું.

---

# ગોળીનાં દરદો.

## અંતરગળ, ગોળાનો આજાર.

**(ઈનગ્વીનલ હરનીયા, ઑર રપચર=**Inguinal Hernia, or Rupture.)

આ દરદની બે મુખ્ય જાતો નીચે જણાવ્યાપ્રમાણે હોયછે.

૧ **લી.—રીડયુસીબલ હરનીયા**=Reducible Hernia, અને

૨ **જી.—સ્ટ્રેન્ગયુલેટેડ હરનીયા**=Strangulated Hernia.

---

### ૧ લી.—રીડયુસીબલ હરનીયા.=Reducible Hernia

**નીશાની.**—અંતરગળની મુખ્ય ત્રણ નીશાનીઓ હોયછે.

૧ લી.—ગોળીને છેકઉપરથી, એટલે તેનાં થડમાંથી બે આંગળાંવચ્ચે પકડીને બિમારને ખાંસવા કેહેવું, જેમ કર્યાથી કાંઇ હાલતું હોયએમ આંગળાંને જણાયછે, અથવા આંચકો લાગેછે. આ પેહેલી નીશાની ત્રણે નીશાનીઓમાં મુખ્યછે.

૨ જી.—ગોળીનીઉપર આંગળું રાખીને બીજા હાથનાં આંગળાંવડે તેઉપર ટકોરા માર્યા હોય, તો ઢોલનાંજેવો સાદ થાયછે.

૩ જી.—બિમારને સુવાડીને તેની ગોળી દાબવાથી માંહેનો ગોળો ઉપર ચઢેછે, અને તેને પાછો ઉભો કર્યાથી, અથવા તેનીપાસે લુસકો મરાવ્યાથી અથવા તેને હંસાવ્યાથી તે પાછો નિચ્ચે ઉતરેછે.

**સબબ.**—ગોળીની ચામડીની કોથળી, **જેને "અંડકોશ" કરી કેહેછે,** તેનીમાંહે કોઈવેળા ઘણું ચાલવાથી, ભારી બોજો ઉંચકવાથી, **અથવા ઘણી** ઉંચાઈથી ભુસકો મારવાથી પેટમાંનું આંતરડું એક ગોળાનીપઠે **નિચ્ચે ઉતરેછે,** **જેથી** એને "ગોળાનો મરજ" કરી પણ કેહેછે.

**ઈલાજો.**—દરદીએ તેની પીઠઉપર ચત્તું સુવું, અને **પોતાનાં આંગળાંમાં** ગોળાને પકડીને નિચ્ચેથી ઉપર એવીરીતે દબાણ કરવું, કે તે **સેહેલથી ચઢી જાય,** તથા રાતદિવસ હમેશાં *જંત્ર બાંધી રાખવું. અગરજો કોઈવેળા ગોળો **સુજી આવે,** તથા તેમાં દુખાવો થાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને **મલમજેવી બનાવી** તે ગોળીની ચામડીઉપર લગાડવી, અને તે ઉપર **ગરમ સેક કરવો, તથા બિમારને** સુવાડી રાખવો. **સોજો નરમ** પડયાપછી ગોળો **ચઢાવવાનો પાછો યત્ન કરવો.**

| | | |
|---|---|---|
| એકસ્ટ્રેકટ આવ બેલેડોના........ | ડ્રામ | ૦॥ |
| એકસ્ટ્રેકટ આવ ઓપીયમ........ | ડ્રામ | ૦॥ થી ૧ |
| ગ્લીસરાઈન ................ | આઉંસ | ૧ |

---

## **૨ જી.—સ્ટ્રેન્ગયુલેટેડ હરનીયા**=Strangulated Hernia.

**નીશાની.**—આ જાતની બિમારીમાં આંતરડું અંડકોશમાં **એવીરીતે** દબાણમાં આવેછે, કે જાણે તેનીઆસપાસ ફાંસો દીધો હોયએમ લાગેછે, **જેથી** ઝાડો આંતરડાંવાટે નિચ્ચે ઉતરી શકતો નથી, લોહી ફરી શકતું નથી, **અને** જો એનો ઇલાજ તરત કીધો નહીં હોય, તો આંતરડાંમાં સળો લાગુ પડી થોડા વખતમાં બિમાર મરણ પામેછે. **બિમારને** ઉલટી થાયછે, અતિશય બેચેંની લાગેછે, ઝાડો બંધ રેહેછે, તથા ગોળીમાં ઘણો દુખાવો થાયછે.

**ઈલાજો.**—ગોળાને ઘણું જોર કર્યાવિના બંધે હાથોવચ્ચે **પકડીને ઉપર** ચઢાવવાનો યત્ન કરવો, પણ તેમ કર્યાથી જો બિમારથી **નહીં ખમી શકાયએવો** દુખાવો થતો હોય, તો "કલોરોફૉર્મ" સુંઘાડીને **બિમારને બેશુદ્ધ કરવો, અને** ત્યારપછી ગોળો ચઢાવવો, આરીતે કર્યાથી ગોળો ઘણીવેળા **તરત ઉપર ચઢેછે,** **પણ ડાકટરશિવાય કોઈ બીજાં સાધારણ માણસે "કલોરોફૉર્મ" સુંઘાડવું નહીં, કારણકે તેમ કર્યાથી ઘણીવેળા ઘણાં માઠાં પરિણામો નિપજેછે.** જયારે ઘણીવેળા આપ્રમાણે ગોળો ચઢાવવાનો યત્ન મિથ્યા જાયછે, ત્યારે કોથલીમાં બરફ ભરીને તે ગોળાઉપર મુકી રાખ્યાથી પાંચથી છ કલાકમાં **તે ઉપર ચઢેછે.**

અગરજો બેચેંની ઘણી થતી હોય, તો **બિમારને ગરમ પાણીમાં અર્ધો** કલાકસુધી બેસાડી રાખીને, ૧॥ ગ્રેન અફીણની એક ગોળી બનાવી **તે ગળાવવી.** **બિમારને** ઉભો કરવો, એટલે માથું નિચ્ચે અને પગો ઉપર **કરીને તેવી અવસ્થામાં** તેને થોડોવારસુધી રાખવો, અથવા ગમેતો એક મજબુત બાંધાનાં **માણસની**

---

* જંત્ર દરેક જણને ઘણું સાધારણરીતે જાણીતું છે. એને અંગ્રેજીમાં "ટ્રસ" (Truss) કરી કેહેછે, અને તે દુકાનોમાંથી તૈયાર વેચાતું મળેછે.

બાંધઉપર આપ્રમાણે બિમારને મુકીને એણીગમપેલીગમ ફેરવવો, તથા ૧ાા આઉંસ એરંડીઉં તેલ, અને ૨૦ આઉંસ કાંજીનું પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું, અને તે પાછું બાહાર નિકલી નહીં પડે, એટલામાંટે કપડાંનો ડુચો અર્ધાથી એક કલાકસુધી ત્યાં દાબી રાખવો, એથી ઝાડો આવીને આંતરડું પોતાને ઠેકાણે આવશે. તંબાકુ ગોળાઉપર બંધવો, અથવા બિમાર જયાંસુધી ઉલટી કરે, ત્યાંસુધી તે ખવાડવો. અગરજો આ ઇલાજોથી ઝાડો નથીજ આવતો, તો કોઇકોઇ ડાકટરો "ન્યુમેટીક એસ્પીરેટર" ની સોય આંતરડાંમાં ભોકીને આંતરડું ખાલી કરેછે. આ જાતનાં સર્વેથી ઝીણાં હથીઆરની સોય ગોળીની વચ્ચોવચ્ચ ભોકવાપછી તેનો હાથો ઉપર ખેંચવામાં આવેછે, જેથી ગોળીમાંહેથી રાતા રંગનું પાણી, અને થોડોઘણો વા બાહાર નિકળેછે, પણ તેથી સોજો અને ગાંઠ ચીમલાઇને નાહાની થાયછે, અને ગોળાનું અથવા આંતરડાંનું કદ નાહાનું થઇને તે પોતાની જગ્યાએ પેટમાં પાછું ચઢેછે. આ ઇલાજ ઘણો સરસછે.

વળી ૩૦ થી ૫૦ ગ્રેન "હાઇડ્રેટ આવ ક્લોરલ," દર રાત્રે પાણીમાં મેળવીને પાવાથી અતિશય ગુણ થાયછે.

અગરજો કશાથી ગુણ નથીજ થતો, તો સર્વેથી છેલ્લે આંતરડાંનો માર્ગ, કે જયાંથી તે ગોળીમાં ચઢઉતર થાયછે, તે ચીરવો પડેછે, પણ તેમ કરવું ઘણું ધાસ્તીભરેલુંછે. કેટલીકવેળા ઝાડો બંધ થઇ જવાથી તે સફરાનેબદલે મોંહવાટે ઉલટીનાં આકારમાં બાહાર આવેછે. આ નીશાની અતિઘણી ધાસ્તીભરેલીછે. એવીવેળા ૪૦ થી ૫૦ ગ્રેન "હાઇડ્રેટ આવ ક્લોરલ," પાણીમાં ભેળીને પાઇ દેવું, જેથી ઘણી ખુશ ઉંઘ આવશે, અને આંતરડું પણ પાછું ઠેકાણે આવશે.

---

# ગોળીનો સોજો અથવા વરમ.

આ દરદ ચાર જાતનું નીચે જણાવ્યાપ્રમાણે હોયછે.

૧ લી.—તીક્ષ્ણ સોજો, (એકયુટ ઑરકાઇટીસ=Acute Orchitis)

૨ જી.—જુનો સોજો, (ક્રૉનીક ઑરકાઇટીસ=Chronic Orchitis)

૩ જી.—રાંડનાં આજારથી થતો સોજો, (ગોનોરીયલ ઑરકાઇટીસ= Gonorrhœal Orchitis), અને

૪ થી.—નબળાઇથી થતો સોજો, (સ્કૉફ્યુલસ ટેસટાઇટીસ= Scrofulous Testitis,)

---

## ૧ લી જાત.—તીક્ષ્ણ સોજો.

### (એકયુટ ઑરકાઈટીસ=Acute Orchitis.)

**નીશાની.**—ગોળીમાં, તથા તેનાં થડમાં દોરાજેવી જે નસોથી ગોળી લટકેલી હોયછે તેમાં દુખાવો થાયછે, અને ભાર લાગેછે. કંમર, જાંગનાં કાતરા,

તથા જાંગનાં ઉપલા ભાગમાં કાંઇ ખેંચાવો થતો હોય એમ જણાયછે, પિસાબ થોડીથોડી પણ વારંવાર થયા કરેછે, ગોળીનીઉપરનું ચામડીનું પડ એટલુંતો સુજી આવેછે, અને જાડું થાયછે, કે તેથી ગોળી તેમાં ઢંકાઇ જાયછે, અને હાથ લગાડવાથી તે જણાતી નથી. અંડકોશ ખેંચાઇ આવેછે, તથા તે કઠણ લાગેછે, અને તેનાં થડમાંથી, એટલે ઉપરથી તેનેલગતી નસો ખેંચાઇને દોરડાંજેવી જાડી થાયછે, દુખાવો અતિશય થાયછે, અને જરાપણ દાબવાથી દુખાવો વધેછે, તાવ આવેછે, ઉલટી તથા ઉછાળો થાયછે, અને ઝાડો કબજ રેહેછે. કોઇકવેળા ગોળી પાકવા માંડેછે, તથા કોઇકવેળા તેમા સળો લાગુ પડેછે.

**સબબ.**—સખત પરમો થયાથી, તથા તે સાજો કરવામાંટે વગરસમજવે જલદ દવાઓની પિચકારીઓ માર્યાથી, ઘણો દારૂ પીધાથી, ઘણી મેહેનતવાળી કસરતો કર્યાથી, તથા ગોળીને વગર સંભાળ લેવે લટકતી રાખ્યાથી આ દરદ થાયછે.

ગોળી સુજી આવે તેનીઅગાઉ, એટલે જેવો દુખાવો થવા માંડે, કે ઉલટીની અથવા ઝાડા આવવાની દવાઓ આપવી. જેથી તેમાં વરમ થતો અટકેછે. ઉલટી આવવામાંટે નીચે જણાવેલો **ઈલાજ ૧ લો** કરવો.

**ઈલાજ ૧ લો.**—એમેટીક ટારટર............ ગ્રેન ½ થી ૦॥
ઈપીકાકયુઆના પાઉડર ...... ગ્રેન ૨૦

આ બંનેને મેળવીને, તેનું એક પડીકું કરી તે ગરમ પાણીમાં ડોહવીને પાવું.

ઝાડો લાવવામાંટે નીચે જણાવેલા **૨** તથા **૩ જા ઈલાજો** કરવા.

**ઈલાજ ૨ જો.**—સલફેટ આવ સોડા........... ડ્રામ ૪
જ્યુસ આવ ડેન્ડીલીયન ........ ડ્રામ ૩
ટીંક્ચર આવ સેના .......... ડ્રામ ૩
પેપરમીન્ટ વૉટર............. આઉંસ ૩

આ સઘળાંને મેળવીને, તેનાં બે ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો.

**ઈલાજો ૩ જા.**—એરંડીયાં તેલનો જુલાબ આપવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

આયોડાઈડ આવ પૉટાશીયમ ગ્રેન ૧૨ થી ૩૦—એપસમ સૉલ્ટ ડ્રામ ૪ થી ૮—કારબૉનેટ આવ મેગનીશીયા ગ્રેન ૪૦—વાઈન આવ કૉલચીકમ મીનીમ ૪૦—ટીંક્ચર આવ હેનબેન ડ્રામ ૨—ડીકૉક્શન આવ સીન્કોના આઉંસ ૬.

**ઈલાજો ૪ થા.**—અગરજો દુખાવો ઘણો થતો હોય, તો ઝાડો સાફ આવ્યાપછી ૨ ગ્રેન અફીણની એક ગોળી બનાવીને તે પાણીસાથે ગળાવવી. ગોળીઉપર ગરમ સેક કરવો, તથા તેનીનિચ્ચે કપડાંની ગાદી મુકીને તેને હંમેશાં ઉંચી રાખવી, તથા તેઉપર નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પિચ્છવડે લગાડવી.

એક્સટ્રેક્ટ આવ બેલેડોના........ ડ્રામ ૨
એક્સટ્રેક્ટ આવ ઓપીયમ........ ગ્રેન ૧૦
ગ્લીસરાઈન .................. આઉંસ ૧

**ઈલાજો ૫ માં.**—ઉપલી દવાઓ લગાડવાપછી દુખાવો જરા ઓછો થાય, કે "રેઝીન પ્લાસ્ટર"ની ચીપો ગોળીઉપર વળગાડીને તેઉપર **દબાણ કરવું**, **અથવા** "મરકયુરીયલ પ્લાસ્ટર" મુકવું, અથવા ૧ ડ્રામ "આઈયોડોફૉર્મ," **તથા** ૧ાા આઉંસ "સીમ્પલ ઑઇન્ટમૅન્ટ" આ બંધેને મેળવીને, તેની આગળી બનાવીને તે ગોળીઉપર મુકવી. એથી જો ગોળીનો તીક્ષ્ણ વરમ નરમ નથી પડતો તો કેટલાક ડાક્ટરો ગોળીનાં માંસમાં ઝીણું નસ્તર મારેછે, જેથી થોડું પાણી તથા લોહી નિકળવાથી તેનું ખેંચાણ ઘણું ઓછું થઇ તે સાજો થાયછે.

**ઈલાજ ૬ ઠો.**—ગોળીનાં છેકઉપરનાં થડની ચામડીઉપર નસ્તરની ટોંચ મારવી, અને ત્યારપછી તેઉપર "ઑઇન્ટમેન્ટ આવ ટારટરેટેડ એન્ટીમની" ધીમેધીમે જ્યાંસુધી તેનીઉપર ઝીણી ફોલ્લીઓ જણાય, ત્યાંસુધી લગાડવું, પણ તે ઘણું જોરમાં લગાડવું નહીં. આપ્રમાણે ત્રણથી ચારવાર લગાડીનેપછી તે ઉપર રૂઅનો મલમ ચોપડવો.

---

## ૨ જી જાત.—જુનો સોજો.

(**ક્રૉનીક ઑરકાઈટીસ**=Chronic Orchitis.)

જ્યારે ગોળીનો તીક્ષ્ણ વરમ ઘણાં દિવસોસુધી સાજો થવાવિના રેહેછે, ત્યારે તેને "ગોળીનો જુનો વરમ" કરી કેહેછે.

**સબબ.**—પિસાબ કરવાની નળી સાંકડી થવાથી, લાંબા દિવસનો પરમો હોવાથી, અથવા રાંડનો નઠારી જાતનો ટાંકીનો આજાર થવાથી આ દરદ થાયછે.

**ઈલાજો.**—અગરજો પિસાબ કરવાની નળી પરમો થવાથી સંકડાઈ ગઇ હોય, અને પિસાબ ઝીણાં ધારે અટકીઅટકીને થતી હોય, તો નળીમાં સળી મુકવી, અને "**પરમો**"નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા. ઘણી હાલચાલ કરવી નહીં, કાછો મજબુત બાંધેલો રાખવો, "રેઝીન પ્લાસ્ટર"ની અથવા "મરકયુરીયલ પ્લાસ્ટર"ની ચીપો કાપીને ગોળીઉપર એવી રીતે લગાડવી, કે તેઉપર સઘળીગમથી સરખું દબાણ થાય, અથવા "લીનીમેન્ટ આવ આઈયોડાઇન" પિચ્છવડે તેઉપર લગાડવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે લગાડવી.

| | | |
|---|---|---|
| રેડ આઇયોડાઇડ આવ મરકયુરી .... | ગ્રેન | ૮ |
| એક્સટ્રેકટ આવ બેલેડોના ........ | ડ્રામ | ૧ |
| સીમ્પલ ઑઇન્ટિમૅન્ટ ............ | આઉંસ | ૦ાા |

---

## ૩ જી જાત.—રાંડનાં આજારથી થતો સોજો.

(**ગોનોરીયલ ઑરકાઈટીસ**=Gonorrhœal Orchitis.)

અગરજો ટાંકીનું ઝેર શરીરમાં પચવાથી ગોળીઉપર સોજો આવ્યો હોય, તો "**ટાંકી અથવા ચાંદી**"નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો **કરવા.** "આઈયોડાઇડ આવ પૉટાશીયમ" પીધામાં આપવું, અથવા પારાની

ધુંઇ આપવી, અથવા બિમારની અવસ્થા તપાસીને નીચે જણાવેલી દવાઓ મેળવીને તેનાં સોલ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર, પાણીસાથે મેળવીને પાવો.

| | | |
|---|---|---|
| કૉરોસીવ સબ્લીમેટ ............ | ગ્રેન | ૧ |
| ક્લોરાઈડ આવ એમોનીયમ........ | ગ્રેન | ૮૦ |
| આયોડાઈડ આવ પૉટાશીયમ ...... | ગ્રેન | ૪૦ |
| લીક્વીડ એક્સટ્રેક્ટ આવ સારસાપેરીલા. | આઉંસ | ૪ |
| પાણી ...................... | આઉંસ | ૧૨ |

અગરજો પરમો થવાથી ગોળીઉપર સોજો આવ્યો હોય, અને દરદી મજબુત બાધાનો હોય, તો થોડી જળો ગોળી ઉપર વળગાડવી, ગરમ સેક કરવો, તથા અવારનવાર જુલાબો આપવા. અગરજો ગોળીમાં દરદ ઘણું થતું હોય, તો ૧ થી ૨ ગ્રેન અફીણની એક ગોળી બનાવીને તે રાત્રે સુતીવેળા પાણીસાથે ગળાવવી, થોડું "સુગર આવ લેડ" તથા "કોલનવૉટર" પાણીમાં મેળવીને ગોળી ઉપર મુકવું, તથા લંગોટ બાંધી રાખવી, અને **"પરમો"**નાં મથાળાહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઈલાજો કરવા, જેથી પરમો સાજો થવાથી ગોળીઉપરનો સોજો પણ નરમ પડશે.

---

## ૪ થી જાત.—નબળાઇથી થતો સોજો.

(સ્ક્રૉફ્યુલસ ટેસટાઈટીસ=Scrofulous Testitis.)

કંઠમાળાનાં દરદવાળા પુરૂષને નબળાઇથી ગોળી ધીમેધીમે સુજેછે, તથા કઠણ થાયછે, અને તેનાં માંસનાં માંહેનાં ભાગમાં ઝીણાં દાણાંવાળા ગાંઠો બંધાયછે.

**નીશાની.**—કાંઇપણ દુખાવો થવાવિના ગોળી સુજીને મોટી થાયછે, તથા નરમ થઇને પાકેછે, અને પછી ફુટેછે, તથા માંહેથી રસી અને બીજી દાણાંવાળી વસ્તુ નિકળ્યા કરેછે, ગોળીમાં નાસૂરો પડેછે, અને કેટલીકવેળા ગોળીનો સડી ગયેલો માંહેનો ભાગ ઉપર આવેલો દેખાયછે. એવા બિમારવાળાને ઘણીવેળા સાથે ખઇ પણ થયેલો હોયછે.

**ઈલાજો.**—શક્તિ આવવામાટે શક્તિવાળો ખોરાક તથા દવા આપવી, તથા નીચે જણાવેલા **૫ ઈલાજો**માંહેથી ગમેતે અજમાવવા.

**ઈલાજો ૧ લો.**—મગરનું તેલ પાવું, અથવા ૧ થી ૨ ચમચી "કેમીકલ ફુડ," પાણીસાથે મેળવીને સવારસાંઝ પાવું.

**ઈલાજ ૨ જો.**—

| | | |
|---|---|---|
| કૉડલીવર ઑઇલ ............ | ચમચા | ૨ |
| સીરપ આવ હાઇપોફૉસફાઈટ આવ લાઇમ. | ચમચી | ૨ |
| પેનક્રીએટીક ઈમલઝન .......... | ચમચી | ૨ |
| પાણી ...................... | આઉંસ | ૨ |

આ સઘળાંને મેળવીને તેમાંથી અર્ધું સવારનાં, તથા અર્ધું સાંઝનાં દુધમાં પાવું.

**ઈલાજ ૩ જો.**—૧૦ થી ૨૦ મીનીમ "સીરપ આવ ડાએલાઇઝડ આયરન," દહાડામાં ત્રણવાર, પાણીમાં ભેળીને પાવું.

**ઈલાજ ૪ થો.**—૧ ચમચી "સીરપ આવ લેકટોફૉસ‍ેટ આવ લાઇમ એન્ડ આયરન," દહાડામાં ત્રણવાર, દુધમાં ભેળીને પાવું.

**ઈલાજ ૫ મો.**—અગરજો નબળાઇ ઘણી થઇ હોય, તો ૨૦ ગ્રેન "કાંરબૉનેટ આવ એમોનીયા," તથા ૬ આઉંસ "ડીકૉકશન આવ સીન્કોના" આ બંધેને મેળવીને, દહાડામાં ચારવાર પાવું.

ખોરાકમાં દુધ, મલાઇ, કાચાં ગોસનો રસ, ઇંડાં, ઇત્યાદિ આપવું, તથા બિમારને દરીઆની હવા ખાવા મોકલવો.

ગોળીમાંહેથી રસી બાહાર નિકળવાપછી તેઉપર "રેઝીન પ્લાસ્ટર" ની પટીએ લગાડવી, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાં કપડું બોળી તે ગોળીઉપર મુકવું.

| | | | |
|---|---|---|---|
| સલફેટ આવ ઝીંક ........ | ગ્રેન ૨૦ | રેકટીફાઇડ સ્પીરીટ .. | આઉંસ ૦।। |
| કમપાઉંડ ટીંકચર આવ લેવેન્ડર.. | ડ્રામ ૨ | પાણી .......... | આઉંસ ૭ |

અથવા ગમેતો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાં કપડું બોળીને તે મુકવું.

| | |
|---|---|
| ટીંકચર આવ આયોડાઇન ...... | આઉંસ । |
| ગ્લીસરાઇન .................. | આઉંસ ૨ |
| પાણી .................... | આઉંસ ૬ |

અગરજો ઉપલા કશા ઇલાજોથી ગોળી સાજી નહીંજ થાય, તો ડાકટરપાસે ગોળીની ગાંઠ કાપી કહડાવવી.

---

## ગોળીનો પાણીનો રોગ.

( **હાઈડ્રોસીલ**=Hydrocele.)

ગોળીની ચામડીની કોથલી, જેને "અંડકોશ" કરી કેહેછે, તેનીમાંહે બંધે બાજુએ ગોળીઓ રેહેછે. દરેક ગોળીઉપર બે પડો હોયછે. એક ઉજળું પડ "અંડકોશ"નીમાંહેની બાજુએ, તથા બીજું કરોળીઆનાં પડજેવું ગોળીનીઉપર વળગેલું હોયછે. આ બે પડોનીવચ્ચે લોહીમાંનો પાણીનો ભાગ જયારે એકઠો થાયછે, ત્યારે "ગોળીનો પાણીનો રોગ" કરી કેહેવાયછે, તો જોકે ખરૂં જોતાં ગોળી પોતે તો સારી અવસ્થામાં હોયછે.

**નીશાની.**—ચામડીની જે કોથલીમાં ગોળી હોયછે, તે ધીમેધીમે મોટી થાયછે, અને વધીને બટકનાં ઇંડાંજેવું રૂપ પકડેછે, અને તેનીમાંહે પાણી એકઠું થવાનેલીધે ચામડી ખેંચાઇને લીસી લાગેછે તથા ચળકેછે. "અંડકોશ" દાબવાથી તેનીમાંહેની સોપારીનાંજેવડી ગોળીઓ તેનીપછવાડેનાં તથા નિચલા ભાગઉપર જણાયછે. તેનીમાંહેનાં પાણીનો રંગ ફિક્કો પિલો હોયછે, અને તે ઘણુંકરીને ૧૦ થી ૧૨ આઉંસજેટલું એકઠું થાયછે, તો જોકે તે કેટલીકવેળા એટલુંતો એકઠું થાયછે, કે જેથી "અંડકોશ" નારીએળનાં જેવડી મોટી થાયછે.

**સબબ.**—ગોળીઉપર જોરમાં ફટકો લાગ્યાથી, તે દબાયાથી, તેમાં વરમ થવાથી, અથવા ઘણો સંસારભોગ કર્યાથી આ દરદ થાયછે.

**ઈલાજો ૧ લા.**—"કમપાઉંડ ટીંકચર આવ આઈયોડાઈન," અથવા "કમપાઉંડ ટીંકચર આવ બેનઝોઈન" દરરોજ સવારસાંઝ થોડા દિવસસુધી ચાલુ પિચ્છવડે ગોળીઉપર લગાડવું, અને જો તેથી ગુણ નહીં જણાય, તો "ઑઈન્ટમેન્ટ આવ આઈયોડાઈન" ગોળીઉપર લગાડવું, અથવા ૪ ડ્રામ "સૅલ એમોનીએક" તથા ૮ આઉંસ પાણી આ બંધેને મેળવીને તેમાં લુગડું બોળીને ગોળી ઉપર મુકવું અથવા "કમપાઉંડ ઑઈન્ટમેન્ટ આવ મરકયુરી," તથા "ઑઈન્ટમેન્ટ આવ આઈયોડાઈન," આ બંધેને સરખે ભાગે મેળવીને તે ગોળીઉપર લગાડવું.

**ઈલાજો ૨ જા.**—ઑઈન્ટમેન્ટ આવ રેડ આઈયોડાઈડ આવ મરકયુરી ......... } આઉંસ ૦॥
સીમ્પલ ઑઈન્ટમેન્ટ ........ આઉંસ ૧

આ બંધેને મેળવીને તે, અથવા ૨ ડ્રામ "આઈયોડોફૉર્મ." તથા ૨ આઉંસ સાદો મલમ, આ બંધેને મેળવીને તે ગોળીઉપર લગાડવું.

**ઈલાજો ૩ જા.**—અગરજો ઉપર જણાવેલા ઈલાજોથી ગુણ નહીંજ જણાય, તો ડાકટરપાસે ગોળી ફોડાવવી, અને તેમાંથી જો ફિક્કા પિળા રંગનો પાણી-જેવો પ્રવાહી નિકળે, તો તેનાં રંગ પ્રમાણે "કમપાઉંડ ટીંકચર આવ આઈયોડાઈન," અથવા "રેકટીફાઈડ સ્પીરીટ" આ બેમાંથી ગમેતે એક ૧ ડ્રામ જેટલું લેઈને પિચકારીવડે મારવા દેવું. આપ્રમાણે પિચકારી માર્યાથી કશી ધાસ્તી રેહેતી નથી, કારણકે તેથી થોડા દહાડાસુધી જોકે તાવ આવેછે, તોયે તેમાં ફરીથી પાણી એકઠું થતું નથી. અથવા ૫ ગ્રેન "આઈયોડોફૉર્મ" તથા ૨ ડ્રામ પાણી અથવા ૧ ડ્રામ "ટીંકચર આવ અરગટ" આ બેમાંની જેતે એક દવાની પીચકારી મારવી; અથવા છેલ્લી શોધ પ્રમાણે નીચે જણાવ્યા પ્રમાણે દવા બનાવી તે મેળવણીના ૧૫ મીનીમથી ૩૦ મીનીમ તથા ૩૦ મીનીમ પાણી બંધેને મેળવીને તેની પીચકારી મારવા દેવી. એ દવા સઉથી સરસ ગણાએછે, કારણ તેથી દરદ થતું નથી, તાવ આવતી નથી અને ગોળીમાં પાણી પણ ઘણુકરીને ભરાતું નથી.

કરોઝીવ સબ્લીમેટ ...... ગ્રેન ૦॥ | પાણી ........... આઉંસ ૧

ઘણી વખતે ખમાય એવાં ગરમ પાણીની ફકત પીચકારી મારી હોય, તો તેથીબી ગોળીમાં ફરીથી પાણી ભરાતું નથી.

---

## (હીમેટોસીલ=Hœmatocele.)

ગોળીનીઉપરનું પડ, તથા "અંડકોસ"નીમાંહેની બાજુનાં પડનીવચ્ચે લોહીનાં પાણીનો ભાગ એકઠો થવાનેબદલે જયારે તેમાં ખુદ લોહી એકઠું થાયછે, ત્યારે તેને ઉપલાં નામથી ઓળખવામાં આવેછે.

**નીશાની.**—ગોળીઉપર એકદમ સોજો આવેછે, તેમાં દુખાવો થાયછે, તે ભારી લાગેછે, તથા તેનો દેખાવ ગોળ તથા લાંબો, કઠણ અથવા પોચો અને અપારદર્શક હોયછે,

**ઈલાજો.**—એવા બિમારને આસાએશ લેવા દેવી. તથા નીચે જણાવ્યા પ્રમાણે દવાઓ મેળવીને, તેનું થંડું "લોશન" બનાવી. તેમાં કપડું બોળીને તે ગોળીઉપર મુકવું.

| | | | |
|---|---|---|---|
| ક્લોરાઇડ આવ એમોનીયમ.. | ડ્રામ ૮ | રેકટીફાઈડ સ્પીરીટ.... | આઉંસ ૧ |
| નાઇટ્રેટ આવ પોટાશ...... | ડ્રામ ૪ | પાણી........... | આઉંસ ૧૦ |
| શુગર આવ લેડ ........ | ડ્રામ ૨ | | |

હંમેશાં કાછો બાંધેલો રાખવો, કેટલીકવેળા આ ઇલાજોથી ગુણ થતો નથી, માટે તેવીવેળા ડાકટરપાસે તે ચીરાવીને તેમાંથી લોહીનાં ગાંઠા કહડાવીને પછી મલમપટ્ટો કરાવવો.

---

## ગોળીની ચામડીનું દરદ.

(સ્ક્રોટલ એલીફેન્ટીએસીસ=Scrotal Elephantiasis.)

**નીશાની.**—આ દરદમાં ગોળીનીઉપરની ચામડી પોચી તથા પાતળી હોવાને બદલે કઠણ તથા જાડી થાયછે, અને તેમાં ચરબી એકઠી થઇ હોયએમ લાગેછે. પ્રથમ બિમારને ટાહાડ વાગીને તાવ આવેછે, અને જેમજેમ દરદનું જોર વધેછે, તેમતેમ ચામડી એટલીતો કઠણ, જાડી. તથા ખડબચડી થાયછે, કે ઇંદ્રિ પોતે પણ તેનીમાંહે ઢંકાઈ જાયછે.

**ઈલાજો ૧ લો.**—"સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ પરકલોરાઇડ આવ આયરન" પિચ્છવડે ગોળીઉપર લગાડવું, અથવા "ઑઇન્ટમેન્ટ આવ મરકયુરી" ચામડાં-ઉપર લગાડીને તેની આગળી બનાવી તે ગોળીઉપર મુકવી.

**ઈલાજ ૨ જો.**—અગરજો ગોળીમાં દુખાવો ઘણો થતો હોય, તો "શુગર આવ લેડ"નાં પાણીમાં કપડાંનો કટકો બોળીને તે ગોળીઉપર મુકવો.

**ઈલાજ ૩ જો.**—અગરજો ચામડી ઘણી સુજેલી અથવા રાતી થઇ હોય, તો સુખડ, સોનાગેરૂ, તથા ગુલે અરમાની, આ ત્રણેને થોડુંથોડું ઘસીને તે પીચોરીનાં પાલાનાં રસમાં, ગુલાબમાં અથવા સબજાનાં રસમાં મેળવીને તેનો લેપ કરી તે ગોળીઉપર ચોપડવો.

**ઈલાજ ૪ થો.**—દુખાવો ઓછો થાય, અથવા બંધ પડે, કે ચામડી પાતળી કરવામાંટે ૨ થી ૩ ડ્રામ "આઇયોડોફૉર્મ," તથા ૨ આઉંસ મીણનો સાદો મલમ, આ બંધેને મેળવીને તે ગોળીની ચામડીઉપર ચોપડવું, અથવા એરંડીઉં તેલ ગોળીની ચામડી ઉપર ચોપડીને તે ઉપર એરંડીના પાદડાં બાફીને ગરમ સેક કરીને બાધવાં.

**ઈલાજો ૫ મો.**—પીવાની દવાતરીકે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ચાર કલાકે પીવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટીંક્ચર આવ સ્ટીલ...... | ડ્રામ | ૧ | ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ. | મીનીમ | ૧૫ |
| ક્વીનાઇન ડી સલફસ .... | ગ્રેન | ૧૨ | પાણી .............. | આઉંસ | ૬ |

ઘણુંકરીને ઉપલા સઘળા ઈલાજો કરવાછતાં હુંમેશનો ગુણ થોડોજ થાયછે, માટે ડાકટરપાસે તે કાપી કહડાવવી, જેથી તે તરત સાજી થશે.

---

## હાથીયો પગ.

**(બારબેડોસ લેગ, ઑર એલીફેન્ટીએસીસ એરેબમ=**
Barbadoes Leg, or Elephantiasis Arabum.)

**નીશાની.**—એક અથવા બંધે પગો ઘણાં સુજી આવીને તેઓ ઉપરની ચામડી ઘણીજ કઠણ થાયછે, અને તેથી તે ઘણોજ નઠારો દીસેછે. કોઈવેળા પગની ચામડી સુજેછે, અને તેમાંહેલો ચરબીનો ભાગ પણ વધેછે. પગો કેટલીકવેળા અસલ કદકરતાં બેવડા મોટા થાયછે, તેઓમાં અતિઘણો દુખાવો થાયછે, અને તેઓ હાથીનાં પગોજેવા જાડા દેખાયછે, જેઉપરથી એને મથાળે જણાવેલું નામ આપ્યામાં આવ્યુંછે. એવા પગવાળાં બિમારને કોઈકોઈવેળા ટાહાડ વાગીને તાવ આવેછે. આ દરદ એકઉપરથી બીજાંને ઉડતું નથી, અથવા ઓધે ઉતરતું નથી. ગરીબ તથા શ્રીમંત, સ્ત્રી તથા પુરૂષ, સર્વેને આ દરદ થાયછે. આ દરદ યુરોપખંડમાં સાધારણ નથી, પણ આપણાં દેશમાં ઘણું સાધારણછે. કેટલીકવેળા બંધે હાથો પણ પગોનીપઠે સુજીને જાડા થાયછે.

**સબબ.**—આ દરદ ડાકટરોના મત પ્રમાણે, એક જાતના બારીક સુક્ષ્મક જીવજંતુ જેને "ફાઈલેરીયા સૅનગુઈસ હૉમીનીસ" (Filaria sanguis hominis) કરી કેહેછે, તે અતી મોટી સંખ્યામાં વધીને લોહીમાં ફરતાં રહેવાને લીધે થાયછે.

**ઈલાજ ૧ લો.**—અરધાથી ૧ ગ્રેન "સલફાઈડ આવ કેલસીયમ"ની એક ગોળી બનાવીને સવારના આપવી, અને એવીજ એક ગોળી સાંજે ગળાવવી. એ ગોળીઓ ઘણો લાંબો વખત સુધી એટલે નજદીક એક વરશથી વધારે વખત સુધી અજમાવવી જોઈએ, તોજ દરદીને મનમાનતો ફાયદો થશે. બાહેરથી ૨ ગ્રેન "આઈયોડોફૉર્મ," તથા ૧ આઉંસ "વેસેલાઇન" અથવા ચરબીમાં મેળવીને લગાડવું. અગરજો એ ગોળીઓથી ઉલટી અથવા ઝાડો થઈ આવેતો થોડા દહાડા વચમાં જવા દઈ, તે પાછી ચાલુ કરવી.

**ઈલાજ ૨ જો.**—નીચે જણાવેલી દવાઓ મેલવીને તેમાંથી લીકરગ્લાસ ભરીને દહાડામાં ત્રણવખત મોટી ઉમરના બિમારે પીવી, અને તે ઘણા દહાડા ચાલુ રાખવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કારબૉલીક આસીડ........ | ગ્રેન | ૧ | સાઇટ્રીક આસીડ........ | ગ્રેન | ૧૦ |
| ગ્લીસરાઇન ............ | ડ્રામ | ૨ | ટીંક્ચર આવ કૉનવૅલેરીસ .. | મીનીમ | ૩૦ |
| સલફેટ આવ કુઇનીયા...... | ગ્રેન | ૬ | પાણી .............. | આઉંસ | ૩ |

અથવા "ઝોળીની ચામડીનું દરદ"નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઈલાજો આ દરદમાં પણ કર્યાથી થોડો ગુણ થાયછે. એવા દરદીએ શુરૂઆતથીજ *રેશમનું મોજું પેહેરી રાખ્યાથી, અથવા સઘળીગમથી સરખું દબાણ થાય એવીરીતે ફુમાસદાર, મજબુત કપડાંનો પાટો પગનાં આંગળાંથી ઘુંટણસુધી પગઉપર બાંધ્યાથી પગ વધારે સુજતો અટકેછે.

---

## મરડાયલા પગો.

(બેન્ડી લેગ્સ=Bandy Legs.)

**સબબ.**—કોઇવેળા બચ્ચું જન્મથી વાંકા પગોવાળું હોયછે, પણ ઘણુંકરીને શરીરનો બોજો ટેકવવાને બચ્ચાંનાં પગોમાં શક્તિ આવે તેઅગાઉ તેને ઉતાવળું ચલાવવાને યત્ન કર્યાથી પગો મરડાઇને વાંકા થાયછે.

**ઈલાજો.**—નિમકનાં પાણીથી પગો દહાડામાં બેથી ત્રણવાર ધોવા, તથા હાથોથી તેઓને ખુબ મસળવા. અગરજો બની શકે, તો દરીએકિનારે રેતીમાં ખાડો ખણી તેમાં પગો થોડોવારસુધી ખોસી રાખવા, અથવા દરીઆનું પાણી ઘરમાં લાવીને તેથી પગો દહાડામાં બેથી ત્રણવાર ધોવા.

**ચેતવણી.**—લોઢાંની પટીઓ, ચામડી, ઈત્યાદિ પગઉપર બાંધવું નહીં કારણકે તેમ કર્યાથી ઘણીવેળા ગુણનેબદલે અવગુણ થાયછે.

---

## પગનું વાસ મારવું, તથા તેમાંથી નિકળતો વાસ મારતો પરશેવો.

(ફીટ, ઑફેન્સીવ=Feet, Offensive.)

**સબબ.**—ચામડીનાં છીદ્રોમાં કાંઇ ખાંમી હોવાથી ઘણાંકોનાં પગો વારંવાર નઠારા વાસ મારેછે.

**ઈલાજો.**—અગરજો પગો વાસ મારતા હોય, તો ગરમ પાણીમાં થોડું "ડાઇલ્યુટેડ હાઇડ્રોક્લોરીક આસીડ," અથવા "કારબૉલીક આસીડ પાઉડર," અથવા "ક્લોરાઇડ આવ લાઇમ" નાખીને તેમાં પગો બોળવા.

અગરજો પગનો પરશેવો વાસ મારતો હોય, તો ૧૦ ગ્રેન "હાઇડ્રેટ આવ ક્લોરલ," તથા ૨ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાં કપડું બોળી તે પગોઉપર મુકવું અથવા "સબ નાઇટ્રેટ આવ બીસમથ," અથવા "તંકનખાર" તથા "આરારૂત" સરખે ભાગે મેળવીને પગો ઉપર છાટવું. અથવા, ગજકરણનો પાલો પીસી, તેનો રસ કહાડી, તેમાં ખાવાનું થોડું નીમક મેળવીને, લગાડવું.

---

* એને "ઇલેસ્ટીક સ્ટૉકીંગ" (Elastic Stocking) કરી કેહેછે, અને તે હરકોઈ મોટાં જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતું મળેછે.

## ૫ ૨ મો.

(ગોનોરીહીઆ=Gonorrhœa.)

**નીશાની તથા સબબ.**—પરમો એ એક જાતનો રાંડનો આજારછે. તે સ્ત્રી તથા પુરૂષને નઠારે માર્ગે ચાલ્યાથી થાયછે. જયારે આ મર્જ થાયછે, ત્યારે પિસાબની જગ્યા સુજી આવીને રાતી થાયછે, તાવ આવેછે, પિસાબ ખેંચાઇખેંચાઇને થાયછે, અને તે થતીવેળા તેમાં ઘણી અગન બળેછે; પિસાબની નળીમાંથી દુધનાંજેવી રસી રાતદહાડો ઝર્યા કરેછે, જે શુરૂઆતમાં ઘણી જાડી હોયછે, અને કોઇવેળા તેનો રંગ જરા પિળાસઉપર હોયછે. જેવેળા આપ્રમાણે રસી ઝરેછે, ત્યારે પિસાબની ઇંદ્રિમાં રાત્રે બહુ જોર થાયછે, તથા તેમાં જાણે કોઇ વળ દેતું હોય, અને નહીં ખમાયએવું દરદ થયા કરેછે. ઘણીવેળા દસ્તાનવાળી સ્ત્રીસાથે સંભોગ કર્યાથી પણ આ દરદ થાયછે.

**ઈલાજો.**—આ દરદની શુરૂઆતમાં નીચે જણાવેલી દવાઓ મેળવીને ફાકવી.

| | | |
|---|---|---|
| જેલપનો ભુકો . . . . . . . . . . . . . . . | ગ્રેન | ૪૦ |
| ક્રીમ આવ ટારટર . . . . . . . . . . . . | ડ્રામ | ૩ |
| કેલોમેલ. . . . . . . . . . . . . . . . . . . | ગ્રેન | ૬ |

અગરજો ઝાડો સાફ આવતો નહીં હોય, તો ઉપલી દવા પીધાપછી બીજે દિવસે નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પીવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ સેના . . . . . . . . . . | ડ્રામ | ૨ |
| એપસમ સૉલ્ટ . . . . . . . . . . . . . | આઉંસ | ૧ |
| ઇનફ્યુઝન આવ સેના . . . . . . . . | આઉંસ | ૧॥ |

અગરજો પિસાબ કરતીવેળા ઘણી અગન બળે, તો પાણીમાં પેહેલાં ખસખસનાં પોસ ઉકાળવા, અને તે પાણીનાં વાસણમાં દરદીએ સવારસાંઝ અર્ધો કલાકસુધી બેસવું, અથવા કાચનાં વાસણમાં ગરમ પાણી નાખીને તેમાં પીસાબની ઇંદ્રિ અર્ધો કલાકસુધી બોળી રાખવી.

તિખી વસ્તુઓ, જેવીકે મરચાં, સરકો, અથાણું, "લેમોનેડ," હરકોઇ જાતનો દારૂ, વગેરે બિલકુલ વાપરવું નહીં, તેમજ વઘારેલું ગોસ, પનીર, તથા ઉંચાં પકવાનો ખાવાં નહીં. પણ તેનેબદલે અલસીની ચા, જવનું પાણી, દુધ, દુધની કાંજી, દાળ ભાત, બાફેલી ભાજી, બાફેલા પરેટા, બાફેલા હલકા સેરવા, કુમળી ચા અને પાંઉ, "બીસ્કીટ," અથવા સવારસાંઝ એકથી બે અધકચરાં બાફેલાં ઇંડાં, વગેરે સાદો ખોરાક લેવો. ઘણી હાલચાલ કરવી નહીં. પણ આસાએશ લેવી. અગરજો દારૂ પીવાની ટેવ હોય, અને તેવગર નહીંજ ચાલે, તો "જીન" પીવો, અથવા તાડી પીવી. અગરજો બિમાર પુરૂષ હોય, તો તેને પોતાની પિસાબ કરવાની નળી ઝુંળતી રાખવી નહીં, પણ લંગોટ બાંધીને તેને ઉંચી રાખવી, અને નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી.

કોપેબા દ્રામ ૪—અથવા ગરજન બાલસમ દ્રામ ૨—ગમ એકેશીયા દ્રામ ૪—સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથિર દ્રામ ૨—ટીંક્ચર આવ હેનબેન દ્રામ ૨—સૉલ્યુશન આવ પૉટાશ દ્રામ ૨—પાણી આઉંસ ૬.

અથવા ૧।। દ્રામ "ઑઇલ આવ સૅન્ડલ ઉડ" ૧ દ્રામ "ઑઇલ આવ ક્યુબેબ્સ," તથા સીરપ, આ ત્રણેને મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર પીવો. અથવા નીચે જણાવ્યા પ્રમાણે દવાઓ મેળવીને તેમાંથી ૨ દ્રામ જેટલી દર બે કલાકે પાણીમાં મેળવીને પીવી.

| | | |
|---|---|---|
| એસીટેટ આવ પૉટાશ ................ | દ્રામ | ૩ |
| ફ્લ્યુઇડ એક્સટ્રેક્ટ આવ સ્ટીગમેટા મેડીસ.. | આઉંસ | ૪ |
| પાણી .......................... | આઉંસ | ૪ |

અગરજો આ દવાઓ, અને ઉપર જણાવ્યાપ્રમાણેનાં ઇલાજો એક અઠવાડીઉંસુધી કર્યા હોય, તથા વળી ખાવાપીવામાં પણ ઉપર જણાવ્યાપ્રમાણે સંભાળ રાખી હોય, તો ગમેએવો પરમો હશે તે સાજો થશે.

અગરજો ઉપલી "ઑઇલ"વાલી દવા પીધાથી ઝાડો થાય, તો તેમાં ૩ દ્રામ "ટીંક્ચર આવ કેટેકુ" ઉમેરીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પીવો.

અગરજો ઉલટી થતી હોય, તો બરફ અને "સોડા વૉટર" પીવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી પોણું વાઇનગ્લાસ ભરી દર ત્રણ કલાકે પીવી.

સબનાઇટ્રેટ આવ બીસમથ દ્રામ ૧—ગમ એકેશીયા દ્રામ ૩—કોપેવા દ્રામ ૪—ટીંક્ચર આવ હેનબેન દ્રામ ૨—સ્પીરીટ આવ નાઇટ્રિસ ઇથિર દ્રામ ૨—પાણી આઉંસ ૬.

અગરજો પુરૂષની પિસાબ કરવાની નળી, અથવા સ્ત્રીનો છુપો ભાગ બાહારથી ઘણો સુજેલો હોય, તથા રાતો થયો હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે રાતદહાડો તેઉપર મુકવો.

ટેનીક આસીડ ગ્રેન ૨૦—ડાઇલ્યુટેડ સૉલ્યુશન આવ સબ એસિટેટ આવ લેડ આઉંસ ૮.

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે રાતદહાડો તેઉપર મુકવો.

નાઇટ્રેટ આવ પૉટાશ દ્રામ ૩—ક્લોરાઇડ આવ એમોનીયમ દ્રામ ૨—લૉડેનમ દ્રામ ૩—પાણી આઉંસ ૮.

અગરજો ઉપર જણાવેલી દવાઓ પીધાથી કાંઇ મનમાનતો ગુણ નહીં જણાય, તો આસરે દશ દહાડા વિત્યાપછી પિચકારીવડે દવાઓ મારવાનું શુરૂ કરવું.

**ચેતવણી.—પિચકારી મારતીવેળા સંભાળ રાખવી, કે પીસાબ કરવાની નળીમાં, તથા તેનાં બાહારનાં ફુલઆગળ કોઇપણ જાતનો થોડોપણ સોજો, અથવા દુખાવો હોય નહીં.**

પ્રથમ નરમ દવાઓની પિચકારી મારવી, અને જલ્લદ દવાઓની પિચકારી શુરૂઆતમાં મારવી નહીં. એટલામાંટે "બાઇ કારબોનેટ આવ સોડા" "સુગર આવ

લેડ," "સબનાઇટ્રેટ આવ બીસમઠ," "ટેનીક આસીડ," અથવા "સલફેટ આવ ઝીંક," આ પાંચ માંહેલી ગમેતે એક દવા ૨ થી ૩ ગ્રેનજેટલી લઇને, તેને ૧ આઉંસ ગુલાબમાં ડોહવીને, તથા તેમાં થોડાં ટીપાં "લૉડેનમ" ઉમેરીને તે કાચની પિચકારીવડે પિસાબ કરવાની નળીમાં દહાડામાં બેથી ત્રણવાર દાખલ કરવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી, અથવા ૨૦ ગ્રેન "સબ નાઇટ્રેટ આવ બીસમઠ" ૧૦ ગ્રેન "ગમ એકેશીયા" તથા ૧ આઉંસ પાણી એ મેળવીને અરધી સવારે અને અરધી સાંજે મારવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, એકેકો ભાગ, દહાડામાં ત્રણવાર માર્યાથી ઘણીવેળા ઘણો ઉતાવળો ગુણ થાયછે.

શુગર આવ લેડ ગ્રેન ૮—સલફેટ આવ ઝીંક ગ્રેન ૮—લૉડેનમ મીનીમ ૩૦—રોઝ વૉટર આઉંસ ૨.

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને દહાડામાં ચારવાર, ચાર દહાડાસુધી ચાલુ માર્યાથી પણ ઘણો ગુણ જણાશે.

સલફેટ આવ ફ્રાઇનીયા ગ્રેન ૧૨—ડાઇલ્યુટેડ સલફયુરીક આસીડ મીનીમ ૧૨—પાણી આઉંસ ૨.

અગરજો પુરૂષની ઇંદ્રિમાં રાત્રે ઘણો જોસ થતા હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની એક ગોળી બનાવી તે રાત્રે સુતીવેળા પાણીસાથે ગળવી.

| | |
|---|---|
| કેમફર.................... | ગ્રેન ૫ |
| એકસટ્રેકટ આવ હેનબેન ........ | ગ્રેન ૪ |
| એકસટ્રેકટ આવ બેલેડોના ...... | ગ્રેન ૦ા |

અગરજો આ દરદ ઘણાં દહાડાનું જુનું થવાનેલીધે ઉપલા ઇલાજોથી કાંઇ ગુણ નહીં જણાય, તો "કોપેવા," પીવાનું બંધ કરવું. અને તેનેબદલે "મેટીકો કેપસ્યુલ" નામની દવાની ત્રણ ગોળીઓ, દહાડામાં ચારવાર, પાણીસાથે ગળવી, તથા ૦ા થી ૧ ચમચી "મેટીકો ઇનજેકશન," અને ૧ ચમચો પાણી, આ બંધેને મેળવીને તેની પિચકારી દહાડામાં ત્રણવાર પિસાબ કરવાની નળીમાં મારવી, અથવા ૫ થી ૧૫ ગ્રેન "પરમેનગેનેટ આવ પૉટાશ." તથા ૧ આઉંસ "રોઝ વૉટર" આ બંધેને મેળવીને તેની પિચકારી માત્ર બેથી ત્રણ દહાડાસુધી મારવી. અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, એકેકો ભાગ પીવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઑઇલ આવ સૅન્ડલઉડ | ડ્રામ | ૧ા થી ૨ | ગમ એકેશીયા ........ | ડ્રામ | ૪ |
| ઑઇલ આવ કયુબેબ્સ.. | મીનીમ | ૮૦ | સીરપ ............ | આઉંસ | ૧ |
| ટીંકચર આવ હેનબેન.. | ડ્રામ | ૨ | પાણી ............ | આઉંસ | ૪ા |
| ટીંકચર આવ સ્ટીલ.. | ડ્રામ | ૧ | | | |

અથવા ૦ા થી ૧ ડ્રામ "ફ્લ્યુઇડ એકસટ્રેકટ આવ કાવા કાવા," પાણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત પીવું.

અથવા ૩૦ ગ્રેન ફટકીનો ભુકો, તથા ૩ દ્રામ ચીનીકબાલાનો ભુકો, આ બંધેને મેળવીને, તેનાં ત્રણ પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ચારવાર, પાણીસાથે ફાકવું, અથવા ૫ ગ્રેન ફટકી, તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેની પિચકારી સવારસાંઝ મારવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ૭ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર પીવો, અને તે ચાર દહાડાસુધી ચાલુ રાખવી.

બ્રોમાઇડ આવ પૉટાશીયમ દ્રામ ૧ થી ૨—બાઇ કારબૉનેટ આવ પૉટાશ દ્રામ ૧—ટીંક્ચર આવ હેનબેન દ્રામ ૨ થી ૪—કેમ્ફર વૉટર આઉંસ ૫ા.

વળી નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી ૩ દ્રામજેટલી, દહાડામાં ચારવાર, પિચકારીવડે પિસાબ કરવાની નળીમાં મારવી.

| | | |
|---|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ .... | દ્રામ | ૨ |
| ગ્લીસરાઇન .............. | આઉંસ | ૦ા |
| પાણી ................. | આઉંસ | ૫ા |

ઉપર જણાવેલી "બ્રોમાઇડ આવ પૉટાશીયમ" એક ઘણી ગુણકારી દવાછે, માટે તે પીધાથી, તથા પિચકારીવડે માર્યાંથી પરમો સાજો થાયછે. એટલુંજ નહીં પણ જે નઠારી જાતનું દરદ પિસાબ કરવાની નળીમાં રાત્રે થાયછે, તે પણ આ દવાથી ઘણું નરમ પડેછે, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી. દહાડામાં ચારવાર પીવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| સેલીસીલીક આસીડ.............. | દ્રામ | ૧ થી ૧ાા |
| સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા. | આઉંસ | ૧ |
| સીરપ .................... | આઉંસ | ૧ |
| પાણી...................... | આઉંસ | ૪ |

અગરજો ઘણાં દહાડાનાં જુના પરમામાં પિસાબ સારીપઠે સાફ આવતી હોય, અને તેવેળા જરાપણ અગન બળતી નહીં હોય, તથા પિસાબ કરવાની નળીમાં અથવા તેનાં છેડાઉપર કાંઇપણ સોજો, અથવા દુખાવો નહીં હોય, તો નીચે જણાવેલી જલદ દવાઓ પિચકારીવડે પિસાબ કરવાની નળીમાં દાખલ કરવી, જેવીકે ૧ ગ્રેન "કલોરાઇડ આવ ઝીંક," અથવા ૧ ગ્રેન "નાઇટ્રેટ આવ સીલવર," અથવા ૨ ગ્રેન મોરથુથુનો ભુકો, આ ત્રણમાંહેલી ગમેતે એક દવાને ૩ ચમચા ચોખ્ખાં પાણીમાં ભેળીને, તેમાંથી ૧ાા ચમચોજેટલી સવારસાંઝ મારવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી ૦ાા આઉંસજેટલી, દહાડામાં બેથી ત્રણવાર મારવી.

| | | | |
|---|---|---|---|
| | સલ્ફો કારબૉલેટ આવ ઝીંક ........ | ગ્રેન | ૧૫ |
| અથવા | કારબૉલીક આસીડ .............. | ગ્રેન | ૧૨ થી ૧૮ |
| | ગેલીક આસીડ ................ | ગ્રેન | ૧૨ |
| | પાણી ...................... | આઉંસ | ૬ |

અથવા ૧ થી ૪ દ્રામ "જીન" દારૂ, તથા ૪ દ્રામ પાણી, આ બંધેને મેળવીને તેની પિચકારી સવારસાંઝ માંરવી. પણ અગરજો જુના પરમામાં પિસાબ કરવાની નલીમાં સોજો તથા દુખાવો હોય તથા તેમાં અગન બળતી હોય, તો ઉપર જણાવેલી જલ્લદ દવાઓની પિચકારી મારવી નહી, પણ તેને બદલે નીચે જણાવ્યા પ્રમાણે દવાઓ મેળવીને, તેમાંથી ૨ દ્રામ જેટલી દહાડામાં ત્રણ વખત મારવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગ્લીસરીન .......... | દ્રામ | ૧ | એસીટેટ આવ ઝીંક.. | ગ્રેન | ૨ થી ૪ |
| આર્સેનીક આસીડ........ | ગ્રેન | ૨૦ | પાણી.......... | આઉંસ | ૪ |

તથા ૫ થી ૧૦ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ" પાણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત ઘણા દહાડા પીવું. અને ૧ દ્રામ ચીનીકબાલાનો ભુકો સવાર સાંઝ પાણીમાં ફાકવો.

લાંબા દહાડાનો જુનો પરમો, જેને કેટલાકો "મિઠો પરમો" કરી કેહેછે, તેનેમાંટે ગામઠી વૈદો નીચે જણાવેલા ઇલાજો કરેછે, અને તેથી ઘણીવેળા ગુણ થયેલો જણાયોછે, માંટે તે અજમાવવાની ભલામણ કર્યામાં આવેછે.

ગોખરૂના ભુકો તોલા ૩—અલસીનાં બીયાંનો ભુકો તોલા ૨—એલાના તોલા ૨—કબાબચીનીનો ભુકો તોલા ૪—ધોળી મુસલી તોલા ૨—સાકર શેર ૦ા.

આ સઘળાંને ૧૦ આઉંસ પાણીમાં એક રાતસુધી ભિંજવી રાખવું, અને સવારનાં ગાળી કાહાડીને. તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ દહાડામાં ત્રણવાર પીવો, અને લાગટ સાત દહાડાસુધી આ દવા ચાલુ રાખવી. આ દવાથી ઘણીવેળા જુનો પરમો સાજો થાયછે, અને એમાં મુખ્ય ગુણ ગોખરૂનોછે. અથવા સંગજીરૂ, ચીનીકબાબ, એલચી તથા તબાશીર અથવા વાંસકપુર સરખેભાગે મેળવીને, તેમાંથી ૧૦ થી ૧૫ ગ્રેન જેટલું પાણીમાં ફકાડેછે.

મિઠા પરમામાં ઘણીવેળા પાણીજેવી પાતળી ધાત ઘણાં મહિના અથવા વર્ષો લગણ પિસાબમાં જયા કરેછે, અને કાબેલ ડાકટરોએ ઘણાં ઇલાજો કરવાછતાં પણ કાંઇ ગુણ જણાતો નથી. એવા બિમારે નીચે જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા, કે જેથી ઘણીવેળા એવી પાતળી ધાત જતી તદ્દન બંધ થઇ શકેછે.

૫ ગ્રેન "સેન્ટોનાઇન" દહાડામાં ત્રણ વખત પાણીમાં ફાકવું. અથવા

| | | |
|---|---|---|
| ટેનીક આસીડ.................. | દ્રામ | ૦ાા |
| એક્સટ્રેક્ટ આવ ઓપીયમ.......... | ગ્રેન | ૧ |
| ગ્લીસરાઇન .................... | દ્રામ | ૩ |

આ સઘળાંને મેળવીને, તેની એક ચિકટ ગોળી બનાવવી, અને તેને લીસા પથ્થરઉપર સારીપઠે ઘુંટીને પિસાબ કરવાની નળીનાં છેડેનાં નાકાંમાં જઇ શકે એટલી નાહાની બનાવવી, અને સુકવીને કઠણ થાય કે તે નાકાંમાં દાખલ કરવી, અને ત્યાં એક કલાકસુધી રાખીને કાહાડી નાખવી. આપ્રમાણે અક્કકી સળી જયાંસુધી પરમો સાજો થાય; ત્યાંસુધી દરરોજ દાખલ કરવી, અથવા ૧ આઉંસ "ઑઇન્ટમૅન્ટ આવ સ્પરમેસીટી" તથા ૫ ગ્રેન "નાઇટ્રેટ આવ સીલવર"

આ બંધેને મેળવીને તેમાંથી થોડું *પિસાબ કાહાડવાની સળીઉપર લગાડવું; અને ત્યારપછી તે સળી પિસાબ કરવાની નળીમાં દાખલ કરવી, અને ત્યાં તે પાંચ મીનીટસુધી રાખીને કાહાડી લેવી. આપ્રમાણે દહાડામાં એકવાર થોડા દહાડાસુધી દરરોજ કરવું.

અગરજો પરમાનેલીધે ગોળીઓ સુજી આવે, અને તેઓમાં વરમ થાય, તો ગરમ પાણીનો સેક તેઓઉપર કરવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેઓઉપર લગાડવી.

એક્સટ્રેક્ટ આવ બેલેડોના દ્રામ ૨—ગ્લીસરાઈન દ્રામ ૪—પાણી આઉંસ ૧.

ગોળીનો સોજો નરમ પડવાપછી "ઑઇન્ટમેન્ટ આવ ટારટરેટેડ એન્ટીમની" ગોળીઓઉપર ચોપડવો, અથવા ૧ થી ૨ ભાગ "આઇયોડોફૉર્મ," તથા ૩૦ ભાગ ચરબી, આ બંધેને મેળવીને તે લગાડવું.

અગરજો પરમાને લીધે આંખનો વરમ થાએ, અને તે સુજી આવે, રાતી થાએ, અને તેમાંથી રસી ગળ્યા કરીને તેમાં પુષ્કળ દરદ થાએ, તથા આંખના પોપચા સુજી આવેતો ૨ દ્રામ ફટકી તથા ૨૦ આઉંસ પાણી આ બંધેને મેળવીને એ મેળવણીથી આંખોને ઘડી ઘડી સાફ કરવી, તથા કોપેવાના ટીપાં આંખમાં નાખવાં.

આ દરદ તદન સાજું થાય, કે શકિત આવવામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે તે પીવી.

| | |
|---|---|
| ટીંક્ચર આવ સ્ટીલ.... મીનીમ ૪૦ | સૉલ્યુશન આવ સ્ટ્રીકનીયા મીનીમ ૨૦ |
| ટીંક્ચર આવ કેન્થેરીડીસ મીનીમ ૩૦ | પાણી............ આઉંસ ૬ |

અગરજો દરદી સ્ત્રી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, એકેકો ભાગ, દહાડામાં ત્રણવાર, પિચકારીવડે છુપા ભાગમાં મારવો.

સલફેટ આવ ઝીંક દ્રામ ૧—એલમ દ્રામ ૨—પાણી આઉંસ ૨૦.

---

## ટાંકી અથવા ચાંદી.

**(સીફીલીસ=Syphilis.)**

ટાંકી અથવા ચાંદીનું દરદ રાંડનાં આજારથી થાયછે. પરમો તથા ટાંકી, અથવા ચાંદી, આ બંધે દરદો એકબીજાથી તદન જુદાંછે. પરમાવિષે આગળ સઘળી બાબદ આવી ગઇછે, માંટે તેવિષે હ્યાં ફરીથી જણાવવાની અગત્ય નથી, પણ માત્ર ટાંકીવિષે અત્રે જણાવ્યે છીયે.

---

* આ સળીને અંગ્રેજીમાં "બુજી" (Boujie) કરી કેહેછે, અને જ્યારે પિસાબ અટકી રેહેછે, ત્યારે તે કાહાડવાનાં કામમાં એ આવેછે. તે "ગટાપરચા"ની બનાવેલી, તથા પોકળ હોયછે, અને હરકોઇ મોટાં જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતી મળેછે.

ટાંકી અથવા ચાંદી, જેને અંગ્રેજીમાં "શેનકર" (Chancre) કરી કેહેછે, તે નીચે જણાવ્યાપ્રમાણે ત્રણ જાતની હોયછે.

૧ લી.—સાદી, નરમ ટાંકી.

૨ જી.—કઠણ, હાડકાંજેવી ટાંકી, અને

૩ જી.—ખવાતી અથવા પંથરાતી ટાંકી,

---

## ૧ લી.—સાદી, નરમ ટાંકી.

(સીમપ્લ શેનકર=Simple Chancre.)

**નીશાની તથા સબબ.**—જે સ્ત્રીઓ વેશ્યાનો નઠારો ધંધો ચલાવેછે, તેઓને જો આ ટાંકી થયેલી હોયછે, તો તેઓસાથે સંભોગ કર્યાથી બીજેથી ત્રીજે દહાડે એક જાતની ફોલ્લી થઇ તે તરત ફુટી જાયછે, તથા તે જગ્યાએ ચાઠું પડીને તેમાં ખાડો પડેછે, અને આ ખાડામાં રસી થયા કરેછે.

**ઈલાજો.**—ઘણુંકરીને આ જાતની સાદી, નરમ ટાંકી ધાસ્તીભરેલી હોતી નથી, અને તે માત્ર બાહારનાં ઇલાજો કર્યાથી સાજી થઇ શકેછે, માટે જેવી ફોલ્લી થયેલી જણાય, કે તરત તેઉપર ૧ થી ૨ ટીપાં જલદ "નાઇટ્રીક આસીડ" વાંસની સળીવડે મુકવું. એથી ટાંકીનું ઝેર તદન બળી જશે, અને ચાઠું પડશે નહીં. પણ જો એટલી સંભાળ રાખ્યામાં નહીં આવે, અને તે ફોલ્લી ફુટીને તેની જગ્યાએ ટાંકી દીશે, તો ઉપર જણાવેલો તેજાબ તેઉપર મુકવો નહીં, પણ "આઇયોડોફૉર્મ," અથવા "સબ આઇયોડાઇડ આવ બીસમથ," દહાડામાં બેવાર સવારસાંઝ થોડા દહાડાસુધી તેઉપર ભભરાવવું, અથવા ૩૦ થી ૬૦ ગ્રેન "આઇયોડોફૉર્મ," તથા ૧ આઉંસ ચરબી, આ બંધેને મેળવીને, તેનાં મલમની આગળી બનાવીને, સવારસાંઝ તેઉપર થોડા દહાડાસુધી મુકવી, અથવા "ઑઇન્ટમેન્ટ આવ રેડ ઑક્સાઇડ આવ મરક્યુરી"ની આગળી બનાવીને તેઉપર મુકવી.

આ સઘળા ઇલાજોમાં "આઇયોડોફૉર્મ"ની દવાનો ઇલાજ સર્વેથી સરસછે. આ જાતની ટાંકીમાં પીવાની દવાની બિલકુલ અગત્ય નથી, અને તે પાંચથી ૭ દહાડામાં સાજી થાયછે.

---

## ૨ જી.—કઠણ, હાડકાંજેવી ટાંકી.

(ધી ઈનડ્યુરેટેડ, ઑર ધ હન્ટીરીયન શેનકર=The indurated, or the Hunterian Chancre.)

**નીશાની.**—આ ટાંકી ઘણી નઠારી જાતની હોયછે. આ જાતની ટાંકીમાં તેનીઆસપાસની જગ્યા ઘણી કઠણ હાડકાંજેવી હોયછે, અને જે ડાકટરે પેહેલાં તેની ખાસીઅત શોધી કાહાડીછે, તેનાં નામઉપરથી એને અંગ્રેજીમાં "હન્ટીરીયન શેનકર" (Hunterian Chancre) કરી કેહેછે. આ જાતની ટાંકી ઘણુંકરીને

ગોળ હોયછે, અને તેનું ઝેર શરીરનાં લોહીમાં ફર્યાથી જાંગનાં કાતરાઓમાં એક જાતની નઠારી ગાંઠ પણ થાયછે. અગરજો આ જાતની ટાંકીનો ઘટતો ઇલાજ વેળાસર તરત કર્યામાં નહીં આવે, તો તેનું ઝેર શરીરમાં ફરી વળીને દરદીની અવસ્થા તદન બગાડી નાખેછે, અને ઘણીવેળા તે રીબીરીબીને મરણ પામેછે.

આ જાતની ટાંકીમાં માત્ર બાહારનાંજ ઇલાજો કર્યામાં આવતા નથી, પણ વળી પીવાની દવાઓ લેવાની ઘણીજ અગત્યછે.

**ઈલાજ ૧ લો.**—જેવી આ જાતની ટાંકી થયેલી જણાય, કે ૬૦ ગ્રેન "કેલોમેલ," તથા ૨૦ આઉંસ "લાઇમ વૉટર," આ બંધેને સારીપડે મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળીને રાતદહાડો તેઉપર મુકવો. આ મેળવણીને "બ્લેક વૉશ" કરી કેહેછે, તથા તેમાં જે કાળો થરો નિચ્ચે બેસી જાયછે, તેનો મોટો ગુણ હોયછે. ચમચાવડે તે કાળો થરો બાહાર કાહાડીને ચાંદીઉપર દહાડામાં બેથી ત્રણવાર મુકવો.

**ઈલાજ ૨ જો.**–૧૮ ગ્રેન "કૉરોસીવ સબ્લીમેટ," તથા ૧૦ આઉંસ "લાઇમ વૉટર," આ બંધેને મેળવીને, તેમાં કપડાંનો કટકો ભિંજવીને તે ચાંદીઉપર બાંધવો. આ મેળવણીનો રંગ પિળો હોવાથી, તેને "યલો વૉશ" કરી કેહેછે.

**ઈલાજ ૩ જો.**—"ઑઇન્ટમેન્ટ આંવ રેડ ઑક્સાઇડ આવ મરક્યુરી" ની આગળી બનાવીને તે ચાંદીઉપર મુકવી.

**ઈલાજો ૪ થા.**—થોડા ગ્રેન "આઇયોડોફૉર્મ" સવારસાંઝ ચાંદીઉપર દાબવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સેલીસીલીક આસીડ ...... | ડ્રામ | oll | એક્સટ્રેક્ટ આવ ઇન્ડિયનહેમ્પ. | ગ્રેન | ૧૦ |
| આઇયોડોફૉર્મ.......... | ડ્રામ | oll | ફ્લૅક્સીબલ કલોડીયન .... | આઉંસ | ૧ |

ઉપર જણાવેલી દવાઓ મેળવીને તેમાં પીછી બોળીને, સવાર સાંઝ, ચાંદી ઉપર તે સુકાઇને નરમ થાએ ત્યાંવેર થોડા દહાડા ચોપડવી.

અગરજો ચાંદીમાં ઘણી અગન બળતી હોય, અને તે સુજી આવી હોય, તો થોડાં "શુગર આવ લેડ"નાં પાણીમાં "લૉડેનમ" નાખીને તે ચાંદીઉપર મુકવું, અને ત્યારપછી ઉપલા ઇલાજોમાંહેલો એક અજમાવવો.

ઉપલા ઇલાજો કર્યાથી ચાંદી રૂઝાયછે ખરી, પણ તે રૂઝાવાછતાં દરદી તદન સાજો થયેલો કેહેવાય નહીં, કારણકે જોકે તે રૂઝાયછે, તોયે તેનીઆસપાસની કોર નરમ થતી નથી, પણ હાડકાંજેવીજ કઠણ રેહેછે, અને જ્યાંસુધી તે કઠણ રેહેછે, ત્યાંસુધી દરદીનાં શરીરમાં તેનું ઝેર ફરતું રેહેછે, અને થોડા મહિનાં ગયાકેડે તેનાં આખાં શરીરની ચામડીઉપર, મોહોડાંઉપર, તથા નાકઉપર રાંડનાં આજારને લગતાં ભયંકાર ચામડીનાં દરદો બાહાર ફુટી નિકળેછે. મોંહના તાલકાંમાં નાસૂર પડેછે, નબળાઇ થાયછે, અને શરીરમાંહેનાં સઘળા અવયવો તદન બગડી જવાથી, તેઓમાં તરેહવાર જાતનાં દરદો ઉત્પન્ન થાયછે. એટલામાંટે બાહારનાં ઇલાજો કરતીવેળા માંહેનાં ઇલાજો કરવાની પણ ઘણીજ અગત્યછે. સર્વેથી સરસ દવા પારાની મેળવણીવાળી હોયછે, અને તે પીવામાં અથવા ધુંઇનાં આકારમાં આપવામાં આવેછે.

**ચેતવણી.—અગરજો દરદી બીજીરીતે નિરોગી તથા મજબુત બાંધાનું હોય, તોજ તેને પારાની દવા વાપરવી, પણ જો રોગી તથા નબળા બાંધાનું હોય, તો તેને તે કદી વાપરવી નહીં.**

**ઈલાજ ૫ મો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની બાર ગોળીઓ બનાવી, તેમાંથી એકગોળી સવારે, તથા બે ગોળીઓ રાત્રે, આપ્રમાણે સઘળીમળી ત્રણ ગોળીઓ જયાંસુધી દાંતનાં પારા સુજે, ત્યાંસુધી દરરોજ પાણીસાથે ગળવી.

| | | |
|---|---|---|
| | બ્લુ પીલ ................ | ગ્રેન ૬૦ |
| અથવા | પ્લમર્સ પીલ ................ | |
| | એક્સ્ટ્રેક્ટ આવ જેનશીયન ...... | ગ્રેન ૬૦ |
| | એક્સ્ટ્રેક્ટ આવ ઓપીયમ...... | ગ્રેન ૨ |

અગરજો ઉપર જણાવેલી ગોળીઓ ગળ્યાથી દાંતનાં પારા સુજે, તો એક ગોળી સવારે, અને એક ગોળી રાત્રેમળી બેજ ગોળીઓ ગળવી.

અગરજો ઉપર જણાવેલી ગોળીઓ ગળ્યાથી મોહોડું ઘણું આવે, તથા પુષ્કળ થુક પડે, તો અર્ધી ગોળી સવારે, તથા અર્ધી ગોળી સાંઝે મળી એકજ ગોળી ગળવી. અથવા

કારબોનેટ આવ મરક્યુરી ડ્રામ ૩—કમપાઉંડ પાઉડર આવ લીકોરીસ જોઇએ એટલું.

એ બેઉને મેળવીને તેની ૬૦ ગોળી કરવી, અને બેથી ચાર ગોળી ખાણું ખાધા પછી દરરોજ ગલવી.

ઉપર જણાવેલા ઈલાજોથી કઠણ, હાડકાંજેવી ટાંકી પંદરથી વીસ દહાડામાં તદન સાજી થશે. ઉપલી પારાની દવાથી કોઈવેળા કેટલાક ચાંદીવાળાં દરદીનું મોહોડું ઘણું જોરમાં નડારીરીતે આવેછે, દાંતો સુજી આવેછે તથા ઢીલા પડી જાયછે, મોંહ વાસ મારેછે, રાતદહાડો પુષ્કળ થુક ગળ્યા કરેછે. એવીવેલા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં કોગલા કરવા, જેથી મોંહ ઝરતું બંધ પડશે.

બોરેક્સ ડ્રામ ૧—ક્લોરેટ આવ પોટાશ ડ્રામ ૩—પાણી આઉંસ ૮.

અગરજો દરદી ઘણું નબળું હોય, તો તેને ઉપર જણાવેલી પારાની દવા વાપરવાને બદલે ૧૦ થી ૩૦ મીનીમ "ટીંક્ચ્યુરા સીન્જેસ બૅકયા ઓરીઍનટેલીસ," પાણીમાં મેલવીને દહાડામાં ત્રણવખત ઘણા દહાડા પીવી, તથા પારાની ધુંઇ થોડા દહાડાલગણ જયાંસુધી કઠણ, હાડકાંજેવી ટાંકીની આસપાસની જગ્યા ધુંઇ લીધાપછી નરમ થાય, ત્યાંસુધી નીચે જણાવ્યાપ્રમાણે લેવી.

**ઈલાજ ૬ ઠો.**—દરદીએ સવારનાં મળસકાંમાં તદન નાગાં થઈને એક ઉંચી ખુરશીઉપર બેસવું, અને પોતાનાં આખાં શરીરઉપર ઉનની ગરમ ધાબળી વિટાળવી, પણ મોહોડું ખુલ્લું રાખવું, અને ત્યારપછી એક છાલકાં વાસણમાં થંડું પાણી ભરીને તે વાસણ પોતાની ખુરશીનિચ્ચે મુકવું, અને એક ઇંટ પુષ્કળ ગરમ કરીને પાણીમાં એવીરીતે મુકવી, કે ઇંટની સપાટી પાણીની સપાટીકરતાં

જરા ઉંચી રેહે. ત્યારપછી ઈંટનીઉપર ૦ાા થી ૧ ડ્રામ "સીનેબાર"ની ભુકી મુકવી. એમ કર્યાથી ઈંટની ગરમીથી એકજ વખતે પાણીનો બાફ, ઉપલી પારાની દવાનો બાફ, તથા હવા, આ ત્રણેની ધુંઇ એકદમ સાથે દરદીને મળશે, અને તે ધુંઓ તેનાં શરીરની ચામડીની રગેરગમાં દાખલ થશે. આ રીતે પા કલાકસુધી ધુંઇ લેવાપછી તે બંધ કરવી, અને પોતાનાં શરીરને જાડા "ટુવાલ" વડે લુછીને લુગડાં પેહેરી સુઇ જવું. આ દવાની ધુંઇથી મોહોડું આવે, અને ટાંકીની આસપાસની જગ્યા નરમ થાય, કે તે વધુ લેવી બંધ કરવી.

---

## ૩ જી.—ખવાતી અથવા પંથરાતી ટાંકી.

(ફેજેડેનીક શેનકર=Phagedenic Chancre.)

**નીશાની તથા સબબ.**—આ જાતની ટાંકી ઘણાં ગરીબ અને કંગાલ લોકો, જેઓને પુરતું ખાવાનું મળતું નથી, તથા જેઓ ઘણીજ ગલીચ જગ્યાઉપર રેહેછે, તેઓને ઘણુંકરીને થાયછે. આ જાતની ટાંકી એકવાર થવાપછી તે ઘણી જોરમાં ફેળાઇ જાયછે, અને તેથી ટાંકીની આસપાસનાં ભાગો ઉતાવળા ખવાઇ જાયછે, તથા તેથી છુપા ભાગોમાં ભયંકર ચાઠાં પડેછે,

**ઈલાજો.—આ જાતની ટાંકીમાં પારાની દવા કદી લેવી નહીં, કારણ કે તેથી અતિશય અવગુણ થાયછે,** પણ નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેના ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે, દરરોજ પીવો.

| | | |
|---|---|---|
| આયોડાઇડ આવ પૉટાશીયમ .... | ગ્રેન | ૧૨ થી ૩૦ |
| એમોનીએટેડ ટીંક્ચર આવ ગુએકમ... | ડ્રામ | ૨ |
| કમપાઉંડ ડીકૉક્શન આવ સારસા પેરીલા. | આઉંસ | ૧૨ |

વળી શક્તિ આવવામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની બે ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી સવારસાંઝ પાણીસાથે ગળવી.

સલ્ફેટ આવ કુઇનાયા ગ્રેન ૬—રીડ્યુસ્ડ આયરન ગ્રેન ૪—એક્સટ્રેક્ટ આવ જેનશીયન ગ્રેન ૧૦.

**અગરજો પુષ્કળ દરદ** થાય, તો ૧ ગ્રેન અફીણની એક ગોળી બનાવીને, **દર** ચાર કલાકે ગળવી.

બાહારનાં ઇલાજોમાંટે, જેવી આ જાતની ટાંકી થયેલી જણાય, કે તેને "કૉસ્ટીક પૉટાશ" અથવા થોડાં ટીપાં "નાઇટ્રીક આસીડ" કાચડીની સળીવડે લગાડીને બાળી નાખવી, કે જેથી તે આગળ વધારે પંથરાશે નહીં. પણ તે લગાડવાઅગાઉ ચાંદીનીઆસપાસની જગ્યાઉપર તાવેલું મીન, "રેઝીન પ્લાસ્ટર," અથવા ઘાનો સાદો મલમ, આ ત્રણમાંથી ગમેતે એક લગાડવું, કે જેથી ઉપલી દવા લગાડતીવેળા આસપાસની ચામડીને નુકશાન થાય નહીં, અને ત્યારપછી તેઉપર અલસીનો ગરમ સેક કરવો.

અગરજો તેમાં દરદ ઘણું થાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તેમાં કપડાંનો કટકો બોળી તે ભાગઉપર મુકવો, અને તે રાતદહાડો મુકયા કરવો.

ટેનીક આસીડ ગ્રેન ૧૮—લૉડેનમ આઉંસ ૦ાા—કારબૉલીક આસીડ ગ્રેન ૨૦—ડાઇલ્યુટેડ સૉલ્યુશન આવ સબ એસીટેટ આવ લેડ આઉંસ ૬.

શકિત આવે એવો ખોરાક લેવો, જેવોકે દુધ, ઇંડાં, સેરવો વગેરે.

---

## ફાઇમોસીસ=(Phymosis.)

**નીશાની.**—જયારે પુરૂષની પિસાબ કરવાની નળીનાં છેક છેડાઆગળ, એટલે તેનાં ફુલઉપર, અથવા તેની ચામડીઉપર ઉપર જણાવેલી બીજી જાતની કઠણ, હાડકાંજેવી ટાંકી થાયછે, ત્યારે ઘણીવેળા તેનીઆસપાસ ઘણો સોજો આવેછે, તથા ચામડી જાડી થવાથી તેનું ફુલ તદન ઢંકાઇ જાયછે. આ જાતનાં દરદને મથાળે જણાવેલે નામે ઓળખવામાં આવેછે. અગરજો એનાં ઇલાજો તરત નહીં કર્યા હોય, તો ચાંદી માંહેનીમાંહે વધ્યા કરેછે, અને તેથી ફુલમાં ભયંકરરીતે ઘા પડેછે.

**ઈલાજો.**—ખસખસનાં પોસને પાણીમાં ઉકાળીને તેને કાચનાં ઉંડાં વાસણમાં નાખીને. તેમાં દરદીએ પોતાની પિસાબની ઇંદ્રિ દર ત્રણ કલાકે, અર્ધાથી એક કલાકસુધી બોળી રાખવી, તથા પિસાબ કરવાની નળીનાં બાહારનાં છેડાઆગળનાં ફુલ, તથા તેનીઉપરની ચામડીનીવચ્ચે ગરમ પાણીની પિચકારી મારવી, જેથી ચામડીમાંહેની સઘળી રસી તદન ધોવાઇ જશે, આપ્રમાણે ગરમ પાણીની પિચકારી માર્યાપછી, ૪ આઉંસ "લાઇમ વૉટર," તથા ૩૦ ગ્રેન "કેલોમેલ" આ બંનેને મેળવીને તેજ પિચકારીવડે ત્યાંજ, દર ત્રણથી ચાર કલાકે મારવું. તથા એજ મેળવણીમાં ઝીણું કપડું બોળીને તે એક સળીવડે પિસાબ કરવાની નળીનાં બાહારનાં છેડા, તથા તેની ચામડીનીવચ્ચે દાખલ કરવું, અને તે ભિંજેલું રાખવું.

અગરજો ઉપર જણાવેલાં લોશનની પિચકારી માર્યાથી ઘણી અગન બળે, તો તેનેબદલે ૬ આઉંસ "ડાઇલ્યુટેડ સૉલ્યુશન આવ સબ એસીટેટ આવ લેડ," તથા ૩ ડ્રામ "લૉડેનમ." આ બંનેને મેળવીને તેની પિચકારી તેજ જગ્યાએ દહાડામાં ચારથી પાંચવાર, એકથી બે દહાડાસુધી મારવી, અથવા

નાઇટ્રેટ ડ્રામ ૦ાા—શુગર આવ લેડ ડ્રામ ૧—પાણી આઉંસ ૮.

આ ભાગોને મેળવીને. તેની પિચકારી ઉપલીજ જગ્યાએ મારવી. અને દરદ તદન નરમ પડ્યાપછી "લાઇમ વૉટર" અને "કેલોમેલ"ની પિચકારી પાછી મારવી. તથા "**કઠણ, હાડકાંજેવી ટાંકી**"નાં મથાળાંહેઠલની બાબતમાં જણાવ્યા પ્રમાણે "બ્લ્યુ પીલ"ની ગોળીઓ ગળવી. (જુઓ **ઈલાજ ૫ મો**) આપ્રમાણેનાં ઇલાજો કર્યાથી ઇંદ્રિનું ફુલ ખુલ્લુ થશે, અને ચાંદી પણ રૂઝાશે. અગરજો આ સઘળા ઇલાજો કરવાછતાં ફુલ ખુલ્લું નહીંજ થાય, તો કોઇ કાબેલ ડાકટરપાસે ફુલઉપરની ચામડી કપાવી કહડાવીને તેઉપર પાછો મલમપટો કરાવવો.

---

## જાંગનાં કાતરામાં થતી ગાંઠ.

(બ્યુબો=Bubo.)

**સબબ.**—જ્યારે કઠણ, હાડકાંજેવી ટાંકી સ્ત્રી અથવા પુરૂષનાં છુપા ભાગઉપર, અથવા તેનીમાંહે થયેલી હોયછે, ત્યારે તેનું ઝેર જાંગનાં કાતરામાં લોહીની મારફતે ચુસાઇને તેની એક ગાંઠ થાયછે, જેને "બદ" કરીને પણ કહેવામાં આવેછે. આ જાતની ગાંઠ કોઇવેળા ટાંકી નહીં જણાતાં પણ થાયછે.

**ઈલાજો.**—ખસખસના પોસને પાણીમાં ઉકાળીને તેમાં કપડું બોળીને તેનો ગરમ સેક ગાંઠઉપર કરવો, અથવા તેઉપર "લીનીમેન્ટ આવ આઇયોડાઇન" પિચ્છવડે થોડા દહાડાસુધી દરરોજ લગાડવું. અગરજો દરદી મજબુત બાંધાનું હોય, તો પેહેલાં ગાંઠઉપર એકથી બે ડજન જળો મુકવી અને ત્યારપછી તેઉપર ગરમ સેક ઉપર જણાવ્યાપ્રમાણે કરવો, તથા **"કઠણ, હાડકાંજેવી ટાંકી"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે પારાની મેળવણીવાળી ગોળીઓ ગળવી, તથા જાંગનાં કાતરામાં ૩૦ ગ્રેનજેટલો પારાનો મલમ, દરરોજ સવારસાંઝ લગાડવો. આ ઇલાજથી ગાંઠ ઘણીવેળા બેસી જાયછે, પણ કોઇવેળા તે પાકેછે, માંટે જો તે પાકતી હોયએમ જણાય, તથા આંગળાંએ દાબવાથી તે પોચી થયેલી જણાય, તો તે ઉતાવળી પોતાનીમેળે ફુટી જાય એવા ઇલાજો કરવા. એટલામાટે અલસીના આટાને પાણીમાં રાંધીને તે કપડાંમાં મુકી તેનો ગરમ સેક ગાંઠઉપર કરવો, અને ગાંઠનાં સર્વેથી નરમ ભાગની ચામડીઉપર "કૉસ્ટીક પૉટાશ" બેથી ચાર દહાડાસુધી લગાડવું. એમ કર્યાથી જો તે પોતાનીમેળે ફુટે, તો ઘણું સારૂં, કારણકે ગાંઠ જ્યારે પોતાનીમેળે ફુટેછે, ત્યારે તેમાં નાસૂર પડવાની અથવા ભંગદર થવાની ધાસ્તી રેહેતી નથી, પણ જો પોતાનીમેળે નહીંજ ફુટે, તો નસ્તરવડે ચીરાવવી. ગાંઠ ફુટવાપછી તે ઉપર "ઑઇન્ટમેન્ટ આવ ઝીંક"ની, અથવા "ઑઇન્ટમેન્ટ આવ રેઝીન"ની આગળી દરરોજ તાજી બનાવીને તે મુકવી. ટાંકી તથા તેની ગાંઠ, આ બંધે તદન સાજાં થાય, કે નીચે જણાવેલી દવા મેળવીને, પોણું વાઇન ગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પીવી, અને તે એક મહિનાસધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| એમોનીએટેડ ટીંક્ચર આવ ગ્યુએકમ ...... | ડ્રામ | ૨ |
| કમ્પાઉંડ ડીકૉક્શન આવ સારસાપેરીલા .... | આઉંસ | ૧૨ |

---

## શરીરઊપર ટાંકીનાં ઝેરની અસર.

**(સેકનડરી સીફીલીસ**=Secondary Syphilis.)

ટાંકીનું ઝેર લોહીમાં ફર્યાથી તેની માઠી અસર ચામડીઉપર થાયછે, જેથી ટાંકી થવાપછી થોડે મહિને, અથવા કોઇવેળા ઘણે વર્ષે ચામડીઉપર તરેહવાર જાતનાં દરદો ફુટી નિકળેછે, જેવાંકે રાતી છાંટ, ફોલ્લા, માછલીનાં ભિંગડાંજેવા પોપડા, પરૂંથીભરેલા ઝીણાં દાણાંઓ, શરીરઉપર જુદીજુદી જગ્યાએ કઠણ ગાંઠો,

મસા, વગેરે. વળી શરીરનાં જુદાજુદા અવયવો, જેવાકે કલેજું, ભેજું, દિલ, ફેફસાં, આંતરડાં, હોજરી, આંખો, વગેરેમાં પણ તેનું ઝેર દાખલ થવાથી તેઓ તદન બગડી જાયછે.

**નીશાની.**—કઠણ, હાડકાંજેવી ટાંકી થવાપછી ઉપલા ઈલાજો કરવાછતાં પણ ઘણીવેળા જ્યારે ચામડીનાં તરેહવાર જાતનાં દરદો ઉત્પન્ન થાયછે, ત્યારે તેમાં ચીડ લાગતી નથી, દરદવાળી ચામડીનો રંગ તાંબાંનાજેવો ભુરો હોયછે, તાળવામાં નાકું પડેછે, જે ખોરાક લેવામાં આવેછે, તે નાકવાટે પાછો બાહાર નિકળી પડેછે, તથા હાડકાંઓમાં નઠારી જાતનો સજો લાગુ પડેછે. કોઈવેળા હાડકાંઓઉપર કઠણ ગાંઠો બંધાયછે, તથા તેમાં સંધિવાનાંજેવું દરદ થયા કરેછે. નાકઉપર તેની અસર થવાથી તે ખરી પડેછે, આંખોઉપર નઠારી જાતનો વરમ થાયછે, બાલ ખરી પડેછે, આંખો તથા કાનોને ઈજા થવાથી દરદીને આંખે ઝાંખ મારેછે, તથા કાને બેહેરાપણું લાગુ પડેછે, માંસનાં લોચાઓમાં ચાઠાં પડેછે, તથા પછવાડેથી ફેફરાંનો મર્જ પણ લાગુ પડેછે. ટુંકમાં, આ દરદજેવાં માઠાં દરદો બીજાં ઘણાંજ થોડાં હોયછે.

**ઈલાજો.**—અગરજો કઠણ, હાડકાંજેવી ટાંકી થઈ હોય, અને દરદી મજબુત બાંધાનું હોય, તો **"કઠણ, હાડકાજેવી ટાંકી"**નાં મથાળાંહેઠલની બાબદમાં **ઈલાજ ૫ માં**મધે જણાવ્યાંપ્રમાણે તેને પારાની ગોળીઓ નવેસરથી ગળાવવી ચાલુ કરવી, અથવા જો તે નબળું જણાય, તો તેને પારાની કોઈ મેળવણીવાળી દવા, તેમાં મુખ્યકરીને ૦।। થી ૧ ડ્રામ "સીનેબાર"નાં ભુકાની ધુંઈ સવારનાં આપવી. અગરજો તેથી દાંતનાં પારા દુખે તથા સુજે, અને મોહોડું આવે, તો તે બંધ કરવું, અથવા જ્યાંસુધી મોહોડું આવે, ત્યાંસુધી નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં બાર ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર, લાંબો વખતસુધી, એટલે જ્યાંસુધી મોહોડું આવે, ત્યાંસુધી પાવો.

| | | |
|---|---|---|
| સૉલ્યુશન આવ પરક્લોરાઈડ આવ મરક્યુરી.. | ડ્રામ | ૧૨ |
| આઈયોડાઈડ આવ પૉટાશીયમ .......... | ડ્રામ | ૨ |
| ઈનિફ્યુઝન આવ ચીરેટા.............. | આઉંસ | ૧૮ |

અથવા

| | | | |
|---|---|---|---|
| પરક્લોરાઈડ આવ મરક્યુરી.... | ગ્રેન ૬ | સૉકોટ્રીન એલોઝ...... | ગ્રેન ૬૦ |
| ક્લોરાઈડ આવ ગોલ્ડ ...... | ગ્રેન ૨ | એક્સટ્રેક્ટ આવ જેનશીયન. | જોઈએ એટલું |

ઉપર જણાવેળી દવાઓ મેલવીને તેની ૧૦૦ ગોળી કરવી અને અક્કેકી ગોળી સવારનાં તથા સાંઝે પાણીમાં લાંબો વખતસુધી ગળવી. આ ગોળીઓ ઘણી સારીછે, અને તેથી ઘણો ગુણ થાયછે.

અગરજો દરદી ઘણાં નબળા બાંધાનું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ૬૦ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં બેવાર, સવાર-સાંઝ પાણીસાથે ગળાવવી, અને તે ઘણાં મહિનાસુધી ચાલુ રાખવી.

| | | | |
|---|---|---|---|
| કૉરોસીવ સબ્લીમેટ........ | ગ્રેન ૫ | કેપસીકમ ફ્રૂટ .......... | ગ્રેન ૧૦ |
| સલફેટ આવ આયરન ...... | ગ્રેન ૩૦ | પીલ આવ એલોઝ એન્ડ મર .. | ગ્રેન ૩૦ |

બાહારનાં ઇલાજોમાંટે ચામડીનાં દરદોઉપર પારાનો મલમ, જેવોકે "ઑલીએટ આવ મરક્યુરી," અથવા "ઑઇન્ટમેન્ટ આવ રેડ ઑક્સાઇડ આવ મરક્યુરી," અથવા ૧૦ ગ્રેનજેટલો "ઑઇન્ટમેન્ટ આવ નાઇટ્રેટ આવ મરક્યુરી" દરરોજ સવારસાંઝ ચામડીઉપર મસળવો. આ પ્રમાણે ઇલાજો કર્યાથી ટાંકીથી નિપજતાં ચામડીનાં તથા શરીરનાં તરેહવાર ભાગોનાં દરદો સાજાં થાયછે.

અગરજો દરદીને ટાંકીનેલીધે ચામડીનાં દરદોસાથે ફેફરાંનો મર્જ પણ થયો હોય, તો ઉપર જણાવ્યાપ્રમાણે પારાની દવા પાવાનેબદલે નીચે જણાવેલી દવાઓ મેળવીને, દોહોડ વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

આઇયોડાઇડ આવ પૉટાશીયમ ગ્રેન ૨૦—એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા ડ્રામ ૨—કમપાઉંડ ડીકૉક્શન આવ સારસાપેરીલા આઉંસ ૧૨.

ઉપલી દવા બેથી ત્રણ દહાડાસુધી પાવાપછી, જો તેથી દરદીને મોહોડું નહીં આવે, તો એકીજવેળા ૧૨ થી ૧૮ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ," દહાડામાં ત્રણવાર આપવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને. તેમાંથી ૦॥ થી ૧ ચમચો ભરી, ખાણું ખાધા પેહેલાં પાવી.

| | | |
|---|---|---|
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ ........ | ડ્રામ | ૪ થી ૬ |
| સાઇટ્રેટ આવ આયરન એન્ડ એમોનીયા .. | ડ્રામ | ૮ |
| પાણી........................ | આઉંસ | ૮ |

અગરજો ઉપર જણાવેલી દવાથી ગુણ નહીં જણાય, તો પછી પારાની મેળવણીવાળી દવાઓ પાવી. **પણ પારાની દવા શુરૂ કરવાઆગમજ એક બાબદ ધ્યાનમાં રાખવી, કે "આઈયોડાઈડ આવ પૉટાશીયમ"ની દવા બંધ કરીને તરત પારાની દવા ચાલુ કરવી નહીં, પણ તે બંધ કરવાપછી થોડા દહાડાનો ગાળો નાખીને પછી પારાની દવા શુરૂ કરવી. અગરજો એમ નહીં કર્યામાં આવે, તો કોઈવેળા ઘણું સખતરીતે મોહોડું આવશે.**

અગરજો કડણ ટાંકીથી મસા થયા હોય, તો તે કાતરથી કાપી કાહાડવા, અને પછી તેઉપર થોડાં ટીપાં "સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ પરક્લોરાઇડ આવ આયરન," અથવા "એસેટીક આસીડ" મુકવું, અથવા "નાઇટ્રેટ આવ સીલવર" લગાડવું, અથવા થોડાં ટીપાં "આસીડ સૉલ્યુશન આવ નાઇટ્રેટ આવ મરક્યુરી" મસાવાળી જગ્યાઉપર મુકવાં.

અગરજો તેટલો ભાગ સુજી આવે, તો અલસીનાં આટાનો ગરમ સેક કરવો, અથવા ૦॥ આઉંસ "કૉસ્ટીક પૉટાશ," તથા ૧ ડ્રામ "ગમ એકેશીયા," આ બંધેને થોડા ઘઉંનાં આટામાં મેળવવું. ત્યારપછી "રેઝીન પ્લાસ્ટર"ની પટ્ટીઓમાં મસાનાંજેટલા કદનાં નાકાં પાડી તે મસાની જગ્યાઉપર એવીરીતે મેલવી, કે તે નાકાંઓનીમાંહેથી મસા બાહાર આવે, અને પછી ઉપર જણાવેલી મેળવણી તેઉપર મુકવી.

અગરજો હાડકાંઓ સુજી આવે, અને તેઓમાં ગાંઠ બંધાય, તથા તેમાં નહીં ખમાયએવું સખત દરદ થયા કરે, તો પેહેલે તે ઉપર થોડી જળો મુકીને-પછી ગરમ પાણીનો સેક કરવો, અને ત્યારપછી તેઉપર "ઑઇન્ટમેન્ટ આવ આઇયોડાઇન" પારાનો મલમ, અથવા "લીનીમેન્ટ આવ આઇયોડાઇન" લગાડવું, તથા ઉપર જણાવ્યાપ્રમાણે ૧૫ થી ૨૦ ગ્રેન "આઇયોડાઇડ આવ પૉટાશીયમ"ને, "કમપાઉંડ ડીકૉકશન આવ સારસાપેરીલા"માં ભેળીને, દહાડામાં ત્રણવાર પીવું, તથા રાત્રે સારીપઠે ઉંઘ આવે, અને દરદ ઓછું થાય, એટલામાટે ૧ થી ૨ ગ્રેન અફીણની એક ગોળી બનાવીને તે પાણીસાથે ગળવી. અગરજો તાળવામાં કે ગળામાં ખરાબ જાતનું ચાદું પડેતો નીચે જણાવ્યા પમાણે દવાઓ મેળવીને તેના કોગળા કરવા.

| | |
|---|---|
| પરક્લોરાઇડ આવ મરક્યુરી ગ્રેન ૪ | હની ........... આઉંસ ૧ |
| રેક્ટીફાઇડ સ્પીરીટ .... આઉંસ ૨ | રોઝ વૉટર ........ આઉંસ ૧ |
| ડીકૉકશન આવ સીન્કોના.. આઉંસ ૨ | ટીંક્ચર આવ મર .... આઉંસ ૨ |

**ચેતવણી.—ઉપર જણાવેલી કોગળાની દવા ઘણી સારીછે, અને તેથી ચાદાંને લીધે તાળવામાં આરપાર કાણું પડવામાં મોટો અટકાવ થાએછે. તોપણ શરૂઆતમાં એ મેળવણી થોડી થોડી લઈને કોગળા કરી જોવા, અને તે જો ઘણી સકત માલૂમ પડેતો ૧ ચમચો ઉપલી મેળવણીમાં ૧ ચમચો પાણી મેળવીને કોગળા કરવા. એથીબી જો અગન બળેતો વધારે પાણી મેળવીને કરવું. અને પછી આસતે આસતે ઉપર લખેલી દવાજ બને તેમ ઉપયોગમાં લેવી.**

ચીતરા છાલ ગ્રેન ૧૦—પિપળ ગ્રેન ૩૦.

આ સઘળાંનો ભુકો કરી. ૫ થી ૧૦ ગ્રેનજેટલો: દહાડામાં ત્રણવાર, પાણી સાથે ફાકવો. અથવા

અનંતામૂલનાં મૂળીયાંનો ભુકો ડ્રામ ૫—જેઠીમધનાં મળીયાંનો ભુકો ડ્રામ ૪—મગ્નેશીયમ ગ્રેન ૧૫—ઉભળતું પાણી આઉંસ ૨૦.

આ સઘળાંને મેળવીને, એક કલાકસુધી રાખવું, અને ઠંડું પડે, કે ગાળી કાહાડીને ૨ થી ૩ આઉંસજેટલું, દહાડામાં ત્રણવાર પીવું.

---

## ભગંદર અથવા નાસૂર.

### (ફીસચ્યુલા=Fistula.)

**નીશાની તથા સબબ.**—શરીરનાં કોઇપણ ભાગઉપર ઉંડું ઘર થવાપછી તેમાંથી રસી વેહેછે, અને તે તદન રૂઝાવાને બદલે તેમાં ઉંડો, ઝીણો દોરાજેવો પોકળ માર્ગ રેહી જાયછે, અને તેમાંથી રસી વેહેયા કરેછે, ત્યારે તેને "ભગંદર" અથવા "નાસૂર" કરી કેહેવામાં આવેછે. નાસૂરનું છિદ્ર એક નાકે એકજ હોયછે, અથવા કોઇવેળા બે છિદ્રો પણ હોયછે, અને જો તેઓમાં રૂપાની ઝીણી

સળી ખોસી હોયછે, તો તે આરપાર નિકળી શકેછે. ઉંડાં ઘર, હાડકાં તથા દાંતોમાં સળો પડવાથી, સ્ત્રીનાં થાનો માંહેથી પાકવાથી, અને સફરાઆગળ, તથા પિસાબ કરવાની ઈંદ્રિનીનિચ્ચે ઘર અથવા ગુમડાં થવાથી એવી જાતનાં નાસૂરો ઘણા સાધારણ હોયછે.

**ઈલાજો.**—નાસૂરનો સર્વેથી સરસ ઉપાય તો એછે, કે જો તે એકજ છેડેથી ખુલ્લું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી અક્કેકો ચમચો ભરી તે કાચની પિચકારીવડે નાસૂરનાં નાકાંમાં દર ત્રણ કલાકે મારવી, અને પિચકારી માર્યા પછી તે છિદ્રઉપર આંગળું દાબી રાખવું.

| | | |
|---|---|---|
| સલફેટ આવ ક્વીનીયા .......... | ગ્રેન | ૧૨ |
| ડાઈલ્યુટેડ સલફ્યુરીક આસીડ ...... | મોનીમ | ૧૫ |
| પાણી ..................... | આઉંસ | ૨ |

ઉપલી દવાની પિચકારી થોડા દિવસસુધી ચાલુ માર્યા કર્યાથી નાસૂરનો માર્ગ ઘણીવેળા તદ્દન બંધ થઈ જાયછે. બીજા ઈલાજો નીચે જણાવ્યાછે, પણ ઉપલો ઈલાજ વધારે સારોછે.

| | | |
|---|---|---|
| સલફેટ આવ ઝીંક .......... | ગ્રેન | ૫ થી ૧૦ |
| પાણી .................. | ડ્રામ | ૬ |

આ બંધેને મેળવીને તે, અથવા ૧ ડ્રામ "ટીંકચર આવ આઈયોડાઈન," તથા ૪ ડ્રામ પાણી, આ બંધેને મેળવીને, તેમાંથી થોડુંથોડું દરરોજ પિચકારીવડે નાસૂરનાં છિદ્રમાં દાખલ કરવું, અથવા રૂપાંની સળીને "ટીંકચર આવ આઈયોડાઈન," અથવા "નાઈટ્રીક આસીડ"માં બોળીને તે નાસૂરનાં છિદ્રમાં ફેરવવી, અથવા તેઉપર "આઈયોડોફાર્મ" ભભરાવવું.

અગરજો ઉપર જણાવેલા ઈલાજોથી ભગંદર સાજું થતું નથી, તો ડાકટરો તેમાં સળી ખોસીને તે નસ્તરવડે ચીરી નાખેછે, અને પછી તેઉપર મલમપટ્ટો કરેછે, અથવાતો લોટાંનો તાર ગરમ કરીને તેવડે ડામ દેછે.

અગરજો શરીરનું ચામડું અથવા હાંત સડી જવાથી ભગંદર થાય, તો સડો કાહાડી નાખવો ઘટેછે, અને તેમ કરવામાટે ડાકટરની સલાહ પુછવી.

ભગંદરવાળા દરદીને ઘણો સાદો, સોજો, અને શક્તિ આવે એવો ખોરાક આપવાની ઘણી અગત્યછે.

## પાઠું.

(કારબનકલ=Carbuncle.)

**નીશાની.**—આ દરદ એકજાતનું મોટું, ઉંડું ગુમડું હોયછે. એમાં ચામડી પેહેલાં રાતી થઈને તેમાંહે ઘણીકીડ લાગેછે, તથા ઘણી અગન બળેછે, અને તેનીનિચ્ચે કઠણ હાડકાંજેવો, ચપટો, મોટો ગાંઠ થયલો જણાયછે; તે ઉતાવળો પંથરાઈ જાયછે, અને મોટો થતો જાયછે, તથા જાંબુરો રંગ પકડેછે; તેમાં ઝીણાં

છિદ્રો પડેછે, જેમાંથી ફીટે નહીં એવી જાડી રસી છીછડાંસાથે નિકળેછે. આ દરદવાળાંને ઘણીવાર મિઠી પિસાબ પણ થાયછે.

**ઈલાજો ૧ લા.**—અલસીની "પોલ્ટીસ" કરવી, તથા ૧ ભાગ "કારબૉલીક આસીડ," અને ૬ ભાગ "ગ્લીસરાઇન," આ બંવેને મેળવીને તેમાં ઘાનું કપડું બોળી તે પાઠાંનાં છિદ્રોમાં સળીવડે દાખલ કરવું, અને એજ તેલથી તે કપડું ભિંજવેલું રાખવું.

અગરજો દરદ ઘણું થતું હોય, તો ઉપલીજ મેળવણીમાં ૦ાા ભાગ "ટીંકચર આવ ઓપીયમ" નાખવું.

અગરજો છિદ્રો પડયાં નહીં હોય, તો પાઠાંની સપાટીનાં સર્વેથી નરમ ભાગઉપર "કૉસ્ટીક પૉટાશ" લગાડીને એક છિદ્ર પાડવું, અને ત્યારપછી ઉપલી મેળવણીમાં એક કાકરો બોળીને તે મુકવો.

**ઈલાજ ૨ જો.**—"ટીંકચર આવ આઇયોડાઇન" પાઠાંઉપર લગાડવું.

**ઈલાજ ૩ જો.**—અગરજો પાઠાંવાળો ભાગ ઘણો કઠણ થયેલો જણાય, તો તેની કોરઉપર, તથા તેનીઆસપાસ "નાઇટ્રેટ આવ સીલવર," દહાડામાં બેવાર, દર બેથી ત્રણ દહાડે લગાડવું, અને પછી તેઉપર ઘાનું કપડું મુકવું, જેથી પાઠું આગળ વધતું અટકશે, તથા તેના ઘેરાવો પણ ઓછો થતો જશે.

**ઈલાજો ૪ થા.**—૧ ડ્રામ "એકસટ્રેકટ આવ બેલેડોના," તથા ૧ આઉંસ "ગ્લીસરાઇન," આ બંવેને મેળવીને તે લગાડવું, અને જો દરદ ઘણું થતું હોય, તો ૧/૨ ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા"ને, ૫ મીનીમ પાણીમાં મેળવીને તે પિચકારીવડે પાઠાંવાળી જગ્યાની ચામડીમાં દાખલ કરવું. પીધામાં હલકા જુલાબો, અફીણની દવાઓ, ધાતુઓનાં નરમ તેજાબો, "ટીંકચર આવ સ્ટીલ," "સલફેટ આવ કુઇનીયા," "ડીકૉકશન આવ સારસાપેરીલા," વગેરે અગત્ય જણાય તેમ આપવું, અથવા "પીલ્યુલા કૅલસી સલફાઇડી" નામની ગોળીઓ જે મ્હોટાં દવાખાનાઓમાંથી તૈયાર બનાવેલી મળેછે, તે વેચાતી લાવીને તેઓમાંથી અક્કેકી ગોળી દહાડામાં ત્રણ વખત મોટી ઉમરના બિમારને પાણીમાં થોડા દહાડા ગળાવવી. અક્કેકી ગોળીમાં ૧/૧૦ ગ્રેન "સલફાઇડ આવ કૅલસીયમ" આવેછે. એ ગોળીઓ ઘણી સારીછે, અને તે થોડા દહાડા લીધાથી પાઠું સારૂ થાયછે. આગળા વખતમાં જેમ કોહોળું ચીરીયે છૈયે, તેમ પાઠું ચીરવામાં આવતું હતું, જેથી ઘણાં મરણ નિપજતાં, પણ હમણાંનાં વખતમાં કાબેલ ડાકટરો પાઠાંને નહીં ચીરતાં ઉપલા ઇલાજોથી તે સાજુ કરેછે.

**ઈલાજ ૫ મો.**—"પેટ્રોલીયમ" તેલ, તથા "ગ્લીસરાઇન," આ બંવેન સરખે ભાગે મેળવીને તે પાઠાંનાં છિદ્રોમાં દાખલ કરવું.

સક્તિવાળો ખોરાક, જેવાકે ઈંડાં, દુધ, સેરવો, ઇત્યાદિ આપવો. "બ્રાંડી," વગેરે જલદ દારૂ પાવો નહીં. અગરજો ઘણી નબળાઇ જણાય, તોજ થોડો "વાઇન" પાવો.

---

# રકતપિત્ત.

(લેપ્રસી=Leprosy.)

રક્તપિત્ત, અથવા જેને કેટલાકો "ખરો કોહોડ" પણ કેહેછે, તે નીચે જણાવ્યાપ્રમાણે બે જાતનો હોયછે.

૧ લો.—*ગંઠીઓ કોહોડ, અને
૨ જો.—†ગાંઠવિનાનો કોહોડ.

---

## ૧ લો.—ગંઠીઓ કોહોડ.

(ટયુબરક્યુલર લેપ્રસી=Tubercular Leprosy.)

**નીશાની.**—હાથ, પગનાં ઘુટણ, જાંગ, પગનાં આંગળાંઓ, તથા કોણીઓ સુન મારી જાયછે, માછલીનાં ભિંગડાંનીપઠે ચામડીઉપરથી પોપડીઓ નિકળ્યા કરેછે, તથા ત્યાં ગાંઠો બંધાયછે, અને તેથી ચામડીનો દેખાવ કદરૂપો થઇ જાયછે, તથા તે થોડી રાતી થઇને ફાટેછે, અને તેમાંથી રસી તથા લોહી રાતદહાડો પસર્યા કરેછે. ઘણીવેળા નખો કાળાં થઇ ખરી પડેછે, તથા આંગળાંની ચામડી, માંસ, હાડકાં, વગેરેમાં સળો પેસીને તેઓ ધીમેધીમે ખવાઇ જાયછે.

(ઇલાજોમાંટે જુઓ "**ગાંઠવિનાનો કોહોડ.**")

---

## ૨ જો.—ગાંઠવિનાનો કોહોડ.

(એનેસ્ઠેટીક લેપ્રસી=Anœsthetic Leprosy.)

**નીશાની.**—આ જાતનાં કોહોડમાં ઉપલી જાતનાં કોહોડનીપઠે ગાંઠે બંધાતા નથી. એમાં મુખ્ય નીશાની એછે કે હાથનાં, તથા પગનાં આંગળાંઓ, તથા અંગોઠાઓ તદન સુન મારી જાયછે, અને કોઇવેળા ચામડીઉપરથી માછલીનાં ભિંગડાંનીપઠે પોપડાઓ નિકળ્યા કરેછે, જેથી તેમાં ચાઠાં પડેછે.

આ બંધે જાતનાં કોહોડનો ઇલાજ હજી ઘણો ચોકસ જણાયો નથી, તોયેપણ જે જણાયલા ઇલાજોછે, તે બંધેનેમાંટે નીચે જણાવ્યાપ્રમાણેછે.

**ઈલાજ ૧ લો.**—સર્વેથી સરસ ઇલાજતો એછે, કે ०॥ થી ૧ ચમચી "ગરજન બાલસમ" દુધમાં ભેળીને, દહાડામાં ત્રણવાર પીવું, અને તે એકથી બે વર્ષસુધી ચાલુ રાખવું, તથા એજ તેલ કોહોડવાળા ભાગઉપર ચોપડવું.

**ઈલાજ ૨ જો.**—૫ થી ૧૫ મીનીમ "ચાલમુગ્રા"નું તેલ, દહાડામાં ત્રણવાર, દુધમાં ભેળીને પીવું, અને તે બેથી ત્રણ વર્ષોસુધી ચાલુ પીયા કરવું, તથા એજ તેલ કોહોડવાળા ભાગઉપર "લાઇમ વૉટર" સાથ સરખે ભાગે મેળવીને ચોપડવું.

---

* "ટયુબરક્યુલર" (Tubercular.)

† "એનેસ્ઠેટીક" (Anœsthetic.)

**ઈલાજ ૩ જો.**—૫ મીનીમ "ફાઉલર્સ સૉલ્યુશન," પાણીસાથે ભેળીને, દહાડામાં ત્રણવાર, એક મહિનાસુધી પીવું. **આ દવામાં સોમલનો ભાગ આવે છે, માટે એટલા વખતપછી જો સોમલની ઝેરી અસર દરદીને નહીં થાય, તો દવાનું વજન ૫ મીનીમઉપરથી ૮ મીનીમસુધી વધારીને ઉપર જણાવ્યા પ્રમાણેજ પીવી, પણ જો તેથી આંખોમાં અગન બળે, પેટમાં દુખાવો થાય, અને ઝાડો તથા ઉલટી થાય, તો થોડા દહાડા તે એકદમ બંધ કરવી, અને થોડા દહાડા ગયાકેડે તે પાછી શુરૂ કરવી.** આ દવા ઘણાં મહિનાસુધી ચાલુ રાખવી.

**ઈલાજ ૪ થો.**—આયોડાઇડ આવ પૉટાશીયમ ગ્રેન ૧૫—કારબૉનીક આસીડ ગ્રેન ૨—ઇનફ્યુઝન આવ ચીરેટા આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પીવું, અને તે થોડા મહિનાસુધી ચાલુ રાખવું.

**ઈલાજો ૫ મો.**—૧ થી ૨ આઉંસ "ડીકૉકશન આવ ડલ્કેમારા," દહાડામાં ત્રણવાર પીવું, તથા તે લાંબો વખતસુધી ચાલુ રાખવું, અને એજ દવામાં કપડાંનો કટકો બોળીને તે રાતદહાડો કોહોડવાળા ભાગઉપર મુકી રાખવો અથવા "એકસટ્રેકટ આવ ડલ્કેમારા," અને "ગ્લીસરાઇન," આ બંધેને મેળવીને તે કોહોડવાળા ભાગઉપર સવારસાંઝ ચોપડવું.

**ઈલાજ ૬ ઠો.**—અગરજો ચામડી ફાટીને તેઓમાંથી રસી ઘણી પસર્યા કરતી હોય, તો નીચે જણાવેલી વસ્તુઓ મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે ભાગઉપર દરરોજ મુકવો.

બોરેક્સ ડ્રામ ૨—હની આઉંસ ૨—પાણી આઉંસ ૬.

**ઈલાજો ૭ મો.**—"ડીકૉકશન આવ ડેન્ડીલીયન," અથવા "ડીકૉકશન આવ સારસાપેરીલા," આ બેમાંથી ગમેતે એક દવા ૬ આઉંસજેટલી લેઇને તેમાં ૪૦ મીનીમ "ડાઇલ્યુટેડ નાઇટ્રો-હાઇડ્રોક્લોરીક આસીડ" ભેળી, દહાડામાં ચારવાર તે પીવું, અને તે લાંબો વખતસુધી ચાલુ રાખવું.

**ઈલાજ ૮ મો.**—કાજુનું તેલ પાણીમાં ભેળીને તે પિચ્છવડે દરરોજ લગાડવું.

**ઈલાજ ૯ મો.**—ચાલમુગ્રાનાં બીયાંનો ભુકો ...... ગ્રેન ૨૦
ગુંદરનો ભુકો .......... .. ગ્રેન ૨૦

આ બંધેને મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર, પાણીસાથે ફાકવો. આ દવા ઘણાં મહિના બલકે વર્ષોસુધી ચાલુ રાખ્યાથીજ ગુણ થશે, પણ જો એથી ઉછાળો થાય, તો તે થોડા દાહાડાસુધી બંધ કરીનેપછી પાછી ચાલુ કરવી.

આ દરદવાળાં માણસે કોઇપણ જાતની સુકી માછલી ખાવી નહીં.

---

## ગલત કોહોડ.

### (લ્યુકોડરમાં=Leucoderma.)

**નીશાની.**—આ જાતનાં કોહોડમાં ચામડીનો ખુદરતી રંગ ઘણી જગ્યાએથી બદલાઇ જઇને તેનેબદલે ઉજળાં ધાબાં પડેલાં જણાયછે, જેથી તેને "ઉજળો કોહોડ" કરી પણ કેહેછે. આ દરદ રક્તપિત્તથી તદન જુદુંજ હોયછે, અને કોઇપણ બાબદમાં રક્તપિત્તનાંજેવું નઠારૂં અથવા અવગુણકારક નથી.

**ઈલાજો ૧ લા.**—જેવું દરદ સરૂ થાએ કે મોટી ઉમરનાએ $\frac{1}{10}$ ગ્રેનવાળી "પીલ્યુલા કેલસી સલફાઇડી" નામની અક્કેકી ગોળી દહાડામાં ત્રણવખત પાણીમાં ગળવી, અને ઘણો વખતસુધી ચાલુ રાખવી. એ ગોળીઓ આ દરદમાં ઘણી ગુણવાળી ગણાયછે. અથવાતો, ૪ દ્રામ બાવચીનાં બિયાંનાં ભુકાનાં ચાર ભાગો કરી, તેમાંથી અક્કેકો ભાગ દહાડામાં ચારવાર, મધમાં મેળવીને તે ચાટવો, અને તે છ મહિનાસુધી ચાલુ રાખવું, અથવા બાવચીનાં બીયાંનું તેલ કાહાડીને તે, અથવા બાવચીનાં ઝીણાં ભુકાને લીંબુનાં રસમાં મેળવીને તે દરરોજ સવારસાંઝ કોહોડવાળા ભાગઉપર લગાડવું.

| | | |
|---|---|---|
| **ઈલાજ ૨ જો.**—ગરજન બાલસમ | ............ | દ્રામ ૮ |
| ઑઇલ આવ ચાલમુગ્રા | ........ | દ્રામ ૮ |
| કારબૉલીક આસીડ.. | .......... | દ્રામ ૨ |
| બાવચીનો ભુકો.. | ............ | દ્રામ ૬ |

આ સઘળાંને મેળવીને તે સવારસાંઝ કોહોડવાળા ભાગઉપર લગાડવું, અને તે ત્રણથી ચાર મહિનાસુધી ચાલુ રાખવું. કોઇ વખતે ચામડી ઉપર ઉજલાને બદલે કાળા ધાબાં પડેછે.

**ઈલાજ**—ગંધકના ફુલને દુધમાં મેળવીને બે કલાકસુધી, તેને એક બાજુએ મુકી રાખવું, એટલે ગંધક નીચે ઠરી જશે, પછી ગંધકને હલાવ્યા વીના, ઉપરના દુધમાં કપડું બોલીને, તે ચામડી ઉપર મસલવું, અને થોહો વખત ગયા પછી સાબુ તથા પાણીથી તે ભાગ ધોઇ નાખવો, અને રાતે સુતીવેળા "ઝીંક આવ રોઝ" અથવા "કોલ્ડ ક્રીમ" લગાડવું.

# કરમ.

( ઉવર્મસ=Worms.)

કરમ સર્વેને સારીરીતે જાણીતાછે. તેઓ બચ્ચાંને તેમજ મોટી ઉંમરનાં માણસને સાધારણ હોયછે. તેઓ મુખ્યકરીને ત્રણ જાતનાં હોયછે, જે નીચે જણાવ્યાપ્રમાણેછે.

૧ લી જાત.—*દોરાજેવા પાતળા કરમ.

૨ જી જાત.—†ગોળ કરમ, અને

૩ જી જાત.—‡ચપટા કરમ.

**સબબ.**—સઘળી જાતનાં કરમો થવાનાં કારણો ઘણુંકરીને સરખાંજછે, જેવાંકે કાચું, અથવા અધકચરૂં રાંધેલું કોઇપણ ગોસ ખાધાથી, પણ મુખ્યકરીને ડુક્કરનું કાચું, અથવા અધકચરૂં રાંધેલું ગોસ ખાધાથી કરમનાં ઇંડાં પ્રથમ હોજરીમાં દાખલ થાયછે, અને ત્યારપછી તેઓમાંથી કરમો ઉત્પન્ન થાયછે. ડુક્કર જાતે ઘણું ગલીચ પ્રાણી હોવાથી તે ઘણીવેળા નરખ, ઇત્યાદિ ઘણીજ ગલીચ વસ્તુઓ ખાયછે, તથા જુનાં તળાવ અથવા ખાઇમાં એકઠું થયેલું ગંધાતું પાણી ઘણી ખુશીસાથે પીયેછે. હવે કરમનેલગતાં ઇંડાંઓ, જે એવી ગલીચ વસ્તુઓમાં, અથવા પાણીમાં હોયછે, તેઓ પ્રથમ ડુકરનાં પેટમાં જાયછે, અને ત્યારપછી તેનું માંસ ખાનારાઓની હોજરીમાં તેઓ દાખલ થઇ તેમાંથી કરમ ઉત્પન્ન થાયછે. ઘણીવેળા કરમનાં ઝીણાં ઇંડાંઓ ભાજીતરકારીમાં, જેવી કે "સેલેડ," "વૉટર ક્રેસીસ," ઇત્યાદિ, તથા કેટલાંક ફ્લો, જેવાંકે "સેપ." પેર, તથા ખજુર, ઇત્યાદિમાં હોયછે, અને તેટલામાંટે તે ઘણાં ખાધામાં આવ્યાથી પણ કરમ પાકેછે. વળી ઘણાં જુનાં, પડત પડેલા કુવા, અથવા ટાંકીઓમાંનું પાણી પીધાથી પણ એવાં ઇંડાંઓ માણસની હોજરીમાં જઇને તેઓમાંથી કરમો ઉત્પન્ન થાયછે.

---

## ૧ લી જાત.—દોરાજેવા પાતળા કરમ.

( ઠ્રેડ ઉવર્મ=Thread Worm.)

( ઍસકૅરીસ વરમીકયુલૅરીસ=Ascaris Vermicularis.)

આ કરમો બે જાતનાં હોયછે, જેવાકે ઝીણાં પા ઇંચ લાંબા, તથા દોરાજેવા દોહોડથી બે ઇંચ લાંબા, આ બંધે જાતનાં કરમો મોટાં આંતરડાંમાં તથા સફરામાં રેહેછે, અને તેઓ મુખ્યકરીને બચ્ચાંને થાયછે. તેઓ વારંવાર ઝાડાસાથે મોટા જથામાં પડેછે, અને કોઇવેળા તેઓ એટલાતો ઝીણાં હોયછે, કે ઝાડાને ઘણાં ઉજાસમાં જોવાથીજ તેઓ દેખાયછે

---

* "ઠ્રેડ ઉવર્મ" (Thread Worm).

† "લાર્જ રાઉન્ડ ઉવર્મ" અથવા "એસ્કેરીસ લમબ્રીકોઇડીસ" (Large Round Worm, or Ascaris Lumbricoides).

‡ "ટેપ ઉવર્મ," અથવા "ધ ટીનીયા" (Tape Worm, or the Tœnia).

**નીશાની.**—આ જાતનાં કરમો ઉપર જણાવ્યાપ્રમાણે ઘણુંકરીને બચ્ચાંને થાયછે, અને જયારે તેઓ થાયછે, ત્યારે નાક તથા સફરામાં ઘણી ચીડ લાગવાને-લીધે તે આંગળાંવડે ટુંપ્યા કરેછે, ઉંધું સુવેછે, ઝાડો પાણી અથવા ખીરજેવો પાતળો, તથા રાતા રંગનો થાયછે, તથા તે બારીકીથી તપાસ્યાથી તેમાં ઝીણાં દોરા-જેવા જાનવરો હાલતાં જણાયછે. કરમોની આ હાલચાલ ઝાડો તરત તપાસ્યાથીજ જણાયછે, કારણકે ઝાડો લાંબો વખતસુધી રાખીમુકીનેપછી જોવાથી માંહેનાં જીવડાઓ મરણ પામેછે, અને ત્યારે તેઓ દેખાતા નથી. પાણીની અતિશય તરસ લાગેછે, તાવ આવેછે, ઉંઘમાં દાંતો કચકચાવેછે, તથા પેટ ચઢી આવીને મોટું ઢોલજેવું થાયછે.

**ઈલાજ ૧ લો.**—બચ્ચાંને થંડાં પાણીની, અથવા ૨ ડ્રામ નિમક, અને ૨ આઉંસ પાણી અથવા ૧ ડ્રામ નિમક અને ૨ આઉંસ "ઈનફ્યુઝન આવ કુએશીઆ" આ બંધેને મેળવીને તેની પિચકારી સવારસાંઝ સફરામાં મારવી, જેથી ઘણીવેળા પુશ્કળ કરમો તુટી પડેછે.

**ઈલાજ ૨ જો.**—અગરજો **ઈલાજ ૧ લા**થી કશો ગુણ નહીં જણાય, અને ઘણો પાણીજેવો ઝાડો થતો નહીં હોય, તો બચ્ચાંની ઉંમરપ્રમાણે, એટલે ૧ થી ૧૨ વર્ષસુધીનાં બચ્ચાંને ૧ ચમચીથી ૨ મોટા ચમચા ભરી "સલફેટ આવ મેગનીસીયા" ૧ થી ૬ લીકરગ્લાસ પાણીમાં ડોહવીને તે પિચકારીવડે થોડા દહાડા-સુધી સફરામાં દાખલ કરવું, અને તે દાખલ કીધાપછી સફરાઆગળ કપડાંનો ડુચો પકડી રાખવો, કે જેથી તે તરત પાછું બાહાર નિકળી પડે નહીં.

**ઈલાજો ૩ જા.**—એલોઓ ગ્રેન ૨—કોલમની કાતરીનો ભુકો ચમચી ૨—પાણી આઉંસ ૪.

આ સઘળાંને મેળવીને ઉકાળવું, અને થંડું પડેકે ગાળી કાહાડી, તેમાં ૨ થી ૩ ડ્રામ "ટીંકચર આવ સ્ટીલ" ઉમેરવું, અને તેમાંથી બચ્ચાંની ઉંમર-પ્રમાણે લેઈને સફરામાં દાખલ કરવું, તથા તેજવેળા ૨ ગ્રેન "કેલોમેલ," તથા ૧ થી ૫ ગ્રેન "સ્કેમૉની" આ બંધેને સાકરનાં શીરામાં મેળવીને તે ચટાડવું. અથવા બાર વર્ષથી વધારે ઉમરવાળા બિમારને નીચે જણાવ્યા પ્રમાણે છ ગોળી બનાવીને, બબે ગોળી દહાડામાં ત્રણવખત પાણીમાં ગળાવવી અને ૧૦ થી ૧૫ દહાડા ચાલુ રાખવી.

| | | | |
|---|---|---|---|
| સલફેટ આવ આયરન...... | ગ્રેન ૩ | સલફેટ આવ કુઈનીયા...... | ગ્રેન ૩ |
| કમપાઉંડ પીલ આવ એસેફ્રાટીડા. | ગ્રેન ૧૫ | પીલ આવ એલોઝ એન્ડ મર .. | ગ્રેન ૩ |

નાની ઉમરના બચ્ચાંને, ઉપર જણાવેલી ૧ ગોળીનો ૦। ભાગ પાણીમાં ઘસીને દહાડામાં ત્રણ વખત પાવી.

**ઈલાજો ૪ થા.**—૧ ડ્રામ "સલફ્યુરીક ઈથર" અને ૨ આઉંસ સાદું પાણી, અથવા "સૉલ્યુશન આવ લાઈમ" અથવા ૧ ચમચો એરંડીઉં તેલ, અને ૧ થી ૨ ડ્રામ "ઑઈલ આવ ટરપીનટાઈન," અથવા ૦।। થી ૩ ચમચી "ટીંકચર આવ સ્ટીલ," અને ૧ થી ૩ આઉંસ પાણી. આ ચારમાંથી ગમેતે

એક મેળવણી લેઇને તે પિચકારીવડે સફરામાં દાખલ કર્યાથી થોડા દિવસમાં સઘળા કરમો બાહાર નિકળી પડશે. અથવા માંહેજ મરી જશે.

**ઈલાજો ૫ માં.**—અગરજો પિચકારી મારવાને નહીં બનતું હોય, તો ૫ થી ૧૦ ગ્રેન ગંધકનાં ફુલ, દહાડામાં ત્રણવાર, મધમાં ચટાડવાં, અથવા ફરાસપાપડો પાણીમાં ઘસીને તે પાવો.

**ઈલાજ ૬ ઠો.**—અગરજો કરમ થયા હોય, અને ઝાડો પણ ઘણો આવતો હોય, તો દાડમની છાલ અથવા દાડમની કળી, પાણીમાં ઉકાળીને તે થોડુંથોડું દહાડામાં ત્રણથી ચારવાર, થોડા દહાડાસુધી ચાલુ પાવું. એથી કરમ પડશે, અને ઝાડો પણ બંધ થશે.

**ઈલાજ ૭ મો.**—કરમાની અજમો ડ્રામ ૧—વાયવરંણ ડ્રામ ૧—સાકરનો ભુકો ડ્રામ ૩,

આ સઘળાંને મેળવીને, ૨ થી ૩ ડ્રામજેટલું, મોટી ઉંમરવાળાં માણસે, દર ત્રણ કલાકે ફાકવું, તથા ૫ થી ૧૦ ગ્રેનજેટલું, દર ત્રણ કલાકે બચ્ચાંને ફકાડવું. અથવા ૪ ગ્રેન "સેન્ટોનાઈન," તથા ૬ ગ્રેન "કમપાઉંડ પાઉંડર આવ સ્કેમોની" આ બંધેને મેલવી, ત્રણ પડીકા કરીને અક્કેકું પડીકું દહાડામાં ત્રણ વખત બચ્ચાંને મધમાં ચટાડવું.

---

## ૨ જી જાત.—ગોળ કરમ.

**(લાર્જ રાઉન્ડ ઉવર્મ, ઑર એસ્કેરીસ લમબ્રીકોઈડીસ=**
Large Round Worm, or Ascaris Lumbricoides.)

આ જાતનાં કરમો ફિક્કા પિળા રંગનાં હોયછે, અને તેઓ નાહાના આંતરડાંમાં થાયછે. તેઓ ૦॥ થી ૧ ફુટ લાંબા હોયછે. જોકે આ કરમો નાહાના આંતરડાંમાં હોજરીનીસાથે વળગેલા હોયછે, તોયે તેઓ ઘણીવેળા ઉપર ચઢેછે, અને હોજરીમાંથી મોંહવાટે થઈને બાહાર પડેછે.

**નીશાની.**—પેટ ફુલીને મોટું ઢોલજેવું થાયછે, તેમાં કપાઈને દુખેછે, બિમાર નાક ટુંપ્યા કરેછે, ભુખ ઘણીજ લાગેછે, અથવા બિલકુલ લાગતી નથી, પિસાબની જગ્યાએ કીડ લાગ્યા કરેછે, શ્વાસ વાસ મારેછે, ઉછાળો થાયછે, બચ્ચું દહાડેદહાડે તવાતું જાયછે, ઝાડો કોઈ દહાડો કબજ રેહેછે. તો કોઈ દહાડો એકદમ છુટી જાયછે, કેટલીકવેળા આંખો રાતદહાડો ઉડયા કરેછે, અને સર્વેથી સરસ નીશાની એછે કે ઝાડામાં લાંબો, મોટો, ગોળ કરમ પડેલો જણાયછે.

**ઈલાજ ૧ લો.**—૧ થી ૩ *કરમની ટાંકણીઓ ખવડાવવી, અને તેને બીજે દિવસે એરંડીયાં તેલનો જુલાબ આપવો.

---

* આ ટાંકણીઓને "કીટીંગ્સ એન્ટેલમેન્ટીકા બૉન બૉન (Keating's Anthelmentica Bon Bon) કરી કેહેછે, અને તે હરકોઈ મોટાં જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતી મળેછે.

**ઈલાજ ૨ જો.**—સેન્ટોનાઈન................. ગ્રેન ૬
ક્રેલોમેલ.................. ગ્રેન ૩
કમપાઉંડ પાઉડર આવ સ્કૅમૉની .. ગ્રેન ૪
જેલેપનો ભુકો ............... ગ્રેન ૧૫

આ સઘળાંને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ચારવાર, સાકરનાં શીરામાં મેળવીને ચટાડવું, અને તે બેથી ચાર દહાડાસુધી ચાલુ રાખ્યાથી સઘળા કરમો બાહાર નિકળી પડશે, અથવા પેટમાંજ મરી જશે.

**ઉપલાં પડીકાં આપતીવેળા બે બાબદોઉપર ધયાંન આપવું. એકતો એકે જો બચ્ચું દુર્બળ હોય, તો "કેલોમેલ" પડીકામાં નાખવું નહીં, કારણકે તેથી મોહોડું આવેછે, અને બીજું એકે એકથી બે દહાડાસુધી પડીકાં આપ્યા પછી જો ઝાડો ઘણો થાય, તો ઝાડો આવવાની દવાઓ કાહાડી નાખીને માત્ર "સેન્ટોનાઈન"નાંજ પડીકાં કરીને આપવાં.**

**ઈલાજો ૩ જા.**—ઑઇલ આવ ટરપીનટાઈન મીનીમ ૩૦ થી ૬૦—ગમ એકેશીયા ગ્રેન ૨૦ થી ડ્રામ ૨—પાણી આઉંસ ૨.

આ સઘળાંને મેળવીને, ૨ ચમચીથી ૧ ચમચો ભરી, દર ત્રણ કલાકે, ઉંમરપ્રમાણે પાવું. અથવા, ૨ થી ૩ મીનીમ "ઑઇલ આવ વરમસીડ," સાકરના શીરામાં મેળવીને, બે વર્ષના બચ્ચાંને, દહાડામાં ત્રણ વખત ચટાડવું, અને ચોથે દહાડે એરંડીયા તેલનો એક હલકો જોલાબ આપવો અથવા નીચે જણાવ્યા પ્રમાણે દવાઓ મેળવીને, તેમાંથી બચ્ચાંને તેની ઉમર પ્રમાણે ૧ થી ૨ ડ્રામ દહાડામાં ત્રણ વખત પાવું.

| | | | |
|---|---|---|---|
| ઑઇલ આવ વરમસીડ.... | ડ્રામ ૧ | સીરપ ........... | આઉંસ ૧ |
| ગમ એકેશીયા ........ | ડ્રામ ૨ | સીનેમૉન વૉટર ...... | આઉંસ ૨ |

અથવા ૨૦ થી ૪૦ ગ્રેન "નૅફ્ફેલીન" મોટી ઉમરના બિમારે સવારના તથા સાંઝે પાણીમાં ફાકવું. ૧ થી ૩ વર્ષના બચ્ચાંને તેની ઉમર પ્રમાણે ૨ થી ૩ ગ્રેન, સાકરના શીરામાં ચટાડવું.

કરમ ફરીથી નહીં થાય, એટલામાંટે બચ્ચાંને મિઠાસવાળી વસ્તુઓ, જેવીકે સાકર, બતાસા, ખજુર, ઈત્યાદિ ખાવાને આપવી નહીં, કારણકે એમ જણાયલુંછે, કે એવી વસ્તુઓ જયારે ખુલ્લી રેહેછે, ત્યારે તેઓઉપર માંખો, તથા બીજાં ઝીણાં જીવજંતુંઓ પુષ્કળ બેસેછે અને તેઓનાં છેર મિઠાસવાળી વસ્તુઓસાથે મળી જવાથી, જયારે તે તેઓનાં ખાધામાં આવેછે, ત્યારે હોજરીમાં દાખલ થાયછે, અને પછી તેઓમાંથી કરમ ઉત્પન્ન થાયછે, માટે એવી મિઠાસવાળી વસ્તુઓ નહીં આપતાં બચ્ચાંને કરમ ફરી થાય નહીં, અને જો પેટમાં પાક્યા હોય, તો તેઓ મરી જાય, એટલામાંટે દરરોજ ખાણાસાથે નિમક ખાધામાં આપવું, તથા જો ઝાડો વારંવાર છુટી જવાની ટેવ હોય, તથા પેટમાં ખટાસ થતો હોય, તો ૧ થી ૨ **ચમચી ભરી, ચુનાનું પાણી સવારસાંઝ પાવું.**

**ઈલાજો ૪ થા.**—દવાદાખલ નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૨ ચમચી ભરી, દર ત્રણ કલાકે દહાડામાં ચારવાર બચ્ચાંને પાવી, અને પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, મોટી ઉંમરનાં બિમારે પીવી.

| | |
|---|---|
| ટીંકચર આવ સ્ટીલ............. | મીનીમ ૪૦ |
| ડાઈલ્યુટેડ સલફ્યુરીક આસીડ...... | મીનીમ ૪૦ |
| ઈનિફ્યુઝન આવ કેલમબા, અથવા ઈનિફ્યુઝન આવ કુએશીઆ .... | આઉંસ ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને રાખી મુકવી, અને અગત્યનીવેળા તેમાંથી ૧૨ ગ્રેનજેટલું, દહાડામાં એકથી બેવાર, બચ્ચાંને ચટાડવી.

જેલેપના ભુકો આઉંસ ૦ાા—ક્રીમ આવ ટારટર આઉંસ ૦ાા—જીન્જરનો ભુકો ડ્રામ ૦ાા—હની આઉંસ ૧—સેકેરેટેડ કારબોનેટ આવ આયરન આઉંસ ૦ાા.

---

## ૩ જી જાત.—ચપટા કરમ.

**(ટેપ ઉવર્મ, ઑર ધ ટીનીયા સોલીયમ=Tape Worm, or the Taenia Solium.)**

આ જાતનાં કરમ ઘણાં ચપટા તથા લાંબા હોયછે. અને ઘણુંકરીને નાહાના આંતરડાંમાં રેહેછે. તેઓ જુદાજુદા સાંધાઓમાં મળીજઇને માત્ર એકજ કરમ હોયએમ જણાયછે, આ કરમ પાંચથી પંદર વાર લાંબો તથા ઇંચનાં ૧/૮ થી ૫/૮ ભાગજેટલો જાડો હોયછે, આ કરમ કોઇવેળા માત્ર એકજ, તો કોઇવેળા ત્રણથી ચાર સાથે હોયછે.

**નીશાની.**—આ જાતનાં કરમ ઘણુંકરીને મોટી ઉંમરનાં માણસને થાયછે. બીજી જાતનાં કરમોનીપરે આ જાતનાં કરમમાં પણ ચુંકો થઇને પેટમાં દુખેછે, કપાળમાં ધોકો મારેછે, ભુખ અતિશય લાગેછે અને કોઇવેળા બિલકુલ લાગતી નથી, ધાસ્કો પડેછે, કોઇવેળા તાણ, ફેફરું અને ચમક થાયછે, શ્વાસ વાસ મારેછે, પેટ ફુલીને મોટું ઢોલજેવું થાયછે, ઝાડો કોઇવેળા કબજ, તો કોઇવેળા પાતળા હોયછે, અકળવિકળ થાયછે, અને સર્વેથી સરસ નીશાનીતો એછે કે એવો એકાદ ચપટો કરમ, અથવા તેનો એક ભાગ ઝાડાવાટે બાહાર આવેછે.

**ઈલાજો ૧ લા.**—પ્રથમ ૩ થી ૪ ડ્રામ "સીડલીટઝ પાઉડર," અથવા ૧ ડ્રામ "કમપાઉંડ પાઉડર આવ જેલેપ" ફાકવો, અને તેને બીજે દિવસે ૨૦ થી ૪૦ મીનીમ "લીકવીડ એક્સટ્રેક્ટ આવ મેલ ફર્ન," ગુલકંદમાં મેળવીને દર રાત્રે થોડા દહાડાસુધી ચાલુ ચાટવું, અને જો ઝાડો કબજ રેહેતો હોય, તો એરંડીયાં તેલનો હલકો જુલાબ દર સવારનાં થોડા દહાડાસુધી લેવો. આ ઇલાજો ઘણાં સારાછે.

**ઈલાજ ૨ જો.**—૩૦ ગ્રેનથી ૨ ડ્રામ "કેમેલા પાઉડર," ગુલાબનાં શરબતમાં મેળવીને, મોટી ઉંમરના માણસે પીવું, અને તેને બીજે દિવસે એક હલકો જુલાબ લેવો. આપ્રમાણે અઠવાડીયાંમાં બેથી ત્રણવાર કર્યા કરવું.

**ઈલાજ ૩ જો.**—૦॥ આઉંસ "કુસુ" નામનાં ફુલો, કે જે એબીસીનીયાથી આવેછે, તે ૧૦ આઉંસ પાણીમાં ઉકાળીને પીધાથી કોઇવેળા ઘણો ગુણ થાયછે, અથવા ૩૦ ગ્રેન "કુસીન," જે "કુસુ"ના ફુલોમાંથી બનેછે, તે મોટી ઉમરના બિમારે પાણીમાં ફાકવું, અને એરંડીયાં તેલનો જોલાબ ત્રણ કલાક પછી લેવો.

**ઈલાજ ૪ થો.**—અખરોટ, અથવા કાકડીનાં મગજ ખાધાથી પણ ઘણો ગુણ થાયછે.

**ઈલાજ ૫ મો.**—અગરજો ઝાડો પણ પાતળો થતો હોય, તો ૫ થી ૭ ગ્રેન "ટેનીક આસીડ," દહાડામાં ત્રણવાર, પાણીસાથે થોડા દહાડાસુધી ચાલુ ફાકવું.

**ઈલાજ ૬ ઠો.**—૨૦ થી ૩૦ મીનીમ "એરોમેટીક સલફ્યુરીક આસીડ," પાણીમાં ભેળીને, દરરોજ સવારનાં મળસકાંમાં ભુખે પેટે પીવું.

**ઈલાજ ૭ મો.**—ઑઇલ આવ ટરપીનટાઇન ડ્રામ ૩—ટીંક્ચર આવ હેનબેન ડ્રામ ૦॥—ગમ એકેશીયા આઉંસ ૦॥—પાણી આઉંસ ૨.

આ સઘળાંને મેળવીને તે પીવું, અને "ટરપીનટાઇન"નેલીધે પિસાબમાં અગન નહીં બળે, એટલામાંટે ત્રણથી ચાર કલાક વિત્યાકેડે એરંડીયાં તેલનો જુલાબ લેવો. આ દવા બેથી ત્રણ દીવસોસુધી લીધાથી ચપટા કરમો મરી જાયછે.

**ઈલાજ ૮ મો.**—

| | | |
|---|---|---|
| કમપાઉંડ પાઉડર આવ સ્કેમની | ગ્રેન | ૧૦ |
| કેલોમેલ | ગ્રેન | ૩ |
| સલફેટ આવ પૉટાશ | ગ્રેન | ૨૦ |

આ સઘળાંને મેળવીને તે સવારનાં થોડા દહાડાસુધી ચાલુ ફાકવું.

**ઈલાજો ૯ માં.**—કેટલાક ડાકટરો આ જાતનાં કરમોને મારી નાખવા માંટે નીચે જણાવ્યાપ્રમાણે દવાઓ આપવાની ભલામણ કરેછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટીંક્ચર આવ કેમેલા | ડ્રામ | ૧ | લીક્વીડ એક્સટ્રેક્ટ આવ મેલ ફર્ન. | ડ્રામ | ૧ |

આ બંધેને પાણીમાં મેળવીને તે ભુખે પેટે પીવું, અને ત્યારપછી તરત એરંડીયાં તેલનો જુલાબ લેવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને પીવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| લીક્વીડ એક્સટ્રેક્ટ આવ મેલ ફર્ન | મીનીમ | ૨૦ |
| કેમેલા | ડ્રામ | ૦॥ |
| ગમ એકેશીયા | આઉંસ | ૦॥ |
| ઇનફ્યુઝન આવ કુસો | આઉંસ | ૩ |

આ પ્રમાણે જુદીજુદી દવાઓની મેળવણી કરીને પીધાથી અલબતાં ઘણો ગુણ થાયછે.

**ઈલાજ ૧૦ મો.**—૦॥ થી ૧ આઉંસ કોહોળાંનાં સુકાં બીજ અથવા "પંમ્પકીન સીડસ" (Pumpkin seeds) છોળીને ખાવાં. બચ્ચાંને ગમેતો સાકરસાથે સરખે ભાગે મેળવીને થોડાં ખવાડવાં તથા કાંદો, કાકડી અથવા અજમો ખાધામાં લેવો.

**ઈલાજો ૧૧ માં.**—દાડમની છાલ ડ્રામ ૨—કાસણીનાં બીજ ડ્રામ ૩—કુલફાનાં બીજ ડ્રામ ૨—ધાણા ડ્રામ ૩—થંડું પાણી આઉંસ ૩.

આ સઘળાંને સારીપઠે છુંદીને પાણીમાં ભિંજવવું, અને ત્યારપછી ગાળી કાહાડી, તેમાંથી ૧ થી ૨ આઉંસજેટલું, મોટી ઉંમરનાં માણસે ખાવું. બચ્ચાંને ૧ થી ૩ ડ્રામજેટલું ખવાડવું. અથવા ૩ વર્ષના બચ્ચાંને ૧ ગ્રેન "ટેનેટ આવ પૅલૅટીઍરીન" અથવા ૧ ગ્રેન "સલફેટ આવ પૅલૅટીઍરીન," મધમાં ચટાડીને ૩ થી ૬ ગ્રેન "જેલેપ"નો જુલાબ બે કલાક પછી આપવો.

**ઈલાજ ૧૨ મો.**—કોઈપણ જાતનાં કરમમાં જો ઝાડો કબજ રેહેતો હોયતો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૧ થી ૨ ડ્રામજેટલી, સાકરનાં શીરામાં પીવી.

કમાલા ડ્રામ ૧—બાયવરંણુ ડ્રામ ૧—હરડે ડ્રામ ૧॥—નિમક ડ્રામ ૧.

**ઈલાજ ૧૩ મો.**—કોઈપણ જાતનાં કરમમાં જો ઝાડો થતો હોય, તો ૩ ડ્રામ દાડમની છાલનાં ભુકાંને, ૬ આઉંસ ખખલતાં પાણીમાં નાખીને તેનો કાવો કરી, તેમાંથી લીકરગ્લાસ ભરી, મોટી ઉંમરનાં માણસે, દહાડામાં ત્રણવાર પીવો. બચ્ચાંને ૧ થી ૨ ચમચી ભરી, દહાડામાં ત્રણવાર પાવો.

**ઈલાજ ૧૪ મો.**—અગરજો કરમનેલીધે તાણ થતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૧૫ થી ૩૦ ગ્રેનજેટલી, દહાડામાં ત્રણવાર, ઉંમરપ્રમાણે આપવી.

સીતાબ ગ્રેન ૩૦—સુંઠનો ભુકો ગ્રેન ૬૦—ટંકણખાર ગ્રેન ૩૦—કાળાં મરી ગ્રેન ૬૦.

**ઈલાજ ૧૫ મો.**—હનદરવાનાંના ગર ડ્રામ ૧—સુંદરનો ભુકો ડ્રામ ૦॥—હરડે ડ્રામ ૨—બાઝીતાન ડ્રામ ૦॥.

આ સઘળાંના ઝીણા ભુકા કરીને, તમાંથી ૨૦ થી ૪૦ ગ્રેનજેટલો, દહાડામાં ચારવાર ફાકવો. તથા થંડાં પાણીની, અથવા પાણીમાં નિમક હોહવીને તેની, અથવા "ઇનફ્યુઝન આવ કુઍશીયા"ની પિચકારી, દરરોજ સવારનાં થોડા દહાડા સુધી સફરામાં મારવી.

## સ્ત્રીને ધાતનું જવું.

(લ્યુકોરીઆ=Leucorrhoea.)

ઘણીવળા સ્ત્રીનાં છુપા ભાગમાંથી ઉજળી તથા ચિકણી, ફુલનાંજેવી પાતળી અથવા જાડી ધાત જયા કરેછે. એવીરીતની ધાત જુવાન, તેમજ અધોડ સ્ત્રીઓને જાયછે.

**ઈલાજો ૧ લા.**—થંડાં પાણીમાં થોડો સરકો નાખીને, તેમાં કપડાંનો કટકો બોળી તે જાંગ તથા ફુલાંઉપર મુકવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અકેકી ગોળી, દહાડામાં ચારવાર ગળવી.

| | |
|---|---|
| રીડક્ષુડ આવરન ................ | ગ્રેન ૮ |
| એળીઓ ...................... | ગ્રેન ૩ |
| એકસ્ટ્રેકટ આવ નક્સ વૉમીકા ........ | ગ્રેન ૨ |

તથા ૧૦ આઉંસ થંડું પાણી *રબરની પિચકારીવડે છુપા ભાગમાં મારવું. આ પ્રમાણે પિચકારી લીધાપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, તે રબરની પિચકારી વડે છુપા ભાગમાં દાખલ કરવી.

સલફેટ આવ ઝીંક ડ્રામ ૧—એલમ ડ્રામ ૧—પાણી આઉંસ ૨૦.

**ઈલાજ ૨ જો.**—ઘણીવેળા જો ૦।। આઉંસ "ગ્રીન" અને ૨૦ આઉંસ પાણીમાં ઉકાળીને તે થંડી પડવાપછી, તેમાં ૨૦ ગ્રેન "ટેનીક આસીડ" મેળવીને તેની પિચકારી થોડા દહાડા લીધી હોય, તો તેથી પણ ઘણો ગુણ થાયછે.

**ઈલાજ ૩ જો.**—ઘણીવેળા દાડમની છાલ, પાણીમાં ઉકાળીને તે થંડું પડવાપછી, તેની પિચકારી ઘણાં દહાડા ચાલુ લીધી હોય, તો તેથી પણ ગુણ થાયછે.

**ઈલાજ ૪ થો.**—આવળની છાલનો ભુકો આઉંસ ૨—ફટકીનો ભુકો ડ્રામ ૧—ખખલતું પાણી આઉંસ ૨૦.

આ સઘળાંને ઉકાળીને, થંડું પડે કે ગાળી કાહાડી, બિમાર સ્ત્રીએ રબરની પિચકારીવડે તે પોતાનાં છુપા ભાગમાં, દહાડામાં બેવાર મારવું.

---

## દસ્તાન થોડું પડવાવિષે.

(એમેનોરીયા=Amenorrhœa.)

**નીશાની.**—દર મહિને દસ્તાન ઘણુંજ થોડું દેખાયછે, અથવા બિલકુલ દેખાતુંજ નથી, કંમરમાં તથા બરડામાં દુખાવો થાયછે, સુસ્તી લાગેછે, અને માથું દુખ્યા કરેછે.

**ઈલાજ ૧ લો.**—લોહાંની મેળવણીવાળી દવા પીવી. જેવીકે

| | | | | |
|---|---|---|---|---|
| સલફેટ આવ આયરન...... | ગ્રેન ૩૦ | | સાગરાફ઼ીન ............ | ડ્રામ ૧ |
| કારબોનેટ આવ સોડા...... | ગ્રેન ૩૦ | | એકસ્ટ્રેક્ટ આવ કેલમબા.... | ડ્રામ ૧ |
| મરનો ભુકો ............ | ગ્રેન ૬૦ | | | |

આ સઘળાંને મેળવીને, તેની ત્રીસ ગોળીઓ બનાવી, એકથી બે ગોળીઓ દહાડામાં બેવાર ગળવી.

**ઈલાજ ૨ જો.**—

| | | |
|---|---|---|
| રીડયુસ્ડ આયરન ............ | ગ્રેન | ૮ |
| સેકેરેટેડ કારબોનેટ આવ આયરન .. | ગ્રેન | ૧૨ |
| એકસ્ટ્રેક્ટ આવ લીકરીસ ...... | ગ્રેન | ૧૬ |
| રૂહબાર્બના ભુકો ............ | ગ્રેન | ૧૨ |
| એકસ્ટ્રેક્ટ આવ બારબેડોઝ એલોઝ. | ગ્રેન | ૧૬ |
| ઑઈલ આવ એનીસીડ ........ | મીનીમ | ૪ |

આ સઘળાંને મેળવીને, તેની આઠ ગોળીઓ બનાવી, બે ગોળીઓ, દહાડામાં ત્રણવાર, થોડા દહાડાસુધી ચાલુ ગળવી.

---

* આ જાતની પિચકારીને "ફીમેલ રબર સીરીન્જ" (Female Rubber Syringe) કરી કહેછે, અને તે હરકોઈ મોટાં જાહેર દવાખાનામાંથી વેચાતી મળેછે.

**ઈલાજ ૩ જો.**—અગરજો **ઈલાજ ૨ જા**માં જણાવેલી ગોળીઓથી ઉછાળો થાય, તો તેનેબદલે ૧૫ ગ્રેન "સાઇટ્રેટ આવ આયરન એન્ડ એમોનીયા" ૪॥ આઉંસ પાણીમાં મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૪ થો.**—અગરજો બિમાર સ્ત્રીને ચમક પણ થતી હોય, તો ૯ ગ્રેન "સાઇટ્રેટ આવ આયરન કુઇનીન એન્ડ સ્ટ્રીકનીયા" તથા ૧॥ ડ્રામ "ટીંકચર આવ વેલેરીયન," આ બંધેને ૪॥ આઉંસ પાણીમાં ડોહવીને, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૫ મો.**—અગરજો ઝાડો કબજ રેહેતો હોય, તો નીચે જણાવેલી વસ્તુઓ મેળવીને, તેમાંથી ૧૦ ગ્રેનજેટલી, ગોલમાં મેળવીને, તેની એક ગોળી બનાવી, જયારે અગત્ય જણાય, ત્યારે ગળવી.

એળીઓ ડ્રામ ૧—કેશર ડ્રામ ૦॥—હિરાબોળ ડ્રામ ૦॥—ગુંદર ડ્રામ ૦॥.

**ઈલાજ ૬ ઠો.**—ટીંકચર આવ મર ........... આઉંસ ૧
ટીંકચર આવ ગ્રીન હેલીબોર ...... આઉંસ ૦॥
ટીંકચર આવ કેન્થેરીડીઝ ........ ડ્રામ ૨

આ સઘળાંને મેળવીને, તેમાંથી ૩૦ ટીપાં, દહાડામાં ત્રણવાર, પાણી તથા સાકરસાથે મેળવીને, દસ્તાન દેખાવાની થોડા દહાડાઅગાઉજ પીવાં.

**ઈલાજ ૭ મો.**—૩ તોલા વરીઆળીને, ૧॥ શેર પાણીમાં ઉકાળવી, અને આસરે ૦॥ શેરજેટલું બાકી રેહે, કે તેમાં ૩ તોલા રાતી ખાંડ મેળવીને તે દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજો ૮ માં.**—ડાકટર કરબીની બનાવેલી "પરમેનગેનેટ આવ પૉટાશ પીલ" અક્કેકી દહાડામાં ત્રણ વખત પાણીમાં ગળવી. દરેક ગોળીમાં એ દવાનો પાંચ ગ્રેન આવેછે. દર મહીને દસ્તાન દેખાવાની થોડા દહાડા અગાઉ લીધી હોય તો ખચીત ફાયદો થાયછે, અને દસ્તાન બરોબર રીતે ટીસેછે. અથવાતો ૧૦ ગ્રેન "ગુએકમ રેઝીન" સવારના દુધમાં ફાકવું.

**ઈલાજ ૯ મો.**—અગરજો દસ્તાન ઘણું દુખીને થોડુંજ પડેછે, અથવા બિલકુલ પડતું નથી, તો નીચે જણાવ્યાપ્રમાણે ગામઠી દવા પીધાથી તે પડેછે.

રેવનચીની ખટાઇ ડ્રામ ૮—કાસનીનાં બીજ આઉંસ ૧—કાસનીની જડ ડ્રામ ૧૦—ગુલાબની સુકી કળી ડ્રામ ૬—સાકર ડ્રામ ૬—પાણી આઉંસ ૧૨.

પ્રથમ પેહેલી ચાર દવાઓને છુંદીને ૭ કલાકસુધી પાણીમાં ભિંજવી રાખવી અને ત્યારપછી આસરે એક કલાકસુધી ઉકાળીને ૬ આઉંસજેટલી રેહે, કે થંડી પાડી ગાળી કાહાડી, તેમાં સાકર ભેળવી. આ મેળવણીમાંથી ૦॥ થી ૧ આઉંસ જેટલી, દહાડામાં બેથી ત્રણવાર, પાણીમાં ભેળીને પીવી.

**ચેતવણી.—અગરજો બિમાર સ્ત્રી મજબુત બાંધાની, તથા શરીરે ભરેલી હોય, તો તેણીએ એકથી બે મહિનાસુધી ઘી, ચરબીદાર ગોસ, દારૂ, વગેરે ખાધાપીધામાં લેવું નહીં, પણ હલકો તથા સાદો ખોરાક લેવો, તથા ઘણી હાલચાલ કરવી.**

---

## દસ્તાન આવતીવેળાઅગાઉ પીડુમાં થતા દુખાવો.

( ડીસમેનોરીહીયા=Dysmenorrhœa.)

**ઈલાજ ૧ લો.**—અગરજો પીડુમાં શેજ દુખાવો થતો હોય, તો ૧॥ આઉંસ કપુરનું પાણી, તથા ०। ગ્રેન "એસીટેટ આવ મૉરફીયા," આ બંધેને મેળવીને તે પીવું.

**ઈલાજ ૨ જો.**—૧ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ બેલેડોના," તથા ૮ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ હેનબેન," આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર ત્રણ કલાકે, પાણીસાથે ગળવી.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજો ૩ જા.**— | બ્રોમાઈડ આવ પૉટાશીયમ ...... | ડ્રામ | ૧ |
| | હાઇડ્રેટ આવ ક્લોરલ ........ | ગ્રેન | ૪૦ |
| | ટીંક્ચર આવ વેલેરીયન ........ | ડ્રામ | ૨ |
| | ગુએક્મ મીક્સચર............. | આઉંસ | ૪ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું, તથા જો ઝાડો કબજ હોય, તો "સીડલીટઝ પાઉડર"નો જુલાબ લેવો, અને જો ઘણો જોરમાં દુખાવો થતો હોય, તો "કલોરોફૉર્મ" સુંઘવું, **પણ તે કોઈ ડાકટરને હાથે સુંઘવું, પોતાને હાથે કદીપણ સુંઘવું નહીં.**

**ઈલાજ ૪ થો.**—ગામડી વૈદો આ જાતનાં પીડુમાં થતા દુખાવાઉપર ૧ થી ૨ તોલા નાગકેશરને, ૬ આઉંસ ઉકળતાં પાણીમાં ભેળીને, થંડું પડવા-પછી, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર પીવાની ભલામણ કરેછે.

---

## દસ્તાન ઘણું જાય તેવિષે.

(મેનોરેહેજીઆ=Menorrhagia.)

**ઈલાજો ૧ લા.**—ઝાડો સાફ આવે એમ કરવું. પેહેલે દિવસે ૩ ડ્રામ "ક્રીમ આવ ટારટર," મધમાં મેળવીને ચાટવું, જેથી બેથી ત્રણ સાફ ઝાડા આવશે. બીજે દિવસથી બરફનાં પાણીમાં કપડાનાં કટકાઓ ભિંજવીને તે પીડુ-ઉપર મુકવા, તથા ૪૫ મીનીમ "ટીંક્ચર આવ સ્ટીલ," પાણીમાં મેળવીને તે, અથવા ૩૦ મીનીમ "સૉલ્યુશન આવ પરનાઈટ્રેટ આવ આયરન," દહાડામાં ત્રણવાર પાણીમાં ભેળીને પીવું.

અગરજો દસ્તાન થોડું જતું હોય, તો લોઢાંની મેળવણીવાળી દવા પીવાથી તે દર મહિને સારીરીતે જાયછે, એટલુંજ નહીં પણ જો તે ઘણું જતું હોયછે, તો ગર્ભસ્થાનને શક્તિ આપીને ઘણું દસ્તાન જતું અટકાવેછે.

**ઈલાજ ૨ જો.**—અગરજો ઉપર જણાવેલી લોઢાંની મેળવણીવાળી દવા પીવાથી કશો ગુણ નહીં જણાય, તો ૩૦ થી ૬૦ મીનીમ "લીક્વીડ એક્સટ્રેક્ટ આવ અરગટ," થોડાં પાણીમાં મેળવીને, દહાડામાં ત્રણવાર પીવું.

| | | |
|---|---|---|
| **ઈલાજ ૩ જો.**—શુગર આવ લેડ | ગ્રેન | ૧૨ |
| અફીણ | ગ્રેન | ૨ |
| ગમ એકેશીયા | ગ્રેન | ૧૦ |

આ સઘળાંને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દહાડામાં ચારવાર ગળવી.

**ઈલાજ ૪ થો.**—૫ થી ૧૦ ગ્રેન "ગેલીક આસીડ"નું એક પડીકું કરીને, દહાડામાં ત્રણવાર. એવાં પડીકાં ફાકવાં.

| | | |
|---|---|---|
| **ઈલાજ ૫ મો.**—ઑઇલ આવ ટરપીનટાઈન | ડ્રામ | ૨ |
| સ્પીરીટ આવ નાઈટ્રસ ઇથર | ડ્રામ | ૨ |
| ગમ એકેશીયા | ડ્રામ | ૪ |
| પાણી | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી દર ત્રણ કલાકે પીવું.

**ઈલાજ ૬ ઠો.**—દાડમનાં ફુલની સુકી કળી તોલો ૦।—ફટકી તોલો ૦।—ટંકણખાર તોલો ૦।—માજુફળ તોલો ૦।—ઇમલીના ભુકા તોલો ૦।—અકાકીઆ તોલો ૦।.

આ સઘળાંને મેળવીને સારીપઠે કુટવું, અને ત્યારપછી પાણીમાં ભેળીને તેમાંથી એક આંગળનેઆસરે લાંબી સળીઓ બનાવી, તે સ્ત્રીનાં છુપા ભાગમાં કમળનાં મોંહસુધી લાગે એવીરીતે મુકવી, અને તે પિગળે કે બીજી મુકવી.

| | | |
|---|---|---|
| **ઈલાજો ૭ માં.**—કોકોબટર | ડ્રામ | ૦॥ |
| ટેનીક આસીડ | ગ્રેન | ૧૦ |
| સલફેટ આવ ઝીંક | ગ્રેન | ૧૦ |
| અફીણ | ગ્રેન | ૨ |
| મૉલ્ડ સોપ | ગ્રેન | ૫ |

આ સઘળાંને મેળવીને, તેની એક ગોળી બનાવી, તે સ્ત્રીનાં છુપા ભાગમાં મુકવી, અને તે પિગળે કે બીજી મુકવી, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને સારીપઠે છુંદીને, તેમાંથી ચારથી આઠ માસાજેટલી, દહાડામાં એકવાર, પાણી-સાથે ફાકવી.

ગમ ટ્રેગેકેન્થ તોલો ૧—ઘઉંનો નીસાસતો તોલો ૧—બાવળનો ગુંદર તોલો ૧—કાકડીનાં બીજ તોલો ૧—અકાકીઆ માસા ૮—દાડમનાં ફુલની કળી માસા ૮—ખરો કેરબો માસા ૪.

**ઈલાજ ૮ મો.**—સુમરેટું પાણી રબરની પિચકારીવડે સ્ત્રીનાં છુપા ભાગમાં મારવું. પાણીની ગરમી ૧૧૫ "ડીગરી" (ફારેનાઇટ) હોવી જોઇએ. ઘણીવેળા જયારે બીજા કશા ઇલાજોથી ગુણ થતો નથી, ત્યારે એવી પિચકારીથી થાયછે.

**ઈલાજ ૯ મો.**—ઘણીવેળા જયારે "મૉરફીયા," "અરગટ," "ગેલીક આસીડ," તથા થંડાં પાણીથી લોહી બંધ થતું નથી, ત્યારે માત્ર ૫ ટીપાં "ફાઉલર્સ સૉલ્યુશન" પીધાથી તે બંધ થાયછે.

**ઈલાજ ૧૦ મો.**—ફટકી દ્રામ ૨—હિરાદખણ દ્રામ ૨—દાડમની સુકી કળીનો ભુકો દ્રામ ૨—તુખમે ખરફા દ્રામ ૧—ખરનુબ દ્રામ ૧.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને તે મેળવવો, અને તેમાંથી ૨૦ થી ૪૦ ગ્રેનજેટલો, દહાડામાં ત્રણવાર ફાકવો.

**ઈલાજ ૧૧ મો.**—વાંશકપુર દ્રામ ૧—ઘઉંનો નીશાસ્તો દ્રામ ૧—બાવળનો ગુંદર દ્રામ ૧—માજુફલ દ્રામ ૦II—હિરાદખણ દ્રામ ૦II.

આ સઘળાંને મેળવીને, ૦II થી ૧ દ્રામજેટલું, દર ત્રણ કલાકે, પાણીસાથે ફાકવું.

---

# ગર્ભસ્થાન.

## હમેલ રેહેવાવિષે.

(પ્રેગનનસી=Pregnancy.)

**નીશાની.**—ગર્ભ રેહેવાની કેટલીક ચોકસ નીશાનીઓ હોયછે, જેમાંની મુખ્ય છ નીશાનીઓ નીચે જણાવ્યાપ્રમાણેછે.

૧ લી.—સર્વેથી પેહેલાં દસ્તાન જતું બંધ થાયછે, પણ તેથી હંમેશાં એમ નહીં ધારવું કે સ્ત્રી ગર્ભવંતીછે, કેમકે કેટલીકવેળા કોઇ જાતની ધાસ્તી ખાધાથી, ધાત જવાથી, ખઇ લાગુ પડવાથી, દસ્તાનનેલગતી ગાંઠોનાં દરદથી, ઘણું ધવાડવાથી, ઇત્યાદિ કારણોથી ગર્ભ રહેલો નહીં હોવાછતાં દસ્તાન બંધ થઇ જાયછે.

૨ જી.—ગર્ભ રેહેવાપછી બેથી પાંચ અઠવાડીયાંસુધીમાં ગર્ભવંતી સ્ત્રીને ઘણું-કરીને સવારનાં પોહોરમાં ઉછાળો તથા ઉલટી થાયછે, છાતીમાં દાહ બળેછે, અને નડારી વસ્તુઓ, જેવીકે રાખ, મરોડી, સુંઠ, સોપારી, ઇત્યાદિ ખાવાની ઘણી ઇચ્છા થાયછે.

૩ જી.—મોંહમાં પુષ્કળ થુક છુટેછે, ગર્ભ રેહેવાપછી બીજે મહિનેથી થાનો મોટાં થવા માંડેછે, અને તેઓમાં જાણે અણીવાળું હથીઆર ભોકાતું હોયએવી વેદના થાયછે, અને વારંવાર તેઓની ટોંચમાંથી ઉજળો અને નિતરો પ્રવાહી પદાર્થ બાહાર નિકળેછે, તથા તેઓનીઆસપાસ ગોળાકાર કાળો રંગ દેખાયછે.

૪ થી.—ગર્ભ રેહેવાપછી ચાર મહિને એટલે પાંચમાં મહિનાની શુરૂઆતમાં બચ્ચું પેટમાં ફરકતું હોય એમ જણાયછે, અને પેટઉપર હાથ મુકી જોવાથી પેટમાંહેલાં બચ્ચાંની હાલચાલ હાથને તરત જણાયછે.

૫ મી.—ચાર મહિના વિત્યાકેડે જો ગર્ભવંતી સ્ત્રીનાં પીડુની બાજુઉપર કાન મુકી સાંભળ્યું હોયછે, તો બચ્ચાંનાં દિલનો ધબકારો ખુલ્લો સંભળાયછે, અને તે એક મીનીટમાં ૧૪૦ થી ૧૫૦સુધી ચાલતો જણાયછે. આ ધબકારો ગર્ભવંતી સ્ત્રીનાં દિલનાં ધબકારાથી બિલકુલ જુદોજ હોયછે.

૬ ઠી.—પેટ મોટું થાયછે, ગર્ભ રેહેવાપછી જેમજેમ વખત વેહેછે, તેમતેમ ગર્ભસ્થાન કે જેમાં બચ્ચું રેહેછે, તે પણ મોટું થતું જાયછે.

---

## ગર્ભનીવેળા થતા રોગો.

ગર્ભનીવેળા ઘણી અવશ્યની દવાસિવાય વધારે દવાની કશી અગત્ય નથી, કારણ કે એવેળાની ઘણીખરી બિમારી પોતાનીમેળે નરમ પડેછે, પણ જો કોઇ વેળા ઉછાળો અથવા ઉલટી રાતદિવસ ઘણી જોરમાં ચાલુ રેહે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ચાર કલાકે પાવી. આ દવાથી ઉછાળો અથવા ઉલટી થતી બંધ પડશે.

| | | |
|---|---|---|
| બાઇ કારબૉનેટ આવ સોડા........ | ગ્રેન | ૪૦ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ .. | મીનીમ | ૮ |
| ઇનિફ્યુઝન આવ કેલમબા.......... | આઉંસ | ૬ |

અગરજો નઠારી વસ્તુ ખાધામાં આવ્યાથી ઉલટી થાય, તો તે બંધ કરવાને બદલે વધારે થાયએવી દવા આપવી, જેવીકે ૨ થી ૪ ડ્રામ દળેલી રાઇ, ગરમ પાણીમાં ડોહળીને તે, માત્ર ગરમ પાણી, "કેમોમાઇલ" ફુલનો ઉકાળો, ઇત્યાદિ. એથી ઉલટી આવ્યાથી તેણીને ઘણીજ કળ વળશે, અને ત્યારપછી ઉલટી પોતાની મેળે બંધ થશે.

અગરજો ઉપલા ઇલાજોથી કશો ગુણ નહીં થાય અને ઉલટી ચાલુજ રેહે, તો નીચે જણાવેલા **૫ ઇલાજો**માંહેલો ગમેતે એક અજમાવવો.

**ઇલાજ ૧ લો.**—૩ થી ૫ ગ્રેન "સેલીસીન"નું એક પડીકું કરીને, દર ત્રણ કલાકે, પાણીસાથે ફકાડવું.

**ઇલાજ ૨ જો.**—

| | | |
|---|---|---|
| ક્રીઓસોટ.............. | મીનીમ | ૮ |
| ઑઇલ આવ લેમન .... | મીનીમ | ૮ |
| સીરપ.............. | આઉંસ | ૧ |
| પાણી.............. | આઉંસ | ૫ |

આ સઘળાંને મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો.

**ઇલાજ ૩ જો.**—૧૦ ગ્રેન "પેપસીન"નો ભુકો ખાણું ખાધાપછી ફકાડવો.

**ઇલાજ ૪ થો.**—

| | | |
|---|---|---|
| એક્સટ્રેક્ટ આવ ઓપીયમ.... | ગ્રેન | ૩ |
| કેપસીકમ ફ્રુટ .......... | ગ્રેન | ૩ |

આ બંધેને મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવવી, અક્કેકી ગોળી દર ત્રણ કલાકે, પાણીસાથે ગળાવવી.

અગરજો ઉપલા ચાર ઇલાજોથી કશો ગુણ નહીંજ જણાય, તો નીચે જણાવેલો ઇલાજ અજમાવવો.

**ઇલાજ ૫ મો.**—

| | | |
|---|---|---|
| ઑક્ઝેલેટ આવ સીરીયમ.... | ગ્રેન | ૧૨ થી ૧૬ |
| સીરપ આવ ઑરેન્જ પીલ .. | ડ્રામ | ૩ |
| પાણી................ | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

ગર્ભવંતી સ્ત્રીએ નઠારો ખોરાક ખાવો નહીં. દુધ અને ચુનાનું પાણી, દુધ અને બરફ, અથવા સાગુચોખાની કાંજી અને બરફ પીવું. બનતાંસુધી ચા પીવી નહીં, રાઇની "પોલ્ટીસ" પીપડીઉપર સવારસાંઝ અર્ધો કલાકસુધી મુકયા કરવી, અને જો તેથી થોડા દહાડામાં ગુણ નહીંજ થાય, તો પીપડીઉપર "બ્લીસ્ટર" મુકવું, અથવા પીપડીઉપર "ઑઇલ આવ ટરપીનટાઇન" ચોપડીને તેઉપર ગરમ "પોલ્ટીસ" બનાવીને મુકવી. "પોલ્ટીસ" મુકવાઅગાઉ તેઉપર થોડું "લૉડેનમ" છાંટવું, અથવા "લૉડેનમ" અને "ક્લોરોફૉર્મ," આ બંધેને સરખે ભાગે મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે પીપડીઉપર મુકવો.

અગરજો થોડુંપણ દાબ્યાથી પીપડીમાં દુખે, તો ત્યાં બેથી ચાર જળો મુકયાથી ઘણીવેળા ગુણ થાયછે. જયાંસુધી ઉલટી થયા કરતી હોય, ત્યાંસુધી બનતાં-લગણ બિછાને પડી રેહેવું, અને હાલચાલ કરવી નહીં.

ગર્ભવાળી અવસ્થામાં દાહ બળે, પેટમાં ડોહવાય, અને અજીર્ણ થતું હોય, તો તરત તેના ઉપાયો કરવા.

અગરજો દાહ બહુ બળતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો.

| | | |
|---|---|---|
| બાઇ કારબૉનેટ આવ સોડા.... | ગ્રેન | ૪૦ |
| કેલસાઇન્ડ મેગનીશીયા ...... | ગ્રેન | ૨૦ |
| ઇનફ્યુઝન આવ કેલમબા .... | આઉંસ | ૬ |

અગરજો હોજરીમાં ચુકો મારીને દુખાવો થતો હોય, તથા દાહ પણ બળતી હોય, તો પીપડીઉપર "લૉડેનમ" લગાડીને તેઉપર ગરમ સેક કરવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેના ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો.

સબનાઇટ્રેટ આવ બીસમથ ગ્રેન ૪૦—ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ મીનીમ ૧૦—ક્રીઓસોટ મીનીમ ૬—ગમ એકેશીયા ડ્રામ ૨—ડીલ વૉટર આઉંસ ૬.

**અગરજો ગર્ભવંતી સ્ત્રીને ઝાડો કબજ રેહેતો હોય, તો તેણીને એળીઓ, રેવનચીનો સીરો, "જેલેપ પાઉડર," જમાલગોટા, ઇત્યાદિનાં કઠણ જુલાબો કદીપણ આપવા નહીં, કારણકે તેમ કર્યાથી કેટલીકવેળા બચ્ચું અધુરે દહાડે તુટી પડેછે,** માટે એવા કઠણ જુલાબોનેબદલે નરમ જુલાબો, જેવાકે ૧૫ ગ્રેન "રૂહબાર્બ," તથા ૧૫ ગ્રેન "કારબૉનેટ આવ મેગનીશીયા," અથવા ૧ થી ૨ ચમચા એરંડીઉં તેલ, આ બેમાંથી ગમેતે એક આપવું, અથવા એવોજ કોઇ બીજો હલકો જુલાબ આપવો, અથવા ૧૫ આઉંસ પાણીમાં થોડી વરીઆળી ઉકાળીને ગાળી કાહાડી, તેમાં ૧ ચમચો એરંડીઉં તેલ ભેળીને તે પિચકારીવડે સફરામાં મારવું.

અગરજો ઝાડો પાતળો થતો હોય, તો **"પેટમાં કપાઈને, ઊલટીસાથે, વારંવાર ઘણો ઝાડો આવે, તેવિષે"**નાં મથાળાં હેઠલની બાબદમાં જણાવ્યા-પ્રમાણે ઇલાજો કરવા.

કેટલીકવેળા એવું બનેછે, કે ગર્ભવંતી સ્ત્રીને ઝાડો કબજ રેહેવાની ટેવ હોયછે, અને પ્રથમ ઝાડો તદન કબજ રેહીનેપછી એકદમ પાતળો આવેછે. એવી ટેવવાળી સ્ત્રીઓને જો ગર્ભનીવેળા ઝાડો કબજ રેહે, તો ઉપર જણાવ્યાપ્રમાણે એક હલકો જુલાબ આપવો, અથવા ગમેતો ૩ ડ્રામ "સીડલીટઝ પાઉડર" આપવો.

અગરજો ઝાડો ઉજળા રંગનો થતો હોય, તથા તેમાં પિત્ત ઘણું થોડું જણાય, અને તેથી ઝાડો છુટી જતો હોય, તો ૫ ગ્રેન "બ્લુ પીલ," અથવા ૩ ગ્રેન "કેલોમેલ," પાણીસાથે ફકાડયાથી એક સાફ ઝાડો આવશે, અને તેનો રંગ પોતાનીમેળે બદલાઈને ઝાડો પણ બંધ થશે.

ઉપર જણાવ્યાપ્રમાણે ગર્ભવંતી સ્ત્રીની માવજત તથા દવાદારૂ કરતીવેળા એક બાબદ ધ્યાંનમાં રાખવી, તે એકે તેણી જો નઠારી વસ્તુઓ ખાતી હોય, તો તે એકદમ બંધ કરાવવું, અને ખોરાક પણ બનેતેમ સાદો હલકો, અને શક્તિવાળો આપવો.

અગરજો ગર્ભવાળી સ્ત્રીને માથાંનું દરદ ઘણું થતું હોય, તો "કોલોનવૉટર" અને પાણીમાં કપડાંનો કટકો બોળી તે માથાંઉપર મુકવો, અથવા ૪ ડ્રામ "સલફયુરીક ઇથર," તથા ૧ આઉંસ પાણી, આ બંધેને ભેળીને તેમાં કપડાંનો કટકો બોળી તે કપાળઉપર મુકવો, રાઇ મુકવી, અથવા સુંઠ, લવંગ, જાયફલ, ઉજળાં મરી, આ ચારે વસ્તુઓ થોડીથોડી સરખે ભાગે મેળવીને, તેમાં થોડું અફીણ નાખીને કોઈપણ જાતનાં દારૂમાં ગરમ કરી દરદવાળા ભાગઉપર ચોપડવી, અને તે સુકાય કે ફરીથી ચોપડવી.

અગરજો ઉપર જણાવેલા બાહારનાં ઇલાજો કરવાછતાં પણ માથાંનું દરદ નરમ નહીંજ પડે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સાઈટ્રેટ આવ આયરન એન્ડ એમોનીયા.. | ગ્રેન | ૨૦ |
| બ્રોમાઇડ આવ પૉટાશીયમ .......... | ગ્રેન | ૪૦ |
| ટીંક્ચર આવ હેનબેન.............. | ડ્રામ | ૨ |
| પાણી......................... | આઉંસ | ૬ |

માથાંનાં દરદનેમાંટે ઘણાક હુશીયાર ડાકટરો "સલફેટ આવ કુઇનીયા" ફકાડવાની ભલામણ કરેછે, પણ હમણાંની છેલ્લી શોધઉપરથી જણાયુંછે, કે તેમ કર્યાથી બચ્ચું તુટી પડેછે, તેથી જોકે આ દવા એકરીતે ગુણકારકછે, તોયેપણ તે બીજીરીતે અવગુણકારકછે, માંટે તે આપવી નહીં. જે ગર્ભવંતી સ્ત્રીઓનું માથું દુખેછે, તેણીઓ ઘણુંકરીને નબળા બાંધાવાળી સ્ત્રીઓ હોયછે, એટલામાંટે એવી સ્ત્રીઓને સારો, શક્તિ આવે એવો ખોરાક, તથા "વાઇન" અથવા "પોરટર" પીધામાં આપવો.

અગરજો ગર્ભવાળી અવસ્થામાં સ્ત્રીનાં દાંતો ઘણાં દુખતા હોય, તો "ક્રીઓસોટ," "કલોરોફૉર્મ" અથવા "લૉડેનમ"નું એક ટીપું સળીવડે દાંતોમાં

મુકવું, અને ગમેએટલો દુખાવો થતો હોય, તોયે દુખતો દાંત પાડવો નહીં, કારણકે તેથી બચ્ચાંને અવગુણ થાયછે.

અગરજો ગર્ભવાળી સ્ત્રીની છાતી તથા થાનોમાં ચસકા મારતા હોય, તો તેઉપર ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, અથવા નીચે જણાવેલી દવાઓ સરખે ભાગે મેળવીને તે ચોપડવી.

લીનીમેન્ટ આવ સોપ, ઑઇલ આવ કેજુપટ, લૉડેનમ.

અગરજો થાનોમાં વરમ થઇને તેઓ સુજીને મોટાં થયાં હોય, અને તેઓનો રંગ રતાસઉપર આવેલો લાગે, તો "શુગર આવ લેડ"નાં પાણીમાં કપડાંનો કટકો બોળી તે થાનોઉપર એકથી બે દહાડાસુધી મુકયા કરવો, અને જો તેથી નરમ નહીં પડે, તો તેઓઉપર ૦ાા ડજન જળો મુકવી, કે જેથી થાનો પાકશે નહીં.

અગરજો ગર્ભવંતી સ્ત્રીને હાથેપગે સોજા આવ્યા હોય, પેટ પણ સુજીને મોટું થયું હોય, અને પિસાબ સાથે ઉજળી ઇંડાંની સફેદીજેવી ધાત જતી હોય, તે એમ થવાનાં કારણો નીચે જણાવ્યાપ્રમાણેછે, માંટે તેના ઉપાયો કરવા જોઇએ.

ઘણીવેળા ગર્ભની વખતે ગર્ભસ્થાનમા બચ્ચું હોવાથી તે વધેછે, અને તેનું દબાણ ગુરદાઉપર થઇને લોહી સારીપઠે ગુરદાઓમાં ફરી શકતું નથી, અને તેટલામાંટે ગુરદાઓમાં વરમ થઇ આવીને પિસાબનીસાથે ઇંડાંની સફેદીજેવી વસ્તુ જાયછે, અને તેથી હાથ, પગ તથા પેટઉપર સોજા આવેછે. આ કારણનેલીધે જન્મ આપતીવેળા સ્ત્રીને તાણ થઇ આવેછે, તથા દસ્તાન છુટી જાયછે. પિસાબની સાથે જો એવી વસ્તુ જતી હોય, તો તે તપાસવાની અગત્યછે. એક કાચની નળીમાં થોડી પિસાબ નાખીને †"સ્પીરીટ લેમ્પ"ઉપર ગરમ કરવી, તથા તેમાં થોડાં ટીપાં "નાઇટ્રીક આસીડ"નાં નાખવાં, એથી એક જાતની કડણ વસ્તુ નળીને તળીયે એકઠી થઇને ઠરી ગયેલી ગણાશે. એવીવેળા બિમાર સ્ત્રીએ કંમરઉપર તંગ લુગડાં પેહેરવાં નહીં, પણ બનતાંસુધી ઢીલાં લુગડાં પેહેરવાં વધારે સારૂં છે. અગરજો ગુરદાની જગ્યાઆગળ થોડું દાબવાથી તેમાં ઘણો દુખાવો થતો જણાય, તથા શરીરમાં તાવ હોય, તો તે ભાગઉપર થોડી જળો મુકવી, રાઇની, "પોલટીસ" મુકવી અથવા "ફલાનેલ,"નો ગરમ સેક કરવો. તેણીને ગરમ પાણીથી નહવડાવવી, પાણીનો બાફ દહાડામાં બેથી ત્રણવાર આપવો, અને એટલાથી જો સોજો નરમ નહીં પડે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવી, અને તે થોડા દિવસસુધી ચાલુ રાખવી, કે જેથી સોજો નરમ પડી જશે.

| | | |
|---|---|---|
| એસીટેટ આવ પૉટાશ........ | ગ્રેન | ૪૦ |
| ઑઇલ આવ જુનીપર ...... | મીનીમ | ૧૦ |
| ડીકોકશન આવ બ્રુમ........ | આઉંસ | ૬ |

---

† "સ્પીરીટ આવ વાઇન"થી બળતો દિવો.

અથવા ૨૦ ગ્રેન "બેનઝોઇક આસીડ"નાં ચાર પડીકાં કરીને, અકેકું પડીકું, દર ત્રણ કલાકે, પાણીસાથે ફકાડવું. પિસાબ વારંવાર તપાસતાં રેહેવું, અને ઇંડાંની સફેદીજેવો પદાર્થ ઓછો દેખાવા માંડે, કે નીચે જણાવેલી દવાઓ મેળવીને તેનાં ચાર ભાગો કરી, અકેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો.

| | | |
|---|---|---|
| સાઇટ્રેટ આવ આયરન એન્ડ એમોનીયા. | ગ્રેન | ૨૦ |
| ટીંકચર આવ કેલમબા .......... | ડ્રામ | ૨ |
| ઇનિફ્યુઝન આવ કેલમબા.......... | આઉંસ | ૬ |

અગરજો ધાત ઘણી જતી હોય, અને તેથી નબળાઇ ઘણી જણાય, તો શક્તિવાળો ખોરાક આપવો, તથા ૪૦ મીનીમ "ટીંકચર આવ સ્ટીલ," તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પાવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી અકેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો.

ડાઇલ્યુટેડ નાઇટ્રોમ્યુરીએટીક આસીડ મીનીમ ૪૦—ટીંકચર આવ સ્ટીલ મીનીમ ૪૦—ઇનિફ્યુઝન આવ કેલમબા આઉંસ ૬.

અગરજો ઉપલી દવાઓથી કશો ગુણ નહીં જણાય, તો ૦॥ ડ્રામ ફટકી, ૧૦ ગ્રેન "શુગર આવ લેડ" અથવા ૧૦ ગ્રેન સલફેટ આવ ઝીંક," આ ત્રણમાંથી ગમેતે એક દવાને ૧૦ આઉંસ પાણીમાં મેળવીને તે, અથવા ૧॥ ડ્રામ માયાફલનાં ભુકાને ૮ આઉંસ પાણીમાં ઉકાળીને, તે થંડું પડે કે ગાળી કાહાડી તે પિચકારી વડે છુપા ભાગમાં મારવું.

અગરજો ગર્ભવંતી સ્ત્રીને જરાપણ કામકાજ કરતાં દિલમાં ધબકારો થઇ આવે, અથવા હાંફણ થઇ આવે, તો છાતીઉપર ડાબી બાજુએ દિલની જગ્યાઆગળ "બેલેડોના પ્લાસ્ટર" મુકવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સલફ્યુરીક ઇથર ........ | ડ્રામ | ૧ | ટીંકચર આવ વેલેરીયન.. | ડ્રામ | ૨ |
| ક્લોરીક ઇથર .......... | ડ્રામ | ૧ | કેમફર વૉટર........ | આઉંસ | ૬ |

અગરજો ખાંસી પણ થઇ હોય, તો ઉપલીજ દવામાં ૪૦ મીનીમ "લૉડેનમ" ઉમેરીને ઉપર જણાવ્યાપ્રમાણેજ તે પાવી.

અગરજો ગર્ભવંતી સ્ત્રીનાં પગનાં ટેટાં આગળની નેસો સુજી આવે, તો તેણીને સુવાડીજ રાખવી, તથા *"રબરનું મોજું" પેહેરાવવું. અગરજો એવી કોઇ નેસ ઘણી ખેંચાઇને ફાટે, તથા તેમાંથી કાળા રંગનું લોહી વેહે, તો તેણીને બિલકુલ હાલચાલ કરવા દેવી નહીં, પણ સુવાડીજ રાખવી, તથા તે ભાગઉપર કપડાંની ગાદી મુકી તેઉપર મજબુત પાટો બાંધવો, તથા પગનીનિચ્ચે તકીઆ મુકી તે પગને ઉંચોજ રાખવો.

---

* આ જાતનાં "રબર"નાં મોજાને અંગ્રેજીમાં "ઇલેસ્ટીક સ્ટૉકીન્ગ" (Elastic Stocking) કરી કેહેછે, અને તે હરકોઇ મોટાં જાહેર દવાખાનાંમાંથી તૈયાર વેચાતું મળેછે.

અગરજો ગર્ભવંતી સ્ત્રીને હાથપગમાં આંકરાં આવે, તો તરત તેજવેળા તેઓને લાંબા કરવા, તથા હાથોવડે તે ભાગને જોરથી મસળવો અને તે ભાગની-આસપાસ થોડો વખતસુધી પાટો બાંધી રાખવો. "ઑઇલ આવ ટરપીનટાઇન," અથવા કોઇ બીજી દવા, જેવીકે "લૉડેનમ," "ટીંકચર આવ બેલેડોના," ઇત્યાદિ તેઉપર મસળવું. અગરજો પગ સુજી પણ આવ્યા હોય, તો બનતાં સુધી તેણીને ચાલવા દેવું નહીં, તથા પગનાં આંગળાંઓઆગળથી ઉંચે ઘુટણસુધી પાટો બાંધવો, અને ઝાડો સાફ આવે, એટલામાંટે ૧ દ્રામ ગંધકનાં ફુલ, તથા ૪ દ્રામ "ક્રીમ આવ ટારટર," આ બંધેને મેળવીને, તેનાં બે પડીકાં કરી, અક્કેકું પડીકું મધમાં મેળવીને સવારસાંઝ ચટાડવું, અથવા જો ઝાડો વધારે કબજ હોય, તો ૧ લીકર ગ્લાસ ભરી એરંડીઉં તેલ, મોળી ચામાં નાખીને પાવું, અથવા સાબુનાં પાણીની પિચકારી સફરામાં મારવી.

અગરજો ગર્ભવંતી સ્ત્રીને પિસાબ વારંવાર પણ થોડીથોડી થયા કરતી હોય, તો પ્રથમ ઝાડો સાફ આવેએમ કરવું, અને ત્યારપછી અલસીની ચા, અથવા જવનું પાણી બનાવીને પાવું. અગરજો પિસાબ કરતીવેળા ઘણી અગન બળતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ દર ત્રણ કલાકે પાવો.

| | | |
|---|---|---|
| ટીંકચર આવ હેનબેન ........ | દ્રામ | ૨ |
| ગમ એકેશીયા ............ | દ્રામ | ૨ |
| ઇનિફ્યુઝન આવ લીનસીડ...... | આઉંસ | ૬ |

અગરજો ગર્ભવંતી સ્ત્રીના પેટમાં દુખાવો થતો હોય, તથા આંકરૂં આવતું હોય, તો પેટઉપર "આઇલ આવ કેજુપટ," "ઑઇલ આવ ટરપીનટાઇન," અથવા "લૉડેનમ" અને "કોલોનવૉટર," આ બંધેને સરખે ભાગે મેળવીને તે ધીમેધીમે ચોપડવું, તથા પેટઉપર સઘળી બાજુએ એકસરખું દબાણ થાય એવીરીતે પાટો બાંધવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ દર ત્રણ કલાકે પાવો.

| | | |
|---|---|---|
| સલફ્યુરીક ઇથર .......... | દ્રામ | ૧ |
| સ્પીરીટ આવ કલોરોફૉર્મ .... | દ્રામ | ૧ |
| લૉડેનમ................ | મીનીમ | ૨૦ |
| કમપાઉંડ ટીંકચર આવ કારડેમમ. | દ્રામ | ૨ |
| પેપરમીન્ટ વૉટર .......... | આઉંસ | ૬ |

ગર્ભવંતી સ્ત્રીનાં છુપા ભાગોની બાહારની સપાટીઉપર અથવા માંહેનાં ભાગોમાં નહીં ખમાયએવી અતિશય ચીડ લાગે, અગન બળે, અને ઘણું ઘવડવાથી ત્યાં ચાઠાં પડે, તેને અંગ્રેજીમાં "પ્રુરાઇટસ" (Pruritus) કરી કેહેછે, જેનાં ઇલાજો નીચે જણાવ્યાપ્રમાણે કરવા.

પ્રથમ તે ભાગોને સાધારણ સાબુથી, "પેટ્રૉલીયમ સોપ," અથવા "કારબૉલીક આસીડ સોપ"થી ધોવા, જેથી ચીડ જરા નરમ પડશે, અને ત્યારપછી નીચે

જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી ૧ ચમચો ભરી લેઇ તેવડે કીડવાળા ભાગો ધોવા. આપ્રમાણે તે ભાગો ધોતીવેળા એક વખતે ૧ ચમચાથી વધારે દવા લેવી નહી.

| | |
|---|---|
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસ્યાએનીક આસીડ. ડ્રામ ૧ | કારબૉનેટ આવ સોડા .... ડ્રામ ૨ |
| વાઇનિ આવ ઓપીયમ....... ડ્રામ ૧ | પાણી ............. આઉંસ ૬ |

અગરજો માત્ર કીડજ લાગતી હોય, પણ અગન બળતી નહીં હોય, તો કીડવાળા ભાગોને પ્રથમ "કારબૉલીક આસીડ સોપ" ચોળીનેપછી ગરમ પાણીએ ધોવા, અને ત્યારપછી ગજકરણ, અથવા લીમડાનાં પાંદડાંનો રસ કાહાડીને તે કીડવાળા ભાગોઉપર લગાડવો અથવા નહીંતો નીચે જણાવ્યા પ્રમાણે ઇલાજ કરવો.

ઑઇન્ટમેન્ટ આવ રેડ ઑક્સાઇડ આવ મરક્યુરી ડ્રામ ૩—ઑઇન્ટમેન્ટ આવ ઝીંક ડ્રામ ૬—ગ્લીસરાઇન ડ્રામ ૩.

આ સઘળાંને મેળવીને તેમાંથી થોડું થોડું કીડવાળા ભાગોઉપર ચોપડવું.

અગરજો કીડ ઘણી લાગતી હોય, તથા અગન પણ ઘણી બળતી હોય, તો "સલફર સોપ," અથા "પેટ્રોલીયમ સોપ"થી તે ભાગો ધોવા, અને ત્યારપછી ૩૦ ગ્રેન ગળીને થોડાં પાણીમાં પિગળાવીને, તે પાણી કીડવાળા ભાગોઉપર ચોપડવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે કીડવાળા ભાગોઉપર મુકવો, તથા તે ભિનોભિનો રાખવો.

બોરેક્સ ડ્રામ ૨—ગ્લીસરાઇનિ ડ્રામ ૩—પાણી આઉંસ ૨.

"કોલ્ડ ક્રીમ" તથા "વાયૉલેટ પાઉડર" કીડવાળા ભાગોઉપર લગાડવાથી પણ ગુણ થાયછે.

અગરજો ઉપલા કોઇપણ ઇલાજથી કશો ગુણ નહીંજ થાય, તો ૫ ગ્રેન "નાઇટ્રેટ આવ સીલવર," તથા ૧ આઉસ "ડીસ્ટીલ્ડ વૉટર," આ બંધેને મેળવીને તે પિચ્છવડે તે ભાગોઉપર, અક્કેક દહાડાને આંતરે, દહાડામાં એકવાર લગાડવું, અથવા ૨ ડ્રામ "ટીંકચર આવ આઇયોડાઇન," તથા ૨ ડ્રામ પાણી, આ બંધેને મેળવીને, તે પિચ્છવડે કીડવાળા ભાગોઉપર સવારસાંઝ લગાડવું.

બિમારનો ઝાડો સાફ આવેએમ કરવું, અને એટલામાંટે અવારનવાર હલકો જુલાબ આપ્યા કરવો.

અગરજો દિવસને કોઇ ચોકસ વખતેજ કીડ અતિશય લાગી આવતી હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | |
|---|---|---|
| સાઇટ્રેટ આવ આયરન એન્ડ એમોનીયા.. | ગ્રેન | ૧૫ |
| આરસેનીકલ સૉલ્યુશન ............ | મીનીમ | ૮ |
| ટીંકચર આવ કેસ્કેરીલા ............ | ડ્રામ | ૨ |
| સૉલ્યુશન આવ સ્ટ્રીકનીયા .......... | મીનીમ | ૧૦ |
| પાણી.................... | આઉંસ | ૬ |

અગરજો ગર્ભવાલી સ્ત્રીને કોઇવેળા દસ્તાન ઘણું જવું હોય, તો તે અટકાવવાની ઘણી અગત્યછે, કારણકે નહીંતો ગર્ભનીવેળા જો દસ્તાન ઘણું જાયછે, તો

**તેથી ઘણીવેળા બચ્ચું અધુરે દહાડે તુટી પડેછે. બિમારને એવીવેળા ઉઠબેસ, અથવા હાલચાલ કરવા દેવી નહીં, પણ બનેતેમ રાતદિવસ પડી રેહેવા દેવી, આસાએશ આપવી, ઝાડો સાફ રાખવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં બે ભાગો કરી, અક્કેકો ભાગ, સવારસાંઝ પિચકારીવડે તેણીનાં છુપા ભાગમાં મારવો.**

એલમ ડ્રામ ૦||—ટેનીક આસીડ ગ્રેન ૧૦—સલફેટ આવ ઝીંક ગ્રેન ૨૦—પાણી આઉંસ ૨.

**વળી નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેના ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દર ત્રણ કલાકે પાવો.**

| | | |
|---|---|---|
| ગેલીક આસીડ............ | ગ્રેન | ૨૦ |
| ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ .. | ડ્રામ | ૧ |
| આસીડ ઇનફ્યુઝન આવ રોઝીઝ.. | આઉંસ | ૬ |

**એવી સ્ત્રીએ ઉંઘાડે પગે, તથા ભિનાસ અને સરદીવાળી જગ્યાએ ફરવું નહીં, તથા જલ્લદ વસ્તુઓ, જેવીકે મરચાં, દારૂ, ઇત્યાદિ વાપરવું નહીં.**

⁂ * આ બાબદમાં જણાવેલા જુદીજુદી જાતનાં સાબુઓ, જેવાકે "પેટ્રોલીયમ સોપ" (Petroleum Soap), "કારબૉલીક આસીડ સોપ" (CarbolicAcid Soap), "સલફર સોપ"(Sulphur Soap), ઇત્યાદિ સાબુઓ દુકાનોઉપરથી તૈયાર વેચાતા મળેછે.

---

## ગર્ભસ્થાનમાં થતી ગાંઠો.

### (એનલાર્જમેન્ટ એન્ડ ટ્યુમર્સ આવ ધી ઉમ્બ= Enlargement and Tumours of the Womb.)

કોઇવેળા સ્ત્રીનાં ગર્ભસ્થાનમાં ગાંઠો થાયછે. આ ગાંઠો કોઇવેળા નાહની, **અને** કોઇવેળા મોટી હોયછે, **અને** તેથી જાણે સ્ત્રી ગર્ભવંતી હોયએમ લાગેછે. **આ** ગાંઠો **ક**મળનીમાંહે માસસાથે થોડી જોડાયલી હોયછે.

**ઈલાજ ૧ લો.**—આજસુધી આ જાતની ગાંઠો પિગળાવવામાંટે "આઇયોડાઇડ આવ પૉટાશીયમ" પીવા આપવામાં આવતું હતું, તથા બાહારના ઇલાજમાં "ટીંકચર આવ આઇયોડાઇન" લગાડવામાં આવતું હતું, પણ આ દવાઓથી કશો ગુણ થતો નહી હતો. હમણાંની શોધપ્રમાણે "કલોરાઇડ આવ એમોનીયમ" પીધામાં લીધાથી, આ જાતની ગાંઠો વધારે વધતી જતી અટકેછે, એટલુંજ નહીં પણ ઘણીવેળા તે જણાતી તદન બંધ થઇ જાયછે. આ દવા ૧૫ ગ્રેનજેટલી લેઇને, વાઇનગ્લાસ પાણીમાં મેળવીને, દહાડામાં ચારવાર, ઘણાં મહિના સુધી ચાલુ પીધી હોય, તો તેથી તે ઘણીવેળા તદન પિગળીને જણાતી બંધ થાયછે.

**ઈલાજ ૨ જો.**—૪૦ થી ૬૦ ગ્રેન "બ્રોમાઇડ આવ પૉટાશીયમ," તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું, તથા તે ઘણાં મહિનાસુધી ચાલુ રાખવું, તથા જો ઝાડો કબજ રેહેતો હોય,

તો એજ દવામાં ૩ ડ્રામ "ક્રીમ આવ ટારટર" ઉમેરીને તે પીવું. વળી યુરોપખંડનાં જે ઝરાનાં પાણીમાં ઉપલા "બ્રોમાઇડ આવ પૉટાશીયમ"ને મલતા બીજા ખારો આવેછે, અને જેને "સેલાઇન વૉટર્સ આવ ક્રુઝનેક" (Saline Waters of Kreuznach) કરી કેહેછે, તે દરરોજ દહાડામાં બેવાર પીધામાં લેવું, જેથી ગાંઠો પીગળશે. ખાવાપીવામાં મધ્યમસર રેહેવું.

---

## ગર્ભસ્થાનનું નિચ્ચે ઊતરી પડવું.

**(પ્રોલેપસસ યુટેરી=Prolapsus Uteri.)**

ઘણીવેળા સ્ત્રીએ બચ્ચાંને જન્મ આપવાથી, અથવા નબળાઇથી તેણીનું ગર્ભસ્થાન અથવા કમળ પોતાની જગ્યાએ રેહવાને બદલે નિચ્ચે ઉતરી પડેછે. કોઇવેળા તે એટલુંતો નિચ્ચે ઉતરી પડેછે, કે તેનાં મોંહની કોર સ્ત્રીનાં છુપા ભાગની છેક બાહાર દેખાયછે.

**ઈલાજો ૧ લો.**—અગરજો કમળ સ્ત્રીનાં છુપા ભાગની છેક બાહાર આવતું નહીં હોય, તો તેણીએ આસાએશ લેવી, અને સુતીવેળા કુલાંનીનિચ્ચે તકીઓ મુકીને તે ભાગ ખભાંકરતાં જરા ઉંચો રાખીને સુવું. પીડુઉપર તથા છુપા ભાગઉપર "શુગર આવ લેડ"નું થંડું પાણી મુક્યા કરવું, તથા ૧ થી ૪ ડ્રામ "ટેનીક આસીડ," અને ૧ આઉંસ "ગ્લીસરાઇન," આ બંધેને મેળવીને, તેમાં રૂનો ગોળ દડો બનાવીને તે બોળવો. આ દડાને ઝીણીં દોરીથી બાંધવો, અને તે રાત્રે સુતીવેળા છુપા ભાગમાં મુકી રાખીને સવારનાં કાહાડી નાખવો.

**ઈલાજ ૨ જો.**—અગરજો દુધનાંજેવી પાતળી ધાત પણ જતી હોય, તો ૦ા આઉંસ "ગ્રીન" ચાને, ૨૦ આઉસ પાણીમાં ઉકાળીને, તે થંડું પડવા દેવું, અને ત્યારપછી તેમાં ૦ા ડ્રામ "ટેનીક આસીડ" ઉમેરીને તે રબરની પિચકારીવડે દરરોજ સવારનાં છુપા ભાગમાં મારવું.

**ઈલાજ ૩ જો.**—અગરજો દરદ ઘણું થતું હોય, તો ૧ આઉંસ પાણી, તથા ૧૫ થી ૩૦ મીનીમ "લૉડેનમ," આ બંધેને મેળવીને તે કાચની પિચકારીવડે છુપા ભાગમાં મારવું.

**ચેતવણી.—એવીવેળા "લૉડેનમ" ઘણું વાપરવું નહીં. કારણકે તેથી અવગુણ થાયછે.**

**ઈલાજ ૪ થો.**—અગરજો ઝાડો કબજ રેહેતો હોય, તો કોઇકોઇવેળા "ક્રીમ આવ ટારટર"નો જુલાબ લેવો, અને બચ્ચાંને જન્મ આપ્યાપછી આસરે ચૌદ દહાડા વિત્યાકેડે ૬૦ મીનીમ "લીક્વીડ એક્સટ્રેક્ટ આવ આરગટ"ને, ૪ાા આઉંસ પાણીમાં મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પીવું, તથા ૧ ડ્રામ "ટેનીક આસીડ," અને ૪ ડ્રામ મીણ, આ બંધેને મેળવીને, તેનો એક ગોળ દડો બનાવી, તેનીઆસપાસ દોરી બાંધીને તે છુપા ભાગમાં મુકી રાખવો, અને જો સોજો આવે, તો દડો પાછો બાહાર કાહાડી નાખવો.

**ઈલાજો ૫ મો.**—અગરજો કમળ છેક સ્ત્રીનાં છુપા ભાગની બાહાર નિકળી પડે, તો બિછાણાંઉપર સુઈને આંગળાંવડે કમળને પેહેલે ઉપર ચઢાવીને-પછી ઉપર જણાવેલી દવાની પિચકારી મારવી, અને ત્યારપછી *રબરની નળી છુપા ભાગમાં દાખલ કરવી, જેથી કમળ પોતાની જગ્યામાં રેહેશે.

ઘણીવેળા કોઈપણ જાતની દવા પિચકારીવડે, અથવા દડાનાં આકારમાં મુકયાવગર માત્ર આ જાતની નળી વાપરવાથી અતિશય ગુણ થાયછે.

આ દરદમાં "અરગટ"ની દવા પીવાની ઘણી અગત્યછે, પણ સંભાળ રાખવી, કે જો તેથી ઉછાળો અથવા ઉલટી થાય, તો તે પાવા બંધ કરવી.

---

## ગર્ભસ્થાનનાં મોંહની કોરનું સુજવું.

**( ઈનફલેમેશન આવ ઑસ યુટેરી**=Inflammation of Os Uteri.)

ઘણીવેળા સ્ત્રીનાં ગર્ભસ્થાન અથવા કમળનાં મોંહની કોર સુજી આવીને તે જાડી તથા કઠણ થાયછે.

**ઈલાજ ૧ લો.**—ધાતુની પોકળ નળી, જેને "સ્પેકયુલમ" (Speculum) કરી કેહેછે, તેઉપર તેલ લગાડીને સ્ત્રીનાં છુપાભાગમાં મુકવી, તથા કમળનાં મોંહની કોરઉપર "નાઈટ્રેટ આવ સીલવર," અઠવાડીયાંમાં એકથી બેવાર લગાડવું.

**ઈલાજ ૨ જો.**—અગરજો ઉપલા **ઈલાજ ૧ લાથી** કશો ગુણ નહીં જણાય, તો કમળનાં મોંહની કોરઉપર ધાનું કપડું એક સળીવડે મુકીને તેની-આસપાસ પાંચથી છ જળો વળગાવવી, તથા થોડા દહાડા વિત્યાકેડે ૨ ડ્રામ "બૉરેક્સ" ૨૦ આઉંસ પાણી, તથા ૨૦ થી ૩૦ મીનીમ "લૉડેનમ," આ ત્રણેને મેળવીને, તેનાં ત્રણ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર, રબરની પિચકારીવડે છુપા ભાગમાં દાખલ કરવો.

---

## ગર્ભવંતી સ્ત્રીને બચ્ચાંને જન્મ આપ્યાઅગાઊ, આપતીવેળા, અથવા આપ્યાપછી થતી તાણ.

**( પ્યુરપેરલ કનવલઝન્સ**=Puerperal Convulsions.)

**નીશાની.**—તાણ થઈ આવ્યાનીઆગમજ પ્રથમ તેણીને ચક્કર આવેછે, માથું ભારી લાગેછે, તથા તેમાં ખેંચાવો થાયછે , કાનમાં કસારાં બોલેછે, આંખો રાતી થાયછે, તેણીને ઉજાસ, તથા ઝીણી ચળકતી કગરસો હવામાં ઉડતી દેખાયછે, નાડી ભરેલી, કઠણ, તથા ઘણી ધીમી ચાલેછે, કોઈવેળા ઘણી ઉતાવળી ચાલેછે, પણ તરત ઝીણી તથા નબળી થઈ જાયછે, તેણી વારંવાર ડચકાં ખાયછે, ભર નિદ્રામાં પડેછે, તથા ઉંઘમાં ગુરેછે, કોઈવેળા માથાંમાં તથા પીપડીઆગળ પેટમાં થોડેથોડેવારે કોઈ ભાલો ભોકતું હોયએવું દરદ થાયછે, તથા ટાહાડ વાગેછે.

---

* આ જાતની રબરની નળી, જેને "પેસારી" (Pessary) કરી કેહેછે, તે દરેકોઈ મોટા જાહેર દવાખાનાંમાંથી તૈયાર વેચાતી મળેછે.

અગરજો ઉપલી નીશાનીઓ ધ્યાંનમાં રાખીને ઈલાજ કીધા નહીં હોયછે, તો તેણી એકદમ મૂર્ચ્છાંગત થઈ જાયછે, હાથપગનાં માંસનાં લોચાંઓમાં જોરથી તાણ થઈ આવેછે, આંખનાં ડોળા એક બાજુથી બીજી બાજુતરફ ઘણાં જોરમાં હાલ્યા કરેછે, મોહોડું ફેરવાઈને ઘણું બિહામણું થઈ જાયછે, તથા તે સુજી આવીને તેનો રંગ કાળો થઈ જાયછે, એક મીનીટમાં આસરે સોલવાર શ્વાસ ચાલવાને બદલે ઘણો ઉતાવળો ચાલેછે, તથા દાંતો એકનેકઉપર ચડી જઈને મોંહમાં થુક એકઠી થવાથી શ્વાસ ચાલતીવેળા એક જાતનો સાદ નિકળેછે, અને તેણીની આસરે અર્ધો કલાકસુધી મૂર્ચ્છાંગત સ્થિતિમાં રહેવાપછી જ્યારે પાછી શુદ્ધીમાં આવેછે, ત્યારે તેણીને અતિશય થાક ચડેછે.

**સબબ.**—ગર્ભસ્થાનમાં બચ્ચું રહેવાથી તે મોટું થાયછે, જેથી ભેજાંની નેસોઉપર દબાણ થવાથી તેઓમાં લોહી સારીપઠે ફરતું નથી, અને તેથી તાણ થઈ આવેછે. બીજાં કેટલાક કારણોનેલીધે પણ તાણ થાયછે, જેવાંકે મનનેલગતા જોસ્સાઓથી, ઘણાં દિવસસુધી ઝાડો કબજ રહેવાથી, ગર્ભસ્થાનનું દબાણ ફુક્કા-ઉપર થવાથી પિસાબ થઈ શકતી નથી, અને તેથી ફુક્કામાં પિસાબ એકઠી થઈને તે ભરાઈ જવાથી, બચ્ચાંને જન્મ આપતીવેળા ઘણી કળી ખેંચવાથી, ઈત્યાદિ કારણોનેલીધે તાણ થાયછે.

**ઈલાજો.**—અગરજો બિમાર મજબુત બાંધાની તથા લોહીઆળી હોય, તો એક અથવા બંધે હાથોઉપર સંગરા મુકવી, પણ જો તેણી નબળા બાંધાની અને દુર્બળ હોય, તો સંગરા મુકવી નહીં. આપણાં ગરમ દેશોની સ્ત્રીઓ ઘણુંકરીને દુબળી હોવાથી તેમને આરીતે સંગરા મુકવાથી ગુણનેબદલે ઉલટો અવગુણ થાય છે. એટલામાંટે એવી સ્ત્રીનાં માથાંઉપરથી બાલ કહડાવી નાખીને તેઉપર કોથલીમાં બરફ ભરીને તે મુકવી, અથવા પાણીમાં "કોલોન વૉટર" ભેળીને, તેમાં કપડું બોળીને તે મુકીજ રાખવું, બોચીઉપર "બ્લીસ્ટર" મુકવું. ૨૦ આઉંસ સાબુનું પાણી બનાવીને તે સઘળું સહ્રામાં પિચકારીવડે દાખલ કરવું, અને જો તેથી ઝાડો સાફ નહીં આવે, તો ૫ થી ૧૦ ગ્રેન "કેલોમેલ" જીભઉપર રાખવું. તથા જો બિમાર સ્ત્રી શુદ્ધીમાં હોય, અને દવા ઈત્યાદિ ગળાંમાંથી ઉતરી શકતું હોય, તો "કેલોમેલ" આપ્યાપછી તરત ૪ ડ્રામ "એપસમ સૉલ્ટ," તથા ૨ આઉંસ "ઈનફયુઝન આવ સેના." આ બંનેને મેળવીને તે પાઈ દેવું, પણ જો બિમાર બેશુદ્ધ અવસ્થામાં હોય, અને કશું ગળી શકાતું નહીં હોય, તો ૧ ટીપું "ક્રૉટૉન ઑઈલ" જીભ ઉપર રાખવું. અગરજો ફુક્કો પિસાબથી ભરેલો હોય, તો સળી મુકીને તે ખાલી કરવો.

ઉપર જણાવેલા ઈલાજો કર્યાપછી ઝાડો સાફ આવે, અને પિસાબ થાયછે, તો તાણ પણ પોતાનીમેળે બિલકુલ નરમ પડી જાયછે, અને ફરી થતી નથી.

ગમેતો "ક્લોરોફૉર્મ" રૂમાલઉપર છાંટીને તેણી જ્યાંસુધી નિદ્રામાં પડે, ત્યાંસુધી સુંઘાડવું, અને નિદ્રામાં પડે કે તરત બંધ કરવું. અને તાણ કેટલેકેટલે વખતે

થઇ આવેછે, તે ધ્યાનમાં રાખીને જયારે તે થઇ આવવાનો વખત હોય, ત્યારે અર્ધો કલાકઅગાઉથી ફરી સુંઘાડવું. આપ્રમાણે બેથી ત્રણવાર કીધાથી ઘણો ગુણ થાયછે.

અગરજો ઉપર જણાવેલા સઘળા ઇલાજો કરવાછતાં પણ તાણ થયાજ કરે, તો કોઇ કાબેલ ડાકટરને બોલાવી તેની સલાહ પુછવી, જે ચીપીઆવડે અથવા હરકોઇ બીજીરીતે સાવચેતીથી બચ્ચાંને ગર્ભસ્થાનમાંથી બાહાર કાહાડશે, જેથી તાણ નરમ પડી જશે.

અગરજો બચ્ચાંને જન્મ આપ્યાપછી પણ તાણ ચાલુ રેહે, તો ૦૧ ગ્રેન "હાઇડ્રોકલોરેટ આવ મૉરફીયા," તથા ૫ મીનીમ પાણી, આ બંન્નેને મેળવીને તે પિચકારીવડે ખભાંની ચામડીમાં દાખલ કરવું, અને જો અગત્ય જણાય, તો દર ત્રણથી ચાર કલાકે દાખલ કર્યા કરવું. "કલોરોફૉર્મ," અથવા "ઇડર" રૂમાલ ઉપર છાંટીને સુંઘાડવુ, તથા ૫ ગ્રેન "બેનઝોઇક આસીડ." અથવા ૫ થી ૭ ગ્રેન કપુર, દર ત્રણ કલાકે, પાણીસાથે ફકાડવું, અને બોચીઉપર "બ્લીસ્ટર" મુકવું.

---

# બચ્ચાંને જન્મ આપ્યાપછી સુવાવડી સ્ત્રીની, તથા જન્મેલાં બચ્ચાંની માવજત

(ટ્રીટમેન્ટ આફટર ડીલીવરી=Treatment after Delivery.)

વીણ સારીરીતે શુરૂ થવાપછી પંદરથી વીસ કલાકે બચ્ચું જન્મ પામે, કે નીચે જણાવ્યાપ્રમાણે સુવાવડી સ્ત્રીની, તથા જન્મેલાં બચ્ચાંની માવજત કરવી.

અગરજો સુવાવડી સ્ત્રીને બચ્ચાંને જન્મ આપ્યાપછી માત્ર થાક લાગતી હોય, અને ઉંઘ સારીપડે આવતી નહીં હોય, તો ઉંઘ લાવવામાંટે ૧૦ મીનીમ "લૉડેનમ" પાણીમાં નાખીને પાવાં, જેથી ખુશ ઉંઘ આવશે, તથા થાક પણ ઉતરશે. પણ જો બચ્ચાંને જન્મ આપતાં ઘણો વખત લાગ્યો હોય, અને તેને લીધે બચ્ચાંને જન્મ આપ્યાપછી સુવાવડી સ્ત્રીને ઘણી નબળાઇ થયેલી જણાય, શરીર થંડું થઇ જાય, નાડી ઘણીજ ધીમી અથવા ઘણીજ ઉતાવળી ચાલે, તથા તેનો ઠણકો પણ નબળો જણાય, તો "વાઇન" અથવા "બ્રાંડી" પાણીમાં નાખીને પાવો, પણ યાદ રાખવું, કે એવાં અગત્યનાં કારણશિવાય બીજા કોઇ સાધારણ કારણનેમાંટે સુવાવડી સ્ત્રીને બચ્ચાંને જન્મ આપ્યાપછી તરત દારૂ પાવો નહીં, કારણ કે તેમ કર્યાથી ગુણનેબદલે ઉલટો અવગુણ થાયછે, તથા માતાને તાવ ચઢી આવેછે. ખોરાકમાં પણ પેહેલા એકથી બે દિવસોસુધી માત્ર દુધની કાંજી પાવી, અને ત્યારપછી બીજો સાધારણ સાદો પણ સકિતવાળો ખોરાક આપવો, છુપા ભાગોને સુમરેટાં પાણીથી ધોઇને સાફ રાખવા, તેણીને થોડા દિવસસુધી સુઇ રેહેવા દેવી, કારણકે એવીવેળા ઘણી ઉઠબેસ તથા હાલચાલ કર્યાથી ઘણી ભયંકાર રીતે દસ્તાન છુટી જાયછે, જેથી તેણીનો જીવ ઘણો ધાસ્તીમાં આવી પડેછે. બચ્ચાંનો જન્મ થાય, અને ઓર પડયાપછી દસ્તાન છુટી નહીં જાય, તથા

ગર્ભસ્થાન ખેંચાઇને પોતાનીમેળે આગળી સ્થિતિમાં આવે, એટલા માંટે પીડુ-ઉપર હાથ રાખીને ત્યાં કપડાંની ગાદી મુકી તેઉપર પાટો બાંધી લેવો. એકવાર પાટો બાંધ્યાપછી તે જો ઢીલો પડી જાય, તો ફરીથી બીજો નવો બાંધવો. આ રીતે ઓછામાંઓછા આઠથી બાર દહાડાસુધી પાટો બાંધી રાખવો ઘટેછે.

ઘણી સંભાળ રાખવાછતાં પણ કેટલીકવાર કેટલાંક કારણોનેલીધે બચ્ચાંને જન્મ આપ્યાપછી દસ્તાન અતિશય જાયછે, અને તેથી માતાનો જીવ ઘણો ધાસ્તીમાં આવી પડેછે. એમ થવાનાં મુખ્ય ત્રણ કારણો નીચે જણાવ્યાપ્રમાણે હોયછે.

૧ લું.—જન્મ આપ્યાપછી ગર્ભસ્થાન સઘળીતરફથી સરખીરીતે ખેંચાઇને પોતાની આગળી સ્થિતિમાં નાહાનું થવાનેબદલે કોઇવેળા તેમાં લોહીનાં બંધાઇ ગયેલા ગાંઠો રેહી જવાથી, અથવા પાટો સરખું દબાણ નહીં કરે એવીરીતે, એટલે એકગમથી વધારે; અને બીજીગમથી ઓછું, બંધાયાથી તે આડુંઅવળું ખેંચાયછે. જેથી તેમાં લોહી પણ નેમવિના ગમેતેમ કરેછે. અને તેથી દસ્તાન છુટી જાયછે.

૨ જું.—સોયાણીની ભુલથી, અથવા સ્વભાવિકરીતે ઓર આખીનેઆખી બાહાર પડવાનેબદલે તેમાંનો થોડોક ભાગ ગર્ભસ્થાનમાં રેહી જાયછે, જેથી તે ભાગમાંથી દસ્તાન વેહેયા કરેછે.

૩ જું.—માતાનો બાંધો પ્રથમથીજ નબળો હોવાથી ગર્ભસ્થાન પોતાની મેળે ખેંચાઇને પોતાની આગળી સ્થિતિનાં કદનું જરાપણ નાહાનું થતું નથી, પણ બચ્ચું જન્મ પામવાઅગાઉ તેમાં બચ્ચું રેહેવાથી જેવીરીતે તે મોટા કદનું હોયછે, તેવુંજ તે મોટા કદનું જન્મ આપ્યાપછી પણ રેહેછે, જેથી તેમાંની ઝીણી નસોની દિવાળો પણ ખેંચાતી નથી, અને તેથી દસ્તાન વેહેયા કરેછે.

આરીતે વેહેતાં દસ્તાનને, તથા પુષ્કળ લોહીનાં વેહેવાને અટકાવવાની અતિશય અગત્યછે, એટલામાંટે સર્વેથી પેહેલાં, એટલે બચ્ચાંને જન્મ આપ્યાપછી થોડેજ વખતે એક હાથ છુપા ભાગવાટે ગર્ભસ્થાનમાં દાખલ કરવો, અને ત્યાં તે એકથી બે મીનીટસુધી રાખવો. તથા બીજે હાથે પીડુઉપર દબાણ કરવું, જેથી ગર્ભસ્થાનનાં માંસનાં સાકાઓ સરખીરીતે ખેંચાવા માંડશે, અને તેથી ઓરનો તુટી ગયેલો ભાગ, અથવા લોહીનો કોઇ બંધાયલો ગાંઠ બાહાર આવશે. એમ કર્યાપછી હાથ પાછો બાહાર કાહાડીને પીડુઉપર પાટો બાંધી લેવો. આપ્રમાણે કરવાછતાં જો ઘણું દસ્તાન જતું નહીંજ બંધ થાય. તો કોથલીમાં બરફ ભરીને તે પીડુઉપર મુકી રાખવી, તથા બરફનાં કટકા કપડામાં લપેટીને છુપા ભાગમાં રાખવા, અથવા પાણીમાં બરફ નાખીને તેની પિચકારી છુપા ભાગમાં મારવી.

હમણાંની શોધોપ્રમાણે અનુભવઉપરથી એવું જણાયુંછે કે, જ્યારે દસ્તાન અતિશય જતું હોય, નાડી દોરાજેવી ઝીણી ચાલતી હોય, માતા ઘણી નબળાઇને લીધે અકળવિકળ કરતી હોય, તથા શરીર થંડું થઇ ગયું હોય, ત્યારે ઘણીવેળા છુપા ભાગમાં થંડાં પાણીની પિચકારી મારવાનેબદલે સુમરેટાં પાણીની પિચકારી

માર્યાથી ઘણો ગુણ થાયછે. પીવાની દવાતરીકે ૦॥ ડ્રામ "અરગટ"નો ભુકો, તથા ૮ થી ૧૦ ગ્રેન "ગેલીક આસીડ," આ બંધેને મેળવીને તેનું પડીકું કરી, જ્યાંસુધી અગત્ય જણાય, ત્યાંસુધી દર કલાકે ફકાડવું. વધારે સરસ ઉપાય તો એછે કે નીચે જણાવેલી દવાઓ મેળવીને તે દર બેથી ત્રણ કલાકે પીડુની ચામડીમાં પિચકારીવડે દાખલ કરવી.

| | | |
|---|---|---|
| અરગોટીન .......... | ગ્રેન | ૨ થી ૩ |
| રેકટીફાઇડ સ્પીરીટ .... | મીનીમ | ૫ |
| પાણી ..... ...... | મીનીમ | ૧૦ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર ભાગો કરી, અક્કેકો ભાગ, દર બે કલાકે પાવો,

| | | | |
|---|---|---|---|
| ગેલીક આસીડ ........ | ગ્રેન ૩૦ | સીરપ ...... .... | આઉંસ ૧ |
| ડાઇલ્યુટેડ સલફયુરીક આસીડ | ડ્રામ ૧॥ | પાણી ...... .... | આઉંસ ૬ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે સઘળી પાઇ દેવી, અને જો અગત્ય જણાય, તો દર બે કલાકે ફરીથી પાયા કરવી.

| | | |
|---|---|---|
| ઑઇલ આવ ટરપીનટાઇન........ | ચમચી | ૧ થી ૨ |
| આમન્ડ ઑઇલ .............. | ચમચી | ૧ |
| પાણી .................... | આઉંસ | ૧॥ |

અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની ચાર ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી, દર બે કલાકે, પાણીસાથે ગળાવવી.

એસીટેટ આવ લેડ ગ્રેન ૧૮—એકસ્ટ્રેકટ આવ ઓપીયમ ગ્રેન ૩—ગેલીક આસીડ ગ્રેન ૩૦—ગમ એકેશીયા ગ્રેન ૩૦.

અથવા ફટકી ગ્રેન ૨૦—પાણી આઉંસ ૦॥.

આ બંધેને મેળવીને તે પિચકારીવડે છુપા ભાગમાં મારવું, અને જો અગત્ય જણાય, તો દર ત્રણ કલાકે ફરીથી મારવું.

---

## ગર્ભસ્થાનમાં થતો દુખાવો.

**(આફટર પેન્સ=After Pains.)**

બચ્ચાંને જન્મ આપ્યા, તથા ઓર પડયાપછી ગર્ભસ્થાનમાં લોહીનાં ગાંથા રહ્યાથી, અથવા બીજાં હરકોઇ કારણોનેલીધે તેમાં નહીં ખમી શકાયએવો સખત દુખાવો થાયછે.

અગરજો થોડોજ દુખાવો થતો હોય, તો તેથી ગુણ થાયછે, કારણકે આરીતે શેજ દુખાવો થઇને ગર્ભસ્થાન પોતાની આગળી સ્થિતિમાં આવેછે, એટલે તે પાછું નાહાનું થાયછે, માટે તેવીવેળા દવાની કશી અગત્ય નથી, પણ જો દુખાવો ઘણો જોરમાં થતો હોય, તથા ઝાડો કબજ હોય, તો પ્રથમ એકાદ હલકો જુલાબ આપવો, જેવોકે ૩ ડ્રામ "સીડલીટઝ પાઉડર," ૧॥ ચમચો એરંડીઉં તેલ, ઇત્યાદિ

વળી પીડુઉપર "ફલાનેલ"નો ગરમ પાણીનો સેક કરવો, તથા ઝાડો આવ્યાપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવી.

| | | | |
|---|---|---|---|
| ઑઇલ આવ ટરપીનટાઇન. ડ્રામ | ૪ | ગમ એકેશીયા ...... ડ્રામ | ૨ |
| ટીંક્ચર આવ ઓપીયમ .. મીનીમ | ૪૦ | સીનેમૉન વૉટર...... આઉંસ | ૬ |

## બચ્ચું જન્મવાપછી માતાનાં થાનોમાં દુધ આવતીવેળા આવતો તાવ.

(મીલ્ક ફીવર=Milk Fever.)

કેટલીકવેળા બચ્ચાંનો જન્મ આપ્યાપછી માતાનાં થાનોમાં દુધ આવતીવેળા તેણીને તાવ આવેછે. માટે જો હલકો તાવ આવતો હોય, તો ચિંતા નહીં, પણ જો તાવ ઘનો જોરમાં આવતો હોય, અને થાનોમાં ઘણો દુખાવો થઇને દુધ પણ ઘણું વેહતું હોય, તો દુધ ઓછું કરવામાટે ખોરાકમાં માત્ર કાજી, ચા અને રોટલી આપવી. તથા "એપસમ સૉલ્ટ"નો હલકો જુલાબ આપવો, અને થાનો ઉપર "ગ્લીસરાઇન," તથા "ટીંક્ચર આવ બેલેડોના," આ બંધેને સરખે ભાગે મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે થાનોઉપર મુકવો, અને તે ભિનોનેભિનો રાખવો. અથવા "સુગર આવ લેડ"નું પાણી બનાવીને, તેમાં કપડું બોળી તે થાનોઉપર મુકવું.

**ચેતવણી.**—અગરજો ઉપલી બે દવાઓ, અથવા હરકોઈ બીજી દવા એવાં કોઈ કારણનેમાટે થાનોઉપર લગાડી હોય, તો માતાએ થાનો સારીપઠે ધોયાવિના બચ્ચાંને ધવાડવું નહીં, પણ તેવિષે ઘણી સંભાળ રાખવી.

## બચ્ચાંને જન્મ આપતીવેળા છુપા ભાગોઆગળ થતો ઘા.

(ઉન્ડ ઈન ધ પેરીનીયમ=Wound in the Pereneum.)

બચ્ચાંને જન્મ આપતીવેળા માતાનાં બાહારનાં છુપા ભાગોઉપર ઘણું દબાણ થવાથી, તથા તે ભાગો ઘણાં ખેંચાવાથી કોઇવેળા સફરાની કોરસુધી મોટા ચીરા પડેછે. એમ નહીં થાય એટલામાટે અવારનવાર હલકો જુલાબ આપીને ઝાડો સાફ લાવવો. કારણકે ઝાડો કબજ રહ્યાથી સફરાઆગળ દબાણ થાયછે, અને તેથી ઘા વધારે મોટો થાયછે.

અગરજો ઘા થયો હોય, તો તેને રૂઝાવવામાટે તેનીઉપર બંધ બેસેએવડો ઘાનાં કપડાંનો કટકો "ટરપીનટાઇન," "ફ્રાયર્સ બાલસમ," અથવા "ગ્લીસરાઇન" માં બોળીને મુકવો, અને તેનીઉપર ઘાનાં ઉજળા મલમની આગળી બનાવીને મુકવી, અથવા ૧ ભાગ "કારબૉલીક આસીડ," તથા ૮ ભાગ "ગ્લીસરાઇન," આ બંધેને મેળવીને, તેમાં રૂ બોળી તે ઘાઉપર મુકવો, તથા તેનીઉપર રૂઝનાં મલમની આગળી મુકવી. અથવા ૧ ભાગ "આઇયોડોફૉર્મ," તથા ૮ ભાગ ચરબી, આ બંધેને મેળવીને તે કપડાંઉપર ચોપડીને તેની આગળી બનાવી તે મુકવી.

## બચ્ચાંનો જન્મ થવાપછી તેને શ્વાસ લેવામાં થતી અડચણ.

**( ડીફીકલ્ટી આવ બ્રીધીન્ગ ઈન ધ ન્યુલી-બૉર્ન ઈનફન્ટ=**
Difficulty of Breathing in the newly-born Infant.)

**અગરજો બચ્ચું જન્મવાપછી** સારીપઠે શ્વાસ લઇ શકતું નહીં હોય, અને તેથી તે ગુંગલાઇને મરી જવાની ધાસ્તીમાં હોય, તો તેનાં ઘટતા ઉપાયો લેવાની અતિઘણી અગત્યછે.

**ઈલાજો.**—અગરજો નાડીઓ તેનાં ગળાંનીઆસપાસ વિટળાઇ ગયા હોય. તો તે તરત છુટો કરવો, અને તેનાં મોહોડાંઉપર, અથવા છાતીઉપર સારીપઠે થંડું પાણી છાંટવું, તેની જાંગોઉપર હોકવું, ધીમેથી તેનો કાન ચિમટવો. "કોલોન વૉટર" સુંઘાડવું, અથવા સેહેવાયએટલાં ગરમ પાણીનાં વાસણમાં તેને બોળીને તેમાંથી કાહાડી લઇ પાછું થંડાં પાણીનાં વાસણમાં બેસાડવું, તેમાંથી કાહાડી લેઇને વળી પાછું ગરમ પાણીનાં વાસણમાં બેસાડવું. આપ્રમાણે અવારનવાર ગરમ તથા થંડાં પાણીનાં વાસણમાં બચ્ચાંને ભિંજાવવું, તેનાં શરીરઉપર "બ્રાંડી" ચોપડવો, તેનાં મોંહ તથા નાકમાં આંગળી ખોસીને બલગમ અથવા ચિકણી થુક હોય, તો તે કાહાડી નાખવી. ત્યારપછી બચ્ચાંનાં મોહોડાંઆગળ સામાં માણસે પોતાનું મોહોડું રાખીને જોરથી ફુકવું, તેની છાતીની બંધે બાજુઓ ધીમેથી દાબીને તરત હાથો ખસેડી નાખવા, અને વળી પાછી દાબવી, અને વળી છોડી દેવી. આપ્રમાણે અવારનવાર થોહો વખતસુધી કર્યા કરવું. હાથોપગો મસળવા, તેના હાથોને માથાંતરફ ઉંચા ધરીને પાછા તેની છાતીની બંધે બાજુઓતરફ લાવવા, અને પાછા ઉચકવા, અને આપ્રમાણે થોડોકવાર કર્યા કરવું, તથા બચ્ચાંને હવાવાળા ઓરડામાં રાખવું.

---

## બચ્ચું જન્મવાપછી થોડે દહાડે દેખાતો કમળો.

**(જૉન્ડીસ ઈન ધ ન્યુલી-બૉર્ન ઈનફન્ટ**—Jaundice in the newly-born Infant.)

ઘણીવેળા બચ્ચાંનો જન્મ થવાપછી બેથી ચાર દિવસમાં તેનું કલેજું સુસ્ત અવસ્થામાં રહ્યાથી કમળાની અસર થઇ તેનું શરીર સઘળું પિળું દેખાયછે. એટલામાંટે જયારે શરીર એવું પિળું દેખાય, ત્યારે ૧ ગ્રેન "હાઇડ્રારજીરમ કમ ક્રીટા," તથા ૪ ગ્રેન "બાઇ કારબૉનેટ આવ સોડા," આ બંન્નેને મેળવીને, તેનાં ત્રણ પડીકાં કરી, અક્કેકું પડીકું, દહાડામાં ત્રણવાર, માતાનાં દુધમાં મેળવીને ચટાડવું, અને તે બેથી ચાર દિવસસુધી ચાલુ રાખવાં અને ત્યારપછી ૦॥ ચમચી એરંડીઉં તેલ ચટાડવું.

---

## ગર્ભથી છુટાપછી બંધે પગોઉપર દેખાતો સોજો.

(ફ્લેગમેશીયા ડૉલેન્સ=Phlegmasia Dolens.)

**નીશાની.**—ગર્ભથી છુટાપછી થોડા દિવસ વિત્યાકેડે કેટલીક સ્ત્રીઓનાં બંધે પગોઉપર અને મુખ્યકરીને તેણીની જાંગોઉપર સોજો આવેછે, અને તેઓ ગરમ થાયછે. ટાહાડ વાગેછે, તાવ આવેછે, પ્રથમ કંમરમાં દુખાવો થાયછે, અને પછી જાંગો તથા પગોમાં કળતર થાયછે. તેઓ રાતાં થાયછે, તથા સુજી આવેછે.

**સબબ.**—જાંગોની નેસોમાં, તથા કાતરાઓની વેરોમાં લોહીનું ફરવું સારીરીતે નહીં હોવાનેલીધે આ દરદ થાયછે.

**ઈલાજો.**—જાંગોનાં કાતરાઓમાં એકથી બે ડજન જળો મુકવી, અને તેથી રતાસ તથા સોજો નરમ પડવા માંટે, કે જાંગોનીમાંહેનાં ભાગોઉપર, તથા પગનાં ટેટાંઉપર રૂપીઆનાંજેવડાં નાહાનાં ચારથી પાંચ "બ્લીસ્ટરો" મુકવાં અથવા નીચે જણાવ્યા પ્રમાણે દવાઓ મેળવી, તે "લોશન"માં કપડું ભીંજવી સોજાવાળા ભાગ ઉપર લપેટવું, અને ભીનુંનભીનું રાખવું.

સૉલ્યુશન આવ સબ એસીટેટ આવ લેડ ડ્રામ ૩—ટીંક્ચર આવ પરક્લોરાઈડ આવ આયરન ડ્રામ ૬—ગ્લીસરીન આઉંસ ૧—ઑપિઅમ ડ્રામ ૨ થી ૩—રેક્ટીફાઈડ સ્પીરીટ ડ્રામ ૬—પાણી આઉંસ ૧૫.

તથા "એપસમ સૉલ્ટ"નો જુલાબ અવારનવાર આપીને ઝાડો સાફ લાવવો. અગરજો તાવ ઘણા જોરમાં આવતો હોય, અને શરીરની ચામડી ઘણી ગરમ તથા સુક્કી હોય, તો પરશેવો પડેએવી કોઇ દવા પીધામાં આપવી, જેવીકે

| | | |
|---|---|---|
| સેલાસીન ......... ......... | ગ્રેન | ૬૦ |
| સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા | આઉંસ | ૨ |
| પાણી ......... ......... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું, અથવા પ્રથમ જુલાબ આપીને ઝાડો સાફ આવ્યાપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, એકેકું પડીકું, દર ત્રણ કલાકે, પાણીસાથે ફકાડવું.

ટારટર એમેટીક ગ્રેન ૦ાા—ઈપીકાકયુઆના પાઉડર ગ્રેન ૧૨—અફીણનો ભુકો ગ્રેન ૨.

અગરજો પગો તથા જાંગોઉપરનો રતાસ, ગરમી, તથા દુખાવો નરમ પડે, પણ માત્ર સોજો રહ્યો હોય, અને હાથ લગાડી જોવાથી તેઓ ગરમ હોવાનેબદલે થંડા લાગે, તો સોજો મટાડવામાંટે તેઓઉપર "લીનીમેન્ટ આવ સોપ" ચોપડીને તેઉપર "ફ્લાનેલ"ની ગાદી મુકી પગનાં અંગુઠાથી તે છેક જાંગનાં કાતરાસુધી સઘળા ભાગઉપર સરખું દબાણ થાય એવીરીતે પાટો બાંધી લેવો.

# બચ્ચાંનું અધુરે પડવું.

**(એબૉરશન, ઑર મીસકેરેજ**=Abortion, or Miscarriage.)

સ્ત્રીને ગર્ભ રેહેવાપછી જો સાત મહિનાનીમાંહે બચ્ચું બાહાર પડેછે, ત્યારે તે ઘણુંકરીને મુવેલું આવેછે.

**નીશાની.**—ગર્ભ રેહેવાપછી સાત મહિનાનીમાંહે કોઇપણ વખતે કંમર તથા પીડુમાં વીણનાંજેવો જોરમાં દુખાવો થાયછે, તથા પેટનાંહેઠલનાં ભાગમાં બોજોજેવો જણાયછે, અને દસ્તાન થોડું અથવા ઘણું જવા માંડેછે.

**સબબ.**—કોઇપણ નઠારી જાતનો તાવ આવ્યાથી, સહીઅડ અથવા ગોવરૂં આવ્યાથી, "કૉલેરા" થવાથી, ટાંકી થવાથી, કોઇપણ જાતની કસરત જોરમાં કર્યાથી, જેવીકે ઘણું ચાલવું, ઘણું નાચવું, ઘણી ઘોડાની સવારી કરવી, અથવા થાક ચઢેએવી બીજી કાંઇપણ કસરત કર્યાથી, નબળાઇથી, પેટઉપર વાગ્યાથી, ઓચીંતી ધાસ્તી પડવાથી, જલ્લદ જુલાબો તથા ઉલટી આવવાની દવાઓ પીધાથી, ઇત્યાદિ બીજાં કારણોથી ગર્ભ તુટી પડેછે.

અગરજો કોઇ સ્ત્રીને બચ્ચાં અધુરે પડયા કરતાં હોય, તો તેવિષે કેટલીક ચોકસ સંભાળ આગળથી લીધાથી, વખતસર, એટલે નવમે મહિને બચ્ચું જીવતું બાહાર આવી શકેછે, એટલામાંટે એવી સ્ત્રી જયારે ગર્ભવંતી હોય, ત્યારે નીચે જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

**ઈલાજો ૧ લા.**—અગરજો નબળાઇ ઘણી થઇ હોય, તો સારો ખોરાક તથા શક્તિ આવે એવી દવા પીધામાં લેવી, જેવીકે ૨ ચમચી "સીરપ આવ હાઇપોફૉસફાઇટ આવ લાઇમ," પાણીમાં ભેળીને દહાડામાં ત્રણવાર પીવું, અને તે લાંબો વખતસુધી ચાલુ રાખવું, અથવા

| | | |
|---|---|---|
| ડાઇલ્યુટેડ નાઇટ્રીક આસીડ .... | મીનીમ | ૩૦ |
| ટીંકચર આવ સ્ટીલ ........ | ડ્રામ | ૧ |
| પાણી ................ | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવું, અથવા ગર્ભસ્થાનને શક્તિ આવવા માટે ૧ ડ્રામ "ફ્લ્યુઇડ એક્સટ્રેકટ આવ વાઇબરનમ પ્રુનીફોલીયમ" પાણીમાં મેળવીને દહાડામાં ત્રણવખત થોડા દહાડા પાવું. થંડાં પાણીએ નાહાવું, સવારસાંઝ દરીએકાંઠે ફરવા જવું, સંભોગ કરવો નહીં, અને દસ્તાન આવવાનાં વખતઉપર બનતાંસુધી પડી રેહેવું.

**ઈલાજો ૨ જા.**—અગરજો ટાંકી થઇ હોય, તો **"ટાંકી અથવા ચાંદી"નાં** મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા, અને "આઇયોડાઇડ આવ પૉટાશીયમ" પીધામાં લેવું. મજબુત તથા લોહીઆળી સ્ત્રીએ હલકો અને સાદો ખોરાક લેવો, કોઇપણ જાતનો દારૂ પીવો નહીં, અને જો ઝાડો કબજ રેહેતો હોય, તો અવારનવાર "સીડલીટઝ પાઉડર," અથવા

એરંડીયાં તેલનો જુલાબ લેવો. ચા અથવા કાફી પીવી નહી, પણ તેનેબદલે સાદી કાંજી પીવી.

**ઈલાજો ૩ જો.**—અગરજો ઉપર જણાવ્યાપ્રમાણે કર્યાછતાં પીડુમાં વીણ આવ્યાનીપઠે દુખવાનું અધુરે મહિને શુરૂ થાય, અને શેજ દસ્તાન અથવા પાણી જાય, તો બિમારે જરાપણ હાલચાલ કર્યાવિના પડી રેહેવું, અને ૨ ગ્રેન અફીણ, તથા ૨ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું. અગરજો બિમારથી પિચકારી લેવાઇ શકાતી નહીં હોય, તો ૧૦ મીનીમ "લૉડેનમ," તથા ૧॥ આઉંસ પાણી, આ બંધેને મેળવીને પીવું. થંડા પાણીમાં કપડું બોળીને તે પીડુઉપર મુકવું, તથા તે ભિનુંનેભિનું રાખવું.

**ઈલાજો ૪ થો.**—અગરજો દસ્તાન ઘણું જતું હોય, અને પીડુમાં વીણ આવીને દુખાવો ઘણો જોરમાં થતો હોય, પણ ગર્ભસ્થાનનું મોંહ માત્ર શેજ ખુલ્લું હોય, તો ઘાનું કપડું, અથવા રૂનો દટો બનાવી તેને બરફનાં પાણીમાં બોળીને તે છુપા ભાગમાં છેક માંહેથી મુકવો. એવા બેથી ત્રણ દડાઓ મુકવા, અને જો લોહી ઘણું જવાથી તેઓ ખરડાઇ જાય, તો તે કાહાડી નાખી બીજા નવા મુકવા, અને ત્યાં એકથી બે કલાકસુધી રાખીને જયારે દસ્તાન જતું બંધ પડે, કે કાહાડી નાખવા. આ ઇલાજોથી લોહી બંધ થઇ શકેછે. વળી પીડુ-ઉપર બરફનું પાણી ઉંચી ધારે નાખવું. બરફ અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેની એક ગોળી બનાવી તે છુપા ભાગમાં મુકવી.

| | | |
|---|---|---|
| ગમ એકેશીયા .......... | ગ્રેન | ૧૦ |
| શુગર આવ લેડ ........ | ગ્રેન | ૩ |
| ઓપીયમ ...... ...... | ગ્રેન | ૦॥ |

**"દસ્તાન ઘણું જાય, તેવિષે"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યા-પ્રમાણે તરત ઇલાજો કરવા.

ઉપર જણાવેલા ઇલાજો કર્યાથી દસ્તાન બંધ થઇ બચ્ચું ગર્ભસ્થાનમાં અડચણવિના જીવતું રેહેશે.

**ઈલાજો ૫ માં.**—અગરજો કમળનું મોંહ આંગળી લગાડી જોવાથી ઘણું ખુલ્લું જણાય, અને દસ્તાન પણ ઉપલા ઇલાજો કરવાછતાં ઘણું જયા કરે, તો બચ્ચું ઘણુંકરીને મરી ગયેલું સમજવું, અને મુવેલું બચ્ચુ કમળમાં રેહેવા-થીજ દસ્તાન જાયછે એમ જાણવું. એવીવેળા ૬૦ ગ્રેન "અરગટ"નાં ભુકાને પાણીમાં ઉકાળીને તે પાવો, અથવા ૧૫ થી ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝુઇનીયા"નું પડીકું બનાવીને તે ફકાડવું, જેથી બચ્ચું નીકળી પડી દસ્તાન જતું બંધ થશે.

**ઈલાજો ૬ ઠો.**—અગરજો ઘણું લોહી જવાથી નાડી બેસી જાય, અને નબળાઇ અતિશય જણાય, તો "બ્રાંડી," અથવા "વાઇન" પાવો, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર બે કલાકે પાવી.

| | | |
|---|---|---|
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા .. | ડ્રામ | ૨ |
| સલફ્યુરીક ઈથર................ | ડ્રામ | ૧॥ |
| કમપાઉંડ ટીંક્ચર આવ લેવેન્ડર ...... | ડ્રામ | ૨ |
| પાણી ...................... | આઉંસ | ૬ |

આ બિમારીવાળી સ્ત્રીઓને કોઇવાર પોતાનાં પતિતરફથી રાંડનો નઠારો આજાર, એટલેકે ટાંકીનું ભયંકર દરદ મળવાથી, જ્યારે તેણીઓ ગર્ભવંતી થાયછે, ત્યારે તેણીનાં બચ્ચાં પણ જન્મતીવેળા એવા દરદથી પીડાયછે, એટલામાંટે એવી સ્ત્રીઓએ પોતાને ઉઠેલી ટાંકી સાજી કરાવવી, એટલુંજ નહીં પણ પોતાનાં પતિને પણ પેહેલાં એવી નઠારી બિમારીમાંથી સાજો કરાવવાની કાળજી રાખવી.

---

## થાનની બિટણી સુજે, ચીરા પડે, તથા તનીઉપરની પાતળી ચામડી ખરી પડે, તેવિષે.

(**સોર નીપ્લસ**=Sore Nipples.)

**નીશાની તથા સબબ.**—બચ્ચું જન્મ પામવાપછી તેને વારંવાર ધવાડવાથી ઘણીવેળા માતાનાં થાનની બિટણીમાં ચીરાં પડેછે, અથવા તેઉપર ચાઠાં પડેછે.

**ઈલાજ ૧ લો.**—અગરજો બિટણી માત્ર સુજેલી હોય, તો તેઉપર "ઑલીવ ઑઇલ" લગાડવું, તથા ગરમ સેક કરવો.

**ઈલાજો ૨ જો.**—અગરજો બિટણીઉપર ચીરા પડયા હોય, તો "ટીંક્ચર આવ સ્ટીલ," તથા "ગ્લીસરાઇન," આ બંધેને સરખે ભાગે મેળવીને તે, અથવા ૦॥ ડ્રામ ટંકણખાર, તથા ૦॥ આઉંસ "ગ્લીસરાઇન," આ બંધેને મેળવીને તે બિટણી ઉપર લગાડવું અથવા "ટીંક્ચર આવ હાઇડ્રાસટીસ" પિચ્છવડે બિટણીના માસ ઉપર લગાડવું.

**ઈલાજો ૩ જો.**—

| | | |
|---|---|---|
| સૉલ્યુશન આવ લાઇમ .... | ડ્રામ | ૩ |
| આમન્ડ ઑઇલ ........ | ડ્રામ | ૩ |
| એક્સટ્રેક્ટ આવ ઓપીયમ .. | ગ્રેન | ૧ |

આ સઘળાંને મેળવીને, તેમાં ધાનાં કપડાંનો કટકો બોળી તે બિટણીઉપર જ્યાં ચીરા પડયા હોય, ત્યાં મુકવો, અથવા ૧૦ ગ્રેન "નાઇટ્રેટ આવ લેડ," તથા ૧ આઉંસ "રોઝ વાટર" આ બંધેને મેળવીને તે બિટણીઉપર લગાડવું.

**ઈલાજ ૪ થો.**—"કમપાઉંડ ટીંક્ચર આવ બેનઝોઇન," તથા "ગ્લીસરાઇન," આ બંધેને સરખે ભાગે મેળવીને તે બિટણીઉપર લગાડવું.

**ઈલાજો ૫ માં.**—"ટીંક્ચર આવ કેટેકુ" પિચ્છવડે બિટણીઉપર લગાડવું. "રમ," અથવા "બ્રાંડી"માં થોડું "ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ" નાખીને તે બિટણીઉપર લગાડવું, અથવા ચામાં ૨૦ ગ્રેન "ટેનીક આસીડ" ડોહવીને, તેથી થાનો ભિંજવેલાં રાખવાં.

**ઈલાજ ૬ ઠો.**—બૅલૉન .... .... ગ્રેન ૮
મલફ્યુરીક ઍસિડ .... મીનીમ ૧૦
કૉલોડીયન........ ડ્રામ ૧

આ સઘળાંને મેળવીને પિચ્છવડે બિટણી ઉપર લગાડવું.

ગર્ભવંતી સ્ત્રીએ કદીપણ તંગ લુગડાં પેહેરવાં નહીં, પણ હંમેશાં ઢીલાં લુગડાં પેહેરવાં, કારણકે તંગ લુગડાં પેહેરવાથી થાનની બિટણી દબાઇ જાયછે, **અને તેથી** બચ્ચાંને ધવાડતીવેળા ઘણો દુખાવો થાયછે.

**ચેતવણી.—ઉપર જણાવેલી હરકોઈ દવા બિટણીઉપર ચોપડી હોય, તો બચ્ચાંને ધવાડતીવેળા થાનોને સારીપઠે ધોવાં.**

---

## થાનનો વરમ.

**(ઈનફ્લેમેશન આવ ધ બ્રેસ્ટ**=Inflammation of the Breast)

**નીશાની તથા સબબ.**—થાનનો વરમ, એટલે થાન સુજી આવેછે, **રાતાં** થાયછે, તેઓમાં પુષ્કળ દુખાવો થાયછે, તથા જો તરત ઘટતા ઉપાયો કીધા નહીં હોયછે, તો તેઓ પાકી આવેછે, અને કોઈવેળા તેઓમાં ભગંદર પડેછે. આ વરમ ઘણુંકરીને થાન વધારે દબાવાથી, અથવા બચ્ચાંને જોઇએ તેકરતાં વધારે દુધ તેઓમાં આવ્યાથી તેઓમાં દુધનાં ગાંઠ બંધાયછે. અને તેથી તેઓ સુજી આવેછે.

**ઈલાજ ૧ લો.**—અગરજો સ્ત્રી મજબુત બાંધાની હોય, તો થાનઉપર એકથી દોઢોડ ડજન જળો મુકવી, અને ત્યારપછી તેઉપર "ફ્લાનેલ"વડે **ગરમ** પાણીનો સેક વારંવાર કરવો, તથા ૫ ગ્રેન "કેલોમેલ" અને ૪૦ ગ્રેન "જેલેપ"નો ભુકો આ બંધેને મેળવીને, પાણીસાથે ફાકવું.

**ઈલાજ ૨ જો.**—અગરજો સ્ત્રી નબળા બાંધાની હોય, તો ઉપર જણાવ્યા પ્રમાણે જળો મુકવાનેબદલે કોઇ થંડી દવા થાનઉપર લગાડવી, જેવીકે નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાં કપડાંનો કટકો બોલી તે થાનઉપર મુકવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ક્લોરાઈડ આવ એમોનીયમ .. | ડ્રામ | ૩ | સ્પીરીટ આવ વાઇન .. | આઉંસ | ૧ |
| નાઈટ્રેટ આવ પૉટાશ ...... | ડ્રામ | ૩ | પાણી ...... .... | આઉંસ | ૬ |

**ઈલાજ ૩ જો.**—સોનાગેરૂ, સબજો, સુખડ, તથા સુંઠ, **આ સઘળું** થોડુંથોડું લઇને પથ્થરઉપર ઘસવું, અને તે ગુલાબમાં મેળવીને તે થાનઉપર લગાડવું, તથા તે સુકાય, કે ધોઇ નાખી ફરીથી ચોપડવું, અને આપ્રમાણે વારંવાર ચોપડયા કરવું.

સુજેલાં થાનને નિચ્ચે લબડતું રાખવું નહીં, પણ કપડાંનો પાટો બનાવીને તેમાં તે મુકીને ઉંચું રેહે એવીરીતે તે પાટો ગળામાં ઓળવવો.

---

# થાનનું પાકવું.

(એબ્સેસ ઈન ધ બ્રેસ્ટ=Abscess in the Breast.)

**નીશાની.**—ટાહાડ વાગીને તાવ આવેછે, ઘર પાકતીવેળા જેમ ગટકા મારેછે, તેમ થાનમાં ગટકા મારેછે, થાનની કોઇ ચોકસ જગાઉપર આંગળું દાબવાથી તે ઘણું નરમ થયેલું જણાયછે.

**ઈલાજો ૧ લા.**—અલસીનો આટો પાણીમાં રાંધીને તેનો ગરમ સેક રાતદહાડો થાનઉપર કરવો, અથવા ખસખસનાં પોસ, અથવા "કેમોમાઇલ"નાં ફુલને પાણીમાં ઉકાળીને, તેમાં "ફલાનેલ"નો કટકો બોળીને તેનો ગરમ સેક કરવો.

**ઈલાજો ૨ જો.**—અગરજો દુધનાં ગાંઠો બંધાવાથી થાન પાકયું હોય, તથા બિમારનું બચ્ચું મરણ પામ્યું હોય, તો બીજાં બચ્ચાંને ધવડાવીને થાનમાંનું દુધ કાહાડી નાખવું, અથવા મોટી બાટલીમાં ખખલતું પાણી ભરીને તેને બુચ મારવો, અને એકથી બે મીનીટ ગયાકેડે તેમાંહેલું પાણી કાહાડી નાખીને બાટલીની ડોકમાં થાનની બિટણી ખોસવી, અને થોડો વખતસુધી બાટલી ત્યાં પકડી રાખવી. એથી દુધ પોતાનીમેળે ખેંચાઇને બાટલીમાં ઉતરશે, અથવા *દુધ કાહાડવાની શીશીવડે દુધ બાહાર કાહાડવું.

**ઈલાજ ૩ જો.**—ઘણીવેળા કુદનો બાફીને થાનોઉપર બાંધવાથી, તથા કુદનો પાણીમાં ઉકાળીને પીધાથી દુધ ઉતાવળું ઉડી જાયછે.

**ઈલાજો ૪ થા.**—અગરજો ઉપર જણાવેલા ઇલાજો કરવાછતાં પણ થાન પાકે, તો આંગળાંવડે થાન તપાસી જોવું, અને જે ભાગ આંગળાંને બીજા ભાગકરતાં ઘણો નરમ થયેલો જણાયે, તે ભાગઉપર "કૉસ્ટીક પૉટાશ" હલકે હાથે ધીમેધીમે લગાડવું, જેથી તેઉપરની ચામડી બળી જઇને તેમાંથી રસી બાહાર નિકળશે. રસી બાહાર કાહાડવાસારૂં થાનને નસ્તરવડે ઘણું ઉતાવળે ચીરાવવું નહીં, કારણકે ઘણીવેળા ઉતાવલમાં નસ્તર માર્યાથી બિમારને ઘણો લાંબો વખતસુધી દુઃખ ખમવું પડેછે. ઘણુંકરીને પોતાનીમેળેજ તે ફુટે તો વધારે સારૂં. કોઇપણરીતે રસી એકવાર બાહાર નિકળવાપછી તેનાં મોંહનીઆસપાસ "સ્ટીકીંગ પ્લાસ્ટર"ની પટ્ટીઓ વળગાવવી, તથા "સેલેડ"નાં તેલમાં કાકડો બોળીને તે રસી જવાનાં મોંહમાં દરરોજ મુકી રાખવો, અને તેઉપર અલસીનાં આટાની "પોલ્ટીસ" કર્યા કરવી, અથવા રસી જતી હોય ત્યાં "આઇયોડોફાર્મ" ભભરાવી "રેઝીન પ્લાસ્ટર"ની આગળી મુકવી.

**ઈલાજ ૫ મો.**—અગરજો થાનમાં ભગંદર પડે, તો હમણાંની શોધપ્રમાણે સર્વેથી સરસ ઇલાજ નીચે જણાવ્યાપ્રમાણેછે, તે કરવો.

---

* દુધ કાહાડવામાટે કાચની શિશીઓ આવેછે, જેને અંગ્રેજીમાં "બ્રેસ્ટ-પમ્પ" (Breast-pump) કરી કેહેછે, અને તે હરકોઈ મોટાં જાહેર દવાખાનામાંથી વેચાતી મળેછે. આ શિશીવડે ઘણું સેહેલાઇથી દુધ બાહાર નિકળેછે.

| | | |
|---|---|---|
| સલફેટ આવ ક્વીનીયા ...... | ગ્રેન | ૧૨ |
| ડાઈલ્યુટેડ સલફ્યુરીક આસીડ .. | મીનીમ | ૧૦ |
| પાણી................ | આઉંસ | ૨ |

આ સઘળાંને મેળવીને, તેમાંથી ૪ દ્રામજેટલું, દર બે કલાકે, દહાડામાં ચારવાર, કાચની પિચકારીવડે ભગંદરમાં મારવું. આપ્રમાણે એક અઠવાડીઉંસુધી ચાલુ કર્યા કરવાથી ગમેએવું નાસૂર અથવા ભગંદર પડયું હશે તે સાજું થશે.

---

# સ્ત્રીનાં થાનનું દુધ વધારવાનાં ઈલાજો.

**(મીન્સ ટુ ઈનક્રીઝ ધ ફ્લો આવ મીલ્ક=**Means to increase the flow of Milk.)

અગરજો બચ્ચું જન્મવાપછી સ્ત્રીને પુરતું દુધ નહીં આવતું હોય, તો તેણીએ ઘણો સારો ખોરાક લેવો, જેવોકે દુધ, ઈંડાં, સેરવો, ઘી, મલાઇ, માખણ, વગેરે. ભુખ લાગવામાંટે "બીર," "પોરટર," અથવા "કલેરેટ" આ ત્રણેમાંથી ગમેતે એક દારૂ પીવો. આકરાંનાં અથવા એરંડીયાંનાં પાંદડાં પાણીમાં બાફીને તે ગરમગરમ થાનોઉપર બાંધવાં, અથવા ૧૧ આઉંસ જંગલી તુલસી છુંદીને તેનો રસ કાહાડવો, અને તેમાં કડવા વાલનો આટો મેળવીને તે થાનોઉપર લગાડવું. અગરજો એથી પણ દુધ પુરતું નહીંજ આવે, તો ૨૦ ગ્રેન "કેલેબાર બીન," તથા ૧ આઉંસ "સીમ્પલ ઑઇન્ટમેંન્ટ" આ બંન્નેને મેળવીને તે મલમનીપઠે દહાડામાં એકથી બેવાર, બે દહાડાસુધી ચોપડયું હોય, તો પુષ્કળ દુધ આવ્યાવિના રેહેશે નહીં. **જોકે આ દવા ઘણી ગુણકારકછે, તોયપણ તે ઘણી ઝેરી હોયછે. માંટે બચ્ચાંને ધવાડવાઅગાઉ થાનોને ધોઈને સારીપઠે સાફ કરવાં.**
અથવા ૧૦ થી ૬૦ મીનીમ "ફ્લ્યુઇડ એકસટ્રેકટ આવ જબોરંન્ડી" પાણીમાં મેળવીને તે પીવી; અને તેથી ગુણ નહીં જણાયતો બપોરના તથા સાંજનાં પણ પીવી. એ દવા થોડા દહાડા ચાલુ રાખવી, પણ જો તેથી **આંખની કીકીઓ સંકોચાએ, આંખને ઝાંખ લાગે, પરસેવો ઘણો પડે, તથા મ્હોડામાંથી થુક ઘણી પડે, અને કેફ લાગે, તો ઓછા વજનમાં પીવી. અથવાતો બે ચાર દહાડા પીવાનું બંધ કરીને પછી અગત્ય દીસેતો પાછી ચાલુ કરવી.**
અથવા ૦॥ થી ૧ દ્રામ "ડાઇલ્યુટેડ લેકટીક આસીડ" પાણીમાં મેળવીને દહાડામાં ત્રણ વખત ખાણું ખાધા પછી થોડા દહાડા પીવી.
અથવા ૨ થી ૪ ચમચી "એકસટ્રેકટ આવ મૉલ્ટ અૅન્ડ કૉડલીવર ઑઇલ" દુધમાં મેળવીને દહાડામાં ત્રણ વખત પીવી.
અથવા "પામા ક્રીસ્તી ફોલ્યા" (Palma Christi Folia.) નામના પાદડાં પાણીમાં બાફીને થાંન ઉપર ગરમગરમ બાંધવાં, અથવા "અૅકસટ્રેકટ આવ પામા ક્રીસ્તી" (Extract of Palma Christi.) લુગડાં ઉપર ચોપડીને તે થાંન ઉપર મુંકવું.
અથવા સુવા, કોપરૂં, બદામ, ચણાં, અને પરતાં, આ સઘળાંને મેળવીને

**દહાડામાં બેથી ચારવાર ફાકવું. નીચે જણાવેલી વસ્તુઓનાં બીજ મેળવીને, તેમાંથી ૧ થી ૧॥ ચમચો ભરી, સવારસાંઝ ફાકવાં.**

ગાજરનાં બીજ આઉંસ ૧—કાંદાનાં બીજ આઉંસ ૧—વરીઆળીનાં બીજ આઉંસ ૧—સુવાનાં બીજ આઉંસ ૧—મૂળાનાં બીજ આઉંસ ૧—ભુંજેલા ચણા આઉંસ ૬

અથવા ૦॥ શેર તલ, તથા ૧ મોટી બાટલી ભરીને "વાઇન," આ બંધેને મેળવીને, કાચનાં વાસણમાં એક દહાડોસુધી બંધ કરી રાંખવું, અને બીજે દિવસે તે ગાળી કાહાડીને, તેમાંથી વાઇનગ્લાસ ભરી, દહાડામાં ચારવાર પીવું, ગાળતાં જે છુંદો રેહે, તે થાનોઉપર બાંધવો.

થોડા સુવાનાં ભુકાને ૦॥ શેર દુધમાં ઉકાળીને તે સવારસાંઝ પીવું.

---

# સ્ત્રીનાં થાંનનું દુધ ઘટાડવાનાં ઈલાજો.

**(મીન્સ ટુ ડીક્રીઝ ધ ફ્લો આવ મીલ્ક**=Means to decrease the flow of Milk.)

અગરજો બચ્ચું જન્મવા પછી સ્ત્રીને અતીશય દુધ આવતું હોય અથવા જો બાતનીમાં ચીરા પડેતો તે ઘટાડવા માટે કોઇ વખતે ઇલાજો લેવા પડેછે, જે નીચે જણાવ્યા પ્રમાણેછે.

એને માટે જુદાજુદા ડાકટરો પોતાના અનુભવ પ્રમાણે "વાઇટ ઍગેરીક" અથવા "એગેરીસીન," અથવા "એકસટ્રેકટ આવ બેલેડોના," "એકસટ્રેકટ આવ હેમલૉક," "અરગટ," વેલાતી મીઠું, "આઇયોડાઇડ આવ સોડીયમ" પીધામાં આપેછે, તથા બાહેરથી "એકસટ્રેકટ આવ બેલેડોના" ગલીસરાઇન"માં મેળવીને લગાડેછે, પણ સર્વે ઇલાજો કરતાંને નીચે જણાવેલો ઇલાજ ઘણો પસંદ કરવામાં આવેછે.

| | | |
|---|---|---|
| આઇયોડાઇડ આવ પૉટાશીયમ .... | ગ્રેન | ૬૦ |
| સલફેટ આવ કુઇનીયા .......... | ગ્રેન | ૬ |
| પાણી .... ................ | આઉંસ | ૪॥ |

ઉપર જણાવેળી દવાઓ મેળવીને, તેમાંથી પોનુ વાઇનગ્લાસ ભરી દહાડામાં ત્રણવખત પીવી.

**ચેતવણી.—અગરજો આ દવાથી મ્હોડુ આવે, તો "આઈયોડાઈડ આવ પૉટાશીયમ"ની દવા થોડા વજનથી શરૂ કરવી, અને પછી તેનો ખોરાક વધારવો.**

અથવાતો ૮ ગ્રેન "એન્ટીપાઇરીન" દહાડામાં ત્રણ વખત પાણીમાં ફાકવું, અને તે બે દહાડા ચાલુ રાખવું, અને ત્રીજે દીવશથી દુધ ઘણું થોડું આવશે, અથવાતો બીલકુલ જતું રેહેશે.

## બચ્ચાંને નાડ ખરી પડવાપછી ડુંટીમાં પડતું ચાઠું.

(સોરનેસ આવ ધ નેવલ=Soreness of the Navel.)

**ઈલાજો.**—ચાઠો સાફ આવેએમ કરવું, રૂઝનો ઉજળો મલમ ચાઠાંઉપર લગાડવો, અથવા "પોર્ટ વાઇન"માં ઘાનાં કપડાંનો કટકો બોલીને, તે ચાઠાંઉપર મુકવો.

---

## બચ્ચાંનાં દાંતનું ફુટવું.

(ટીઠીન્ગ=Teething.)

બચ્ચું છ મહિનાનું થવાપછી દાંતો આવવા માંડેછે, તેવેળા કેટલીક જાતની બિમારીઓ તેને ભોગવવી પડેછે, જેના ઇલાજો નીચે ટુંકમાં જણાવ્યાપ્રમાણેછે.

દાંતો આવતીવેળા બચ્ચાંને તાવ, તાણ, ખાંસી, તથા ઝાડો થઇ આવેછે.

**ઈલાજો.**—અગરજો દાંતો ફુટતીવેળા તાવ આવતો હોય, તથા ઝાડો કબજ રેહેતો હોય, તો પ્રથમ નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે, સાકરનાં શીરામાં ચટાડવું.

| | | |
|---|---|---|
| હાઇડ્રારજીરમ કમ ક્રીટા ........ | ગ્રેન | ૧ |
| બાઇ કારબૉનેટ આવ સોડા...... | ગ્રેન | ૮ |
| કમપાઉંડ પાઉડર આવ રુહુબાર્બ .. | ગ્રેન | ૧૨ |

ઉપલાં પડીકાં ચટાડવાપછી બીજે દિવસે નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૨ ચમચી ભરી, દર ત્રણ કલાકે પાવી, અને તે બેથી ત્રણ દિવસસુધી ચાલુ રાખવી જેથી તાવ નરમ પડશે.

| | | |
|---|---|---|
| સૉલ્યુશન આવ એસિટેટ આવ એમોનીયા .. | મીનીમ | ૪૦ |
| સ્પીરીટ આવ નાઇટ્રિસ ઈથિર ............ | મીનીમ | ૩૦ |
| કેમફર વૉટર .... ................ | આઉંસ | ૧ |

અગરજો દાંતનાં પારા સુજેલા તથા નરમ થયેલા જણાય, તો તે નસ્તરવડે ચીરાવવા, જેથી દાંત સારીપઠે ખુલ્લા થશે, પણ જો પારા સુજેલા તથા નરમ થયેલા નહીં હોય, તો એવીરીતે કદીપણ તે ચીરાવવા નહીં, કારણકે તેથી કેટલીક વેળા બચ્ચાંને તાણ થઇ આવેછે.

અગરજો દાંતો ફુટતીવેળા બચ્ચાંને પાતળો ઝાડો આવતો હોય, તો સર્વેથી સરસ ઇલાજ ૦ાા થી ૧ ટીપું "ક્લોરોડાઇન"છે, જે ઉંમરપ્રમાણે પાણીમાં પાવું, અને તે દર ત્રણ કલાકે પાવું ચાલુ રાખવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનાં આઠ ભાગો કરી, અક્કેકો ભાગ, દર બે કલાકે, જયાંસુધી ઝાડો બંધ થાય, ત્યાંસુધી પાવો.

| | | |
|---|---|---|
| કેસ્ટર ઑઇલ ......................... | મીનીમ | ૧૨ |
| ગમ એકેશીયા ........... ........... | ગ્રેન | ૮ |
| સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ.................. | મીનીમ | ૮ |
| સૉલ્યુશન આવ સાઇટ્રેટ આવ બીઝમથ એન્ડ એમોનીયા. | મીનીમ | ૩૦ |
| સીનેમૉન વૉટર.............. ........... | આઉંસ | ૧ |

અથવા ૩ ગ્રેન "કમપાઉંડ પાઉડર આવ ચૉક," દર ત્રણ કલાકે, સાકરનાં શીરામાં મેળવીને ચટાડવું.

પેટઉપર "કોલોન વૉટર," અથવા "ઑઇલ આવ ટરપીનટાઇન" લગાડીને તેઉપર અલસીનાં આટાનો ગરમ સેક કરવો, તથા તે પેટઉપર બાંધી રાખવું.

અગરજો ખાંસી થઇ હોય, અથવા તાણ પણ થતી હોય, તો **"ખાંસી,"** અથવા **"ઊપલિયું, અથવા તાણ"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

---

## ઉપલિયું અથવા તાણ.

(**કનવલઝનસ**=Convulsions.)

**સબબ.**—આ બિમારી ઘણુંકરીને બચ્ચાંને તાવ, કરમ, અજીર્ણ, નબળાઇ સહીઅડ, દાંતનું ફુટવું, ઇત્યાદિ કારણોથી થાયછે, અને તે કોઇવેળા આખા શરીરમાં, તથા કોઇવેળા માત્ર હાથ અથવા પગમાંજ થાયછે.

**ઇલાજો ૧ લા.**—તાણ થાય તેવેળા બચ્ચાંને પાંચથી દશ મીનીટસુધી ગરમ પાણીમાં બેસાડવું, માથાંને "કોલોનવૉટર" તથા બરફનું પાણી લગાડીને થંડું રાખવું, જો તંગ લુગડાં પેહેરાવેલાં હોય, તો તે સઘળાં ધીલાં કરી નાખવાં તેને હાથમાં ચત્તુંનેચત્તુંજ જરા હાલવવું, અને તેનાં મોહોડાંઉપર થંડું પાણી છાંટવું.

**ઇલાજો ૨ જો.**—સાબુનાં પાણીની પિચકારી સફરાંમાં મારવી, અગરજો ઝાડો ઘણો કબજ હોય, તો ૦॥ થી ૧ ચમચો એરંડીયું તેલ, તથા ૩૦ થી ૬૦ ટીપાં "ઑઇલ આવ ટરપીનટાઇન," સાબુનાં પાણીમાં મેળવીને તે પિચકારીવડે સફરામાં મારવું.

**ઇલાજો ૩ જો.**—અગરજો મોહોડું તથા આંખો રાતી થઇ હોય, તો તરત કાનપટીઓઉપર ત્રણ જળો વળગાડી દેવી, અને ૧ થી ૩ ગ્રેન "કેલોમેલ," તથા ૫ થી ૧૦ ગ્રેન "જેલેપનો ભુકો" આ બંવેને મેળવીને, તેનું એક પડીકું કરી તે પાવું, અને ઝાડો સાફ આવે, કે ૫ થી ૧૦ ટીપાં "એન્ટીમોનીયલ વાઇન" પાણીમાં નાખીને, દર ત્રણ કલાકે પાવાં. ખોરાકમાં માત્ર કાંજી અને દુધ આપવું.

**ઇલાજ ૪ થો.**—અગરજો કરમ થયા હોય, તો નીચે જણાવેલી દવાઓને મેળવીને તેના ત્રણ પડીકાં કરી, અક્કેકું પડીકું, દર ત્રણ કલાકે, સાકરનાં શીરામાં પાવું.

| | | |
|---|---|---|
| કેલોમેલ ...... ...... | ગ્રેન | ૪ |
| સેનટોનાઇન............ | ગ્રેન | ૬ |
| રૂહબાર્બનો ભુકો .... .... | ગ્રેન | ૨૦ |

**ઇલાજ ૫ મો.**—પારા સુજેલા તથા પોચા હોય, અને તેનીનિચ્ચે દાંત ફુટતા હોયએવું તેઉપર આંગળી ફેરવ્યાથી જણાય, તો તે ચીરાવવા.

**ઈલાજ ૬ ઠો.**—બ્રોમાઇડ આવ પૉટાશીયમ .. ગ્રેન ૨૦
હાઇડ્રેટ આવ ક્લોરલ ...... ગ્રેન ૧૦
સીરપ ..... .... .... ડ્રામ ૨
પાણી ..... .... .... આઉંસ ૩

આ સઘળાંને મેળવીને ૨ થી ૪ ડ્રામજેટલું, દર બે કલાકે પાવું.

**ઈલાજ ૭ મો.**—અગરજો કોઇપણ કારણથી નબળાઇ થઇ હોય, અને તેથી ઉપલિયું થાય, અથવા બચ્ચું કુદરતી ઘણું નબળા બાંધાનું હોય, નાડી ધીમી ચાલતી હોય, મોહોડું ફિક્કું થઇ ગયું હોય, તો જળો મુકવી નહીં, જુલાબ આપવા નહીં, તથા પાણીમાં બેસાડવું નહીં, પણ જરા સરકો, અથવા "કારબૉનેટ આવ એમોનીયા" સંભાળથી સુંઘાડવું, અને તાણ નરમ પડે, કે નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પાવી, અને એજપ્રમાણે દર કલાકે પાયા કરવી.

એરોમેટીક સ્પીરીટ આવ એમોનાયા. મીનીમ ૫
ટીંક્ચર આવ વેલેરીયન ........ મીનીમ ૫
ટીંક્ચર આવ કેસ્ટર .......... મીનીમ ૫
કેમફર વૉટર ............. ચમચી ૧

⁂ આ ઉપર જણાવેલા ઈલાજો માત્ર બચ્ચાંનેમાટેજ છે, પણ જો મોટી ઉંમરનાં બિમારને માટે કોઈ ઈલાજ કરવો પડે, તો વધારે વજનમાં દવા આપવી જોઇએ.

---

## બચ્ચાંની દુંટીનું બાહાર નિકળી આવવું.

**(પ્રોટ્રુઝન આવ ધ નેવલ=**Protrusion of the Navel.)

**ઈલાજો.**—અગરજો બચ્ચાંની દુંટી બાહાર નિકળી આવી હોય, તો તેઉપર ઘાનું કપડું મુકીને તેઉપર પૈસાનાં ઘેરાવાજેટલો બુચનો ગોળ કટકો કાપીને મુકવો, અને ત્યારપછી તેઉપર "રેઝીન પ્લાસ્ટર"ની પટીઓ વળગાવવી અને ત્યાં તેપ્રમાણે રાતદહાડો રાખી મુકવું.

---

## બચ્ચું ઉંઘમાં ચીસ પાડે, તેવિષે.

**(સડન સ્ક્રીમીન્ગ આવ ચીલડ્રન ફ્રૉમ ઑફ ઢેર સ્લીપ=**
Sudden Screaming of Children from off their Sleep.)

**સબબ.**—ઘણીવેળા બચ્ચું ઉંઘમાં ચીસ પાડી ઉઠેછે. તે ઘણુંકરીને કરમ થવાથી, દાંત ફુટવાથી, અજીર્ણ થવાથી, તથા મુર્ખાઇથી બચ્ચાંને દિવસે "બાઉ આવ્યો"એમ ધાસ્તી આપવાથી, અથવા બિહિવડાવવાથી, વગેરે બીજાં કારણોથી બચ્ચું ઉંઘમાંથી ચીસ પાડી ઉઠેછે.

**ઈલાજો.**—બચ્ચું રાત્રે ઉંઘમાં ચીસ પાડી ઉઠે, ત્યારે તેને ધમકાવવાને-બદલે પ્યારથી અને ધીમેથી તેનું નામ દેઇને બોલાવવું, પાસાંમાં દાબવું, તથા થોડી મીનીટસુધી હાથમાં અથવા બિછાણાંમાં રમાડીને પાછું સુવાડવું. બીજે દિવસે ચીસ પાડવાનું કારણ શોધી કાહાડીને તેપ્રમાણે ઘટતી દવા કરવી.

**અગરજો** દાંત ફુટતા હોય, તો દાંતનાં પારાઓ **નસ્તરથી ચીરાવવા**, કે **જેથી** દાંત સેહેલાઇથી બાહાર ફુટી નિકળે.

અગરજો કરમ થયા હોય, અથવા અજીર્ણ થયું હોય, તો **"કરમ"**નાં મથાળાંહેઠલની, અથવા **"અજીર્ણ"**નાં મથાળાંહેઠલની બાબદોમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

## બચ્ચાંનાં શરીરનું તવાઈ જવું.

(વેસ્ટીન્ગ=Wasting.)

સુખાકારીવાળાં બચ્ચાંઓ કેટલીકવેળા કાંઇપણ ચોકસ કારણ નહીં જણાવા-છતાં એટલાંતો તવાઇ જાયછે, અને નબળાં થઇ જાયછે, કે ચામડું અને હાડકાં-શિવાય બીજું કશુંપણ તેઓનાં શરીરઉપર હોયએમ લાગતું નથી. કોઇવેળા એવાં બચ્ચાંને ઠાંસો થાયછે, શરીરમાં તાવ રેહેછે, ભુખ લાગતી નથી, અને આખો દહાડો સુસ્ત રેહેછે.

**ઈલાજો.**—પ્રથમ બચ્ચું શા કારણથી એવી અવસ્થામાં આવી ગયુંછે તે શોધી કાહાડવું.

અગરજો કરમ થયા હોય, તો **"કરમ"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

અગરજો ચાલુ અજીર્ણ થવાથી એમ થયું હોય, તો **"અજીર્ણ"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા, તથા દુધમાં અરધી ચમચી ચુનાનું પાણી ભેળીને તે પાવું.

અગરજો જન્મથી નબળાઇ હોય, ને તેથી બચ્ચું તવાતું હોય, તો **"જન્મથી નબળાઈ હોય, તેવિષે"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા, તથા શક્તિ આવે એવી દવાઓ આપવી. પણ સર્વેથી સરસ ઇલાજ તો એછે, કે બચ્ચાંનાં આખાં શરીરઉપર મગરનું તેલ, દહાડામાં બેથી ત્રણવાર ધીમેધીમે મસળવું અને તે સારીપઠે ચામડીમાં પચવા દેવું, દરીઆનાં પાણીથી બચ્ચાંને દરરોજ નહવડાવવું, તથા દરીએકિનારે ફેરવવા મોકલવું. જરાજરા શક્તિ આવવા માંડે, અને દુધ પચવા માંડે, કે ૦ાા થી ૧ ચમચી મગરનાં તેલમાં, ૫ થી ૧૦ મીનીમ "સીરપ આવ આઇયોડાઇડ આવ આયરન" નામીને તે સવારસાંઝ પાવું, પણ જો ઉલટી અથવા ઝાડો થાય, તો મગરનું તેલ થોડા દહાડાસુધી એકદમ બંધ કરીને, પાછું થોડાં ટીપાંથી ચાલુ કરવું. અગરજો નબળાઇ ઘણી હોય, તો થોડાં ટીપાં "બ્રાંડી," અથવા "પોર્ટ વાઇન," પાણીમાં ભેળીને પાવો. અગરજો ઘણી નાહાની ઉંમરનાં બાળકને માતાનું દુધ માફક નહીં આવતું હોય તો કોઇ બીજી સ્ત્રીપાસે બચ્ચાંને ધવડાવવું, અથવા *"મેલીન્સ ફુડ ફૉર ઇનફન્ટસ," (Mellin's food for infants) પાણીમાં, અથવા દુધમાં ઉકાળીને ખોરાકદાખલ આપવું.

* આ ખોરાક હરકોઈ મોટાં જાહેર દવાખાનામાંથી તૈયાર વેચાતો મળેછે.

# બચ્ચાંને વારંવાર ઝાડો છુટી જવા, તથા ઉલટી થવાવિષે.

**( ડાઈએરીઆ એન્ડ વૉમીટીન્ગ આવ ઈનફન્ટસ=**
**Diarrhœa and Vomiting of Infants.)**

**નીશાની.**—ઘણો પાતળો, અને અતિ લીલા રંગનો ઝાડો આવેછે, પિત્તસાથની ઉલટી થાયછે, બચ્ચું બેચેની સાથે રડયા કરેછે, પેટ ચઢી આવેછે, અને ઘણીવેળા ઉપલિયું થઇ આવીને બચ્ચું મરણ પામેછે.

**સબબ.**—ધાવણાં બાળકને ધાવણથી ઉતાવળું છોડવ્યાથી, તથા છેક નાહાની ઉમરમાં વય પુગેલાં માણસનાંજેવો ખોરાક ખવાડવાથી ઝાડો વારંવાર છુટી જાયછે, તથા ઉલટી થાયછે.

**ઈલાજ ૧ લો.**—એક વર્ષનાં, અથવા તેથી વધારે વયનાં બચ્ચાંને ૧ ચમચી દુધમાં, ૦ાા થી ૧ ચમચી ચુનાનું પાણી મેળીને પાવું, અને જો ઉલટી ઘણી થતી હોય, તો દર બે કલાકે તે પાયા કરવું, પણ એકીવારે ૧ ચમચીથી વધારે દુધ પાવું નહીં, કારણકે તેથી પેટમાં ચુંકો થઇને ઉલટી તથા ઝાડો થયા કરેછે.

**ઈલાજો ૨ જા.**—અગરજો કાંઇ ભારી ખોરાક, અથવા નઠારી વસ્તુ ખાધામાં આવ્યાથી આપ્રમાણે ઉલટીસાથે ઝાડો થયા કરે, તો પ્રથમ એરંડીયાં તેલનો, અથવા "રૂહબાર્બ"નો એકાદ હલકો જુલાબ આપીને ઝાડો આવેએમ કરવું. આપછીથી જો ઉલટી ચાલુ રેહે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, એકથી ત્રણ વર્ષનાં બચ્ચાંને, ૧ થી ૨ ડ્રામજેટલી, દર ત્રણ કલાકે પાવી, પેટ ઉપર રાઇ મુકવી, તથા બરફ પીધામાં આપવું.

| | | |
|---|---|---|
| બ્રોમાઇડ આવ પૉટાસીયમ ........ ...... | ગ્રેન | ૮ થી ૧૬ |
| બાઇ કારબૉનેટ આવ પૉટાશ.............. | ગ્રેન | ૨૦ |
| સાઇટ્રીક આસીડ ........ ......... | ગ્રેન | ૧૨ |
| ક્લોરોડાઇન ...................... | મીનીમ | ૮ |
| સૉલ્યુશન આવ સાઇટ્રેટ આવ બીસ્મથ એન્ડ એમોનીયા | મીનીમ | ૩૦ થી ડ્રામ ૧ |
| સીરપ ......................... | ડ્રામ | ૨ |
| પાણી ..................... ........ | ડ્રામ | ૬ |

**ઈલાજ ૩ જો.**—

| | | |
|---|---|---|
| બાઇ કારબૉનેટ આવ સોડા .............. | ગ્રેન | ૮ |
| લૉડેનમ ......................... | મીનીમ | ૪ |
| સૉલ્યુશન આવ સાઇટ્રેટ આવ બીસ્મથ એન્ડએમોનીયા | મીનીમ | ૩૦ |
| પાણી ......................... | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને, ૨ ચમચી ભરી, દર ત્રણ કલાકે પાવું.

**ઈલાજો ૪ થા.**—અગરજો પેટ ચઢેલું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૧ ડ્રામજેટલી, દર એકથી બે કલાકે, જયાંસુધી ઝાડો બંધ થાય, ત્યાંસુધી એક વર્ષની ઉંમરનાં બચ્ચાંને પાવી.

| | | |
|---|---|---|
| કેસ્ટર ઑઈલ | મીનીમ | ૩૦ |
| સીરપ | ડ્રામ | ૨ |
| ગમ એકેશીયા | ગ્રેન | ૧૨ |
| સૉલ્યુશન આવ હાઈડ્રોક્લોરેટ આવ મૉરફીયા | મીનીમ | ૧૦ |
| સૉલ્યુશન આવ સાઈટ્રેટ આવ બીસમથ એન્ડ એમોનીયા | મીનીમ | ૩૦ |
| સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ | મીનીમ | ૧૦ |
| ડીલ વૉટર | આઉંસ | ૧ |

ઉલટી બંધ કરવામાંટે કોઈવેળા ૦॥ થી ૧ મીનીમ "વાઈન આવ ઈપીકાક્યુઆના," તથા ૧૦ ટીપાં પાણી, આ બંધેને મેળવીને તે આપ્યાથી ઉલટી બંધ થાયછે. અગરજો ઘડીઘડી ઝાડો આવવાથી, શરીર થંડુ પડતું ચાલે, ઉલટી થયા કરે, ખેચતાણ થાય, અને નાડી ઘણી નબળી દોરાજેવી હોય, તો થોડા કલાક દુધ કાંજી, ઈત્યાદી કંઈપણ ખાવા પીવા તરીકે આપવું નહી, પણ ફક્ત થોડાં ટીપાં "બ્રાન્ડી," પાણીમાં મેળવીને થોડે થોડે વખતે આપ્યા કરવું, તથા નીચે લખવા પ્રમાણે દવાઓ મેળવીને તેમાંથી ૨ ડ્રામ જેટલી દર બે કલાકે, એક વરશના બચ્ચાંને પાવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ ઈંડીયન હેમ્પ | મીનીમ | ૧૦ |
| સૉલ્યુશન આવ હાઈડ્રોક્લોરેટ આવ મૉરફીયા | મીનીમ | ૧૦ |
| એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા | મીનીમ | ૨૦ |
| સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ | મીનીમ | ૧૦ |
| ટીંક્ચર આવ કાઈનો | મીનીમ | ૩૦ |
| પેપેરમીન્ટ વૉટર | આઉંસ | ૧ |

**ઈલાજ ૫ મો.**—અગરજો ઉલટી બંધ થાય, પણ ઝાડો આવ્યા કરે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૨ ચમચી ભરી પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઑઈલ આવ ટરપીનટાઈન | મીનીમ | ૩૦ | સ્પીરીટ આવ નાઈટ્રસ ઈથર | મીનીમ | ૨૦ |
| ગમ એકેશીયા | ગ્રેન | ૧૨ | પાણી | આઉંસ | ૧ |

**ઈલાજ ૬ ઠો.**—

| | | |
|---|---|---|
| ડોવર્સ પાઉડર | ગ્રેન | ૪ |
| જીન્જરનો ભુકો | ગ્રેન | ૧ |
| કેલોમેલ | ગ્રેન | ૨ |
| સબ નાઈટ્રેટ આવ બીસમથ | ગ્રેન | ૨૦ |

આ સઘળાંને મેલવીને, તેનાં ચાર પડીકાં કરી, એકેકું પડીકું, દર ચાર કલાકે ફકાડવું. અથવા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગેલીક આસીડ | ગ્રેન | ૧૨ | ટીંક્ચર આવ ઓપીયમ | મીનીમ | ૮ |
| ટીંક્ચર આવ સીનેમૉન | ડ્રામ | ૧॥ | કેરેવે વૉટર | આઉંસ | ૨ |

ઉપર જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી એકેકી ચમચી દર ત્રણ કલાકે એક વરશના બચ્ચાંને પાવી, ઘણા દહાડાના ઝાડાને કસાથી ગુણ નથી થતો, ત્યારે એ ઈલાજથી ઝાડો બંધ થાયછે.

અગરજો ઝાડો કઠણ આવે, પણ આટરડાંનો નીચલો ભાગ બાહેર નીકલ્યા કરે, તો નીચે લખેલી દવાઓ મેળવીને તેમાંથી ૧ ડ્રામ ભરીને દહાડામાં ત્રણ વખત ૩ થી ૪ વરશના બચ્ચાંને પાવી.

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ નક્સ વૉમીકા ...... | ડ્રામ | ૦॥ |
| કમપાઉંડ ટીંક્ચર આવ જેનશીયન .. | ડ્રામ | ૩ |
| સીરપ .................... | ડ્રામ | ૫ |
| પાણી .................... | આઉંસ | ૨ |

અગરજો ઝાડો બંધ કરવા માટેઉપર જણાવેલી દવાઓ હાજર નહી હોય તો ૧ ડ્રામ ચોખ્ખો "સાઇડર વીનીગર," અથવા સેરડીનો સરકો, તથા ૨ ડ્રામ પાણી આ બંધેને મેળવીને ન્હાની ઉમરના બચ્ચાંને પાવું. એથીબી ઘણી વખતે ગુણ થાયછે.

આ બિમારીમાંથી બચ્ચું એકવાર સાજું થાય, કે ખવાડવાપીવાડવામાં, તથા બીજી અનેક બાબદમાં તેની ઘણી સંભાળ રાખવાની અગત્યછે. સર્વેથી અગત્યનું તો એછે, કે જો બની શકતું હોય, તો એવાં છેક નાહાની ઉંમરનાં બચ્ચાંનેમાટે ધવાડનારી રાખવી, અને ધાન્ય, ખિચડી, દાળ, ઇત્યાદિ ખોરાક કશો આપવો નહીં. અગરજો ધવાડનારી રાખવાને નહીં બની શકતું હોય, અથવા કોઇ પ્રકારની છીટ હોય, તો દુધમાં માત્ર ગરમ પાણી નાખીને, દુધમાં ચુનાનું પાણી નાખીને તે, અથવા "મેલીન્સ ફુડ ફૉર ઇનફન્ટસ" અવારનવાર બચ્ચાંને ખોરાકદાખલ પાવું, અને દુધ જરવા માંડે, કે એકાદ ચમચી પિલાંનો સેરવો સવારસાંઝ પાવો, અથવા ગધેડીનું દુધ પાવું. અગર જો નબળાઇ ઘણી થઇ હોય, તો પાણીમાં "વાઇન" નાખીને તે પાવો. પેટ ઉપર હંમેશાં "ફ્લાંનેલ"નું કપડું બાંધેલું રાખવું, સરદીની ઘણી સંભાળ રાખવી, પગમાં મોજાં પેહેરાવેલાં રાખવાં, તેને દરરોજ ગરમ પાણીથી નહવડાવવું, અને બાહાર ખુલ્લી હવામાં ફરવા મોકલવું. અગરજો એટલી સંભાળ લીધી હોય, તો બચ્ચાંને વારંવાર ઝાડો અને ઉલટી થયા કરે નહીં.

---

## અ છ બ ડા.

**( ચીકન-પૉક્સ=Chicken-pox )**

**નીશાની.**—આ દરદ ઘણુંકરીને દશ વર્ષની અંદરનાં બચ્ચાંને થાયછે. આ દરદમાં ઝાઝું ધાસ્તી રાખવાજોગ કાંઇ નથી. એમાં થોડો તાવ આવેછે, અને તાવ આવ્યા પછી મોહોડાંની અને બરડાની ચામડીઉપર રાતા ડાઘો દેખાયછે, અને તેઓમાંનાં થોડામાં પાણી ભરાયછે.

**ઈલાજ.**—

| | | |
|---|---|---|
| કારબૉનેટ આવ મેગનીશીયા ...... | ડ્રામ | ૧ |
| રૂહબાર્બ .................. | ડ્રામ | ૦॥ |
| જીન્જરનો ભુકો .............. | ગ્રેન | ૫ |

આ સઘળાંને મેળવીને, તેના દશ પડીકાં કરી; અકેકું, પડીકું, દરરોજ પાણીસાથે ફકાડવું, અને "સોડા વૉટર" તથા બરફ પાવું. કાંજીજેવો હલકો ખોરાક આપવો. એક વર્ષની ઉંમરનાં બચ્ચાંને એજ દવાનું અર્ધું પડીકું સાકરનાં શીરામાં ચટાડવું.

---

# ગોવરૂં.

(ભીઝલ્ઝ=Measles.)

**નીશાની.**—જેપ્રમાણે સહીઅડ જીંદગીમાં એકવાર મુખ્યકરીને આવેછે, તેજપ્રમાણે ગોવરૂં પણ એકવાર આવવાવિના રેહેતું નથી. એ ઘણુંકરીને બાળપણમાં આવેછે, અને કોઇજવેળા મોટી ઉંમરમાં પણ જણાયછે. એનુ જોર ઘણુંકરીને શિયાળામાં વધારે હોયછે. ગોવરાંમાં શરીરઉપર ઝીણીંઝીણીં છાંટો દેખાયછે, અને તે દેખાવાઅગાઉ તાવ આવેછે, નાકમાંથી પાણી ગળેછે, અને જાણે સખત સરકમ થયો હોય એવીરીતે સઘળાં ચિન્હો જણાયછે. કોઇવેળા સુકી ખાંસી થાયછે, અને ઘાંટીનો સાદ બેસી જાયછે. ત્રીજેથી ચોથે દહાડે ઘણુંકરીને સાંઝનીવેળા ગરદન, છાતી, તથા મોહોડાંઉપર રાતી ઝીણીં છાંટો દેખાયછે, અને તે ઉતાવળી શરીરના બીજા ભાગોઉપર પંથરાઇ જાયછે. આ રાતી છાંટો દેખાવા પછી થોડા વખતમાં રાતા ડાઘો એકમેકસાથે મળી ગયેલા, ઘોડાની નાળનીપડે અર્ધાં કુંડાળાંમાં, એકનીમાંહે બીજા ભેળાઇ ગયેલા જુદીજુદી જગ્યાએ દેખાયછે, અને જેમજેમ વખત વધતો જાયછે, તેમતેમ તેનો રંગ પણ જાંબુરો થતો જાયછે. આ છાંટનાં કુંડાળાંનીવચ્ચેની ગોળ જગ્યાની ચામડી તદન ડાઘવિનાની સાફ રેહેછે. છાંટ દેખાયાપછી પાંચેક દહાડે તાવનો જોર નરમ પડેછે, તથા કોઇવેળા તે તદન નરમ પડી જાયછે, પણ ત્યારે ખાંસી અથવા ઝાડો થઇ આવેછે.

ગોવરૂં ઘણુંકરીને ધાસ્તીભરેલું હોતું નથી, તેટલામાંટે જો ગોવરાંનું જોર ઘણું નહીં હોય, તો બચ્ચાંને કોઇપણ જાતની દવા આપવાની ઝાઝી અગત્ય નથી, પણ જો તે જોરમાં હોય, તો નીચે જણાવ્યાપ્રમાણે ઇલાજો કરવા.

**ઈલાજો.**—અગરજો ઝાડો કબજ હોય, તો માત્ર એક હલકો જુલાબ આપવો. બચ્ચાંને બિછાણાંમાં સુવાડેલું રાખવું. ઓરડામાં વાનો આવજાવ રેહે, એટલામાંટે બારીબારણાં ખુલ્લાં રાખવાં, પણ સાવચેતી રાખવી, કે તેનાં શરીરઉપર થંડો વા સિધો આવે નહીં, વળી તેનાં સરીરઉપર ઘણાં ગરમ લુગડાં પેહેરાવેલાં રાખવાં નહીં, અથવા ઘણાં ગરમ કપડાં તેને ઓરાટવાં નહીં, કારણકે તેમ કર્યાથી તાવનો જોર વધેછે. ખોરાક ઘણો હલકો આપવો. બનતાંસુધી સાગુચોખાની, અથવા "આરારૂટ"ની કાંજી શિવાય બીજું કશુંપણ આપવું નહીં.

અગરજો તાવનેલીધે પાણીની સોસ ઘણી લાગે, તો લીંબુનો રસ, જવનું ઉકાળેલું પાણી, તથા સાકર, આ ત્રણેને મેળવીને તે થોડુંથોડું પાવું.

આ બિમારીમાં કોઇજવેળા ઝાડો કબજ રેહેછે, પણ ઘણુંકરીને તે પાતળો આવેછે, માંટે જો ઝાડો ઘણો કબજ હોય, તો એરંડીયાં તેલનો, અથવા "રૂહબાર્બ"નો એક હલકો જુલાબ આપવો, પણ જો ઝાડો પાતળો આવતો હોય, તો આપ્રમાણે જુલાબ આપવાનેબદલે ૪ ગ્રેન "કમપાઉંડ પાઉડર આવ ચૉક," તથા ૪ ગ્રેન "સબનાઇટ્રેટ આવ બીસમઠ," આ બંધેને મેળવીને, તેનું પડીકું કરી તે ફકાડવું, અને જયાંસુધી ઝાડો બંધ થાય, ત્યાંસુધી તેવાં પડીકાં આપવાં ચાલુ રાખવાં.

અગરજો છાતી પણ દુખતી હોય, તો ગરમ પાણીનો સેક કરવો.

અગરજો શરીરની ચામડી સુકી તથા ગરમ હોય, અને તેમાં ચટકા મારતા હોય, તો ગરમ પાણીમાં થોડો સરકો નાખીને, તેમાં કપડું બોળી તે ચામડીઉપર લગાડવું, અને ધીમેથી તરત લુછી નાખવું.

અગરજો આંખો પણ આવી હોય, તો ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાં કપડું બોળી તે આંખોઉપર મુકવું, તથા ખસખસનાં પોસનો ગરમ સેક આંખોઉપર કરવો.

અગરજો છાંટો દેખાવાપછી તે તરત બેસી જાય, અને જાંબુરી થયેલી જણાય, તો તે નઠારી નીશાની સમજવી, અને તેટલામાંટે તે પાછી બાહાર જોરમાં દેખાયએવા ઇલાજો કરવા, જેવાકે ગરમ પાણીમાં રાઇ નાખીને તેમાં બચ્ચાંને બેસાડવું, અને ૫ થી ૧૦ ટીપાં "એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા," પાણીમાં નાખીને, દર ચાર કલાકે તે પાવું, અથવા જો તાવ ઘણો જોરમાં આવતો હોય, તો ૧ થી ૨ ગ્રેન "જેમસીસ પાઉડર," સાકરનાં શીરામાં મેળવીને તે ચટાડવું, તથા "સીડલીટ્ઝ પાઉડર"નો હલકો જુલાબ આપવો, અને "સોડા વૉટર" અથવા "લેમોનેડ"માં બરફ નાખીને તે પાવું.

અગરજો ખાંસી જોરમાં હોય, તો મોટાં વાસણમાં પાણી ઉકાળીને તેનો બાફ આપવો. એથી આંખોનો વરમ હશે, તો તે પણ નરમ પડશે. દવાદાખલ નીચે જણાવેલી દવાઓ મેળવીને તે એક વર્ષનાં બચ્ચાંને પાવી.

| | | |
|---|---|---|
| ટીંકચર આવ ડીજીટેલીસ .. | મીનીમ | ૧ થી ૨ |
| સીરપ આવ પૉપી........ | મીનીમ | ૫ થી ૨૦ |
| સુરોખાર ............ | ગ્રેન | ૫ |

મિઠી બદામને પાણીમાં ભિંજવીને તેને છુદવી, અને તેનો રસ કાહાડીને તેમાંથી ૧ થી ૨ ચમચી ઉપલી ત્રણ દવાઓમાં મેળવીને તે સઘળી પાવી, અથવા ૧૦ મીનીમ "કમપાઉંડ ટીંકચર આવ કેમફર," અથવા ૧ મીનીમ "લૉડેનમ" આ બેમાંથી ગમેતે એક લઇને, તેમાં ૫ મીનીમ "એન્ટીમોનીયલ વાઇન" ભેળીને તે પાણીમાં નાખીને પાવું,

ઘણી સંભાળ રાખવી, કે ફેફસાંનો અથવા શ્વાસ લેવાની ઝીણી નળીઓનો વરમ થઇ નહીં આવે. પણ જો ફેફસાંનો વરમ દીસે, તથા તેથી ખાંસી પણ ઘણી જોરમાં થતી હોય, છાતીમાં દુખાવો પણ થાય, શ્વાસ સાંકડો ચાલે, તો છાતીઉપર તરત રાઇ મુકવી, અથવા અલસીનાં આટાનો ગરમ સેક કરવો, અને ઉપર જણાવ્યાપ્રમાણે ખાંસીનાં ઇલાજો તરત કરવા.

જેવેળા ગામમાં સઘળે ઠેકાણે ગોવરાંનો રોગ જોરમાં ચાલતો હોય. તેવેળા જો બચ્ચાંને થોડા ગ્રેન ગંધકનાં ફુલ, દહાડામાં ત્રણથી ચારવાર ખવાડયાં હોય, તથા જો તે ચામડીઉપર મસળ્યાં હોય, અથવા ૨ થી ૧૦ ગ્રેન "સલફો કારબૉલેટ આવ સોડીયમ," દર ચાર કલાકે, પાણીસાથે ફકાડયું હોય, તો આ રોગ ઉડવાની ધાસ્તી રેહેશે નહીં

**ચેતવણી.**—ગોવરૂં તદન સાજું થવાપછી, બચ્ચાંની ઓછામાંઓછો એક મહિનોસુધી ઘણી સંભાળ લેવી જોઈએછે. તેનાં શરીરઉપર રાતદહાડો "ફલાનેલ"નાં ગરમ લુગડાં, તથા પગમાં હંમેશાં મોજાં પેહેરાવેલાં રાખવાં, તથા તેને સરદી અથવા ઠારમાં લેઈ જવું નહીં.

---

## શિતળા અથવા સહીઅડ.

(સ્મૉલ-પૉક્સ=Small-pox.)

શિતળા અથવા સહીઅડ એક જાતનો તાવછે, જેનો કશો ચોકસ ઈલાજ નથી, અને જયારે તે થાયછે, ત્યારે ગમેએટલી દવા કરવા છતાં આ એપી તાવ જતો નથી, પણ પોતાને ચોકસ વખતેજ જાયછે. તોયેપણ ઘટતા ઈલાજો કર્યાથી આ બિમારીની શુરૂઆતમાં પેહેલા દિવસોઉપર જે તાવ આવેછે, તેનો જોર ઘણો ઓછો રેહેછે, એટલુંજ નહીં પણ પાછળા દિવસોઉપર, એટલે સહીઅડ આવ્યાપછી આઠમે દિવસે જે બીજીવાર તાવ આવેછે, અને જેનેલીધે બિમાર ઘણું ધાસ્તીમાં રેહેછે, તે પણ ઓછો રેહેછે, અને ઘણીવેળા તો તે આઠમાં દિવસનો તાવ તેથી બિલકુલ આવતોજ નથી. જેઓને બાળપણમાં શિતળા કહડાવેલા હોયછે, તેઓને આ બિમારી ઘણુંકરીને બિલકુલ થતી નથી, માંટે દરેક સમજુ માબાપની ફરજછે, કે વખતસર પોતાનાં બાળકનાં શિતળા કહડાવવા, અને તેમ કર્યાથી પોતાનાં બાળકને ધાસ્તી, દુ:ખ, અને કેટલીક ખોડો, જે શિતળા નહીં કહડાવેલાં બાળકને થાયછે, તેમાંથી બંચાવવું.

**ઈલાજો.**—મોટી ઉંમરનાં માણસને જેવા સહીઅડનાં દાણાંઓ દેખાવા માંડે, કે તેને ખુલ્લી હવાવાળા ઓરડામાં રાખવું, હલકાં અને સ્વચ્છ લુગડાં પેહેરાવવાં, તથા ઘણો હલકો ખોરાક આપવો, જેવોકે દુધ, કાંજી, "બીસ્કીટ," ઈંડાં, ઈત્યાદિ. આ બિમારીની શુરૂઆતમાં ૨૦ મીનીમ "સલફ્યુરસ આસીડ," દહાડામાં ત્રણવાર, પાણીમાં નાખીને તે પાવું, તથા બચ્ચાને ૨ થી ૩ મીનીમ, દહાડામાં ત્રણવાર, પાણીમાં નાખીને પાવું. અગરજો આ દવા થોડા દહાડાસુધી ચાલુ રાખી હોય, તો તેથી તાવનો જોર ઓછો થાયછે, એટલુંજ નહીં પણ સહીઅડનું જે ઝેર શરીરમાં ફરતું રેહેછે, તેનો ઘણોખરો નાશ કરેછે, તથા એથી આઠમાં દિવસનો તાવ પણ ઘણો ઓછો આવેછે, અથવા બિલકુલ આવતો નથી.

અગરજો તાવ ઘણો જોરમાં હોય, તો ચોથે અથવા પાંચમે દિવસથી નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેનું એક પડીકું બનાવી, દહાડામાં ત્રણવાર, સાકરનાં શીરામાં મેળવીને, મોટી ઉંમરનાં બિમારને ચટાડવું, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવું.

| | | |
|---|---|---|
| સેલીસીલીક આસીડ .......... | ગ્રેન | ૨૦ |
| કારબૉનેટ આવ એમોનીયા...... | ગ્રેન | ૫ |
| કારબૉનેટ આવ સોડા ........ | ગ્રેન | ૫ |

ઉપલી દવાથી તાવનો જોર ઘણો ઓછો થાયછે, શરીરમાંની ગરમી નરમ પડેછે, પરશેવો પણ સારીપડે પડેછે, તથા સહીઅડનાં દાણાંઓ નહીં પાકવાથી તેઓની જગ્યાઓઉપર ખાડા અથવા ચાઠાં પડતાં નથી, અને તેથી બિમાર કદરૂપ થતું નથી.

અગરજો ઉપલી દવા આપ્યાથી પાછળા દિવસોઉપર બિમારને ઘણી નબળાઇ થઇ આવે, તો "વાઇન," "બીફ્ટી," સેરવો, "કારબૉનેટ આવ એમોનીયા" દુધ, વગેરે આપવાને ચુકવું નહીં.

અગરજો ઝાડો કબજ રેહેતો હોય, અને માથું ઘણું દુખતું હોય, તો સહીઅડનાં પેહેલા દિવસોઉપર કોઇ હલકો જુલાબ, જેવોકે ૪ ગ્રેન "કેલોમેલ," તથા ૫ ગ્રેન "કમપાઉંડ એક્સટ્રેક્ટ આવ કૉલોસીન્ડ," આ બંધેને મેળવીને તે આપવું, અથવા ૧૦ ગ્રેન "કમપાઉંડ રૂહબાર્બ પીલ" આપવી.

અગરજો તરસ ઘણી લાગતી હોય, તો "સોડા વૉટર," અથવા "લેમોનેડ" બરફસાથે પાવો.

અગરજો અકળવિકળ ઘણી થતી હોય, તો નીચે જણાવેલી દવાઓને મેળવીને, તેનાં બે ભાગો કરી, અક્કેકો ભાગ, સવારસાંઝ મોટી ઉંમરનાં બિમારને પાવો.

| | | |
|---|---|---|
| લૉડૅનમ................ | મીનીમ | ૩૦ |
| સલફ્યુરીક ઈથર .......... | મીનીમ | ૩૦ |
| કેમફર વૉટર ......... .. | આઉંસ | ૩ |

બચ્ચાંને તેની ઉંમરનાંપ્રમાણમાં, એટલે એકથી છ વર્ષનાં બચ્ચાંને ૧ થી ૩ ગ્રેન "ડોવર્સ પાઉડર"નું એક પડીકું બનાવીને તે રાત્રે સુતીવેળા મધમાં મેળવીને ચટાડવું.

**ચેતવણી.—સહીઅડની દવા કરતીવેળા બે બાબદો ધ્યાંનમાં રાખવી. પેહેલી એકે જો કલેજાંનો, ફેફસાંનો, ભેજાંનો અથવા શરીરનાં હરકોઈ અવયવનો વરમ અથવા સોજો થઈ આવે, તો તેની તપાસ કરીને તેનાં ઘટતા ઈલાજો કરવાને ભુલવું નહીં. બીજી એકે સહીઅડ આવ્યાથી શરીરની ચામડીઉપર નઠારી જાતનાં ચાઠાં અથવા ખાડા પડી રેહેછે, કે જેથી બિમારનું રૂપ ઘણું બગડી જાયછે. મુખ્યકરીને સ્ત્રી જાતની મુખની શોભામાં આરીતે બગાડ થવાથી તે ઘણી કદરૂપી દેખાયછે, માટે એવાં ચાઠાં અથવા ખાડા નહીં પડે તેનાં ઈલાજો કરવા, જે નિચે આવેલી બાબદમાં જણાવ્યામાં આવ્યાછે.**

---

## સહીઅડથી શરીરની ચામડીમાં પડતાં ચાઠાં અથવા ખાડા.

(સ્મૉલ-પૉક્સ, પીટીન્ગ ઈન=Small-pox, Pitting in.)

ખુદરતીરીતે સહીઅડ આવ્યાપછી શરીરની ચામડીમાં, તેમાં ઘણુંકરીને મોહોડાંઉપરની ચામડીમાં ખાડા અથવા ચાઠાં નહીં પડે, અને તેથી બિમાર કદરૂપ નહીં થાય, એટલામાંટે સહીઅડ આવ્યાપછી આઠ દિવસ વિત્યાકેડે, જો મોતી-

જેવા દાણાંઓમાં પરૂં ભરાયછે, તે એક્કેકો દાણો છુટોછુટો ટાંચણી અથવા સોયની અણીવડે ફોડવો, અને પછી ફોડેલો ભાગ વારંવાર ગરમ પાણીથી ધોયા કરવો. આપ્રમાણે વારંવાર કર્યા કરવું, કે જેથી જરાપણ રસી દાણાંઓમાં રેહે નહીં. પણ આપ્રમાણે કરવાને ઘણીજ ધીરજ રાખવી જોઇએ, અને તેટલામાંટે બિમારનાં સગાંવાહાલાંશિવાય બીજું કોઇ માણસ તેમ કરી શકે નહીં. આપ્રમાણે દાણાંઓ ફોડવાથી, અને તેઓને ગરમ પાણીથી વારંવાર સ્વચ્છ કરવાથી અતિશય ગુણ થાયછે, અથવા

| | | | | | |
|---|---|---|---|---|---|
| કારબૉલીક આસીડ.. | ડ્રામ | ૧॥ | જેલેટીન.......... | ડ્રામ | ૧॥ |
| ગ્લીસરાઇન ...... | આઉંસ | ૧ | પાણી .......... | આઉંસ | ૪॥ |

આ ચારેને મેળવીને, પિચ્છવડે દાણાંઓઉપર તે લગાડવું, અને દાણાંઓ-ઉપરની ચામડી ખરી જવાપછી હલકી જાતનાં થોડા "સોડા"ને, ગરમ પાણીમાં મેળવીને, તે મોટાં વાસણમાં નામીને બિમારને તેમાં બેસાડવું, અથવા મધ પિચ્છવડે ચોપડવું. મોહોડાંઉપર ચાઠાં અથવા ખાડા નહીં પડે, એટલામાંટે ગરમ દુધ અને પાણી, આ બંધેને મેળવીને, તેથી દહાડામાં ત્રણથી ચારવાર મોહોડું ધોવું, અને સાતથી આઠમે દિવસે નીચે જણાવેલી દવાઓ સરખે ભાગે મેળવીને, તે ગરમ કરી તેમાં શણનો અથવા સુતરનાં ઝીણાં કપડાંનો કટકો બોળી તે મોહોડાંઉપર મુકવો, અને તે સુકાય કે ફરીથી બદલીને મુકવો.

ઑલીવ ઑઇલ—ઉજળું મીણ—ચોખ્ખી ચરબી.

દરેક દાણાંઓમાંનો પાણીનો ભાગ બદલાઇને તેમાં રસી થાય, તેઅગાઉ તેઉપર "નાઇટ્રેટ આવ સીલ્વર" અથવા "કેલોમેલ" લગાડવું, અથવા દાણાંઓ પાકે તેઅગાઉ તેઓઉપર સહીઅડની શુરૂઆતમાં "ટીંકચર આવ આઇયોડાઇન" પિચ્છવડે લગાડવું, અથવા ૧ ભાગ "ઑકસાઇડ આવ ઝીંક," તથા ૩ ભાગ "કારબૉનેટ આવ ઝીંક," આ બંધેને "ઑલીવ ઑઇલ"માં મેળવીને, ખલમાં નાખી સારીપઠે એકરસ કરીને મધનાંજેવું ઘાડું થાય, કે ગરદન અને મોહોડાં-ઉપર તે લગાડવું.

## વારો.

(ગીની ઉવર્મ=Guinea Worm)

**ઈલાજ ૧ લો.**—હિંગ, તથા અરીઠાનીમાંહેનો ગર આ બંધેને ગરમ કરીને તે બાંધવું.

**ઈલાજ ૨ જો.**—૧૨ ગ્રેન હિંગને અંગારઉપર ફુલવીને, દહાડામાં ત્રણવાર તે ગળાવવી.

**ઈલાજ ૩ જો.**—કાચાં ગોસનો કટકો છુંદીને તેઉપર બાંધવો.

**ઈલાજ ૪ થો.**—૨ દ્રામ "નાઇટ્રોમ્યુરીએટીક આસીડ," અને ૮ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી રાતદહાડો તેઉપર રાખવો.

**ઈલાજ ૫ મો.**—તોડયાવગર ધીમેધીમે વારાને બાહાર ખેંચી કાહાડવો.

**ઈલાજ ૬ ઠો.**—એળીઓ, ધાણાની ભાજી, તથા કાસનીનાં પાંદડાંને છુંદીને તેઉપર બાંધવાં,

**ઈલાજ ૭ મો.**—ઇસબગોળનાં બિઆંને છુંદીને ગુલાબમાં મેળવી તેઉપર બાંધવાં.

**ઈલાજ ૮ મો.**—સરકો, ગુલાબ, અને હિરાબોળ આ ત્રણેને મેળવીને તેઉપર લગાડવું,

**ઈલાજ ૯ મો.**—અગરજો દરદ ઘણું થતું હોય, તો સુખડ ઘસીને તેમાં કપુર, તથા અફીણનો ભુકો ભેળીને તેઉપર લગાડવું.

**ઈલાજ ૧૦ મો.**—કહલારનાં પાંદડાંને વાટીને તે બાંધવાં.

**ઈલાજ ૧૧ મો.**—આંકરાંનાં પાંદડાંનો લેપ કરીને તે બાંધવો.

**ઈલાજ ૧૨ મો.**—લસણ, હિંગ, તથા સાબુ. આ ત્રણેને સરખે ભાગે મેળવીને તે બાંધવું.

**ઈલાજ ૧૩ મો.**—ખજુર, તથા ગોળ, આ બંધેને સરખે ભાગે લેઇને તેને ઘીમાં મેળવી તે બાંધવું.

**ઈલાજ ૧૪ મો.**—ઝીનો હરમો જે હીરાબોલમાંથી નીકલેછે. તે ધુપરેલ તેલમાં ઘસીને લગાડવું.

---

## ખરપસું.

**(એકઝીમા=**Eczema.)

**નીશાની.**—ચામડીઉપર માછલીનાં ભિંગડાંનીપરે પોપડા બંધાઇને તેની-નિચ્ચેથી કોઇવાર રસી વેહેછે, અને કોઇવાર તે રસી નહીં વેહેતાં, તે સુક્કાજ રેહેછે, અને માંહે અતિશય કીડ લાગેછે. આ દરદ પારખવામાંટે એક સર્વેથી સરસ નીશાનીછે, અને તે એકે ઘણુંકરીને ખરપસું શરીરનાં બંધે ભાગોઉપર સાથેજ થાયછે. જેમકે જો તે જમણાં પગની પાટલીઉપર થાયછે, તો ડાબા પગની પાટલીઉપર પણ હોયછે.

**ઈલાજો ૧ લા**—ટાર દ્રામ ૧—રેકટીફાઇડ સ્પીરીટ દ્રામ ૪—ગ્લીસરાઇન દ્રામ ૨—કારબૉલીક આસીડ મીનીમ ૪૦.

આ સઘળાંને મેળવીને, પિચ્છવડે ખરપસાંવાળા ભાગઉપર તે લગાડવું. અથવા ૪ દ્રામ "ઑઇન્ટમેન્ટ આવ ટાર" તથા ૧ાા આઉસ "લેનોલીન," આ બંધેને મેલવી તે ચોપડવું, અથવા ૨ દ્રામ "રીસૉરસીન" તથા ૨ આઉંસ "ગ્લીસરાઇન" મેલવીને ચોપડવું.

**ઈલાજ ૨ જો.**—૧ આઉંસ ગંધક, તથા ૧ આઉંસ "બાઇકારબૉનેટ આવ પૉટાશ," આ બંધેને ગરમ પાણીમાં ડોહવીને, તેમાં ખરપસાંવાળો ભાગ દરરોજ થોડોવારસુધી બોળી રાખવો.

**ઈલાજ ૩ જો.**—અગરજો રસી ઘણી જતી હોય, તો તેને એકદમ બંધ નહીં કરવી, પણ અળસીની અથવા પાંઉની "પોલ્ટીસ" તે ભાગઉપર મુકવી, અને "ઝીંક પાઉડર," અથવા "બીસમઠ પાઉડર," અથવા "સેલીસીલીક આસીડ" અથવા "બોરેસીક આસીડ," દહાડામાં બેવાર, તેઉપર છાંટવો, અથવા

| | | |
|---|---|---|
| ઓલીયમ ડીલાઇની | ........ | આઉંસ ૧ |
| કેસટર ઑઇલ | ............ | આઉંસ ૧ |
| ઑલીવ ઑઇલ | .......... | આઉંસ ૧ |

આ ત્રણેને મેળવી તેમાં પિચ્છ બોળીને લગાડવું.

**ઈલાજ ૪ થો.**—ટાર ડ્રામ ૧—કૉસ્ટીક પૉટાશ ગ્રેન ૨૦—રેકટીફાઇડ સ્પીરીટ ડ્રામ ૪—પાણી આઉંસ ૨.

આ સઘળાંને મેળવીને, ખરપસાંવાળા ભાગઉપર તે ચોપડવું.

**ઈલાજ ૫ મો.**—ઑઇલ આવ સૅન્ડલ વુડ ડ્રામ ૧—ગોઆ પાઉડર ડ્રામ ૧ એસેટીક આસીડ ડ્રામ ૦॥—બોરેકસ ગ્રેન ૧૫—ક્રીઓસોટ માનીમ ૧૦—હની ડ્રામ ૪.

આ સઘળાંને મેળવીને, ખરપસાંવાળા ભાગઉપર તે લગાડવું.

**ઈલાજ ૬ ઠો.**—

| | | | |
|---|---|---|---|
| શુગર આવ લેડ | ...... | ભાગ | ૫ |
| લીધાર્જ | ........... | ભાગ | ૩॥ |
| ગ્લીસરાઇન | .......... | ભાગ | ૧૬૦ |

આ સઘળાંને મેળવીને, ગરમ કરી ખરપસાંવાળા ભાગઉપર તે લગાડવું. અથવા સુરોખાર તથા મોરથુથુ સરખે ભાગે બારીકકરી, ઘીમાં મેળવીને ચોપડવું. આએ ઇલાજ ગામડી ડાકટરો ઘણો પસંદ કરેછે.

**ઈલાજ ૭ મો.**—"સ્ટીપ્ટીક કૉલૉઇડ"ને પિચ્છવડે ખરપસાંવાળા ભાગઉપર લગાડવું. આ દવાથી ખરપસાંવાળા ભાગઉપર એક જાતનું પડ થાયછે, અને તેથી હવાની ખાડી અસર તેઉપર થતી નથી. તથા વધારે ફોહોવાટ થતો અટકેછે. અથવા "ફ્લ્યુઇડ એકસટ્રેકટ આવ જેબોરેન્ડી"માં પિચ્છ બોળીને દહાડામાં બે ત્રણ વખત લગાડવું.

**ઈલાજ ૮ મો.**—"બ્રાંડી" તથા પાણી, આ બંધેને મેળવીને તેથી ખરપસાંવાળો ભાગ સવારસાંઝ ધોવો, અને ત્યારપછી "ટાર"નાં સાબુથી ધોઇને પછી તેઉપર નીચે જણાવેલી દવાઓ મેળવીને તે ખરપસાંવાળા ભાગઉપર સારીપઠે મસળવી.

| | | | |
|---|---|---|---|
| કેલોમેલ | ........... | ડ્રામ | ૦॥ |
| પ્રીપેર્ડ ચાક | .......... | ગ્રેન | ૨૦ |
| ઑઇન્ટિમૅન્ટ આવ ટાર | .. | આઉંસ | ૧ |

**ઈલાજ ૯ મો.**—અગરજો અગન ઘણી બળતી હોય, તો ૧ આઉંસ "ગ્લીસરાઇન," તથા ાા થી ૧ ડ્રામ "સૉલ્યુશન આવ સબ એસીટેટ આવ લેડ" આ બંનેને મેળવીને તે પિચ્છવડે ખરપસાંવાળા ભાગઉપર તે લગાડવું.

**ઈલાજ ૧૦ મો.**—"વાયૉલેટ પાઉડર," "કોલ્ડ ક્રીમ," અથવા ગળી, આ ત્રણમાંથી ગમેતે એક ખરપસાંવાળા ભાગઉપર લગાડવું.

**ઈલાજો ૧૧ મા.**—૨૦ ગ્રેન "આઇયોડોફૉર્મ," ૨ ડ્રામ "બેનઝોએટ આવ સોડા," તથા ૧ આઉંસ "સીમ્પલ ઑઇન્ટમેન્ટ" આ સઘળાંને મેળવીને ચોપડવું, અથવા ૪ ડ્રામ "ઑઇલ આવ ચાલમુગ્રા" તથા ૧ાા આઉંસ "ઑઇન્ટમેન્ટ આવ ટાર" આ બંનેને મેળવીને પિચ્છથી લગાડવું, અથવા જો કીડ ઘણી લાગતી હોય, તો નીચે જણાવેલી દવાઓ પથ્થરઉપર ગુલાબમાં ઘસીને તે ઘાડી લાઇજેવી કરી ખરપસાંવાળા ભાગઉપર તે લગાડવી.

મરકેતો ડ્રામ ૨—ચુલે અરમાની ડ્રામ ૮—સુખડ ડ્રામ ૨—અકાકીઆ ડ્રામ ૨.

**ઈલાજ ૧૨ મો.** ટંકણખાર ડ્રામ ૩—ગ્લીસરાઇન ડ્રામ ૩—પાણી આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી ખરપસાંવાળા ભાગઉપર તે મુકવો.

**ઈલાજ ૧૩ મો.**—મરકેતો ડ્રામ ૩—બાવળનો ગુંદર ડ્રામ ૩—ગુલાબ આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે ખરપસાંવાળા ભાગઉપર મુકવો, તથા તે ભિનોભિનો રાખવો.

**ઈલાજો ૧૪ મા.**—અગરજો કીડ પુષ્કળ લાગતી હોય, પણ અગન બળતી નહીં હોય, તો "ગોઆ પાઉડર," ગજકરણનો રસ, લીમડો છુંદીને તેની "પોલ્ટીસ," લીમડાનો રસ, ભીંડીના ઝાડના દીદવાંને કાપી તેનો ચીક, કનજીનો પાલો, જેની ઉપર ફુલ નહીં થતાં હોય, તેની પોલ્ટીસ, અથવા ટાર અને "સ્પીરીટ આવ વાઇન," આ બંનેને મેળવીને તે, આ સાતમાંથી ગમેતે એક ખરપસાંવાળા ભાગઉપર ચોપડવું, તથા "કારબૉલીક આસીડ સોપ"થી તે ભાગ ધોવો.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજો ૧૫ મા.**— | રેડ ઑક્સાઇડ આવ મરક્યુરી. | ડ્રામ | ૨ |
| | ગ્લીસરાઇન ............ | ડ્રામ | ૨ |
| | કેમફર ................ | ગ્રેન | ૨૦ |
| | ઑઇન્ટમેન્ટ આવ ઝીંક .... | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને, તે ખરપસાંવાળા ભાગઉપર ચોપડવું.

ગમેએટલી માત્ર ચોપડવાની દવાઓથી ખરપસું મૂળમાંથી જતું રેહેતું નથી, માંટે તેને જડમૂળમાંથી કાહાડી નાખવામાંટે પીવાની દવાની અગત્યછે, માંટે **ઈલાજ ૧૬ થી ૨૦**માંમધેથી ગમેતે અજમાવવા.

**ઈલાજ ૧૬ મો.**—અગરજો ખરપસું લાંબા દહાડાનું થયું હોય, તો ૧૫ મીનીમ "સીરપ આવ આઇયોડાઇડ આવ આયરન," દહાડામાં ત્રણવાર,

પાણીમાં ભેળીને પીવું અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું. અગરજો તેમાંથી પાણી જેવી રસી જયા કરે, અને ઘણી ક્રીડ લાગે તો, તે ઉપર "બોરેસીક આસીડ"નો બારીક ભુકો સવાર સાંજ છાંટવો, અથવા ૦ાા ડ્રામ "બોરેસીક આસીડ," તથા ૪ ડ્રામ "લેનોલીન," આ બંધેને મેળવીને તે ચોપડવું.

**ઈલાજો ૧૭ માં.**—

| | | | |
|---|---|---|---|
| આરસેનીકલ સૉલ્યુશન | .......... | મીનીમ | ૧૫ |
| સૉલ્યુશન આવ સ્ટ્રીકનીયા | ........ | મીનીમ | ૨૫ |
| ટીંકચર આવ કુઈનીયા | .......... | આઉંસ | ૧ |
| સાઇટ્રેટ આવ આયરન એન્ડ એમોનીયા. | | ગ્રેન | ૬૦ |
| ટીંકચર આવ ઑરેન્જ | .......... | ડ્રામ | ૨ |
| પાણી | .................... | આઉંસ | ૮ |

આ સઘળાંને મેળવીને, તેનાં છ ભાગો કરી, અક્કેકો ભાગ, દહાડામાં ત્રણવાર પીવો, અને તે ઘણાં દહાડાસુધી ચાલુ રાખવું.

અગરજો બિમારનું મોહોડું ઘણું ફિક્કું મારી ગયું હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ૧ ડ્રામજેટલી દહાડામાં ત્રણવાર, ખાણું ખાધાપછી પાણીમાં ભેળીને પીવી.

**ઈલાજ ૧૮ મો.**—

| | | | |
|---|---|---|---|
| વાઇન આવ આયરન | ........ | આઉંસ | ૧ાા |
| સીરપ | .................. | ડ્રામ | ૮ |
| આરસેનીકલ સૉલ્યુશન | ...... | ડ્રામ | ૦ાા થી ૨ |
| ડીસ વૉટર | ............ | આઉંસ | ૨ |

**ઈલાજ ૧૯ મો.**—

| | | | |
|---|---|---|---|
| આરસીનીએટ આવ આયરન | .... | ગ્રેન | ૧ |
| કારબૉનેટ આવ મેગનીશીયા | .... | ગ્રેન | ૮ |
| એકસટ્રેક્ટ આવ ડેન્ડીલાયન | .... | ગ્રેન | ૨૦ |

આ સઘળાંને મેળવીને, તેની વીસ ગોળીઓ બનાવી, અક્કેકી ગોળી દહાડામાં ત્રણવાર, પાણીસાથે ગળવી.

**ઈલાજ ૨૦ મો.**—૯ મીનીમ "ઑઇલ આવ ચાલમુગ્રા," ૧ાા ડ્રામ "ટીંકચર આવ ક્રેસકેરીલા," તથા ૪ાા આઉંસ પાણી, આ સઘળાંને મેળવી ત્રણ ભાગે દરરોજ પાવું, અને ઘણાં દહાડા ચાલું રાખવું.

**ચેતવણી.—ઉપલી કેટલીક દવાઓ સોમલનીછે, માટે તેમાંની એક-પણ અજમાવતીવેળા ધ્યાનમાં રાખવું, કે એક દવા આસરે પંદર દહાડા અથવા એક મહિનોસુધી પીધાપછી જો તેની કાંઈપણ ઝેરી અસર બિમારનાંઉપર થાય, જેવુંકે આંખમાં અગન બળે, આંખમાંથી આંસુંઓ ટપકે, પેટમાં દુખીને ઝાડો આવે, ઈત્યાદિ, તો વચમાં થોડા દહાડાનો ગાળો નાખીને તે દવા પાછી પીવી, અને ઓછામાંઓછા છ મહિનાથી એક વર્ષસુધી તે ચાલુ રાખવી.**

---

# મસા.

(વૉર્ટસ=Warts.)

**નીશાની તથા સબબ.**—મસા સુક્કા, કઠણ, ગોળ, લાંબા, પોહોળા, અથવા ચપટા હોયછે, અથવા તો કાળા, પોચા, અને લોહીવાળા હોયછે. તેઓ હાથ, પગ, હાથનાં આંગળાંઓ, છુપા ભાગ, સફરો અને ઘણુંકરીને શરીરનાં દરએક ભાગઉપર થાયછે. શરીરને સ્વચ્છ નહીં રાખવાથી, અથવા રાંડનાં આજારથી તેઓ થાયછે.

**ઈલાજ ૧ લો.**—કાળા, પોચા, દાંડીવાળા, અને લોહીવાળા મસા ઘણુંકરીને ગાલની માંહેની સપાટીઉપર થાયછે. આ જાતનાં મસાને કાતરવડે કદી કાપવા નહીં, કારણકે તેમ કર્યાથી તેઓમાંથી પુષ્કળ લોહી વેહેછે, પણ ઘોડાનો બાલ અથવા રેશમની ઝીણી ગુંથેલી દોરી તેનાં થડમાં બાંધવી, અને દરરોજ ખેંચીને જરાજરા વધારે તંગ કરી કરવી. આપ્રમાણે કર્યાથી મસો ખરી પડશે, અને તેમાંથી લોહી બિલકુલ નિકળશે નહીં.

**ઈલાજો ૨ જા.**—અગરજો મસા ઝીણાં, સુક્કા, કઠણ, અને ગોળ હોય, તો કાતરવડે તેથડમાંથી કાપી કાહાડવા, અને તેઓઉપર "લ્યુનર કૉસ્ટીક," ચુનો, મોરથુથુ, અથવા "કૉસ્ટીક પૉટાશ" લગાડવું. આ જાતનાં મસાઉપર "ક્લોરાઇડ આવ ઝીંક," જલદ સરકો અથવા "સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ પરક્લોરાઇડ આવ આયરન" દરરોજ લગાડવાથી તેઓ ઘણીવેળા ખરી પડેછે. ગમેતો મસાની-આસપાસની સાજી જગ્યાની ચામડીઉપર "સ્ટીકીંગ પ્લાસ્ટર"ની આગળી વળગાવવી, અને ત્યારપછી કોઇપણ જાતનાં જલદ ધાતુનાં તેજાબનું ટીપું સળીઉપર લેઇને તેઓઉપર તે મુકવું.

**ઈલાજો ૩ જા.**—પાવલીજેવડા પોહોળા તથા ચપટા મસા, જેઓ ઘણું-કરીને સ્ત્રીનાં છુપા ભાગ અથવા સફરાનીઆસપાસ હોયછે, તેઓને પેહેલાં નીમકનું પાણી લગાડવું અને પછી તેઓઉપર ૦॥ દ્રામ "કેલોમેલ" થોડા દહાડા-સુધી ભભરાવવું, અથવા "એસીટેટ આવ કૉપર" લગાડવું. અથવા ૨૦ ગ્રેન "સેલીસીલીક આસીડ," તથા ૧૦ ગ્રેન "એકસટ્રેકટ આવ ઇનડીયન હેમ્પ," આ બંધેને મેળવીને તે મસા ઉપર લગાડવું અથવા નીચે જણાવેલી દવાઓની મેળવણી એક મજબુત સીસીમાં તાઇત બુચ મારીને રાખવી અને તેમાં સળી બોળી, મસાઉપર એક અઠવાડયું સુધી અકેકા દહાડાને આંતરે લગાડવી, અને મસો ધીલો પડે કે તે ઉપર ગરમ સેક કરવો.

| | | |
|---|---|---|
| એકસટ્રેકટ આવ ઇન્ડીયન હેમ્પ.. | ગ્રેન | ૧૦ |
| આલકોહૉલ.............. | મીનીમ | ૨૦ |
| સલફ્યુરીક ઇથર ......... | મીનીમ | ૪૦ |
| ફ્લેકસીબ્લ કૉલોડીયન........ | ગ્રેન | ૭૫ |

# વરસુડી.

## (ઉ૨ેન=Wen.)

ચરબીવાળી અથવા એક જાતનાં ચિકણા પદાર્થવાળી વરસુડી ઘણુંકરીને માથાં, ગરદન, અથવા બરડાઉપર થાયછે. વરસુડી કોઈવેળા સોપારીજેવડી તો કોઈવેળા નારંગીજેવડી મોટી હોયછે. જોકે એનો સર્વેથી સારો ઈલાજ એછે કે કોઈ વાઢકુટીઆપાસે તે કાપી કહડાવવી, તોએપણ નીચે જણાવ્યાપ્રમાણે ઈલાજો કીધા હોય, અને જો ગાંઠ ઘણી મોટી નહીં હોય, તો કાપવાવિના પણ તે ઘણીવેળા પાકીને બેસી જાયછે.

**ઈલાજ ૧ લો.**—વરસુડીનીવચ્ચેનાં એક પાવલીજેટલા ભાગમાં "કૉસ્ટીક પૉટાશ" દરરોજ થોડા દહાડાસુધી ચાલુ લગાડવું, અને ગાંઠઉપરની ચામડી બળી જઈ તેમાં ચાહું પડે, કે ૨ થી ૪ ડ્રામ "આઈયોડાઈડ આવ પૉટાશીયમ"ને, ૧ આઉંસ પાણીમાં મેળવીને, તેમાં કાકડો ભિંજવીને તે ચાહાંમાં જેટલો જાય એટલો મુકવો, અને તે ભિનોભિનો રાખવો. આપ્રમાણે કર્યાથી ગાંઠ પિગળી જશે.

**ઈલાજ ૨ જો.**—ઉપર જણાવ્યાપ્રમાણે ચાહું પાડવાપછી તેનીઉપર "સાઈટ્રીન ઑઈન્ટમેન્ટ"ના મલમની આગળી બનાવીને તેની વચ્ચોવચ થોડા ગ્રેન "કૉસ્ટીક પૉટાશ" ભભરાવી તે ગાંઠઉપર મુકવી, અને આ આગળી દરરોજ બદલવી. આપ્રમાણે કર્યાથી ગાંઠ પાકીને તેમાંહેલી ચિકણી વસ્તુ પરૂના આકારમાં બાહાર આવશે.

ઉપલા બંધે ઈલાજો અજમાવેલાછે, અને તેથી ઘણો ગુણ થાયછે.

**ઈલાજ ૩ જો.**—વરસુડીઉપર "કમપાઉંડ ટીંકચર આવ આઈયોડાઈન" પિચ્છવડે લગાડવું, અને તેનાં ૫ થી ૧૦ ટીપાં, દહાડામાં ચારવાર, પાણીમાં ભેળીને પીવાં.

**ઈલાજ ૪ થો.**—આઈયોડાઈન ડ્રામ ૨—આઈયોડાઈડ આવ પૉટાશીયમ ડ્રામ ૪—રેકટીફાઈડ સ્પીરીટ ડ્રામ ૨—પાણી ડ્રામ ૮.

આ સઘળાંને મેળવીને, તે પિચ્છવડે વરસુડીઉપર લગાડવું.

**ઈલાજ ૫ મો.**—આઈયોડાઈડ આવ પૉટાશીયમ ડ્રામ ૧—આઈયોડાઈન ડ્રામ ૧—કેમફર ડ્રામ ૦॥—પ્રીપેર્ડ લાર્ડ આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને, સવારસાંઝ વરસુડીઉપર લગાડવું, અને જો તેથી ઘણી અગન બળે, તો થોડા નવસાગરને, "શુગરલેડ"નાં પાણીમાં નાખીને, તેમાં કપડાંનો કટકો બોળી તે વરસુડીઉપર મુકવો.

**ઈલાજ ૬ ઠો.**—અગરજો વરસુડી ઘણી નાહાની સોપારીજેવડી હોય, અને હાથે દાબવાથી બેસી જાય, તથા હાથ કાહાડી નાખવાથી પાછી આગળનાંજેટલી મોટી થાય, તો જાણવું કે તેમાં કોઈ જાતનો ચિકણો પદાર્થ હશે.

એવી વરસુડીને ઇંગ્રેજીમાં **"લીપોમા,"** Lipoma કરીને કેહેછે. આ જાતની વરસુડી ઘણુંકરીને પગની પાટલી, કપાળ, અથવા હાથઉપર થાયછે. એનો ઈલાજ એછે, કે મોટી ચોપડીનાં પુઠાંથી તેને કુંટવી, કે જેથી તે ફુટી જશે, અને ત્યાર પછી તેઉપર સિસાંનો કટકો મુકીને પાટો બાંધી રાખવો, કે જેથી તે ફરીથી થશે નહીં. અગરજો ગરભસ્થાનમાં રેસાદાર વરસુડીની ગાંઠ થઇ હોય તો ૫ થી ૧૦ ગ્રેન "ક્લોરાઇડ આવ કેલશીયમ," મોટી ઉમરવાળી ઓરતે સાકરના સીરામાં દહાડામાં ત્રણવાર ખાધામાં લેવું, અને ઘણા દહાડા ચાલુ રાખવું.

**ઈલાજ ૭ મો.**—સોજી, પિળા રંગની મરોડી તડકામાં સુકવીને તેનો ભુકો કરવો, અને તે ભુકાને ઝીણાં કપડાંમાંથી ચાળીને પાણીમાં મેળવવો. આ મેળવણીને વરસુડીઉપર લગાડીને તેઉપર પાટો બાંધી લેવો. આપ્રમાણે ઘણીવાર લગાડયા કર્યાથી વરસુડી બેસી જશે.

---

## બુઢાપામાં પગને લાગતો સળો.
### (સીનાઈલ ગેનગ્રીન=Senile Gangrene.)

**નીશાની તથા સબબ.**—જ્યારે મોટી ઉંમરે, અથવા ઘણી નબળાઇથી પગોની નેસોનાં પડદાઓ કઠણ તથા જડ થઇ જાયછે, અને તેઓમાં ચુનાની મેળવણીવાળો ભાગ એકઠો થાયછે, ત્યારે લોહી સારીરીતે નહીં ફર્યાથી પગોમાં સળો લાગુ પડેછે. પ્રથમ પગો ભારી તથા થંડા લાગેછે, તેઓમાં કીડ લાગેછે, ઝઝણી ભરાયછે, ટેટામાં આંકરાં આવેછે, તથા લોહી સારીપેઠે ફરતું નથી. આ નીશાનીઓ સળો લાગવાઅગાઉ જણાયછે, અને તેઓ જણાયાપછી સળો લાગુ પડેછે. બુઢાપામાં પગનો એકાદ મસો કાપ્યાથી અથવા તંગ જોડા પેહેરવાથી પગઉપર અંગોઠાઆગળ જાંબુરો અથવા કાળો ડાઘ જણાયછે, જેનીઆસપાસ એક બીજો કાળો ડાઘ દેખાયછે, તથા તેમાં ઘણો દુખાવો થાયછે, અને ત્યાંથી સળો લાગુ પડી ધીમેધીમે ઉપર વધેછે. અંગોઠા તથા પગો પ્રથમ ચીમળાઇ જાયછે. એવી જાતનાં સળામાં પગોઉપર એક કાળી લીટી દેખાયછે, જેનીનિચ્ચેનો સઘળો ભાગ તદન મરી ગયલો હોયછે, પણ ઉપરનાં ભાગમાં જીવ હોયછે. મરી ગયેલો ભાગ ચીમળાયલો, કાળા રંગનો, તથા સુક્કો હોયછે. ઘણીવેળા આ દરદમાં તાવ આવેછે, અને તેવી અવસ્થામાં બિમાર ચારથી છ અઠવાડીયાંસુધી રીબી રીબીનેપછી મરણ પામેછે.

**ઈલાજો.**—આ દરદ ઘણુંકરીને બુઢાપામાં ઘણી નબળાઇનેલીધે થાયછે. એટલામાંટે શક્તિ આવે એવી દવાઓ પ્રથમથીજ આપવી જોઇએછે, જેવીકે

| | | |
|---|---|---|
| ટીંક્ચર આવ સ્ટીલ ........ | મીનીમ | ૮૦ |
| સલ્ફેટ આવ કુઈનીયા ...... | ગ્રેન | ૬ |
| પાણી ........ ...... | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી દર ત્રણ કલાકે પાવી.

ટીંક્ચર આવ કેસ્કેરીલા ડ્રામ ૨—ટીંક્ચર આવ જેનશીયન ડ્રામ ૨—કલોરેટ આવ પૉટાશ ગ્રેન ૪૦—કારબૉનેટ આવ એમોનીયા ગ્રેન ૨૦—પાણી આઉંસ ૬.

અગરજો નબળાઇ ઘણી થઇ હોય, તો "વાઇન" અથવા "પોરટર" પાવો. ખોરાકમાં દુધ, "બીફટી," પિલાંનો સેરવો, ઇંડાં, ઇત્યાદિ આપવું.

એક ડાકટર આ બિમારીનીવેળા સડેલા ભાગઉપર કપુરનો ભુકો ભભરાવવા, તથા ૫ થી ૭ ગ્રેન કપુર, દર ત્રણ કલાકે, પાણીસાથે ફકાડવાની ઘણી ભલામણ કરેછે. આ ઇલાજ ઘણો ગુણકારકછે, માંટે તે અજમાવવો.

અગરજો દુખાવો ઘણો થતો હોય, તો ૧ થી ૨ ગ્રેન અફીણની ગોળી બનાવીને, રાત્રે સુતીવેળા તે ગળાવવી. અગરજો અગત્ય જણાય, તો એક ગોળી દિવસે પણ ગળાવવી.

આ દરદનીવેળા કોઇવાર અટકડી ઘણી આવેછે, એવીવેળા ૪૦ મીનીમ "કલોરીક ઇધર," તથા ૬ આઉંસ "કેમફર વૉટર," આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પાવું.

બાહારનાં ઇલાજોતરીકે **"લાંબા દહાડાની બિમારીથી શરીરની પછવાડેનાં ભાગમાં પડતાં ચાઠાં"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યા પ્રમાણે ઇલાજો કરવા.

---

## નખ્યરછર.

(ઉંજહુીટલો=Whitlow.)

**નીશાની તથા સબબ.**—હાથપગનાં આંગળાંઓમાં લાકડાની ફાંસ, ટાંચણી, સોય, ઇત્યાદિ ઝીણી અણીવાળી વસ્તુ ભોકાવાથી, તેઓ દબાણમાં આવીને કચડાવાથી, અથવા મધમાખ, કાનખજુરો, અથવા હરકોઇ એવાંજ જાનવરનો ડંખ લાગવાથી તેઓ ઘણુંકરીને નખોની કિનારી અથવા થડ આગળથી સુજી આવીને રાતાં થાયછે, રાતદહાડો તેમાં અતિશય દુખાવો થાયછે, તથા તેમાં ગટકા મારેછે, અને જો થોડા દહાડા ગયાકેડે તે સાજું નથી થતું, તો આંગળાંનીઆસપાસનો ભાગ વધારે સુજેછે, અને હાથની હથેળીસુધી તે વરમ વધીને છેક ભિતરથી તે પાકઉપર ચઢેછે, અને તેમાં પરૂં થાયછે.

**ઇલાજો ૧ લા.**—અગરજો લાકડાની ફાંસ, ટાંચણી, સોય, અથવા જાનવરનો ડંખ માંહે પેઠો હોય, તો તે એક નાહાના ચિમટાવડે, અથવા આંગળાં વડે બાહાર ખેંચી કાહાડવો, અને ત્યારપછી તે આંગળાંને ઘણાં ગરમ પાણીમાં બોળી રાખવું, અથવા તેઉપર ગરમ પાણી થોડુંથોડું નાખ્યા કરવું, અથવા તેમ નહીંતો તે આંગળીઉપર ગરમ પાણીનો બાફ આપવો, અને એક જુલાબ લેવો.

**ઈલાજો ૨ જો.**—નખની કિનારીઉપર તથા તેનાં થડઆગળ "ટીંક્ચર આવ આઇયોડાઇન," "સૉલ્યુશન આવ પરકલોરાઇડ આવ આયરન," અથવા "ટીંક્ચર આવ આરનીકા," આ ત્રણમાંથી ગમે તે એક પીચ્છવડે થોડા દહાડા સુધી ચાલુ લગાડવું.

**ઈલાજ ૩ જો.**—"શુગર આવ લેડ"નાં પાણીમાં, થોડું "લૉડેનમ" તથા "કોલોનવૉટર" ભેળીને, તેમાં કપડાંનો કટકો બોળી તે આંગળીઉપર મુકવો, અને રાતદહાડો ભિંજવેલો રાખવો.

**ઈલાજ ૪ થો.**—નખચ્છરવાળાં આંગળાંઉપર "રેઝીન પ્લાસ્ટર"ની પટ્ટી લપેટીને તેઉપર કપડાંની ચીપ બાંધી લેવી.

**ઈલાજ ૫ મો.**—અગરજો આંગળાંની ટોંચ પાકે નહીં, પણ તેમાં ઘણાં દહાડાસુધી દુખાવો થયા કરે, તો તેઉપર "લ્યુનર કૉસ્ટીક" લગાડવું.

**ઈલાજો ૬ ઠો.**—અગરજો આંગળાંમાહે રસી થઇ હોય, તો અલસીનાં આટાનો, બાફેલા કાંદાનો, અથવા ઘઉંનાં આટાની "પોલ્ટીસ"નો ગરમ સેક કરવો, અને તે આંગળું નસ્તરવડે ચીરીને રસી બાહાર કાહાડવી અને ત્યારપછી તેઉપર રૂઝ આવવામાટે સાદા મલમની, અથવા "ઑઇન્ટમેન્ટ આવ રેઝીન"ની આગળી મુકવી.

---

## ઘર.

(એબ્સેસ=Abscess.)

વરમથી શરીરનાં કોઇપણ ભાગમાં રસી જમાવ થાયછે, તેને ઘર કહેછે.

**ઈલાજો.**—"રૂહબાર્બ"નો, અથવા એરંડીયાં તેલનો હલકો જુલાબ લેવો. અગરજો ઘર વધારે મોટું થતું જાય, તો જ્યાંસુધી તેનીઉપર અણી થાય, અને નસ્તરવડે ફોડવાનેલાયકનું થાય, ત્યાંસુધી તેને હાથ લગાડવો નહીં, તેને દાબવું અથવા ચુંથવું નહીં. તે ભાગઉપર "ફ્લાનેલ"નો ગરમ સેક કરવો, અને અળસીનાં આટાની, અથવા પાંઉની "પોલ્ટીસ" કરી તેઉપર મુકવી. "પોલ્ટીસ"ને દર છથી આઠ કલાકે બદલ્યા કરવી, અને થોડા દહાડાસુધી એમ બાંધવી ચાલુ રાખવી. જ્યારે ઘર પાકીને ફુટે, અને તેમાંથી રસી વગર અડચણે છુટથી જાય ત્યારે એક પાતળી સળીને છેડે ઝીણું કપડું વિટાળી તેને "સેલેડ"નાં તેલમાં ભિંજવીને તે કપડાંને સળીની મારફતે ગુમડાંનાં છેદમાં મુકવું, અને દહાડામાં એકથી બેવાર તે બદલવું, ત્યારપછી તેઉપર લુગડાંનો પાટો બાંધવો, અથવા "રેઝીન" પ્લાસ્ટર"ની પટ્ટી તેની આસપાસ મુકવી. રૂજાયાપછી શક્તિ આવે એવી દવાઓ લેવી, જેવીકે કરિયાતાંનું ઉકાળેલું પાણી, અથવા ૧૦ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ" પાણીમાં ભેળીને, દહાડામાં ત્રણવાર પીવું. જ્યારે ઘર થયું હોય, ત્યારે દરદીએ સાદો અને શક્તિવાળો ખોરાક લેવો, જેવોકે દુધ, ઇંડાં, સેરવો, વગેરે, અગરજો અગત્યજેવું જણાય, એટલે નબળાઇ થઇ હોય, તો "વાઇન" અથવા "બ્રાંડી" પીવો.

ઘણીવાર ઘર દરદીને ઘણું દુઃખ દેછે, અને એકવાર શરીરઉપર એક જગ્યાએ સાફ થઇ કોઇ બીજીજ જગ્યાએ દેખાવ દેછે, અને આપ્રમાણે જુદીજુદી જગ્યાએ એકથી ઘણાં અને ઉંડાં ઘરો થાયછે, અને સાફ થતાં નથી, જેથી દરદી અતિશય દુઃખી થઇ કેટલીકવાર મરણ પામેછે. માંટે એને નજીવું ધારી બેદરકારીથી ભુલી જવું જોઇએ નહીં. એને અંગ્રેજીમાં "પાઇમીઆ" (Pyœmia) કરી કેહેછે, અને એ ઘણું ભયંકર દરદછે.

**સબબ.**—શરીરમાંનું લોહી બગડયાથી, અથવા નબળાઇથી, અને ઘણુંકરીને ઘડપણનેલીધે આ દરદ થાયછે.

**ઈલાજો.**—૧ ડ્રામ "ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ," તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પીવું.

હવા ફેર કરવી. અગત્ય કરીને "બ્રાંડી," ઇંડાં, અને સાકર, આ ત્રણેને મેળવીને તે પીવું, તથા તેવોજ બીજો શક્તિવાળો ખોરાક તથા દવા લેવી.

---

# ગુમડાં.

(બૉઈલ્સ=Boils.)

**ઈલાજો.**—જેઓને વારંવાર ગુમડાં થતાં હોય, તેઓએ મધ્યમસર ખોરાક લેવો, કસરત કરવી, તથા ખુલ્લી હવામાં ફરવું. પેહેલાં ગુમડાંઉપર જળો મુકવી, અને તેઉપર અળસીની "પોલ્ટીસ" મુકયા કરવી. ગુમડાં પાકે ત્યારે નસ્તર મારવું અને પેટ સાફ આવેએમ કરવું, અને તેટલામાંટે જુલાબ લેવો. વધારે સારો ઉપાયતો એછે કે ગુમડું દેખાતાંજ તરત થોડું "એક્સટ્રેક્ટ આવ ઓપીયમ," પાણીમાં ડોહવીને તે જાડુંજાડું ગુમડાંઉપર લગાડવું, અને તે સુકાયાપછી ત્રણથી ચાર કલાક વિત્યાકેડે વારંવાર લગાડયા કરવું. આપ્રમાણે કર્યાથી સોજો ચોવીસ કલાકમાં તદન ઉતરી જશે. ત્યારપછી પારો, અફીણ, અને સાબુ, આ ત્રણેને સરખે ભાગે મેળવીને તેની એક આગળી બનાવી, તેનીવચ્ચે એક છેદ પાડીને તે ગુમડાંઉપર મુકવી, અથવા "ટીંકચર આવ આઇયોડાઇન" લગાડવું, અથવા કાળા મલમની આગળી મુકવી.

અગરજો તાવ હોય, અને ઝાડો કબજ હોય, તો "એપસમ સૉલ્ટ"નો જુલાબ લેવો, અને ઝાડો સાફ આવ્યાપછી શક્તિ રેહે, એટલામાંટે નીચે જણાવેલી દવાઓ મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે પીવી, અને એજ દવા પાંચથી સાત દહાડાસુધી ચાલુ રાખવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ. | મીનીમ | ૬૦ | સાકરનો શીરો ...... | આઉંસ | ૧॥ |
| સલફેટ આવ કુઇનીયા .... | ગ્રેન | ૮ | પાણી ............ | આઉંસ | ૮॥ |

ગુમડાં નિકળ્યાની શુરૂઆતમાંજ જો "કેમ્ફરેટેડ આલકોહૉલ" લગાડયો હોય, તો ગુમડાં બેસી જઇને ઘણો ગુણ થાયછે. ગુમડાંને જલદીથી પાકવવામાંટે

ગાભડી ડાકટરો નીચે જણાવેલા મલમોમાંની જેતે એક મલમની આગરી બનાવીને ગુમડાં ઉપર લગાડેછે, જેને કાલો તથા લાલ મલમ કરી કેહેછે.

**કાલો મલમ બનાવવાની રીતી**—સીડુંર તથા મીઠું તેલ સરખે ભાગે લઇને જયાંવેર કાળા રંગવાલો થાએ ત્યાંવેર ગરમ કરવો. પછી તેમાં થોડો કપુર તથા પીળું મીણુ નાખીને, ખુબ હીલવવું. **લાલ મલમ બનાવવાની રીતી**—૧ ભાગ કપુર, ૨ ભાગ મીણ, ૧૦ ભાગ સીડુંર, તથા ૨૦ ભાગ મીઠું તેલ. પેહેલે સીડુંરનો બારીક ભુકો કરી, મીઠાં તેલમાં મેળવીને ૧ થી ૨ મીનીટ ચુલા ઉપર મુકવું અને એ મેળવણી લાલ રંગ પકડે, કે તેમાં કપુર તથા મીણ મેળવીને ખુબ હીલવવું, અને સઘળું એકરસ થાએ કે ઉતારી પાડવું.

---

# દરાઝ.

(રીન્ગ-ઉવર્મ=Ring-worm.)

**નીશાની.**—દરાઝ એ એક જાતનું ચામડીનું દરદછે, જે શરીરનાં કોઇપણ ભાગની ચામડીઉપર ગોળ કુંડાળાનાં આકારમાં થાયછે. એમાં ઝીણાં પાણીથી-ભરેલા દાણાંઓ ચામડીઉપર થાયછે, અને તેમાં પુશ્કળ કીડ લાગેછે. અને જો તેનો ઉપાય તરત કીધો નહીં હોય, તો તે ઘણી ઉતાવળી ફેલાઇ જાયછે.

**ઈલાજ ૧ લો.**—જલદ સરકામાં કપડું બોળીને તે દરાઝઉપર લગાડવું.

**ઈલાજ ૨ જો.**—"એસેટીક આસીડ"માં કપડાંનો કટકો બોળીને તે લગાડવું.

**ઈલાજ ૩ જો.**—"જોઆ પાઉડર"ને, "બ્રાંડી" અથવા "કોલોનવૉટર"માં બોળીને તે દરાઝઉપર મસળવો.

**ઈલાજ ૪ થો.**—૨ ડ્રામ "કારબૉનેટ આવ પૉટાશ," તથા ૮ આઉંસ "રોઝ વાટર", આ બંધેને મેળવીને તે દરાઝઉપર લગાડવું.

**ઈલાજ ૫ મો.**—અગરજો માથાંઉપર દરાઝ થઇ હોય, તો ૧ આઉંસ "સલફયુરસ આસીડ," તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાં કપડાંનો કટકો ભિંજવીને તે મુકવો.

**ઈલાજ ૬ ઠો.**—"ટીંકચર આવ આઇયોડાઇન" દરાઝઉપર પિચ્છવડે લગાડવું.

**ઈલાજ ૭ મો.**—૧ ડ્રામ "ટીંકચર આવ આઇયોડાઇન," તથા ૧ આઉંસ "પેટ્રોલીયમ ઑઇલ," આ બંધેને મેળવીને તે પિચ્છવડે દરાઝઉપર લગાડવું, અને ત્યારપછી તે ઉપર "ઑઇન્ટમેન્ટ આવ એમોનીએટેડ મરકયુરી" ચોપડવું.

**ઈલાજ ૮ મો.**—"સાઇટ્રીન ઑઇન્ટમેન્ટ" દરાઝઉપર ચોપડવું.

**ઈલાજ ૯ મો.**—"સ્ટીપ્ટીક કૉલૉઇડ" દરાઝઉપર પિચ્છવડે લગાડવું.

**ઈલાજ ૧૦ મો.**—ટાર ડ્રામ ૧—ઑઇલ આવ જુનીપર ડ્રામ ૧—એમોનીએટેડ મરકયુરી ડ્રામ ૧—બેનઝોએટેડ લાર્ડ આઉંસ ના.

આ સઘળાંને મેળવીને તે દરાઝઉપર લગાડવું.

ઈલાજ ૧૧ મો.—ક્રીઓસોટ .............. ડ્રામ ૧
સૉલ્યુશન આવ એમોનીયા .... ડ્રામ ૧
ઑલીવ ઑઈલ .......... ડ્રામ ૪

આ સઘળાંને મેળવીને તેમાં કપડું બોળી તે દરાઝઉપર લગાડવું.

**ઈલાજ ૧૨ મો.**—ાા આઉંસ "હાઈપોસલફાઈટ આવ સોડા," તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાં કપડું બોળી તે દરાઝઉપર મુકવું.

**ઈલાજ ૧૩ મો.**—કોકમનું તેલ આઉંસ ાા—મીણુ આઉંસ ાા—જમાલગોટાનું તેલ આઉંસ ાા.

આ સઘળાંને મેળવીને, તેની લાકડીજેવી બનાવી તે દરાઝઉપર ઘસવી.

ઈલાજ ૧૪ મો.- કોરોસાવ સબ્લીમેટ ...... ગ્રેન ૬
ક્રીઓસોટ ............ મીનીમ ૨૦
ઑઈન્ટમૅન્ટ આવ સલ્ફ઼રમેસીટી. આઉંસ ૧

આ સઘળાંને મેળવીને તે દરાઝઉપર ચોપડવું.

**ચેતવણી.—આ ઈલાજ ડાકટરને પુછીને અજમાવવો.**

**ઈલાજ ૧૫ મો.** ટંકણખાર ડ્રામ ૨—સરકો આઉંસ ૪.

આ બંધેને ગજકરણનાં પાંદડાંનાં રસમાં મેળવીને તે દરાઝઉપર લગાડવું.

**ઈલાજ ૧૬ મો.**—કેમફર ગ્રેન ૩૦—કારબૉનેટ આવ પૉટાશ ડ્રામ ૧—કારબૉલીક આસીડ મીનીમ ૪૦—ઑઈન્ટમૅન્ટ આવ સલ્ફ઼ર આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને તે દરાઝઉપર સવારસાંઝ ચોપડવું.

**ઈલાજ ૧૭ મો.**—સલ્ફ઼ેટ આવ ઝીંક ડ્રામ ાા—શુગર આવ લેડ ગ્રેન ૧૫—પાણી આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને તેથી દરાઝવાળો ભાગ સવારસાંઝ ધોવો.

**ઈલાજ ૧૮ મો.**—અગરજો જાંગનાં કાતરામાં, અથવા પિસાબની ગોળી ઉપર દરાઝ થઈ હોય, તો ૧ ડ્રામ ટંકણખાર, તથા ૧ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તે દરાઝઉપર ચોપડવું.

**ઈલાજ ૧૯ મો.**—કપુર, ફટકી, ગંધક, તથા કાથો, આ ચારે સરખેભાગે લેઈને લીંબુનાં રસમાં મેળવવું, અને તે દરાઝઉપર ચોપડવું.

**ઈલાજ ૨૦ મો.**—એરંડીનાં બિઆં, એળીઓ, તથા સાજીખાર, આ ત્રણે સરખે ભાગે લેઈને, લીંબુનાં રસમાં મેળવવું, અને તે દરાઝઉપર ચોપડવું.

**ઈલાજો ૨૧ માં.**—બોડારસંગને સરકામાં ઘસીને તે દરાઝઉપર ચોપડવી.

દરાઝ થતી હોય, તેવા દરદીએ અવારનવાર "રૂહબાબ"નો જુલાબ લેવો. અથવા પાપડખાર, તથા ટંકણખાર બે ભાગ, ચુનો ૧ ભાગ, લસન ૧ ભાગ, ગંધકના ફુલ ૪ ભાગ, એ પાંચેને છુંદીને, લીંબુના રસમાં મેળવીને લગાડવું.

---

# કંમરઉપર થતી એક જાતની કીડ.

(હુરપીસ, ઑર શીનગલસ=Herpes, or Shingles.)

**નીશાની.**—આ દરદમાં પ્રથમ કંમરની ચામડી સુજીને રાતી થાયછે, અને તેઉપર "બ્લીસ્ટર"નાંજેવા છાગલાઓ ગોળ કુંડાળાનાં આકારમાં પડેલા જણાયછે, તેમાં કીડ ઘણી લાગેછે, તથા અગન બળેછે. આ છાગલાઓમાં પેહેલાં પાણીજેવો પ્રવાહી પદાર્થ હોયછે, જે ધીમેધીમે જાડો થતો જાયછે, અને છેલ્લે તે સુકાઇને છાગલાની જગ્યાએ પોપડો બંધાયછે. આ દરદ કોઈવેળા કંમર ઉપરાંત માથાં ઉપર, સ્રીનાં છુપા ભાગોઉપર, તથા હાથોઉપર પણ થાયછે.

**ઈલાજો ૧ લા.**—"સીડલીટઝ પાઉડર"નો, અથવા "એપસમ સૉલ્ટ" અને સુનામખીનો એક જુલાબ લેવો, તથા ૮ આઉંસ "ડાઇલ્યુટેડ સૉલ્યુશન આવ સબ એસીટેટ આવ લેડ" અને ‌‌oll આઉંસ "રેક્ટીફાઇડ સ્પીરીટ" આ બંધેને મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે દરદવાળા ભાગઉપર મુકવો, અને તે રાતદહાડો ભિનોનેભિનો રાખવો.

**ઈલાજ ૨ જો.**—બોરેક્સ ડ્રામ ૨—લૉડેનમ ડ્રામ ૧—પાણી આઉંસ ૮.

આ સઘળાંને મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે દરદવાળા ભાગઉપર મુકવો.

**ઈલાજ ૩ જો.**—"ઑઇન્ટમેન્ટ આવ ઝીંક"ની આગળી બનાવીને તે દરદવાળા ભાગઉપર મુકવી.

---

# ખીલ.

(પીમ્પલસ=Pimples.)

**સબબ.**—શરીરનાં જુદાજુદા ભાગોઉપર ખીલ થાયછે, જેથી શરીર કદરૂપું થઇ જાયછે. ખીલ ઘણુંકરીને અજીર્ણથી, ઘણો જલદ "વાઇન," ઇત્યાદિ બીજો દારૂ પીવાથી, નઠારી વસ્તુઓ ખાવાથી, ફરહર નહીં કરતાં પાલીઆનીપઠે આખો દહાડો બેસી રહ્યાથી, નઠારી હવામાં રહ્યાથી, ચામડી સ્વચ્છ નહીં રાખ્યાથી, અને ઝાડો કબજ થવાથી થાયછે.

**ઈલાજો ૧ લા.**—સોજું તથા હલકું ખાણું ખાવું, દારૂ પીવો નહીં, કસરત કરવી, ચોખ્ખી હવામાં રેહેવું, દરરોજ નાહીને ચામડી સ્વચ્છ રાખવી, તથા અવારનવાર "સીડલીટઝ પાઉડર," અથવા એરંડીયાં તેલનો જુલાબ લેવો.

**ઈલાજ ૨ જો.**—૧૦ થી ૧૫ ગ્રેન ગંધકનાં ફુલ, દહાડામાં બેથી ત્રણવાર પાણીસાથે ફાકવાં અથવા ૫ ગ્રેન "હાઇપોફૉસફાઇટ આવ કૅલસીયમ" મોટી ઉમરનાએ સાકરના શીરામાં દહાડામાં ત્રણ વખત ફાકવું અથવા ૧/૧૦ ગ્રેન "સલફાઇડ આવ કેલશીયમ"ની અકેકી ગોળી દહાડામાં ત્રણ વખત પાણીમાં ગલવી.

**ઈલાજ ૩ જો.**—ઘણાંસરખા કપુરને "આલકોહૉલ"માં મેળવીને, જયાંસુધી અગન બળે, ત્યાંસુધી તે દહાડામાં બેથી ત્રણવાર ખીલઉપર લગાડવો, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવું.

**ઈલાજ ૪ થો.**—"મીલ્ક આવ રોઝ" ખીલઉપર લગાડવું.

**ઈલાજો ૫ માં.**—મરઘીનાં ઇડાંનાં કોટલાં, અથવા મરઘીનાં હાડકાં બાળીને સરકામાં મેળવીને તે, દરાખનાં ઝાડનું લાકડું બાળીને તેની રાખ સરકામાં મેળવીને તે, અથવા કડવા વાલનો અથવા જવનો આટો સરકામાં મેળવીને તે ખીલઉપર ચોપડવો.

**ઈલાજ ૬ ઠો.**—ટંકણખાર ગ્રેન ૧૫—સાકર ડ્રામ ૦॥—લીંબુનો રસ આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને તે ખીલઉપર લગાડવું.

**ઈલાજ ૭ મો.**—

| | | |
|---|---|---|
| ક્લોરાઈડ આવ એમોનીયમ.. | ડ્રામ | ૧ |
| સ્પીરીટ આવ લૅવેન્ડર...... | ડ્રામ | ૨ |
| પાણી................ | આઉંસ | ૨૦ |

આ સઘળાંને મેળવીને, તેમાં વાદળું બોળી તેવડે દહાડામાં ત્રણવાર ખીલઉપર લગાડવું.

**ઈલાજ ૮ મો.**—હાઇડ્રોક્લોરીક આસીડ ડ્રામ ૧—રેક્ટીફાઈડ સ્પીરીટ આઉંસ ૧—પાણી આઉંસ ૮.

આ સઘળાંને મેળવીને તે ખીલઉપર લગાડવું.

**ઈલાજ ૯ મો.**—સાઇટ્રાન ઑઇન્ટિમેન્ટ ડ્રામ ૧—સીમ્પલ ઑઇન્ટિમેન્ટ ડ્રામ ૭—ગુલાબનું અત્તર ટીપાં ૩.

આ સઘળાંને મેળવીને તે ખીલઉપર લગાડવું.

**ઈલાજો ૧૦ માં.**—૧ આઉંસ ગુલાબનાં ફુલ, તથા ૨૦ આઉંસ ગરમ પાણી, આ બંધેને ઉકાળીને, આસરે ૧૦ આઉંસજેટલું રેહે, કે તેમાં ૩૦ ગ્રેન "સાઇટ્રીક આસીડ" પિગળાવવું, અને ત્યારપછી તે સઘળાંને ગાળીને તે ખીલ ઉપર લગાડવું, અથવા ૧ ડ્રામ "પ્રીપેર્ડ કૅલેમાઇન" અથવા ૨૦ ગ્રેન "ક્રીસેરોબીન" તથા ૧ આઉંસ "બેનઝોએટેડ લાર્ડ" મેલવીને લગાડવું.

**ઈલાજ ૧૧ મો.**—મિઠું તેલ, અથવા "સેલેડ"નું તેલ, તથા ચુનાનું પાણી, આ બંધેને સરખે ભાગે મેળવીને તે ખીલઉપર લગાડવું.

**ઈલાજો ૧૨ માં.**—મિઠાં તેલમાં, અથવા "સેલેડ"નાં તેલમાં થોડાં ટીપાં "સાલ વૉલેટાઇલ" નાખીને તે ખીલઉપર લગાડવું, અથવા

| | | |
|---|---|---|
| કૉરોસીવ સબ્લીમેટ.......... | ગ્રેન | ૬ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોક્લોરીક આસીડ.. | ડ્રામ | ૧ |
| આલકોહૉલ.............. | આઉંસ | ૨ |
| રોઝ વૉટર.............. | આઉંસ | ૨ |
| ગ્લીસરાઇન.............. | આઉંસ | ૧ |
| પાણી................ | આઉંસ | ૮ |

આ સઘળાંને મેળવીને દર રાતના સુતી વખતે થોડું થોડું લગાડવું, અને સવારના પાણીથી ધોઇ નાખવું.

**ઈલાજ ૧૩ મો.**—મજાઈ આઉંસ ૧—ફટકી આઉંસ ૦॥—ખાંડ દ્રામ ૧—લીંબુનો રસ અથવા બ્રાંડી અથવા કોલોન વૉટર આઉંસ ૧—તાજું દુધ આઉંસ ૮.

આ સઘળાંને ગરમકરીને તે ખીલઉપર લગાડવું.

**ઈલાજો ૧૪ માં.**—સરકો, લીંબુનો રસ, અથવા ધાતુનાં નરમ તેજાબો, પાણીમાં ભેળીને તે ખીલઉપર લગાડવા.

**ઈલાજો ૧૫ માં.**—"કોલોનવૉટર," અથવા "સ્પીરીટ આવ વાઇન"-માં, થોડાં ટીપાં "ઑઇલ આવ રોઝમેરી" નાખીને તે ખીલઉપર ચોપડવું.

**ઈલાજ ૧૬ મો.**—૧ દ્રામ કડવી બદામનો રસ, તથા ૧ આઉંસ "ગ્લીસરાઇન," આ બંધેને મેળવીને તે ખીલઉપર લગાડવું.

**ઈલાજ ૧૭ મો.**—૧ આઉંસ "ઑલીવ ઑઇલ," તથા ૧ દ્રામ ઉજળું મીણ, આ બંધેને મેળવીને તેને તાવવું, અને ત્યારપછી તેમાં ૧ દ્રામ "કારબૉનેટ આવ પૉટાશ" નાખીને તેને સારીપઠે મેળવીને તે ખીલઉપર ચોપડવું.

**ઈલાજ ૧૮ મો.**—૦॥ દ્રામ "સલફેટ આવ ઝીંક," તથા ૨૦ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાંથી થોડું લઇને તે ગરમ કરવું, અને ત્યાર-પછી તેમાં કપડાંનો કટકો બોળી તે ખીલઉપર ફેરવવો.

**ઈલાજ ૧૯ મો.**—૧૦ ગ્રેન "કારબૉનેટ આવ મેગનીશીયા," તથા ૧૦ ગ્રેન ગંધકનાં ફુલ, આ બંધેને મેળવીને, દહાડામાં ત્રણવાર ફાકવાં, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવાં.

પ્રથમ લોહી સુધારવામાંટે "સારસાપેરીલા" પીવું, અને ત્યારપછી ઉપર જણાવેલા ઇલાજોમાંહેથી ગમેતે અજમાવવા.

---

## આંટણ.

(કૉર્ન્સ, ઑર બનીયન્સ=Corns, or Bunions.)

**સબબ.**—તંગ જોડા અથવા બુટ પેહેરવાથી પગ દંખવાયછે, અને તેઉપર આંટણ પડેછે.

**ઈલાજો ૧ લા.**—જોડા અથવા બુટ ઢીલાં પેહેરવાં, અને જો ઘણું દુખે, તો એકથી બે જળો આંટણઉપર મુકવી, ગરમ સેક કરવો, અને અળસીની "પોલ્ટીસ" મુકવી.

**ઈલાજો ૨ જા.**—અગરજો આંટણ ઘણું દુખતું નહીં હોય, તો જળો મુકવાની અગત્ય નથી, માત્ર ૧ દ્રામ "આઇયોડાઇડ આવ પૉટાશીયમ," અને ૧ આઉંસ "સીમ્પલ ઑઇન્ટમૅન્ટ," આ બંધેને મેળવીને તે, અથવા "ટીંકચર આવ આઇયોડાઇન" આંટણઉપર લગાડવું.

**ઈલાજ ૩ જો.**—નવસાગરનું જલ્લદ અને ઘાડું પાણી બનાવીને, તેમાં કપડું બોળી આંટણઉપર મુકવું, અને તે ભિનુંનેભિનું રાખવું.

**ઈલાજ ૪ થો.**—આંટણવાળો પગ આસરે ૨૦ મીનીટસુધી ગરમ પાણીમાં બોળી રાખવો, અને ત્યારપછી ધારવાળી છરીથી આંટણને કાપી કાહાડીને તે ભાગનીઉપર "ગાલબેનમ પ્લાસ્ટર"ને પાતળાં ચામડાંઉપર પાંથરીને તેની આગળી બનાવીને તે પંદર દહાડાસુધી દરરોજ મુકયા કરવી. ત્યારપછી આંટણવાળો પગ પાછો ગરમ પાણીમાં બોળી આંટણને ફરીથી કાપી નાખવો, અને બીજું "પ્લાસ્ટર" મુકવું. આપ્રમાણે આંટણ સાફ થઈ જાય, ત્યાંસુધી કર્યા કરવું.

**ઈલાજો ૫ માં.**—ઉપર જણાવ્યાપ્રમાણે પગ ગરમ પાણીમાં બોળીને આંટણ કાપ્યાપછી "લ્યુનર કૉસ્ટીક" તેઉપર લગાડવું, અથવા "નાઈટ્રીક આસીડ"નાં ટીપાં સળીવડે તેઉપર મુકવાં, અથવા "કૉસ્ટીક પૉટાશ" લગાડવું.

**ઈલાજ ૬ ઠો.**—૧ આઉંસ "બાઈકારબૉનેટ આવ સોડા"ને, ૦॥ આઉંસ ચરબીમાં મેળવી, તેની આગળી બનાવી તે આંટણઉપર મુકવી, અને આંટણની બાહારની કોર બેથી ત્રણ દહાડે કાપતા રેહેવું.

**ઈલાજ ૭ મો.**—ટીંક્ચર આવ આયોડાઈન.......... ડ્રામ ૪
આયોડાઈડ આવ આયરન ........ ગ્રેન ૬૦
સૉલ્યુશન આવ ક્લોરાઈડ આવ એન્ટીમની. ડ્રામ ૪

આ સઘળાંને મેળવીને તે આંટણ કાપી કાહાડવાપછી પિચ્છવડે તેઉપર લગાડવું.

**ઈલાજ ૮ મો.**—બાળેલું મિઠું તેલ દરરાત્રે આંટણઉપર લગાડવું.

**ઈલાજ ૯ મો.**—૪ ડ્રામ "એમોનીએક," તથા ૪ ડ્રામ મીણ, આ બંધેને તાવીને તેમાં ૧॥ ડ્રામ મોરથુથુ નાખવું, અને તે સઘળાંને સારીપઠે મેળવીને તે ચામડાંઉપર પાંથરીને તેની આગળી બનાવી તે આંટણઉપર મુકવી.

**ઈલાજ ૧૦ મો.**—આંટણને કાપી કાહાડીને "ક્લોરાઈડ આવ ઝીંક" તેઉપર લગાડવું.

---

## ઉંદરી, અથવા માથાંઉપરનો કોહોવાટ.

(ફેવસ=Favus.)

**નીશાની.**—પેહેલાં પિળા રંગનાં ઝીણાં ડાગો અથવા છાંટો માથાંઉપર દેખાયછે, અને કોઈવેળા તેઓ સઘળા સાથે મળી જઈને ઝુમખા થઈ જાયછે, અને તેના પોપડા બંધાયછે, અને કોઈવેળા છુટાછુટા દેખાયછે. આ પોપડાની-નિચ્ચે અથવા પાસે પરૂંસાથનાં મોટા દાણાંઓ જણાયછે, અને આ દાણાંઓમાંથી ચિકણું પાણી, તથા પરૂં વેહેછે, તથા બાલ વળગી જાયછે. આ રોગ બાલમાં પંથરાઈ જાયછે, અને જો તેનો ઈલાજ નહીં કર્યો હોય, તો આખા માથાંની સપાટીઉપર ફેલાઈ જાયછે, અને છેલ્લે પોપડાઓનીનિચ્ચે ચાઠાં પડી તેમાં ઝીણાં

જીવડાઓ પડેછે. ઘણુંકરીને આ રોગ બચ્ચાંને થાયછે. આ રોગનો ચેપ બીજાને લાગવાથી તે ઉડેછે, માંટે તેથી સંભાળ રાખવી જોઇએછે.

**ઈલાજ ૧ લો.**—ઝીણી હીમજી હરડે ઘીમાં તળીને તેનો ભુકો કરી તે માથાંઉપર લગાડવો.

**ઈલાજ ૨ જો.**—માથું બોડાવીને તેઉપર સવારસાંઝ "ઑઇન્ટમૅન્ટ આવ નાઇટ્રેટ આવ મરકયુરી" લગાડવું, અને ૪ ગ્રેન "કેલસાઇન્ડ મેગનીશીયા" અઠવાડીયાંમાં ત્રણવાર, મધમાં મેળવીને ચટાડવું. બચ્ચાંને સારો, સોજો ખોરાક આપવો, અને સુક્કી માછલી, અથવા નિમકમાં આથેલું ગોસ કદી પણ ખવાડવું નહીં. અગરજો "ઑઇન્ટમૅન્ટ આવ નાઇટ્રેટ આવ મરકયુરી"થી ઘણી આગ બળે, તો "ડાઇલ્યુટેડ ઑઇન્ટમૅન્ટ આવ નાઇટ્રેટ આવ મરકયુરી" લગાડવું.

| | | |
|---|---|---|
| **ઈલાજ ૩ જો.**—ક્રીઓસોટ.............. | ડ્રામ | ૧ |
| સબ્લાઇમ્ડ સલફર ........ | ડ્રામ | ૧ |
| ઑઇન્ટમૅન્ટ આવ સ્પરમેસીટી.. | ડ્રામ | ૪ |
| ઑઇન્ટમૅન્ટ આવ ટાર .... | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને તે માથાંઉપર લગાડવું.

**ઈલાજ ૪ થો.**—ગંધક અથવા સુરોખારનાં તેજાબો, પાણીમાં ભેળીને, તેમાં કપડું બોળીને તે માથાંઉપર મુકવા. પણ જો અગન ઘણી બળે તો તે બંધ કરવું.

**ઈલાજ ૫ મો.**—"ટાર," "ગ્લીસરાઇન," અને "સ્પીરીટ આવ વાઇન," આ ત્રણે થોડુંથોડું મેળવીને તે પિચ્છવડે માથાંઉપર લગાડવું.

**ઈલાજો ૬ ઠા.**—"એસેટીક આસીડ" માથાંઉપર લગાડવું, અથવા ૨૦ ગ્રેન "સેલીસીલીક આસીડ," ૧ ડ્રામ "ઑકસાઇડ આવ ઝીંક," ૪ ડ્રામ "સ્ટાર્ચ," તથા ૧ આઉંસ "પીત્રોલીયમ ઑઇન્ટમૅન્ટ," આ સઘળાંને મેળવીને તે ચોપડવું.

| | | |
|---|---|---|
| **ઈલાજો ૭ માં.**—સલફેટ આવ પૉટાશ ...... | ડ્રામ | ૩ |
| હાર્ડ સોપ............... | ડ્રામ | ૧॥ |
| સ્પીરીટ આવ વાઇન ..... | ડ્રામ | ૨ |
| સૉલ્યુશન આવ લાઇમ...... | આઉંસ | ૭॥ |

આ સઘળાંને સારીપઠે મેળવીને તેથી માથાંનો ઉંદરીવાળો ભાગ સવારસાંઝ ધોવો, અથવા ૨૦ ગ્રેન "સેલીસીલીક આસીડ," ૧ ડ્રામ "કમપાઉંડ ટીંકચર આવ બેનઝોઇન," તથા ૧ આઉંસ "વૅસેલાઇન," આ ત્રણેને મેળવી, લગાડવું.

| | | |
|---|---|---|
| **ઈલાજ ૮ મો.**—સબ્લાઇમ્ડ સલફર ........ | ડ્રામ | ૧ |
| એમોનીએટેડ મરકયુરી .... | ડ્રામ | ૨ |
| કારબૉલીક આસીડ........ | ડ્રામ | ૧ |
| ઑઇન્ટમૅન્ટ આવ સ્પરમેસીટી.. | આઉંસ | ૧ |

આ સઘળાંને મેળવીને તે માથાંઉપર લગાડવું.

**ઈલાજ ૯ મો.**—૧૦ ગ્રેન "ઑક્ઝેલીક આસીડ," ૧ આઉંસ પાણીમાં મેળીને, તેમાં કપડું બોળી તે માથાંનાં ઉંદરીવાળા ભાગ ઉપર મુકવું.

**ચેતવણી.—આ દવા ઝેરીછે, માટે તેની સંભાળ રાખવી.**

**ઈલાજ ૧૦ મો.**—અગરજો કીડ અતિશય લાગતી હોય, તો ૦૧ આઉંસ "આઇયોડાઇન," તથા ૧ આઉંસ "હાઇડ્રટ આવ ક્લોરલ" આ બંધેને ખલમાં વાટીને, તેમાં ૧ દ્રામ ચોખ્ખી "કારબૉલીક આસીડ" ગરમ કરીને મેળવવી, અને આ મેળવણી ઉંદરીવાળા ભાગઉપર પિંચ્છવડે લગાડવી.

**ઈલાજો ૧૧ માં.**—૦ાા આઉંસ "હાઇપોસલફાઇટ આવ સોડા," તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે ઉંદરીવાળા ભાગઉપર મુકવો, અથવા ૦ાા દ્રામ "સબ્લાઇમ્ડ સલફર," ૨૦ ગ્રેન "આઇયોડોફૉર્મ," તથા ૦ાા આઉંસ "સીમ્પલ ઑઇન્ટમેંન્ટ," આ ત્રણેને મેળવી ચોપડવું.

**ઈલાજ ૧૨ મો.**—૧ આઉંસ "સલફ્યુરસ આસીડ," તથા ૪ થી ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે ઉંદરીવાળા ભાગઉપર મુકવો.

**ઈલાજો ૧૩ માં.**—"ટીંકચર આવ આઇયોડાઇન," અથવા ૧ દ્રામ "આઇયોડાઇન," તથા ૧ આઉંસ "પેટ્રોલીયમ" તેલ, આ બંધેને મેળવીને તે માથાંઉપર પિંચ્છવડે લગાડવું.

---

## કીડ.

(**ઈટચ, ઑર સ્કેબીસ**=Itch, or Scabies.)

**નીશાની તથા સબબ.**—કીડ એક જાતનું ચામડીનું દરદ છે. આ દરદમાં એક જાતનાં ઝીણાં જીવડાઓ ચામડીમાં ઉત્પન્ન થવાથી તેમાં અતિશય કીડ લાગેછે. એ ઘણુંકરીને હાથનાં આંગળાંઓનીવચ્ચે થાયછે.

**ઈલાજ ૧ લો.**—ગરમ પાણીમાં ગંધક નાખીને, તેમાં કીડવાળો ભાગ બોળી રાખવો.

**ઈલાજ ૨ જો.**—૨ દ્રામ ગંધકનાં ફુલ, તથા ૧ આઉંસ મીણનો સાદો મલમ, આ બંધેને મેળવીને તે કીડવાળા ભાગઉપર ચોપડવું.

**ઈલાજ ૩ જો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને તે કીડવાળા ભાગઉપર સવારસાંઝ લગાડવી, અને પાછી સવારે "કારબૉલીક આસીડ સોપ"થી, અને ગરમ પાણીથી ધોઇ નાખવી.

સબ્લાઇમ્ડ સલફર દ્રામ ૨—કારબૉનેટ આવ પૉટાશ દ્રામ ૧—પ્રીપેર્ડ લાર્ડ આઉંસ ૧.

**ઈલાજ ૪ થો.**—સુખડનાં તેલને લીંબુનાં રસમાં અથવા "ઑલીવ ઑઇલ"માં મેળીને તે કીડવાળા ભાગઉપર લગાડવું.

**ઈલાજ ૫ મો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને એક બાટલીમાં ભરી રાખવી, અને જ્યારે અગત્ય જણાય, ત્યારે તેમાંથી થોડી લઇ, તેને ગરમ કરી તે કીડવાળા ભાગઉપર વાંદળાંવડે સવારસાંઝ લગાડવી.

સલફેટ આવ પૉટાશ આઉંસ ૨—સલફ્યુરીક આસીડ ડ્રામ ૨—પાણી આઉંસ ૨૦.

**ઈલાજ ૬ ઠો.**—નીચે જણાવેલી દવાઓ મેળવીને તે કીડવાલા ભાગઉપર પેહેલાં ચોપડવી, અને ત્યારપછી તેઉપર "ઑલીવ ઑઇલ" લગાડવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સૉલ્યુશન આવ એમોનીયા .. | ડ્રામ | ૧॥ | ક્લોરાઇડ આવ સોડીયમ.. | આઉંસ | ૦॥ |
| કેમફર.... .......... | ગ્રેન | ૩૦ | પાણી ............ | આઉંસ | ૨૦ |
| આલકોહૉલ .......... | ડ્રામ | ૧॥ | | | |

**ઈલાજ ૭ મો.**—અગરજો જે માણસને કીડ થઇ હોય, તે નબળા બાંધાનું હોય, તો ગંધકનાં મલમનેબદલે માત્ર "બાલસમ આવ પીરૂ," અથવા "પ્રીપેર્ડ સ્ટોરેક્સ," તથા "ઑલીવ ઑઇલ," આ બંનેને સરખે ભાગે મેળવીને તે કીડવાળા ભાગઉપર લગાડવું.

**ઈલાજ ૮ મો.**—

| | | |
|---|---|---|
| આરસેનીઅસ આસીડ.... | ગ્રેન | ૧ |
| કારબૉનેટ આવ પૉટાશ.... | ગ્રેન | ૧૫ |
| લીનીમેન્ટ આવ સોપ..... | ડ્રામ | ૨ |
| પાણી.... .......... | આઉંસ | ૩ |

આ સઘળાંને મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તેવડે કીડવાળા ભાગઉપર તે લગાડવું.

**ચેતવણી.—આ દવા સોમલનીછે, માટે સંભાળીને લગાડવી.**

**ઈલાજ ૯ મો.**—બોડાગઅંગ તોલો ૧—કપુર તોલો ૧—કલ્લાઇ સફેદો તોલો ૧—ગંધક તોલો ૧—કાથો તોલો ૧.

આ સઘળાંને મિઠાં તેલમાં મેળવીને તે કીડવાળા ભાગઉપર લગાડવું.

**ઈલાજ ૧૦ મો.**—અગરજો ઉપર જણાવેલા ઇલાજોથી કીડ નહીંજ નરમ પડે, તો ગંધકનાં ફુલ, તથા "ક્રીમ આવ ટારટર," આ બંનેને મેળવીને, દહાડામાં ત્રણવાર ફાકવું, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવું.

---

## શેવટ.

(**નેટલ રેશ, ઑર અરટીકેરીઆ**=Nettle Rash, or Urticaria.)

**નીશાની.**—શરીરની આમડીઉપર કવચ લાગવાથી જેમ ડીબાં ઉઠેછે, અને તેમાં પુષ્કળ કીડ લાગેછે, તેમ આ દરદમાં પણ રાતાં અથવા ઉજળાં ડીબાં શરીરઉપર ઉઠીને તેમાં પુષ્કળ અગન બળેછે, કીડ લાગેછે, તથા વવળાટ થાયછે.

**સબબ.**—આ દરદ મુખ્યકરીને નઠારો ખોરાક, જેવોકે ઘણાં દહાડાનું વાસી વેલાતી પનીર, કાચબા, ડુક્કરનું ગોસ, વગેરે ખાધાથી થાયછે. વળી કોઇવેળા કેટલીક દવાઓ, જેવીકે "બાલસમ આવ કોપેબા," "બ્રોમાઇડ આવ

પૉટાશીયમ," "ટરપીનટાઇન," "હેનબેન," ઇત્યાદિ પીધાથી પણ આ દરદ થાયછે. કોઈવેળા ઘણી થાક લાગ્યાથી, ઘણું કામકાજ કર્યાથી, ડાંસ, માકડ, મોટી માંખો, વગેરેનાં ડંખ લાગ્યાથી, હાંફણ, અથવા સંધિવા થવાથી, અથવા કવચ શરીરને લાગીને ચામડીસાથે ઘસાવાથી આ દરદ થાયછે. –

**ઈલાજો ૧ લો.**—૫ ગ્રેન "બ્લુ પીલ," રાત્ર સુતીવેળા ગળવી, અને તેને બીજે દિવસે સવારનાં મળસકામાં સુનામખી તથા "એપસમ સૉલ્ટ"નો એક હલકો જુલાબ લેવો. આપ્રમાણે દર આંતરે થોડા દહાડાસુધી ચાલુ કર્યા કરવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે જે જગ્યા-ઉપર ચીડ લાગતી હોય, ત્યાં લગાડવી.

| | |
|---|---|
| ગ્લીસરાઇન.......................... | આઉંસ ૧ |
| ડાઇલ્યુટેડ હાઇડ્રોસ્યાએનીક આસીડ............ | ડ્રામ ૧ થી ૨ |
| ડાઇલ્યુટેડ સૉલ્યુશન આવ સબએસીટેટ આવ લેડ.. | આઉંસ ૬ |

**ઈલાજો ૨ જો.**—અગરજો નઠારો ખોરાક ખાધાથી આ દરદ થયું હોય, તો ઉલટી આવે એવી દવાઓ લેવી, જેવીકે ૨૦ ગ્રેન "ઇપીકાક્યુઆના પાઉડર," અથવા ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક" અથવા ૨ થી ૪ ચમચી નિમક, પાણી-સાથે ડોહવીને પીવું, તથા સારીપઠે ઉલટી થવાપછી ઝાડો સાફ લાવવામાંટે "સીડલીટઝ પાઉડર"નું એક પડીકું કરીને, પાણીમાં ડોહવીને તે પીવું, તથા સરકો અને પાણી મેળવીને તે શરીરની ચામડીઉપર કપડાંનાં કટકાથી લગાડવું, અને ગરમ પાણીમાં પગ બોળવા.

**ઈલાજ ૩ જો.**—અગરજો આ દરદ વધારે કંટાળો આપે, તો મોટાં ગરમ પાણીનાં વાસણમાં દુંટીસુધી બેસવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું પડીકું દહાડામાં ચારવાર, પાણીસાથે ફાકવું. આ પડીકાં થોડા દહાડાસુધી ચાલુ રાખવાં.

રેહબાર્બનો ભુકો ગ્રેન ૨૦—સબનાઇટ્રેટ આવ બીસમથ ગ્રેન ૨૦—કેલસાઇન્ડ મેગનીશીયા ગ્રેન ૨૦—જીન્જરનો ભુકો ગ્રેન ૪—જેનશીયન રૂટનો ભુકો ગ્રેન ૨૦.

**ઈલાજ ૪ થો.**—અગરજો આ દરદસાથે સંધિવા પણ થયો હોય, તો "**સંધિવા**"નાં મથાળાંહેઠલની બાબદમાં "કૉલચીકમ"ની જે દવા પીવા જણાવીછે, તે પીવી, જેથી સંધિવા સાજો થવાથી ઢીબાં પણ જતાં રેહેશે.

**ઈલાજ ૫ મો.**—અગરજો ઉલટી થતી નહીં હોય, તો ૧૦ મીનીમ "ફાઉલર્સ સૉલ્યુશન," તથા ૪ા આઉંસ કરિયાતાંનો ઉકાળો, આ બંધેને મેળવીને, પોણું વાઇનગ્લાસ ભરી, દહાડામાં ત્રણવાર પીવું.

**ઈલાજ ૬ ઠો.**—અગરજો દરદી નબળા બાંધાનું હોય, અને ઢીબાં વારંવાર થયા કરતાં હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, ચાર ભાગે આખાં દિવસમાં પીવી, અને તે થોડા દહાડાસુધી ચાલુ રાખવી.

| | | |
|---|---|---|
| સલફેટ આવ કુઈનીયા........ .... | ગ્રેન | ૬ |
| ડાઇલ્યુટેડ નાઇટ્રોમ્યુરીએટીક આસીડ... | મીનીમ | ૪૦ |
| ટીંક્ચર આવ સ્ટીલ............ | મીનીમ | ૪૦ |
| પાણી...... ... ....... ......... | આઉંસ | ૬ |

ઉપલી દવામાં મુખ્ય ગુણ "ટીંકચર આવ સ્ટીલ"નોછે.

**ઈલાજો ૭ માં.**—ઘણીવેળા છાણાંની, અથવા અડાયાંની રાખ આ દરદઉપર લગાડવાથી, અથવા ગરમ પાણીમાં રાઇ નાખીને, તેમાં પગ બોળવાથી પણ ઘણો ગુણ થાયછે.

**ચેતવણી.—આ દરદવાળાં બિમારે થોડા મહિનાસુધી "ફ્લાનેલ"નું ગરમ લુગડું પેહેરવું નહીં. તથા ઉપર જણાવ્યા પ્રમાણે નઠારી જાતનો ખોરાક ખાવો નહીં.**

---

## ચામડીનો ઘસારો.

(એબ્રેઝન=Abrasion.)

**ઈલાજો ૧ લા.**—અગરજો પડી ગયાથી, અથવા વાગ્યાથી ચામડી ઘસાઇ હોય, તો વાગેલા ભાગઉપરથી કચરો, ધૂળ, અથવા રેતી લાગી હોય, તે પેહેલાં ગરમ પાણીએ ધોઇ નાખી તેઉપર જયાંસુધી દરદ નરમ પડે, ત્યાંસુધી "રેક્ટીફાઇડ સ્પીરીટ" અને પાણી, આ બંધેને ભેળીને તે મુકયા કરવું, અથવા ઘાનાં કપડાંનો સુકો, અથવા ભિંજવેલો કટકો તેઉપર મુકવો, અને તે હવાયલું રેહે, એટલામાટે તેઉપર "ઑઇલ સીલ્ક" બાંધવું.

અગરજો વરમ થયો હોય, અને તેથી દરદ ઘણું થાય, તો તેઉપર પાંઉની "પોલ્ટીસ," અથવા "સુગરલેડ"નું પાણી કરી, તેમાં પાતળું કપડું બોળીને તે મુકવું.

ચામડી રૂઝાઇ નહીં હોય, તો તેઉપર સાદા મલમની આગળી કરીને તે મુકવી. સાધારણ "રેઝીન પ્લાસ્ટર" જો મુકયું હોય, તો તેથી ચામડી વધારે ઘસાયછે, માટે, "કૉર્ટ પ્લાસ્ટર" તેઉપર મુકવું.

**ઈલાજ ૨ જો.—ઈલાજો ૧ લા**માં જણાવ્યાપ્રમાણે વાગેલા ભાગઉપરથી કચરો, વગેરે ધોઇને સાફ કીધાપછી તેઉપર ઘાનાં કપડાંનો રેસો મુકીનેપછી "કૉલોડીયન" પીચ્છવડે લગાડવું.

**ઈલાજ ૩ જો.**—૧ ડ્રામ "ટીંકચર આવ આરનીકા," તથા ૨॥ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાં ઝીણાં કપડાંનો કટકો બોળી તે ચામડીનો જે ભાગ ઘસાયો હોય, તેનીઆસપાસ વિટાળવું, પણ જો આ મેળવણી જલદ થયેલી જણાય, તો તેમાં વધારે પાણી ઉમેરવું.

---

# ચામડીનું છોલાઈ જવું.

(બ્રુઝીસ=Bruises.)

**નીશાની તથા સબબ.**—વાગ્યાથી શરીરનો કોઇપણ ભાગ કાળો થાયછે, સુજી આવેછે, અને તેનીમાંહે દુખાવો થાયછે.

**ઈલાજો ૧ લો.**—વરમ નહીં ચઢે, એટલામાંટે "શુગરલેડ"નું પાણી, અથવા પાણી અને "કોલોન વૉટર," આ બંધેને મેળવીને, તેમાં કપડું બોળી તે રાત્રે તેમજ દિવસે તેઉપર મુકયા કરવું.

**ઈલાજ ૨ જો.**—ગરમ પાણીનો સેક કરવો, અને ત્યારપછી સરકો અને થંડું પાણી, આ બંધેને મેળવીને તે મુકવું.

**ઈલાજ ૩ જો.**—અગરજો ઘણું જોરમાં વાગ્યું હોય, અને તે ભાગ ઘણો કાળો થઇ ગયો હોય, તો જુલાબ લેવો, તથા રાત્રે સુતીવેળા ખસખસનાં પોસનો ગરમ સેક કરવો, અને બાફેલાં "કેમોમાઇલ" ફુલને "ફ્લાનેલ"નાં કપડામાં લપેટીને તેઉપર બાંધવાં.

**ઈલાજ ૪ થો.**—રેકટીફાઇડ સ્પીરીટ આઉંસ ૧॥—નવસાગર ડ્રામ ૪—સુરોખાર ડ્રામ ૪—પાણી આઉંસ ૬.

આ સઘળાંનું "લોશન" કરીને તેઉપર મુકવું.

**ઈલાજ ૫ મો.**—"ટીંકચર આવ આરનીકા" તેઉપર લગાડવું.

**ઈલાજો ૬ ઠો.**—ઘણુંસરખું તાજું માખણ, અથવા "ઑલીવ ઑઇલ," થોડીથોડી મીનીટે, બેથી ત્રણ કલાકસુધી, છોલાયલા ભાગઉપર સારીપઠે લગાડવું.

---

# ચામડીઉપર છાગલા પડવાવિષે.

(બ્લીસ્ટર્સ એરાઈઝીંગ ફ્રૉમ ફ્રીકશન ઑન ધ સ્કીન=
Blisters arising from Friction on the Skin.)

**સબબ.**—પુષ્કળ કામ કર્યાથી હાથઉપર, અથવા ઘણું ચાલ્યાથી પગઉપર છાગલા પડેછે.

**ઈલાજ.**—અગરજો ઘણા મોટા છાગલા પડયા હોય, તો સોય અથવા ટાંચણીની અણીવડે તે ફોડી નાખવા, અને ત્યારપછી ગરમ પાણીથી તે ધોવા.

**ચેતવણી.—જયારે ઘણું દુરસુધી ચાલવું પડે, ત્યારે પગને મિઠું તેલ લગાડવું ઘણું ગુણકારકછે, કારણકે તેમ કર્યાથી છાગલા પડતા અટકેછે.**

---

# હાથ ફાટવાથી ચામડાં નિકળવાવિષે.

(ચેંપ્ડ હેન્ડસ=Chapped Hands.)

**સબબ.**—હાથો ધોવાપછી સારીપઠે નહીં લુછવાથી ચામડાં નિકળેછે.

**ઈલાજ ૧ લો.**—ટંકણખાર દ્રામ ૨—ગ્લીસરાઈન આઉંસ ૦॥—પાણી આઉંસ ૭॥

આ મેળવણીમાં કપડું બોળીને તે હાથોઉપર મુકવું.

**ઈલાજ ૨ જો.**—૧ દ્રામ ટંકણખાર, તથા ૧ આઉંસ મધ, આ બંધેને મેળવીને તે હાથોઉપર લગાડવું.

**ઈલાજ ૩ જો.**—૦॥ દ્રામ કપુરનો ઝીણો ભુકો, તથા ૧ આઉંસ "સ્પરમેસીટી"નો મલમ, આ બંધેને મેળવીને તે હાથોઉપર લગાડવું.

**ઈલાજ ૪ થો.**—ઑઈન્ટમેન્ટ આવ સ્પરમેસીટી આઉંસ ૧—ઉજળું મીણ આઉંસ ૪—ઑલીવ ઑઈલ આઉંસ ૪.

આ સઘળાંને મેળવીને, તેને ખખલતાં પાણીનાં વાસણમાં મુકીને પિગળાવવું, અને પિગળ્યાપછી ૧ આઉંસ મધ, અને ૦॥ આઉંસ કપુરનો બારીક ભુકો માંહે નાખવો, થંડું પડવા આવે, કે સઘળાંને હાલવીને તેનાં ગોળા બનાવી રાખવા, અને જયારે અગત્ય પડે, ત્યારે તે હાથો ઉપર લગાડવા.

**ઈલાજ ૫ મો.**—૦॥ આઉંસ કોકમનું તેલ, તથા ૦॥ આઉંસ ઘી, આ બંધેને મેળવીને તે હાથોઉપર લગાડવું.

---

# થંડીથી પડતા ચીરા અથવા ફાટ.

(ચીલબ્લેન્સ=Chilblains.)

**સબબ.**—આ દરદ ઘણુંકરીને થંડા દેશોમાં બચ્ચાંને થાયછે. ઘણી થંડીમાં ખુલ્લા રહ્યાથી એક જાતનો સખત વરમ થાયછે. આ દરદમાં તંતુઓ તથા નેસોઉપર થંડીની માઠી અસર થવાથી હાથપગની ચામડીમાં જાણે જીવ નહીં હોય, એવીરીતે તેઓ સુન મારી જાયછે, અને જયારે ગરમી પાછી આવવા માંડેછે, ત્યારે આંગળાં અને અંગોઠા સુજી આવીને રાતાં થયેલા જણાયછે. એવી અવસ્થા થોડા દહાડાસુધી રેહેછે, અને ત્યારપછી તે ભાગો પાછા આગળી સાજી અવસ્થામાં આવેછે, અથવાતો ચામડી ફાટીને ચાઠાં પડેછે.

અગરજો ચામડી માત્ર સુજી આવી હોય, તથા રાતી થઈ હોય, પણ ફાટી નહીં હોય, તથા ચાઠાં પડયાં નહીં હોય, તો નીચે જણાવ્યાપ્રમાણે તેનાં ઈલાજો કરવા. **(ઈલાજ ૧ લાથી ૭ માંસુધી.)**

**ઈલાજ ૧ લો.**—

| | | |
|---|---|---|
| શુગર આવ લેડ........ | દ્રામ | ૨ |
| કેમફર .............. | દ્રામ | ૧ |
| રેકટીફાઈડ સ્પીરીટ........ | આઉંસ | ૧ |
| પાણી................ | આઉંસ | ૨ |

પેહેલે "કેમ્ફર"ને "રેક્ટીફાઇડ સ્પીરીટ"માં પિગળાવીને તેમાં "શુગરલેડ" નાખવું, અને ત્યારપછી તેમાં પાણી નાખીને તે પિચ્છવડે લગાડવું.

**ઈલાજ ૨ જો.**—"સૉલ્યુશન આવ પરક્લોરાઇડ આવ આયરન" પિચ્છવડે લગાડવું.

**ઈલાજ ૩ જો.**—ઑઇલ આવ કેજુપટ આઉંસ ૦।—ટીંક્ચર આવ કેન્થેરીડીસ આઉંસ ૦।—લીનીમેન્ટ આવ સોપ આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને તે લગાડવું.

**ઈલાજ ૪ થો.**—કેમ્ફર .................... આઉંસ ૦।
ડાઇલ્યુટેડ સૉલ્યુશન આવ સબએસિટેટ આવ લેડ.. આઉંસ ૦।
ઑઇલ આવ ટરપીનટાઇન.............. આઉંસ ૧

આ સઘળાંને મેળવીને તે લગાડવું.

**ઈલાજ ૫ મો.**—મોરથુથુ ગ્રેન ૧૦—પાણી આઉંસ ૧.

આ દવા પિચ્છવડે લગાડવી, અને ચામડી સુકાય, કે રૂઝનો ઉજળો મલમ લગાડવો. આપ્રમાણે થોડા દહાડાસુધી સવારસાંઝ લગાડયા કરવું.

**ઈલાજ ૬ ઠો.**—કપુર દ્રામ ૧।।—ફ્રાયર્સ બાલસમ આઉંસ ૧—આઇયોડાઇડ આવ પૉટાશીયમ દ્રામ ૩—ઑઇલ આવ બરગેમૉટ ટીપાં ૧૦—શુગર આવ લેડ આઉંસ ૦।।—રેક્ટીફાઇડ સ્પીરીટ આઉંસ ૨—રોઝ વૉટર આઉંસ ૨—લીનીમેન્ટ આવ સોપ આઉંસ ૨.

આ સઘળાંને મેળવીને તે લગાડવું.

**ઈલાજ ૭ મો.**—કડવી બદામ આઉંસ ૪—કપુરનો ઝીણો ભુકો આઉંસ ૦।।—દળેલી રાઈ આઉંસ ૦।।—બાળેલી ફટકી આઉંસ ૦।—ઇસિબ આઉંસ ૦।—ઇંડાંની દાળ (ત્રણ ઇંડાંની)—મધ આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને તેનો મલમ બનાવી દરદવાળા ભાગઉપર પાણી લગાડીને તેમાંથી થોડું સવારસાંઝ લગાડવું, અને ત્યારપછી ગરમ પાણીથી તે ધોવું, અને કપડાંથી લુછી નાખવું.

અગરજો ચામડી ફાટીને ચાઠાં પડે, તો નીચે જણાવેલા ઇલાજો કરવા.

## (ઈલાજો ૮ માંથી ૧૧ માંસુધી.)

**ઈલાજો ૮ માં.**—ત્રણ દહાડાસુધી અલસીની "પોલ્ટીસ" મુકવી. અને ત્યારપછી "ઑઇન્ટમેન્ટ આવ રેઝીન" ઘાનાં કપડાંઉપર પાંથરીને તેની આગળી બનાવી તે મુકવી, અથવા "ડાઇલ્યુટેડ ઑઇન્ટમેન્ટ આવ નાઇટ્રેટ આવ મરક્યુરી" અને રૂઝનો ઉજળો મલમ, આ બંધેને સરખે ભાગે મેળવીને તે લગાડવું.

**ઈલાજ ૯ મો.**—મૅગનૅટીક ઑક્સાઇડ આવ આયરન.. દ્રામ ૧
ઑઇલ આવ ટરપીનટાઇન........ દ્રામ ૧

આ બંધેને મેળવીને, તેમાં ૧ આઉંસ "ઑઇન્ટમેન્ટ આવ રેઝીન" નાખી તે લગાડવું.

**ઈલાજ ૧૦ મો.**—કાકડીનાં ઝીણાં કટકા કાપીને તે સુકવી રાખવા, અને અગત્ય પડે, ત્યારે તેનીમાંહેનો ગર પાણીમાં ભિંજવીને નરમ થાય કે તે લગાડવો.

**ઈલાજ ૧૧ મો.**—લ્યુનર કૉસ્ટીક.... ........ ગ્રેન ૫
રૅડ ઑક્સાઇડ આવ મરક્યુરી.. ડ્રામ ૧
ઑઇન્મૅન્ટ આવ રૅઝીન...... આઉંસ ૨

ફાટેલા ભાગો રૂઝાવા માંડે, કે ઉપલી દવાઓની મેળવણી કરીને તે લગાડવી, અને જેમજેમ વધારે રૂઝ આવતો જાય, તેમતેમ ઉપલી ભુકી વાળી દવાઓ થોડીથોડી તથા નાહાના વજનમાં લેવી. સખત થંડીની અસર શરીરઉપર થાય નહીં, માંટે શિયાળામાં સવારસાંઝ મગરનું તેલ પીવું, ગરમ લુગડાં પેહેરવાં, તથા હાથપગમાં ઘણાં તંગ મોજાં પેહેરવાં નહીં.

જેવેળા ઘણી સખત થંડી પડતી હોય, તેવેળા મોંહ, વગેરે ધોવાનાં પાણીમા ૧૦ થી ૧૫ ટીપાં "ગ્લીસરાઇન" નાખીને તેવડે ધોવું, જેથી ચામડી નરમ રેહેશે, અને ફાટશે નહીં.

---

## ઘણી થંડી લાગ્યાથી ચામડી ખડબચડી થવાવિષે.

(**રફ્નેસ આવ સ્કીન ફ્રૉમ સીવીયર કોલ્ડ**=Roughness of Skin from severe Cold.)

**ઈલાજ ૧ લો.**—ગ્લીસરાઇન આઉંસ ૧—બદામનું દુધ આઉંસ ૩—ટંકણખાર ડ્રામ ૨—ફ્રાયર્સ બાલસમ ડ્રામ ૨—ગુલાબ આઉંસ ૩—નારંગીનાં ફુલનું ગાળેલું પાણી આઉંસ ૮.

આ સઘળાંને મેળવીને સવારસાંઝ ચામડીઉપર લગાડવું.

**ઈલાજો ૨ જા.**—મિઠી બદામનાં બીજ આઉંસ ૫—કડવી બદામનાં બીજ આઉંસ ૧—ઉજળો વેલાતી સાબુ આઉંસ ૦॥—બદામનું તેલ આઉંસ ૦॥—સ્પરમેસીટી આઉંસ ૨—ઉજળું મીણ આઉંસ ૦॥—ઑઇલ આવ લેવેન્ડર ટીપાં ૩૦—ગુલાબનું અત્તર ટીપાં ૨૦—રેકટીફાઇડસ્પીરીટ આઉંસ ૨૦—ગુલાબ આઉંસ ૩૦.

પ્રથમ બદામનાં બીજને પાણીમાં ઉકાળીને તેનીઉપરની છાલ કાહાડી નાખવી, અને પછી તેને સાબુ તથા ગુલાબનીસાથે સારીપડે કુટવું. ત્યારપછી બદામનું તેલ, "સ્પરમેસીટી," અને ઉજળું મીણ સાથે મેળવીને ચુલાઉપર તાવવું, અને તેમાં પેહેલી મેળવણી ભેળીને મલાઇજેવું ઘાટું કરવું, અને તે સઘળું કપડાંમાંથી ગાળી કાહાડીનેપછી ધીમેથી બાકી રેહેલો ગુલાબ, "રેકટીફાઇડ સ્પીરીટ," આ સઘળું તેમાં સારીપડે મેળવીને તે ચામડીઉપર લગાડવું; અથવા ૪ ડ્રામ "લૅનોલીન", ૨ ડ્રામ "સ્પરમેસીટી", ૨ ડ્રામ "આમન્ડ ઑઇલ", ૫ મીનીમ "ઑઇલ આવ બરગેમૉટ", તથા ૧૫ મીનીમ "ઑઇલ આવ લેવેન્ડર" આ સઘળાંને મેળવીને, ચામડીઉપર લગાડવું.

**ઈલાજ ૩ જો.**—ચણાંનો આટો શરીરઉપર ચોળીને નાહાવું.

**ઈલાજ ૪ થો.**—"કોલ્ડ ક્રીમ" લગાડવું, જે નીચે લખવા પ્રમાણે બનાવવામાં આવેછે. ૧ આઉંસ સફેત મીણ, ૪ આઉંસ મીથી બદામનું તેલ, ૨ ડ્રામ ગોલાબ, ૦॥ ડ્રામ ટંકણખાર, ૫ મીનીમ ગોલાબનું અતર. પેહેલાં મીણને બદામના તેલની સાથ ગરમ કરવું, અને ટંકણખારને ગોલાબમાં મેલવી, સઘળું સાથે એકરસ કરવું, છેલે ગોલાબનું અતર નાખીને એ મેળવણી થંડી પડે, ત્યાંવેર ખુબ હીલવ્યા કરવી.

---

## લાંબા દહાડાની બિમારીથી શરીરનીપછવાડેનાં ભાગમાં પડતાં ચાઠાં.

(બેડ-સોર્સ, ઑર ગેનગ્રીન=Bed-Sores, or Gangrene).

ઘણીવેળા જયારે લાંબા દહાડાસુધી કાંઇ બિમારી ચાલુ રેહેછે, ત્યારે કંમર, જાંગ અથવા બરડાનીપાછળનાં ભાગમાં ચાઠાં અથવા સળો લાગુ પડેછે.

**સબબ.**—લાંબા દહાડાનો તાવ આવ્યાથી બુઢાપામાં અતિશય નબળાઇ થયાથી, અથવા લકવો થયાથી જયારે બિમાર ચત્તો ઘણાં દિવસોસુધી પડી રેહેછે, ત્યારે બરડાનાં કાંઠાનાં નિચલા ભાગ, જાંગનાં હાડકાં, કોણી, ખભાં, અને એડી ઉપર ઘણો ભાર આવ્યાથી, તથા તેઓઉપર જાથુકનું દબાણ થવાથી તેઓની ચામડી સુજી આવેછે, તેઓમાં લોહી સારીરીતે ફરતું નથી, તથા ચામડીનો રંગ રાતો ભુરો થાયછે. તે ભાગોની ચૈતનશક્તિ જતી રેહેછે, અને બિમારને કશોપણ દુખાવો જણાયાવિના તેઓઉપરની ચામડી ખરી જાયછે, અને જો તેનાં ચાંપતા ઉપાયો નહીં કીધા હોય, તો ઘણા નઠારી જાતનાં ચાઠાં પડેછે, અને માંસ તથા નેસો ખવાઇ જઇને હાડકાં ખુલ્લાં દેખાયછે, અને તેથી બિમાર રીબીરીબીને મરણ પામેછે.

**ઈલાજો.**—લાંબા દહાડાની બિમારીમો પ્રથમથીજ ચાઠાં નહીં પડે તેની સંભાળ રાખવી, અને એટલામાંટે બિમારને વાનાં અથવા પાણીનાં બિછાણાંમાં સુવાડવું, તથા માથાંનિચ્ચે પણ એજ જાતનો તકીયો મુકવો. તેનું બિછાણું ઘણું સ્વચ્છ રાખવું, ચામડીનાં જે ભાગઉપર રતાસ દેખાય, અને તે સુજેલો જણાય, તે ભાગઉપર "કૉલોડીયન" પિચ્છવડે લગાડવું, અથવા "સોપ પ્લાસ્ટર"ને ચામડાં-ઉપર પાંથરીને તે મુકવું, અથવા તે ભાગને "રેક્ટીફાઇડ સ્પરીટ"થી ધોવો. ગમેતો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમા કપડાંનો કટકો બોળી જે જગ્યાની ચામડી રાતી થઇ હોય, ત્યાં મુકવો, જેથી ચાઠું પડશે નહીં, અને ત્યારપછી તેઉપર "વાયૉલેટ પાઉડર" છાંટવો.

| | | |
|---|---|---|
| બ્રાંડી.................. | ચમચા | ૨ |
| ટીંકચર આવ આરનીકા..... | મીનીમ | ૩૦ |
| પાણી.................. | આઉંસ | ૭ |

પણ જો એમ કર્યાછતાં પણ ચાઠું પડે, તો "બાલસમ આવ પીરૂ," ઇડાંની દાળ, તથા ચોખાનો આટો, આ ત્રણેને સરખે ભાગે મેળવીને, તે ઘાનાં કપડાંઉપર પાંથરીને તેની આગળી બનાવી તે મુકવી.

અગરજો બરડાની ચામડીનાં છીછડાં નીકળ્યાં હોય, તો તેઉપર કોલસાની "પોલ્ટીસ" કરવી, જેથી તેઓ ખરી પડશે, અને તેઓની જગ્યાએ ચાઠાં રેહે, તેઉપર સાદા મલમની, અથવા "ઑઇન્ટમેન્ટ આવ ઝીંક"ની આગળી મુકવી, અથવા પેહેલાં તે ભાગઉપર થોડા ગ્રેન "આઇયોડોફૉર્મ" ભભરાવીનેપછી તેઉપર ઘાનું કપડું મુકવું.

અગરજો "આઇયોડોફૉર્મ"થી અગન બળે, તો તેનેબદલે નીચે જણાવેલી દવાઓની આગળી બનાવીને તે મુકવી.

| | | | |
|---|---|---|---|
| | ઑઇન્ટમેન્ટ આવ ઝીંક...... | ડ્રામ | ૬ |
| | કૅટેકુના ભુકા.. ........... | ગ્રેન | ૨૦ |
| અથવા | ટેનીક આસીડ.............. | ગ્રેન | ૭ |
| | ગ્લીસરાઇન.......... .... | ડ્રામ | ૨ |

બિમારને શકિત આવે એવો ખોરાક આપવાને ભુલવું નહીં, કારણકે ખોરાકવિના દવાનાં ગમેએટલા ઇલાજો કરવાછતાં ચાઠાં રૂઝાતાં નથી.

---

## નઠારી હવા.

(ફાઉલ એર=Foul Air.)

ઘણીવેળા નઠારી, ગલીચ, તથા દુર્ગંધ હવા ઘરમાં, અથવા રેહેવાની કોઇ-પણ જગ્યાએ ઉત્પન્ન થવાથી ઘણાં માઠાં દરદો થાયછે, અને જેથી ઘણાં માઠાં પરિણામો નિપજેછે. એવી નઠારી હવાનો તદન નાશ કરવો જોઇએછે, અને તેટલામાંટે તેનાં થોડાક અગત્યનાં ઇલાજો નીચે જણાવ્યાપ્રમાણેછે.

**ઇલાજો.**—૨ ભાગ કળીચુનો, તથા ૧ ભાગ બાળેલી ફટકી, આ બંધેન એક કાચની છાલકી રકાબીમાં મેળવીને તે ઓરડામાં ખુલ્લી મુકવી.

૧ થી ૨ રતલ હિરાકસી, પાણીમાં ડોહવીને મોરી, સંડાસ, વગેરે જગ્યાઓ, કે જયાંથી નઠારી હવા ફેલાતી હોય, ત્યાં તે છાંટવી.

ઓરડામાં સઘળે ઠેકાણે ચુનો લગડાવવો.

ગંધક સળગાવીને તેનો પુશ્કળ ધુંઓ ઓરડામાં સઘળીગમ પંથરાવા દેવો.

મોરીમાં, સંડાસ, વગેરે જગ્યાઓઉપર "કારબૉલીક આસીડ પાઉડર" છાંટવો.

એક પ્યાલાંમાં *"ક્લોરીનેટેડ લાઇમ," અથવા "ક્લોરાઇડ આવ લાઇમ"ને પાણીમાં પિગળાવીને, તેમાં થોડી "ઑક્ઝેલીક આસીડ," અથવા "ડાઇલ્યુટેડ

---

* એને "બ્લીચીંગ પાઉડર" કરી પણ કેહેછે.

સલફ્યુરીક આસીડ" નાખવી, જેથી "ક્લોરીન"નામનો વાયુ ઉત્પન્ન થશે, અને તે ઓરડામાં પંથરાવાથી બીજી ઝેરી હવાનો તદ્દન નાશ થશે.

"નાઈટ્રેટ આવ લેડ" હવાને ચોખ્ખી કરવાને ઘણું ઉપયોગીછે, માંટે ૧ાા બાટલી ઉકળતાં પાણીમાં, ૩ ડ્રામ "નાઈટ્રેટ આવ લેડ" પિગળાવવું, અને ત્યારપછી ૪ ડ્રામ નિમક બીજાં જુદાં પાણીમાં ભેળીને તે ઉપર જણાવેલાં ગરમ પાણીમાં ભેળી દેવું, અને તેમાં એક મોટો લુંગડાંનો કટકો બોળીને તે ઓરડામાં ટાંગવો, જેથી ગમેએવી નઠારી હવા હશે તે ચોખ્ખી થશે.

---

## ઝેરી હવાઓ.

(પૉઈઝનસ ગેસીસ=Poisonous Gases.)

ઝેરી હવાઓ, જેવીકે "કારબૉનીક આસીડ ગાસ," "સલફ્યુરેટેડ હાઈડ્રોજન," વગેરે ગલીચ ગટરોમાં, રૂનાં મોટાં કારખાનાઓમાં, તથા બાળવાની ગાસ બનાવવાનાં કારખાનાઓમાં જોઈએએટલી સફાઈ નહીં રાખ્યાથી ઉત્પન્ન થાયછે. આ ઝેરી હવાઓ તથા બાફો શ્વવાસમાં લેવાથી માણસ ગુગલાઈ જાયછે, અને જો તેનાં એવીવેળા ઘટતા ઈલાજો તરત કીધા નહીં હોય, તો તે મરણ પામેછે.

**ઈલાજો ૧ લા.**—બિમારને તરત એવી ગલીચ હવાવાળી જગ્યામાંથી ખસેડીને સ્વચ્છ હવાવાળી જગ્યામાં લઈ જવું, અને ત્યાં તેનું મોહોડું ભોંયતરફ રાખીને સુવાડવું, તેનાં એક હાથનો પોહોંચો કપાળનીતળે રાખવો, મોહોડાંઉપર જોરમાં પાણી છાંટવું, તથા વા નાખવો. આ ઈલાજોથી તેનું ગળું ખુલ્લું થશે તથા ગળામાંની શ્વાસ લેવાની નળીમાં ચોખ્ખી હવા દાખલ થશે.

**ઈલાજ ૨ જો.**—અગરજો ઉપલા **ઈલાજો ૧ લા**થી શ્વાસ સારીપઠે પાછો ચાલુ નહીં થાય, તો તરત બિમારને ગમેતે એક બાજુએ ફેર દેવાડીને પાછું ઉંધું કરવું, અને પાછું બાજુએ ફેરવીને વળી પાછું ઉંધું કરવું. આ-પ્રમાણે એક મીનીટમાં પંદરથી વીસવાર કર્યા કરવું, જેથી બિમારની છાતીમાંહેલી ઝેરી હવા તેનાં ફેફસાં દબાવાથી ઉંધું કરતીવેળા બાહાર નિકળેછે, તથા તેને બીજી બાજુએ ફેરવ્યાથી ચોખ્ખી હવા તેનાં શ્વાસમાં જાયછે.

**ઈલાજ ૩ જો.**—બિમારને ઉંધું સુવાડીને તેની પીપટીઉપર હાથોવડે સારીપઠે દાબવું, અને બીજાં માણસે તેની છાતીની બંધે પાંસરીઓ દાબીને તરત છોડી દેવી, અને વળી પાછી દાબવી. આપ્રમાણે જયાંસુધી શ્વાસ સારી-પઠે ચાલુ થાય ત્યાંસુધી કર્યા કરવું, તથા જાડા કપડાંનાં કટકાવડે તેનાં હાથો અને પગો નિચ્ચેથી ખુબ મસળવા.

**ઈલાજો ૪ થા.**—બિમારને ચત્તું સુવાડીને તેનાં ખભાંનીનિચ્ચે તકીઓ મુકવો, તથા જો મોંહ અને નાકમાં ફિણ આવ્યું હોય, તો આંગળાં ખોસીને તે કાહાડી નાખવું, ત્યારપછી બિમારનાં માથાંઆગળ ઉભા રેહીને તેનાં બંધે હાથો ખભાંઓઆગળથી મજબુત પકડીને માથાંતરફ ઉપર ઉંચકવા, અને પાછા નિચ્ચે

લાવવા. આપ્રમાણે મીનીટમાં આસરે વીસ વખતસુધી કયા કરવું, તથા પગો ગરમ પાણીમાં, અને વળી પાછા થંડાં પાણીમાં એમ તરત અવારનવાર બોળ્યા કરવા, મોહોડાંઉપર થંડું પાણી છાંટવું. અગરજો વિજળીનો સંચો તરત મળી શકે, તો તેનો એક છેડો છાતીઉપર દાબી પકડવો, અને બીજો છેડો બિમારનાં હાથમાં પકડાવીને વિજળી આપવી. વળી પિચ્છ લેઇને બિમારનાં ગળાંની બારીઆગળ ફેરવવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવી.

ઑઇલ આવ ટરપેનટાઇન આઉંસ ૧—ઇંડાંની દાળ (એક ઇંડાંની)—કાંજી આઉંસ ૨૦.

---

## ઝેરો.

(પૉઈઝન્સ=Poisons.)

ઝેરો ચાર જાતનાં હોયછે, જે નીચે જણાવ્યાપ્રમાણે છે.

૧ લાં.—ધાતુનેલગતાં,

૨ જાં.—ઝાડપાનનેલગતાં,

૩ જાં.—હડકાયાં જાનવરનેલગતાં, અને

૪ થાં.—વામાં ફેલાતી હવાઇ પદાર્થનેલગતાં.

---

### ૧ લાં.—ધાતુનેલગતાં ઝેરો.

(મૅટેલીક પૉઈઝન્સ=Metallic Poisons.)

જેઓ આપઘાત કરવા ઇચ્છેછે, તેઓ મુખ્યકરીને સોમલ, સિસાંનાં ખારો, "નાઇટ્રેટ આવ સીલવર," "એન્ટીમની," વગેરે, વગેરે મોટા વજનમાં ખાધામાં લેછે. તે સઘળાંનાં ઇલાજો ટુંકમાં નીચે જણાવ્યાપ્રમાણેછે.

---

#### સોમલ.

સોમલના ઝેરનેમાંટે સર્વેથી પેહેલાં ઉલટીની દવા આપવાની અગત્યછે. એટલામાંટે ૩૦ ગ્રેન "ઇપીકાકયુઆના પાઉડર," તથા ૨૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," આ બંધેને ગરમ પાણીમાં મેળવીને તે પાવું, અને તેઉપર બીજું સાદું ગરમ પાણી પાવું, અથવા નહીતો ૨ ચમચા નિમક, અથવા ૧ ચમચો દળેલી રાઇ, ગરમ પાણીમાં ભેળીને તે થોડેથોડે વારે સારીપઠે ઉલટી આવે તાંહાંવેર પાયા કરવું, અને તેઉપર અલસીની ચા, ઇંડાંની સફેદી પાણીમાં મેળવીને તે, જવનું ઉકાળેલું પાણી, ગુંદરનું પાણી, સેરવો, વગેરે પાવું. ઘણી વખત ફકત તાજું દુધ મોટા વજનમાં ઘડીઘડી આપ્યું હોય અથવા જો ઉલટી ઘણી થાએ, તો દુધમાં ચુણાનું પાણી મેળવીને તે પાયું હોય, તો દરદી તદન સાજો થાએછે, માટે એ ઇલાજ અજમાવવાની ભલામણ કરવામાં આવેછે. અથવા કોઇવેળા ચુનાનું પાણી અને મિઠું તેલ, "મેગનીશીયા" અને તેલ, કોયલાનો ભુકો અને તેલ,

અથવા ઘી, આ ચારમાંથી ગમેતે એક પાવાથી પણ ઉલટી થાયછે, માંટે તે પાઇને તેઉપર દુધ, ઈંડાંની સફેદી, વગેરે પાવાનું ચાલુ રાખવું, અને સારી પડે ઉલટી આવવા પછી ½ આઉંસથી ૧ આઉંસ "મૉઇસ્ટ પર ઑકસાઇડ આવ આયરન," મોટી ઉમરનાને પાવું. એ દવા નીચે જણાવ્યાપ્રમાણે બનાવીને તે પાવી.

૫ દ્રામ "સૉલ્યુશન આવ પરકલોરાઇડ આવ આયરન," તથા ૩ થી ૪ આઉંસ પાણી, આ બંધેને મેળવવું. ત્યારપછી "કેલસાઇન્ડ મેગનીશીયા"ને પાણીમાં મેળવીને ખીરજેવું થાય, ત્યાંસુધી ખલમાં નાખી ઘુંટવું, અને પછી ઉપર જણાવેલી મેળવણીમાં ભેળી દેવું. આ મેળવણીમાંથી ૧ થી ૨ ચમચા ભરી, દર અર્ધે કલાકે પાણીમાં ભેળીને પાવું. વળી "હેનબેન," તથા "કલોરોફૉર્મ," આ બંધેને સરખે ભાગે મેળવીને તે પેટ ઉપર ચોપડવું, અથવા ૧ થી ૨ ચમચી "સીરપ આવ ડાઇયોલાઇઝડ આયરન" દર અર્ધે કલાકે, પાણીમાં ભેળીને પાવું. અથવા ૧ આઉંસ "સૉલ્યુશન આવ ડાઇયોલાઇઝડ આયરન" પાવું, અને અગત્ય દીશેતો એક કલાકે ફરીથી પાવું. પણ એ દવા આપવા આગળ પેહેલાં નિમક અથવા "બાઇ કારબૉનેટ આવ સોડા" ફકાડવું. અગરજો તરસ લાગે, તો "લેમોનેડ" પાવો.

---

## સિસાંનો ખાર.

અગરજો સિસાંનો ખાર, એટલે "કારબૉનેટ આવ લેડ" ખાધાપીધામાં આવ્યો હોય, તો "એપસમ સૉલ્ટ," સરકામાં મેળવીને તે પાવું.

---

## "નાઇટ્રેટ આવ સીલવર."

અગરજો "નાઇટ્રેટ આવ સીલવર" ખાધામાં આવ્યું હોય, તો નિમક, પાણીમાં ડોહવીને તે પાવું.

---

## "એમોનીયા," અથવા "કારબૉનેટ આવ એમોનીયા."

અગરજો "એમોનીયા," અથવા "કારબૉનેટ આવ એમોનીયા" ખાધાપીધામાં આવ્યું હોય, તો સરકો અને પાણી, મિઠું તેલ, અથવા લીંબુનો રસ પાવો.

---

## "ટારટર એમેટીક."

અગરજો "ટારટર એમેટીક" ખાધામાં આવ્યું હોય, તો "મેગનીશીયા," પાણીમાં ડોહવીને તે, "ટીંકચર આવ કેટેકુ," "ટીંકચર આવ કાઇનો," "ટેનીક આસીડ," અથવા "ડીકૉકશન આવ સીન્કોના" આ પાંચમાંથી ગમેતે એક દવા પાવી, અથવા ઘણી જલ્લદ ચા બનાવીને તે પાવી.

---

## "ક્લોરાઈડ આવ એન્ટીમની."

અગરજો "ક્લોરાઇડ આવ એન્ટીમની" ખાધામાં આવ્યું હોય, તો "મેગનીશીયા," "કારબૉનેટ આવ સોડા," અથવા ચાક, આ ત્રણમાંથી ગમેતે એક દવા ફકાડવી.

## ફટકી.

અગરજો ઘણી ફટકી ખાધામાં આવ્યાથી ઝેર ચઢ્યું હોય, તો "કેલસાઇન્ડ મેગનીશીયા" ફકાડવું.

## મોરથુથુ, અથવા તાંબાંનાં ખારો.

અગરજો મોરથુથુ, અથવા કોઇપણ જાતનો તાંબાંનો ખાર ખાધામાં આવ્યો હોય, તો ઈંડાંની સફેદી, દુધ, પાણી અથવા ઘઉંનો આટો, આ ચારમાંથી ગમેતે એક આપવું.

## "બેરાઈટા" (કારબૉનેટ.)

અગરજો "બેરાઇટા" (કારબૉનેટ) પીધામાં આવ્યું હોય, તો "એપસમ સૉલ્ટ," તથા સરકો, આ બંધેને મેળવીને તે પાવું.

## ચુનો.

અગરજો ઘણો ચુનો ખાધામાં આવ્યો હોય, તો સરકો તથા પાણી, આ બંધેને મેળવીને તે પાવું.

## પારાની મેળવણીઓ.

અગરજો પારાની મેળવણીઓ ખાધામાં આવી હોય, તો ઈંડાંની સફેદી, અથવા પાણી અને આટો, આ બંધેને મેળવીને તે પાવું.

## "પૉટાશ," અથવા "કારબૉનેટ આવ પૉટાશ."

અગરજો "પૉટાશ," અથવા "કારબૉનેટ આવ પૉટાશ" ખાધામાં આવ્યો હોય, તો સરકો તથા પાણી, આ બંધેને મેળવીને તે, અથવા મિઠું તેલ પાવું.

## "સોડા," અથવા "કારબૉનેટ આવ સોડા."

અગરજો "સોડા," અથવા "કારબૉનેટ આવ સોડા" ખાધામાં આવ્યો હોય, તો સરકો તથા પાણી, આ બંધેને મેળવીને તે, લીંબુનોરસ, અથવા મિઠું તેલ પાવું.

## ધાતુનાં તેજાબો.

અગરજો ધાતુનો તેજાબ, જેવોકે "સલફ્યુરીક આસીડ," "નાઇટ્રીક આસીડ," અથવા "હાઇડ્રોક્લોરીક આસીડ" ખાધામાં આવ્યો હોય, તો "સોડા," "કારબૉનેટ આવ પૉટાશ," "કેલસાઇન્ડ મેગનીશીયા," "કારબૉનેટ આવ મેગનીશીયા," ચાક, અથવા "કમપાઉંડ ચૉક પાઉડર," આ છમાંથી ગમેતે એક દવા પાણીમાં ડોહળીને પાવી, અથવા ચુનાનું પાણી, સાબુનું ફિણ, અથવા મિઠું તેલ, આ ત્રણમાંથી ગમેતે એક પાવું.

## જસતની ધાતુનાં ખારો.

અગરજો જસતની ધાતુનાં ખારો, "સલફેટ આવ ઝીંક," અથવા "એસીટેટ આવ ઝીંક" ખાધામાં આવ્યું હોય, તો દુધ, "કેલસાઇન્ડ મેગનીસીયા," અથવાં "સોડા," આ ત્રણમાંથી ગમેતે એક પાવું.

## હિરાકસી, એટલે લોઢાનાં ખારો.

અગરજો હિરાકસી, એટલે લોઢાંનાં ખારો, અથવા "સલફેટ આવ આયરન" ખાધામાં આવ્યું હોય, તો "સોડા," અથવા "સ્મેલીંગ સૉલ્ટ" ખાધામાં આપવું, તથા "એપસમ સૉલ્ટ"નો એક જુલાબ આપવો.

## "આઈયોડાઈન," અથવા "આઈયોડાઈડ આવ પૉટાશીયમ."

અગરજો "આઇયોડાઇન," અથવા "આઇયોડાઇડ આવ પૉટાશીયમ" ખાધામાં આવ્યું હોય, તો ઉલટીની દવા આપવી, તથા કાંજી બનાવીને તે પાવી.

## "આઈયોડોફૉર્મ."

અગરજો "આઇયોડોફૉર્મ" ખાધામાં આવ્યું હોયતો "બાઇકારબૉનેટ આવ પૉટાશ" મોટા વજનમાં પાણીમા મેળવીને પાવું.

## "ફૉસફૉરસ."

અગરજો "ફૉસફૉરસ" ખાધામાં આવ્યું હોય, તો "આઇલ આવ ટરપીનટાઇન" પાવું.

## ૨ જાં.—ઝાડપાનનેલગતાં ઝેરો.

(વેજીટેબલ પૉઈઝન્સ=Vegetable Poisons.)

આ જાતનાં ઝેરોમાં અફીણ, ઘણુંજ સારીરીતે જણાયલુંછે. અફીણ, તથા બીજાં ઝાડપાનનેલગતાં ઝેરોને માંટે ઇલાજો ટુંકમાં નીચે જણાવ્યાપ્રમાણેછે.

## અફીણ, અથવા "મૉરફીયા."

અગરજો અફીણ, અથવા "મૉરફીયા" ખાધામાં આવ્યું હોય, તો *હોજરીમાં બુંબો મુકીને ઝેર બાહાર કાહાડી નાખવું, પણ જો તે તરત મળી શકે નહીં, તો ૧ થી ૨ ચમચા રાઈ, અથવા ૩૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક" અથવા ૦।। થી ૧ દ્રામ "સીરપ આવ હાઈડ્રોકલોરેટ આવ ઍપોમૉરફીન," ગરમ પાણીમાં ભેળીને તે પાવું, જેથી પુષ્કલ ઉલટી થશે. માથાંઉપર બરફ લગાડવું, અથવા થંડું પાણી રેડયા કરવું. બિમારને બિલકુલ ઉંઘાવા દેવું નહીં, અને જો સુઈ જવા માંગે, તો બલાત્કારે તેને હયાંથીત્યાં ચલાવ્યા કરવું. ઘણીસરખી કાફી પાણીમાં ઉકાળીને પાવી, તથા પીપડીઉપર ગરમ પાણીનું વાસણ રાખી મુકવું. અગરજો બિમાર ઘણીજ નઠારી અવસ્થામાં હોય, તો વિજળીનો સંચો આપવો, અને "**ડુબી જવું**"નાં મથાળાંહેઠલની બાબદમાં શ્વાસ ચાલુ કરવામાટે જેમ જણાવ્યુંછે, તેમ પાંસરી દાબીને શ્વાસ ચાલુ કરવો, તથા $\frac{1}{30}$ ગ્રેન "સલફેટ આવ એટ્રોપીયા", તથા ૫ મીનીમ પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે ખભાની ચામડીમાં દાખલ કરવું.

## "ઑકઝેલીક આસીડ."

અગરજો "ઑકઝેલીક આસીડ," અથવા તેનેલગતા ખારો ખાધાપીધામાં આવ્યા હોય, તો "મેગનીશીયા," ચાક, ચુનો, અથવા "કમપાઉંડ ચૉક પાઉડર," આ ચારમાંથી ગમેતે એક આપવું.

## ઝેરીકચુરો.

અગરજો ઝેરીકચુરો ખાધામાં આવ્યો હોય, તો હોજરીમાં બુંબો લાગુ કરીને ઝેર બાહાર કાહાડી નાખવું, અથવા ૩૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," ગરમ પાણીસાથે ફકાડીને ઉલટી કરાવવી, અને ત્યારપછી ૨૦ ગ્રેન "હાઈડ્રેટ આવ કલોરલ," દર અર્ધાથી એક કલાકે, તાણતોડ થતી હોય તે નરમ પડે, ત્યાંસુધી આપવું, અગરજો ૦।।। ગ્રેન જેટલો "સ્ટ્રીકનીયા" ખાધામાં આવ્યો હોય, તો ૧ દ્રામ "હાઈડ્રેટ આવ કલોરલ" તથા ૨ દ્રામ "બ્રોમાઈડ આવ પૉટાશીયમ" પાણીમાં મેળવીને પાવું. કેટલાક ડાકટરો "ટીંકચર આવ જૅલસીમીયમ" મોટા વજનમાં પાવાની ભલામણ કરેછે અથવાતો, ૩ થી ૫ મીનીમ "લાઈકર જૅલસીમી હાઈડ્રોકલોરેટીસ" ખભાની ચામડીમાં પીચકારીથી દાખલ કરેછે.

## "કારબૉલીક આસીડ."

અગરજો "કારબૉલીક આસીડ" પીધામાં આવી હોય, તો ગરમ પાણી અને રાઈ, આ બંધેને મેળવીને તે પાવું, અને જો તેથી ઉલટી નહીં થાય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પાવી.

* "સ્ટમક પમ્પ" (Stomach Pump.)

ગ્લીસરાઈન............... આઉંસ ૦ાા થી ૧
સલફેટ આવ ઝીંક......... ગ્રેન ૨૦
પાણી................. આઉંસ ૮

ઉપર લખેલી દવાથી ઉલટી નહી થાય તો, ૦ાા થી ૧ દ્રામ "સીરપ આવ હાઇડ્રોકલોરેટ આવ ઍપોમૉરફીન," પાણીમા મેળવીને પાવું.

સારીપઠે ઉલટી થવાપછી ચુનાનાં પાણીમાં સાકર મેળવીને તે વારંવાર પાયા કરવું. એવીવેળા બુંબો મુકવો નહીં, કારણકે હોજરીનીમાંહેનું પડ આ તેલથી ઘણું તવાઇ જાયછે, અને જયારે બુંબો મુકયામાં આવેછે, ત્યારે તેની નળીનાં દબાણથી હોજરીમાં ચાઠું પડીને અવગુણ કરેછે. વળી એવીવેળા ઇંડાંની સફેદી, અથવા કાચું ગોસ આપવું, પણ દુધ પાવાથી કશો ગુણ થતો નથી, કારણકે જેવીરીતે ઇંડાંની સફેદી, વગેરે આ તેલસાથે મળી જાયછે, તેવીરીતે દુધ મળી જતું નથી, તોયેપણ કેટલાકો એવીવેળા એરંડીઉં તેલ, અથવા "ઑલીવ ઑઇલ" પાયછે, તેકરતાં દુધ પાવું સારૂંછે.

અગરજો નાડી બેસી જાય, તો હાથપગઉપર સુંઠનો ભુકો ચોપડવો, રાઇ મુકવી, તથા ગરમ સેક કરવો. એવીવેળા નાડી ઠેકાણે લાવવામાંટે હુશીઆરી આવવાની દવા પાવાકરતાં પિચકારીવડે સફરામાં દવા દાખલ કીધી હોય, તો વધારે સારૂં. "વીહીસ્કી," "બ્રાંડી," તથા "એમોનીયા," પાણીમાં મેળવીને, તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું. "બ્રાંડી" પાવો નહીં, કારણકે "કારબૉલીક આસીડ" "બ્રાંડી"સાથે મળી જઇને શરીરમાં ફરી વળેછે.

---

## "હાઈડ્રેટ આવ ક્લોરલ."

અગરજો "હાઇડ્રેટ આવ ક્લોરલ" પીધામાં આવ્યું હોય, તો ૩૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક"ને, ગરમ પાણીમાં ડોહવીને તે પાવું, અથવા હોજરીમાં બુંબો મુકીને તે બાહાર કાહાડી નાખવું, તથા ચા, કાફી, અથવા ગરમ પાણી પાવું. શ્વાસ સારીપઠે ચાલે એટલામાંટે પાંસળીઓ દાબવી, તથા ૧ થી ૨ મીનીમ "સ્ટ્રૉંગ સૉલ્યુશન આવ એમોનીયા" તથા ૪ મીનીમ પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે ખભાંની ચામડીમાં દાખલ કરવું.

---

## "હાઈડ્રોકલોરેટ આવ કૉકેન."

અગરજો "હાઇડ્રોકલોરેટ આવ કૉકેન" ખાધામાં આવ્યુ હોયતો શરીર થંડુ પડેછે, કીકીઓ ઘણી પોહોલી થાયછે, અને રોશનીથી સંકોચાતી નથી. નાડી ઘણી નબલી તથા ધીમી, ને એક મીનીટમાં ૪૦ જેટલી ચાલેછે, દમ પણ એક મીનીટમાં ૫ વખત ચાલેછે, અને તે લેવામાં મોટી મુશકેલી પડેછે, હાથ પગમાં ખેંચતાંન થાયછે, ઉછાલો થાયછે, દીલના ભાગમાં દુખાવો થાયછે.

**ઈલાજ.**—"બ્રાંડી," "ટીંકચર આવ ડીજીટેલીસ," તથા "એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા" પીધામાં આપવું. દીલની જગા આગલ છાતી ઉપર,

ખખલતાં પાણીમાં વાડળું બોલીને મુકવું, ગરમ ધાબળી શરીરની આશપાસ લપેતવી તથા "ઝેરી હવાઓ"ની બાબદમાં લખેલા ચાંપતાં ઇલાજો દંમ ચાલુ થાએ, માટે તરત લેવા. શરીર ઉપર "બ્રાંડી" કે સુંઠ ચોલવી, છેલે કસાથી ગુણ નહી નહી થાએતો ૩૦ મીનીમ "સલફ્યુરીક ઇઠર" ખભાંની ચામડીમાં હાઇપોડરમીક સીરીંજથી દાખલ કરવું.

## "હેનબેન," "બેલેડોના," "એકોનાઇટ."

અગરજો "હેનબેન," "બેલેડોના," અથવા "એકોનાઇટ" ખાધાપીધામાં આવ્યું હોય, તો ઉલટી આવવાની દવાઓ આપવી, પાણીમાં રાઇ ડોહવીને તે પાવું, અથવા, ૩૦ ગ્રેન "સલફેટ આવ ઝીંક," અથવા ૦॥ થી ૧ દ્રામ "સીરપ આવ હાઇડ્રોકલોરેટ આવ અૅપોમૉરફીન," પાણીમાં ડોહવીને તે પાવું. તથા ઉલટી સારી રીતે થવા પછી ૧ દ્રામ "ફ્લ્યુઇડ એકસટ્રેકટ આવ જૅબોરેન્ડી" પાણીમાં મેલવીને પાવું. બિમારને ઉંઘાવા દેવું નહીં, પણ જયાંસુધી કેફ ઉતરે, ત્યાંસુધી તેને બલાત્કારે ચલાવ્યા કરવું.

## "પ્રુસીક આસીડ," અથવા "ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ."

અગરજો "પ્રુસીક આસીડ," અથવા "ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ" પીધામાં આવ્યું હોય, તો માથાંઉપર થંડું પાણી રેડવું, તથા "સીરપ આવ હાઇડ્રોકલોરેટ આવ અૅપોમૉરફીન," ½ થી ૧ દ્રામ પીધામાં આપવું અને ઉલટી નહી થાયતો એક કલાકે ફરીથી પાવું. એ દવાથી ઉલટી સારી રીતે થાયછે, તથા "પરઑકસાઇડ આવ આયરન," પાણીસાથે ભેળીને તે પાવું. અગરજો નાડી ઘણી ઝીણી દોરાજેવી હોય, તો ૩૦ ગ્રેન "કારબૉનેટ આવ એમોનીયા," તથા ૬ આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાંથી લીકરગ્લાસ ભરી, દર અર્ધાથી એક કલાકે પાવું, તથા તે નાકઆગળ ધરવું. અગરજો તેથી કાંઇપણ ગુણ નહીં જણાય, અને નાડી સારીરીતે નહીંજ ચાલે, તો ૨ મીનીમ "સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ એમોનીયા," તથા ૪ મીનીમ પાણી, આ બંધેને મેળવીને તે પિચકારીવડે ખભાંની ચાંમડીમાં દાખલ કરવું.

## "એસેટીક આસીડ."

અગરજો "એસેટીક આસીડ" પીધામાં આવ્યું હોય, તો "મેગનીશીયા," "કારબૉનેટ આવ મેગનીશીયા," ચાક, અથવા "કારબૉનેટ આવ સોડા," આ ચારમાંથી ગમેતે એક દવા આપવી.

⁂ ✱ બાકી રેહેલાં બે જાતોનાં ઝેરોનેમાટે જુદીજુદી બાબતોમાં આવી ગયુંછે, માટે જુઓ **"ઝેરી હવા,"** તથા **"હડકાયલું કુતરૂં, કોહોલું, અથવા બિલાડી કરડે, તેવિષે."**

# હડકાયલું કુતરૂં, કોહોલું, અથવા બિલાડી કરડે, તવિષે.

(હાઈડ્રોફોબીયા=Hydrophobia.)
(ઈટસ પ્રીવેનશન=Its prevention.)

**ઈલાજો ૧ લો.**—અગરજો મથાળે જણાવેલું કોઈપણ હડકાયલું પ્રાણી કરડે, તો તેનું ઝેર ચઢે નહીં, એટલામાંટે ૨૦ ગ્રેન "સેલીસીન," જ્યાંસુધી પુષ્કળ પરશેવો છુટે, ત્યાંસુધી દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર, પાંચથી સાત દહાડાસુધી પાણીમાં ચાલુ પીવું. એથી ઝેર શરીરમાં ફરીવળવાનેબદલે પરશેવાની-સાથે નિકળીજશે, અને તેથી હડકળાનીઅસર બિલકુલ થશે નહીં. ડંખવાળા ભાગની આસપાસની જગ્યા વેહેતી છરીવડે કાપી કાહાડવી, અને એરીતે પુષ્કળ લોહી વેહેવા દેવું, આપ્રમાણે કરવાનું કારણ એછે, કે તેથી ઝેર લોહીનીસાથે બાહાર નિકળી જશે. ત્યારપછી તે ઉપર "લ્યુનર કૉસ્ટીક" લગાડવું.

**ઈલાજ ૨ જો.**—જેવું કોઈપણ પ્રાણી કરડે, કે તરત તે ભાગને ગરમ પાણીથી ધોઈને તેઉપર કાળી શાઈ ચોપડવી, અને ફરીથી તે ભાગને ધોઈ નાખીને ડંખવાળા આખા ભાગઉપર "લ્યુનર કૉસ્ટીક" લગાડવું, અને આ પ્રમાણે બે મહિનાસુધી ડંખને રૂઝવા દેવો નહીં, પણ જ્યારે તે રૂઝવા માંડે, કે પાછું વખતેવખત "લ્યુનર કૉસ્ટીક" લગાડયા કરવું, અને આરીતે ડંખવાળો ભાગ ખુલ્લો રાખવો. તથા પારાની મેળવણીવાળી દવાઓ ખાધામાં લેઈને એટલો વખતસુધી મોહોડું આવેલું રેહેએમ કરવું. એમ કર્યાથી હડકાયલાં પ્રાણીનાં કરડવાની અસર બિમારઉપર થશે નહીં.

**ઈલાજ ૩ જો.**—જેવું કોઈપણ પ્રાણી કરડે કે તરત એક જાતનો રોપો, જેને "જેન્ઠીયમ સ્પીનોસમ" (Xanthium Spinosum) કરી કેહેછે, અને જે યુરોપખંડની દક્ષિણે ઘણો સાધારણછે, તેનાં ૫ ગ્રેન પાંદડાં, ત્રણ અઠવાડીયાં-સુધી દરરોજ ખાધાં હોય, તો હડખું કદી અસર કરશે નહીં. આ પાંદડાં ખાધાથી એક બીજો પણ ગુણ થાયછે, અને તે એ કે ડંખાયલા ભાગઉપર "લ્યુનર કૉસ્ટીક" લગાડવું પડતું નથી. એને અર્ધે ભાગે બચ્ચાંને આપવું.

**ઈલાજો ૪ થો.**—"હાઈટી" નામનાં ટાપુનો એક મો. મેરીએરી નામનો ધણી જણાવેછે, કે જેવું કોઈપણ હડકાયલું પ્રાણી કરડે, કે તરત તે કરડેલા ભાગ-ઉપર થોડો દારૂગોળો મુકીને તે સળગાવવો, જેથી તેટલો ભાગ તદન બળી જશે, અને બિમાર બિલકુલ સાજું થશે. આપ્રમાણે થોડીવાર કરવું જોઈએ. વળી તે જણાવેછે, કે તેણે પુષ્કળ માણસોને આરીતે મરતાં બચાવ્યાંછે. એકજ પુરૂષ, કે જેને તેમ કરવા નહીં દીધું, તેજ માત્ર મરણ પામ્યો હતો. આ ઈલાજ તે આજ પંદર વર્ષ થયાં અજમાવેછે, અને સઘળીવેળા તે તેમાં ફાવ્યોછે. આ ઈલાજની ઘણી વખાણ થયેલીછે, માટે તે સાવચેતીથી અજમાવવામાં કાંઈ ખોટું

નથી. અથવા ગરમ સરકો તથા પાણી, આ બંનેને મેળવીને, તેથી ડંખ ધોવો, અને "હાઇડ્રોક્લૉરીક આસીડ" ના ટીપાં ડંખ ઉપર નાખવાં.

**ઈલાજો ૫ માં.**—જેવું કોઇપણ હડકાયલું પ્રાણી કરડે, કે તરત ૧॥ આઉંસ "એલીકેંમપેન" નાં મૂળીયાંને (Elecampane Root) વાટવાં, અને ૧ પાઇન્ટ તાજાં દુધને ઉકાળીને તે આસરે ૦॥ પાઇન્ટજેટલું રેહે, કે તેમાં તે વાટેલો ભુકો નાખવો, અને સવારનાં તે સઘળું પી જવું, તથા બપોરનાં બીજો કશો ખોરાક ખાવો નહીં, પણ જો ભુખ લાગે, તો થોડા કલાક વિત્યાકેડે થોડો અને ઘણો હલકો ખોરાક લેવો. વળી બીજીવાર ઉપર જણાવ્યાપ્રમાણે તેટલાંજ દુધમાં, ૨ આંઉસ મૂળીયાં નાખીને પીવું. ત્રીજીવાર પણ બીજીવારનાંજેટલોજ દુધનો તથા મૂળીયાંનો વજન લેવો, પણ તે દર આંતરે લેવો. આપ્રમાણે ત્રણવાર પીધાથી હડખું ચડવાની ધાસ્તી રેહેશે નહીં.

---

(ક્યુર આવ હાઈડ્રોફોબીયા=Cure of Hydrophobia.)

અગરજો ઉપર જણાવ્યાપ્રમાણે ઈલાજો કર્યાછતાં પણ હડખાં પ્રાણીનાં કરડવાથી હડખું લાગે, તો તેની નીશાનીઓ નીચે જણાવ્યાપ્રમાણેછે.

**નીશાની.**—કરડવાપછી હડખું કાઈવેળા સાત દાહડે, છ મહિને, અથવા ઘણે વર્ષે પણ લાગેછે. જેવેળા બિમારને તાણતોડ થઇ આવેછે, અતિશય તરસ લાગેછે, પાણી જોઇને તે ધ્રુજેછે, મોંહમાં ફિણ આવેછે, અને ટુક વખતમાં તે મરણ પામેછે.

**ઈલાજો ૧ લા.**—એવીવેળા પાણી નહીં પાવાની એક કાબેલ ડાકટર ભલામણ કરેછે, પણ જો અતિશય તરસ લાગે, તો પાણી પાવું નહીં, પણ ૪૮ આઉંસજેટલું પાણી ચોવીસ કલાકનાં અરસામાં મોટી પિચકારીવડે સફરામાં દાખલ કરવું, જેથી તરસ તદન મટી જશે, અને પાણી જોવાથી જે ધાસ્તી તેને લાગેછે, તે પણ લાગશે નહીં. તેને શક્તિ આવવામાંટે "આલકોહૉલ" પાવો, તથા હાથની અથવા પગની કોઇ નસ ચીરીને તેમાં થોડાં ટીપાં "સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ એમોંનીયા" દાખલ કરવું. **અલબતાં આ ઈલાજ કાબેલ ડાકટરશિવાય કોઈ બીજાથી થઈ શકશે નહીં.**

**ઈલાજો ૨ જા.**—બિમારને તાણતોડ શુરૂ થાય, કે તે નરમ પડવામાંટે "ક્લોરોફૉર્મ" રૂમાલઉપર છાંટીને સુંઘાડીને તેને બિલકુલ બેભાન કરવું, અને એવી અવસ્થામાં નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પિચકારીવડે ખભાંની ચામડીમાં દાખલ કરવી.

| | | |
|---|---|---|
| એક્સટ્રેક્ટ આવ કેલેબાર બીન.... | ગ્રેન | ૦। |
| હાઇડ્રોક્લોરેટ આવ મૉરફીયા...... | ગ્રેન | ૧ થી ૨ |
| પાણી.................... | મીનીમ | ૫ |

**ઈલાજો ૩ જો.**—બિમારમાં હડકાંની સઘળી નીશાનીઓ જણાય, કે તરત તેને જ્યાંસુધી તે થાકીને સુસ્ત થઇ જાય, અને પુષ્કળ પરશેવો છુટે, ત્યાંસુધી બહુ જોરમાં દોડાવવું, અથવા બીજીરીતે પરશેવો પાડવાનાં ઇલાજો કરવા. તેને તદન બંધીયાર ઓરડામાં ઘણાં ગરમ પાણીએ નવાડવું, અથવા ઉંચી ખુરસીઉપર તેને બેસાડીને ઘણાં ગરમ પાણીનો બાફ આપવો.

અગરજો ગળી શકાતું હોય, તો પરશેવો છુટવામાંટે ૦॥ ડ્રામ "સેલીસીન," અથવા ૪ ગ્રેન "જેમસીસ પાઉડર," દર અર્ધે કલાકે, જ્યાંસુધી પુષ્કળ પરશેવો છુટે, ત્યાંસુધી ફકાડવું.

**ઈલાજ ૪ થો.**—હૉપ ડ્રામ ૧—તંબાકુ ડ્રામ ૦॥—હેનબેનનાં પાંદડાં ડ્રામ ૦॥—એકસ્ટ્રેકટ આવ હેમલૉક ગ્રેન ૪—એકસ્ટ્રેકટ આવ લેટ્યુસ ગ્રેન ૪—અફીણ ગ્રેન ૧—પાણી આઉંસ ૬.

આ સઘળાંને ઉકાળીને, ગાળી કાહાડી, તેમાં ૦॥ આઉંસ "ટીંકચર આવ એસેફીટીડા" નામવું, અને તે સઘળું પિચકારીવડે સફરામાં દાખલ કરવું.

---

## સાપનો ડંખ.

(સરપન્ટ-બાઈટ=Serpent-bite.)

**ઈલાજો.**—શરીરનાં જે ભાગઉપર ડંખ લાગ્યો હોય, તેનીઉપરનાં ભાગને તરત એક મજબુત સુતળીથી બાંધી લેવો, કે જેથી ઝેર વધારે ઉપર ચઢતું અટકે. ડંખેલા ભાગઉપર અંગારનો ગાંગડો મુકીને તે ભાગને બાળવો, અથવા દિવાની આંચઉપર તે ભાગને આસરે અર્ધી મીનીટસુધી ધરવો. થોડાં ટીપાં "સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ એમોનીયા," અથવા "સૉલ્યુશન આવ પૉટાશ" ડંખનીઉપર મુકવાં. અથવા, ૪ ગ્રેન "પરમેનગેનેટ આવ પૉટાશ," લીકરગ્લાસ પાણીમાં મેળવીને, તેથી ડંખવાળા ભાગને સારીરીતે ધોવો, તથા ૨ થી ૩ ગ્રેન "પરમેનગેનેટ આવ પૉટાશ," ૦॥ ડ્રામ પાણીમાં મેળવીને, ડંખવાળા ભાગની ચાંમડીમાં પીચકારીથી દાખલ કરવું, અગરજો દરદી પીચકારી નહી મારવા દીએ, તો ૩ થી ૫ ગ્રેન એજ દવા પાણીમાં મેળવીને દર કલાક કે બે કલાકે, અગત્ય દીસે, તેમ પાવું. અગરજો નાડી નબળી પડતી ચાલે તો ૧૦ મીનીમ "સૉલ્યુશન આવ એમોનીયા," પાણીમાં મેળવીને પાવું. આ દવાઓ જો ઉતાવળી મળી નહીં શકે, તો રાખને પાણીમાં ડોહવીને તે પાવી, અથવા ૦॥ ડ્રામ "સૉલ્યુસન આવ પૉટાશ," પાણીમાં ભેળીને, દર અર્ધે કલાકે પાવું.

અગરજો બિમારને ઘણી નબળાઇ થયેલી જણાય, તો "બ્રાંડી" અને પાણી વારંવાર પાયા કરવું. અગરજો "બ્રાંડી" મળી નહીં શકે, તો તાડનો દારૂ અથવા તાડી પાવાથી પણ ઘણો ગુણ થાયછે.

દરદીની જીભના ઉપલા ભાગ ઉપર "કલોરોફૉર્મ" લગાડવું.

અગરજો શરીરનાં એવા ભાગઉપર ડંખ લાગ્યો હોય, જેવોકે બરડો, પેટ, વગેરે, કે જ્યાં સુતળી બાંધી શકાય નહીં, તો તેવા ભાગને નસ્તરથી વધારે ચીરીને

તેઉપર સુક્કાં વેહેંતુર મુકવાં, અને થોડુંથોડું લોહી વેહેવા માંડે, કે તરત કોઇ માણસપાસે તે ચુસાવવું. **પણ ઘણી સંભાળ રાખવી, કે ચુસનાર ધણીનાં મોંહમાં કાંઈ છાગલો અથવા ઘા પડેલો હોય નહીં, નહીંતો તેજ ઝેર તેને પણ ચહરો.** અળસીનાં આટાની "પૉલ્ટીસ" કરવી, અથવા ચુનો અને ગોલ મેળવીને તે ડંખનીઉપર મુકવો.

અગરજો કીડ ઘણી લાગતી હોય, તો થોડું અફીણ, પાણીમાં ડોહવીને તેવડે ડંખને ધોવો, અથવા ડંખઉપર ડામ મુકવો.

સાપે ડંખેલા ભાગનીઉપર દોરીવડે મજબુત બાંધવું, કે જેથી ઝેર ઉપર ચહતું અટકે. આપ્રમાણે બાંધવાપછી મરઘીનાં સફરાને ડંખેલા ભાગઉપર જોરથી દાબવો. એમ કર્યાથી મરઘી થોડા વખતમાં મરણ પામશે. આપ્રમાણે ત્રણચાર મરઘીનાં મરવાપછી ઝેર નિકળી જશે. આવેળા ડંખેલાં માણસને "બ્રાંડી" અને પાણી મેળવીને તે પાવું, અને થોડો વખતસુધી હલકો અને સાદો ખોરાક આપવો.

એક જાતનો પથ્થર, જેને "સ્નેક-સ્ટોન" (Snake-Stone) કરી કેહેછે, તે ડંખ ઉતારવાનાં કામમાં આવેછે. આ પથ્થર બનાવવાની રીત નીચે જણાવ્યપ્રમાણેછે.

સાબરસિંગનાં એક કટકાને સુક્કાં ઘાસમાં સારીપઠે લપેટીને તેનીઆસપાસ ત્રાંબાંનો એક પાતળો કટકો જડવો, અને ત્યારપછી આ સઘળાંને અંગારમાં મુકવું. જ્યારે સાબરસિંગ પુરતીરીતે બળીને કાળું થાય, કે તેનીઉપરનું ત્રાંબાંનું પતરૂં કાહાડી નાખી બળેલું સાબરસિંગ નીચે જણાવ્યાપ્રમાણે કામમાં લેવું.

જેવો સાપ ડંખે, કે તરત તે ભાગઉપર છરીનાં નાહાના ઘા કરવા, અને તેઉપર સાબરસિંગનો બળેલો કટકો મુકવો, જે ત્યાં આસરે બે મીનીટસુધી વળગી રેહેશે, અને પછી પોતાનીમેળે ખરી પડશે. જ્યારે તે ખરી પડે, ત્યારે તરત એક પાણીના વાસણમાં તેને પડવા દેવો, અને બાહાર કાહાડીને એક સુક્કાં કપડાંમાં દાબીને સુક્કો કરવો અને પાછો બીજીવાર તે ડંખઉપર દાબવો. આવેળા બે મીનીટથી પણ ઓછો વખત તે ત્યાં વળગી રેહેશે. વળી એજપ્રમાણે ત્રીજીવાર કરવું, જ્યારે તે બિલકુલ વળગશેજ નહીં. આપ્રમાણે કર્યાથી તે સાબરસિંગનો કટકો સાપનું ઝેર ઘણું ઉતાવળે ચુસી લેછે.

---

## વિછુનો ડંખ.

**(સ્કૉરપીયન-બાઈટ=**Scorpion-bite.**)**

**ઈલાજ ૧ લો.**—૧ વાઇનગ્લાસ "બ્રાંડી"માં, ૧ **ચમચી નિમક નાખવું, અને તેમાં** કપડું બોળી તે ડંખ ઉપર લગાડવું. અગરજો આંગળાંઉપર, **અથવા પગઉપર ડંખ લાગ્યો હોય, તો** ઉપલી મેળવણી બનાવી તેમાં તે બોળવો.

**ઈલાજ ૨ જો.**—કાંદો બાફીને તે ડંખઉપર મુકવો.

**ઈલાજ ૩ જો.**—બાવળનાં લાકડાંની રાખ, પાણીમાં ડોહવીને તે ડંખ ઉપર લગાડવી.

**ઈલાજ ૪ થો.**—"ટારટરીક આસીડ," અને ફટકી. આ બંધેને વાટીને તે ડંખઉપર મુકવું.

**ઈલાજ ૫ મો.**—"સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ એમોનીયા"નાં ટીપાં ડંખ-ઉપર નાખવાં.

**ઈલાજ ૬ ઠો.**—"ઈપીકાક્યુઆના પાઉડર"ને, પાણીમાં મેળવીને તે ડંખઉપર લગાડવું.

**ઈલાજ ૭ મો.**—ડંખનીઉપરનાં ભાગઉપર દોરી બાંધવી, કે જેથી ઝેર ઉપર ચઢતું અટકે, અને ત્યારપછી ડંખઉપર માખણ અથવા લસણ મસળવું.

**ઈલાજો ૮ માં.**—મૂળાનો રસ ડંખઉપર ચોપડવો, અથવા કેરીના દહાડામાં કેરીના ડીચકાં ઉપરથી જે ચીક નીકળેછે, તે કહાડીને બાટલીમાં ભરી રાખવો, અને તે ડંખઉપર લગાડવો, અથવા "કીરોસીન" તેલ ડંખઉપર લગાડવું. અથવા થોડા ગ્રેન તંબાકુને પાણીસાથ હથેલીમાં ખુબ મસલીને તેના થોડા ટીપાં દરદીની દરેક આંખમાં નાખવાં, અથવા ચીરાચીરા નામના રોપાની ફુલ સાથની પાદડીઓ અથવા મૂળ્યાં પાણીમાં ખુબ મસલીને તેનો રસ ડંખ ઉપર લગાડવો. એ રોપાને ગુજરાતીમાં અગાડા કહેછે.

**ઈલાજ ૯ મો.**—પાણીમાં નિમક ડોહવીને તે આંખમાં નાખવું.

**ઈલાજ ૧૦ મો.**—ડંખને ચુસવો, **પણ થુક થુકી નાખવી, અને સંભાળ રાખવી, કે મોંહુમાં ઘા, અથવા છાગલો પડલો હોય નહીં.**

**ઈલાજો ૧૧ માં.**—આમલીનાં ચીઓડાનું ચળકતું પડ પથ્થરઉપર પાણીમાં ઘસવું, અને તેની ચળકતી બાજુ ડંખ ઉપર વળગાવી દેવી. ડંખ ચુસાયાપછી પોતાનીમેળે ચીઓડો ખરી પડશે. અગરજો વિજળીનો સંચો હાજર હોય, તો તેનો એક હાથો દરદીનાં હાથમાં પકડાવવો, અને બીજો હાથો ડંખ વાળા ભાગઉપર પકડીને વિજળી આપવી. એથી દરદ ઉતાવળું બંધ પડશે.

**ઈલાજ ૧૨ મો.**—અગરજો કાનખજુરાએ ડંખ દીધો હોય, તો "બ્રાંડી," અથવા "કલોરોફૉર્મ"માં, નિમક ડોહવીને તે ડંખવાળા ભાગઉપર લગાડવું.

---

## જળોનાં ડંખ.

(**લીચ-બાઈટ**=Leech-bite.)

**ઈલાજો.**—અગરજો જળો મુકયાપછી તેનાં ડંખમાંથી લોહી ઘણું વેહે, તો જયાંસુધી લોહી બંધ થાય, ત્યાંસુધી ડંખઉપર બરફ મુકવું, અથવા બાળેલી **હળદનો ભુકો, અથવા ભુંજેલી ફટકીનો ભુકો ડંખઉપર દાબવો.**

"નાઇટ્રેટ આવ સીલવર" ડંખઉપર લગાડવું, અથવા ડંખનીનિચેની ચામડીમાં એક સોય આડી ભોકીને તેનાં એકથી બીજા છેડાસુધી સોયનીઆસપાસ ઝીણો, મજબુત, રેશમી દોરો લપેટવો.

સાદું ધાનું કપડું અથવા ધાનું કપડું "ટીંકચર આવ સ્ટીલ"માં બોળીને તે, અથવા કરોળીઆનું પડ ડંખઉપર મુકીને જયાંસુધી લોહી બંધ થાય, ત્યાંસુધી દાબી રાખવું, અથવા "મેટીકો લીવ્ઝ"નો લુકો ડંખઉપર દાબવો.

---

## ભમરાનો ડંખ.

(ઉવૉસ્પ-બાઈટ=Wasp-bite.)

ભમરાનાં ડંખથી ઘણીવેળા પુષ્કળ દરદ થઇને તેનીઆસપાસનાં ભાગો સુજી આવેછે.

**ઈલાજો.**—ડંખને ચિમટાથી ખેંચી કાહાડવો, અથવા જો તે ઘણો ઉંડો પેઠો હોય, તો ડંખઉપર કુંચીનો પોકળ ભાગ જોરથી દાબવો, જેથી કુંચીની નળીનાં તે પોકળ ભાગમાં ચામડી સેહેલાઇથી ઉપર આવીને ડંખ બાહાર નિકળશે. અને ત્યારપછી તે ડંખવાળા ભાગઉપર "ઑઇલ આવ ટરપીનટાઇન," "ઑલીવ ઑઇલ," "એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા," "રેકટીફાઇડ સ્પીરીટ," મધ, મિઠું તેલ, "શુગરલેડ"નું પાણી, "ટીંકચર આવ કેલેનડયુલા," અથવા કેળનાં પાંદડાંનો રસ, આ નવમાંથી ગમેતે એક મસળવું.

અગરજો ડંખ લાગ્યાથી વરમ ઘણો જોરમાં થયો હોય, તો પાંઉની "પોલ્ટીસ"નો ગરમ સેક કરવો, થોડી જળો મુકવી, અને એક હલકો જુલાબ લેવો.

---

## મધમાખનો ડંખ.

(બી-સ્ટીંગ=Bee-sting.)

**ઈલાજ ૧ લો.**—ડંખનો ભાગ તપાસવો, અને જો માંસમાં ડંખ પેઠેલો જણાય, તો તે નાહાના ચિમટાવડે બાહાર ખેંચી કાહાડવો, અથવા કુંચી ડંખ ઉપર જોરમાં દાબવી, કે જેથી ડંખ ઉપર નિકળી આવશે. ત્યારપછી "સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ એમોનીયા," પાણીમાં નાખીને તેવડે ડંખાયલા ભાગને ધોવો.

**ઈલાજ ૨ જો.**—મિઠાં તેલમાં, "શુગરલેડ"નાં પાણીમાં, મધમાં, કેળનાં પાંદડાંના રસમાં, "રેકટીફાઇડ સ્પીરીટ"માં, "સલફ્યુરીક ઇથર"માં, અથવા "કારબૉનેટ આવ સોડા"ને પાણીમાં પિગળાવીને તેમાં કપડું બોળી તે વારંવાર ડંખઉપર લગાડયા કરવું.

**ઈલાજ ૩ જો.**—અગરજો વરમ ઘણો જોરમાં થયો હોય, અને ઉપલા ઇલાજોથી તે નરમ નહીં પડે, તો અલસીનાં આટાની, અથવા પાંઉની "પૉલ્ટીસ" મુકવી, અથવા "કોલોન વૉટર" મુકવું.

## મચ્છરનો ડંખ.

(મૉસ્કીટો-બાઈટ=Mosquito-bite.)

**ઈલાજો.**—"ઑઇલ આવ ટરપીનટાઇન," તથા મિઠું તેલ, આ બંધેને સરખે ભાગે મેળવીને તે ડંખઉપર લગાડવું, અથવા ૧ ડ્રામ "સૉલ્યુશન આવ એમોનીયા"ને, બે આઉંસ પાંણીમાં ભેળીને તેવડે તે ભાગ ધોવો, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાં કપડાંનો કટકો બોળીને તે મુકવો.

ડાઇલ્યુટેડ સૉલ્યુશન આવ સબ એસીટેટ આવ લેડ આઉંસ ૩ લૉડેનમ ડ્રામ ૨—રોઝ વૉટર આઉંસ ૬.

અથવા, ૧ ભાગ "સેલીસીલીક આસીડ," તથા ૧૦ ભાગ "ફ્લેક્સીબલ કલોડીયન," આ બંધેને મેળવીને, તે પીચ્છથી ડંખ ઉપર લગાડવું.

---

## ઘામાંથી લોહીનું વેહેવું.

(બ્લીડીંગ ફ્રૉમ ધી ઉન્ડ=Bleeding from the Wound.)

**સબબ.**—ઘણીવેળા છરી, અથવા એવાંજ કોઇ બીજાં તીક્ષ્ણ હથીઆરોનાં સખત ઘા થવાથી પુષ્કળ લોહી વેહેછે, અને તે ઘણું ધાસ્તીભરેલુંછે.

**ઈલાજો.**—અગરજો છરી, તરવાર, વગેરે ધારવાળાં હથીઆરોથી ઘા થયો હોય, પણ તે સફાઇદાર અને સરખો હોય, તો પ્રથમ થંડાં પાણીથી લોહી ધોઇ નાખીને ઘાની બંધે બાજુ બરાબર એકમેકનીપાસે લાવીને તેનીઉપર ઘાનાં કપડાંનો રેસો મુકી પાટો બાંધવો, અને તે ઉપર થંડું પાણી નાખ્યા કરવું.

અગરજો ઘા માથાંઉપર, અથવા મોહોડાંઉપર થયો હોય, કે જયાં પાટો બાંધી શકાતો નહીં હોય, તો ઘાની બંધે કોરોને ઉપર જણાવ્યાપ્રમાણે એકમેકસાથે મેળવીને તેઉપર "રેઝીન પ્લાસ્ટર"ની ચીપો વળગાવી તેઉપર ગાદીમુકી બાંધી લેવું.

અગરજો લોહી પુષ્કળ વેહે, તો ડાકટરને બોલાવવો, અને તે આવે તેઅગાઉ અંગુઠાથી ઘાઉપર દાબી રાખવું, અથવા કપડાંની ગાદી મુકી તેઉપર મજબુત પાટો બાંધી લેવો.

અગરજો વેહેતું લોહી રાતા રંગનું હોય, અને પાણીની ધારનાં આકારમાં જોરથી જતું હોય, તો જાણવું કે કોઇ મોટી નસ, કે જેમાં હંમેશાં રાતું લોહી વેહેછે, તે કપાઇછે. એવીવેળા જો ઘા હાથ અથવા પગઉપર હોય, તો તેની ઉપરનાં ભાગઉપર જે નસ આવી હોય, તે અંગોઠાથી દાબવી, અથવા એક રૂમાલ તે ભાગનીઆસપાસ મજબુત બાંધવો. અગરજો તેથી પણ લોહી બંધ નહીંજ થાય, તો પેહેલે મજબુત પાટો બાંધી, પાટાની અને શરીરનાં તે ભાગનીવચ્ચે કુંચી, અથવા એવીજ બીજી કાંઇ વસ્તુ મુકીને નસઉપરનાં પાટાને મજબુત આંટો મારવો, કે જેથી ડાકટર આવેતેટલાં તરત લોહી વેહેતું બંધ થશે. પણ જો આરીતે આંટો મારતાં લોહી બંધ થાય, તો વધારે આંટા મારવાની અગત્ય નથી, કેમકે

નહીંતો ઘાનીઆસપાસનાં ભાગો સુજી આવી કાળા સાઇજેવા થશે, અને તેથી તેમાં નઠારી જાતનાં ચાઠાં પડીને સળો લાગુ પડશે.

અગરજો લોહી કાળા, અથવા જાંબુરા રંગનું વેહે, તો જાણવું, કે તે એક એવી નેસછે, કે જેમાં કાળું લોહી વેહેછે, અને જેને અંગ્રેજીમાં "વેન" (Vein) કરી કેહેછે. અગરજો એવી જાતની નેશ કપાઇ હોય, તો તેનીઉપરનાં ભાગઉપર નહીં, પણ જરા તેનીનિચેનાં ભાગઉપર ઉપર જણાવ્યાપ્રમાણે અંગુઠાથી, રૂમાલથી, અથવા કુંચી, વગેરેથી કપડાંને આંટો મારી મજબુત પાટો બાંધી તેઉપર દબાણ કરવું, કે જેથી કાળું લોહી વેહેવું તરત બંધ થશે. સફાઇદાર ઘા ઘણુંકરીને "રેઝીન પ્લાસ્ટર"ની પટી વળગાવવાથીજ રૂઝાયછે, પણ જો તેમાં દુખાવો થાય, અને સુજી આવે, તો તે ભાગઉપર "ટીંકચર આવ આરનીકા," તથા "ગ્લીસરાઇન," આ બંધેને સરખે ભાગે મેળવીને તેમાં કપડું બોળીને તે મુકયાથી ઘણો ગુણ થાયછે.

જે ઘા બુઠાં હથીઆરથી, લાકડીનાં ફટકા વગેરેથી થાયછે, તેને અંગ્રેજીમાં "કૉનટયુઝડ ઉન્ડ" (Contused Wound), અથવા "બ્રુસ" (Bruise) કરી કેહેછે, અને તે ઉપર જણાવ્યાપ્રમાણે છરીનાં, અથવા એવાંજ બીજાં ધારવાળાં હથીઆરોનાંજેવો સફાઇદાર હોતો નથી, પણ ખડબચડો હોયછે, તથા તેનીઆસપાસનાં ભાગો સુજેલા હોયછે. એવીવેળા "રેઝીન પ્લાસ્ટર"ની પટી મુકીને પાટો બાંધવો, અને થંડું પાણી, થંડાં પાણીમાં સરકો ભેળીને તે, અથવા "શુગરલેડ"નું પાણી તેઉપર મુકવું, અને તે રાતદહાડો ભિંજવેલો રાખવો.

અગરજો દરદ ઘણું થતું હોય, તો થોડાં ટીપાં "ટીંકચર આવ આરનીકા" અથવા "ટીંકચર આવ કેલેનડયુલા," ઘાઉપર પેહેલે નામવાં, અને જો એકબે દહાડા વિત્યાપછી તેમાંથી રસી વેહે, તો અલસીનાં આટાનો ગરમ સેક કરવો, અને જયાંસુધી સડેલા ભાગનું ચામડું, તથા રસી નિકળે ત્યાંસુધી સેક કરવો ચાલુ રાખવો, ત્યારપછી ઘાના મલમની આગળી તેઉપર મુકવી.

અગરજો ઘણું પરૂં વેહેતું હોય, અને જો બંધ નહીં થાય, તો ૧ ડ્રામ "ટરપીનટાઇન"માં, અથવા ૧ ડ્રામ "ગ્લીસરાઇન"માં ૧૦ ગ્રીનીમ "કારબૉલીક આસીડ" નામીને તેમાં કપડું બોળી તે બરાબર ઘામાંજ આવે એવીરીતે મુકવું, અને તેઉપર ઘાનાં મલમની આગળી મુકવી, અથવા "ઑઇન્ટમેન્ટ આવ ઝીંક"ની આગળી બનાવીને તે મુકવી, અથવા સાદા મલમમાં થોડો ચાક મેળવીને, તેની આગળી બનાવી તે મુકવી.

જયારે ઘા રૂઝાવા માંડેછે, ત્યારે તેનીઉપર તાજાં માંસનાં જીણાંજીણાં દાણાંઓ ફુટી નિકળેછે, અને જે આસપાસની ચામડીની સપાટીકરતાં જરા ઉંચા જણાયછે, માંટે આ માંસને ચામડીની સપાટી બરાબર કરવામાંટે તેઉપર મોરથુથુ દરરોજ સવારસાંઝ લગાડયા કરવું.

---

## ઉંડો ઘા.

(પન્કચર્ડ ઉન્ડ=Punctured Wound.)

**ઈલાજો.**—અગરજો પેટ, છાતી, માથું, ઇત્યાદિ ભાગોમાં લાંબો અને ઉંડો ઘા થાય, અથવા દિલ, કલેજું, ફેફસું, ગુરદો, હોજરી, આંતરડું, ભેજું, ઇત્યાદિ એવા કોઇ અગત્યનાં ભાગને એથી નુકસાન થાય, તો તે ઘણુંજ ધાસ્તી ભરેલુંછે, માટે તેવીવેળા તરત ડાક્ટરને બોલાવવો. પણ જો માત્ર શરીરની ચામડીઉપર, અથવા બાહારનાં માંસમાં એવો ઘા થાય, તો **"ઘામાંથી લોહીનું વેહેવું"**નાં મથાળાંહેઠલની બાબદમાં જણાવ્યાપ્રમાણે ઘાની બંધે બાજુઓને પાસે લાવીને "રેઝીન પ્લાસ્ટર" વળગાડવું, અને તેઉપર કપડાંની ગાદી મુકીને પાટો બાંધી લેવો. એવા ઘા કોઇવાર તરત રૂઝી જાયછે, અને કોઇવાર ઘણો લાંબો વખ્તસુધી રેહેછે. "ટીંકચર આવ આરનીકા," અથવા "ટીંકચર આવ કેલેનડયુલા" લગાડયાથી દરદ મટી જાયછે. અગરજો રસી વેહે, તો તેઉપર ગરમ "પોલ્ટીસ" મુકવી.

---

## છરીનો કાપ.

(કટ=Cut.)

અગરજો છરીનો નાહાનો કાપ અથવા ઘા લાગ્યો હોય તો તેઉપર લુગડાંની પટી મજબુત બાંધી લેવી. પણ જો કાપ જોરમાં લાગ્યો હોય, અને લોહી વધારે જતું હોય, તો તેઉપર થંડું પાણી નાખવું, બરફ મુકવું, અથવા "ઑઇલ આવ ટરપીનટાઇન," "ફ્રાયર્સ બાલસમ," "કૉલોડીયન," "ટીંકચર આવ બેનઝોઇન," કરોળીઆનું પડ, આમાંહેથી ગમેતે એક ઘાઉપર મુકવું, અને ઘાની બંધે કોરો સાથે મેળવીને તેઉપર "રેઝીન પ્લાસ્ટર"ની પટી મુકવી, અને જો અગત્ય જણાય, તો તેઉપર પાટો બાંધી રાખવો.

---

## લચક.

(સ્પ્રેન=Sprain.)

**નીશાની તથા સબબ.**—કેટલીકવેળા ચાલતાં ઠોકર લાગ્યાથી, અથવા પડી જવાથી ઘણુંકરીને ઘુટણમાં, પગની એડીમાં, અથવા હાથનાં પોહોંચામાં લચક આવેછે, અને તે ભાગ સુજેછે, રાતો થઈ આવેછે, તથા તેમાં ઘણો દુખાવો થાયછે.

**ઈલાજ ૧ લો.**—અગરજો વીસથી ત્રીસ મીનીટસુધી ધીરજ રાખીને લચક વાળા ભાગને મસળ્યા કીધો હોય, અથવા ચંપી કર્યા કીધી હોય, તો બિમારને ઘણો કરાર થાયછે, અને તેથી દુખાવો પણ થોડા વખ્તમાં ખિલકુલ ઓછો થઇ જાયછે. પણ ચંપી કરતીવેળા બિમારે ધીરજ રાખવી જોઇએ, તથા જો દુખાવો થાય, તો તેટલો વારસુધી તે ખમવો જોઇએ.

**ઈલાજ ૨ જો.**—કાગળનાં જાડાં પુઠાંની બે પટીઓ કાપીને લચકવાળા ભાગની દરેક બાજુઉપર બરાબર બેસેએવી બનાવીને તેઉપર ઘણોસરખો રૂ મુકી તેનીઆસપાસ બાંધવી, અને તે સઘળાંઉપર પાટો બાંધી લેવો. ત્રણ દહાડા વિત્યાકેડે તે સઘળું છોડી નાખીને તે ભાગઉપર "એમપ્લેસટ્રમ એલીમાઇ" ચાંમડાં ઉપર પાંથરીને તેની આગળી બનાવી તે મુકવી, અથવા આ નીચે જણાવેલો લેપ લગાડવો. આ લેપ ઘણો ફાયદાકારકછે.

ઇસસ, આંબાહળદ, ગુગલ, ગુજર, રેવનચીનો સીરો, એળીયો, સાતોરી, ઘોરાવજ, સાજીખાર, અને રૂમી મસ્તકી. આ સઘળાંને સરખેભાગે લઇને, ખુબ બારીક છુંદીને, બેવડા દારૂમાં પીગળાવી, કાંજીજેવુંઘટ કરીને, આતશઉપર ગરમ કરીને, થોડી ઇડાની સફેતીસાથ મેળવી ચોપડવું, અને તે ઉપર રૂ લગાડવો, અને ત્યારપછી આગળનીપડે પાછી પુઠાંની પટીઓ બાંધવી.

**ઈલાજ ૩ જો.**—પાણીમાં સરકો ભેળીને, અથવા "શુગરલેડ"નું પાણી બનાવીને, તેમાં કપડાંનો કટકો બોળી તે લચકવાળા ભાગઉપર મુકવો, અને તે ભિનોભિનો રાખવો, અને સોજો નરમ પડે, કે દિવસમાં એકથી બેવાર થંડાં પાણીની ધાર તેઉપર થોડા દહાડાસુધી ચાલુ નાખ્યા કરવી.

**ઈલાજ ૪ થો.**—ઘણાં ગરમ પાણીમાં થોડી મીનીટસુધી લચકવાળો ભાગ બોલી રાખવો, અને બાહાર કાહાડયાપછી તે ઉપર "ટીંકચર આવ આરનીકા" લગાડવું, કે જેથી દુખાવો તથા સોજો ઘણે દરજ્જે ઓછો થશે.

**ઈલાજો ૫ માં.**—"કેમોમાઇલ" ફુલ, અથવા ખસખસનાં પોસ પાણીમાં ઉકાળીને, તેનો ગરમ સેક કરવો, અને જો તેથી સોજો નરમ નહીં પડે, તો થોડી જળો મુકવી.

અગરજો પગઉપર સોજો હોય, તો થોડા દહાડાસુધી "રબર"નું મોજું પેહેરવું, તથા તેવેળા બનતાંસુધી હાલચાલ થોડી કરવી-

---

## શરીરનાં હાડકાંઓનું વળી જવું.

(**રેકીટીસ**=Rachitis.)

**નીશાની.**—પગો વાંકા અને મરડાયલા, અને પગની પાટલીઓ તથા ઘુટણો સુજેલા રેહેછે, પેટ મોટું, તથા શરીર તવાયલું હોયછે, અને ભુખ અતિશય પણ ખોટી લાગેછે.

**સબબ.**—આ દરદ નબળાઇનેલીધે બાળપણથી થાયછે. એમાં બચ્ચાંનાં પગો મરડાઇને પેંગા થાયછે. તેજપ્રમાણે બરડાનો કાંટો વાંકો થવાથી, તથા છાતીનાં હાડકાં સરખીરીતે નહીં હોવાનેલીધે, તથા તેઓ સારીરીતે નહીં વધવાનેલીધે બચ્ચાંને ખુંધ નિકળેછે. એવા બચ્ચાંનાં હાંડકાંઓમાં ચુનાની મેળવણીવાળો ભાગ જોઇએ તેકરતાં ઓછો હોવાથી તેઓનાં હાડકાંઓ સુખાકારીવાળાં બચ્ચાંઓનાંજેવાં કઠણ હોવાનેબદલે ઘણાં નરમ રેહેછે, અને તેથી તેઓ વળી જાયછે.

**પરચુટણ ઈલાજો.**—બચ્ચાંની એવી અવસ્થામાં બાહારનાં ઈલાજો કરવાકરતાં તેઓની ખાધાપીધાની સારી માવજત રાખ્યાથી, શક્તિની દવા આપ્યાથી, સારો ખોરાક ખવાડયાથી, તથા દરીઆની ખારી હવામાં રાખ્યાથી જેટલો જોઇએએટલો ગુણ થાયછે.

ઘણીવેળા એવા વાંકા પગોને સિધા કરવામાંટે તેઓનીઉપર કપડાંના પાટા બાંધવાથી, અને તેઓનીઆસપાસ લાકડાંની ચીપો બાંધી રાખવાથી, વળી તેજ-પ્રમાણે વધારે ખુંધ નિકળે નહીં, એટલામાંટે તરેહવાર આકારનાં લોઢાંનાં પતરાં, તથા કામડીઓ તેની છાતી તથા બરડાનીઆસપાસ બાંધવાથી કાંઇપણ ગુણ થવાને બદલે ઉલટો અવગુણ અને દુઃખ થાયછે, અને તેથી ગરીબ બાપડાં બાળકો સુધરવાને બદલે વધારે ખુંધાં તથા પેગાં થાયછે. એવાં બાળકોને નાહાનપણમાં ચલાવવાં નહીં જોઇએ. બનતાંસુધી તેઓને પોચાં બિછાણાંકરતાં કઠણ બિછાણાંમાં, અથવા સાદડીઉપર, અને ઘણુંકરીને પિઠઉપર ચત્તાં સુવાડી રાખવાં, ખોરાક સારો અને પચતો આપવો, જેવોકે દુધ, ગોસનો સેરવો, પાંઉ, અધકચરાં બાફેલાં ઈંડાં, માખણ, લીલો મેવો, ઇત્યાદિ. અગરજો નબળાઇ ઘણી હોય, તો અવાર નવાર એક ચમચો "પોરટર," અથવા "વાઇન" પાવો. જલદ ચા, કાફી, પટેટા, રાંધેલું ધાન્ય, તરકારી, ઇત્યાદિ જાતનો ખોરાક આપવો નહીં. એવાં બચ્ચાંને દરરોજ દરીએ કિનારે રેતીમાં ખાડો ખનીને તેના બેઉ પગ તેમાં સરખા મુકીને ગુઠણ સુધી રેતી પુરી, ને તેને પા કલાક પકડી ઉભું રાખવું, એમ લાંબો વખત કરીયાથી ફાયદો થાય છે. વળી દવા-તરીકે નીચે જણાવેલા ઈલાજો કરવા.

**ઈલાજ ૧ લો.**—લોઢાંની મેળવણીવાળી કોઇ દવા પાવી, જેવીકે ૧ થી ૩ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ," પાણીમાં નાખીને, દહાડામાં ત્રણવાર પાવું.

**ઇલાજો ૨ જો.**—૧૦ થી ૧૫ મીનીમ "કેમીકલ ફુડ," અથવા ૧૦ થી ૨૦ મીનીમ "સીરપ આવ હાઇપોફૉસફાઇટ આવ લાઇમ," પાણીમાં નાખીને, દહાડામાં ત્રણવાર પાવું.

**ઈલાજ ૩ જો.**—૧ ચમચી "વાઇન આવ આયરન," "શેરી વાઇન"માં નાખીને, દહાડામાં ત્રણથી ચારવાર પાવું.

**ઈલાજ ૪ થો.**—૧ થી ૨ ચમચી ચુનાનું પાણી, દુધમાં નાખીને, સવારસાંઝ પાવું.

**ઈલાજો ૫ માં.**—બચ્ચાંને થંડાં પાણીએ દરરોજ નહવાડવું, અને નહવાડી રહ્યાપછી જાડા "ટુવાલ"વડે તેનું શરીર સારીપઠે લુછવું, તથા નીચે જણાવેલી દવાઓ મેળવીને, દરરોજ સવારનાં પિઠઉપર ચોપડવી.

| | | |
|---|---|---|
| બાલસમ આવ પીરૂ.......... | દ્રામ | ૧ |
| કેમફર..... ............. | દ્રામ | ૧ |
| સ્પીરીટ આવ વાઇન.. ...... | આઉંસ | ૧ |

**ઈલાજો ૬ ઠા.**—અગરજો ઝાડો કબજ રેહેતો હોય, તથા તાવ આવતો હોય, તો ૧૨ ગ્રેન "કેલસાઇન્ડ મેગનીશીયા," તથા ૧૨ ગ્રેન "રૂહબાર્બ"નો ભુકો, આ બંધેને મેળવીને, તેનાં ચાર પડીકાં કરી, અક્કેકું, દહાડામાં ચારવાર, સાકરનાં શીરામાં ચટાડવું, તથા તે એકથી બે દહાડાસુધી ચાલુ રાખવાં, અને તાવ નરમ પડવામાંટે બચ્ચાંને ગરમ પાણીથી નહવાડવું, તથા ૫ થી ૧૦ ટીપાં "એન્ટીમોનીયલ વાઇન," તથા ૭ મીનીમ "સ્પીરીટ આવ નાઇટ્રસ ઇઠર," આ બંધેને પાણીમાં મેળવીને, દહાડામાં ત્રણવાર પાવું. તાવ નરમ પડવાપછી ૧ થી ૪ ટીપાં "ટીંકચર આવ સ્ટીલ," પાણીમાં નાખીને, સવારસાંઝ પાવાં. બચ્ચાંને દરીઆનાં પાણીથી નહવાડવું, અથવા જો તેમ કરવાને નહીં બની શકતું હોય, તો પાણીમાં નિમક નાખીને તેથી નહવાડવું.

---

## બરડાનાં કાંઠાની નબળાઈ તથા બેડોલપણું.

(સ્પાઈનલ ઉવીકનેસ, ડીફૉરમીટી, એન્ડ કરવેચર=Spinal Weakness, Deformity, and Curvature.)

**નીશાની.**—બરડાનાં કાંઠાની નબળાઇ તથા બેડોલપણું કોઇવેળા નબળાં બાળકને જન્મથી હોયછે, પણ ઘણીવેળા જન્મ પામવાપછી થોડો વખત રેહીને કોઇ ભારે બિમારી થવાથી ઘણી નબળાઇનેલીધે પણ થાયછે.

**સબબ.**—બરડાનાં કાંઠાનેલગતાં હાડકાંઓ, જેને "વરટીબ્રી" (Vertibræ) કરી કહેછે તેઓમાં, તથા તેનીસાથે પીડુનેલગતાં હાડકાંઓમાં ચુનાની મેળવણીને લગતો ભાગ ઓછો હોવાથી, તથા તે હાડકાંઓનીસાથે જોડાયલા માંસના લોચાઓ પણ નિર્બળ થઇ જવાથી, તેઓની જેતે એક બાજુઉપર ઓછું અથવા વધતું ખેંચાણ થાયછે, જેથી શરીરની બંધે બાજુએ તેઓ એકસરખીરીતે વધવાનેબદલે વાંકીરીતે વધેછે. વળી કેટલીક નબળા બાંધાવાળી મોટી ઉંમરની છોડીઓ પોતાને વધારે દેખાવડી, તથા ટટાર બતાવવામાંટે ઘણાં તંગ લુગડાં પેહેરેછે, તથા છાતી અને કંમરઉપર કામડીઓ બાંધેછે, તેઓને એવા તંગ લુગડાં પેહેર્યાથી અતિશય અવગુણ થાયછે, તથા બરડાનાં કાંઠાનાં હાડકાંઓ વાકાં થવાસાથે પીડુનેલગતાં હાડકાંઓ પણ મરડાઇને વાકાં થાયછે, જેથી એવી કમસમજ છોડીઓને ગર્ભવંતી થવાપછી જન્મ આપતીવેળા ઘણું ખમવું પડેછે, અને તેઓ ઘણી દુઃખી થાયછે.

**ઈલાજ ૧ લો.**—હાડકાંઓમાં ચુનાની મેળવણીવાળો ભાગ વધેએવી દવાઓ આપવી, જેવીકે ૧ ચમચો "સીરપ આવ હાઇપોફૉસફાઇટ આવ લાઇમ," પાણીમાં ભેળીને સવારસાંઝ પાવું, તથા દિવસે નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેના બે ભાગો કરીને ત્રણ કલાકને આંતરે તે પાવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કૉડલીવર ઑઇલ.. .. | આઉંસ | ૧ | ટીંકચર આવ સ્ટીલ... | મીનીમ | ૩૦ |
| સ્લર્ફેટ આવ કુઇનીયા .. | ગ્રેન | ૪ | સીરપ.... .... .. | આઉંસ | ૧ |

અગરજો હાડકાંઓમાં અવારનવાર ઘણો દુખાવો પણ થયા કરતો હોય તો નીચે લખેલી દવાઓ મેળવીને, તેમાંથી મોટી ઉમરનાએ પોણું વાઇનગ્લાસ ભરીને દહાડામાં ત્રણવખત દુખાવો નરમ પડે ત્યાંસુધી પીવી.

| | | |
|---|---|---|
| ટીંકચર આવ સીમીસીફ્યુગા રેસીમોઝા | ડ્રામ | ૧॥ |
| ટીંકચર આવ સ્ટ્રેમોનીયમ........ | ડ્રામ | ૧ |
| આયોડાઈડ આવ પોટાશીયમ..... | ગ્રેન | ૨૦ |
| સીરપ .................... | આઉંસ | ૦॥ |
| પાણી....... ............ | આઉંસ | ૪ |

તથા દુખાવાવાળી જગા ઉપર સુક્કાં વેહેતુર મુકવાં, અને "બેલેડોના પ્લાસ્ટર" મુકવું.

**ઈલાજો ૨ જો.**—અગરજો ઝાડો કબજ રેહેતો હોય, તો અવારનવાર હલકો જુલાબ લેવો, માથાઉપર દરરોજ ઝારીવડે થંડું પાણી નાખવું, શરીરની ચામડી જાડા "ટુવાલ"વડે લુછીને તેમાં ગરમી લાવવી, પોચાં બિછાણાંઉપર સુવાને બદલે કઠણ બિછાણાંઉપર સુવું, ખુલ્લી હવામાં ફરવું, ફરીને આવ્યાપછી ચતું સુવું, કસરત કરવી, દરીઆનાં પાણીએ નાહાવું. જુવાન છોડીઓએ પોતાની ખુદરતી ખુબસુરતીઉપર સંતોષ પકડવો, અને કાચળીઓ બાંધીને પોતાનાં શરીરને નુકશાન કરવું નહીં.

---

## બળી જવું.

(બર્ન=Burn.)

**ઈલાજ ૧ લો.**—કુમારની એક પટીને વચ્ચેથી કાપીને તે મુકી દેવી, અને તેનો રસ પણ બળેલા ભાગઉપર લગાડવો.

**ઈલાજો ૨ જો.**—સરકો અને શાઇ, અથવા ઇંડાંની સફેદી અને દહીં, દુધ, અથવા "ઑલીવ ઑઇલ," આ બંધેને મેળવીને તે લગાડવું.

**ઈલાજ ૩ જો.**—ઘઉંનો અથવા ચોખાનો આટો, અથવા "વાયૉલેટ પાઉડર," બળેલા ભાગઉપર ભભરાવવો, અને છાગલો પડયો હોય, તે કાપી નાખીને ફરીથી ભભરાવવો.

**ઈલાજ ૪ થો.**—રૂ બાળીને બળેલા ભાગઉપર મુકવો.

**ઈલાજો ૫ મો.**—એક ભાગ ચુનાનું પાણી, અને બે ભાગ મિઠું તેલ, આ બંધેને મેળવીને તેમાં, અથવા "રેકટીફાઇડ સ્પીરીટ," અથવા "ટરપીનટાઇન" ને દુધમાં ભેળીને, તેમાં કપડું બોળી તે બળેલા ભાગઉપર મુકવું.

**ઈલાજ ૬ ઠો.**—શુગરલેડ ડ્રામ ૨—ઑલીવ ઑઇલ અથવા અલસીનું તેલ આઉંસ ૧—પાણી આઉંસ ૧—ગુલાબ આઉંસ ૪.

આ સઘળાંને મેળવીને તે બળેલા ભાગઉપર મુકવું.

**ઈલાજ ૭ મો.**—અગરજો રસી જતી હોય, તો નીચે લખેલી દવાઓ મેળવીને તે બળેલા ભાગઉપર લગાડવી.

કારબૉનેટ આવ ઝીંક આઉંસ ૧—મરનો ભુકો ડ્રામ ૦॥—શુગરલેડ ડ્રામ ૦॥—ચરબી આઉંસ ૩.

**ઈલાજ ૮ મો.**—ચુનાનું પાણી...... } સરખે ભાગે.
ઑલીવ ઑઈલ.... }

આ બંધેને મેળવીને તે બળેલા ભાગઉપર લગાડવું.

**ઈલાજ ૯ મો.**—હાથને, અથવા શરીરનાં કોઈ બીજા ભાગને વરાળ લાગી હોય, તો થોડોવારસુધી તે બળેલા ભાગને અંગારઆગળ ધર્યાથી દરદ તદન બંધ પડેછે.

**ઈલાજ ૧૦ મો.**—૧ આઉંસ "ઑલીવ ઑઈલ," તથા ૨ આઉંસ "સૉલ્યુશન આવ પૉટાશ," આ બંધેને મેળવીને તે બળેલા ભાગઉપર લગાડવું

**ઈલાજ ૧૧ મો.**—ગરમ પાણીમાં વાદળું બોળીને બળેલા ભાગઉપર પેહેલાં ફેરવવું, અને ત્યારપછી નીચે જણાવેલી દવાઓ મેળવીને તે લગાડવી અને લગાડયાપછી તેઉપર રૂ મુકવો.

કારબૉલીક આસીડ ભાગ ૧—એસેટિટ આવ લેડ ભાગ ૩—ચરબી, અથવા લીનીમેન્ટ આવ લાઇમ ભાગ ૨૦.

**ઈલાજ ૧૨ મો.**—"કેરોસીન"નું તેલ બળેલા ભાગઉપર લગાડયાથી ઘણી ઉતાવળી રૂઝ આવેછે. વળી આ તેલથી વાની નઠારી અસર બળેલા ભાગઉપર થતી નથી, અને તે વધારે સડવાથી અટકેછે.

**ઈલાજ ૧૩ મો.**—"બાઇકારબૉનેટ આવ સોડા"નો ભુકો બળેલા ભાગ ઉપર છાંટવો, અને તે ઉપર કપડાંનો કટકો પાણીમાં ભિંજવીને મુકવો.

**ઈલાજો ૧૪ માં.**—"ફ્રાયર્સ બાલસમ," અને "મેડીલેટેડ સ્પીરીટ આવ વાઇન," આ બંધેને સરખે ભાગે મેળવીને તે લગાડવું, અથવા "ઑકસાઇડ આવ ઝીંક," તથા "કારબૉનેટ આવ મેગનીશીયા"નો ભુકો કરીને તે બળેલા ભાગઉપર છાંટવો.

**ઈલાજો ૧૫ માં.**—અગરજો બળી જવાથી ચામડી ગોસનાં કટકાની પેઠે ચટી આવે, તો "નાઇટ્રેટ આવ સીલવર," અથવા મોરથુથુ તેઉપર થોડા દહાડાસુધી લગાડવું.

**ઈલાજ ૧૬ મો.**—"ગ્લીસરાઇન"માં, "લીઠાર્જ"નો ઝીણો ભુકો પિગળાવીને તે બળેલા ભાગઉપર લગાડવો.

**ઈલાજો ૧૭ માં.**—પિગળેલી લાખ આંગળાંઉપર પડયાથી કોઇવેળા આંગળાં બળી જાયછે, અને તેઓમાં ઘણું દરદ થાયછે. તેવેળા હાથને ગરમ પાણીમાં બોળવા, અથવાતો ૫ થી ૨૦ ગ્રેનસુધી "નાઇટ્રેટ આવ સીલવર"ને,

૧ આઉંસ પાણીમાં મેળવીને તે પિચ્છવડે બલેલા ભાગઉપર લગાડવું, અને તેઉપર રૂ મુકવો. તેવેળા જરા "બ્રાંડી" પાવો. ઉકલતી ચા, ભુલમાં પીવાથી, કે વરાળથી ગળુ દાઝી જાએ, તો દર કલાકે ૧ ડ્રામ "કૉડલીવર ઑઇલ" તથા ૧ ડ્રામ "સૉલ્યુશન આવ લાઇમ" મેળવીને દહાડામાં ઘણી વખત દર કલાકે પાવું. આ ઇલાજથી ત્રણ દહાડામાં સારૂં થાયછે.

---

## બાલ.

### બાલની મજબુતીનો ઊપાય.

(સ્ટ્રેન્ઠનીંગ આવ ધ હેર=Strengthening of the Hair.)

**ઈલાજ ૧ લો.**—ગેલીક આસીડ ભાગ ૨—કેસ્ટર ઑઇલ ભાગ ૨૫—ઑઇલ આવ બરગેમૉટ થોડાં ટીપાં—લાર્ડ ભાગ ૬૦.

આ સઘળાંને મેળવીને તે લગાડવું.

અગરજો ઘડપણનેલીધે બાલ ખરી જાય, અને તેથી માણસ બોડકું થાય, તો તેનો ઇલાજ નથી, પણ જો બીજાં કારણોથી બાલ ખરી પડતા હોય, જેવાંકે ચામડીનાં દરદોથી, બાલનાં મૂળનાં તરેહવાર દરદોથી, અથવા શરીરની નબળાઇથી તો નીચે જણાવેલા ઇલાજો કરવા.

**ઈલાજ ૨ જો.**—અગરજો શરીરની નબળાઇથી બાલ ખરી પડતા હોય, તો સારો તથા શક્તિવાળો ખોરાક ખાવો, અને

સૉલ્યુશન આવ એમોનીયા આઉંસ ૦॥—આલકોહોલ ડ્રામ ૧॥—કપુર ગ્રેન ૨૦—નિમક આઉંસ ૦॥—પાણી આઉંસ ૨૦.

આ સઘળાંને મેળવીને તેથી દહાડામાં ત્રણવાર માથું ધોવું. ત્યારપછી ૪ આઉંસ કુક્કરની ચરબી, અને ૧ આઉંસ કપુર, આ બંધેને મેળવીને તે માથાંની તાલકીઉપર લગાડવું. એમ કર્યાથી બાલનાં મૂળને મજબુતી આવશે, અને બાલ વધશે.

**ઈલાજ ૩ જો.**—૨ આઉંસ એરંડીયું તેલ, તથા ૦॥ આઉંસ "ટીંકચર આવ કેન્ટેરીડીસ," આ બંધેને મેળવીને તે સવારસાંઝ બાલને લગાડવું.

**ઈલાજ ૪ થો.**—ચરબીમાં થોડો રમ દારૂ નાખીને પાતળું કરી તે લગાડવું. અગરજો માથાંનાં બાલ લાંબા હોય, તો કપાવવા, અને જો બાલ ટુકાજ હોય, તોયેપણ તેને થોડાથોડા દર અઠવાડીયે, અથવા પખવાડીએ કાતર્યા કરવા. માથાંની તાલકી થંડા પાણીથી દર સવારે ધોવી, અને સારીપઠે જાડા "ટુવાલ" વડે જોરથી ઘસીને લુછવી, તે એવીરીતે કે માથું જરા રાતું થાય, તથા થોડીઘણી અગન તેમાં બળે.

**ઈલાજ ૫ મો.**—ટીંકચર આવ કેન્ટેરીડીઝ ડ્રામ ૨—ઑઇલ આવ રોઝમેરી ટીપાં ૧૦—ઑઇલ આવ લેવેન્ડર ટીપાં ૧૦—કોલોન વૉટર આઉંસ ૨.

આ સઘળાંને મેળવીને તે સવારસાંઝ થોડુંથોડું બાલને લગાડવું.

**ઈલાજ ૬ ઠો.**—*બાલ સાફ કરવાનાં "બ્રશ"ઉપર રમ દારૂ નાખીને તેથી બાલને દરરાત્રે સાફ કરવા, અને ત્યારપછી દર સવારે તેઉપર થંડું પાણી નાખવું, અને બાલ તદન સુકાવા દેવા.

**ઈલાજ ૭ મો.**—તાજાં લીંબુનો રસ ડ્રામ ૧—લીકવીડ એક્સટ્રેકટ આવ સીન્કોના ડ્રામ ૨—ટીંકચર આવ કેન્થેરીડીસ ડ્રામ ૨—ઑઇલ આવ લેમન ટીપાં ૨૦—ઑઇલ આવ બરગેમૉટ ટીપાં ૧૦—ગાયની ચરબી આઉંસ ૨.

પ્રથમ માથાંને સાબુ, પાણી, અને થોડાં "કોલોન વૉટર"થી ધોઈને નુછી નાખી સુકાવા દેવું, અને ત્યારપછી બીજે દહાડે સવારનાં ઉપલી દવાઓને થોડાં "પૉમેટમ"માં મેળવીને તે માથાંઉપર લગાડવી, અને આપ્રમાણે દરરોજ લગાડયા કરવું, જેથી ચારથી પાંચ અઠવાડીયાંમાં તેનો ગુણ જણાશે.

**ઈલાજ ૮ મો.**—એરંડીયું તેલ આઉંસ ૬—ટીંકચર આવ કેન્થેરીડીસ ડ્રામ ૩—ઑઇલ આવ લેમન ટીપાં ૩૨—કડવી બદામનુ તેલ ટીપાં ૧૨—ગાયની ચરબી આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને તે માથાંઉપર લગાડવું.

**ઈલાજ ૯ મો.**—બદામનું તેલ ડ્રામ ૧—સલફેટ આવ કુઇનીયા ગ્રેન ૧૫—ગુલાબનું અત્તર ટીપાં ૨—ગાયની ચરબી ડ્રામ ૩.

આ સઘળાંને મેળવીને તે માથાંઉપર લગાડવું.

**ઈલાજ ૧૦ મો.**—ઉજળું મીણ ડ્રામ ૨—ડુક્કરની ચરબી (ગાળેલી) આઉંસ ૨.

આ બંધેને પિગાળાવીને, તેમાં ૨ ડ્રામ "બાલસમ આવ ટૉલુ," અને ૨૦ ટીપાં "ઑઇલ આવ રોઝમેરી" નાખી તે માથાંઉપર લગાડવું.

**ઈલાજ ૧૧ મો.**—ટીંકચર આવ કેન્થેરીડીસ ડ્રામ ૬—સરકો આઉંસ ૧ાા—ગ્લીસરાઇન ડ્રામ ૨—ટીંકચર આવ નક્સ વૉમીકા આઉંસ ૦ાા—ગુલાબ આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને તે સવારસાંઝ થોડુંથોડું માથાંઉપર લગાડવું.

**ઈલાજ ૧૨ મો.**—અગરજો ચાંદીનાં દરદથી બાલ ખરતા હોય, તો

સાઇટ્રીન ઑઇન્ટમેન્ટ ડ્રામ ૨—કેમફર ગ્રેન ૨૦—ઑઇન્ટમેન્ટ આવ સ્પરમેસીટી આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને તે રાત્રે માથાંને લગાડીને સુવું.

**ઈલાજ ૧૩ મો.**—બાળેલી ફટકી ડ્રામ ૦ાા—ટંકણખાર ડ્રામ ૦ાા—એસેન્સ આવ બરગેમૉટ ટીપાં ૬—ગાયની ચરબી આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને તે સવારે તથા રાત્રે માથાંઉપર લગાડવું.

**ઈલાજ ૧૪ મો.**—ઑઇલ આવ નટમૅગ આઉંસ ૦ા—ઑલીવ ઑઇલ આઉંસ ૧—સૉલ્યુશન આવ એમોનીયા ડ્રામ ૦ાા—સ્પીરીટ આવ રોઝમેરી આઉંસ ૧—ગુલાબ આઉંસ ૨ાા.

આ સઘળાંને મેળવીને તે માથાંઉપર લગાડવું.

---

* "હેર-બ્રશ" (Hair brush.)

**ઈલાજ ૧૫ મો.**—આલકોહોલ આઉંસ ૨૬—એરંડીયું તેલ આઉંસ ૬—લેવેન્ડર વૉટર આઉંસ ૪—ટીંક્ચર આવ કેન્થેરીડીસ આઉંસ ૧—ઑઇલ આવ જેસમીન આઉંસ ૧।।.

આ સઘળાંને સરખે ભાગે મેળવીને તે માથાંઉપર લગાડવું.

**ઈલાજ ૧૬ મો.**—ટીંક્ચર આવ કેન્થેરીડીસ આઉંસ ૦।—સૉલ્યુશન આવ પૉટાશ આઉંસ ૦।—સૉલ્યુશન આવ એમોનીયા આઉંસ ૦।—ઑલીવ ઑઇલ આઉંસ ૨.

આ સઘળાંને મેળવીને તે માથાંઉપર લગાડવું.

**ઈલાજો ૧૭ માં.**—ચણાંનો આટો, નરમ સાબુ, અને પાણી, આ ત્રણેને મેળવીને તેથી માથું ધોવું, અથવા કોપરાનું દુધ બાલઉપર લગાડવું.

**ઈલાજ ૧૮ મો.**—ચંપેલીનું તેલ બાલઉપર ચોપડવું.

**ઈલાજ ૧૯ મો.**—ગાયની ચરબી આઉંસ ૦।।—એસીટેટ આવ લેડ ડ્રામ ૧—બાલસમ આવ પીરૂ ડ્રામ ૩—ટીંક્ચર આવ કેન્થેરીડીસ ટીપાં ૧૫—ઑઇલ આવ ક્લોવ્ઝ ટીપાં ૧૫—ટીંક્ચર આવ કેમીલા ટીપાં ૧૫—આલકોહોલ આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને તે માથાંઉપર લગાડવું.

**ઈલાજ ૨૦ મો.**—અરીઠા ચોળીને બાલને ધોવા.

---

## બાલને કાળા કરવાની રીત.

(બ્લેકનીંગ ધ હેર = Blackening the Hair.)

**સબબ.**—આળસુ પડી રહ્યાથી, ઘણો અભ્યાસ કર્યાથી, શરીર નબળું અથવા રોગિષ્ટ હોવાથી, ઈત્યાદિ કારણોથી બાળ ઘણાં ઉતાવળા ઉજળા થઇ જાયછે.

**ઈલાજ ૧ લો.**—થોડું "સબનાઇટ્રેટ આવ બીસમથ" કોઇપણ જાતનાં "પૉમેટમ"માં ભેળીને તે બાલઉપર રોજ લગાડયા કરવું.

**ઈલાજ ૨ જો.**—સૉલ્યુશન આવ હાઇડ્રોસલફયુરેટ આવ એમોનીયા ડ્રામ ૭—સૉલ્યુશન આવ પૉટાશ ડ્રામ ૩—પાણી આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને તૈયાર રાખવું, અને એ લગાડવાઅગાઉ ૧।। ડ્રામ "નાઇટ્રેટ આવ સીલવર," તથા ૨ આઉંસ પાણી, આ બંધેને મેળવીને તેથી બાલને પિચ્છવડે ભિંજવવા, અને દશ મીનીટસુધી સુકાવા દેઇનેપછી ઉપલી મેળવણીમાંથી એક ભાગ લેઇ, તેમાં પાંચ ભાગ થંડું પાણી ઉમેરવું, અને તે બાલઉપર લગાડવું. આપ્રમાણે કર્યાપછી બાલને ગરમ પાણીથી ભિંજવવા, અને તેને સુકાવા દેવા, કે જેથી ઉજળા બાલ કાળા થશે.

**ઈલાજ ૩ જો.**—૧ ડ્રામ "પ્રેસીપીટેટેડ સલફર," ૧ ડ્રામ "એસીટેટ આવ લેડ," તથા ૪ આઉંસ "રોઝવૉટર," આ ત્રણેને મેળવીને દહાડામાં બે વખત લગાડવું. આ ઇલાજ ઘણો સારોછે, અને મ્હોડાઉપર કાળા ડાગ પડયા હોય, તો તેબી નીકલી જાયછે.

---

## બાલ ઓછા કરવાનો ઊપાય.

(રીમુવીંગ ધ સુપરફ્લ્યુઅસ હેર=Removing the Superfluous Hair.)

**ઈલાજ ૧ લો.**—હડતાળ ભાગ ૧—કળીચુનો ભાગ ૧૧—ઘઉંનું દુધ ભાગ ૧૧.

આ સઘળાંને સારીપઠે છુંદીને ગરમ પાણીમાં મેળવી, જયાંથી બાલ ઓછા કરવા હોય, ત્યાંથી બાલ બોડાવી નાખી તેઉપર લગાડવું, અને સુકાયાપછી ધોઇ નાખવું.

**ઈલાજ ૨ જો.**—કળીચુનો આઉંસ ૧—કોલસો દ્રામ ૧—કારબૉનેટ આવ પૉટાશ આઉંસ ૨.

એ સઘળાંને મેળવીને, **ઈલાજ ૧ લા**માં જણાવ્યાપ્રમાણે લગાડવું.

**ઈલાજ ૩ જો.**—"સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ સલફ્યુરેટ આવ બેરીયમ"માં થોડું કાંજીનું ઘાડું પાણી ભેગીને લાહીજેવું કરી થોડી મીનીટસુધી તે લગાડી રાખવું, અને તે સુકાયાપછી છરીનાં પાનાંની ધારવગરની બાજુથી તે કાહાડી નાખવું.

**ઈલાજ ૪ થો.**—પર્લએશ દ્રામ ૨—ગંધકનાં ફુલ દ્રામ ૨—કળીચુનો આઉંસ ૨.

આ સઘળાંનો ઝીણો ભુકો કરીને એક મજબુત બુચનાં મોહોડાની બાટલીમાં ભરી રાખવું, અને જયારે જોઇયે, ત્યારે પાણીમાં ભેળીને તે લગાડવું, અને ત્યારપછી બેથી ત્રણ મીનીટસુધી રાખીને છરીનાં પાનાંની ધારવગરની બાજુથી તે ઓખવી કાહાડવું.

**ઈલાજ ૫ મો.**—કળીચુનો આઉંસ ૧—ઑરીસરૂટનો ભુકો આઉંસ ૦॥—કારબૉનેટ આવ પૉટાશ આઉંસ ૧.

આ સઘળાંને મેળવીને, તેમાંથી થોડું પાણીમાં મેળવીને, પાણીજેવું બનાવી તે લગાડવું, અને સુકાયાપછી તરત ધોઇ નાખવું.

---

## ખોડો.

(ડૅનડ્રફ=Dandruff.)

**ઈલાજ ૧ લો.**—૧ ઇંડાંની સફેદીને, ૧ બાટલી પાણીમાં ગરમ કરી તે બાલઉપર લગાડવું, અને ત્યારપછી બાલ ગરમ પાણીથી ધોઇ નાખવા.

**ઈલાજ ૨ જો.**—સૉલ્યુશન આવ પૉટાશ દ્રામ ૨—સ્પીરીટ આવ રોઝમેરી આઉંસ ૦॥—રોઝવૉટર આઉંસ ૫॥.

આ સઘળાંને મેળવીને તે દહાડામાં એકથી બેવાર બાલઉપર લગાડવું.

**ઈલાજ ૩ જો.**—કારબૉનેટ આવ પૉટાશ આઉંસ ૧—ઑઇલ આવ રોઝમેરી ટીપાં ૨૦—પાણી આઉંસ ૧૬.

આ સઘળાંને મેળવીને તે બાલઉપર લગાડવું.

**ઈલાજ ૪ થો.**—૧ રતલ "રોઝમેરી"નાં પાંદડાંને, ૪૦ આઉંસ પાણીમાં ઉકાળવાં, અને ત્યારપછી કપડાંમાંથી ગાળી કાહાડીને, તેમાં ૧ આઉંસ "સ્પીરીટ આવ લેવેન્ડર," તથા ૨ ડ્રામ વેલાતી સાબુ મેળવી તે બાલ ઉપર લગાડવું.

**ઈલાજ ૫ મો.**—ટંકણખાર આઉંસ ૧—કપુરનો ભુકો આઉંસ ૧—રેકટીફાઇડ સ્પીરીટ ડ્રામ ૪—પાણી આઉંસ ૨૦.

આ સઘળાંને મેળવીને તે ગાળી કાહાડવું, અને ત્યારપછી બાલો તેવડે વારંવાર ભિંજવવા.

**ઈલાજ ૬ ઠો.**—ગ્લીસરાઇન આઉંસ ૧—કલોરાઇડ આવ ઝીંક ગ્રેન ૨૦—કોલોન વૉટર આઉંસ ૦॥—પાણી આઉંસ ૬.

આ સઘળાંને મેળવીને, તેથી બાલ દરરોજ ધોવા.

---

## જુ.

(લાઈસ=Lice.)

**ઈલાજ ૧ લો.**—માથાંનાં બાલ, અથવા હરકોઇ જગ્યાએ જુ પડી હોય, તે ભાગને સરકો, તથા પાણી આ બંધેને મેળવીને તેવડે પેહેલાં સારીપઠે ધોવો, અને ત્યારપછી તેઉપર નીચે જણાવેલી વસ્તુઓ મેળવીને સવારસાંઝ સારીપઠે ચોળવી.

| | |
|---|---|
| કપુર............ | આઉંસ ૦॥ |
| દરાખનો સરકો...... | આઉંસ ૨૦ |
| પાણી............. | આઉંસ ૨૦ |

**ઈલાજ ૨ જો.**—ઉજળી ખાંડ, લીંબુનો રસ, તથા "ગ્લીસરાઇન," આ ત્રણેને મેળવીને તે માથાંઉપર ચોળવું, અને પાછું ધોઇ નાખવું.

**ઈલાજ ૩ જો.**—ગંધકને ખલમાં સારીપઠે ઘુંટીને તે માથાંઉપર લગાડવું.

**ઈલાજ ૪ થો.**—ખારો, અથવા સંચળ વાટીને તે માથાંઉપર ચોપડવો, અને ત્યારપછી દરીઆનું ખારૂં પાણી ગરમ કરીને, તેથી માથું ધોવું.

**ઈલાજ ૫ મો.**—નવસાગરનો ભુકો, સરકામાં સારીપઠે મેળવીને તે માથાંઉપર ચોપડવો.

---

## આંકરૂં અથવા બેટકું.

(સ્પેઝમ=Spasm.)

**સબબ.**—ઘણી થંડી લાગ્યાથી, અથવા ઘણોવાર પાણીમાં રહ્યાથી હાથ, પગ, પેટ, આંતરડાં, અને હોજરીમાં આંકરાં આવેછે.

**ઈલાજો ૧ લો.**—૨ ડ્રામ "ટીંકચર આવ બેલેડોના," તથા ૨ ડ્રામ "લૉડેનમ," આ બંધેને મેળવીને તે, અથવા સુંઠનો ભુકો જે ભાગઉપર આંકરૂં આવે, ત્યાં મસળવો.

**ઈલાજ ૨ જો.**—જે ભાગમાં આંકરૂં આવે, તે ભાગઉપર ગરમ પાણીમાં રાઈ નાખીને તેનો સેક કરવો.

**ઈલાજો ૩ જા.**—અગરજો હોજરીમાં આંકરાં આવે, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને, તેમાંથી ૧॥ આઉંસજેટલી, દર ત્રણ કલાકે પીવી.

| | | |
|---|---|---|
| સીરપ આવ જીન્જર......... | ડ્રામ | ૩ |
| બ્રાંડી................. | આઉંસ | ૩ |
| પાણી.................. | આઉંસ | ૪॥ |

અને "ફલાનેલ"નાં કટકાને ગરમ પાણીમાં બોળીને નિચોવવો, અને ત્યારપછી તેને "કમપાઉંડ લીનીમેન્ટ આવ કેમફર," અને "ટરપીનટાઇન," આ બંધેમાં બોળીને તે પેટઉપર મુકવો, અથવા પીપડીઉપર રાઈ મુકવી, અથવા નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પીવી.

| | | |
|---|---|---|
| સલફયુરીક ઇથર............ | ડ્રામ | ૦॥ |
| એસીટેટ આવ મૉરફ્રાયા......... | ગ્રેન | ૦। |
| પાણી.................. | આઉંસ | ૧॥ |

**ઈલાજો ૪ થા.**—અગરજો નબળાઈથી આંકરાં આવતાં હોય, તો નીચે જણાવેલી દવાઓ મેળવીને તે પીવી. તથા સરદીમાં હાથ રાખવા નહીં, અને "ફલાનેલ"નાં લુગડાં શરીરઉપર રાતદહાડો પેહેરેલાં રાખવાં.

| | | |
|---|---|---|
| ઈનફયુઝન આવ કેમોમાઈલ.. .. | આઉંસ | ૧॥ |
| ટીંકચર આવ જીન્જર...... .. | ડ્રામ | ૦॥ |

---

# ભુખ ઓછી થવા વિષે.

**(લૉસ આવ એપીટાઈટ=**Loss of Appetite.)

**સબબ.**—થાક લાગવાથી, ઘણો દારૂ અથવા ઘણી ગરમ ચા પીધાથી, અથવા ઘણું ગરમ ખાણું ખાધાથી, આળસુ બેસી રહ્યાથી, ઘણી ચિંતા રાખ્યાથી, ઘણો અભ્યાસ કર્યાથી, તથા નઠારી હવામાં રહ્યાથી ભુખ ઓછી થાયછે.

**ઈલાજો.**—ખોરાક બરાબર વખતસર લેવો, અને હવા ફેરફાર કરવી, તથા હોજરીને શક્તિ આપવામાંટે નીચે જણાવેલી દવા પીવી.

| | | |
|---|---|---|
| સીન્કોના બાર્ક..... ........ | ડ્રામ | ૬ |
| કેસ્કેરીલા બાર્ક.............. | ડ્રામ | ૨ |

આ બંધે દવાઓને સારીપઠે છુંદીને તેમાં ૧॥ બાટલી પાણી નાખી તે સઘળાંને થોડી મીનીટસુધી ઉકાળીનેપછી એક જોસ આપવો. ત્યારપછી ગાળી કાહાડીને, તેમાં ૨ આઉંસ "ટીંકચર આવ સીન્કોના," તથા ૧॥ ડ્રામ "ડાઈલ્યુટેડ નાઈટ્રીક આસીડ" ભેળી, આ મેળવણીમાંથી ૪ ચમચા ભરી, દર ત્રણ કલાકે પીવું. કડવા છોડવા તથા મૂળીયાં, જેવાંકે કરિયાતું, "સીન્કોના બાર્ક," કોળમ,

વગેરેનાં અર્ક પીધાથી, ખાણું ખાવાની એક કલાક આગમચ ૪ થી ૮ ગ્રેન "કમપાઉંડ એલોઝ પીલ" બપોરનાં લીધાથી પણ ઘણો ગુણ થાયછે.
અથવા નિચે જણાવેલી દવાઓ મેળવીને તેમાંથી પોણું વાઉનગ્લાસ ભરી દર ત્રણ કલાકે મોટી ઉમરવાળાએ પીવી.

ટીંકચર આવ નક્સવૉમીકા મીનીમ ૮૦—કમપાઉંડ ટીંકચર આવ જેનશીયન ડ્રામ ૨—સીરપ આવ ઑરેન્જ પીલ ડ્રામ ૮—વાઇન આવ કુઇનીયા આઉંસ ૨—તથા પાણી આઉંસ ૩ાા.

અગરજો ઝાડો કબજ રેહેતો હોયતો નિચે જણાવેલી સઘળી દવાઓ મેળવીને, તેની ૩૦ ગોળીઓ કરીને, અકેકી ગોળી ખાણું ખાધા અગાઉ દહાડામાં ત્રણવાર પાણીમાં ગળવી.

પૉડોફીલીન રેસીન ગ્રેન ૫—રીડયુસ્ડ આયરન ગ્રેન ૩૦—એક્સટ્રેક્ટ આવ ડેન્ડીલીયન ડ્રામ ૨ાા—ઑઈલ આવ પેપરમીન્ટ મીનીમ ૧૫.

---

# શરીરમાં ચરબીનું ફેલાવું.

(ઓબેસીટી=(Obesity.)

**સબબ.**—લાંબો વખતસુધી ઉંઘાવાની ટેવ રાખ્યાથી, પુષ્કળ મિષ્ટાન્ન પકવાનો ખાધાથી, ઘણાં ચાવલ, અથવા ચરબીવાળું ગોસ દરરોજ ખાધાથી, અને ચાલવાની કસરત નહીં રાખ્યાથી માણસનાં શરીરમાં ચરબી ફેલાઇને તે ઢોંગુ થાયછે. કોઇવેળા ચરબી એટલીતો વધેછે, કે તે એક દરદદાખલ ગણાયછે, અને ઘણીવેળા તે દિલઉપર અથવા કલેજાંઉપર એકઠી થઇને અગત્યનાં અવયવોનાં કામકાજમાં અડચણ કરેછે.

**ઈલાજો ૧ લા.**—જે માણસને ચરબી ફેલાવા માંડે, તેણે પોતાનો ખોરાક ધીમેધીમે ઓછો કરતા જવું. ઘણુંકરીને "બીર" અથવા "પોરટર" પીવો નહીં. તાજી તરકારી સાદાં પકાવેલાં ગોસસાથે ખાવી. "સેલેડ," સરકો, "સોડા વૉટર," "સીડલીટઝ પાઉડર," "પૉટાશ," અથવા "લીઠીયા વૉટર," વગેરે સારીપડે ખાધાપીધામાં લેવું. ખોરાકમાં ચરબીવાળું ગોસ, ઘી, ઘણાં ચાવલ, વગેરે ચરબીનો વધારો કરે એવી વસ્તુઓ ખાવી નહીં. દરરોજ બહુ ચાલવું, રાત્રે હલકું ખાણું ખાવું, અથવા બનેતો ભુખ્યા સુવું. થોડું ઉંઘાવું અને સવારે પરોઢીયાંમાં ઉઠીને ફરવા જવું. એટલી સંભાળ રાખ્યાથી ઢોંગું માણસ તવાઇને પાતળું થશે. તથા કોઇબી જાતનું મિષ્ટાન્ન ખોરાક તથા ખાંડ સાકર ખાધા પીધામાં બંધ કરવું, ચા અથવા કૉફી પીધામાં આવતી હોયતો એક કપ ચામાં ૧ાા ગ્રેન "સૅકેરીન" મેળવીને પીવી તથા ખોરાકમાં મીઠાશ લાવવા માટે પણ ૧ાા ગ્રેન "સૅકેરીન" મેળવીને ખાવું,

**ઈલાજ ૨ જો.**—૫ ગ્રેન એળીઓ, દર ચાર દહાડે, પાણીમાં મેળવી પી જવો.

**ઈલાજ ૩ જો.**—૩ ડ્રામ "સૉલ્યુશન આવ પૉટાશ," તથા ૪ાા આઉંસ પાણી, આ બંધેને મેળવીને, તેમાંથી ૧ાા આઉંસજેટલું, દર ચાર કલાકે, દહાડામાં

ત્રણવાર, થોડા દહાડાસુધી પીવું. અગરજો એથી ઝાડો આવે, તો તે પેહેલાં બંધ કરીનેપછી આ દવા પાછી ચાલુ કરવી.

**ઈલાજ ૪ થો.**—માત્ર હલકું પકાવેલું ગોસ રાતદહાડો ખાવાથી દીંગું માણસ કંટાળીને પાતળું થશે, અથવાતો "બ્રાઇટસ ડીઝીઝ"માં "તાજા દુધ" પીવાની રીત આપીછે, તેમ દુધ પીધામો લેવું.

| | | | |
|---|---|---|---|
| **ઈલાજ ૫ મો.**— | એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા | ડ્રામ | ૨ |
| | કલોરેટ આવ પૉટાશ.......... | ડ્રામ | ૧ાા |
| | નાઇટ્રેટ આવ પૉટાશ.......... | ડ્રામ | ૧ |
| | પાણી.................. | આઉંસ | ૬ |

આ સઘળાંને મેળવીને, તેમાંથી પોણું વાઇનગ્લાસ ભરી, દર ત્રણ કલાકે, દહાડામાં ચારવાર પીવું, અને તે આસરે પંદર દહાડાસુધી ચાલુ રાખવું.

**ઈલાજો ૬ ઠા.**—અતિઘણાં ગરમ પાણીનો બાફ દરરોજ લેવો અને જો પેટ બાહાર ઝંલાતું હોય,તો તેઉપર પાટો બાંધવો, તથા ૧૦ થી ૧૫ ગ્રેન "એલોકશન," દહાડામાં ચાર વખત મોટી ઉમરનાએ પાણીમાં ઘણા દહાડા ફાકવું.

**ઈલાજ ૭ મો.**—અગરજો દરદી સ્ત્રી હોય, અને તેણીને દસ્તાન બિલકુલ બંધ થઇ ગયું હોય, તો ખોરાકદાખલ માત્ર દુધ પીધામાં લીધું હોય, અને તેશિવાય બીજો કશોપણ ખોરાક નહીં લીધો હોય, તો ચરબી ઘણે દરજ્જે ઓછી થાયછે. પેહેલે દહાડે ૦ાા શેર દુધ, તથા ૨ ભાગ હંમેશનો ખોરાક લેવો, બીજે દહાડે ૧ાા શેર દુધ, તથા ૧ ભાગ હંમેશનો ખોરાક લેવો, ત્રીજે દહાડે ૨ાા શેર દુધ, તથા ૧ ભાગ ખોરાક લેવો, અને ચોથે દહાડે ૩ શેર દુધ પીવું, પણ ખોરાક બીલકુલ લેવો નહીં. આ પ્રમાણે થોડા દહાડાસુધી કર્યાથી ચરબી ઓછી થવાવિના રેહેશે નહીં.

અગરજો દુધ પીવાથી ઝાડો છુટી જાય, તો આ ઇલાજ કરવો નહીં.

---

## ડુબેલાં માણસનો ઈલાજ.

(ટ્રીટમેન્ટ આવ ડ્રાઉનીંગ=Treatment of Drowning.)

**ઈલાજો.**—ડુબેલાં માણસને પાણીમાંથી બાહાર કાહાડયાપછી તરત ડાકટરને બોલાવવો, અને તે આવી પુગેતેટલાં ડુબેલાં માણસને સુકી અને ગરમ જગ્યાએ લેઇ જવું, તેનાં લુગડાં ઉતારીને તેનું શરીર સારીપઠે સુક્કું લુછવું, અને તેઉપર સુંઠનો ભુકો અથવા દળેલી રાઇ સારીપઠે મસળવી, ગરમ ધાબળી તેને ઓરાઢવી, અને "સાલ વૉલેટાઇલ" સુંઘાડવું. પણ સર્વેથી વધારે અગત્યની બાબદઉપર પેહેલાં ધ્યાન આપવું, અને તે એકે ડુબેલું માણસ સારીપેઠે શ્વાસ લેછે કે નહીં તે તપાસવું, અને જો શ્વાસ સારીપઠે ચાલતો નહીં હોય, અને તે લેવાને તેને અડચણ પડતી જણાય, તો તે સારીપઠે શ્વાસ લઇ શકે તેનાં ઇલાજો તરત પેહેલા કરવા, જેવાકે તેનીપાસે ઉભેલા એક માણસે ડુબેલાં માણસનાં મોંહમાં જોરથી ચાલુ ફુંકયા કરવું, અને બીજા માણસે તેની બંને બાજુની પાંસરીઓઉપર

વારંવાર શેજ દાબવું. તેને ડાબી બાજુએ ફેર દેઇ સુવાડવું, અને તરત પાછું ઉધું કરવું, અને આ પ્રમાણે જયાંસુધી શ્વાસ સારીપઠે ચાલે, ત્યાંસુધી ચાલુ કર્યાંજ કરવું. તેના બંધે હાથો પકડીને માથાંતરફ લઇ જવા, અને પાછા નિચ્ચે લાવવા, અને આપ્રમાણે કર્યાં કરવું. શ્વાસ લેવાની નળીનો ઉપલો ભાગ હાથોવડે પકડીને તે દરએક બાજુએ હાલે એવીરીતે ધીમેથી મસળવો. ૧૫ ગ્રેન કપુર, ૨ આઉંસ "બ્રાંડી," ૨૦ ગ્રેન "કારબૉનેટ આવ એમોનીયા," તથા ૨ આઉંસ પાણી, આ સઘળાંને મેળવીને તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું. અગરજો ધમણ મળી શકે, તો તેવડે ધીમેધીમે તેનાં મોંહમાં ફુંકવું, અને જો છાતી ઉંચકાતી જણાય, તો ફુંકવું બંધ કરવું. આ સઘળા ઇલાજોથી શ્વાસ લેવાનો તે યત્ન કરશે.

અગરજો નાડી ઘણીજ નબળી હોય, તો નાડી સારીરીતે ચાલે, અને શરીરમાં શક્તિ આવે એટલામાંટે ૧।। આઉંસ "બ્રાંડી," તથા ૫ મીનીમ "સૉલ્યુશન આવ એમોનીયા," આ બંધેને પોણાં વાઇનગ્લાસ પાણીમાં મેળવીને તે પાવું, અને જો ગળી શકાતું નહીં હોય, તો તે પિચકારીવડે સફરામાં દાખલ કરવું. હાથપગઉપર ઇંટનો, અથવા ગરમ પાણીની બાટલીનો સેક કરવો, અને પીપડીઉપર ગરમ પાણીની બાટલી મુકી રાખવી.

---

## દરીઓ લાગવાવિષે.

(સી-સીકનેસ=Sea-sickness.)

ઘણાંકોને વાહાણ અથવા આગબોટમાં બેસીને જળપર્યટન કરતીવેળા દરીઓ લાગ્યાથી પુષ્કળ અકળવિકળ અને ઉલટી થાયછે, પેટમાં ડોહવાયછે, તથા જરાપણ ચેન પડતું નથી, અને તેથી તેઓ સુસ્ત પડી રેહેછે.

**ઈલાજો ૧ લા.**—સર્વેથી સરસ ઇલાજ એછે કે ૨૦ ગ્રેન "હાઇડ્રેટ આવ કલોરલ," તથા ૧ ગ્લાસ "બ્રાંડી," આ બંધેને મેળવીને તે પીવું, અથવા ૨૦ ગ્રેન "હાઇડ્રેટ આવ કલોરલ"ને, બરફમાં થંડા કીધેલા "વીહીસ્કી," અથવા "ચમપેન"માં ભેળીને તે પીવી, અને જો તેથી પણ કાંઇ ગુણ નહીં જણાય, તો એજપ્રમાણે ત્રણ કલાક વિત્યાપછી ફરીથી પીવું. એથી ખુશ ઉંઘ આવશે, અને એકવાર સુઇ ઉઠવાપછી દરીઓ લાગશે નહીં. અથવા તો ૧૦ થી ૨૦ ગ્રેન "રીસૉરસીન" પાણીમાં મેળવીને પાવું.

**ઈલાજો ૨ જા.**—૧ ગ્લાસ "બ્રાંડી"ને જરા ગરમ કરીને, તેમાં ૨ ટીપાં "ક્રીઓસોટ" નાખીને તે પીવું, અથવા "એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા," તથા "સલફ્યુરીક ઇઠર," આ બંધેનાં થોડાંથોડાં ટીપાં બતાસાપર નાખીને તે ખાવો.

**ઈલાજો ૩ જા.**—દરીઓ લાગે નહીં, એટલામાંટે જળપર્યટન કરવા-અગાઉ એક હલકોજેવો જુલાબ લેવો, અને જો અગત્ય જણાય, તો ઉલટીની દવા લઇને પેટ સાફ રાખવું, તથા દરીઆમાં હોય, તેવેળા જ્યારે વાહાણ પાણીનીમાંહે નિચ્ચે જાય, ત્યારે શ્વાસ જોરમાં લેવો, તથા તે પાણીનીઉપર આવે,

ત્યારે શ્વાસ બાહાર કાહાડવો. આપ્રમાણે કીધાથી શરીરમાંહેલા અવયવો નહીં હાલવાથી દરીઓ લાગશે નહીં. શરીરને વાહાણનાં આચકા ખમવાની ટેવ પડે, ત્યાંસુધી એવા માણસે વાહાણમાં સ્થિર પડી રેહેવું, તથા વારંવાર થોડોથોડો સારાં રાંધેલાં ગોસનો ખોરાક ખાવો. અગરજો અગત્ય જણાય તો, બેથી ત્રણ ચમચા ભરી કાફી, દર બે કલાકે પીવી

**ઈલાજ ૪ થો.**—થોડું દરીયાનું ખારૂં પાણી પીવું.

---

## દવાનું તોલ. માપ, તથા ભરત.

ભુકો, જડ, છાલ, ગાંગડા, ઇત્યાદિ સુકી દવાઓ તોલીને, તથા "ટીંક્ચર," ચા, ઉકાળો, અર્ક, ઇત્યાદિ પ્રવાહી દવાઓ માપીને અથવા ભરીને લીધામાં આવેછે. આ તોલ, માપ, તથા ભરત નીચે જણાવ્યાપ્રમાણેછે.

| | |
|---|---|
| ૨૦ ગ્રેન = ૧ સ્ક્રુપલ. | ૨ ટીપાં = ૧ મીનીમ. |
| ૩ સ્ક્રુપલ = ૧ ડ્રામ. | ૬૦ મીનીમ = ૧ *ડ્રામ. |
| ૮ ડ્રામ = ૧ આઉંસ. | ૮ *ડ્રામ = ૧ *આઉંસ. |
| ૧૬ આઉંસ = ૧ પાઉંડ. | ૨૦ *આઉંસ = ૧ પાઇન્ટ. |
| | ૮ પાઇન્ટ = ૧ ગાલન. |

૧ ચાની ચમચી...... }
૧ નાહાની ચમચી... } = ટી સ્પુન = ૧ ડ્રામ.
૧ વચલો ચમચો........ = ડેઝર્ટ સ્પુન = ૨ ડ્રામ.
૧ મોટો ચમચો...... }
૧ ટેબલનો ચમચો.... } = ટેબલ સ્પુન = ૪ ડ્રામ.

૧ લીકરગ્લાસ=૧ આઉંસ     ૧ વાઇનગ્લાસ=૨ આઉંસ.

| | |
|---|---|
| ૧ ઘઉંભાર = ૧ ગ્રેન. | ‡૨॥ તોલા = ૧ આઉંસ |
| ૧૫ ગ્રેન = ૧ માસો. | ૪૦ તોલા = ૧ રતલ. |
| ૪ માસા = ૧ ડ્રામ. | ૧ રતલ = ૧ પાઉંડ. |
| ૩ ડ્રામ = ૧ †તોલો. | |

ગ્રેન સર્વેથી નાહાનું તોલછે, અને ૧ ગ્રેન ઘણુંકરીને ૧ ઘઉંભાર થાયછે. માંટે જો ગ્રેન તરત મળી નહીં શકે, તો જેટલા ગ્રેન તોલવું હોય, તેટલા ઘઉંનાં દાણાંથી તોલવું. પણ ઘઉંનાં દાણાં સઘળા એકસરખા હોતા નથી. કોઇ મોટા તો કોઇ નાહાના હોયછે, માંટે મધ્યમ કદનાં દાણાં લીધાથી અર્થ સરશે.

---

* આ માપ અથવા ભરત પ્રવાહી દવાઓ માપવા તથા ભરવાનાં કામમાં આવેછે.

† જુદા જુદા શેહેરનાં તોલામાં શેજ ફેર આવેછે, માંટે આ ચોપડીમાં જ્યાં તોલો જણાવ્યો હોય, ત્યાં મુંબઇનો ચલણી રૂપીઓ લેવો.

‡ ખરૂં જોતાં ૨॥ તોલા અને ૩૦ ગ્રેનનો ૧ આઉંસ થાયછે.

દવા માપવાનાં ગ્લાસ તૈયાર વેચાતાં મળેછે, તેને "મેઝર ગ્લાસ," એટલે "ભરવાનું માપટું" કરી કેહેછે. સર્વેથી નાહાનું માપટું ૧ ડ્રામ, એટલે ૬૦ મીનીમ સુધી માપવાનું આવેછે, તેને "મીનીમ મેઝર" કરી કેહેછે. (જુવો આકૃતિ ૧ લી.) આ માપટાંની જમણી બાજુ ઉપર બાર આડા કાપા પાડેલા હોયછે, અને તે દરેક કાપો ૫ મીનીમ જેટલું માપેછે. સર્વેથી હેઠલનો કાપો ૫ મીનીમ માપેછે, જેમાંથી ચઢતાંચઢતાં છેક ૬૦ મીનીમસુધી મપાયછે, એટલે ૫, ૧૦, ૧૫, ૨૦, ૨૫, ૩૦, ૩૫, ૪૦, ૪૫, ૫૦, ૫૫, તથા ૬૦ મીનીમ એમાં મપાયછે. ૩૦ માં આંકડાની સાંમે ડાબી બાજુએ ½ કરી પાડેલુંછે, જેનો અર્થ ૦॥ ડ્રામ કરી થાયછે. તેજપ્રમાણે ૬૦ માં આંકડાની સાંમે ડાબી બાજુએ ૧ પાડયોછે, જેનો અર્થ ૧ ડ્રામ કરી થાયછે. એટલે આ માપટાંમાં ૬૦ મીનીમ, અથવા ૧ ડ્રામજેટલું માપી શકાયછે. ૧ ચાની ચમચી, અથવા ૧ નાહાની ચમચી, અથવા જેને "ટી સ્પુન" કરી કેહેછે, તે આ "મીનીમ મેઝર" બરાબર થાયછે.



આકૃતી ૧ લી.

"મીનીમ મેઝર"થી ચઢતું માપટું ૧ આઉંસનું આવેછે, તેને "આઉંસ મેઝર" કરી કેહેછે. (જુઓ આકૃતિ ૨ જી.) આ માપટાંની જમણી બાજુઉપર દશ આડા કાપા પાડેલા હોયછે. સર્વેથી હેઠલનો કાપો ૦॥ ડ્રામનોછે, જ્યાંથી ચઢતાં-ચઢતાં છેક ૮ ડ્રામસુધી એમાં મપાયછે, એટલે ૦॥, ૧, ૧॥, ૨, ૩, ૪, ૫, ૬, ૭. ૮ ડ્રામ એમાં મપાયછે. ૪ માં આંકડાની સાંમે ડાબી બાજુએ ½ કરી પાડેલુંછે, જેનો અર્થ ૦॥ આઉંસ કરી થાયછે. તેજ પ્રમાણે ૮ માં આકડાંની સાંમે ડાબી બાજુએ ૧ પાડયોછે, જેનો અર્થ ૧ આઉંસ કરી થાયછે. એટલે આ માપટાંમાં ૮ ડ્રામ, અથવા ૧ આઉંસજેટલું માપી શકાયછે.



આકૃતી ૨ જી.

ઉપલાં માપટાંથી ચઢતાં માપટાં ૨ થી ૨૦ આઉંસસુધીનાં આવેછે, અને જેટલા આઉંસ તેમાં મપાતું હોય, તેટલા આઉંસને નામે તે માપટું ઓળખાયછે. દરેક માપટાંની ઉપર પાડેલા કાપાઓમાં સર્વેથી ઉપરનાં કાપા સુધીજ દવા ભર્યામાં આવેછે, અને નહીં કે છેક તે માપટાંની કોરસુધી.

---

## દવાનાં વજન લખવામાં વપરાતી સંક્ષેપ નીશાનીઓ.

*gr* = grain = ગ્રેન.
℈ = Scruple = સ્ક્રુપલ.
ʒ = drachm = ડ્રામ.
℥ = ounce = આઉંસ.
℔ = pound = પાઉંડ.
*m* = minim = મીનીમ.
fl ʒ = fluid drachm = પ્રવાહી ડ્રામ.
fl ℥ = fluid ounce = પ્રવાહી આઉંસ.
*O* = pint = પાઇન્ટ.
*C* = gallon = ગ્યાલન.

---

## ઉંમરપ્રમાણે દવા આપવાનો કોઠો.

આ ચોપડીમાં દવાનો જે ખોરાક આપ્યોછે, તે ઘણુંકરીને એકવીસ વર્ષની ઉંમરનાં બિમારને માંટેછે, તથા જ્યાં બચ્ચાંનેમાંટે જણાવ્યોછે, તે એક વર્ષનાં બચ્ચાંનેમાંટે જાણવો. તેઉપરાંત જુદીજુદી ઉંમરનાં બિમારનેસારૂં કોઇબી દવાનો ખોરાક હેઠલ આપેલા કોઠાઉપરથી શોધી કાહાડવો.

| ઊંમર. | મોટી ઊંમરનાં બિમારનો કેટલામો ભાગ. | મોટી ઊંમરનાં બિમારનો ખોરાક જો ૧ ડ્રામ હોય તો. |
|---|---|---|
| ૧ મહિનો. | ૨૪મો ભાગ. | ૨॥ ગ્રેન. |
| ૬ મહિના. | ૧૫મો " | ૪ " |
| ૧ વર્ષ. | ૧૨મો " | ૫ " |
| ૨ " | ૮મો " | ૭॥ " |
| ૩ " | ૬ઠો " | ૧૦ " |
| ૪ " | ૫મો " | ૧૨ " |
| ૫ " | ૪થો " | ૧૫ " |
| ૭ " | ૩જો " | ૨૦ " |
| ૧૪ " | ૦॥ " | ૩૦ " |
| ૨૦ " | $\frac{2}{3}$ " | ૪૦ " |
| ૨૧ થી ૪૦ " | ૧ ખોરાક. | ૧ ડ્રામ. |
| ૬૦ થી ૭૦ " | ૦॥। ભાગ. | ૪૫ ગ્રેન. |
| ૮૦ થી ૯૦ " | $\frac{2}{3}$ " | ૪૦ " |
| ૧૦૦ " | ૦॥ " | ૩૦ " |

**કોઠો જોવાની સમજ.**—ઉપર આપેલા કોઠાની પેહેલી "કાલમ"માં જુદાંજુદાં વર્ષ આપેલાંછે, તેમાંથી જે વર્ષનાં બિમારનેમાંટે દવાનો ખોરાક શોધી કાહાડવો હોય, તે વર્ષનીસાંમે લખેલો ખોરાક જોવો. પુખ્ત ઉંમરનાં બિમારની દવાનો ખોરાક ૧ ગણીને (પછી તે ખોરાક ૧ આઉંસ, ૧ ડ્રામ, અથવા હરકોઇ પણ વજન હોય) તેનાં જુદીજુદી ઉંમરનેમાંટે બીજી "કાલમ"માં ભાગો આપેલાછે. ત્રીજી "કાલમ"માં મોટી ઉંમરનાં બિમારનો દવાનો ખોરાક ૧ ડ્રામ ગણીને ઉંમરપ્રમાણે તેનાં જુદાજુદા ભાગો આપેલાછે.

**દાખલો.**—અગરજો ૨ વર્ષની ઉમરનાં બચ્ચાંનેમાંટે એક દવાનું વજન શોધી કાહાડવાનુંછે, તો પેહેલી "કાલમ"માં જોવું. તેનીસાંમે બીજી "કાલમ"માં

**૮ મો ભાગ** લખેલુંછે, તેથી એમ સમજવું કે મોટી ઉંમરનાં બિમારનેમાંટે જે ખોરાક હોય, તેનો ૮ મો ભાગ ૨ વર્ષનાં બચ્ચાંનેમાંટે લેવો, અથવા તેનીસાંમે ત્રીજા "કાલમ"માં **૭॥ ગ્રેન** લખેલુંછે, તેની મતલબ એવીછે, કે જે દવાનો મોટી ઉંમરનાં બિમારનો ખોરાક ૧ ડ્રામનો હોય, તે દવા ૨ વર્ષનાં બચ્ચાંને ૭॥ ગ્રેન આપવી.

"ટીંકચર," અને બીજી પ્રવાહી દવાઓ પણ ઉપલી બીજી "કાલમ"માં આપેલા ભાગપ્રમાણેજ આપવી, પણ ત્રીજી "કાલમ"માં જેટલા ગ્રેન હોય, **તેટલાં ટીપાં અથવા** મીનીમ લેવાં, જેમકે જેમ તોલનાં ૧ ડ્રામનાં ૬૦ ગ્રેન થાયછે, તેમ ભરતનાં ૧ ડ્રામનાં ૬૦ મીનીમ થાયછે.

તોયપણ કેટલીક દવાઓ ઉપલા કોઠાનાંકરતાં જુદાજ વજનમાં અપાયછે. માંટે એવી કેટલીક અગત્યની દવાઓનો ખોરાક મોટી ઉંમરનાં બિમારને માંટે, તથા ૧ વર્ષનાં બચ્ચાંનેમાંટ જુદો **દવાઓનાં કોશ**માં આપ્યોછે. (જુઓ **દવાઓનો કોશ.**)

## સૂચના.

આ પછવાડે આપેલો **દવાઓનો કોશ** આ ચોપડીમાં આવી ગએલીજ માત્ર દવાઓનો નહીં, પણ તે ઉપરાંત બીજી ઘણીખરી સઘળી અંગ્રેજી દવાઓનો છે, અને તે દવાઓ, તથા તેનો **ખોરાક** ઘણોખરો "બ્રીટીશ ફારમાકોપીયા" માંથી અનુક્રમે આપ્યામાં આવ્યોછે. દરેક દવાને તેનાં "લાટીન" નામથી નહીં, પણ અંગ્રેજી નામથી ગોઠવ્યામાં આવીછે, માંટે દરેક દવા શોધી કાહાડતાં તેનાં અંગ્રેજી નામે જોવી, જેમકે "આસીડમ સલફ્યુરીકમ" (L.) આ દવા **અ**માં જોવી નહીં, પણ તેનાં અંગ્રેજી નામ "સલફ્યુરીક આસીડ" ઉપરથી **સ**માં જોવી.

આ ચોપડીમાંની ઘણીખરી દવાઓ તેનાં અંગ્રેજી નામથીજ જણાવ્યામાં આવીછે, માંટે તે સઘળી દવાઓ કોશમાંથી શોધતાં ચોપડીમાં જણાવેલે નામેજ જોવી.

# દવાઓનો કોશ.

(આ કોશમાં સંક્ષેપમાં આવેલી નીશાનીઓ નીચે જણાવ્યાપ્રમાણેછે.)
**E.=દવાનું અંગ્રેજી નામ, L=દવાનું લાટીન નામ,**
**G.=દવાનું ગુજરાતી નામ.**

ખોરાકમાં જ્યાં **મોટી ઉંમરનાંને** જણાવ્યું છે, ત્યાં એકવીસ વર્ષનીઉપરની ઉંમરનું માણુસ જાણવું, અને જ્યાં **બચ્ચાંને** જણાવ્યુંછે, ત્યાં એક વર્ષની ઉંમરનું બચ્ચું જાણવું. વળી કેટલેક ઠેકાણે બચ્ચાંનો ખોરાક બિલકુલ આપ્યો નથી, કારણકે તે દવાઓ ઝેરી હોવાથી, અથવા બચ્ચાંને આપવા-લાયકની નહીં હોવાથી અતરે જણાવી નથી.

---

ૐ

**કટલ-ફીશ બોન પાઉડર,** Cuttle Fish Bone powder, E; **સાન ક્રોલમી,** કાલુના કોટલાંની બાળેલી રાખ, G.

**ગુણ.**—દાંતના મંજનમાં વાપરવામાંઆવેછે. કાનમાં ફુકવાથી રસી બંધપડેછે.

**કનફેકશકન આવ ટરપીનટાઇન,** Confection of Turpentine, E; Confectio Terebinthinæ, L. ટરપીનટાઇન તેલનો પાખ, G.

**ગુણ.**—કરમ પાડેછે. હુશીઆરી લાવેછે. પિસાબ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૬૦ થી ૧૨૦ ગ્રેન.

**કનફેકશન આવપેપર,** Confection of Pepper, E; Confectio Piperis, L., મરીનો પાખ, G.

**ગુણ.**—વા તોડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૬૦ થી ૧૨૦ ગ્રેન.

**કનફેકશન આવ રોઝીઝ,** Confection of Roses, E; Confectio Rosæ Gallicæ, L., ગુલકંદ, G.

**ગુણ.**—થોડું ખાધાથી ઝાડો શેજ કબજ કરેછે, પણ વધારે ખાધાથી ઝાડો લાવેછે. ગોળી બનાવવાનાં કામમાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩૦ થી ૧૨૦ ગ્રેન.

**કનફેકશન આવ સ્કેમની,** Confection of Scammony, E., Confectio Scammonii, L., સકમુનીયાનો પાખ, G.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન.

**કનફેકશન આવ સલફર,** Confection of Sulphur, E., Confectio Sulphuris, L., ગંધકનો પાખ, G.

**ગુણ.**—લોહી સુધારેછે. પરશેવો પાડેછે. ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૬૦ થી ૧૨૦ ગ્રેન. બચ્ચાંને ૫ ગ્રેન.

**કનફેકશન આવ સેના,** Confection of Senna, E., Confectio Sennæ, L., સુનામખીનો પાખ, G.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૬૦ થી ૧૨૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૫ ગ્રેન.

**કનફેકશન આવ હીપ્સ,** Confection of Hips, E., Confectio Rosæ Caninæ, L.

**ગુણ.**—શેજ ઝાડો કબજ કરેછે, થંડક આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩૦ થી ૧૨૦ ગ્રેન.

**કનફેકશન આવ ઓપીયમ,** Confection of Opium, E., Confectio Opii, L., અફીણનો પાખ. G.

**ગુણ.**—ખુશ ઉંઘ લાવેછે. દુખાવો નરમ પાડેછે. વા તોડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન.

**કપુરનું પાણી.** (જુઓ કેમફર વૉટર.)

**કમપાઉંડ કૉલોસીન્થ પીલ.** (જુઓ કમપાઉંડ પીલ આવ કૉલોસીન્થ.)

**કમપાઉંડ ગાલબેનમ પીલ,** Compound Pill of Galbanum, E., Pilula Galbani Composita, L. (જુઓ કમપાઉંડ પીલઆવ એસેફીટીડા)

**કમપાઉંડ ચૉક પાઉડર,** Compound Powder of Chalk, E., Pulvis Cretæ Compositus, L.

**ગુણ.**—ઝાડો તથા લોહી બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૨૦ ગ્રેન. બચ્ચાંને ૩ થી ૬ ગ્રેન.

**કમપાઉંડ ટીંકચર આવ કલોરોફૉર્મ,** Compound Tincture of Chloroform. E., Tinctura Chloroformi Composita, L.

**ગુણ.**—હુશીઆરી લાવેછે. ઉછાળો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨૦ થી ૬૦ મીનીમ.

**કમપાઉંડ ટીંકચર આવ કારડેમમ્સ,** Compound Tincture of Cardamoms E., Tinctura Cardamomi Composita, L.

**ગુણ.**—પેટમાંનો વા તોડેછે. ચુંકો નરમ પાડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ મીનીમ.

**કમપાઉંડ ટીંકચર આવ કેમ્ફર,** Compound Tincture of Camphor, E. Tinctura Camphoræ Composita, L.

**ગુણ.**—કેફ લાવેછે. દુખાવો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૫ થી ૬૦ મીનીમ (પ્રવાહી). બચ્ચાંને ૩ થી ૫ મીનીમ.

**કમપાઉંડ ટીંકચર આવ ગુએકમ.** (જુઓ એમોનીએટેડ ટીંકચર આવ ગુએકમ.)

**કમપાઉંડ ટીંકચર આવ જેનશીયન.** Compound Tincture of Gentian. E., Tinctura Gentianæ Composita, L.

**ગુણ.**—ભુખ લાગેછે. શકિત આપેછે. પેટમાંનો વા તોડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**કમપાઉંડ ટીંકચર આવ બેનઝોઇન.** Compound Tincture of Benzoin, E., Tinctura Benzoini Composita, L.

**ગુણ.**—ચુંકો તથા તાણતોડ નરમ પાડેછે. પિસાબ લાવેછે. ઘાઉપર મુકવાથી રૂઝ વળેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ મીનીમ.

**કમપાઉંડ ટીંકચર આવ લેવેન્ડર,** Compound Tincture of Lavender E., Tinctura Lavendulæ Composita, L.

**ગુણ.**—ચુંકો નરમ પાડેછે. પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ મીનીમ.

**કમપાઉંડ ટીંકચર આવ સીન્કોના,** Compound Tincture of Cinchona, E., Tinctura Cinchonæ Composita, L.

**ગુણ.**—શકિત આપેછે. તાવ મટાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૩ થી ૫ મીનીમ.

**કમપાઉંડ ડીકૉકશન આવ સારસાપેરીલા,** Compound Decoction of Sarsaparilla, E., Decoctum Sarsæ Compositum, L.

**ગુણ.**—શકિત લાવેછે. લોહી સુધારેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૧૦ આઉંસ (પ્રવાહી). બચ્ચાંને ૨ ડ્રામ.

**કમપાઉંડ ડીકૉકશન આવ એલોઝ,** Compound Decoction of Aloes, E., Decoctum Aloes Compositum, L.

**ગુણ.**—પિત્ત સાથનો ઝાડો, તથા દસ્તાન લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ આઉંસ (પ્રવાહી). બચ્ચાંને ૦॥ ડ્રામ.

**કમપાઉંડ પાઉડર આવ કાઇનો,** Compound Powder of Kino, E., Pulvis Kino Compositus, L.

**ગુણ.**—ઝાડો તથા લોહી બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન. બચ્ચાંને ૧ ગ્રેન.

**કમપાઉંડ પાઉડર આવ કેટેકુ**, Compound Powder of Catechu, E., Pulvis Catechu Compositus, L.

**ગુણ.**—ઝાડો કબજ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨૦ થી ૪૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૪ ગ્રેન.

કમપાઉંડ પાઉડર આવ જેલેપ, Compound Powder of Jalap, E., Pulvis Jalapæ Compositus, L.

**ગુણ.**—ઘણો પાતળો ઝાડો લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨૦ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૨ ગ્રેન.

કમપાઉંડ પાઉડર આવ ટ્રેગેકેન્ડ, Compound Powder of Tragacanth, E., Pulvis Tragacanthæ Compositus, L.

**ગુણ.**—ચાઠાંવાળી જગ્યા સુંવાળી કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨૦ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૧ થી ૩ ગ્રેન.

કમપાઉંડ પાઉડર આવ રૂહબાર્બ, Compound Powder of Rhubarb, E., Pulvis Rhei Compositus, L.

**ગુણ.**—હોજરીમાંનો ખટાસ તોડેછે. હલકો ઝાડો લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨૦ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૫ ગ્રેન.

કમપાઉંડ પાઉડર આવ લીકોરીસ, Compound Powder of Liquorice, E., Pulvis Glycyrrhizæ Compositus, L.

**ગુણ.**—ઝાડો લાવેછે. ખાંસી નરમ પાડેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩૦ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૧ ગ્રેન.

કમપાઉંડ પાઉડર આવ સ્કેમોની, Compound Powder of Scammony, E,. Pulvis Scammonii Compositus, L.

**ગુણ.**—ઝાડો લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૨૦ ગ્રેન. બચ્ચાંને ૧ થી ૨ ગ્રેન.

કમપાઉંડ પાઉડર આવ સીનેમોન, Compound Powder of Cinnamon, E., Pulvis Cinnamomi Compositus, L.,

**ગુણ.**—પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૧૦ ગ્રેન. બચ્ચાંને ૧ ગ્રેન.

કમપાઉંડ પાઉડર આવ આમન્ડસ, Compound Powder of Almonds, E., Pulvis Amygdalæ Compositus, L.
બદામની મેળવણીનો પાખ, ગ.

**ગુણ.**—ચાઠાંવાળો ભાગ સુંવાળો કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૬૦ થી ૧૦૦ ગ્રેન.

**કમપાઉંડ પાઉડર આવ ઇપીકાકયુઆના,** Compound **Powder of** Ipecacuanha, E., **Pulvis Ipecacuanhæ Compositus, L.**

**ગુણ.**—ઝાડો બંધ કરેછે. ઉંઘ લાવેછે. **ખાંસીમાં બલગમ પાડેછે. ઘણુંકરીને પરશેવો પાડેછે, પણ ખઇમાં પરશેવો બંધ કરેછે.**

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૫ ગ્રેન. બચ્ચાંને ૦॥ થી **૧** ગ્રેન.

**કમપાઉંડ પાઉડર આવ ઓપીયમ,** Compound Powder of Opium, E., Pulvis Opii Compositus, L.

**ગુણ.**—ઉંઘ લાવેછે. દુખાવો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૫ ગ્રેન. બચ્ચાંને ૦। **થી** ૨/૪ ગ્રેન.

**કમપાઉંડ પીલ આવ કૉલોસીન્ઠ,** Compound Pill of Colocynth, E., Pilula Colocynthidis Composita, L.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**કમપાઉંડ પીલ આવ ગેમબોઝ,** Compound Pill of Gamboge, E., Pilula Cambogiæ Composita, L.

**ગુણ.**—ઘણું દુખીને સખત ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**કમપાઉંડ પીલ આવ સબક્લોરાઇડ આવ મરક્યુરી,** Compound Pill of Subchloride of Mercury, E., Pilula Hydrargyri Subchloridi Composita, L.

**ગુણ.**—લોહી સુધારેછે. ટાંકી અથવા ચાંદીમાં ઘણો ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**કમપાઉંડ પીલ આવ સોપ,** Compound Pill of Soap, E., Pilula Saponis Composita, L.

**ગુણ.**—ઉંઘ લાવેછે. ઉછાળો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૮ ગ્રેન.

**કમપાઉંડ પીલ આવ હેમલૉક,** Compound Pill of Hemlock, E., Pilula Conii Composita, L.

**ગુણ.**—કેફ લાવેછે. બલગમ પાડેછે. તાણુતોડ તથા ઉછાળો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**કમપાઉંડ પીલ આવ એસેફીટીડા,** Compound Pill of Assafœtida, E., Pilula Assafœtidæ Composita, L.

**ગુણ.**—હુશીઆરી લાવેછે. વા તોડેછે. ચુંકો તથા તાણુતોડ નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**કમપાઉંડ મીકસચર આવ સેના**, Compound Mixture of Senna, E., Mistura Sennæ Composita, L.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૧॥ આઉંસ (પ્રવાહી). બચ્ચાંને ૧ થી ૧॥ ડ્રામ

**કમપાઉંડ મીકસચર આવ આયરન**, Compound Mixture of Iron, E., Mistura Ferri Composita, L.

**ગુણ.**—લોહી વધારેછે. શક્તિ આપેછે. દસ્તાન સાફ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ આઉંસ (પ્રવાહી). બચ્ચાંને ૦॥ થી ૧ ડ્રામ.

**કમપાઉંડ રૂહબાર્બ પીલ**, Compound Rhubarb Pill, E., Pilula Rhei Composita, L.

**ગુણ.**—હલકો ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**કમપાઉંડ લીનીમેંન્ટ આવ કેમફર**, Compound Liniment of Camphor, E. Linimentum Camphoræ Compositum, L., કપુરની મેળવણીનું તેલ, G.

**ગુણ.**—દુખાવો તથા ચસક નરમ પાડવા બાહેરથી લગાડવામાં આવેછે.

**કમપાઉંડ લીનીમેંન્ટ આવ મસટર્ડ**, Compound Liniment of Mustard, E., Linimentum Sinapis Compositum, L., રાઇના તેલની મેલવણીવાલું તેલ, G.

**ગુણ.**—બાહેરથી લગાડવાથી દુખાવો નરમ પાડેછે.

**કમપાઉંડ સ્કુઇલ પીલ**, Compound Squill Pill, E., Pilula Scillæ Composita, L.

**ગુણ.**—ખાંસીમાં બેલગમ પાડેછે. પિસાબ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**કમપાઉંડ સ્કેમોંની પીલ**, Compound Scammony Pill, E., Pilula Scammonii Composita, L.

**ગુણ.**—ઝાડો લાવેછે. કરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૫ ગ્રેન.

**કમપાઉંડ સ્પીરીટ આવ હોર્સરેડીશ**, Compound Spirit of Horseradish, E., Spiritus Armoraciæ Compositus, L.

**ગુણ.**—હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧ માનીમ.

**કમપાઉંડ એક્સટ્રેકટ આવ કોલોસીન્થ**, Compound Extract of Colocynth, E., Extractum Colocynthidis Compositum, L.,

ઇનદરવાનાની મેળવણીનો કસ, G.

**ગુણ.**—જુલાબ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૧૦ ગ્રેન.

**કમપાઉંડ ઇનફ્યુઝન આવ જેનશીયન,** Compound Infusion of Gentian, E. Infusum Gentianæ Compositum, L.

**ગુણ.**—શક્તિ આપેછે. ભુખ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ આઉંસ (પ્રવાહી).

**કમપાઉંડ ઇનફ્યુઝન આવ ઑરેન્જ પીલ,** Compound Infusion of Orange Pill, E., Infusum Aurantii Compositum, L.

**ગુણ.**—હોજરીને શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ આઉંસ (પ્રવાહી). બચ્ચાંને ૧ થી ૨ ડ્રામ.

**ક્યુબેબ્સ,** Cubebs, E., Cubeba, L., ચીનીકબાલા અથવા કબાબચિની, G.

**ગુણ.**—ધાત જતી બંધ કરેછે. પરમામાં ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩૦ થી ૧૨૦ ગ્રેન (ભુકો).

**ક્રોટૉન ક્લોરલ હાઇડ્રેટ,** Croton chloral Hydrate, L.

**ગુણ.**—ઉંઘ લાવેછે. આંકરાં, તાણુતોડ, ઉલટી, તથા ઉછાળો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૧૦ ગ્રેન

**ક્રોટૉન ઑઇલ,** Croton Oil. E., Oleum Crotonis. L., જમાલગોટાનું તેલ, G.

**ગુણ.**—પાણીજેવો ઘણો ઝાડો લાવેછે. બાહાર લગાડયાથી ચામડી રાતી થઇને છાગલા પડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ માનીમ.

**ક્લોરલ કમ કેમફોરા,** Chloral cum Camphora, L.

**ગુણ.**—સોજો તથા દુખાવો નરમ પાડવા માટે પિચ્છ વડે બાહેરથી લગાડવામાં આવે છે.

**ક્લોરલ હાઇડ્રસ,** L. (જુઓ હાઇડ્રેટ આવ ક્લોરલ.)

**ક્લોરાઇડ આવ કેલશીયમ,** Chloride of Calcium, E., Calcii Chloridum, L.

**ગુણ.**—કંઠમાળા, વગેરે ગાંઠો પિગળાવેછે. લોહી સુધારેછે. ખઇમાં ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૧૦ ગ્રેન.

**ક્લોરાઇડ આવ ગોલ્ડ,** E. (જુઓ ટર ક્લોરાઇડ આવ ગોલ્ડ.)

**ક્લોરાઇડ આવ ઝીંક,** Chloride of Zinc, E., Zinci Chloridum, L.

**ગુણ.**—પરમામાં પિચકારીવડે મારીમાં આવેછે. ચાઠાં ઉપર લગાડયાથી તેઓ રૂઝાયછે. ખાધામાં આવતું નથી.

**ક્લોરાઇડ આવ સોડીયમ,** Chloride of Sodium, E., Sodii Chloridum, L. નિમક, G.

**ગુણ.**—નાહાના વજનમાં કરમ પાડેછે, હુશીઆરી લાવેછે તથા શક્તિ આપેછે. મોટા વજનમાં ઉલટી તથા ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૨૪૦ ગ્રેન. બચ્ચાંને ૧ થી ૨૦ ગ્રેન.

**ક્લોરાઇડ આવ એમોનીયમ,** Chloride of Ammonium, E., Ammonii Chloridum, L., નવસાગર, G.

**ગુણ.**—લોહી સુધારેછે. પિત્તસાથનો ઝાડો લાવેછે. કલેજાંને પાકતું અટકાવેછે. માથાંનો દુખાવો નરમ પાડેછે. દસ્તાન લાવેછે. ચસકા નરમ પાડેછે, અને ઉંઘ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન. બચ્ચાંને ૨ ગ્રેન.

**ક્લોરીક ઇઠર,** E. (જુવો સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ.)

**ક્લોરીનેટેડ સોડા સૉલ્યુશન,** E. (જુઓ સૉલ્યુશન આવ ક્લોરીનેટેડ સોડા.)

**ક્લોરેટ આવ પૉટાશ,** Chlorate of Potash, E., Potassii Chloras, L.

**ગુણ.**—પિસાબ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન. બચ્ચાંને ૨ ગ્રેન.

**ક્લોરેટ આવ સોદા,** Chlorate of Soda, E., Sodii Chloras L.

**ગુણ.**—તાવ તથા ખાંસી મટાડે છે. લોહી સુધારે છે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન.

**ક્લોરેટ આવ પૉટાશ લૉઝેનજીસ,** Chlorate of Potash Lozenges, E., Trochisci Potassii Chloratis, L.

**ગુણ.**—પિસાબ લાવેછે. લોહી સુધારેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૬ ટીકડીઓ.

**ક્લોરોડાઇન,** Chlorodyne, E.

**ગુણ.**—ઝાડો બંધ કરેછે. ઉંઘ લાવેછે. ખાંસી, હાફણ, કંમરના તથા માથાંનો દુખાવો, "કૉલેરા," ઇત્યાદિ બિમારીમાં આપવામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ મીનીમ. બચ્ચાંને ૧ મીનીમ.

**ક્લોરોફૉર્મ,** Chloroform, E., Chloroformum, L.

**ગુણ.**—પીધામાં આપ્યાથી આંકરાં તથા તાણતોડ નરમ પાડેછે. ઉલટી તથા ઉછાળો નરમ પાડેછે. કેફ લાવેછે. વાઢકાપ કરવામાટે સુંઘાડવામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૧૦ મીનીમ.

**ક્લોવ્ઝ,** Cloves, E. Caryophyllum, L. લવંગ, G.

**ગુણ.**—હુશીઆરી લાવેછે. હોજરીને શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**કસપેરીઆ બાર્ક,** Cusparia Bark, E. Cuspariæ Cortex, L.

**ગુણ.**—શક્તિ આપેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન (ભુકો.)

**કારડેમમસ,** Cardamoms, E. Cardamomi Semina, L. **એલચી,** G.

**ગુણ.**—વા તોડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન.

**કારબૉનેટ** આવ ઝીંક, Carbonate of Zinc, or Calamine, E., Zinci Carbonas, L. ખાપરીઓ, G.

**ગુણ.**—શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૫ ગ્રેન.

**કારબૉનેટ** આવ પૉટાશ, Carbonate of Potash, E., Potassii Carbonas, L. જવખાર, G.

**ગુણ.**—હોજરીમાં ખટાસ થતો અટકાવેછે. પિસાબ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૩ ગ્રેન.

**કારબૉનેટ** આવ બીસમથ, Carbonate of Bismuth, E., Bismuthi Carbonas, L.

**ગુણ.**—ઉલટી બંધ કરેછે. શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન.

**કારબૉનેટ** આવ મેગનીશીયા, Carbonate of Magnesia, E., Magnesii Carbonas, L.

**ગુણ.**—હોજરીમાં થતો ખટાસ, તથા દાહ નરમ પાડેછે. હલકો જુલાબ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન. બચ્ચાંને ૩ ગ્રેન.

**કારબૉનેટ** આવ લીઠીયા, Carbonate of Lithia, E., Lithii Carbonas, L.

**ગુણ.**—પિસાબ લાવેછે. હોજરીમાંનો ખટાસ તોડેછે. નજળામાં ઘણો ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૬ ગ્રેન.

**કારબૉનેટ** આવ લેડ, Carbonate of Lead or White Lead, E., Plumbi Carbonas, L., સપેતો, G.

**ગુણ.**—ખાધામાં આવતું નથી, પણ સાદા મલમસાથે મેળવીને લગાડવાનાં કામમાં આવેછે.

**કારબૉનેટ** આવ સોડા, Carbonate of Soda, E., Sodii Carbonas, L. સાજીખાર, G.

**ગુણ.**—ઉલટી તથા ઉછાળો બંધ કરેછે. હોજરીમાંનો ખટાસ તોડેછે. પિસાબ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૩૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૩ ગ્રેન.

**કારબૉનેટ આવ આયરન**, E. (જુઓ સેકરેટેડ કારબૉનેટ આવ આયરન.)

**કારબૉનેટ આવ એમોનીયા**, Carbonate of Ammonia, E., Ammoniæ Carbonas L.

**ગુણ.**—હુશીઆરી લાવેછે, ખાંસીમાં બલગમ પાડેછે. ઉલટી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૨૦ ગ્રેન. બચ્ચાંને ા થી ાા ગ્રેન.

**કારબૉલીક આસીડ**, Carbolic Acid, E., Acidum Carbolicum, L.

**ગુણ.**—નઠારી હવા, તથા ગંધકી દુર કરવામાંટે છાંટવામાં આવેછે. "ગ્લીસરાઇન"સાથે ભેળીને ઘાઉપર રૂઝ લાવવામાંટે લગાડયામાં આવેછે. ચોખ્ખી, પાસાદાર "કારબૉલીક આસીડ" ઉલટી બંધ કરવામાંટે ખાધામાં આપ્યામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૩ ગ્રેન.

**કારબૉલેટ આવ મરકયુરી**, Carbolate of Mercury E., Hydrargyri Carbolici,, L.

**ગુણ.**—કઠણ ટાંકીના દરદમાં ગુણ કરે છે.

**ખોરાક.**—મોટી ઉમરનાંને ૩ થી ૧૨ ગ્રેન.

**કાઇનો**, Kino, E., Kino, L.

**ગુણ.**—ઝાડો તથા લોહી બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન.

**ક્રીમ આવ ટારટર**, E. (જુઓ આસીડ ટારટ્રેટ આવ પૉટાશ.)

**ક્રીસેરોબીન**, Chrysarobin, E., (જુઓ ક્રીસોફૅનીક આસીડ.)

**ક્રીસોફૅનીક આસીડ**, Chrysophanic Acid, E., Acidum Chrysophanicum, L.

**ગુણ.**—ગોઆ પાઉડરમાંથી બનાવવામાં આવે છે. ચામડીના દરદો મુખ્ય કરીને દરાઝ ઉપર લગાડવામાં આવે છે.

**ક્રીઓસોટ**, Creasote, E, Creasotum, L.

**ગુણ.**—ઉલટી તથા ઉછાળો બંધ કરેછે. લોહી સુધારેછે. આંકરાં તથા દુખાવો નરમ પડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૩ મીનીમ.

**ક્રીઓસોટ મીકસચર**, Creasote Mixture, E., Mistura Creasoti, L.

**ગુણ.**—હુશીઆરી લાવેછે. તાણુતોડ નરમ પાડેછે. તાવનીવેળા શરીરમાંનાં લોહીનું ઝેર કાહાડી નાખેછે. ઉલટી બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ આંઉંસ (પ્રવાહી).

**કુસીન**, Koosin, E.

**ગુણ.**—ચપટા કરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩૦ ગ્રેન.

**કુસો**, Kousso, E. Kousso, L.

**ગુણ.**—કરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦। થી ૦॥ આઉંસ.

**કુઇનાઇન વાઇન**, E. (જુઓ વાઇન આવ કુઇનીયા.)

**કુઇનોડાઇન**, Quinoidine, E., Quinoidia, L.

**ગુણ.**—તાવ મટાડેછે. શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૫ ગ્રેન, અથવા વધારે.

**કેટેકુ લૉઝેનજીસ**, Catechu Lozenges, E., Trochisci Catechu, L., કાથાની મેળવણીવાળી ટાંકણી, G.

**ગુણ.**—ઝાડો કબજ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૬ ટાંકણીઓ.

**કેનીલા આલ્બા બાર્ક**, Canella Alba Bark, E., Canellæ Albæ--Cortex, L.

**ગુણ.**—હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૪૦ ગ્રેન. (ભુકો).

**કેપસીકમ ફ્રુટ**, Capsicum Fruit, E., Capsici Fructus, L. રાતાં મરચાં, G.

**ગુણ.**—ઘણી હુશીઆરી લાવેછે. મુખ્યકરીને કોગલા કરવાનાં કામમાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૧ ગ્રેન.

**કેમફર**, Camphor, E., Camphora, L., કપુર, G.

**ગુણ.**—હુશીઆરી લાવેછે. તાણતોડ નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૧૦ ગ્રેન.

**કેમફર વૉટર**, Camphor Water, E., Aqua Camphoræ, L., કપુરનું પાણી, G.

**ગુણ.**—હુશીઆરી તથા ગરમી લાવેછે. ચમક, તથા બીજાં દરદોમાં તાણતોડ નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ આંઉંસ. બચ્ચાંને ૧ થી ૨ ડ્રામ.

**કેમીકલ ફુડ**, Chemical Food, or Parrish's Syrup, E., Syrupus Ferri Phosphatis Compositus, L.

**ગુણ.**—શક્તિ આપેછે. ભુખ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૧ ચમચો. બચ્ચાંને ૧૦ થી ૧૫ મોનીમ.

**કેમેલા**, Kamala, E., Kamala, L., કપીલો, G.

**ગુણ.**—કરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩૦ થી ૧૨૦ ગ્રેન. બચ્ચાંને ૫ ગ્રેન.

**કેમોમાઇલ ફ્લાવર્સ,** Camomile Flowers, E., Anthemidis Flores, L., બાબુનહના ફુલ, G.

**ગુણ.**—હોજરીને શક્તિ આપેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન (ભુકો).

**કેરેવે વૉટર,** Caraway Water, E., Aqua Carui L., વીલાતી જીરાંનું પાણી, G.

**ગુણ.**—પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે. તાણતોડ નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૩ આઉંસ. બચ્ચાંને ૧ થી ૨ ડ્રામ.

**કેરીન,** Karine; E.,

**ગુણ.**—તાવ ઘટાડેછે. પરશેવો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૮ અથવા ૧૫ ગ્રેન.

**કેરોસીન ઑઇલ,** Kerosine Oil, E.

**ગુણ.**—સંધિવામાં, તથા ઉટીયું ટુટીયું તાવમાં બાહારથી લગાડયામાં આવેછે. કોઇવેળા પીધામાં પણ આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ચમચી.

**કેલમબા રૂટ,** Calumba Root, E., Calumbæ Radix, L, કોલમ, G.

**ગુણ.**—ઝાડો કબજ કરવાવગર શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન.

**કેલસાઇન્ડ મેગ્નીશીયા,** Calcined Magnesia, or Light Calsined Magnesia, E., Magnesia Levis, L.

**ગુણ.**—હલકો ઝાડો લાવેછે. હોજરીમાંનો ખટાસ તોડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૩ ગ્રેન.

**કેલેબાર બીન,** Calabar Bean, E., Physostigmatis Faba, L.

**ગુણ.**—ધનુરવા વગેરે બિમારીમાં તાણતોડ નરમ પાડેછે. દુધ વધારવા-માંટે થાનોઉપર લગાડવામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ગ્રેન (ભુકો).

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**કેલોમેલ.** (જુઓ સબક્લોરાઇડ આવ મરક્યુરી.)

**કેસકેરીલા બાર્ક,** Cascarilla Bark, E, Cascarillæ Cortex, L.

**ગુણ.**—શક્તિ આપેછે. હોજરીને ઘણો ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન.

**કેસ્ટર,** Castor, E., Castoreum, L., ઝંદે બીદાસ્તર (અરબી)

**ગુણ.**—તાણતોડ નરમ પાડેછે. હુશીઆરી લાવેછે. ચમકમાં ઘણો ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

કેસ્ટર ઑઇલ, Castor Oil, E., Oleum Ricini, L, **એરંડીઉં તેલ, G.**

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૮ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને **૨૦ થી ૩૦ મીનીમ.**

કેસીઆ પલ્પ, Cassia Pulp, E., Cassiæ Pulpa, L., ગરમાળો, G.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૬૦ ગ્રેનથી ાા આઉંસ.

કોકો બટર, E. કોકમનું તેલ G. (જુઓ ઑઇલ આવ ઠીઓબ્રોમા.)

**કૉચીનીલ,** Cochineal, E., Coccus, L., કેરમજ G.

**ગુણ.**—"હુપીંગ કફ" અથવા દાબા ખાંસીમાં ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૫ ગ્રેન. બચ્ચાંને ાા થી ૧ ગ્રેન.

કોટોઇન, Cotoin, E.

**ગુણ.**—ખઇનાં દરદમાં ખાંસી, ઝાડો, તથા પરશેવો બંધ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ાા થી ૨ ગ્રેન.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**કૉડ** લીવર ઑઇલ, Cod—liver Oil. E., Oleum Morrhuæ, L., મગરનું તેલ, C.

**ગુણ.**—ખઇ, કંઠમાળા, તથા હરકોઇ જાતની બીજી નબળાઇમાં પીધામાં તથા બાહારથી લગાડવાનાં કામમાં આવેછે. શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૮ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ાા ડ્રામ.

કોડીયા, Codeia or Codeine, E., Codeina, L.

આ દવા અફીણનું એક તત્વછે.

**ગુણ.**—ઉંઘ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ાા થી ૨ ગ્રેન.

**કૉનડીસ** એન્ટીસેપટીક ફ્લુઇડ, Condy's Antiseptic Fluid E.

**ગુણ.**—નઠારી હવા, તથા ગંધકી કાહાડી નાખવામાટે છાંટવાના કામમાં આવેછે. ૮ આઉંસ પાણીમાં એ દવાની અરધી ચમચી નાખીને વાસમારતો રસીવાળો ભાગ ધોવામાં આવેછે. બાળકને જનમ આપ્યા પછી દસ્તાન પાકું હોય તો એજ મેળવણી ઓરતના છુપા ભાગમાં પીચકારીવડે મારવામાં આવેછે.

કોનાયા, Conia, L., Coniine, E.

**ગુણ.**—ઉંઘ લાવેછે, તથા દિવાનાપણાંમાં મારફાડ બંધ કરેછે.

**ચેતવણી.—આ દવા અતિ ઝેરીછે, અને "હેમલૉક" નામની દવાનું તત્વછે. તે ખભાંની ચામડીમાં પિચકારીવડે મારવાનાં કામમાં આવેછે. પીધામાં આવતી નથી.**

**ખોરાક.**—૧ મીનીમ પીચકારીવડે ચામડીમાં મારવામાં આવેછે.

**કોપેવા,** Copaiva or Copaiba, E., Copaiba, L.

**ગુણ.**—પરમામાં આપ્યામાં આવેછે. ખાંસીમાં બલગમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૧ ડ્રામ (પ્રવાહી).

**કૉરીએન્ડર ફ્રુટ,** Coriander Fruit, E., Coriandri Fructus, L., ધાણા, G.

**ગુણ.**—હુશીઆરી લાવેછે. વા તોડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨૦ થી ૬૦ ગ્રેન.

**કૉરોસીવ સબ્લીમેટ,** E. (જુઓ પરક્લોરાઇડ આવ મરક્યુરી.)

**કૉલચીકમ કૉર્મ,** Colchicum Corm, E., Colchici Cormus, L.

**ગુણ.**—પિસાબ તથા ઝાડો લાવેછે. દિલનો ધબકારો નરમ પાડેછે. નજળો, જલંદર, ઇત્યાદિ દરદોમાં ઘણો ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૮ ગ્રેન (ભુકો).

**કૉલચીકમ સીડસ,** Colchicum Seeds, E., Colchici Semina, L.

**ગુણ.**—પિસાબ તથા ઝાડો લાવેછે. દિલનો ધબકારો નરમ પાડેછે. મોટા વજનમાં નાડી બેસી જાયછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૧૦ ગ્રેન (ભુકો.)

**કોલૉન વૉટર,** Cologne Water, E.

**ગુણ.**—બાહેરથી લગાડવાથી સોજો તથા દુખાવો નરમ પાડેછે.

**કૉલીએટ આવ સોડા,** Choleate of Soda, E.,

**ગુણ.**—પિત્તની પથરી, તથા બંધાઇ ગયેલું જાડું પિત્ત પિગળાવીને આંતરડાંને રસ્તે બાહાર કાહાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૫ ગ્રેન.

**કૉલોડીયન,** Collodion, E., Collodium, L.

**ગુણ.**—એરંડીયાં તેલમાં ભેળીને લગાડયાથી ચાઠાં રૂઝાયછે.

**કૉલોસીન્થ પલ્પ,** Colocynth Pulp, E., Colocynthidis Pulpa, L., ઇનદરવાનાનો ગર, G.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૮ ગ્રેન. (ભુકો.)

**કૉસ્ટીક પૉટાશ,** Caustic Potash, E., Potassa Caustica, L.

**ગુણ.**—"કૉસ્ટીક" દાખલ લગાડવાનાં કામમાં આવેછે.

**કૉસ્ટીક સોડા,** Caustic Soda, E., Soda Caustica, L.

**ગુણ.**—"કૉસ્ટીક" દાખલ લગાડવાનાં કામમાં આવેછે

## ગ.

**ગમ મેસ્ટીક, E., (જુઓ મેસ્ટીક.)**

**ગમ એકેશીયા**, Gum Acacia, E., Acaciæ Gummi, L., **બાવળનો ગુંદર**, G.

**ગુણ.**—ચાઠાંઉપર ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૩ થી ૫ ગ્રેન.

**ગરજન બાલસમ**, Gurjun Balsam, or Gurjun Oil, or Wood Oil, E., Balsamum Gurjunæ, L.

**ગુણ.**—લોહી સુધારેછે. રક્તપિત્ત તથા ગલત કોહોડ તથા પરમામાં ફાયદો કરેછે. ચુનાનાં પાંણીમાં સરખે ભાગે મેળવી ને બાહેરથી લગાડવામાં પણ આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ.

**ગાલબેનમ પ્લાસ્ટર**, Galbanum Plaster, E., Emplastrum Galbani, L.

**ગુણ.**—દુખાવો મટાડવા માટે પ્લાસ્ટર તરીકે મુકાએછે.

**ગ્રીન આયોડાઇડ આવ મરક્યુરી**, Green Iodide of Mercury, E., Hydrargyri Iodidum Viride, L.

**ગુણ.**—લોહી સુધારેછે. ગાંઠો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૩ ગ્રેન.

**ગ્રેગરીઝ પાઉડર**, E. (જુઓ કમપાઉંડ પાઉડર આવ રૂહબાર્બ.)

**ગ્રેન્યુલેટેડ સલફેટ આવ આયરન**, Granulated Sulphate of Iron, E., Ferri Sulphas Granulata, L.

**ગુણ.**—ઝાડો કબજ કરેછે. લોહી બંધ કરેછે. શક્તિ આપેછે. તાવ મટાડેછે. કરમ પાડેછે. દસ્તાંન સાફ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૫ ગ્રેન.

**ગ્લીસરાઇન**, Glycerine, E., Glycerinum, L.

**ગુણ.**—શક્તિ આપેછે. ખાંસી મટાડેછે. ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ. બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**ગાલબેનમ**, Galbanum, E., Galbanum, L., જવશીર, G.

**ગુણ.**—તાણુતોડ નરમ પાડેછે. હુશીઆરી લાવેછે. ખાંસીમાં બલગમ પાડેછે. ઘર અથવા ગુમડાંઉપર આગળી બનાવીને મુકવામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન.

**ગુરાના**, Guarana, E., Guarana, L.

**ગુણ.**—માથાંનો દુખાવો નરમ પાડેછે. ચસકા બંધ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉમરનાંને ૩૦ ગ્રેન.

# મ.

**મ્યુરેટ આવ મૉરફીયા**, (જુવો હાઇડ્રોક્લોરેટ આવ મૉરફીયા).

**મ્યુરીએટીક આસીડ**, (જુઓ હાઇડ્રોક્લોરીક આસીડ).

**મ્યુસીલેઝ આવ ગમ એકેશીયા**, Mucilage of Gum Acacia, E., Mucilago Acaciæ, L.

**ગુણ.**—ચાઠાંને સુંવાળાં કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૪ ડ્રામ. બચ્ચાંને ૧૦ થી ૨૦ મીનીમ.

**મ્યુસીલેઝ આવ ટ્રેગેકેન્થ**, Mucilage of Tragacanth, E., Mucilago Tragacanthæ, L.

**ગુણ.**—ચાઠાંને સુંવાળાં કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ગમએટલું.

**મ્યુસીલેઝ આવ સ્ટાર્ચ**, Mucilage of Starch, E., Mucilago Amyli, L.

**ગુણ.**—વરમવાળા ભાગને સુંવાળો કરેછે.

**ખોરાક.**—બીજી દવાઓસાથે મેળવીને પિચકારીવડે મળદ્વારમાં દાખલ કરવાનાં કામમાં આવેછે.

**મર**, Myrrh, E., Myrrha, L., હિરાબોળ, G.

**ગુણ.**—હુશીઆરી લાવેછે. શક્તિ આપેછે. બલગમ પાડેછે. દસ્તાન લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૪૦ ગ્રેન.

**મરક્યુરી ઉવીદ ચૉક**, Mercury with Chalk, E., Hydrargyrum cum Creta, L.

**ગુણ.**—લોહી સુધારેછે. પિત્તસાથનો ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૮ ગ્રેન. બચ્ચાંને ૧ થી ૨ ગ્રેન.

**મરક્યુરીઅલ પ્લાસ્ટર**, Mercurial Plaster, E., Emplastrum Hydrargyri, L., પારાની મેળવણીવાળી આગરી, G.

**ગુણ.**—સોજો નરમ પાડવા, ગોળીના કે બીજાં દરદો ઉપર આગરી કરીને મુકવામાં આવેછે.

**મરક્યુરીઅલ પીલ**, Mercurial Pill, E., Pilula Hydrargyri, L.

**ગુણ.**—લોહી સુધારેછે. હલકો તથા પિત્તસાથનો ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૮ ગ્રેન.

**મસ્ક**, Musk, E., Moschus, L., કસ્તુરી G.

**ગુણ.**—તાણતોડ નરમ પાડેછે. તંતુઓને શક્તિ આપેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**મસટર્ડ**, Mustard, E., Sinapis, L., રાઈ, G.

**ગુણ.**—દુખાવો નરમ પાડવામાંટે બાહારથી લગાડવાનાં કામમાં આવેછે. નાહાના વજનમાં ખાધામાં આપ્યાથી હુશીઆરી લાવેછે. મોટા વજનમાં ઉલટી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ ગ્રેનથી ૦ાા આઉંસ. બચ્ચાંને ૧ થી ૧૦ ગ્રેન.

**માર્શમેલો**, Marshmallow, E., Althæ Officinalis, L., ગુલખેરૂ, G.

**ગુણ.**—પિસાબ લાવેછે. ખાંસી મટાડેછે. પાણીમાં ઉકાળીને પીધાથી જુની ખાંસી, ખઈ, પરમો, તથા પિસાબના દરદોમાં ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ (પાદડાંનો ભુકો).

**મીક્સચર** આવ ફ્રેન્ચ બ્રાંડી, Mixture of French Brandy, E., Mistura Spiritus Vini Gallici, L.

**ગુણ.**—હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ આઉંસ (પ્રવાહી). બચ્ચાંને ૦ાા થી ૧ ડ્રામ.

**મેગ્નીશીયા**, Magnesia. E., (જુઓ કેલસાઈન્ડ મેગ્નીશીયા).

**મેગ્નીસ** કેલસાઈન્ડ, E., (જુઓ કેલસાઈન્ડ મેગ્નીશીયા).

**મેગ્નેટીક** ઑક્સાઈડ આવ આયરન, Magnetic Oxide of Iron. E., Ferri Oxidum Magneticum, L.

**ગુણ.**—શક્તિ આપેછે. લોહીમાંનાં રાતા દાણાંવાળો ભાગ વધારેછે. દસ્તાન સાફ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**મેટીકો** લીવ્ઝ, Matico Leaves. E., Maticæ Folia, L.

**ગુણ.**—શક્તિ આપેછે. હુશીઆરી લાવેછે. પરમામાં, ધાતમાં, તથા બીજાં દરદોમાં લોહી તથા ધાત બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩૦ થી ૬૦ ગ્રેન (ભુકો). બચ્ચાંને ૩ થી ૫ ગ્રેન.

**મેંનઠૉલ**, Menthol. E., પેંપરમિંટમાંથી કહાડેલો સંગીન પદાર્થ, G.

**ગુણ.**—હુશીઆરી લાવેછે. ચુંકો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૨ ગ્રેન.

**મેના** Manna, E., Manna. L., માઉં, G.

**ગુણ.**—હલકો જુલાબ લાવેછે. તાજું હોય, ત્યારે ખોરાકદાખલ ખવાયછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૧ આઉંસ. બચ્ચાંને ૨૦ ગ્રેન.

**મેસ્ટીક**, Mastich, E, Mastiche, L., મસ્તકી, G.

**ગુણ.**—ઝાડો કબજ કરેછે. પિસાબ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩૦ થી ૬૦ ગ્રેન.

**મૉનોબ્રોમાઈડ** આવ કેમ્ફર, Monobromide of Camphor or Monobromated Camphor, E., Camphora Monobromata, L.

**ગુણ.**—ઉંઘ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૧૦ ગ્રેન.

**મૉરફીયા** અથવા મૉરફીન લૉઝેન્જીસ, Morphine Lozenges, E., Trochisci Morphinæ, L.
**ગુણ.**—કેફ લાવેછે. ખાંસી મટાડેછે.
**ખોરાક.**—મોટી ઉમરનાંને ૧ થી ૬ ટાંકણીઓ.

**મૉરફીયા** એન્ડ ઈપીકાકયુઆના લૉઝેન્જીસ, Morphine and Ipecacuanha Lozenges, E., Trochisci Morphinæ Et Ipecacuanhæ, L.
**ગુણ.**—ખાંસીમાં બલગમ પાડેછે. કેફ લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૬ ટાંકણીઓ.

**મૉઇસ્ટ** પરઑક્સાઇડ આવ આયરન, Moist Peroxide of Iron, E., Ferri Peroxidum Humidum, L.
**ગુણ.**—સોમલનાં ઉતાર દાખલ આપ્યામાં આવેછે. નાહાના વજનમાં શક્તિ આપેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ા થી ૦ાા આઉંસ.

## ય.

**યલો** વૅક્સ, Yellow Wax, E., Cera Flava, L. પીળું મીણ, G.
**ગુણ.**—મલમ બનાવાના કામમાં આવેછે.

**યલો**-સીન્કોના બાર્ક, Yellow Cinchona Bark, or The bark of Cinchona Calisaya, E., Cinchonæ Flavæ Cortex, L.
**ગુણ.**—શક્તિ આપેછે. શેજ ઝાડો કબજ કરેછે. તાવ મટાડેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૩ ગ્રેન.

**યલો** ઑરપીમેન્ટ, અથવા ટરસલફયુરેટ આવ આરસેનીક, અથવા યલો સલફયુરેટ આવ આરસેનીક, Yellow Orpiment, or Tersulphuret of Arsenic, or Yellow Sulphuret of Arsenic, E., હરટાળ, G.
**ગુણ.**—બાહેરના હરસ ઉપર લગાડેછે, મસા ઉપર અથવા બાલ ઓછા કરવા બાહેરથી લગાડેછે.
**ખોરાક.**—ખાવામાં આવતી નથી.

**યોક** આવ ઍગ, Yolk of Egg, E., Ovii Vitellus, L., ઈડાંની ડાળ, G.
**ગુણ.**—શક્તિ આપેછે. ખોરાક દાખલ વપરાએછે.

## ર.

**રીડયુસ્ડ** આયરન, Reduced Iron, E., Ferrum Redactum, L.
**ગુણ.**—લોહી સુધારેછે. શક્તિ આપેછે. દસ્તાન સાફ લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૫ ગ્રેન.

**રીડયુસ્ડ** આયરન લૉઝેન્જીસ, Reduced Iron Lozenges, E., Trochisci Ferri Redacti, L.
**ગુણ.**—લોહીમાંનાં રાતા દાણાંવાળો ભાગ વધારેછે. શક્તિ આપેછે. દસ્તાન લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૬ ટાંકણીઓ.

**રીસૉરસીન**, Resorcine, E.
**ગુણ.**—તાવ મટાડેછે. પરસેવો લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ ગ્રેન. બચ્ચાંને ૧ થી ૩ ગ્રેન.

**રૂહબાર્બ રૂટ**, Rhubarb Root, E., Rhei Radix, L., રેવનચીની ખટાઇ, G.
**ગુણ.**—હલકો જુલાબ લાવેછે. હોજરીને શક્તિ આપેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૩ ગ્રેન.

**રેક્ટીફાઇડ સ્પીરીટ**, Rectified Spirit, E., Spiritus Rectificatus, L.
**ગુણ.**—નાહાના વજનમાં હુશીઆરી લાવેછે. મોટા વજનમાં કેફ લાવીને બેશુધ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૫ થી ૬૦ માનીમ.

**રેઝીન આવ જેલેપ**, Resin of Jalap, E., Jalapæ Resina, L.
**ગુણ.**—સખત ઝાડો લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૫ ગ્રેન.

**રેઝીન પ્લાસ્ટર, અથવા ઍડહીઝીવ પ્લાસ્ટર**, Resin Plaster or Adhesive Plaster, E., Emplastrum Resinæ, L.
**ગુણ.**—જખમ, ચાંદાં, ઘર ગુમડા ઉપર આગરી કરી મુકવામાં આવેછે.

**રેઝીન આવ પૉડોફીલમ**, (જુઓ પૉડોફીલીન રેઝીન.)

**રેઝીન આવ સ્કેમૉની**, Resin of Scammony, E., Scammoniæ Resina, L., સકમુનીયા, G.
**ગુણ.**—ઝાડો લાવેછે. કરમ પાડેછે.
**ખોરાક.**—મોટી ઉમરનાંને ૩ થી ૮ ગ્રેન. બચ્ચાંને ૦॥ થી ૧ ગ્રેન.

**રેટેની રૂટ**, Rhatany Root, E., Krameriæ Radix, L.
**ગુણ.**—ઝાડો તથા લોહી બંધ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન (ભુકો). બચ્ચાંને ૧ થી ૩ ગ્રેન.

**રેડ-સીન્કોના બાર્ક, અથવા પીરૂવીયન બાર્ક**, Red Cinchona Bark, or Peruvian Bark, E., Cinchonæ Rubræ Cortex, L.
**ગુણ.**—શક્તિ આપેછે. શેજ ઝાડો કબજ કરેછે. તાવ મટાડેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૬૦ ગ્રેન (ભુકો).

**રેડ આઇયોડાઇડ આવ મરક્યુરી**, Red Iodide of Mercury, E., Hydrargyri Iodidum Rubrum, L.
**ગુણ.**—નાહાના વજનમાં લોહી સુધારેછે. મોટા વજનમાં ઝેર ચઢેછે. રાંડનાં આજારમાં કામ આવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને $\frac{1}{32}$ થી $\frac{1}{16}$ ગ્રેન.
**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**રેડ ઑક્સાઇડ આવ મરક્યુરી**, Red Oxide of Mercury, E., Hydrargyri Oxidum Rubrum, L., સપેતી અથવા સીપીચંદ, G.
**ગુણ.**—ટાંકીમાં, તથા ચામડીનાં બીજાં દરદોમાં ઝીણનાં સાદા મલમસાથે મેળવીને બાહારથી લગાડવાનાં કામમાં આવેછે. ખાધામાં આવતી નથી.

**રેડ** ઑક્સાઇડ આવ લેડ, અથવા મીનીયમ, Red Oxide of Lead or Minium, E., Plumbi Oxidum Rubrum, L., સીંદુર, G.

**ગુણ.**—ઘર ગુમડાં ઉપર સાદા મલમમાં મેળવીને તેની આગરી બનાવી મુકવામાં આવેછે. ખાધામાં આવતી નથી.

**રેડ** ઑરપીમેન્ટ અથવા બાઇ સલફ્યુરેટ આવ આરસેનીક, અથવા મનસીલ, અથવા રીઍલગર, Red Orpiment, or Bisulphurate of Arsenic, or Munsil, or Realgar, E., લાલ હરટાળ G.

**ગુણ.**—જુઓ યલો ઑરપીમેન્ટ.

**રોઝ** પીન્ક, Rose Pink, E.

**ગુણ.**—દાંતના મંજનને રંગ આપવા માટે વપરાએછે.

**રોઝ** વૉટર, Rose Water, E., Aqua Rosæ, L., ગુલાબ, G.

**ગુણ.**—શેજ ઝાડો કબજ કરેછે. થંડક આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૩ આઉંસ.

**રોશેલ** સૉલ્ટ, E. (જુઓ ટારટેરેટેડ સોડા.)

## લ.

**લ્યુનર** કૉસટીક. E., (જુઓ નાઇટ્રેટ આવ સીલવર.)

**લાઇકર** જૅલસીમી હાઇડ્રોક્લોરેટીસ, Liquor Gelsemiæ Hydrochloratis, L.

**ગુણ.**—આ દવા ૧ ગ્રેન "હાઇડ્રોક્લોરેટ આવ જૅલસીમીન," તથા ૧ ડ્રામ પાણી આ બંધેને મેલવાથી બનેછે. આ દવા પીધામાં આવતી નથી, પણ ઘણુંકરીને નસના ટંટુઓનો દુખાવો નરમ પાડવા માટે, ઝેરીકચુરાનું ઝેર ઉતારવા, ખઇમાં પરસેવો બંધ કરવા, તથા ધનુશવામાં તાણતોડ નરમ પાડવા, પિચકારીવડે ૧ થી ૩ મીનીમ જેટલું ચામડીમાં દાખલ કર્યામાં આવેછે. મોટા વજનમાં આંખની કીકીઓ ખેંચાએછે. અને દરદી બેશુધ થઇ મરણ પામેછે.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**લાઇકર** ફેરી ડાઇઍલીસેટસ, L. (જુઓ સૉલ્યુશન આવ ડાઇયોલાઇઝડ આયરન.)

**લાઇકર** બીસમથ એટ એમોની સાઇટ્રેટીસ, L., (જુઓ સૉલ્યુશન આવ સાઇટ્રેટ આવ બીસમથ એન્ડ એમોનીયા.)

**લાઇકર** મોરફ્યા મ્યુરસ. (જુઓ સૉલ્યુશન આવ હાઇડ્રોક્લોરેટ આવ મૉરફીયા.)

**લાઇકર** સ્ટ્રીકનીયા. (જુઓ સૉલ્યુશન આવ હાઇડ્રોક્લોરેટ આવ સ્ટ્રીકનીન.)

**લાઇકર** હાઇડ્રારજીરાઇ બાઇક્લોરાઇડ. (જુઓ સૉલ્યુશન આવ પરક્લોરાઇડ આવ મરક્યુરી.)

**લાઇકર** આરસેનીક અથવા લાઇકર આરસેનીકેલીસ. (જુઓ આરસેનીકલ સૉલ્યુશન.)

**લાઇકર** એમોની ફૉરશીયર. (જુઓ સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ એમોનીયા.)

**લાઇકર** એમોની એસીટેટીસ. (જુઓ સૉલ્યુશન આવ એસીટેટ આવ એમોનીયા.)

**લાઇકર** ઓપાઇ સેડેટીવ. (જુઓ સેડેટીવ સૉલ્યુશન આવ ઓપીયમ.)

**લાઇટ** કારબૉનેટ આવ મેગનીશીયા, Light Carbonate of Magnesia, E., Magnesii Carbonas Levis, L.

**ગુણ.**—હલકો ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૪૦ ગ્રેન. બચ્ચાંને ૩ ગ્રેન.

**લાઇટ** મેગનીશીયા, Light Magnesia, E., Magnesia Levis, L.

**ગુણ.**—હોજરીમાંનો ખટાસ તોડેછે. હલકો ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૩ ગ્રેન.

**લાઇમ** જુસ. (જુઓ લેમન જુસ.)

**લાઇમ** વૉટર. (જુઓ સૉલ્યુશન આવ લાઇમ.)

**લીકવીડ** એક્સટ્રેક્ટ આવ કૅસકેરા સૅગ્રેડા, Liquid Extract of Cascara Sagrada, E., Extractum Cascaræ Sagradæ Liquidum, L.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ.

**લીકવીડ** એક્સટ્રેક્ટ આવ ગ્રીનડૅલીઆ, Liquid Extract of Grindelia, E., Extractum Grandeliæ Liquidum, L.

**ગુણ.**—હાંફણુ, "હુપીંગ કફ," તથા બીજી જાતની ખાંસી મટાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ મીનીમ. દુધમાં અથવા સાકરનાં સીરામાં.

**લીકવીડ** એક્સટ્રેક્ટ આવ ડેમીઆના, Liquid Extract of Damiana, E., Extractum Damianæ Liquidum, L.

**ગુણ.**—ધાત બંધ કરેછે. ભરડી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ.

**લીકવીડ** એક્સટ્રેક્ટ આવ પેરીરા, Liquid Extract of Pareira, E., Extractum Pareiræ Liquidum, L.

**ગુણ.**—શક્તિ આપેછે. પિસાબ લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ (પ્રવાહી).

**લીકવીડ** એક્સટ્રેક્ટ આવ બેલ, Liquid Extract of Bael, E., Extractum Belæ Liquidum, L., બીલીના ફલનો પ્રવાહી કસ, G.

**ગુણ.**—લાંબા દહાડાનો મરડો તથા ઝાડો બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**લીકવીડ** એક્સટ્રેક્ટ આવ મેલ ફર્ન, Liquid Extract of Male Fern, E., Extractum Filicis Liquidum, L.

**ગુણ.**—કરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૫ થી ૩૦ મીનીમ.

**લી**ક્વીડ એક્સટ્રેક્ટ આવ યલો-સીન્કોના, Liquid Extract of Cinchona, E., Extractum Cinchonæ Liquidum, L.

**ગુણ.**—શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ મીનીમ. બચ્ચાંને ૧ થી ૨ મીનીમ.

**લી**ક્વીડ એક્સટ્રેક્ટ આવ લીકૉરીસ, Liquid Extract of Liquorice, E., Extractum Glycyrrhizæ Liquidum, L.

**ગુણ.**—ખાંસી મટાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ ડ્રામ (પ્રવાહી).

**લી**ક્વીડ એક્સટ્રેક્ટ આવ સારસાપેરીલા, Liquid Extract of Sarsaparilla, E., Extractum Sarsæ Liquidum, L.

**ગુણ.**—લોહી સુધારેછે. શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૪ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧૦ થી ૨૦ મીનીમ.

**લી**ક્વીડ એક્સટ્રેક્ટ આવ હાઇડ્રાસટીસ, Liquid Extract of Hydrastis, E., Extractum Hydrastis Liquidum L.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૩૦ મીનીમ.

**લી**ક્વીડ એક્સટ્રેક્ટ આવ અરગટ, Liquid Extract of Ergot, E., Extractum Ergotæ Liquidum, L.

**ગુણ.**—નાહાના વજનમાં દસ્તાન લાવેછે. મોટા વજનમાં ઘણું લોહી, અથવા દસ્તાન બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૬૦ મીનીમ.

**લી**ક્વીડ એક્સટ્રેક્ટ આવ ઓપીયમ, Liquid Extract of Opium, E., Extractum Opii Liquidum, L.

**ગુણ.**—કેફ લાવેછે. બેશુધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૪૦ મીનીમ. બચ્ચાંને ૦|| મીનીમ.

**લી**ઠાર્જ, અથવા ઑક્સાઇડ આવ લેડ, Litharge or Oxide of Lead, E., Plumbi Oxidum, L., બોડારસંગ અથવા બોડાર પથરો, G.

**ગુણ.**—મલમમાં મેળવીને ચામડીનાં દરદોમાં બાહેરથી લગાડવામાં આવેછે.

**લી**ઠીયા વૉટર, E. (જુઓ એફરવેસીંગ સૉલ્યુશન આવ લીઠીયા.)

**લી**નીમેન્ટ આવ ક્લોરોફૉર્મ, Liniment of Chloroform, E., Linimentum Chloroformi, L.

**ગુણ.**—દુખાવો નરમ પાડવા માંટે બાહેરથી લગાડવામાં આવેછે.

**લી**નીમેન્ટ કેમ્ફર કમપાઉંડ, (જુઓ કમપાઉંડ લીનીમેન્ટ આવ કેમ્ફર.)

**લી**નીમેન્ટ આવ બેલેડોના, Liniment of Belladona, E., Linimentum Belladonæ, L.

**ગુણ.**—દુખાવો નરમ પાડવા માંટે બાહેરથી લગાડવામાં આવેછે.

**લીનીમેન્ટ** આવ લાઇમ, Liniment of Lime, E., Linimentum Calcis, L.

**ગુણ.**—બળી ગએલા ભાગ ઉપર લગાડવામાં આવેછે.

**લીનીમેન્ટ** આવ સોપ, Liniment of Soap, E., Linimentum Saponis, L.

**ગુણ.**—દુખાવો નરમ પાડવા માંટે બાહેરથી લગાડવામાં આવેછે.

**લીનીમેન્ટ** આવ આઇયોડાઇન, Liniment of Iodine, E., Linimentum Iodi, L.

**ગુણ.**—ગુમડું, બદ, સોજો, તથા દુખાવો નરમ પાડવા માંટે બાહેરથી પિચ્છવડે લગાડવામાં આવેછે.

**લીનીમેન્ટ** આવ એકોનાઇટ, Liniment of Aconite, E., Linimentum Aconiti, L.

**ગુણ.**—દુખાવો નરમ પાડવા માંટે બાહેરથી લગાડવામાં આવેછે.

**લીનીમેન્ટ** આવ ઓપીયમ, Liniment of Opium, E., Linimentum Opii, L.

**ગુણ.**—દુખાવો નરમ પાડવા માંટે બાહેરથી લગાડવામાં આવેછે.

**લેક્ટેટ** આવ ઝીંક, Lactate of Zinc, E., Zinci Lactas, L.

**ગુણ.**—શક્તિ આપેછે. ફેફરાંમાં તાણતોડ નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૫ ગ્રેન.

**લેક્ટેટ** આવ આયરન, Lactate of Iron, E., Ferri Lactas, L.

**ગુણ.**—શક્તિ આપેછે. ખઇમાં ખાંસી મટાડેછે. મીઠી પિસાબમાં જતી સાકર બંધ કરેછે. પિસાબના કુકનાંનો વરમ મટાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૧૦ ગ્રેન.

**લેક્ટોપેપટીન**, Lactopeptine, E.

**ગુણ.**—ખાણું પચાવેછે. ઉલટી તથા ઉછાળો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૧૫ ગ્રેન.

**લેડ** પ્લાસ્ટર, Lead Plaster, E., Emplastrum Plumbi, L.

**ગુણ.**—ઘર ગુમડાં પાકવવા મલમની આગરી બનાવીને મુકવામાં આવેછે.

**લૅનોલીન**, Lanolin, E., મેંઢાંના ઉનમાંથી કહાડેલી ચરબી, G.

**ગુણ.**—મલમ બનાવવાનાં કામમાં આવેછે.

**લેપટેનડ્રીન**, Leptandrin, E.

**ગુણ.**—કલેજાંનાં દરદમાં ગુણ કરેછે. ઝાડાનો રંગ બદલેછે. કમળો, તાવ, તથા હરશમાં ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ગ્રેન.

**લેપીસ** ડીવાઇનસ, Lapis Divinus, L.

**ગુણ.**—આંખનાં દરદોમાં લગાડયામાં આવેછે.

**લેમન** ગ્રાસ ઑઇલ, Lemon Grass Oil, E.

**ગુણ.**—દુખતા ભાગ ઉપર દુખાવો નરમ પાડવા બાહેરથી લગાડવામાં આવેછે.

**લેમન** જુસ, Lemon Juice, E., Limonis Succus, L., **લીંબુનો રસ, G.**

**ગુણ.**—થંડક આપેછે. તીક્ષ્ણ સંધિવામાં ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૪ આઉંસ.

**લેમન** પીલ, Lemon Peel, E., Limonis Cortex, L., **લીંબુની છાલ, G.**

**ગુણ.**—શક્તિ આપેછે. પેટમાંનો વા તોડેછે.

**લેમન** ઑઇલ, E. (જુઓ ઑઇલ આવ લેમન.)

**લૉ**ગઉડ, Logwood, E., Hæmatoxyli Lignum, L., પતંગનું લાકડું, G.

**ગુણ.**—ઝાડો તથા લોહી બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૩ ગ્રેન.

**લૉ**ડેનમ, E. (જુઓ ટીંકચર આવ ઓપીયમ.)

**લો**બીલીયા, Lobellia or Indian Tabacco, E., Lobellia Inflata, L.

**ગુણ.**—દમ, હાંફણ, તથા કુકડીઆ ખાંસી મટાડેછે.

**ખોરાક.** મોટી ઉંમરનાંને ૧ થી ૪ ગ્રેન.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**લૉ**રલ વૉટર, Laurel Water, E., Aqua Laurocerasi, L.

**ગુણ.**—દિલનો ધબકારો નરમ પાડેછે. ઉછાળો બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૩૦ મીનીમ.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

## વ.

**વર**મીલીયન, E. (જુઓ સીનેબાર.)

**વાર**બર્ગસ ટીંકચર, Warberg's Tincture, E.

**ગુણ.**—ટાવ મટાડેછે. પરશેવો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૩ ડ્રામ.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**વાઇટ** ઍગેરીક, White Agaric, E., Agaricus Albus, L.

**ગુણ.**—પરશેવો તથા ઝાડો બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન.

**ચેતવણી.—આ દવા સંભાલીને વાપરવી.**

**વાઇન** આવ કુઇનીયા, Wine of Quinine, E., Vinum Quininæ, L.

**ગુણ.**—શક્તિ આપેછે. તાવ મટાડેછે.

**ખોરાક.—મોટી ઉંમરનાંને ૦॥ થી ૧ આઉંસ (પ્રવાહી). બચ્ચાંને ૦॥ થી ૧ ડ્રામ.**

**વાઇન આવ કૉલચીકમ,** Wine of Colchicum, E., Vinum Colchici, L.
**ગુણ.**—પિસાબ તથા ઝાડો લાવેછે. સંધિવા તથા નજળામાં દુખાવો નરમ પાડેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ મીનીમ. બચ્ચાંને ૧ થી ૨ મીનીમ.
**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**વાઇન** આવ રૂહબાર્બ, Wine of Rhubarb, E., Vinum Rhei, L.
**ગુણ.**—શેજ ઝાડો લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ દ્રામ. બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**વાઇન** આવ સાઇટ્રેટ આવ આયરન, Wine of Citrate of Iron, E., Vinum Ferri Citratis, L.
**ગુણ.**—લોહીમાંનાં રાતા દાણાવાળો ભાગ વધારેછે. શક્તિ આપેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૪ દ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧૦ થી ૨૦ મીનીમ.

**વાઇન** આવ આયરન, Wine of Iron, E., Vinum Ferri, L.
**ગુણ.**—લોહીમાંનાં રાતા દાણાંવાળો ભાગ વધારેછે. શક્તિ આપેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૪ દ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૦॥ દ્રામ.

**વાઇન** આવ ઇપીકાક્યુઆના, Wine of Ipecacuanha, E., Vinum Ipecacuanhæ, L.
**ગુણ.**—પરશેવો પાડેછે. ખાંસીમાં બલગમ પાડેછે. ઉલટી લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ મીનીમથી ૬ દ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૩ થી ૬ મીનીમ.

**વાઇન** આવ એન્ટીમની, (જુઓ એન્ટીમોનીયલ વાઇન.)

**વાઇન** આવ એલોઝ, Wine of Aloes, E., Vinum Aloes, L.
**ગુણ.**—હોજરીને શક્તિ આપેછે. પિત્તસાથનો ઝાડો લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ દ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**વાઇન** આવ ઓપીયમ, Wine of Opium, E., Vinum Opii, L.
**ગુણ.**—એનો ગુણ "લૉડેનમ"નાં જેવોજછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૪૦ મીનીમ. બચ્ચાંને ૦॥ થી ૧ મીનીમ.

**વીનીગર,** Vinegar, E., Acetum, L., સરકો, G.
**ગુણ.**—ઠંડક આપેછે. બાહારથી લગાડવાનાં કામમાં આવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૮ દ્રામ.

**વીનીગર** આવ કેન્ડેરીડીસ, Vinegar of Cantharidis, E., Acetum Cantharidis, L.
**ગુણ.**—પીધાથી પિસાબ લાવેછે. બાહાર લગાડવાથી તે જગ્યા રાતી થઇને છાગલા ઉઠેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ગુંદરનાં પાણીમાં ભેળીને ૧ થી ૩ મીનીમ.
**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**વીનીગર** આવ સ્કુઇલ, Vinegar of Squill, E., Acetum Scillæ, L.
**ગુણ.**—પિસાબ લાવેછે. ખાંસીમાં બલગમ પાડેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૫ થી ૨૦ મીનીમ. બચ્ચાંને ૨ થી ૪ મીનીમ.

**વીરેટ્રીયા**, Veratria or Veratrine, E., Veratrina, L.

**ગુણ.**—કેફ લાવેછે. કોઇજવેળા પીધામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને $\frac{1}{60}$ થી $\frac{1}{20}$ ગ્રેન.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**વેલેરીયન રૂટ**, Valerian Root, E., Valerianæ Radix, L.

**ગુણ.**—તાણતોડ નરમ પાડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન (ભુકો).

**વેલેરીએનેટ આવ ઝીંક**, Valerianate of Zinc, E., Zinci Valerianas, L.

**ગુણ.**—તાણતોડ નરમ પાડેછે. તંતુઓને શકિત આપેછે. ચમક, ફેફરૂં, ઇત્યાદિ બિમારીમાં ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૩ ગ્રેન.

**વેલેરીએનેટ આવ સોડા**, Valerianate of Soda, E., Sodii Valerianas, L.

**ગુણ.**—તાણતોડ નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૫ ગ્રેન.

**વૅસેલાઇન**, Vaseline, E., Vaselinum, L.

**ગુણ.**—પીટ્રોલીયમ તેલની એક બનાવત છે. ચાંમડીના દરદો ઉપર મલમ દાખલ લગાડવામાં આવેછે.

**વૉલેટાઇલ ઑઇલ આવ નટમેગ**, Volatile Oil of Nutmeg, E., Oleum Myristicæ, L., જાયફલનું સુધંધી તેલ, G.

**ગુણ.**—પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૫ મીનીમ.

## સ.

**સ્કુઇલ**, Squill, E., Scilla, L., જંગલી કાંદો, G.

**ગુણ.**—પિસાબ લાવેછે. ખાંસીમાં બલગમ પાડેછે. મોટા વજનમાં ઉલટી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૩ ગ્રેન (ભુકો). ઉલટી લાવવામાંટે ૮ ગ્રેન.

**સ્કેમૉની**, Scammony, E., Scammonium, L.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન. બચ્ચાંને ૧ ગ્રેન.

**સ્કેમૉની મીક્સચર**, Scammony Mixture, E., Mistura Scammonii, L.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ આઉંસ (પ્રવાહી). બચ્ચાંને ૧ ડ્રામ.

**સ્કોપોલાઇન**, Scopoline, or Scopoleine, E.

**ગુણ.**—આંખમાં છાલી અથવા ફુલું પડયું હોય તો એક આઉંસ પાણીમાં, ૧ ગ્રેન મેળવીને, તેમાંથી એક ટીપું આંખમાં નામવામાં આવેછે.

**ચેતવણી.—આ દવા ઘણી ઝેરી છે, અને ખાધામાં આવતી નથી.**

**સ્ટાર્ચ**, Starch, E., Amylum, L., કાંજી, G.

**ગુણ**.—શક્તિ આપેછે. ખોરાક દાખલ વપરાએછે.

**સ્ટ્રીકનીયા**, Strychnia or Strychnine, E., Strychnina, L., ઝેરીકચુરાનો તત્વ, G.

**ગુણ**.—બેશુધ કરેછે. શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને $\frac{1}{60}$ થી $\frac{1}{12}$ ગ્રેન.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**સ્ટ્રીકનીયા** સલફેટીસ, L. (જુઓ સલફેટ આવ સ્ટ્રીકનીયા).

**સ્ટ્રેમોનીયમ** લીવ્ઝ, Stramonium Leaves, E., Stramonii Folia, L., ધતુરાનાં પાંદડાં, G.

**ગુણ**.—તાણુતોડ નરમ પાડેછે. ઉંઘ લાવેછે. ખાંસીમાં બલગમ પાડેછે. દિલનો ધબકારો નરમ પાડેછે. મોટા વજનમાં બેશુધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ગ્રેન (ભુકો).

**સ્ટ્રેમોનીયમ** સીડસ, Stramonium Seeds, E., Stramonii Semina, L., ધતુરાનાં બીયાં, G.

**ગુણ**.—તાણુતોડ નરમ પાડેછે. ઉંઘ લાવેછે. ખાંસીમાં બલગમ પાડેછે. દિલનો ધબકારો નરમ પાડેછે. મોટા વજનમાં બેશુધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૧ ગ્રેન (ભુકો).

**સ્ટ્રૉન્ગ** ટીંકચર આવ જીન્જર, Strong Tincture of Ginger, E., Tinctura Zingiberis Fortior, L.

**ગુણ**.—પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ મીનીમ.

**સ્ટ્રૉન્ગ** સૉલ્યુશન આવ પરક્લોરાઇડ આવ આયરન, Strong Solution of Perchloride of Iron, E., Liquor Ferri Perchloridi Fortior, L.

**ગુણ**.—ઝાડો તથા લોહી બંધ કરેછે. કોઇજવેળા પીધામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૪ થી ૮ મીનીમ.

**સ્ટ્રૉન્ગ** સૉલ્યુશન આવ એમોનીયા, Strong Solution of Ammonia, E., Liquor Ammoniæ Fortior, L.

**ગુણ**.—સુંઘાડવાથી હુશીઆરી લાવેછે. તેલસાથે મેળવીને ચસકા મારતા હોય, ત્યાં લગાડવામાં આવેછે. સાંપનાં ડંખઉપર લગાડવામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૫ મીનીમ.

**સ્ટીપટીક** કોલૉઇડ, Styptic Colloid, E.

**ગુણ**.—લોહી બંધ કરવામાંટે બાહારથી લગાડવામાં આવેછે.

**સ્પંજીયોપાઇલીન**, Spongiopiline, E.

**ગુણ**.—એક જાતનું કપડું જે ગરમ પાંણીમાં બોળી, નીચવીને દરદવાળા ભાગ ઉપર બાંધવામાં આવેછે.

**સ્પરમેસીટી**, Spermaceti, E., Cetaceum, L., **મગરમચ્છના માંથામાંની સાફ કીધેલી ચરબી**, G.

**ગુણ.**—મલમ બનાવાના કામમાં આવેછે.

**સ્પીયરમીન્ટ વૉટર**, Spearmint Water, E., Aqua Menthæ Viridis, L.

**ગુણ.**—પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૩ આઉંસ. બચ્ચાંને ૧ થી ૨ ડ્રામ.

**સ્પીરીટ આવ ક્લોરોફૉર્મ**, Spirit of Chloroform, E., Spiritus Chloroformi, L.

**ગુણ.**—ચુંકો, ઉલટી, તથા ઉછાળો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨૦ થી ૬૦ મીનીમ. બચ્ચાંને ૨ થી ૪ મીનીમ.

**સ્પીરીટ આવ કેજુપટ**, Spirit of Cajuput, E., Spiritus Cajuputi, L.

**ગુણ.**—હુશીઆરી લાવેછે. તાણુતોડ નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૩ થી ૫ મીનીમ.

**સ્પીરીટ આવ કેમ્ફર**, Spirit of Camphor, E., Spiritus Camphoræ, L.

**ગુણ.**—હુશીઆરી લાવેછે. ઉલટી તથા ઉછાળો નરમ પાડેછે. તાણુતોડ નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ મીનીમ. બચ્ચાંને ૧ થી ૨ મીનીમ.

**સ્પીરીટ આવ જુનીપર**, Spirit of Juniper, E., Spiritus Juniperi, L.

**ગુણ.**—પિસાબ લાવેછે. પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૨ થી ૫ મીનીમ.

**સ્પીરીટ આવ નટમેગ**, Spirit of Nutmeg, E., Spiritus Myristicæ, L.

**ગુણ.**—પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧ થી ૨ મીનીમ.

**સ્પીરીટ આવ નાઇટ્રસ ઇડર**, Spirit of Nitrous Ether, E., Spiritus Ætheris Nitrosi, L.

**ગુણ.**—પિસાબ લાવેછે. પરશેવો પાડેછે. ગરમી આપેછે. સળેખમા, ખાંસી, ઇત્યાદિ બિમારીમાં આપ્યામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૧ાા ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૩ થી ૫ મીનીમ.

**સ્પીરીટ આવ પેપરમીન્ટ**, Spirit of Peppermint, E., Spiritus Menthæ Piperitæ, L.

**ગુણ.**—પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૩ થી ૫ મીનીમ.

**સ્પીરીટ આવ ફ્રેન્ચ બ્રાન્ડી**, Spirit of French Brandy, E., Spiritus Vini Gallici, L.

**ગુણ.**—નાહાના વજનમાં હુશીઆરી લાવેછે. મોટા વજનમાં કેફ લાવીને બેશુધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ ડ્રામથી ૨ આઉંસ. બચ્ચાંને ૧૦ થી ૩૦ મીનીમ.

**સ્પીરીટ** આવ રોઝમેરી, Spirit of Rosemary, E., Spiritus Rosmarini, L.

**ગુણ.**—તાણતોડ નરમ પાડેછે. હુશીઆરી લાવેછે. દુખાવો નરમ પાડવામાંટે બાહારથી લગાડવાનાં કામમાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ. બચ્ચાંને ૨ થી ૫ મીનીમ.

**સ્પીરીટ** આવ લેમન, Spirit of Lemon, E.

**ગુણ.**—દવાને સ્વાદ આપવા માંટે વપરાએછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ મીનીમ.

**સ્પીરીટ** આવ લેવેન્ડર, Spirit of Lavender, E., Spiritus Lavandulæ, L.

**ગુણ.**—તાણતોડ નરમ પાડેછે. પેટમાંનો વા છુટો પાડેછે. હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૨ થી ૫ મીનીમ.

**સ્પીરીટ** આવ હાર્ટશૉહૉર્ન, E. (જુઓ સ્ટ્રૉન્ગ સૉલ્યુશન આવ એમોનીયા.)

**સ્પીરીટ** ઇથર નાઇટ્રીક, (જુઓ સ્પીરીટ આવ નાઇટ્રસ ઇથર.)

**સ્પીરીટ** એમોની એરોમેટીક, (જુઓ એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા.)

**સબક્લોરાઇડ** આવ મરક્યુરી, Subchloride of Mercury, or Calomel, E., Hydrargyri Subchloridum, L.

**ગુણ.**—પિત્તસાથનો ઝાડો લાવેછે. લોહી સુધારેછે. મોટા વજનમાં "કૉલેરા"માં ઉલટી નરમ પાડેછે, તથા ઝાડો બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૧૦ ગ્રેન. બચ્ચાંને ૦। થી ૦॥ ગ્રેન.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**સબનાઇટ્રેટ** આવ બીસમથ, Subnitrate of Bismuth, E., Bismuthi Subnitras, L.

**ગુણ.**—ઝાડો તથા ઉલટી બંધ કરેછે. હોજરીમાં થતો ખટાસ, તથા છાતીઉપર બળતી દાહ નરમ પાડેછે. નઠારી જાતનાં ચાઠાંઓ રૂઝાવવામાંટે મલમસાથે મેળવીને લગાડવાનાં કામમાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન. બચ્ચાંને ૧ થી ૩ ગ્રેન.

**સબ્લાઇમ્ડ** સલફર, Sublimed Sulphur, E., Sulphur Sublimatum, L., ગંધકનાં ફુલ, G.

**ગુણ.**—ઝાડો લાવેછે. કીડ મટાડેછે. લોહી સુધારેછે. પરશેવો પાડેછે. હરસમાં આપ્યામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨૦ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૩ ગ્રેન.

**સબઆઇયોડાઇડ** આવ બીસમથ, Subiodide of Bismuth, E., Bismuth Subiodidum, L.

**ગુણ.**—આઇયોડોફૉર્મના જેવો ગુણ ધરાવેછે. પણ તેના જેવો જલદ વાસ એમાં હોતો નથી. જુના ચાંડા ઉપર લગાડવાથી જલદીથી રૂઝ લાવેછે તથા ગાંઠોને પીગલાવેછે.

**સ**બએસીટેટ આવ કૉપર Subacetate of Copper, or Verdigris, E., Cupri Subacetatis, L., જંગાલ, G.
**ગુણ.**—ચાંદી તથા મસા ઉપર બાહેરથી લગાડયામાં આવેછે. ખાધામાં આવતી નથી.

**સ**મબુલ રૂટ, Sumbul Root, E., Sumbul Radix, L., સમબુલનાં મૂળીયાં, G.
**ગુણ.**—તાણતોડ નરમ પાડેછે. હુશીઆરી લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૨૦ ગ્રેન (ભુકો).

**સ્મે**લીંગ સૉલ્ટ, (જુઓ કારબૉનેટ આવ એમોનીયા.)

**સ**રપેનટરી રૂટ, Serpentary Root, E., Serpentariæ Radix, L.
**ગુણ.**—પરશેવો પાડેછે. હુશીઆરી લાવેછે. શક્તિ આપેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૧૫ ગ્રેન (ભુકો).

**સ**લફ્યુરસ આસીડ, Sulphurous Acid, E., Acidum Sulphurosum, L.
**ગુણ.**—ઝેરી તાવો, તથા "કૉલેરા"માં શરીરમાં ફરતું ઝેર દુર કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૨ મીનીમ.

**સ**લફ્યુરીક આસીડ, Sulphuric Acid, E., Acidum Sulphuricum, L., ગંધકનો જલદ તેજાબ, G.
**ગુણ.**—બાહેર લગાડવામાં આવેછે. પીધામાં આવતી નથી.

**સ**લફ્યુરીક આસીડ ડાઇલ્યુટ, (જુઓ ડાઇલ્યુટેડ સલફ્યુરીક આસીડ.)

**સ**લફ્યુરીક ઇથર, E. (જુઓ ઇથર.)

**સ**લફ્યુરેટેડ પૉટાશ, Sulphurated Potash, E., Potassa Sulphurata, L.
**ગુણ.**—નઠારી જાતનો કોહોવાટ અટકાવેછે. ઉલટી તથા ઝાડો લાવેછે. પરશેવો પાડેછે. હુશીઆરી લાવેછે. ખાંસીમાં બલગમ પાડેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૪ થી ૧૦ ગ્રેન.

**સ**લફ્યુરેટેડ એન્ટીમની, Sulphurated Antimony, E., Antimonium Sulphuratum, L.
**ગુણ.**—લોહી સુધારેછે. ઉલટી લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૫ ગ્રેન.

**સ**લફાઇટ આવ સોડીયમ, અથવા સલફાઇટ આવ સોડા, Sulphite of Sodium, or Sulphite of Soda, E., Sodii Sulphis, L.
**ગુણ.**—જુની ખાંસી મટાડેછે. બલગમ પાડેછે. ગળાંનાં દરદોમાં ફાએદો કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન.

**સ**લફાઇડ આવ કેલશીયમ, Sulphide of Calcium, E., Calcii Sulphidum, L.
**ગુણ.**—ઘર, ગુંમડાં પાકું, કીડ, કોહોડ, જન્મથી નબળાઇમાં પડતાં ચાંડાં, ખરાબ ગાંઠ, ઇત્યાદીમાં ખાધામાં આપેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને $\frac{1}{10}$ ગ્રેન. એટલાં વજનની તઇઆર બનાવેલી ગોળીઓ જાહેર દવાખાનામાંથી મળેછે.

**સલફેટ આવ કુઇનીયા,** Sulphate of Quinia, or Sulphate of Quinine, E., Quininæ Suphas, L.

**ગુણ.**—તાવમાં અકસીર દવા છે. શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૧૦ ગ્રેન. બચ્ચાંને ૦II થી ૧ ગ્રેન.

**સલફેટ આવ કૉપર,** Sulphate of Copper, E., Cupri Sulphas, L., મોરથુથુ, G.

**ગુણ.**—ઘણાં દહાડાનો જુનો ઝાડો તથા મરડો સાજો કરેછે. શક્તિ આપેછે. મોટા વજનમાં ઉલટી લાવેછે. ઘા અથવા ચાઠાંઉપર લગાડયાથી રૂઝ આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦I થી ૨ ગ્રેન. ઉલટી લાવવા ૫ થી ૧૦ ગ્રેન.

**સલફેટ આવ ઝીંક,** Sulphate of Zinc, E., Zinci Sulphas, L.

**ગુણ.**—ઝાડો કબજ કરેછે. શક્તિ આપેછે. ઉલટી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૩ ગ્રેન. ઉલટી લાવવા ૧૦ થી ૩૦ ગ્રેન.

**સલફેટ આવ પૅલૅટીઅૅરીન,** Sulphate of Pelletierin, E., Pelletierin Sulphas, L., દાડમના મૂળની છાલમાંથી કહાડેલો તત્વ, G.

**ગુણ.**—ચપટા કરમમાં અકસીર છે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૮ ગ્રેન. ૧ વર્ષના બચ્ચાંને ૦II થી ૧ ગ્રેન.

**સલફેટ આવ પૉટાશ,** Sulphate of Potash, E., Potassii Sulphas, L.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૫ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૩ ગ્રેન.

**સલફેટ આવ બીબેરીન,** Sulphate of Beberine, E., Beberinæ Sulphas, L.

**ગુણ.**—તાવમાં "કુઇનાઇન ડી સલફસ"નેબદલે આપ્યામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૧૦ ગ્રેન.

**સલફેટ આવ બીબેરીઆ,** (જુઓ સલફેટ આવ બીબેરીન.)

**સલફેટ આવ મેગનીશીયા અથવા અૅપસમ સૉલ્ટ,** Sulphate of Magnesia, or Epsom Salt, E., Magnesii Sulphas, L.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૬૦ ગ્રેનથી ૦II આઉંસ. બચ્ચાંને ૫ ગ્રેન.

**સલફેટ આવ મૅનગેનીસ,** Sulphate of Manganese, E., Manganesii Sulphas, or Manganous Sulphate, L.

**ગુણ.**—દસ્તાન તથા ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૧૦ ગ્રેન. કમળામાં પીત્ત સાથનો ઝાડો લાવવા માંટે ૬૦ ગ્રેન સુધી આપવામાં આવેછે.

**સલફેટ આવ મૉરફીન, અથવા સલફેટ આવ મૉરફીયા,** Sulphate of Morphine, or Sulphate of Morphia, E., Morphinæ Sulphas, or Morphiæ Sulphas, L.

**ગુણ.**—કેફ તથા ઉંઘ લાવેછે. તાણતોડ તથા ચસક, દુખાવો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને $\frac{1}{8}$ થી $\frac{1}{2}$ ગ્રેન.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**સલ્ફેટ** આવ સ્ટ્રીકનીયા, Sulphate of Strychnia, E., **Strychniæ** Sulphas, L.

**ગુણ.**—શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧/૪૦ થી ૧/૩૦ ગ્રેન.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**સલ્ફેટ** આવ સ્પારટીન, Sulphate of Sparteine, E., Sparteinæ Sulphas, L.

**ગુણ.**—પિસાબ લાવેછે. દીલને શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉમરનાંને ૧/૧૬ થી ૧/૮ અથવા ૧/૪ ગ્રેન.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**સલ્ફેટ** આવ સીન્કોનાઇડા, Sulphate of Cinchonidine, E., Cinchonidinæ Sulphas, L.

**ગુણ.**—શક્તિ આપેછે. તાવ મટાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૫ ગ્રેન.

**સલ્ફેટ** આવ સોડા, અથવા ગ્લૉબર્સ સૉલ્ટસ, Sulphate of Soda, or Glauber's Salt, E., Sodii Sulphas, L.

**ગુણ.**—પિસાબ તથા ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦। થી ૧ આઉંસ. બચ્ચાંને ૩ થી ૫ ગ્રેન.

**સલ્ફેટ** આવ આયરન, Sulphate of Iron, E., Ferri Sulphas, L., હિરાકસી, G.

**ગુણ.**—શક્તિ આપેછે. તાવ મટાડેછે. ઝાડો કબજ કરેછે. કરમ પાડેછે. દસ્તાન લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ગ્રેન.

**સલ્ફેટ** આવ એટ્રોપીયા, Sulphate of Atropia, or Sulphate of Atropine, E., Atropinæ Sulphas, or Atropiæ Sulphas, L.

**ગુણ.**—કોઈજ વેળા પીધામાં આવેછે. ઘણુંકરીને ચમક, તાણ, ધનુશવા, ઇત્યાદિ બિમારીમાં પિચકારીવડે ચામડીમાં દાખલ કર્યામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧/૧૦૦ થી ૧/૬૦ ગ્રેન.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**સલ્ફો** કારબૉલેટ આવ ઝીંક, Sulpho-carbolate of Zinc, E., Zinci Sulpho-carbolas, L.

**ગુણ.**—પિચકારીદાખલ મારવાનાં કામમાં આવેછે.

**સલ્ફો** કારબૉલેટ આવ સોડીયમ, Sulpho-carbolate of Sodium, E., Sodii Sulpho-carbolas, L.

**ગુણ.**—લોહી સુધારેછે. તાવ મટાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૧૫ ગ્રેન.

**સલફોનલ**, Sulphonal, E.

**ગુણ.**—ઉંઘ લાવેછે, શાંતી આપેછે. "હાઇડ્રેટ આવ ક્લોરલ" નામની દવાના કરતાં પણ વધારે ફાએદાકારક એટલામાટે ગણાયછે, કે દીલની ઉપર એ દવાથી કશી પણ માઠી અસર થતી નથી.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૫ થી ૩૦ અથવા ૬૦ ગ્રેન.

**સાલ** વૉલેટાઇલ, E. (જુઓ એરોમેટીક સ્પીરીટ આવ એમોનીયા.)

**સાઇટ્રીક** આસીડ, Citric Acid, E., Acidum Citricum, L.

**ગુણ.**—થંડક પાડેછે. ઉલટી તથા ઉછાળો બંધ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૩ ગ્રેન.

**સાઇટ્રીન** ઑઇન્ટમેન્ટ. (જુઓ ઑઇન્ટમેન્ટ આવ નાઇટ્રેટ આવ મરક્યુરી.)

**સાઇટ્રેટ** આવ પૉટાશ, Citrate of Potash, E., Potassii Citras, L.

**ગુણ.**—પરશેવો પાડેછે. પિસાબ લાવેછે. થંડક પાડેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૪૦ ગ્રેન. બચ્ચાંને ૨ ગ્રેન.

**સાઇટ્રેટ** આવ બીસમથ, Citrate of Bismuth, E., Bismuthi Citras, L.

**ગુણ.**—ઝાડો તથા ઉલટી બંધ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૫ ગ્રેન.

**સાઇટ્રેટ** આવ લીઠીયા, Citrate of Lithia, E., Lithii Citras, L.

**ગુણ.**—પિસાબ લાવેછે. હોજરીમાંનો ખટાસ તોડેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**સાઇટ્રેટ** આવ આયરન, Citrate of Iron, E., Ferri Citras, L.

**ગુણ.**—શક્તિ આપેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૧૦ ગ્રેન. બચ્ચાંને ૦॥ થી ૧ ગ્રેન.

**સાઇટ્રેટ** આવ આયરન કુઇનીન એન્ડ સ્ટ્રીક્નીયા, Citrate of Iron Quinine, and Strychnia, E., Ferri Quiniæ Et Strychniæ Citras, L.

**ગુણ.**—શક્તિ આપેછે. દસ્તાન લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ ગ્રેન.

**સાઇટ્રેટ** આવ આયરન એન્ડ કુઇનીયા, Citrate of Iron and Quinine, E., Ferri Et Quininæ Citras, L.

**ગુણ.**—શક્તિ આપેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન.

**સાઇટ્રેટ** આવ આયરન એન્ડ એમોનીયા, Citrate of Iron and Ammonia, E., Ferri Et Ammonii Citras, L.

**ગુણ.**—શક્તિ આપેછે. દસ્તાન લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન. બચ્ચાંને ૦॥ ગ્રેન.

**સીન્કોના** બાર્ક, Cinchona Bark, E., Cinchonæ Cortex, L.
**ગુણ.**—તાવ મટાડેછે. શકિત આપેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાને ૧૦ થી ૬૦ ગ્રેન. ૧ વર્ષના બચ્ચાંને ૨ ગ્રેન.

**સીન્કોનાઇડા** સલફેટીસ, (જુઓ સલફેટ આવ સીન્કોનાઇડા.)

**સીનેબાર** અથવા વરમીલીયન, Cinnabar or Vermilion, E., Hydrargyri Bisulphuretum, L., હીંગળો, G.
**ગુણ.**—ટાંકીમાં ધુંઇ આપવામાંટે કામ લાગેછે. લોહી સુધારેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩૦ થી ૬૦ ગ્રેન (ચુઓ).

**સીનેમૉન**, Cinnamon, E., Cinamomi Cortex, L., તજ, G.
**ગુણ.**—પેટમાંનો વા તોડેછે, હુશીઆરી લાવેછે. ગરમી લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૨૦ ગ્રેન. ૧ વર્ષનાં બચ્ચાંને ૧ થી ૨ ગ્રેન.

**સીનેમૉન** વૉટર, Cinnamon Water, E., Aqua Cinnamomi, L., તજનું પાણી, G.
**ગુણ.**—પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૩ આઉંસ. બચ્ચાંને ૧ થી ૨ ડ્રામ.

**સીમ્પલ** ઑઇન્ટમૅન્ટ, Simple Ointment, E., Unguentum Simplex, L., મીનની મેળવણીનો સાદો મલમ, G.
**ગુણ.**—જખમ તથા બળી ગએલો ભાગ રૂઝ લાવેછે.

**સીરપ**, Syrup, E., Syrupus, L., સાકરનો શીરો, G.
**ગુણ.**—શેજ ઝાડો લાવેછે. મુખ્યકરીને સ્વાદ લાવવામાંટે વાપરવામાં આવેછે.

**સીરપ** આવ ક્લોરલ, Syrup of Chloral, E., Syrupus Chloral, L.
**ગુણ.**—ઉંઘ લાવેછે. દુખાવો નરમ પાડેછે. ઉલટી તથા ઉછાળો બંધ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૨ ડ્રામ (પ્રવાહી).

**સીરપ** આવ જીન્જર, Syrup of Ginger, E., Syrupus Zingiberis, L.
**ગુણ.**—હુશીઆરી લાવેછે. પેટમાંનો વા તથા દુખાવો નરમ પાડેછે. ભુખ લાગેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧૦ થી ૨૦ મીનીમ.

**સીરપ** આવ ટૉલુ, Syrup of Tolu, E., Syrupus Tolutanus, L.
**ગુણ.**—ખાંસીમાં બલગમ પાડેછે. હુશીઆરી લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧૦ થી ૨૦ મીનીમ.

**સીરપ** આવ ડાઇયેલાઇઝડ આયરન, Syrup of Dialised Iron, E., Syrupus Ferri Dialysati, L.
**ગુણ.**—શકિત આપેછે. સોમલનાં ઉતારતરીકે વપરાયછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૧૨૦ મીનીમ. બચ્ચાંને ૧ મીનીમ.

**સીરપ** આવ પ્રુન, Syrup of Prune, E., Syrupus Prunii Virginianæ, L.
**ગુણ.**—ખઇ તથા છાતીનાં દરદોમાં ખાંસી તથા દુખાવો, તથા દીલનો ધબકારો મટાડેછે. પાચન શકિત વધારેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાને ૦ાા થી ૧ ડ્રામ.

**સીરપ** પેપેવેર, (જુઓ સીરપ આવ પૉપીઝ.)

**સીરપ** આવ પૉપીઝ, Syrup of Poppies, E., Syrupus Papaveris, L.

**ગુણ.**—શેજ ઉંઘ લાવેછે. ઝાડો કબજ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**સીરપ** ફેરી બ્રોમાઇડ, (જુઓ સીરપ આવ બ્રોમાઇડ આવ આયરન.)

**સીરપ** ફેરી આઇયોડાઇડ, (જુઓ સીરપ આવ આઇયોડાઇડ આવ આયરન.)

**સીરપ** આવ ફૉસફેટ આવ આયરન, Syrup of Phosphate of Iron, E., Syrupus Ferri Phosphatis, L.

**ગુણ.**—શક્તિ આપેછે. હાડકાંઓ વળી જતાં હોય, તેમાં ગુણ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ થી ૨૦ મીનીમ.

**સીરપ** આવ ફૉસફેટ આવ આયરન, લાઇમ, એન્ડ સોડા, E. (જુઓ કેમીકલ ફુડ.)

**સીરપ** આવ બકઠૉર્ન બેરીઝ, Syrup of Buckthorn Berries, E., Syrupus Rhamni, L.

**ગુણ.**—સખ્ત ઝાડો લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧૦ થી ૧૫ મીનીમ.

**સીરપ** આવ બ્યુટીલ કલોરલ, Syrup of Butyl-Chloral, E., Syrupus Butyl-Chloral, L.

**ગુણ.**—દુખાવો નરમ પાડેછે. ઉંઘ લાવેછે. ખઇ તથા હાફ્ણમાં ખાંસી મટાડેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ. ૧ ડ્રામ સીરપમાં ૨ ગ્રેન "બ્યુટીલ-કલોરલ" આવેછે.

**સીરપ** આવ બ્રોમાઇડ આવ આયરન, Syrup of Bromide of Iron, E., Syrupus Ferri Bromidum, L.

**ગુણ.**—શક્તિ આપેછે. કંઠમાળા, બલોહોર, કલેજાનો વરમ, ઇત્યાદિ દરદોમાં ગુણ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ.

**સીરપ** આવ મલબેરીઝ, Syrup of Mulberries, E., Syrupus Mori, L.

**ગુણ.**—સ્વાદ તથા રંગ આપવામાંટે કામ આવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ (પ્રવાહી).

**સીરપ** આવ રૂહબાર્બ, Syrup of Rhubarb, E., Syrupus Rhei, L.

**ગુણ.**—શેજ ઝાડો લાવેછે. હોજરીને શક્તિ આપેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૪ ડ્રામ (પ્રવાહી).

**સીરપ** આવ રેડ પૉપી, Syrup of Red Poppy, E., Syrupus Rhæados, L.

**ગુણ.**—ઉંઘ લાવેછે. દિલનો ધબકારો નરમ પાડેછે.
**ખોરાક.**—મોટી ઉમરનાંને ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧૦ મીનીમ.

**સીરપ** આવ રેડ રોઝીઝ, Syrup of Red Roses, E., Syrupus Rosæ Gallicæ, L.

**ગુણ.**—ઝાડો તથા લોહી બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧૦ થી ૧૫ મીનીમ.

**સીરપ** આવ લેક્ટોફૉસફેટ આવ લાઇમ, Syrup of Lactophosphate of Lime, E., Syrupus Calcii Lactophosphatis, L.

**ગુણ.**—શક્તિ આપેછે. ધાત બંધ કરેછે. ભુખ લાગેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૧॥ ડ્રામ. બચ્ચાંને ૫ થી ૭ મીનીમ.

**સીરપ** આવ લેક્ટોફૉસફેટ આવ લાઇમ એન્ડ આયરન, Syrup of Lactophosphate of Lime and Iron, E., Syrupus Calcii Et Ferri Lactophosphatis, L.

**ગુણ.**—શક્તિ આપેછે. ભુખ લાગેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૧॥ ડ્રામ. બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**સીરપ** આવ લેમન્સ, Syrup of Lemons, E., Syrupus Limonis, L.

**ગુણ.**—થંડક આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**સીરપ** આવ સ્કુઇલ, Syrup of Squill, E., Syrupus Scillæ, L.

**ગુણ.**—પિસાબ લાવેછે. ખાંસીમાં હુશીઆરી લાવી બલગમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧૦ મીનીમ.

**સીરપ** આવ સેના, Syrup of Senna, E., Syrupus Sennæ, L.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૪ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૨૦ થી ૩૦ મીનીમ.

**સીરપ** આવ સેનીગા, (જુઓ ટીંકચર આવ સેનીગા.)

**સીરપ** આવ હાઇડ્રેટ આવ ક્લોરલ (જુઓ સીરપ આવ ક્લોરલ.)

**સીરપ** આવ હાઇડ્રો-ક્લોરેટ આવ ઍપોમૉરફીન, Syrup of Hydro-chlorate of Apomorphine, E., Syrupus Apomorphinæ Hydrochloratis, L.

**ગુણ.**—કાંઇબી ઝાડી અસર કીધા વિના જોરમાં ઉલટી લાવેછે. અફીણ, "એકોનાઇટ," "બેલેડોના," "કારબોલીક આસીડ," અથવા "ડાઇલ્યુટેડ હાઇડ્રોસાએનીક આસીડ," નું ઝેર ખાધામાં આવ્યું હોય તો તેમાં તરત ઉલટી લાવવા માંટે પીધામાં અપાએછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૧ ડ્રામ (પ્રવાહી).

૧ ડ્રામ સીરપમાં $\frac{1}{32}$ ગ્રેન "હાઇડ્રોક્લોરેટ આવ ઍપોમૉરફીન" આવેછે.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**સીરપ** આવ હાઇપોફૉસફાઇટ આવ લાઇમ, Syrup of Hypophosphite of Lime, E., Syrupus Calcis Hypophosphis, L.

**ગુણ.**—શક્તિ આપેછે. લોહી સુધારેછે. ખાંસીમાં બલગમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ ડ્રામ. બચ્ચાંને ૧૦ થી ૩૦ મીનીમ.

**સીરપ** આવ હેમીડેસમસ, Syrup of Hemidesmus, E., Syrupus Hemidesmi, L.

**ગુણ.**—પરશેવો પાડેછે. લોહી સુધારેછે. શેજ પિસાબ લાવેછે. શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાને ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**સીરપ** આવ આઇયોડાઇડ આવ આયરન, Syrup of Iodide of Iron, E., Syrupus Ferri Iodidi, L.

**ગુણ.**—શક્તિ આપેછે. કંઠમાળાની ગાંઠો, બલોહોર, કલેજાંનો વરમ, ઇત્યાદિનાં દરદોમાં કામ આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦॥ થી ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૩ મીનીમ.

**સીરપ** આવ ઑરેન્જ પીલ, Syrup of Orange Peel, E., Syrupus Aurantii, L.

**ગુણ.**—ખોરાક પચાવેછે. હોજરીને શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૨૦ મીનીમ.

**સીરપ** આવ ઑરેન્જ ફ્લાવર, Syrup of Orange Flower, E., Syrupus Aurantii Floris, L.

**ગુણ.**—સ્વાદ લાવવામાંટે કામ આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૪ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૨૦ મીનીમ.

**સીલીકેટ** આવ મેગનીશીયા, અથવા સોપ સ્તોન, Silicate of Magnesia or Soap Stone, E., સંગજીરૂં, G.

**ગુણ.**—ઝાડો, મરડો, લોહી, દસ્તાન તથા ધાત બંધ કરેછે. નાકમાંથી લોહી જતું હોય તો ચમતી સુંઘયાથી બંધ થાએછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન. મલાઈ અથવા ખાંડમાં.

**સીલીકેટ** આવ મેગનીશીયા એન્ડ આયરન, Silicate of Magnesia and Iron, E., ઝેરમોહરો, G.

**ગુણ.**—ઝાડો, મરડો, દસ્તાન તથા લોહી બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને પાંણીમાં ઘસીને ઘાડું થાએ કે એક ચમચાથી બે ચમચા.

**સીવેડીલા**, Cevadilla, E., Sabadilla, L.

**ગુણ.**—કરમ પાડેછે. ઝાડો લાવેછે. ઉલટી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૪ થી ૬ ગ્રેન (ભુકો).

**શુગર** આવ મીલ્ક, Sugar of Milk, E., Saccharum Lactis, L.

**ગુણ.**—હલકો ઝાડો લાવેછે. શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૬૦ થી ૧૨૦ ગ્રેન.

**શુગર** આવ લેડ, E. (જુઓ એસીટેટ આવ લેડ.)

**શુગર** આવ લેડનું પાણી. (જુઓ ડાઇલ્યુટેડ સૉલ્યુશન આવ સબએસીટેટ આવ લેડ.)

**સેકેરીન**, Saccharine, E.

**ગુણ.**—મિઠી પિસાબમાં જ્યાં સાકર નહી અપાએ તેને બદલે મીઠાસ લાવવા આપવામાં આવેછે. ચરબી ફેલાઇ હોય તે ઘટાડેછે. એ પાણીમાં બરાબર પીગળતી નથી, માટે ૧ રતલ "ગ્લીસરાઇન"માં ૧ ડ્રામ "સેકેરીન" મેળવી ગરમ કરી તેમાંથી ૨ ચમચી ભરીને, દુધ અથવા ખોરાકમાં લેવી.

**ખોરાક.**—મોટી ઉંમરનાને ૦ાા થી ૧ ગ્રેન.

**સેકેરેટેડ કારબૉનેટ આવ આયરન**, Saccharated Carbonate of Iron, E., Ferri Carbonas Saccharata, L.

**ગુણ.**—શક્તિ આપેછે. દસ્તાન લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન.

**સેકેરેટેડ સૉલ્યુશન આવ લાઇમ**, Saccharated Solution of Lime, E., Liquor Calcis Saccharatus, L., સાકરની મેળવણીવાળું ચુનાનું પાણી, G.

**ગુણ.**—હોજરીમાં થતો ખટાસ અટકાવેછે. ઉલટી બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૫ થી ૬૦ મીનીમ. બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**સેડેટીવ સૉલ્યુશન આવ ઓપીયમ**, Sedative Solution of Opium, E., Liquor Opii Sedativæ, L.

**ગુણ.**—એનો ગુણ "લૉડેનમ"નાંજેવોજછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ મીનીમ. બચ્ચાંને ૦ા મીનીમ.

**સેન્ટોનાઇન**, Santonine, E., Santoninum, L.

**ગુણ.**—કરમ પાડેછે. જુનો પરમો સારો કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૩ ગ્રેન. બચ્ચાંને ૦ાા થી ૧ ગ્રેન.

**સેન્ટોનીકા**, Santonica, E., Santonica, L.

**ગુણ.**—કરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉમરનાંને ૧૦ થી ૬૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૫ ગ્રેન.

**સેના**, Senna, E., Senna Indica, L., સુનામખી, G.

**ગુણ.**—ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૨૦ ગ્રેન. બચ્ચાંને ૨ થી ૫ ગ્રેન.

**શેરી**, Sherry, E., Vinum Xericum, L.

**ગુણ.**—હુશીઆરી લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૪ આઉંસ.

**સૉલ એમોનીએક**, (જુઓ ક્લોરાઇડ આવ એમોનીયમ.)

**સેલીસીન**, Salicin, E., Salicinum. L.

**ગુણ.**—પરશેવો પાડેછે. તીક્ષ્ણ સંધિવા, જોરાવર જારી તથા ઝેરી તાવો, ફેફસાનાં તીક્ષ્ણ વરમ, ઇત્યાદિમાં તાવનો જોર નરમ પાડેછે, તથા લોહીની ગરમી ઓછી કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન.

**સેલીસીલીક કોલોડીયન,** Salicylic-Collodion, E., Collodium Salicylicum, L.

**ગુણ.**—લાંબા, તથા ચપતા મસા, તથા આતન ઉપર લગાડવાથી ખરી પડેછે. આ દવા ૬૦ ગ્રેન "સેલીસીલીક આસીડ," ૮ ગ્રેન "એક્સટ્રેક્ટ આવ ઈન્ડીયન હેમ્પ," તથા ૧ આઉંસ "ફ્લેક્શીબ્લ કોલોડીયન"ની મેળવણીની બનેછે.

**સેલીસીક** આસીડ. (જુઓ સેલીસીલીક આસીડ.)

**સેલીસીલીક** આસીડ, Salicylic Acid, E., Acidum Salicylicum, L.

**ગુણ.**—સંધિવા, નજળો તથા ઝેરી તાવોમાં પરશેવો પાડીને તાવ નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૨૦ ગ્રેન.

**સેલીસીલેટ** આવ કુઇનીન, Salicylate of Quinine, E., Quinine Salicylate, L.

**ગુણ.**—સંધિવા તથા નજળામાં તાવની ગરમી ઘટાડીને, સાંધાઓનો સોજો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૬ ગ્રેન.

**સેલીસીલેટ** આવ કેમ્ફર, Salicylate of Camphor, E., Camphora Salicylate, L.

**ગુણ.**—ઝાડો બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૫ ગ્રેન. ગોળી બનાવીને.

**સેલીસીલેટ** આવ બીસમથ, Salicylate of Bismuth, E., Bismuthi Salicylas, L.

**ગુણ.**—જુનો ઝાડો બંધ કરેછે. "ટાઇફૉઇડ ફીવર"માં ચાંમડીની ગરમી ઘટાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન, અથવા ૨૦ ગ્રેન.

**સેલીસીલેટ** આવ લીથીયમ, Salicylate of Lithium, E., Lithii Salicylas, L.

**ગુણ.**—પિશાબ લાવેછે. રેતી પીગળાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ ગ્રેન.

**સેલીસીલેટ** આવ સોડા, અથવા સેલીસીલેટ આવ સોડીયમ, Salicylate of Soda, or Salicylate of Sodium, E., Sodii Salicylas, L.

**ગુણ.**—"સેલીસીન"નાંજેવાજ ગુણ ધરાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન.

**સેલીસીલેટ** આવ આયરન, Salicylate of Iron, E., Ferri Salicylas, L.

**ગુણ.**—શક્તિ આપેછે. નબળાઇ સાથે ગળામાં જીભની બંધે બાજુએ ગાંઠ સુજેલી હોય, તેમાં ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૩ થી ૧૦ ગ્રેન.

**સૅલૉલ**, Salol, E.

**ગુણ.**—"સેલીસીલેટ આવ સોડીયમ"ને બદલે ખાધામાં આપેછે. તીક્ષ્ણ તથા જુના સંધિવામાં તથા ખઈમાં, દુખાવો, તાવ, તથા ખાંસી મટાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન.

**સેવીન** ટૉપ્સ, Savin Tops, E., Sabinæ Cacumina, L.

**ગુણ.**—ફરમ પાડેછે. પરશેવો પાડેછે. દસ્તાન લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ ગ્રેન (ભુકો).

**સૉકોટ્રીન** એલોઝ, Socotrine Aloes, E., Aloe Socotrina, L., એળીઓ, G.

**ગુણ.**—પિત્તસાથનો ઝાડો લાવેછે. હોજરીને શક્તિ આપેછે. દસ્તાન લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૬ ગ્રેન.

**સોડા** વૉટર, E. (જુઓ એફરવેસીંગ સૉલ્યુશન આવ સોડા.)

**સોપ** પ્લાસ્ટર, Soap Plaster, E., Emplastrum Saponis, L.

**ગુણ.**—દુખતા ભાગ ઉપર બાહેરથી લગાડેછે.

**સૉફ્ટ** સોપ, Soft Soap, E., Sapo Mollis, L., **નરમ સાબુ**, G.

**ગુણ.**—ગોળીઓ બનાવવામાં વપરાએછે.

**ખોરાક.**—૫ થી ૧૦ ગ્રેન.

**સૉલ્યુશન** આવ ક્લોરાઇડ આવ ઝીંક, Solution of Chloride of Zinc, E., Liquor Zinci Chloridi, L.

**ગુણ.**—નઠારી હવા દુર કરવામાંટે છાંટવાનાં કામમાં આવેછે.

**સૉલ્યુશન** આવ ક્લોરાઇડ આવ એન્ટીમની, Solution of Chloride of Antimony, E., Liquor Antimonii Chloridi, L.

**ગુણ.**—"કૉસ્ટીક"દાખલ બાહારથી લગાડવામાં આવેછે.

**ખોરાક.**—પીધામાં આવતું નથી.

**સૉલ્યુશન** આવ ક્લોરાઇન, Solution of Chlorine, E., Liquor Chlori, L.

**ગુણ.**—વાસ મારતા ઘા ધોવામાંટે, અથવા મોંહ વાસ મારતું હોય, ત્યારે કોગલા કરવામાંટે પાણીસાથે ભેળીને કામ આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૨૦ મીનીમ. બચ્ચાંને ૨ થી ૪ મીનીમ.

**સૉલ્યુશન** આવ ક્લોરીનેટેડ લાઇમ, Solution of Chlorinated Lime, E., Liquor Calcis Chlorinatæ, L.

**ગુણ.**—નઠારી હવા તથા ગંધકી કાહાડી નાખવામાંટે વપરાયછે.

**સૉલ્યુશન** આવ ક્લોરીનેટેડ સોડા, Solution of Chlorinated Soda, E., Liquor Sodæ Chlorinatæ L.

**ગુણ.**—કોગળા કરવાનાં કામમાં આવેછે. કોઇવેળા પીધામાં આવેછે. લોહીમાં ફરતા ઝેરી પદાર્થોનો નાશ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૨૦ મીનીમ.

**સૉલ્યુશન આવ કારબૉનેટ આવ મેગનીશીયા,** Solution of Carbonate of Magnesium, E., Liquor Magnesii Carbonatis, L.

**ગુણ.**—હલકો ઝાડો લાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ આઉંસ (પ્રવાહી).

**સૉલ્યુશન આવ ડાઈયેલાઈઝડ આયરન,** Solution of Dialized Iron, E., Liquor Ferri Dialysatus, L.

**ગુણ.**—શક્તિ આપેછે. ધાત તથા લોહી બંધ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ મીનીમ. "ગ્લીસરાઈન" સાથે મેળવીને. સોમલનું ઝેર ખાધામાં આવ્યું હોય તો પેહેલાં, ખાણા સાથે ખાવાનું મીઠું અથવા "બાઈકારબૉનેટ આવ સોડા" ફકારીને પછી આ દવા મોટાં વજનમાં આપવામાં આવેછે.

**સૉલ્યુશન આવ પરક્લોરાઈડ આવ મરક્યુરી, અથવા સૉલ્યુશન આવ બાઈક્લોરાઈડ આવ મરક્યુરી,** Solution of Perchloride of Mercury, or Solution of Bichloride of Mercury, E., Liquor Hydrargyri Perchloridi, or Liquor Hydrargyri Bichloridi, L.

**ગુણ.**—લોહી સુધારેછે. ગાંઠો પિગળાવેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૨ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ થી ૧૦ મીનીમ.

**સૉલ્યુશન આવ પરક્લોરાઈડ આવ આયરન,** Solution of Perchloride of Iron, E., Liquor Ferri Perchloridi, L.

**ગુણ.**—શક્તિ આપેછે. ઝાડો તથા લોહી બંધ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ મીનીમ.

**સૉલ્યુશન આવ પરનાઈટ્રેટ આવ આયરન,** Solution of Pernitrate of Iron, E., Liquor Ferri Pernitratis, L.

**ગુણ.**—શક્તિ આપેછે. ઝાડો તથા લોહી બંધ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૪૦ મીનીમ.

**સૉલ્યુશન આવ પરમેનગેનેટ આવ પૉટાશ,** Solution of Permanganate of Potassium, E., Liquor Potassii Permanganatis, L.

**ગુણ.**—લોહી સુધારેછે. ઘણું કરીને બાહારથી લગાડવાનાં કામમાં આવેછે. ઘામાંથી નિકળતો નઠારો વાસ બંધ કરવામાંટે કામ આવેછે. સાંપના ડંખમાં ગુણ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૪ ડ્રામ (પ્રવાહી).

**સૉલ્યુશન આવ પૉટાશ,** Solution of Potash, E., Liquor Potassæ, L.

**ગુણ.**—હોજરીમાંનો ખટાસ તોડેછે. પિસાબ લાવેછે. લોહી સુધારેછે. નજળામાં ગુણ કરેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૫ થી ૬૦ મીનીમ. બચ્ચાંને ૧ થી ૨ મીનીમ.

**સૉલ્યુશન આવ લાઈમ,** Solution of Lime, E., Liquor Calcis, L., ચુનાનું પાણી, G.

**ગુણ.**—ઝાડો તથા ઉલટી બંધ કરેછે. હોજરીમાંનો ખટાસ તોડેછે.
**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ આઉંસ (પ્રવાહી). બચ્ચાંને ૧ થી ૨ ડ્રામ.

**સૉલ્યુશન** આવ સ્ટ્રીકનીયા, Solution of Strychniæ, E., Liquor Srychniæ, L.

**ગુણ.**—શક્તિ આપેછે. લકવામાં પાછળા દહાડાઓમાં આપ્યામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ મીનીમ.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**સૉલ્યુશન** આવ સબએસીટેટ આવ લેડ, Solution of Subacetate of Lead, E., Liquor Plumbi Subacetatis, L.

**ગુણ.**—સોજો નરમ પાડવા તથા રસી વેહેતી બંધ પાડવામાંટે માત્ર બાહારથી લગાડવાનાં કામમાં આવેછે.

**સૉલ્યુશન** આવ સલફેટ આવ એટ્રોપીયા, Solution of Sulphate of Atropine, E., Liquor Atropinæ Sulphatis, L.

**ગુણ.**—કેફ લાવેછે. ઘણુંકરીને ચામડીમાં પિચકારીદાખલ મારવાનાં કામમાં આવેછે. આંખનાં દરદોમાં ટીપાંદાખલ નાખવામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૪ મીનીમ, ચામડીમાં પીચકારી દાખલ ૧ થી ૨ મીનીમ.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**સૉલ્યુશન** આવ સાઇટ્રેટ આવ બીસમથ એન્ડ એમોનીયા, Solution of Citrate of Bismuth and Ammonium, E., Liquor Bismuthi Et Ammonii Citratis, L.

**ગુણ.**—ઝાડો તથા ઉલટી બંધ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૦ાા થી ૧ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૫ મીનીમ.

**સૉલ્યુશન** આવ સાઇટ્રેટ આવ એમોનીયા, Solution of Citrate of Ammonium, E., Liquor Ammonii Citratis, L.

**ગુણ.**—થંડક આપેછે. ખાંસીમાં બલગમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૬ ડ્રામ (પ્રવાહી.)

**સૉલ્યુશન** આવ સોડા, Solution of Soda, E., Liquor Sodæ, L.

**ગુણ.**—હોજરીમાંનો ખટાસ તોડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ મીનીમ. બચ્ચાંને ૧ થી ૨ મીનીમ.

**સૉલ્યુશન** આવ હાઇડ્રોક્લોરેટ આવ મૉરફીયા, Solution of Hydrochlorate of Morphine, E., Liquor Morphinæ Hydrochloratis, L.

**ગુણ.**—કેફ લાવેછે. દરદ મટાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૬૦ મીનીમ. બચ્ચાંને ૦ાા મીનીમ.

**સૉલ્યુશન** આવ હાઇડ્રોક્લોરેટ આવ સ્ટ્રીકનીન. (જુઓ સૉલ્યુશન આવ સ્ટ્રીકનીયા.)

**સૉલ્યુશન** આવ આરસેનીએટ આવ સોડા, Solution of Arseniate of Sodium, E., Liquor Sodii Arseniatis, L.

**ગુણ.**—લોહી સુધારેછે. શક્તિ આપેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૦ મીનીમ.

**સૉલ્યુશન** આવ આઇયોડાઇન, Solution of Iodine, E., Liquor Iodi, L.

**ગુણ.**—ગાંઠો પિગળાવેછે.

**ખોરાક.**—માત્ર બાહારથી લગાડવાનાં કામમાં આવેછે.

**સૉલ્યુશન** આવ એટ્રોપીયા, Solution of Atropia, E., Liquor Atropiæ, L.

**ગુણ.**—કેફ લાવેછે. અફીણનાં ઝેરનાં ઉતારદાખલ પીવામાં આવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧ થી ૨ મીનીમ.

**ચેતવણી.—આ દવા સંભાળીને વાપરવી.**

**સૉલ્યુશન** આવ એમોનીયા, Solution of Ammonia, E., Liquor Ammoniæ, L.

**ગુણ.**—હુશીઆરી આપેછે. હોજરીમાંનો ખટાસ તોડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૨૦ મીનીમ. બચ્ચાંને ૧ થી ૨ મીનીમ.

**સૉલ્યુશન** આવ એસીટેટ આવ મૉરફીયા, Solution of Acetate of Morphine, E., Liquor Morphinæ Acetatis, L.

**ગુણ.**—કેફ લાવેછે. બેશુદ્ધ કરેછે. દુખાવો નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૬૦ મીનીમ. બચ્ચાંને ૦। મીનીમ.

**સૉલ્યુશન** આવ એસીટેટ આવ એમોનીયા, Solution of Acetate of Ammonium, E., Liquor Ammonii Acetatis, L.

**ગુણ.**—પરશેવો પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૨ થી ૬ ડ્રામ (પ્રવાહી). બચ્ચાંને ૧૦ થી ૨૦ મીનીમ.

**સોલેનાઇન**, Solanine, E.

**ગુણ.**—ફેફરૂ તથા ચુકાના દરદમાં ખેંચતાણ, આંકરાં, તથા દુખાવો ઝટાડેછે. ખાંસીને ગુણ કરેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ ગ્રેન.

## હ.

**હની**, Honey, E., Mel, L. મધ, G.

**ગુણ.**—ખાંસીમાં, તથા દવામાં મિઠાસ લાવવા માંટે તથા ખોરાક દાખલ વપરાએછે.

**હાર્ડ** સોપ, Hard Soap, or White Castile Soap, E., Sapo Durus, L., કઠણ સાબુ, G.

**ગુણ.**—હોજરીમાંનો ખટાસ તોડેછે. સેજ ઝાડો લાવેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૧૫ ગ્રેન.

**હાઇડ્રારજીરમ કમ ક્રીટા**, (જુઓ મરકયુરી ઉવીઠ ચૉક.)

**હાઇડ્રટ** આવ કલોરલ, Hydrate of Chloral, E., Chloral Hydras, L.

**ગુણ.**—ઉંઘ લાવેછે. ઉછાળો તથા ઉલટી નરમ પાડેછે. તાણતોડ નરમ પાડેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૧૦ થી ૩૦ ગ્રેન. બચ્ચાંને ૦।। થી ૧ ગ્રેન.

**હાઇડ્રેટેડ** પરઑકસાઇડ આવ આયરન, Hydrous Peroxide of Iron, E., Ferri Peroxidum Hydratum, L.

**ગુણ.**—શક્તિ આપેછે. લોહીમાંનાં રાતા દાણાંઓવાળો ભાગ વધારેછે. મોટા વજનમાં સોમલનું ઝેર ઉતારેછે.

**ખોરાક.**—મોટી ઉંમરનાંને ૫ થી ૩૦ ગ્રેન.

આખી ચોપડીમાં જણાવેલો દવાનો ખોરાક મોટી ઉંમરનાંનેમાટેછે, એટલે વીસ વર્ષનીઉપરનાંને માટે, પણ જ્યાં અગત્યછે, ત્યાં **બચ્ચાંને** કરી જણાવ્યું છે. તેમાટે જો શક લાગે, તો પછવાડે **દવાઓનાં કોશ**માં જોવું. પણ જો મોટી ઉંમરનાંનેમાટે જણાવેલા ખોરાકમાંથી બચ્ચાંને આપવું હોય, તો પછવાડે આપેલાં **ઉંમરપ્રમાણે દવા આપવાનાં કોઠામાંથી** શોધી કાહાડવું. દવાનાં ખોરાકનાં વજનનેમાટે પણ પછવાડે આપેલા **દવાનાં વજન, માપ તથા તોલમાં** જોવું.

જે દવાઓ પાણીમાં, સાકરનાં શીરામાં, અથવા મધમાં ચટાડવા અથવા પાવા જણાવી હોય, તે સારીપઠે મેળવીને પાવી, અને સંભાળ રાખવી, કે તે વાસણમાં નિચ્ચે ઠરી જાય નહીં. કેટલીકવેળા 'જેલી" માં પણ દવા મેળવવામાં આવેછે. ભુકીજેવી દવા મેળવતીવેળા પ્રથમ ચમચામાં દવા નાખીને પછી થોડું પાણી, શીરો, અથવા મધ નાખવું, અને તે સઘળાંને સારીપઠે મેળવવું, અને જ્યાંસુધી ગળી શકાયએવું પાતળું થાય ત્યાંસુધી પાણી, શીરો, અથવા મધ નાખ્યા કરવું. જે દવા ભારી હોય તેને "જેલી" માં મેળવીને ચટાડવી, જેવીકે "કેલોમેલ." દવાનેમાટે કાચનો ચમચો અથવા ગ્લાસ વાપરવું.

દરેક કુટુંબમાં એક *દવાની પેટી, તથા વૈદ્યાની ચોપડી રાખવાની મજબુત ભલામણ કર્યામાં આવેછે. ઘણી ઉતાવળનીવેળાએ તેમજ બીજી હરકોઇ વખતે દવાની એવી પેટી તથા ચોપડી એક મોટો આશિર્વાદ થઇ પડેછે.

અગરજો ઇલાજમાં જણાવેલી દવાનાં વજનથી કાંઇ ગુણ નહીં જણાય, તો પછવાડે **દવાઓનાં કોશમાં** તેનો વજન જોઇને અગત્ય જણાય તેમ વધારતાં જવું, પણ ડાકટરશિવાય અંજાણ્યા માણસે દવા કરતીવેળા દવાનો નાહાનો વજન વાપરવો વધારે સારોછે. વળી દવા હમેશાં તોલીમાપીને લેવી, અને આસરે **કદીપણ લેવી નહી,** કારણકે તે ઘણું ધાસ્તીભરેલું છે. કેટલીક દવાનો એક વજન જો પરશેવો પાડેછે, તો થોડો વધારે વજન ઉલટી તથા ઉછાળો લાવેછે. માટે ભરવામાપવા વગર કદીપણ દવા લેવી નહીં.

દરેક દવા વાપરતીવેળા તેની શિશીઉપર તેનું નામ બરાબર વાંચી જોવું, અને તે લખેલા †"પ્રીસક્રીપશન" સાથે મેળવી જોવું, કારણકે તેમ સંભાળ નહીં રાખ્યાથી ઘણી જોખમભરેલી ભુલ થઇ જાયછે. જેમકે "સલફ્યુરીક આસીડ" અને "સલફ્યુરસ આસીડ," અથવા "નાઇટ્રીક આસીડ" અને "સાઇટ્રીક આસીડ" આ બંધેનાં વજનમાં મોટો ફેરછે, અને તેવી ભુલથી કોઇવેળા ઘણું માઠું પરિણામ નિપજેછે. તેમજ દવા બનાવતીવેળા, તથા ખોરાક બિમારને આપતીવેળા પણ ઘણી સંભાળ રાખવાની અગત્યછે.

પીવાની, ભરવાચોપડવાની, ઇત્યાદિ દવાઓ જુદી જુદી રાખવી. ભરવાચોપડવાની દવા ઉંચે મુકવી, કે બાળકનાં હાથમાં તે આવે નહીં, તેમજ બિમારને તે પાઇ દેવાની ભુલ થાય નહીં. વળી દવાની શિશીની ટીકીટઉપર **ભરવાની** અથવા **પીવાની** તેમજ જો દવા ઝેરી હોય, તો **ઝેર** ઘણાં મોટે અક્ષરે લખવું. ભરવાચોપડવાની દવાની શિશીની ટીકીટ રંગીન લેવી વધારે સારીછે, પણ પીવાની દવાની શિશીની ટીકીટનો રંગ ઉજળોજ રાખવો. દરેક દવા વાપરવાઅગાઉ શિશીને સારીપઠે હલાવીને પાવી અથવા ચોપડવી, કે કોઇ દવા નિચ્ચે ઠરી જાય નહીં, કારણકે તેમ થયાથી પેહેલા એક બે ખોરાકની દવા અસર કરતી નથી, અને બાકીનાં ખોરાકમાં કોઇ ઠરી ગયેલી દવાનો વજન વધી જવાથી તે ઘણો અવગુણ કરેછે. જો એકજ ઘરમાં એકથી વધારે બિમારો હોય, તો દરેકની દવાની શિશીઓ તેઓનાં બિછાણાંઆગળ રાખવી, કે એકની દવા બીજાને ભુલમાં અપાઇ જાય નહીં.

પીવાની દવા, ગોળી, પાખ, ચાટણ, ઇત્યાદિ બનાવતાં તેઓને સારીપઠે ઘુટવાં તથા મેળવવાં. દવાનો ખોરાક ચમચામાં અથવા ગ્લાસમાં રેડયાપછી શિશીને સારીપઠે બંધ કરવી, કારણકે કેટલીક દવાઓ ઉડી જાયછે, અને તેથી તેની પુરતી અસર બિમારઉપર વખતસર થતી નથી. વળી કેટલીક દવાઓમાં હવા દાખલ થયાથી તેઓ બદલાઇ જાયછે, માટે બનતાંસુધી કાચનાં અથવા લાકડાનાં ઘુચની

---

* Medicine—chest.

† બિમારનેમાટે લખી આપેલી દવા.

શિશીઓ વાપરવી વધારે સારીછે. બિમાર ઉંઘાયલું હોય, તો તેને ઉઠાડીને દવા આપવી નહીં, કારણકે તાવશિવાય ઘણીખરી બીજી સઘળી બિમારીને ઊંઘથી ગુણ થાયછે, અને તેટલાંમાટે બિમારને ઊંઘમાંથી ઉઠાડવું ઘણું અવગુણકારકછે. અગરજો દવા આપવાનો વખત થયો હોય, અને બિમાર ઊંઘાયલુ હોય, તથા ડાકટરનો ગમેતેવો વખતસર દવા આપવાનો હુકમ હોય, તોયેપણ તેને ઊંઘમાંથી ઉઠાડવું નહીં, પણ ઊંઘમાંથી જેવું ઉઠે, કે તરત દવા આપવી, અને ત્યારપછીથી દવાનો બીજો ખોરાક આપવાનો વખત ગણવો. ઊંઘથી થાક ઉતરેછે, ખોરાક પચેછે, માણસ ઉઘરેછે, અને તેની વધ થાયછે, બિમારી સાજી થાયછે, મનને શકિત મળેછે, જીંદગી લાંબી થાયછે, તથા તેનું સુખ વધેછે.

શું દવા ડાકટરે ફરમાવીછે, તે બિમારને કદી કેહેવું નહીં.

સર્વેથી વધારે અગત્યની સૂચનાં એછે કે બિમારની માવજત કરનારે દવાનો તથા ખોરાકનો જણાવેલો વખત કાગજઉપર ઉતારી લેવો, અને બરાબર વખતસર દવા તથા ખોરાક આપતાંજ પાછો તે પણ નોંધી લેવો. કેટલા ઝાડા થયા હતા, તથા તાવનીવેળા શરીરની ગરમી કેટલી હતી, તે સઘળાંનો વખત વિગતવારે ઉતારી લેવો, કે ડાકટરને કેહેવાને સવળ પડે.

ડાકટરે બિમારની અવસ્થાવિષે જો કાંઇ ધાસ્તીભરેલું જણાવ્યું હોય, તો તેને કદીપણ તે કેહેવું નહીં

બિમારને વિનાકારણે ઉઠબેસ કરાવવી નહીં, તથા વારંવાર ઊંચકવું નહીં, પણ જો ઊંચકવુ પડે, તો ધીમેથી ઊંચકવું તથા પાછું સુવાડવું. કેટલીક બિમારીમાં બિમારને ઉઠાડવાથી અતિઘણો અવગુણ થાયછે.

અગરજો બિમારને પાણીમાં બેસાડવું પડે, તો સંભાળવું કે પાણી ઘણું ખખલતું હોય નહીં. ઘણાં થંડાંપાણીથી જેટલો અવગુણ થતો નથી, તેટલો ઘણાં ગરમ પાણીથી થાયછે, માટે નબળાં બિમારને તથા બાળકને પાણીમાં બેસાડવાઅગાઉ "ટરમોમીટર" (ઉષ્ણમાપકયંત્ર)થી પાણીની ગરમી તપાસવી સારીછે. ૧૧૫ થી ૧૨૫ "ડીગરી ફારેનાઇટ"સુધીનું ગરમ પાણી વાપરવું. અગરજો "ટરમોમીટર" તરત મળી નહીં શકે, તો આખો હાથ તે પાણીમાં બોળવો, અને જો ગરમી સેહેવાય તથા ખુશ લાગે, તો તે પાણી વાપરવું.

દવા લેવાનાં પણ કેટલાક નિયમોછે. જ્યાં અગત્ય હોય, ત્યાં દવા નહીં લેવી, એનાંજેવું હસવાસરીખું, ધાસ્તીભરેલું, અને ખોટું બીજું કાંઇપણ નથી. તેમજ જ્યાં અગત્ય નહીં હોય, ત્યાં દવા લેવી, એ પણ તેટલુંજ હસવાસરીખું, ધાસ્તીભરેલું, અને ખોટુંછે. અગત્યનીવેળા અગત્યની દવા લેવાથી અગત્યનું પરિણામ નિપજેછે, પણ નહીં અગત્યનીવેળા અમથી ફોકટ દવા લીધાથી ઉલટો અવગુણ થાયછે, કેમકે સાજાં માણસે દવા લેયા કર્યાથી ટેવ પડી જાયછે, અને જ્યારે ખરી અગત્યનીવેળા તે દવા લેવી પડેછે, ત્યારે તે અસર કરી શકતી નથી, અને તેથી બિમારીમાં તેને ઘણો અવગુણ થાયછે, કારણકે દવા તેનો ખોરાક થઇ પડેછે.

આશિવાય બીજી ઘણી અગત્યની સૂચનાઓછે, પણ જગ્યાની કોતાહીનેલીધે તે સઘળી અતરે દાખલ થઇ શકતી નથી. વળી આ સઘળી સૂચનાઓ બિમારીનીવેળાનીછે, પણ બિમારી અટકાવવાની, એટલે સુખાકારી જાળવવાની સૂચનાઓ જે ઘણી અગત્યનીછે, તે પણ અતરે જગ્યાની કોતાહીનેલીધે આપી શકાતી નથી.



# અનુક્રમણિકા.

## ધ



## ન

